

# સ્મૃતિ અને સંસ્કૃતિ

રાજરત્ન
શ્રી નાનજી કાલિદાસ મહેતા
સ્મૃતિગ્રંથ

# સ્મૃતિ અને સંસ્કૃતિ

(રાજરત્ન શ્રી નાનજી કાલિદાસ મહેતા સ્મૃતિગ્રંથ)

## દ્વિતીય ખંડ



एतद् देश–प्रसूतस्य
सकाशादग्रजन्मनः।
स्वं स्वं चरित्रं शिक्षेरन्
पृथिव्यां सर्वमानवाः ।।
–मनुस्मृतिः

: પ્રકાશક :
રાજરત્ન શ્રી નાનજી કાલિદાસ મહેતા સ્મૃતિગ્રંથ સંપાદન સમિતિ
પોરબંદર



॥ श्री गणेशाय नमः ॥


- **સ્મૃતિ અને સંસ્કૃતિ :**

  [ રાજરત્ન શ્રી નાનજી કાલિદાસ મહેતા સ્મૃતિગ્રંથ ]

- **પ્રકાશક :**

  રાજરત્ન શ્રી નાનજી કાલિદાસ મહેતા સ્મૃતિગ્રંથ સંપાદન સમિતિ,
  આર્યકન્યા ગુરુકુલ; પોસ્ટ બૉક્સ નં. ૧, પોરબંદર (ગુજરાત)

- **મુદ્રક :**

  શાંતિલાલ હરજીવન શાહ,
  નવજીવન મુદ્રણાલય,
  પોસ્ટ નવજીવન, અમદાવાદ–૧૪

- **સાંસ્કૃતિક વિભાગ – સુશોભના :** શ્રી જગન્નાથ અહિવાસી
- **આવરણ–મુદ્રણ :** નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૧૪
- **ત્રિરંગી ચિત્રમુદ્રણ :** શ્રી કુમાર કાર્યાલય, કુમાર પ્રિન્ટરી લિમિટેડ, અમદાવાદ
- **હાફ્ટોન–બ્લૉક :** જીવન અને પ્રવૃત્તિ વિભાગ—આનુષંગિક મુદ્રણ : કુમાર કાર્યાલય, કુમાર પ્રિન્ટરી લિમિટેડ, અમદાવાદ
- **લેખાનુષંગી રેખાચિત્ર અને હાફ્ટોન–બ્લૉક મુદ્રણ :** નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૧૪
- **આવરણ–આયોજન :** શ્રી બિહારીલાલ, કુમાર પ્રિન્ટરી, અમદાવાદ : સહાયક : શ્રી મધુ કોટિયા, પોરબંદર
- **આચ્છાદન–વસ્ત્ર :** શ્રી મહારાણા મિલ્સ, પોરબંદર

# ગ્રંથ-પ્રાકટ્ય સમયે

સ્વ. પૂજ્ય બાપુજી અમારા સકલ પરિવારના પ્રાગ્‌વડ સમા હતા. એમની વત્સલ છાયામાં અમે સૌ ઊછર્યાં, સંસ્કાર પામ્યાં અને પોતપોતાની રીતે વિકાસ પામ્યાં. એમનાં અમે કેટલાં ગુણ-ઓશિંગણ છીએ, તેની વાસ્તવિક ખબર તો તેમના નિધન સમયે થઈ.

ખબર ન પડે તેમ, તેમણે એમના લાક્ષણિક વાત્સલ્યથી અમને સૌને છાયા કરી. એ પ્રેમ-અશ્વત્થનાં છાયા અને પ્રકાશે અમને પુલકિત કર્યાં. એમનાં નિષ્ઠા અને તપશ્ચર્યાએ કુટુંબને પ્રતિષ્ઠા આપી અને જીવનમાં આદર્શોની ઉચ્ચતાનું ભાન કરાવ્યું. સંસ્કૃતિ અને સંસ્કૃતિ ઉભયને એકરૂપ કરવા તેઓ મથ્યા, અને એ મંથનનાં સૌને સહભાગી બનાવ્યાં.

એમણે ખૂબ જ વહેલી વયે મહાસાગરો ખેડ્યા : આનંદાવનોદ માટે નહીં; નૈસર્ગિક પુરુષાર્થ વૃત્તિને વેગ આપવા; ઉદ્યોગો અને કૃષિ વિકસાવવા; નૂતન ધરતીમાં સંસ્કાર અને સભ્યતાનાં બીજ વાવવા. છેતાળીશ છેતાળીશ વાર સાગર-યાત્રાઓ ખેડી; અને પૂજ્ય કાકા-સાહેબ કહે છે તેમ 'સમુદ્રવીર' બન્યા. એમના પુરુષાર્થથી યુગાન્ડા અને કેનિયાની ધરતી સાચા અર્થમાં વસુંધરા બની. અણુપ્લાવિત ભૂમિને હૃદયનું હીર સીંચી પરિપ્લાવિત કરી અને નૂતન વસુઓ પ્રગટાવ્યા. જ્યાં સભ્યતાનું નામનિશાન ન હતું, ત્યાં શ્રી આપાસાહેબ પંત કહે છે તેમ 'એક નૂતન પ્ર-ઔદ્યોગિક સભ્યતાનો યુગ પ્રકટાવ્યો.'

પૂ. બાપુજીએ પૂર્વ આફ્રિકાની ધરતીને અનન્ય ભાવથી આરાધી અને એ જ ધરતીએ એમને એટલા જ અનન્ય ભાવથી અનંત હાથોએ આપ્યું. આપ્યું તેનો નિરવધિ સંગ્રહ ન કર્યો પણ માતૃભૂમિ અને કર્મદાત્રી ભૂમિના વિકાસ અર્થે મેળવ્યું તે વાપર્યું. યજ્ઞભાવનાનો આવો આરાધ ભાગ્યે જ અન્યત્ર પ્રગટ થયેલો હશે.

સાદગીના તો એ ઋષિજન હતા. સાદી ભાષા, સાદો પહેરવેશ, સાદું લખાણ, સાદું ભોજન અને ઉચ્ચ આચારવિચાર એ એમના જીવનનાં 'પંચશીલ' હતાં. ટાઢ ને તડકે, અંધારે ને અજવાળે પુણ્યમયી છાયા સમાં અમારાં પૂજ્ય બાને સથવારે, એમણે સંતપુરુષોને અર્ચ્યા; રાષ્ટ્રપુરુષોનો સત્કાર કર્યો; રાજા-મહારાજાઓ સાથે ફર્યા, છતાં પોતે જે ગ્રામસમાજમાં ઊછર્યા હતા, જેમની સાથે કિશોર અવસ્થાનો નિર્મળ અને ઉચ્ચ આનંદ માણ્યો હતો, તે ગ્રામજનોને, ખેડૂતોને, સામાન્ય જનને, તેઓ કદી ન ભૂલ્યા. ઉત્સવમાં કે આપત્તિમાં, દુષ્કાળે કે સુકાળે, આનંદપર્વે કે જીવનને હલાવી નાખે એવા દારુણ પ્રસંગોએ, તેઓએ તેમને હંમેશાં યાદ કર્યા અને પોતાના હૃદયની મંજૂષા એમને માટે ખુલ્લી મૂકી દીધી. પૂજ્ય બાપુજી સાથે અનેક વાર અમને સૌને તેમની જન્મભૂમિ ગોરાણા કે મોસાળની ભૂમિ વીસાવાડે જવાનું થતું, ત્યારે એમની અત્યંત પ્રૌઢ અને પાકટ વયે પણ "ઓરો આવ, બાપ ઓરો આવ"-કહેતાંકને પ્રેમાળ વૃદ્ધાઓ તેમનાં 'દુઃખણાં' લેવાને પડાપડી કરતી અને 'મારો નાનકો આઈ વિયો' એવા હેતાળ શબ્દોમાં જે ભાવ વ્યક્ત કરતી એ દૃશ્ય તો આજેયે હૈયામાં સંઘરાઈને સ્મરણીય બની જાય છે

અને એમના નિધન સમયે જેમણે કેવળ એમનું નામ જ સાંભળ્યું હતું એવી સમવયસ્ક ગ્રામનારીઓ 'ધરમનો થાંભલો ખરી પડ્યો'–એમ કહેતાંવેંત ધ્રૂસકે ધ્રૂસકે રડી પડીને હૃદયવેધક ભાષામાં જે અંજલિ આપતી–એ સહુ સાંભળતાં આવા વહાલસોયા પિતાનાં સંતાન થયાનું ગૌરવ અનુભવતાં અને પૂ. બાપુજીના જીવન-માર્ગે ચાલવાની પ્રેરણા મળતી.

ભારતીય સંસ્કૃતિ અને હિન્દુ ધર્મના તેઓ સંરક્ષક અને સુધારક હતા. મહર્ષિ દયાનંદ અને પૂજ્ય ગાંધીજીના જીવનમાંથી પ્રેરણા લઈ હિંદુ સમાજ અને હિંદુ ધર્મનો ઉદ્ધાર કરવામાં એમણે હૃદયપૂર્વક ભાગ ભજવ્યો; અને આપણી સાદી, અબૂઝ પણ પવિત્ર જીવન ગાળતી નારીઓના ઉત્થાન અર્થે પોતાની શક્તિનો ઉત્તમાંશ અર્પ્યો અને માતૃશક્તિનાં શિક્ષણ, ઉત્થાન અને સંરક્ષણના કાર્યમાં અનન્ય ભાવે તેઓ લાગી ગયા. ઉદ્યોગો વધતા ગયા; અર્થની છોળો ઊછળવા લાગી, પરન્તુ તેમણે સ્વીકારેલાં જીવનમૂલ્યો કે સેવાકાર્યમાંથી એ ન ચસ્યા! ઊલટી એમની કર્મવૃત્તિ અને દાનશીલતા ઉત્તરોત્તર પ્રબળ થતાં ગયાં. એમણે આર્યકન્યાગુરુકુલ અને મહિલા કૉલેજ જેવી સંસ્થાઓ સ્થાપી અને ઉભયને આત્માનાં અમૃતથી ઉછેરી. કીર્તિમંદિર સર્જી પૂજ્ય ગાંધીજીને રાષ્ટ્રીય અર્ઘ્ય આપ્યો. 'તારામંદિર'ની રચના કરી વિજ્ઞાન અને ઉદ્યોગ યુગના પુરસ્કર્તા મહામાત્ય પંડિત જવાહરલાલ નેહરુની સ્મૃતિને મૂર્ત કરી; ને ભારતમંદિરની સ્થાપના દ્વારા ભારતમાતા અને તેના વરેણ્ય સંતાનોએ–ઋષિકલ્પ પુરુષોએ અને સન્નારીઓએ જે સંસ્કૃતિનું સર્જન કર્યું તેને પુણ્ય વિનમ્ર પણ પ્રેરક અર્ઘ્ય આપ્યો. પૂર્વ આફ્રિકા અને હિંદની અનેક નાગરિક, સામાજિક, સાંસ્કૃતિક અને ધાર્મિક સંસ્થાઓને એમણે હૃદયપૂર્વક આપ્યું અને સતત ઉપાર્જનશીલ છતાં અખંડ અર્પણશીલ જીવન કેવું હોઈ શકે તેનો મૂક પણ પ્રત્યક્ષ સંદેશ તેઓ અમારા હૃદયમાં અંકિત કરી ગયા.

એમના સ્મૃતિગ્રંથને સ્મૃતિગ્રંથ સમિતિએ સંસ્કૃતિગ્રંથ કહ્યો છે તે એક રીતે યથાર્થ છે. જે સંસ્કૃતિને તેઓ અનન્ય ભાવે ચાહતા હતા, અને જેને યથામતિ સમજવા નિરંતર મથતા હતા, તે જ સંસ્કૃતિનાં ભિન્ન ભિન્ન પાસાંઓ ઉપર ગ્રંથના સાંસ્કૃતિક વિભાગમાં ઊંડો વિચારવિનિમય થયેલો છે. એટલે જ આ સ્મૃતિગ્રંથ વાચકને માત્ર એમનાં જીવન, સંવેદન અને સંસ્મરણની પ્રેરક રૂપરેખા આપશે એટલું જ નહીં પરંતુ આપણી સંસ્કૃતિનાં કેટલાંક ઉન્નત પાસાંઓ ઉપરનો ભિન્ન ભિન્ન મહાનુભાવોએ કરેલો વિચાર-વિનિમય પણ આપશે.

આ ગ્રંથને એનું યોજનાબદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થઈ શકે એ માટે જે જે વડીલોએ, લોકનાયકોએ, રાષ્ટ્રપુરુષોએ, વિદ્વાનોએ, પૂજ્ય બાપુજીના સમવયસ્ક સ્નેહીઓએ અને મિત્રોએ જે ભાવ પ્રદર્શિત કરેલો છે, તે માટે અમે સૌ આભાર માનીએ છીએ.

પૂજ્ય બાપુજીનાં, અમે પારિવારિક જનો, આ સ્મૃતિગ્રંથ દ્વારા શુભેચ્છા અને સહાનુભૂતિની અતૂટ સ્નેહગ્રંથિથી સંકળાઈએ છીએ — અને એ પ્રેમસંબંધ જ અમારે મન મોટી અસ્કયામત છે — એ માટે ઋણ વ્યક્ત કરીને વિરમીએ છીએ.

માર્ગશીર્ષ : ૨૦૨૮ : શુક્લ દ્વિતીયા, યુગાન્ડા રોડ, સ્વસ્તિક ભવન, પોરબંદર ●●●

# પુરોવચન

વીસમી સદીનો આરંભ એ જગતના મહાજનોના પ્રાકટ્યનો કાળ ગણાયો છે. તે સમય દરમિયાન નવઉત્થાન પામતા પ્રત્યેક દેશમાં મહાજ્યોતિઓ પ્રકટ્યા અને તેમના પ્રકાશમાંથી પોતાની આત્મજ્યોતિને પ્રકટાવી અનેક ધન્યનામ પુરુષોએ આ ધરતીને સ્થૂળ અને સૂક્ષ્મ વસુથી સમૃદ્ધ બનાવવા ભગીરથ પ્રયત્નો કર્યાં. એમાં અનેક રાજપુરુષો, કલાકારો, સંસ્કાર-સ્વામીઓ, લોકનેતાઓ, રાષ્ટ્રભક્તો, સમાજસુધારકો, ધર્મસંસ્કારકો, વૈજ્ઞાનિકો અને ઉદ્યોગપતિઓનો સમાવેશ થાય છે. એશિયા અને આફ્રિકાના દેશો પણ ત્યારે દીર્ઘ નિદ્રામાંથી જાગીને, પડખું ફેરવતા હતા અને એક નવો ઉષઃકાળ આ દેશોમાં જન્મવાને તત્પર થઈ રહ્યો હતો. ઓગણીસમી સદીના પુરાણા સંસ્કારો આ ઉદય પામતા યુગના નૂતન સંસ્કારો સાથે તાલ મેળવવા પ્રયત્ન કરતા હતા અને સમસ્ત પૃથ્વી પર મંથન, સંઘર્ષ અને સમન્વયનો યુગ બેસી રહ્યો હતો.

ભારત તો ઠીક પણ સૌરાષ્ટ્ર જેવા, અનેક દેશી રાજ્યમાં વિભક્ત થયેલા, પ્રદેશમાં પણ એના ભણકારા સંભળાતા હતા. એક બાજુ વૈદિક આદર્શ અને વૈદિક સંસ્કારના પ્રથમ-પ્રહરી તરીકે અર્વાચીનોમાં આદ્ય, ઋષિવર સમા સ્વામી દયાનંદજીનો વેદ-ટંકાર સંભળાતો હતો, તો બીજી બાજુ પૂજ્ય મહાત્મા ગાંધીજી જેવી પરમ વિભૂતિના પ્રાકટ્યનું વિધાતા શુભ મુહૂર્ત લખી રહી હતી. ભારતની સાંસ્કૃતિક અને રાજકીય પરાધીનતા અસ્તિત્વના છેલ્લે ત્રાજવે તોળાઈ હતી. સાર્વત્રિક જાગૃતિના આ ઉષઃકાળે શ્રી નાનજીભાઈએ પોતાનો પુરુષાર્થ આદર્યો અને પોતાના કર્મયોગથી, દાનશીલતાથી તેમ જ સમાજ, ધર્મ, શિક્ષણ અને સંસ્કૃતિની કરેલી સેવાથી તેઓ વ્યક્તિમાંથી વ્યક્તિવિશેષ, અને વ્યક્તિવિશેષમાંથી સમષ્ટિના માનાર્હ પુરુષ બની ગયા. એમાં પ્રાચીન સંસ્કારોએ જેટલો ભાગ ભજવ્યો, તેટલો ભાગ નવા યુગના વાતાવરણે પણ ભજવ્યો. પોતાનાં સાહસ, શૌર્ય, વિચક્ષણતા, અર્પણવૃત્તિ અને સેવા-ભાવનાથી તેઓ એક સફળ ઉદ્યોગપતિ અને સંસ્કૃતિસેવક બની ગયા અને સ્વકીય આત્મ-તેજથી આફ્રિકા અને ભારતનાં અનેક ક્ષેત્રોને તેમણે ભિન્ન ભિન્ન રીતે અજવાળ્યાં.

બ્યાસી વર્ષની લાંબી અવધ સુધી આ સર્વક્ષેત્રીય પુરુષાર્થ ચાલુ જ રહ્યો અને તે છેક તેમના નિધન પછી જ અટક્યો. આવા પુરુષાર્થી, સાહસશૂર અને સમાજહિતૈષી પુરુષના સ્મૃતિગ્રંથને ‘સ્મૃતિ અને સંસ્કૃતિ’નું નામ એટલા માટે આપેલું છે કે તેમાં તેમના પ્રેરક જીવનની સ્મૃતિઓ તો છે જ, પણ વિશેષમાં ભારતીય સંસ્કૃતિનાં ભાતીગળ પાસાંનું અને તેના વિદ્યાસંસ્કારોનું સાંસ્કૃતિક વિભાગોમાં પ્રતિબિંબ છે. અમને શ્રદ્ધા છે કે

વિદ્યાવિષયક આ વિભાગ વિદ્વદ્જનોનો આદર પામશે અને સ્મૃતિ-વિભાગ આ પુરુષને સમજવાની અને તેમનો યથાયોગ્ય આદર કરવાની સામગ્રી તેમ જ દૃષ્ટિ પૂરી પાડશે. આટલું થશે તોયે ગ્રંથસંપાદન સમિતિ તેનો શ્રમ કૃતાર્થ થયો માનશે.

સમગ્ર ગ્રંથને છ મુખ્ય વિભાગોમાં વહેંચી નાખવામાં આવેલ છે. પ્રથમ વિભાગ જીવન-વિભાગ છે અને તેમાં સ્મૃતિનાયકના જીવનનો પ્રેરક સંક્ષેપ આપેલો છે. બીજો વિભાગ સંવેદન-વિભાગ છે જેમાં ચરિત્રનાયકના નિધન પ્રસંગે જે શોકોર્મિઓ વ્યક્ત થયેલી અને આપ્તજનોએ, સ્નેહી-મિત્રોએ, સમવયસ્કોએ અને સમકાલીન પુરુષોએ વેદના અનુભવેલી તેના આલેખન રૂપે સંદેશાઓ, તારો, પત્રો તથા શોક-પ્રસ્તાવોમાંથી પ્રતિનિધિ-રૂપ ઊર્મિ-વિશેષોનું સંકલન કરવાનો પ્રયત્ન કરેલો છે. બધા સંદેશાઓ સ્વાભાવિક રીતે એમાં સામેલ ન થઈ શકે; કારણ કે સમગ્ર ગ્રંથના આયોજનમાં વ્યાપની સમતુલા જાળવવી જોઈએ. ત્રીજો વિભાગ સંસ્મરણ-વિભાગનો છે. તેમાં ભિન્ન ભિન્ન ક્ષેત્રના પુરુષોનાં શ્રી નાનજીભાઈ વિષેનાં અનુભવ-સંસ્મરણો જાળવી રાખવા પ્રયાસ કરેલ છે. એ સંસ્મરણોમાંથી તેમના વ્યક્તિત્વની વિશિષ્ટતા અને પુરુષાર્થપ્રિયતા, ઋજુતા, સિદ્ધિ અને તપશ્ચર્યાની જીવનવસુ ઊપસી આવે છે. સંસ્મરણ-વિભાગ પછી આવે છે બૃહદ્ સંસ્કૃતિ વિભાગ: જે અનેક ઉપવિભાગોમાં વિભક્ત થઈ સંસ્કૃતિ, શિક્ષણ, ધર્મ, તત્ત્વજ્ઞાન, ઈતિહાસ, પુરાતત્ત્વ, શિલ્પ, સ્થાપત્ય, ચિત્રકળા, નૃત્ય, નાટ્ય, સંગીત, સાહિત્ય, વિવેચન, પ્રકૃતિ, પ્રવાસ, આયુર્વેદ ઈત્યાદિમાં પથરાઈ, સંસ્કૃતિનાં જુદાં જુદાં પાસાંઓને આલેખે છે. સંસ્કૃતિ-વિભાગ પછી 'સર્જન અને પ્રદાન'નો વિભાગ આવે છે. તેમાં શ્રી નાનજીભાઈએ સર્જેલી, પોષેલી અને પ્રેરેલી સંસ્થાઓનો ઐતિહાસિક ઉલ્લેખ આવે છે. છેલ્લે 'ધ્વનિ-પ્રતિધ્વનિ' વિભાગમાં તેમના જીવન-પ્રસંગોની સંપૂર્ણ સૂચિ આપી ગ્રંથ સમાપ્તિને પામે છે. આ કઠિન કાર્ય પાર પાડવામાં જે લોકનાયકોએ, વિદ્વાનોએ, નિષ્ણાતોએ, સાક્ષરોએ, અને પોતપોતાના વિશિષ્ટ ક્ષેત્રના અભ્યાસીઓએ સહકાર આપેલો છે, તેમના પ્રત્યે આ ગ્રંથ-સમિતિ પોતાનું ઋણ વ્યક્ત કરે છે અને આટલી બધી પ્રજ્ઞાઓ સાથે આ વિશાળ કાર્ય હાથ ધરતાં જે સંપર્ક અને સમાગમ થયો તે માટે પરમકૃપાળુ પરમાત્માનો આભાર માને છે.

આ ગ્રંથનાં ત્રિરંગી ચિત્રો શ્રી બચુભાઈ રાવત જેવી કલાપ્રેમી વ્યક્તિને આભારી છે. તેમણે શ્રી નાનજીભાઈના જીવન-પ્રસંગો અને પ્રવૃત્તિ સાથે સંલગ્ન એવી ઐતિહાસિક છબીઓનું હાફટોન મુદ્રણ તો કરી આપ્યું; પરંતુ તેના સંસ્કૃતિ-વિભાગને ત્રિરંગી ચિત્રોથી વિભૂષિત કરવા ગુજરાતના પ્રતિનિધિ ચિત્રકારોનાં ચિત્રોના બ્લૉક્સ સુપ્રાપ્ય કરી, ત્રિરંગી ચિત્રોનું મુદ્રણ કરી આપી, મિત્ર અને મુરબ્બી તરીકે 'કુમાર પ્રિન્ટરી' દ્વારા જે સહકાર આપ્યો છે, તે માટે તેમનો આભાર માનીએ છીએ. ગ્રંથનું જૅકેટ 'કુમાર'ના કલાકાર ભાઈ શ્રી બિહારીલાલ તથા શ્રી મધુ કોટિયાએ કરી આપ્યું છે અને નવજીવન મુદ્રણાલયે છાપેલું છે, તેનો પણ ઉલ્લેખ અસ્થાને નહીં ગણાય; પરંતુ અધિકતર આભાર અમારે માનવાનો છે નવજીવન ટ્રસ્ટનો અને નવજીવન મુદ્રણાલયના સંચાલક શ્રી ધીરુભાઈ નાયક તથા તેમના સહાયક શ્રી રમણભાઈનો; કારણ કે તેમણે આ ગ્રંથનું સમગ્ર મુદ્રણકાર્ય સ્વીકારી,

લેખાનુષંગિક હાફ્ટોન અને રેખાંકનો કરી સમયસર પૂરું કરવાનું બીડું ઝડપ્યું ન હોત તો આ ગ્રંથ જે સ્વરૂપે છે તે સ્વરૂપે આટલો જલદી પ્રકટ થઈ શક્યો ન હોત.

સદ્ગત શ્રી નાનજીભાઈના પરિવાર પ્રત્યે પૂજ્ય ગાંધીજીની જે ભાવના અને મમતા હતાં, તેનું જ જાણે અનુસરણ કરીને નવજીવન ટ્રસ્ટે એના મુદ્રણાલય દ્વારા આ ગ્રંથનું મુદ્રણ-કાર્ય અનેક વ્યાવસાયિક કામ હોવા છતાં સ્વીકાર્યું તે માટે કયા શબ્દોમાં આભાર માનવો? વળી ભારતીય કલાના શ્રેષ્ઠ ધુરંધરોમાંના એક શ્રી જગન્નાથ મુરલીધર અહિવાસીજીએ પોતાની 'રેખાંજલિ'માંથી સંસ્કૃતિ-વિભાગના પ્રત્યેક ઉપવિભાગને અનુરૂપ ધ્વન્યાત્મક રેખા-ચિત્રો લેવાની છૂટ આપીને આ ગ્રંથની સાત્ત્વિક શોભન-કલા-સંપત્તિમાં અધિક ઉમેરો કરેલો છે. તેમના લેખ સાથેનાં ફોટોચિત્રો અને શ્રી નંદબાબુનું ચિત્ર પણ એમની જ સહૃદયતાનું ફળ છે. ભાઈ શ્રી યજ્ઞેશ્વર કલ્યાણજી શુક્લ જેવા સર્વદેશીય કલાકારસ્નેહીએ પૂર્વની કલા વિષે ખાસ સમીક્ષાલેખ લખી આપીને તેને સચિત્ર બનાવવા ત્રણ સુંદર ફોટોચિત્રો આપેલાં છે તે માટે તેમનો આભાર માનીએ છીએ. પ્રખ્યાત પુરાતત્ત્વવિદ અને કલાવિવેચક શ્રી મધુસૂદનભાઈ ઢાંકીએ પોતાના શિલ્પવિષયક લેખને સમૃદ્ધ કરવા પોતે જ્યાં નિયત થયેલા છે તે અમેરિકન ઍકેડેમી ઑફ આર્ટ્સ, વારાણસી,–દ્વારા અધિકૃત ફોટોચિત્રો આપવાની વ્યવસ્થા કરેલી છે તે માટે તેમના તથા ઍકેડેમીના ખૂબ જ આભારી છીએ. વિશેષમાં સૌરાષ્ટ્રની લોકકલા ઉપરના પોતાના લેખ સાથે સુંદર વ્યંજનાત્મક રેખાંકનો દોરી આપવા માટે શ્રી ખોડીદાસ પરમારનો પણ આભાર માનીએ છીએ. છેવટે ગુજરાતના ખ્યાતનામ ફોટો કલાકારોનો પરિચય આપવા અર્થે જે ફોટો-ચિત્રકારોનાં ભાઈ શ્રી બલવન્ત ભટ્ટે ફોટોચિત્રોની અસલ કલાત્મક પ્રતો અમારા ઉપયોગ માટે મેળવી આપી છે તે માટે તેમનો પણ આભાર માનીએ છીએ.

સૌથી છેલ્લે અમારે આભાર માનવાનો રહે છે મુ. શ્રી નાનજીભાઈના સંસ્કૃતિપ્રિય પરિવારનો. તેઓએ પિતૃભક્તિથી પ્રેરાઈને, આ પ્રેરક સંસ્કૃતિકાર્ય કરવાનો મહત્ત્વનો સંકલ્પ કર્યો અને તેનું સંપાદન કરવાની આ ગ્રંથ-સમિતિને તક આપી; જો તેમ ન થયું હોત તો અમે સૌ આટલા બધા શબ્દસ્વામીઓ, કલાકારો અને મહાનુભાવોના સંપર્ક અને સમાગમમાં ક્યાંથી આવી શક્યા હોત? 'સ્મૃતિ અને સંસ્કૃતિ' ગ્રંથ જેવો છે તેવો આટલા નિવેદન પછી વાચકોના કરકમલમાં ધરીએ છીએ.



નિવેદકો,

**પોરબંદર**
માર્ગશીર્ષ, ૨૦૨૮
દ્વિતીયા, શુક્લ પક્ષ
શનિવાર
તા. ૨૦-૧૧-૧૯૭૧

**રતિલાલ છાયા**
**રમણભાઈ ઉમરવાડિયા**
**રામનારાયણ ના. પાઠક**
**શંકરદેવ વિદ્યાલંકાર**
**હરજીવન થાનકી**
સ્મૃતિગ્રંથ સંપાદન સમિતિના સદસ્યો

# अनुक्रमणिका


| ક્રમાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧. | ગ્રંથ પ્રાગટ્ય સમયે | | ३ |
| ૨. | ગ્રંથ-સમિતિનું પુરોવચન | | ५ |
| | **१२. : : आयुर्वेद : :** | | |
| ૧. | આયુર્વેદના આચાર્યો | શ્રી બાપાલાલ વૈદ્ય | ૬૧૭ |
| ૨. | સૌરાષ્ટ્રની વનશ્રી | શ્રી વલ્લભરામ વૈદ્ય | ૬૫૨ |
| ३. | गुप्तकालीन आयुर्वेद-संहिताएँ | श्री अत्रिदेव विद्यालंकार | ६६३ |
| ४. | आयुर्वेदका दर्शन | श्री रणजितराय देसाई | ६६७ |
| ५. | अशोक | श्री रामेश बेदी | ६७० |
| | **१३. : : इतिहास-पुरातत्त्व : :** | | |
| 1. | Kutch: Prospect and Retrsopect | Dr. H. D. Sankalia | |
| ૨. | જેઠવા રાજા શિયા, હલામણ અને ભાણની ઐતિહાસિકતા | શ્રી ડોલરરાય રં. માંકડ | ૬૭૮ |
| ૩. | પ્રાગ્જ્યોતિષપુર અને દ્વારકા | શ્રી કેશવરામ શાસ્ત્રી | ૬૮૦ |
| ૪. | ભૂતકાળની ભીતરમાં | શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી | ૬૮૯ |
| ૫. | આખું વિશ્વ આર્ય હતું. | શ્રી શંભુપ્રસાદ દેસાઈ | ૬૯૨ |
| ૬. | લોકશાહીની જન્મભૂમિ : ભારત | શ્રી હરકાન્ત શુક્લ | ૬૯૫ |
| ૭. | દ્વારકેશ અને સોમનાથ વચ્ચેનું ધર્મારણ્ય | શ્રી મણિલાલ વોરા | ૬૯૭ |
| ૮. | રાણા શ્રી સુરતાનજીના બે કાવ્યગ્રંથો | શ્રી રતિલાલ છાયા | ૭૦૩ |
| ૯. | ઉદ્યોગ અને સંસ્કારની નગરી : પોરબંદર | શ્રી હરજીવન થાનકી | ૭૧૬ |
| १०. | रामगुप्त : एक ऐतिहासिक विवाद | डॉ. परमेश्वरीलाल गुप्त | ७२० |
| ११. | कालिदास-कालीन भारतका अर्थतंत्र | श्री ज्योतिप्रकाश सक्सेना | ७२६ |
| | **१४. : : लोकजीवन : :** | | |
| ૧. | સૌરાષ્ટ્રની સાગર-સંસ્કૃતિ | શ્રી કલ્યાણરાય જોષી | ૭૩૧ |
| ૨. | 'લોકશાસ્ત્ર' – ફોક્લોર | શ્રી પુષ્કર ચંદરવાકર | ૭૩૯ |
| ૩. | સૌરાષ્ટ્રની લોકકળાઓ | શ્રી ખોડીદાસ પરમાર | ૭૪૪ |
| ૪. | આતમને જગાડતી વાણી | શ્રી મકરંદ દવે | ૭૫૭ |
| ૫. | ભજનોમાં અવળવાણી | શ્રી દામોદર ભટ્ટ 'સુધાંશું' | |
| ६. | लोकसंस्कृति : एक चिन्तन | डॉ. निरूपण विद्यालंकार | ७६६ |

## १५. : : शिल्प अने स्थापत्य : :

1. Glimpses in Indian Arts — Jaykishandas Sedani
૨. સૌરાષ્ટનાં મંદિર-સ્થાપત્યો — શ્રી પ્રભાશંકર સોમપુરા — ૭૮૧
૩. સોમનાથ અને તેનું શિલ્પાંકન — શ્રી પુષ્પકાંત ધોળકિયા — ૭૮૪
૪. કલિંગ અને કૌંતલીય દેવમંદિરનાં શોભાંકનો — શ્રી મધુસૂદન ઢાંકી — ૭૯૬
૫. ભારતીય ભવન-નિર્માણમાં વિકૃતિ — શ્રી પ્ર. સોમપુરા
६. उड़ीसाके शिल्प-सौन्दर्य — डॉ. हरिदत्त भट्ट

## १६. : : नृत्य : :

1. Modern Influence on Indian Dance — Shri Mrinaliniben Sarabhai
2. Philosophy of Manipuri Dancing — Shri Savitaben Mehta
૩. ઓડિસ્સાની નૃત્યશૈલી : ઓડિસ્સી — શ્રી મેનકા બહેન ઠક્કર — ૮૨૦

## १७. : : नाट्य : :

1. The Absurd in Literature — Dr. R. L. Umarwadia
૨. ગુજરાતની નવી રંગભૂમિના સર્જકો — શ્રી ધનસુખલાલ મહેતા — ૮૩૧
૩. નાટ્યભૂમિમાં મનોયાત્રા — શ્રી મધુકર રાંદેરિયા — ૮૩૪
૪. ભારતીય નાટ્યનાં બદલાતાં સ્વરૂપો — શ્રી પ્રાગજી ડોસા — ૮૩૮
५. रवीन्द्रनाथ और रंगमंच — श्री मेधाव्रत विद्यालंकार — ८४३

## १८. : : चित्र : :

૧. ચિત્રકળાનું શિક્ષણ : એક લેખાવલિ — શ્રી રવિશંકર રાવલ — ૮૪૯
૨. ભારતીય ચિત્રકળાની શોધમાં — શ્રી જગન્નાથ અહિવાસી — ૮૬૨
૩. પૂર્વની ચિત્રકળા : લક્ષ્ય અને ધ્યેય — શ્રી યજ્ઞેશ્વર શુક્લ — ૮૬૯
૪. ગુજરાતના થોડાક તસ્વીરકારો — લેફ. કર્નલ બલવંત ભટ્ટ — ૮૭૩
५. शिल्पाचार्य श्री अवनीन्द्रनाथ ठाकुर — श्री शंकरदेव विद्यालंकार — ८७९

## १९. : : संगीत : :

૧. 'ખ્યાલ' ગાયન : એક વિચાર — શ્રી શિવકુમાર શુક્લ — ૮૯૧
૨. પંડિત ઓમકારનાથજી ઠાકુર : સંસ્મરણ, સાધના અને સિદ્ધિ — શ્રી રતિલાલ છાયા — ૮૯૩
૩. હિંદુસ્તાની સંગીત : એક ચર્ચા — શ્રી શિવકુમાર શુક્લ, ડૉ. નટુભાઈ મહેતા, રમણભાઈ ચતવાણી અને શ્રી રતિલાલ છાયા — ૯૦૪

## २०. : : साहित्य : :

૧. કવિની શ્રદ્ધા — શ્રી ઉમાશંકર જોષી — ૯૧૧
૨. શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી'માં પ્રભુનાં દર્શન — શ્રી સુન્દરમ્ — ૯૧૮
૩. સાહિત્યક્ષેત્રનું ભાવિ — શ્રી અનંતરાય રાવળ — ૯૨૭
૪. વસંતવિલાસ : ગુજરાતી ફાગુકાવ્ય — ડૉ. કાંતિલાલ વ્યાસ — ૯૩૧

| | | |
|---|---|---|
| ૫. લિપિનો વિકાસ | શ્રી બચુભાઈ રાવત | ૯૩૬ |
| ૬. મધ્યયુગના મર્મી કવિસાધકો | શ્રી જયંતીલાલ આચાર્ય | ૯૫૪ |
| ૭. શ્રી અરવિંદનો ગુજરાતી કવિતા પર પ્રભાવ | શ્રી ઉશનસ્ | ૯૫૮ |
| ૮. સરસ્વતીચન્દ્રમાં શ્રી ગો. મા. ત્રિ.નું સંસ્કૃતિદર્શન | શ્રી ઉપેન્દ્ર પંડયા | ૯૬૨ |
| ૯. ગુજરાતી કવિતામાં સંસારસુધારણા | ડૉ. બિપિન ઝવેરી | ૯૭૦ |
| ૧૦. આયુર્વેદમાં કવિતા | શ્રી મુકુન્દ 'પારાશર્ય' | ૯૭૭ |
| ૧૧. પારસી સાહિત્યકારોનું ગુજરાતી સાહિત્યને પ્રદાન | શ્રી મિનુ દેસાઈ | ૯૮૨ |
| १२. तपोवनोंके कवि कालिदास | श्री वागीश्वर विद्यालंकार | ९९१ |
| १३. रवीन्द्रनाथ और बंगला नाटयसाहित्य | श्री द्विजराम यादव | १००४ |
| १४. निबन्धकार : रवीन्द्रनाथ ठाकुर | श्री बीरेन्द्रकुमार विद्यालंकार | १०१५ |
| १५. सीमोल्लंघन | श्री एन. चन्द्रशेखरन् | १०२० |
| १६. राष्ट्रभाषाका अन्वेषक : दयानन्द | श्री विष्णु प्रभाकर | १०२२ |
| १७. वियोग और आँसू | श्री निरंजन आचार्य | १०२६ |
| १८. स्वामी श्रद्धानन्दजीकी साहित्यसेवा | श्री दीनानाथ सिद्धान्तालंकार | १०४० |
| १९. तुलसीदासजीका वनविहार | श्री ओमप्रकाश वेदालंकार | १०४६ |
| २०. हिन्दी साहित्यका आदिकाल | श्री देवेन्द्रकुमार जैन | १०५० |
| २१. कवि कालिदास और भारतीय जीवनदर्शन | श्री कैलाशचन्द्र विद्यालंकार | १०५६ |
| २२. महात्मा गांधी और शान्तिनिकेतन | श्री गणेशचन्द्र साहा | १०६१ |


## २१. : : विवेचन : :


| | | |
|---|---|---|
| ૧. પ્રાચીન રસસિદ્ધાન્ત | શ્રી જ્યોતીન્દ્ર દવે | ૧૦૬૭ |
| ૨. નવલિકા: ગઈ કાલની અને આજની | શ્રી ગુલાબદાસ બ્રોકર | ૧૦૮૦ |
| ૩. સાહિત્યમાં વાસ્તવલક્ષિતા | શ્રી હસિત બૂચ | ૧૦૮૮ |
| ૪. સાંપ્રત કવિતાપ્રવાહ | શ્રી જયન્ત પાઠક | ૧૦૯૪ |
| ५. संस्कृत काव्य साहित्यमें साहित्यतत्त्व | श्री रेवाप्रसाद त्रिवेदी | १०९७ |
| ६. अग्निपुराणका काव्यशास्त्रीय भाग | श्री विष्णुदत्त राकेश | ११०८ |
| ७. काव्यकी प्रेरणा | श्री नवलकिशोरजी | १११२ |
| ८. कालिदासका सौन्दर्यदर्शन | श्री जयपाल विद्यालंकार | १११४ |


## २२. : : सर्जन अने प्रदान : :


| | | |
|---|---|---|
| ૧. રાજરત્ન શ્રી નાનજીભાઈએ સ્થાપેલી અને પ્રેરેલી સંસ્થાઓનો ટૂંકો પરિચય | સંપાદકો | ૧૧૨૩ |


## २३. : : ध्वनि-प्रतिध्वनि : :


| | | |
|---|---|---|
| ૧. જીવન-પ્રસંગોની સૂચિ | સંપાદકો | ૧૧૪૧ |



જીવન-સંગીત
શિલ્પ : બેલુર, મહીસુર
આલેખક
જગન્નાથ અહિવાસી

# આયુર્વેદ

नात्मार्थं नापि कामार्थं अथ भूतदयां प्रति ।।

## ☆ ☆ ☆ આયુર્વેદના આચાર્યો

લેખક : વૈદ્યરાજ શ્રી॰ બાપાલાલ વૈદ્ય, ભૂતપૂર્વ આચાર્ય, આયુર્વેદ કૉલેજ, સૂરત

અમરકોષમાં આચાર્યની વ્યાખ્યા "मन्त्रव्याख्याकृदाचार्यः" (દ્વિતીય કાણ્ડ–બ્રહ્મવર્ગ–૭) મંત્ર અર્થાત્ વેદનું જે વ્યાખ્યાન કરી શકે તે આચાર્ય—આવી આપી છે. મનુએ વ્યાખ્યા નીચે મુજબ આપી છે :

उपनीय तु यः शिष्यं वेदमध्यापयेन् द्विजः। અ. ૨–૧૪૦

सकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते॥

કલ્પ–યજ્ઞવિદ્યા. રહસ્ય–ઉપનિષદો. કલ્પ અને રહસ્ય સાથે જે દ્વિજ વેદનો અભ્યાસ કરાવે તે આચાર્ય.

આયુર્વેદ વેદનો જ ઉપાંગ છે. એટલે આયુર્વેદ ભણાવનારા અને તે જ્ઞાનનો પ્રચાર કરનારા પણ આચાર્યો કહેવાયા. આવા ઘણા આચાર્યો આયુર્વેદના થઈ ગયા છે.

એકલું પાંડિત્ય હોય તે બસ ન હતું. વેદ, ઉપનિષદો અને ઇતર શાસ્ત્રોનો જાણકાર તો તે હોવો જ જોઈએ પણ સાથે સાથે આચાર્યનું જીવન એવું હોવું જોઈએ જેમાંથી અન્યજનો પ્રેરણા મેળવી શકે. યાસ્કે આચાર્યની નિરુક્તિ આવી આપી છે :

आचार्यः—कस्मात्? आचारं ग्राह्यति। आचिनीति अर्थान्। आचिनोति बुद्धिमिति।

જે આચારનું પાલન કરાવે, જે વિદ્યાવાન હોય અને પ્રખર બુદ્ધિસંપન્ન હોય તે જ આચાર્ય. વિદ્યા, ચારિત્ર, વિનય વગેરેથી યુક્ત હોય તે જ આચાર્ય.

આયુર્વેદ સંબંધી જેમણે સાહિત્યસર્જન કર્યું, આયુર્વેદનો જેમણે સાહિત્ય દ્વારા જનસમાજમાં પ્રચાર કર્યો, તે બધા આયુર્વેદના આચાર્યો સંબંધી આ લખાણ છે.

આયુર્વેદની ઉત્પત્તિ બ્રહ્મામાંથી થઈ છે. બ્રહ્માની ૧ લાખ શ્લોકોવાળી 'બ્રહ્મસંહિતા' આજે ઉપલબ્ધ નથી. આ જ દશા ઘણા ગ્રંથોની છે. હવે આપણે આયુર્વેદના આચાર્યો અને એમના ગ્રંથો ઉપર ઊડતી નજર નાખીશું.

### બ્રહ્મા

આપણાં ઘણાં શાસ્ત્રોનું મૂળ બ્રહ્મામાં દેખાય છે. 'વિદ્યાઓ માત્ર પરમ પુરુષનું નિઃશ્વસિત છે.' "ઈશ્વરે જ સૃષ્ટિ પેઠે વિદ્યાઓને ઉત્પન્ન કરી છે. આવી આપણી માન્યતા છે. ઇજિપ્ત વગેરે પ્રાચીન દેશોમાં પણ આવી જ માન્યતા પ્રચલિત હતી.[1]

---

૧. ભિષગાચાર્ય ડૉ. ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાય બી. એ; એમ. ડી; એફ. એ. એસ. બી.નો "હિસ્ટરી ઑફ ઇન્ડિઅન મેડિસિન" નામનો ગ્રંથ કલકત્તા યુનિવર્સિટીએ ચાર ભાગોમાં છપાવ્યો છે. આની પ્રસ્તાવનામાં ડૉ. રાયન (મેડિકલ જ્યુરિસ્પ્રુડન્સ આવૃત્તિ ૨જી ૧૮૯૬)નો અભિપ્રાય ટાંકેલો છે તે આ વાતનું સમર્થન કરવા બસ છે."

"All medicine is derived from God, and without his will, it cannot exist or be practised. Hence the healing art, if disunited from religion, would be impious or nothing. Illness requires us to implore the deity for assistance and relief, and humbles human pride. The seeds of the art, the wonderful cures, and the powers of remedies, are in hand of God, whence, we see the dignity of medicine, and what reverence is due to the Divine Author of it. Sacred

ગ્રીકોએ ચિકિત્સાવિજ્ઞાનની શોધ પોતાના એપોલો દેવમાં જોઈ છે. ઋગ્વેદમાં રુદ્રને સંબાધીને કહ્યું છે "भिषक्तमम् त्वां भिषजां शृणोमि" મેં સાંભળ્યું છે કે તમો ચિકિત્સકોમાં શ્રેષ્ઠ છો. યજુર્વેદમાં પહેલા દિવ્ય ચિકિત્સક રુદ્રને કહેલા છે ('प्रथमो दैव्य भिषक्')

ચરકસંહિતાના પ્રથમ અધ્યાયમાં જે કથા છે તે પ્રમાણે સૌ પ્રથમ ભરદ્વાજ ઋષિ ઇંદ્ર પાસે આયુર્વેદ શીખવા ગયા. જે ત્રિસૂત્ર આયુર્વેદ બ્રહ્મા જાણતા હતા તે શાશ્વત આયુર્વેદ ઇંદ્રે ભરદ્વાજને ભણાવ્યો. ભરદ્વાજ પાસેથી ઋષિઓ આયુર્વેદ શીખ્યા. પછી મૈત્રીપરાયણ પુનર્વસુએ સર્વભૂતો ઉપર અનુકંપાથી પવિત્ર આયુર્વેદ છ શિષ્યોને ભણાવ્યા.

સુશ્રુતસંહિતામાં સુશ્રુતે આવી કથા નથી આપી પણ શરૂઆતમાં જ કહ્યું છે કે સ્વયંભૂએ પ્રજાઓને ઉત્પન્ન કરીને તુરત જ એક હજાર અધ્યાયો અને એક લાખ શ્લોકવાળો આયુર્વેદ કર્યો અને એનાં આઠ અંગો કર્યાં. બ્રહ્મા પાસેથી દશ પ્રજાપતિ ભણ્યા. પ્રજાપતિ પાસેથી બંને અશ્વિનો, અશ્વિનો પાસેથી ઇંદ્ર અને ઇંદ્ર પાસેથી હું આયુર્વેદ ભણ્યો છું એમ ભગવાન કાશીરાજ દિવોદાસ ધન્વન્તરિ પોતાના ઔપધેનવ વગેરે સાત શિષ્યોને કહે છે. આ શિષ્યો સુશ્રુતને આગળ કરી સાંભળે છે.

કાશ્યપ સંહિતાના મૂળ ઉપદેશક મારીચ કશ્યપ છે. ઋચીકના પુત્ર જીવકે, કશ્યપે રચેલા આ મોટા ગ્રંથનો સંક્ષેપ કર્યો—કાશ્યપ, વસિષ્ઠ, અત્રિ, ભૃગુ—આ ચાર ઋષિઓ ઇંદ્ર પાસેથી આયુર્વેદ શીખે છે.

'ब्रह्मावैवर्तपुराण'માં બ્રહ્માએ ભાસ્કર (સૂર્યદેવ)ને આયુર્વેદ ભણાવ્યો અને પછી ધન્વતરિ, દિવોદાસ, અશ્વિનો અને બીજાઓ ભાસ્કર પાસેથી આયુર્વેદ ભણ્યા અને પોતપોતાની સંહિતાઓ રચી એ કથા છે. આ સંહિતાઓ અને તેના કર્તાઓનાં નામો જાણવા જેવાં છે :

ऋग्यजुः सामाथर्वाख्यान् दृष्ट्वा वेदान् प्रजापतिः ।
विचिन्त्य तेषामर्थञ्चैवायुर्वेदं चकार सः ॥
कृत्वा तु पञ्चमं वेदं भास्कराय ददौ विभुः ।
स्वतन्त्रसंहितां तस्मात् भास्करश्च चकार सः ॥
भास्करश्च स्वशिष्येभ्य आयुर्वेदं ससंहिताम् ।
प्रददौ पाठयामास ते चक्रुः संहितास्ततः ॥
तेषां नामानि विदुषां तन्त्राणि तत्कृतानि च ।
व्याधिप्रणाशवीजानि साध्वि मत्तो निशामय ॥
धन्वन्तरिर्दिवोदासः काशिराजोऽश्विनौ सुतौ ।
नकुलः सहदेवार्की च्यवनो जनको बुधः ॥
जावालो जाजलिः पैलः करमोऽगस्त्य एव च ।
एते वेदांग-वेदज्ञाः षोडश व्याधि-नाशकाः ॥
चिकित्सा-तत्त्वविज्ञानं नाम तन्त्रमनौपमम् ।
धन्वन्तरिश्च भगवान् चकार प्रथमं ततः ॥
चिकित्सा-दर्पणं नाम दिवोदासश्चकार ह ।
चिकित्सा-कौमुदीं दिव्यां काशिराजश्चकार सः ॥

---

history confirms the sentiment. "Every cure is from God." "The most High crated medicines out of the earth." Everything we enjoy are the gifts of God, none but the impious ever doubted this truth, none but the fools dared to deny it . . . . "

चिकित्सासारतन्त्रं च भ्रमघ्नञ्चाश्विनीसुतौ ।
तन्त्रं वैद्यक-सर्वस्वं नकुलश्च चकार सः ।।
चकार सहदेवश्च व्याधिसिन्धु-विमर्दनम् ।
ज्ञानार्णवम्महातन्त्रं यमराजश्चकार सः ।।
च्यवनो जीवदानं च चकार भगवानृषिः ।
चकार जनको योगी वैद्यसन्देह-भञ्जनम् ।।
सर्व-सारं चन्द्रसुतो जाबालस्तन्त्रसारकम् ।
वेदांगसार-तन्त्रं च चकार जार्जालिर्मुनिः ।।
पैलो निदानं करभस्तन्त्रं सर्वधरम्परम् ।
द्वैधनिर्णयतन्त्रं च चकार कुम्भ-सम्भवः ।।
चिकित्साशास्त्र बीजानि तन्त्राण्येतानि षोडश ।
व्याधिप्रणाश बीजानि बलाधारकराणि च ।।
मथित्वा ज्ञानमन्थानैरायुर्वेद-पयोनिधिम् ।
ततस्तन्त्राणि चोज्जर्नह्रुवनीतानि कोविदाः ।।
एतानि क्रमशो दृष्ट्वा दिव्यां भास्करसंहिताम् ।
आयुर्वेदं सर्ववीजं सर्वं जानामि सुन्दरि ।।

(ब्रह्मवैवर्ते १६ अध्याये)

અષ્ટાંગ–હૃદય (વાગ્ભટ) કહે છે કે અત્રિપુત્ર આત્રેય વગેરે ઈંદ્ર પાસેથી આયુર્વેદ ભણ્યા. આવી સર્વાંગસુંદરા ટીકા કહે છે કે આત્રેય, ધન્વન્તરિ, નિમિ, કશ્યપ વગેરે ઈંદ્રના શિષ્યો હતા.

ભાવપ્રકાશના કર્તા ભાવમિશ્ર આત્રેય ભરદ્વાજ અને ધન્વન્તરિ — ત્રણેને ઈંદ્રના શિષ્યો ગણે છે. ચરકને એ શેષનાગનો અવતાર કહે છે. નારાયણે જેમ વેદોનો ઉદ્ધાર કર્યો તેમ આયુર્વેદનો ઉદ્ધાર આ શેષનાગના અવતારે કર્યો.

સૃષ્ટિની ઉત્પત્તિની અને આયુર્વેદના વંશવૃક્ષની આવી ભિન્ન ભિન્ન માન્યતાઓ પ્રવર્તે છે. પરંતુ એક વાત તો સ્પષ્ટ જ છે કે આયુર્વેદની ઉત્પત્તિનાં મૂળ શોધ્યાં શોધી શકાયાં નથી. જ્ઞાન માત્ર પ્રભુનું જ ઉચ્છિષ્ટ છે એમ માનનારા આર્યોને આ જ છાજે છે.

## બ્રહ્મા — આદ્ય આચાર્ય

બ્રહ્માની એક લાખ શ્લોકવાળી બ્રહ્મસંહિતા આજે મળતી નથી. પરંતુ બ્રહ્માના નામ ઉપર નીચેના ૧૬ યોગો (દવાના પાઠો) ચઢેલા જોવામાં આવે છે.

૧. સર્વાંગસુંદર રસ
૨. વાતકુલાન્તક
૩. ચતુર્મુખ રસ
૪. આમવાત ગજસિંહમોદક
૫. વિજ્યાનન્દ રસ
૬. સૂતિકાદનો રસ
૭. નીલકંઠ રસ
૮. મૃતસંજીવનો અંગદ
૯. બૃહદગ્નિમુખ ચૂર્ણ
૧૦. બૃહત્ સારસ્વત ચૂર્ણ
૧૧. ચંદ્રપ્રભા ગુટિકા
૧૨. સ્વયંભુવ ગુગ્ગુલુ
૧૩. માચિકાસવ
૧૪. દશસારસર્પિ
૧૫. કર્ણામૃત તૈલ
૧૬. સહચર તૈલ

આ યોગો બ્રહ્માના હશે કે બીજાઓએ એમના નામ ઉપર ચઢાવી દીધા હશે?

### વિષ્ણુ

ઋગ્વેદમાં વિષ્ણુને પૃથ્વીનાં સાત ધામો ત્રણ જ પગલાંમાં સર કરતા બતાવ્યા છે. (ઋ. ૧–૨૨). પુરાણોએ આ જ વાત 'વામનાવતાર'દ્વારા રજૂ કરી છે. યાસ્કે એમના નિરુક્તમાં વિષ્ણુને આદિત્ય કહ્યા છે અને મૅક્સમૂલરે આ જ વાતને સૂર્યના ઉદય, મધ્યાહ્ન અને અસ્ત સાથે ઘટાવી છે.

બ્રહ્મા-વિષ્ણુ-મહેશ — એ આપણી ત્રિપુટી. વિષ્ણુ પાલન કરનાર મનાય છે.[૧]

વિષ્ણુનાં સહસ્ર નામોનો જપ કરવાથી રોગમાત્ર હણાઈ જાય છે એમ ચરકે પણ કહ્યું છે.

विष्णुं सहस्रमूर्धानं चराचरपतिं विभुम्।
स्तवन् नामसहस्रेण ज्वरान् सर्वान् व्यपोहति ।।

વિષ્ણુના નામ ઉપર ૧૦ યોગો જોવામાં આવે છે. પ્રખ્યાત નારાયણ તેલ વિષ્ણુની બનાવટ છે. સ્વલ્પનારાયણ તેલ, મધ્યમનારાયણ તેલ, મહાનારાયણ તેલ, વિષ્ણુ તેલ, બૃહત્ શૃંગારાભ્ર, નિત્યોદય રસ, સર્વાંગસુંદર રસ વગેરે યાગો વિષ્ણુના નામ ઉપર ચઢેલા છે.

દરદીને દવા આપતી વખતે વિષ્ણુનું સ્મરણ કરવાનું વિધાન આજે પણ ચાલુ જ છે. (औषधे चिन्तयेद्विष्णुम्)

### શિવ

વેદોના રુદ્ર આગળ ઉપર શિવ તરીકે ઓળખાયા. પારાનું સંસ્કૃત નામ છે રસ. રસના સ્વામી એ રસેશ. આજે પણ ઘણા વૈદ્યો રસેશાચાર્ય તરીકે પારાનું પૂજન કરે છે. શિવનાં પત્ની પાર્વતી. પારો જેમ શિવનું વીર્ય ગણાય છે તેમ ગંધક પાર્વતીનું રજ ગણાય છે. જગતનાં માતાપિતા પાર્વતી અને શંકર ગણાય છે, તેમ પારદગંધકના યોગોથી અવનવાં ઔષધોનું નિર્માણ થાય છે. રસના ઘણા ગ્રંથો શિવપાર્વતીના સંવાદ રૂપે જ લખાયેલા છે. શિવના નામ ઉપર નીચેના ગ્રંથો છે :

૧. આયુર્ગ્રન્થ
૨. રુદ્રયામલ તંત્ર
૩. કામતંત્ર
૪. શૈવ સિદ્ધાંત
૫. આયુર્વેદ
૬. કૈલાસકારક
૭. વૈદ્યરાજતંત્ર

આમાંનો એક પણ ગ્રંથ આજે પ્રાપ્ય નથી.* શિવના નામ ઉપર ૬૨ યોગો ગિ. મુખોપાધ્યાયે આપ્યા છે.

### ભાસ્કર

બ્રહ્મવૈવર્તપુરાણમાં કહ્યું છે કે બ્રહ્માએ સૌ પ્રથમ આયુર્વેદ ભાસ્કર (સૂર્ય)ને ભણાવ્યો અને ભાસ્કર પાસેથી બીજાઓ તે ભણ્યા. ભાસ્કરસંહિતા આજે અપ્રાપ્ય છે. પ્રસિદ્ધ ભાસ્કરલવણ ચૂર્ણ તેમ જ બીજા બેત્રણ યોગો એમના નામ ઉપર ચડેલા છે. 'आरोग्य भास्करादिच्छेत्' સૂર્ય પાસેથી આરોગ્ય ઇચ્છવું — એવા ઘણા મંત્રો ઋગ્વેદમાં જણાય છે.

---

૧. ब्रह्मत्वे सृजते चैव विष्णुत्वे पाति नित्यशः।
रुद्रत्वे चैव संहर्ता एको देवः त्रिधा स्थितः।। (अग्निपुराण)

* રસકલ્પ અને ધાતુક્રિયા નામના રુદ્રયામલ તંત્રના બે કટકાઓની નોંધ ડૉ. પ્રફુલ્લચંદ્ર રૉયે તેમના 'હિસ્ટ્રી ઑફ ઈન્ડિયન કૅમિસ્ટ્રી' નામના ગ્રંથમાં કરી છે અને ધાતુક્રિયામાંથી લાંબો ઉતારો આપ્યો છે. રસકલ્પમાં ગોવિન્દ, સ્વચ્છન્દ ભૈરવ વગેરે આચાર્યોનો ઉલ્લેખ છે. આચાર્ય રૉય આ ગ્રંથને ૧૩મા શતકની આસપાસનો ધારે છે. દુ. કે. શાસ્ત્રી.

## દક્ષ પ્રજાપતિ

બ્રહ્મા પાસેથી પ્રજાપતિએ આયુર્વેદની શિક્ષા મેળવી. દક્ષ પાસેથી બે અશ્વિનીકુમારોએ મેળવી. આ સિવાય બીજી કોઈ માહિતી પ્રાપ્ય નથી. મહારાસ્નાદિ કવાથ પાઠ દક્ષનો મનાય છે. (महारास्नादिकं नाम प्रजापति-विनिर्मितम्) આયુર્વેદનું વંશવૃક્ષ દર્શાવવું હોય તો આમ દર્શાવાય :




## અશ્વિનીકુમારો

દક્ષ પ્રજાપતિ પાસે અશ્વિનો આયુર્વેદ શીખ્યા. આ અશ્વિનો સંબંધી યાસ્ક કહે છે કે " "तत्र कौ अश्विनौ। द्यावापृथिवी इति एके। अहोरात्रौ इति एके। सूर्यचन्द्रमसौ इति एके। राजानौ पुण्यकृतौ इति ऐतिहासिकाः। तयो: काल: ऊर्ध्वमूर्ध्वरात्रात् प्रकाशितव्यस्य अनुविष्टम्भमनु।।" કેટલાક કહે છે કે અશ્વિનીકુમારોનો અર્થ થાય છે આકાશ અને પૃથ્વી. બીજા કહે છે કે રાતદિવસની જોડી એ જ અશ્વિનીકુમારો છે. બીજા કહે છે કે સૂર્યચંદ્ર એ બે જ અશ્વિનો છે. ઐતિહાસિકો કહે છે કે પુણ્ય કરનારા બે રાજાઓ અશ્વિનો હતા.

તેઓનો સમય અર્ધરાત્રી પછીનો છે, જ્યારે પ્રકાશ થંભી ગયો હોય છે. અશ્વિનીકુમારો સદા જુવાન રહેનાર, લાંબી ભુજાઓવાળા, ઝડપથી કામ કરનારા, વૃદ્ધાવસ્થાને ન જાણનારા, બધી દિશાઓમાં જઈ શકનારા, બલવાન દેવો હતા. ઋગ્વેદમાં એમને અનેક સારાં ઑપરેશનો કરનાર તરીકે બતાવવામાં આવેલા છે. બીજી તરફ દેવોના એ વૈદ્યો છે અને અનેક ચમત્કારો સાથે એમનાં કામ જોડાયેલાં છે.

આમ છતાં તેઓને યજ્ઞોમાં આહુતિ આપવામાં આવતી ન હતી. ચ્યવન જેવા વૃદ્ધને યુવાન બનાવ્યા એટલે ચ્યવને તેમને યજ્ઞોમાં ભાગ લેવાની અનુજ્ઞા આપી તેમનો દરજ્જો વધાર્યો. મહાભારતમાં ઉપમન્યુ આકડાનાં પાન ખાવાથી અંધ બની ગયેલો તે અશ્વિનીકુમારોની સ્તુતિ કરવાથી આંખે દેખતો થઈ ગયો હતો એવી કથા છે.

અશ્વિનોના નામ ઉપર ૪૦ યોગો છે. નીચેનાં પુસ્તકો એમણે લખેલાં મનાય છે:

૧. ચિકિત્સા સારતંત્ર (બ્રહ્મવૈવર્ત)
૨. અશ્વિનિસંહિતા (ભાવપ્રકાશ)
૩. ધાતુરત્નમાલા
૪. નાડીનિદાન

કોઈ પાછલા લેખકે અશ્વિનોને નામે આ પુસ્તકો ચડાવી દીધાં લાગે છે.

## ઈન્દ્ર

अश्विभ्यां भगवान् शक्रः प्रतिपेदे ह केवलम्।
ऋषि-प्रोक्तो भरद्वाजः तस्माच्छक्रमुपागमत् ।। चरक-संहिता ।।

બંને અશ્વિનો પાસેથી ઈંદ્ર આયુર્વેદ ભણ્યા એટલે ઋષિઓની સભામાં ઠરાવ થયા મુજબ ભરદ્વાજને ઈંદ્ર પાસે મોકલવાનું નક્કી થતાં ભરદ્વાજ ઈંદ્ર પાસે આયુર્વેદ ભણવા ગયા. ભરદ્વાજ પાસેથી અત્રિ વગેરે ઋષિઓ આયુર્વેદ શીખ્યા.

ऐन्द्रोक्ति રસાયન નામનો યોગ (ચરકસંહિતા) ઈંદ્રનો પ્રસિદ્ધ યોગ છે. એ સિવાય સર્વતોભદ્ર નામનો રસ અને દશમૂલાદ્ય તૈલ—બંને પાઠો ઈંદ્રના છે. હરિતક્યાવલેહ પણ ઈંદ્રનો યોગ છે.

ઈંદ્ર દેવોના અધિપતિ, અસુરોનો સંહાર કરનાર, એમનું આયુધ દધીચિનાં હાડકાંમાંથી બનાવેલું વજ્ર; વાહન ઐરાવત; પત્ની ઈંદ્રાણી અથવા શચી. પુત્ર જયન્ત. ગૌતમપત્ની અહલ્યાના શીયળનો ભંગ કરનાર, પરિણામે વૃષણો ખરી ગયાં. પાછળથી મેષનાં વૃષણો ગ્રાફ્ટ કરવામાં આવ્યાં એટલે 'મેષવૃષણ' નામે ઓળખાયા. ઋગ્વેદમાં ઘણી ઋચાઓ ઈંદ્ર ઉપર છે.

## કાશ્યપ

મારિચ ઋષિના પુત્ર. દક્ષપ્રજાપતિની ૧૭ કન્યાઓને પરણનાર અને પૃથ્વી ઉપરની સમસ્ત સૃષ્ટિનો વેલો ચલાવનાર કાશ્યપ હતા. ચરકસંહિતામાં હિમાલયની તળેટીમાં ભેગા થયેલા ઋષિઓમાં કાશ્યપ નામના ઋષિ પણ છે. ચરકસંહિતામાં, ગર્ભસંબંધી ચર્ચામાં ગર્ભમાં એકીસાથે બધાં અંગોનું નિર્માણ થાય છે (सर्वांग निवृत्तिः) એવો કાશ્યપનો મત ટાંકેલો છે. કાશ્યપ વૈદિક ઋષિ છે. कश्यप-संहिताના કર્તા આ કાશ્યપથી ભિન્ન લાગે છે. ચરકની ઋષિસભાના કાશ્યપ પણ વૈદિક ઋષિ જ લાગે છે.

## ચ્યવન

સુકન્યાપતિ આ મહર્ષિએ અશ્વિનીકુમારોને યજ્ઞમાં ભાગ આપ્યો. એ કથા સુપ્રસિદ્ધ છે. અશ્વિનોએ વૃદ્ધ ચ્યવનને યુવાન ને સુંદર બનાવ્યા તે દવા च्यवन-प्राशावलेह સારા ભારતવર્ષમાં વિશેષ પ્રસિદ્ધ છે. એક लघु-च्यवन-प्राशावलेहનો પાઠ પણ મુખોપાધ્યાયે આપ્યો છે. ચ્યવને બ્રહ્મવૈવર્તપુરાણ પ્રમાણે, જીવાદાન નામનું તંત્ર રચ્યું છે. હાલ અપ્રાપ્ય છે.

**યમ** : વિવસ્વતના પુત્ર—મરેલાઓના દેવ. પાપીઓને શિક્ષા કરનાર—ઋગ્વેદમાં યમને પાપીઓને પીડનાર તરીકે વર્ણવ્યો નથી, પરંતુ એમના કૂતરાઓ ત્રાસ આપનારા ગણાવ્યા છે. યમ અને વરુણ—બન્ને દેવો પાસેથી મુક્તિ માગનારી ઋચાઓ છે. યમ યમી બન્ને ભાઈ-બહેનો છે. યમરાજે જ્ઞાનાર્ણવ નામનો ગ્રન્થ લખેલો છે. બ્રહ્મવૈવર્ત પુરાણમાં આ કહેલું છે. બીજું એક ધર્મશાસ્ત્ર નામનું યમનું પુસ્તક મનાય છે.

વરુણ : સમુદ્રના અધિપતિ સાયણ કહે છે કે મિત્ર દિવસનો દેવતા છે, જ્યારે વરુણ એ આથમતા સૂર્યનો દેવ છે. મોટે ભાગે મિત્રાવરુણ સાથે જ વપરાય છે. શતપથ મુજબ પૃથ્વી મિત્ર છે અને આકાશ વરુણ છે. વરુણ પાસે લાખો દવાઓ હતી અને અમરત્વ બક્ષનાર તરીકે ગણાય છે. પાપ અને દુષ્ટતા હાંકી કાઢવા વરુણની સ્તુતિ થાય છે. વરુણ દીર્ઘાયુષ બક્ષનાર છે. "હે વરુણ ! ભયંકર વ્યાધિઓમાંથી અમારું રક્ષણ કરો." આવી પ્રાર્થના ઋગ્વેદમાં છે. નીચેનો મંત્ર બોલવાથી રોગમાંથી મુક્તિ મળે છે :

'यदुत्तमं वरुणपाशमित्येतत् सदा प्रयुञ्जानः सम्बाधं न निगच्छति निगतश्च प्रमुच्यते।'

જલોદર રોગ વરુણના કોપમાંથી ઉદ્ભવેલો મનાય છે.

વરુણના નામ ઉપર કોઈ યોગ નથી.

અગ્નિ : માર્કણ્ડેય પુરાણમાં અગ્નિની સાત જીભ નીચે મુજબ આપી છે :

૧. કાલી ૨. કરાલી ૩. મનોજવા ૪. સુલોહિતા ૫. સુધૂમ્રાવર્ણા ૬. સ્ફુલિંગિની ૭. વિશ્વા. માણ્ડૂકોપનિષદમાં તેમ જ ગૃહ્યસૂત્રોમાં આ નામો જરાક જુદાં છે. વિશ્વનો દેવ અગ્નિ એ જ માનવ શરીરાન્તર્ગત વૈશ્વાનર અગ્નિ છે.

બૃહસ્પતિ : એકેય યોગ બૃહસ્પતિના નામ ઉપર નથી. નથી એકેય પુસ્તક કે નથી એક પણ યોગ. બાવર મેન્યુસ્ક્રિપ્ટમાં 'बार्हस्पत्यम् बृहत्करणम्' શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવાનો આ યોગ છે. એમાં અશ્વગન્ધા મુખ્ય છે.

ચક્રદત્તમાં સુરેશ્વર ઘૃતમ્ જીવકના નામ ઉપર યોગ છે. ટીકાકાર શિવદાસ સેન કહે છે કે અહીં જીવકનો અર્થ બૃહસ્પતિ છે (जीवो बृहस्पति स्वार्थकः) પણ આવો અર્થ કરવાની શી જરૂર છે? જીવકના નામ ઉપર યોગ ગણવામાં શો વાંધો છે? રામાયણ યુદ્ધકાણ્ડમાં બૃહસ્પતિને ચિકિત્સા સારી પેઠે જાણનાર તરીકે કહેલો છે. સુષેણ વૈદ્યને મુખે જે શ્લોકો ટાંકેલા છે તેમાં

तानार्तान् नष्टसंज्ञाश्च गतासूंश्च बृहस्पतिः।
विद्याभि : मन्त्रयुक्ताभिः ओषधिभिः चिकित्सति ।।

ઉસના : દૈત્યોના ગુરુ શુક્રાચાર્યનું નામ છે. ભૃગુ ઋષિના એ પુત્ર છે. મરેલાઓને સજીવન કરવાની વિદ્યા એ જાણતા હતા અને એ શીખવા માટે દેવોએ કચને તેમની પાસે મોકલ્યો હતો. એમને દેવયાની નામની એક પુત્રી હતી. એમના નામ ઉપર એક યોગ બાવર મૅન્યુસ્ક્રીપ્ટમાં છે :

'औशनसो योगः इन्द्रप्रियः।' આ યોગમાં સાકર, મધ, દૂધ, ઘી ત્રિકટુ નાખીને પી જવું. આ ઈન્દ્રપ્રિય યોગ કહ્યો છે.

ભરદ્વાજ : વૈદિક ઋષિ છે. અથર્વવેદના દશમા કાણ્ડના એક સૂક્તના એ ઋષિ છે. આ એક સૂક્તમાં હાડકાંનું વર્ણન છે. અથર્વવેદમાં પણ આ કાંડ પ્રાચીનતર વિભાગમાં છે. એટલે વેદાંતર્ગત આયુર્વેદના પ્રતિનિધિ તરીકે ભરદ્વાજને માનીએ તો ભરદ્વાજ ઇન્દ્ર પાસેથી આયુર્વેદ શીખ્યા અને ઋષિઓ ભરદ્વાજ પાસેથી શીખ્યા એ વાતની ગડ બરાબર બેસી જાય છે.

બૃહસ્પતિના એ પુત્ર અને દ્રોણાચાર્યના એ પિતા થાય. એમના વિષે નીચેની એક વાત ભાગવતમાં આવે છે.

ભરદ્વાજના એક ભાઈ ઉતથ્યની પત્ની મમતાને ગર્ભ હતો. આ છતાં બૃહસ્પતિ મમતામાં મૈથુન કરવા પ્રેરાયા. એટલે પ્રથમ ગર્ભે આ બીજા ગર્ભને લાત મારી બહાર કાઢી નાખ્યો. બૃહસ્પતિએ પહેલા બાળકને શાપ આપ્યો 'તું જિંદગીભર અંધ રહીશ' આજ બાળક આગળ ઉપર દીર્ઘતમસ નામે ઓળખાયો. બીજા બાળકને મમતાને સોંપવામાં આવ્યો. બે બાપના આ પુત્રને ('द्वाजम् भर') તું ઉછેર. આ સંતાનનું નામ 'ભરદ્વાજ' પડયું. આ ભરદ્વાજ વેદમાં, રામાયણમાં, મહાભારતમાં એક મહાન ઋષિ તરીકે પ્રખ્યાત બનેલ છે. સૂર્ય પાસેથી તેની ગરમીને પૃથ્વી ઉપર ઉતારનાર અને આયુર્વેદ ચિકિત્સા–પ્રવર્તક આ બેથી એમની ખૂબ જ પ્રતિષ્ઠા છે. ચરક સંહિતામાં આ ભરદ્વાજ ઉપરાંત બીજા 'કુમારશિરા ભરદ્વાજ' નામના ભરદ્વાજનો ઉલ્લેખ છે. ભરદ્વાજ પછી એકદમ પુનર્વસુ આત્રેયની કથા શરૂ થતી હોઈ કેટલાક પુનર્વસુ આત્રેયને જ ભરદ્વાજ માને છે (જુઓ आयुर्वेद–दीपिका).

भारद्वाजीयम् આ નામનું એમનું એક પુસ્તક છે. મેહ ઉપરનું ફક્ત એક જ પ્રકરણ હાથપોથી તરીકે મળે છે. भेषजकल्प : એ બીજું પુસ્તક છે. અવધાન સરસ્વતીના પુત્ર વેંકટેશે એના ઉપર વ્યાખ્યા લખેલી છે. बृहत् फलघृतम् અને फलघृतम् આ બે પ્રખ્યાત ધૃતના યોગો ભરદ્વાજના નામ ઉપર ચઢેલા છે.

નારદ : નીચેનાં પુસ્તકો એમનાં ગણાય છે :

१. धातुलक्षण
२. नारद संहिता
३. नारद स्मृति
४. नारदीय पुराण

महालक्ष्मीविलास-रस, लक्ष्मीविलास–रस – આ બે યોગો એમના નામ ઉપર ચઢેલા છે.

વશિષ્ઠ : સપ્તર્ષિ પૈકીના એક ભરદ્વાજ પાસેથી આયુર્વેદ શીખ્યા. બે પુસ્તકોના કર્તા છે :

१. वसिष्ठ धर्मशास्त्र કાયદાનું પુસ્તક છે.

२. वसिष्ठ संहिता (આયુર્વેદ).

ત્રિમલ્લ ભટ્ટની યોગતરંગિણીમાં આનો ઉલ્લેખ છે. પણ આજે અપ્રાપ્ય છે. वसिष्ठ हरीतकी अवलेह આ એક યોગ એમના નામ ઉપર છે.

**સનત્કુમાર** : "सनत्कुमार संहिता" રચી છે. સનત્કુમાર અને નારદ બંનેના સંવાદ તરીકે પંચરાત્રાગમની આ સંહિતામાં આંખની દવા વિષે પૂછે છે :

भगवन् मम पुत्रस्य अक्षिरोगो भयावहः।
तस्य शान्तिर्भवेत्केन तत्त्वं ब्रूहि महामुने ।।
मध्वक्तैः तिन्तिणिपुष्पैः चक्रगायत्रिचा
खर्जूरं नालिकेरं च द्राक्षां धात्रीं हरीतकीम्।

હસ્તપ્રતને અંતે "इति पञ्चरात्रे महोपनिषदि सनत्कुमार–संहितायां शान्तितन्त्रे अमृतकनारायणा नाम चतुनवतितमोऽध्याय। આ પુષ્પિકા છે.

કામદેવ : मेथि मोदक, कामदेव धृत – આ બે યોગો કામદેવના છે. કામદેવ (God of Love) રતિપતિ, શિવે ત્રીજું લોચન ખોલી બાળીને ભસ્મ કરી નાખ્યો હતો તે. રતિ એ આપણી Venus છે. ધ્વજ ઉપર મકર હોવાથી મકરધ્વજ એ પર્યાય છે. વાહન પોપટ છે. ધનુષ્ય શેરડીનું. પણછ મધમાખીઓની, પુષ્પો એ બાણો છે.

**ગર્ગ–ગાર્ગ્ય:** ચરક ૧લા અધ્યાયમાં જે ઋષિઓનો ઉલ્લેખ છે તેમાં ગર્ગ છે. કવિકાન્તાહાર કૃત પ્રયોગ-રત્નાકરમાં ગર્ગનો વૈદ્યક લેખક તરીકે ઉલ્લેખ છે. મત્સ્ય પુરાણમાં સ્ત્રીઓના અકાલ પ્રસવ તથા અન્ય વિકૃત પ્રસવ ઉપર વિધાન ગિ. મુ.[1] એ ટાંકયું છે.

**ગર્ગ–સંહિતા :** } આ બે પુસ્તકો એમનાં છે.
**વૃદ્ધ ગાર્ગ્ય જ્યોતિ : શાસ્ત્ર** } હાલ અપ્રાપ્ય છે.

**વ્યાસ :** गण्डीरासव–योग (गण्डीरारिष्ट इत्येष व्यासतः परिकीर्तितः) વ્યાસના નામે ચઢેલો છે.

**કાંકાયન :** બાલ્હિકદેશના આ વૈદ્ય ચરકની પરિષદોમાં ભાગ લેવા આવતા હતા. અને આગળ પડતો ભાગ ભજવતા હતા. 'કાંકાયન ગુટિકા' નામનો એક યોગ છે.

**દત્તાત્રેય :** અત્રિ ઋષિના પુત્ર. વિષ્ણુનો અવતાર મનાય છે અને આજે પણ એ જ રૂપે એ પૂજાય છે. 'નાડીતત્ત્વ નિધિ' નામનો એમનો એક કાયચિકિત્સા-વિષયક ગ્રંથ મનાય છે અને તેલુગુ ભાષાની વ્યાખ્યા સાથે તે સુપ્રાપ્ય છે. દત્તાત્રેયના નામ ઉપર કેટલાક યોગ પણ છે.

**રાવણ :** લંકાનો રાજા. સીતાનું હરણ કરનાર ભારે વિદ્વાન હતો. ઘણી વિદ્યાઓમાં એ પારંગત હતો. આયુર્વેદનો પણ એ જ્ઞાતા હતો. એમ મનાય છે કે તે બાળકોના રોગોનો નિષ્ણાત હતો. એનું १ कुमारतन्त्र ચક્રદત્ત વગેરેએ ઉલ્લેખ્યું છે.[2] २. अर्कप्रकाश બીજો ગ્રંથ રાવણનો મનાય છે. અર્કો ખેંચવાનો બનાવવાનો આ ગ્રંથ છે, જે રાવણ પર ચઢેલો છે.[3] ३ नाडी परीक्षा : રાવણ નાડીશાસ્ત્રમાં પ્રવીણ હતો. આયુર્વેદ ગ્રંથમાળામાં એના સંપાદક જા. ત્રિ. આચાર્યે આ ગ્રંથ છપાવ્યો છે. ઉડ્ડીશતંત્ર એનો ચોથો ગ્રંથ છે. પરંતુ આ ગ્રંથો લંકાપતિ રાવણના છે કે કોઈ રાવણના નામધારી બીજાના તે નક્કી કરવું મુશ્કેલ છે.

**સુષેણ :** શ્રી રામચંદ્રના સૈન્યમાં સુષેણ નામનો એક વૈદ્ય હતો. એવો રામાયણમાં ઉલ્લેખ છે. રામ-લક્ષ્મણની મૂર્છા વખતે આ જ વૈદ્યે હનુમાનને સંજીવની અને વિશલ્યકરણી નામની વનસ્પતિઓ લાવવા મોકલ્યા હતા. અને આ વનસ્પતિઓના સ્વરસનું નસ્ય આપવાથી રામલક્ષ્મણ સારા થયા હતા. सुषेण-वैद्यक હાલ પ્રાપ્ય છે એમ શ્રીકાન્તમૂર્તિ કહે છે, પરંતુ આ પ્રાચીન સુષેણના નામે ઉપર કોઈએ ચઢાવ્યું હશે.

**નિમિ :** ઈક્ષ્વાકુ વંશના આ રાજા આંખના રોગના નિષ્ણાત હતા. વિદેહાધીપ, રાજર્ષિ એવાં વિશેષણો ઉપરથી કેટલાક રાજા જનકને જ નિમિ માનવા લલચાય છે. પણ રામાયણમાં કયાંય જનકને આંખના રોગના નિષ્ણાત વર્ણવ્યા નથી. પરંતુ જનક તો એક કુલનામ હતું. સીતાના પિતા જનકનું ખરું નામ હતું શિરધ્વજ જનક. નિમિ શિરધ્વજ જનકના દાદા હતા. વસિષ્ઠના શાપથી એમનું સ્થૂલ શરીર લુપ્ત થયું હતું અને પ્રાણીમાત્રની આંખોમાં એમનો વાસ હતો. નિમિ, વિદેહ, મહાવિદેહ અને જનક આ બધાના ઘણા શ્લોકો કેટલાંક તંત્રોમાં લીધેલા છે. वैद्यकसंदेहभंजिनी અને जनकतंत्र – આ બે એના ગ્રંથો જનકના નામ ઉપર ચઢેલા છે. પરંતુ તે નિમિના નહીં હોય. ગિરીન્દ્રનાથે નિમિ, વિદેહ, મહાવિદેહ અને જનક – આ બધાના ઉલ્લેખો વ્યાખ્યા કુસુમાવલિમાં, નિબંધ સંગ્રહમાં, મધુકોષવ્યાખ્યા વગેરેમાંથી ઉતાર્યા છે. આ ચારેયના નામો ઉપર સાત યોગો ગિરીન્દ્રનાથે આપેલા છે.

### અગત્સ્ય

દક્ષિણ ભારતના વિદ્વાન વૈદ્યો પોતાને ત્યાં પ્રચલિત વૈદ્યકને અગસ્ત્ય–સંપ્રદાય કહે છે અને ચરક સુશ્રુત જેવો એને ત્રીજો સંપ્રદાય ગણે છે. દક્ષિણ ભારતની ઋતુ પરંપરા પ્રમાણે અગસ્ત્ય સંપ્રદાયનો પહેલો

૧. ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાય

મહાદેવે પાર્વતીને ઉપદેશ કર્યો. તેણે નંદીશ્વરને, તેણે ધન્વતરીને, ધન્વતરીએ અગસ્ત્યને, અગસ્ત્યે મહર્ષિ ચુલસ્ત્યને, તેણે તેરય્યરને ઉપદેશ કર્યો અને તેની પાસેથી અઢાર કે બાવીસ સિદ્ધોને વૈદ્યક વિદ્યા પ્રાપ્ત, થઈ. આ પરંપરામાં અગસ્ત્યના ઉપદેશક ધન્વતરી છે એ હકીકત, આ સંપ્રદાયનું મૂળ ઉત્તર ભારત છે એ સૂચવી જાય છે. ઉત્તરથી ગયેલો પ્રવાહ જ છેવટે અગસ્ત્ય સંપ્રદાય નામ ધારણ કરે છે.

૧૮ કે ૨૨ સિદ્ધોના પાછા બે ભેદ છે (૧) વડ સંપ્રદાય (૨) તેન સંપ્રદાય. જે સિદ્ધોએ સંસ્કૃત ભાષામાં ગ્રંથો રચ્યા છે કે સંસ્કૃત ગ્રંથોનો દ્રાવિડ ભાષામાં અનુવાદ કર્યો છે તેઓ વડ સાંપ્રદાયિક ગણાય છે. જેઓએ દ્રાવિડ ભાષામાં ગ્રંથો લખ્યા છે. તેઓ તેન સાંપ્રદાયિક ગણાય છે.[1]

રસવિદ્યાના વિકાસ સાથે આ અગસ્ત્ય સંપ્રદાયનો પ્રચાર થયો છે પરંતુ દક્ષિણ ભારતના સિદ્ધ-સંપ્રદાયમાં, ઉત્તરના ગ્રંથોમાં નથી જણાતી તેવી કેટલીક ક્રિયાઓ તેમ જ કેટલાક નવા યોગો પણ કહેલા છે.

તામિલનાડમાં સિદ્ધ વૈદ્યકનો પ્રચાર વિશેષ છે.

અગસ્ત્ય સંહિતા : કાય ચિકિત્સાનો ગ્રંથ છે જે હાલ અપ્રાપ્ય છે. દ્વૈદ્ય નિર્ણય અને રુર્ધન્તિકલ્પ આ બે ગ્રંથો અગસ્ત્યના મનાય છે. અગસ્ત્યના નામ ઉપર ૧૦ યોગો છે. 'अगस्त्य हरीतकी अवलेह' પ્રસિદ્ધ છે.

## પુનર્વસુ આત્રેય

આત્રેય નામના એક કરતાં વધુ આચાર્ય થઈ ગયા છે. ચરક સંહિતામાં પુનર્વસુ આત્રેય, કૃષ્ણાત્રેય, ભિક્ષુ આત્રેય,—આમ ત્રણ આત્રેયો આવે છે. વળી ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાય ચોથા દત્તાત્રેયને ગણાવે છે અને એ રીતે અત્રિ અને અનસૂયાના પુત્ર, વિષ્ણુના અવતારરૂપ, પૌરાણિક દત્તાત્રેયનો એ વૈદ્યકમાં પ્રવેશ કરાવે છે અને મદ્રાસમાં સરકારી પ્રાચ્ય પુસ્તકાલયમાં "નાડીતત્ત્વવિધિ" નામનું એક હસ્તલિખિત પુસ્તક છે જેમાં દત્તાત્રેયનો ઉલ્લેખ છે એવો પુરાવો આવે છે. પરંતુ આ ગ્રંથ આધુનિક અને તાંત્રિક લાગે છે એમ શ્રી દુ. કે. શાસ્ત્રી (પૃ. ૧૪) કહે છે એટલે આ દત્તાત્રેયને ત્રણ આત્રેયો સાથે ગણવાની જરૂર નથી જ.

પુનર્વસુ આત્રેય અને કૃષ્ણાત્રેય બન્ને એક જ છે એમ ચરક જોતાં જ સ્પષ્ટ જણાય છે "अग्निवेशाय गुरुणा कृष्णात्रयेण भाषितम्" (ચ. ચિ. ૨૮/૧૫૨) "कृष्णात्रेयं पुरस्कृत्य कथाश्चक्रुः महर्षयः" (ભેલ સંહિતા). એટલે કૃષ્ણાત્રેય અને પુનર્વસુ આત્રેય એક જ છે.

આથી ભિન્ન એક શાલાક્યતંત્રકાર કૃષ્ણાત્રેય થઈ ગયા હતા.

પુનર્વસુની માતાનું નામ ચંદ્રભાગા હતું[2]. અથવા તો તે ચંદ્રભાગા નામની નદી (બિયાસ) કિનારે વસનાર હતા એમ મનાય છે.

પુનર્વસુ આત્રેયનો સમય ઈ. સ. પૂર્વે છઠ્ઠા શતકથી અર્વાચીન તો નથી જ. શતપથનો જે સમય એ જ પુનર્વસુ આત્રેયનો સમય વિદ્વાનો માને છે. પુનર્વસુ આત્રેયને છ શિષ્યો હતા. એ છએ પોતપોતાનાં તંત્રો રચ્યાં હતાં. પુનર્વસુ આત્રેય એક લોકોત્તર, ભગવાન, ભૂભતવિષ્યના જાણકાર, તપસ્વી, યાયાવર ઋષિ હતા. ચરક સંહિતામાં આ મહાપુરુષ તરફ અત્યંત ભકિતભાવ સર્વત્ર બતાવવામાં આવ્યો છે. ઋષિઓની પરિષદમાં અત્રેયનો અભિપ્રાય આખરનો ગણવામાં આવતો હતો.

પુનર્વસુ આત્રેયના નામ ઉપર એક "अत्रिसंहिता" નામનો ગ્રંથ છે એમ મનાય છે. પરંતુ એ કોઈ બીજાનો લખેલો હશે, આ પુનર્વસુનો નહીં જ. અત્રિસંહિતામાંથી પાછલા ટીકાકારોએ વચનો ઉદ્ધૃત કર્યાં છે.

---

૧. આયુર્વેદનો ઈતિહાસ દુ. કે. શાસ્ત્રી, પૃ. ૨૧૦

૨. गान्धारदेशे राजर्षि : नग्नजित् स्वर्णमार्गदः। संगृह्य पादौ प्रपच्छ चान्द्रभागं पुनर्वसुम् ।। (ભેલ સંહિતા)

ભિક્ષુ આત્રેય : બૌદ્ધ જાતકોમાં એવી કથા છે કે ભગવાન બુદ્ધના સમયમાં આર્યાવર્તમાં બે મોટાં વિદ્યાલયો હતાં. : (૧) પૂર્વમાં કાશી અને (૨) પશ્ચિમમાં તક્ષશિલા. આ બન્ને વિદ્યાલયોમાં બધી વિદ્યાઓ ભણાવવામાં આવતી. તક્ષશિલા વિદ્યાલયમાં મુખ્ય અધ્યાપક આત્રેય હતા. કૌમારભૃત્ય. જીવક આ આચાર્ય પાસે જ આયુર્વેદ ભણ્યા હતા. આ તક્ષશિલાના આચાર્ય એ જ ભિક્ષુ આત્રેય. પુનર્વસુ આત્રેયથી ભિક્ષુ આત્રેય જુદા જ છે એમ કેટલાક વિદ્વાનો માને છે. તક્ષશિલાનો ઉલ્લેખ ચરક સંહિતામાં ક્યાંય નથી એ જોતાં તક્ષશિલા પુનર્વસુ આત્રેય પછી અસ્તિત્વમાં આવી લાગે છે નહિતર આનો ઉલ્લેખ હોત જ. ચરક સંહિતામાં પુનર્વસુ આત્રેય સાથે ચર્ચા કરનાર તરીકે પારીક્ષી મૌદગલ્ય સાથે ભિક્ષુ આત્રેયનું પણ નામ છે. (ચરક સૂ. ૨૫.) એટલે ભિક્ષુ આત્રેયને પુનર્વસુ આત્રેયના સમકાલીન માનવામાં વાંધો નથી. પરંતુ પુનર્વસુ આત્રેયથી ભિક્ષુ આત્રેય ભિન્ન છે.

## અગ્નિવેશ

પુનર્વસુ આત્રેયના છ શિષ્યો : ૧. અગ્નિવેશ ૨. ભેલ ૩. જતુકર્ણ ૪. પરાશર ૫. હારીત ૬. ક્ષારપાણિ. આ છએ પોતાનાં તંત્રો રચ્યાં છે. પણ તે સૌમાં શ્રેષ્ઠ અગ્નિવેશનું તંત્ર છે એમ ઋષિઓએ ઠેરવ્યું. ચરકમાં કહ્યું છે કે, આમાં કંઈ ઋષિઓનો અગ્નિવેશ તરફ પક્ષપાત હતો નહીં, અગ્નિવેશ આ બધામાં વિશેષ બુદ્ધિશાળી હતા એટલે જ એમના તંત્રની પ્રસિદ્ધિ થઈ.

આ અગ્નિવેશતંત્ર હાલ અપ્રાપ્ય છે. પ્રાપ્ય છે અગ્નિવેશતંત્રની ચરકપ્રતિ સંસ્કૃત આવૃત્તિ, જે ચરકસંહિતા નામે ઓળખાય છે તે. પરંતુ જૂના વખતમાં ચરકસંહિતાથી ભિન્ન અગ્નિવેશતંત્ર પ્રચલિત હતું એમ ચક્રપાણિ, વિજયરક્ષિત, શ્રીકંઠ વગેરે ટીકાકારોના ઉલ્લેખો ઉપરથી જણાય છે. આ ટીકાકારોએ ઉદ્ધૃત કરેલા અગ્નિવેશના નામના શ્લોકો હાલની ચરકસંહિતામાં નથી. આ ઉપરથી ૧૨મા ૧૩મા શતકમાં અગ્નિવેશતંત્ર ત્રુટિત કે સમગ્ર વિદ્યમાન હોવાનો સંભવ કવિરાજ ગણનાથસેન માને છે.

ભાગવતપુરાણ અગ્નિવેશને અગ્નિનો અવતાર માને છે. દેવદત્તના પુત્ર તરીકે જન્મેલ આ અગ્નિને હુતાશ, હુતાશવેષ, વન્હિવેશ પર્યાયોથી વર્ણવાયેલો છે. અગ્નિવેશ જબરજસ્ત વિદ્વાન હતા અને જમદગ્નિ પરશુરામના યજ્ઞોમાં તે ભાગ લેતા હતા એમ બ્રહ્માનંદ પુરાણ જણાવે છે. ધનુર્વિદ્યામાં પણ અગ્નિવેશ નિપુણ હતા. ભરદ્વાજ અને અગસ્ત્યના ધનુર્વિદ્યામાં એ શિષ્ય હતા અને આ બે ગુરુઓ પાસેથી એમને અગ્નેયાસ્ત્રો પણ મળ્યાં હતાં. આના બદલામાં એણે દ્રોણાચાર્યને ધનુર્વિદ્યા શીખવી ને અગ્નેયાસ્ત્રો આપી દીધાં હતાં.

કૃષ્ણાત્રેયે જે ભવ્ય વારસો આયુર્વેદનો વિશ્વને આપ્યો તે જો અગ્નિવેશ ન હોત તો એળે જાત. અગ્નિવેશે આ ઉપદેશને પુનર્વસુ આત્રેય જેવા પ્રતાપી ગુરુ પાસેથી મેળવીને તે સાચવવા પાછળ ખૂબ જ જહેમત ઊઠાવી છે.

હાલની ચરકસંહિતા ચરકપ્રતિસંસ્કૃત, પુનર્વસુ ઉપદિષ્ટ, દૃઢબલપૂરિત, અગ્નિવેશતંત્ર છે.

"અંજન નિદાન" નામનો નિદાન ઉપરનો એક નાનકડો ગ્રંથ છપાયેલો છે પરંતુ તે તો કોઈ સામાન્ય અગ્નિવેશે છપાવ્યો લાગે છે. બીજો એક ગ્રંથ નાડીપરીક્ષા અગ્નિવેશનો ગણાય છે પણ એ પણ કોઈ આધુનિકનો લખેલો લાગે છે.

## ભેડ(લ)

પુનર્વસુ આત્રેયના છ શિષ્યોમાં એક ભેલ છે. આ દરેક શિષ્યે પોતાનાં તંત્રો રચ્યાં છે એમ ચરકસંહિતામાં કહેલું છે. પરંતુ આજે ચરકપ્રતિસંસ્કૃત અગ્નિવેશતંત્ર જે ચરકસંહિતા તરીકે ઓળખાય છે

તે એક જ મળે છે, બાકીનાં નષ્ટ થઈ ગયાં છે એમ પહેલાં મનાતું હતું. પરંતુ થોડા વખત પહેલાં કલકત્તા યુનિવર્સિટીએ ઈ.સ. ૧૯૨૧માં "ભેલસંહિતા" છાપી છે. કહેવાય છે કે ભેલસંહિતાની એક હાથપ્રત ઈ.સ. ૧૬૫૦માં તેલુગુ લિપિમાં લખાયેલી છે અને આ એક જ હાથપ્રત ઉપરથી કલકત્તા યુનિવર્સિટીએ આને છપાવી કાઢી છે. એટલે આ ગ્રંથ ત્રુટિત છે. એની રચના ચરકસંહિતાને મળતી છે. 'इत्याह भगवानात्रेयः' એ રીતે પ્રત્યેક અધ્યાયના આરંભમાં વચન છે. પરંતુ ચરકસંહિતા પેઠે એનો પ્રતિસંસ્કાર થયો હોય એમ જ જણાતું નથી. એ લોકપ્રિય તો ન હતી એટલે 'ચરક સુશ્રુતને છોડીને ભેલાદિ કેમ ભણતા નથી?' એમ વાગ્ભટ જેવાને કહેવું પડયું છે (અ. હૃ. ઉ. અ. ૪૦ શ્લો. ૮૮) અને ઈ.સ. ૧૧મા શતકના કવિ હર્ષના 'નૈષધ ચરિત'માં વૈદ્ય પાસે ચરકસુશ્રુતના જ્ઞાનને જ, ઉત્તમ વૈદ્ય હોવા માટે આવશ્યક તરીકે દર્શાવે છે.

ભેલસંહિતામાં પૃથિવીકાય, અપ્‌કાય, વાયુકાય, તેજ-કાય, વગેરે શબ્દો આવે છે. તે બૌદ્ધ પાલિગ્રંથ દીઘનિકાય (૧. પૃ. ૫૫)ના પૃથિવીકાય આપોકાય, બ્રહ્મકાય, દેવકાય વગેરે શબ્દોની યાદ આપે છે.[૧]

ચરકસંહિતામાં કાયચિકિત્સાને લગતી જે સવિસ્તાર માહિતી મળે છે તેવી ભેલસંહિતામાં મળતી નથી. છતાંય 'મન માથાની અંદર રહે છે અને તે બગડવાથી ઉન્માદ થાય છે' (ચિ. સ્થા. અ. ૮); 'રસ હૃદયમાંથી નીકળી પાછો હૃદયમાં આવે છે.' (સૂ. ખ. ૨૧) એ વૈદ્યક સિદ્ધાંતનાં મહત્ત્વનાં કથનો ભેલ જેટલાં સ્પષ્ટ સ્વરૂપમાં ચરકસુશ્રુતમાં નથી મળતાં.

દુ. કે. શાસ્ત્રી કહે છે કે "આ ભેલસંહિતા મૂળ અગ્નિવેશતંત્ર સાથે રચાયેલ હશે અને એમાં જૂનો અંશ છે, છતાં આખો ગ્રંથ તો સુશ્રુતના ઉત્તરતંત્ર પછી અને નાવનીતક પહેલાં ઈ.સ. ૩૦૦ની આસપાસમાં રચાયેલો હોય એવો મારો મત છે." આ ત્રુટિત ગ્રંથ જો પૂરો મળી આવે તો ચરકસુશ્રુત કરતાં ઘણી નવી વાતો મળી આવે એમ આધુનિક ત્રુટિત પ્રત જોવાથી પ્રતીતિ થાય છે.

**જતુકર્ણ :** પુનર્વસુ આત્રેયના આ શિષ્યે પણ 'જતુકર્ણસંહિતા' લખી છે. પરંતુ આજે એ ઉપલબ્ધ નથી. ઈ.સ. ૧૩મા શતકમાં થઈ ગયેલ શ્રી કંઠદત્તના સમય સુધી તે પ્રાપ્ય હતી એમ, ચરક સુશ્રુતના તમામ વ્યાખ્યાકારોએ 'જતુકર્ણસંહિતા'ના ઉલ્લેખો ટાંકેલા છે તે ઉપરથી લાગે છે.

**પારાશર :** પારાશરનું નામ વારંવાર વેદોમાં તેમ જ પુરાણોમાં મળે છે. વેદવ્યાસના પિતાનું નામ પણ પરાશર છે અને ઋગ્વેદની ઘણી ઋચાઓ પરાશરની મનાય છે. અન્ય ટીકાકારોએ આ 'પારાશર સંહિતા'નાં થોડાંક વચનો ઉતારેલાં છે.

"તક્ર-કલ્પ" ઉપરનો એક ગ્રંથ પારાશરનો મનાય છે એમ બીકાનેર હાથપોથી નં. ૧૪૩૮ જણાવે છે.

હસ્તિ આયુર્વેદના લેખક પાલકાપ્ય પારાશરનો મત ઉદ્ધૃત કરે છે તે ઉપરથી પરાશર હાથીનું વૈદક બહુ સારું જાણતા હશે એમ લાગે છે.

**હારીત :** પુનર્વસુના આ શિષ્યના નામ ઉપર 'હારીતસંહિતા' છપાઈ છે. પરંતુ આ ગ્રંથની ભાષા, રચના વગેરે તદ્દન અનાર્ષ—પાછળના સંગ્રહ—ગ્રંથોને મળતી, આધુનિક છે. વળી ચક્રપાણિ, વિજયરક્ષિત આદિ ટીકાકારોએ હારીતના નામથી ઉતારેલાં વચનો આ હારીતસંહિતામાં મળતાં નથી. એથી આ હારીત-સંહિતાને અનાર્ષ ઠેરવવામાં વિદ્વાનો એકમત છે. (જુઓ 'પ્રત્યક્ષ-શારીર' અને 'કાશ્યપ સંહિતા'નો ઉપોદ્‌ઘાત) મંગલાચરણમાં 'શિવ'ને સંબોધન છે અને કલિયુગમાં વાગ્ભટ જ શ્રેષ્ઠ છે એમ પ્રતિપાદિત કર્યું છે એટલે

---

૧. આ બૌદ્ધ પારિભાષિક શબ્દોનું સામ્ય શ્રી. બી. એમ. બરૂઆએ શોધી કાઢ્યું છે. જુઓ ઈન્ડિયન કલ્ચર—જુલાઈ ૧૯૩૬, તથા આયુર્વેદ-વિજ્ઞાન, પુ. ૨૦. પૃ. ૧૯૫માં તેનો દુ. કે. શાસ્ત્રીકૃત અનુવાદ.

વાગ્ભટના સમય પછીના કોઈ અજાણ્યા લેખકે આ ગ્રંથ હારીતના નામ ઉપર ચડાવ્યો લાગે છે. હારીતસંહિતા મુંબઈમાં ઈ.સ. ૧૮૯૨માં છપાયેલી છે, ગુજરાતી ભાષાંતર સાથે.

**ક્ષારપાણિ :** પુનર્વસુ આત્રેયના શિષ્યની સંહિતા આજે ઉપલબ્ધ નથી. ટીકાકારોએ આ સંહિતામાંથી ઉતારા કર્યા છે.

### દિવોદાસ

મ.મ.ગણનાથસેન સુશ્રુતસંહિતાની ભાનુમતિ – વ્યાખ્યાવાળી પ્રતના ઉપોદ્‌ઘાતમાં જણાવે છે કે પાંચ ધન્વન્તરિનો ઉલ્લેખ ભારતવર્ષના ઇતિહાસમાં મળે છે. આમાંના ત્રીજા ધન્વન્તરિ એ દિવોદાસ. કાશવંશમાં ધન્વન્તરિના પ્રપૌત્ર દિવોદાસ નામના રાજા થયા, જેનું વર્ણન ઋગ્વેદમાં, ઉપનિષદમાં તથા મહાભારતમાં મળે છે. પણ એ દિવોદાસને પુરાણોમાં કયાંય આયુર્વેદના ઉપદેશક નથી કહ્યા, માત્ર સુશ્રુતસંહિતામાં જ કહેલ છે. (આયુર્વેદનો ઇતિહાસ – દુ. કે. શાસ્ત્રી, પૃ. ૭૭) તો આ ત્રણમાંથી સુશ્રુતના ઉપદેશક કયા? કેટલાક કહે છે કે ત્રીજા કુલપરંપરાથી શલ્યવિદ્યાના તથા ધન્વન્તરિ નામના અધિકારી હોઈને તેમને જ શલ્યતંત્રના ઉપદેશક માનવા જોઈએ, કારણ કે દિવોદાસ તો એમને જ કહેલા છે. પણ કવિરાજ ગણનાથસેન એને સુશ્રુતમાં 'અમરવર' કહેલ છે તથા એ પોતાને 'આદિદેવ' કહે છે. એ ઉપર ભાર મૂકીને ધન્વરાજાના પુત્ર બીજા ધન્વન્તરિને જ શલ્યતંત્રના મૂળ ઉપદેશક માનવાના મતના છે.

આ દિવોદાસ ભરદ્વાજ પાસેથી આયુર્વેદ શીખ્યા હતા. એમને ઔપધેનવ, વૈતરણ, ઉરભ્ર, પુષ્કલાવત, કરવીર્ય, ગોપુરરક્ષિત અને સુશ્રુત વગેરે શિષ્યો હતા. આ બધામાં સુશ્રૂત સૌમાં વધુ બુદ્ધિશાળી હતો એટલે સુશ્રુતસંહિતામાં સુશ્રુતને જ આગળ કરીને (Spokesman) બીજા શિષ્યો ભગવાન દિવોદાસ ધન્વન્તરિને પૂછે છે. દિવોદાસનો કાલનિર્ણય થઈ શકતો નથી, પણ પુનર્વસુ આત્રેયના સમકાલીન (ઈ.સ.પૂ. ૬ઠ્ઠો સૈકો) દિવોદાસ, કાશીરાજ અને ધન્વન્તરિ – આ ત્રણ નામ ઉપર નીચે મુજબ ગ્રંથો છે :[૧]

| | | |
|---|---|---|
| દિવોદાસ | — ચિકિત્સાદર્શન | |
| કાશીરાજ | —૧ ચિકિત્સાકૌમુદી | ૨ અજીર્ણામૃતમંજરી |
| ધન્વન્તરિ | —૧ યોગચિંતામણિ | ૫. વૈદ્યપ્રકાશ |
| | ૨. સન્નિપાતકલિકા | ૬. ધન્વન્તરિ નિઘંટુ |
| | ૩. ગુટિકાધિકાર | ૭. વૈદ્યક ભાસ્કરોદય |
| | ૪. ધાતુકલ્પ | ૮. ચિકિત્સાસાર |

આ બધાનાં પુસ્તકોની કાલમર્યાદા નક્કી કરવાની જરૂર છે. ધન્વન્તરિના નામ ઉપર કોઈએ ચડાવેલાં આ બધાં લાગે છે.

### સુશ્રુત

'विश्वामित्रसुतः श्रीमान् सुश्रुतः परिपृच्छति' અર્થાત્ સુશ્રુતને સુશ્રુતસંહિતામાં જ વિશ્વામિત્રના પુત્ર કહ્યા છે. રામાયણમાં, યોગવાસિષ્ઠમાં વિશ્વામિત્ર ઋષિનો ઉલ્લેખ મળે છે. રામચંદ્ર ત્રેતાયુગમાં થઈ ગયા હોવાથી વિશ્વામિત્રને પણ ત્રેતાયુગમાં જ માનવા પડશે. પરંતુ હરિશ્ચંદ્ર રાજાનું સર્વસ્વ હરી લેનાર વિશ્વામિત્રની કથા મહાભારતમાં મળે છે. એટલે આમાંથી કયા વિશ્વામિત્રનો પુત્ર આ સુશ્રુત એ કથા અંધારામાં જ રહે છે.

---

૧. Luminaries of Indian Medicine. P. 12, 28.

આ ઉપરાંત બીજા વૈદ્યકતંત્રકાર વિશ્વામિત્રનું નામ પણ જૂના ટીકાકારોએ કરેલા ઉતારાઓમાંથી મળે છે. આ વિશ્વામિત્રને તો ઉપલા સુશ્રુત-પિતા વિશ્વામિત્રથી ભિન્ન જ માનવા પડશે.

વિશ્વામિત્રના નહિ પણ શાલિહોત્ર મુનિના પુત્ર એવા એક સુશ્રુતનો ઉલ્લેખ અશ્વવૈદ્યકમાંથી મળે છે. "शालिहोत्रं ऋषिश्रेष्ठं सुश्रुतः परिपृच्छति। અને અગ્નિપુરાણમાં ગાય, ઘોડા અને હાથીઓના વૈદ્યકનો ઉપદેશ પણ ધન્વન્તરિએ જ સુશ્રુતને કર્યો હતો એમ કહેલું છે. પણ આ વાત એ સિવાય બીજાં પુરાણમાં નથી."[2]

### ધન્વન્તરિ

દિવોદાસનો જુદો ઉલ્લેખ અન્યત્ર કરેલો છે. ધન્વન્તરિ અને દિવોદાસ—બંનેને ઘણા એક ગણે છે, પણ તે ઠીક નથી. ધન્વન્તરિ નામ ચારેય વેદોમાં નથી. મહાભારત, ભાગવત, પુરાણો વગેરેમાં પાછળથી ધન્વન્તરિનું નામ આવે છે. ધન્વન્તરિ સમુદ્રમંથન વખતે ક્ષીરસાગરમાંથી આયુર્વેદ સાથે પ્રાદુર્ભાવ પામ્યા છે. ચાર હાથ-વાળા આ ધન્વન્તરિના એક હાથમાં આયુર્વેદ, બીજામાં અમૃતકુંભ હતાં. આ મર્ત્ય જગત ઉપર અમૃત લાવનાર પહેલવહેલા ધન્વન્તરિ જ છે. અમૃત–લાવનાર આ ધન્વન્તરિ પહેલા જ આદિદેવ કહેવાય છે. પાછળથી વિષ્ણુના અવતાર તરીકે મનાયા અને આજે પણ તે રૂપે પૂજાય છે.

સ્કંદ, ગરૂડ અને માર્કણ્ડેય પુરાણોમાં ધન્વન્તરી સંબંધી તદ્દન જુદી જ વાત કરવામાં આવી છે. ગાલવ ઋષિ એક વખત મુસાફરીમાં ખૂબ તરસ્યા થયા અને વીરભદ્રા નામની એક વૈશ્ય કુમારિકાને પાણી પાવા કહ્યું. વીરભદ્રાએ પાણી પાયું અને ગાલવઋષિએ તેને પુત્ર થશે એવું વરદાન આપ્યું. આગળ ઉપર વીર-ભદ્રાએ બાળકને જન્મ આપ્યો જે નાની ઉંમરમાં જ અનેક વિદ્યાઓમાં પારંગત થયો. અશ્વિનીકુમારો પાસેથી એ આયુર્વેદ શીખ્યો અને ધન્વન્તરિ નામે પ્રસિદ્ધ થયો. અશ્વિનોની પુત્રીઓ સાથે તે પરણ્યો અને વૈદ્યોનો તે આદિપુરુષ બન્યો.

સુશ્રુતસંહિતા પ્રમાણે કાશીરાજ દિવોદાસ પાસે સુશ્રુત આયુર્વેદ ભણ્યા, અને પોતાને આદિદેવ ધન્વ-ન્તરિ કહેવડાવ્યા. આ ધન્વન્તરિ સંપ્રદાય, એમણે કાયચિકિત્સાથી જુદી જ રીતે શલ્યતંત્ર રચ્યું અને સર્જરીનો પાયો નાખ્યો.

વિક્રમાદિત્ય (ચંદ્રગુપ્ત બીજો—ઈ.સ. ૫ મો સૈકો)ના દરબારનાં નવરત્નોમાં એક ધન્વન્તરિ નામનો વિદ્વાન પણ હતો. આ ધન્વન્તરિ કોઈ વૈદ્ય હશે કે કવિ હશે તે કળવું મુશ્કેલ છે.

ભાવપ્રકાશ મુજબ આદિ દેવ ધન્વન્તરિ વિષ્ણુનો જે અવતાર હતા, પાછળથી કાશીના રાજા દિવોદાસ રૂપે જન્મ્યા અને આયુર્વેદનો ઉદ્ધાર કર્યો.

ખરી રીતે તો ધન્વન્તરિ એ ઉપાધિ (ડિગ્રી) હતી: धन्वं शल्यतंत्रं तस्य पारं इयर्ति इच्छति इति धन्वन्तरिः। અર્થાત્ આજે M. S; F. R. C. S. જેવી ડિગ્રીઓ સર્જનોને આપવામાં આવે છે તેવી આ શલ્યતંત્ર પારંગત માટેની એક ડિગ્રી હતી—હશે.

ધન્વન્તરિ આપણા ઇતિહાસમાં પાંચ થઈ ગયા છે.

સુશ્રુત સંહિતાના કર્તા છે. મૂળ સુશ્રુત તંત્ર 'વૃદ્ધ સુશ્રુત' તો આજે મળતું નથી પરંતુ તે ઉપરથી આજની સુશ્રુત–સંહિતા અસ્તિત્વમાં આવી છે. નાગાર્જુન નામના બૌદ્ધભિખ્ખુએ સુશ્રુત સંહિતાનો પ્રતિ-સંસ્કાર કર્યો છે. એમ સુશ્રુત ટીકાકાર ડલ્હણે કહ્યું છે. શલ્યતંત્રના એક માત્ર ગ્રંથ તરીકે આજે પણ આ ગ્રંથ અજોડ છે. જોકે ગણનાથસેન જેવા તો આધુનિક સુશ્રુત–સંહિતા જોતાં "शारीरे सुश्रुतो नष्टः" કહી વિલાપ કરે છે.

---

૨. 'આયુર્વેદનો ઇતિહાસ' પૃ. ૮૦.

## કાશ્યપ

કાશ્યપ નામથી એક કરતાં વધુ નામો ભારતીય ઇતિહાસમાં નજરે ચડે છે. એક તો મહાભારતમાં તક્ષક પરીક્ષિત રાજાને કરડવા જતો હતો ત્યારે રસ્તામાં મળેલ વિષવૈદ્ય કશ્યપ છે.

બીજા બાળકના રોગોના ચિકિત્સક काश्यप संहिताના રચયિતા છે. કાશ્યપ સંહિતા ગ્રંથ નેપાલ રાજગુરુ પં. હેમરાજ શર્માએ પ્રસિદ્ધ કર્યો છે. આનું બીજું નામ છે 'वृद्धजीवक तन्त्र' આ ગ્રંથ પણ ત્રુટિત છે. ઘણાં પ્રકરણો ખૂટે છે. કૌમારભૃત્ય ઉપર આ એક જ પ્રામાણિક ગ્રંથ છે.

કાશ્યપ–સંહિતા કર્તાઓની પણ ચરકસુશ્રુતના કર્તાઓ પેઠે પરંપરા છે. પુનર્વસુ આત્રેય એ ચરકના ઉપદેશ્ય, અગ્નિવેશે તે ઉપદેશ સાંભળીને રચેલ અગ્નિવેશ તંત્ર, ચરક દઢબલે તેનો પ્રતિસંસ્કાર કર્યો. શુશ્રુતમાં મૂળ ગ્રંથ વૃદ્ધિ શુશ્રુત, તે ઉપરથી સુશ્રુતે સુશ્રુત–સંહિતા રસ્ત અને શુશ્રુત સંહિતાનો પ્રતિસંસ્કર્તા નાગાર્જુન. તેમ કાશ્યપ સંહિતામાં પણ મૂળ ઉપદેશક મારીચ કાશ્યપ, ઋચીકના પુત્ર જીવકે, કાશ્યપે રચેલા એ મોટા તંત્રનો સંક્ષેપ કર્યો છે. પછી કલિયુગમાં તે તંત્ર નષ્ટ થઈ ગયું પણ એ જીવકના વંશના વાત્સ્યે એનો પ્રતિસંસ્કાર કર્યો. આ રીતે કાશ્યપ સંહિતા પણ ચરકશુશ્રુત પેઠે પ્રતિસંસ્કૃત છે. મારીચ કાશ્યપ, પુનર્વસુ આત્રેય, ભેલ થોડા ઘણા એકબીજાની આગળ પાછળ છે.

**વૃદ્ધજીવક:** ઋચીક ઋષિના પુત્ર (ભૃગુકુલોત્પન્ન), કાશ્યપના શિષ્ય છે. 'વૃદ્ધ' વિશેષણ પાછળ ઇતિહાસ છે. અભ્યાસ પૂર્ણ કર્યા પછી અને જીવક તંત્ર રચ્યું ત્યારે તેની ઉંમર ફક્ત ૫ વર્ષની હતી. આથી એની રચનાને બીજા ઋષિઓએ હસી કાઢી–બાલોચિત ગણી કાઢી. આ જોઈને આ બાળકે કનખલ પાસે ગંગામાં ડૂબકી મારી અને પાણીમાંથી બહાર નીકળ્યા ત્યારે તેમના માથાના વાળ સફેદ અને શરીર વૃદ્ધ-ઘરડું-થયેલું હતું. ઋષિઓએ આ પછી એનો સ્વીકાર કર્યો અને તેથી "વૃદ્ધ જીવક" તરીકે તે પ્રતિષ્ઠિત થયા.

કૌમારભૃત્ય આચાર્ય તરીકે જીવકનો ઉલ્લેખ નાવનીતકમાં મળે છે. એથી હેમરાજ શર્મા વૃદ્ધજીવક અને આ જીવકને ભિન્ન ગણે છે. કારણ મહાવગ્ગ આદિ બૌદ્ધગ્રંથોમાં જીવક એ એક રૂપજીવી (ગણિકા) નો પુત્ર હતો. ગણિકા તેને રસ્તા ઉપર છોડી આવી. રાજકુમારે° આ બાળક જોયું અને પોતાના દરબારમાં લઈ જઈ મોટો કર્યો. કુમારે એને પાળી પોષી મોટો કર્યો એથી એનું નામ કુમારભૃત્ પડયું. આ કુમારભૃત્ જીવકને અને તંત્રકર્તા જીવકને હેમરાજ શર્મા ભિન્ન ગણે છે. પરંતુ શ્રી. દુ. કે. શાસ્ત્રી આ બીજા જીવકને એક જ માને છે. (આયુર્વેદનો ઇતિહાસ, પૃ. ૮૫) કાશ્યપનો સમય પુનર્વસુ આત્રેયનો જ માનવો જોઈએ.

**વાત્સ્ય:** કાશ્યપસંહિતાના પ્રતિસંસ્કર્તા વાત્સ્ય છે. પણ વાત્સ્યનો સમય નક્કી કરવાનું કંઈ સાધન નથી. પરંતુ દુ. કે. શાસ્ત્રી કહે છે તેમ માત્ર એક વિચિત્રતા નોંધવા જેવી છે કે વૈદિક સંપ્રદાયના આ ગ્રંથમાં કાળ વિભાગના વર્ણનમાં ઉત્સર્પિણી, અવસર્પિણી, જેવા જૈન પરિભાષાના શબ્દ મળે છે અને કૃતયુગનાં મનુષ્યના શરીરાદિનો સાત રાત સુધી જ ગર્ભવાસ, અભેદ્ય અને અચ્છિદ્ય હાડકાં વગરનું માથું, જન્મતાં જ સર્વ કર્મ કરવાની શકિત વગેરે અદ્‌ભુત કલ્પના જ છે. (કાશ્યપસંહિતા, પૃ. ૪૪) બીજું અવ્યકતમાંથી અહંકાર વગેરે જે સોળ વિકારોનું વર્ણન આ ગ્રન્થમાં છે તે સ્પષ્ટ રીતે શુશ્રુત પેઠે સાંખ્યકારિકાને અનુસરે છે." (કા.સં., પૃ. ૪૫) એટલે ગ્રંથને સમગ્ર રીતે જોતાં ચરક અને સુશ્રુત પછી તરતમાં, આ પ્રતિસંસ્કર્તા વાત્સ્ય થયો હોવાનો સંભવ છે.

---

° બિમ્બિસારના પૌત્ર અભયના પેટનો આ છોકરો હતો એમ કેટલાક માને છે, જ્યારે બીજા બિમ્બિસારનો જ આ પુત્ર હતો એમ માને છે અર્થાત્ રાજકુમાર અભયનો નાનો ભાઈ જીવક થાય. અભયકુમારે એને ઉછેર્યો એટલે 'કુમાર-ભૃત્' (પાલીમાં કુમારભચ્ચ) અને તંત્રનું નામ 'કૌમાર–ભૃત્ય'.

ચરક : આધુનિક ચરક સંહિતાના પ્રતિસંસ્કર્તા ચરક છે. આ ચરક રાજા કનિષ્કના રાજવૈદ્ય હતા એમ જો કબૂલવામાં આવે તો એનો સમય ઈ.સ. ૧૦૦ની આસપાસમાં માનવો જોઈએ. પણ પુરાવિદ્‌કીથ અને રાજગુરુ હેમરાજ શર્મા જેવા વિદ્વાનો કહે છે તેમ કનિષ્કના સમકાલીન ચરકને જ પ્રતિસંસ્કર્તા ચરક માનવા માટે ચોખ્ખો પુરાવો કંઈ નથી.[૧] જ્યારે વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય કહે છે તેમ જ્યાં સુધી બીજા ચરકનો પત્તો ન લાગે ત્યાં સુધી કનિષ્કના રાજવૈદ્યને પ્રતિસંસ્કર્તા માનવામાં કંઈ વાંધો નથી. એટલે ચરકનો સમય ઈ.સ. ૧૦૦ માં આવે છે. 'कठचरकाल्लुक्' આવો પાણિનીય સૂત્રમાં ચરકનો ઉલ્લેખ છે. આ ઉપરથી કેટલાક અગ્નિવેશતંત્રના પ્રતિ સંકર્તાને પાણિનિનો પૂર્વકાલીન ગણે છે. પણ આ પાણિનીય સૂત્રમાં યજુર્વેદની કઠ અને ચરક નામની બે શાખાઓના પ્રવર્તક ઋષિઓનો ઉલ્લેખ છે.

વળી કેટલાક યોગસૂત્રકાર તથા વ્યાકરણ મહાભાષ્યકાર પતંજલિને જ ચરક માને છે. પણ ચરકસંહિતા માં સર્વત્ર 'चरक प्रति-संस्कृते' ' એવું લખાણ છે, ક્યાંય પતંજલિનો ઉલ્લેખ નથી.

'ચરક'ના ઘણા અર્થો થાય છે. એક અર્થ થાય છે ચર-ડિટેકટીવ. ગુપ્તવેશે નગરચર્ચા જોવા આવનાર માણસ. ભાવમિશ્ર ચરકને શેષનાગનો અવતાર માને છે. પતંજલિ પણ શેષનાગનો અવતાર મનાય છે. એટલે પતંજલિ એ જ ચરક એ ગોટાળો ઊભો છે. પતંજલિ એ જ ચરક નથી.

ચરકે ચરકસંહિતામાં ઘણું ઉમેર્યું છે, પરંતુ અષ્ટાંગસંગ્રહ ટીકાકાર ઇન્દુની શશિકલા – વ્યાખ્યામાં કહેલું છે કે ચરક અર્ધનો પ્રતિસંસ્કાર કર્યા પછી બ્રહ્મભૂત થઈ ગયા હતા એટલે હાલની ચરકસંહિતામાં ચરકનો કેટલો ભાગ છે તે કહેવું મુશ્કેલ છે.

ચરકસંહિતા એ જૂનામાં જૂની આયુર્વેદની સંહિતા છે.

ચરકસુશ્રુતના કાલનિર્ણયની ચર્ચામાં આ બન્ને ગ્રંથોમાં પ્રશસ્ત નક્ષત્ર, કરણ મુહૂર્ત વગેરેનો ઉલ્લેખ છે, વારનો ઉલ્લેખ નથી – અને આ ઉપરથી શંકરબાલકૃષ્ણ દીક્ષિત જેવાનો મત ટાંકી[૨] જ્યોતિષના ઇતિહાસની આ દલીલ ઉપરથી ચરકસંહિતાનો કાલનિર્ણય કરવા લલચાય છે. પરંતુ ભાગવત જેવા ઈ.સ. ચોથા શતક પછીના ગ્રંથમાં પણ વારનો ઉલ્લેખ નથી એટલે એકલી આ દલીલ નિર્ણાયક ન થઈ શકે.

કૃષ્ણયજુર્વેદ શાખાના અનુયાયીયો બધા 'ચરક' કહેવાતા. વૈશમ્પાયન પણ 'ચરક' નામથી ઓળખાય છે.

ચરક મહાજ્ઞાની વૈદ્ય હતા. દઢબલ ચરકને મહાજ્ઞાની કહે છે. વાગ્ભટ એમને ઋષિ કહે છે. પૌરાણિક માન્યતા ચરકને શેષનાગનો અવતાર માને છે. આ બધી વિવિધ માન્યતાઓને લઈને ચરકનો કાલનિર્ણય કરવાનું કામ મુશ્કેલ બને છે. ચરક ભારે ફરનાર-યાયાવર જેવા ઋષિ હશે એમ લાગે છે. અગ્નિવેશતંત્રના આ પ્રતિસંસ્કર્તાને કેટલાક ઈ.સ.પૂ. બીજા ત્રીજા સૈકામાં મૂકે છે તે ઠીક નથી લાગતું.

### દૃઢબલ

ચરક પ્રતિસંસ્કૃત અગ્નિવેશતંત્રમાં ૪૧ અધ્યાયો (૧૭ ચિકિત્સા સ્થાનના અને ૧૨-૧૨ કલ્પ અને સિદ્ધિસ્થાનના મળી) ની અનુપૂર્તિ કરનાર દઢબલ કાશ્મીરનો હતો એમ એ પોતે કહે છે. એ પોતાને પંચનદમાં જન્મેલા કહે છે. આ પંચનદ એ પંજાબ નથી પણ હર્નલના મત પ્રમાણે કાશ્મીરમાં જે पनेञ्जनोर નામનું ગામ છે તે છે. પહેલાંના સમયમાં જેલમ અને સિંધુનો સંગમ આ સ્થાન ઉપર થતો હતો.

---

૧. History of Sanskrit Literature P. 406 તથા કાશ્યપ સંહિતાનો ઉપોદ્‌ઘાત. પૃ. ૯૬

૨. "ભારતીય જ્યોતિષશાસ્ત્રમાં વારનાં નામોની શકકાળ પહેલાં એક હજાર વર્ષ ઉપર ભારતમાં પ્રવૃત્તિ થઈ છે" શ્રી. શંકર બાલકૃષ્ણ દીક્ષિતનો મત.

ચક્રપાણિદત્ત અને વિજયરક્ષિત ચરકસંહિતામાંથી ઉતારો કરતાં કેટલીક વખત કાશ્મીરપાઠનો ઉલ્લેખ કરે છે. અને દઢબલે ઉમેરેલા અધ્યાયોમાંથી ઉદાહરણ આપતાં દઢબલનો ઉલ્લેખ કરે છે. મતલબ કે ચરકસંહિતામાં ખૂટતા અધ્યાયો ઉમેરતી વખતે બાકીના ભાગનો પણ દઢબલે પાઠ શુદ્ધિ કહેવાય એવો જે પુનઃસંસ્કાર કર્યો હશે, તેને આ ટીકાકારો કાશ્મીરપાઠ કહે છે.

વાગ્ભટે દઢબલમાંથી ઉતારા કર્યા છે એટલે દઢબલ વાગ્ભટ પહેલાં થઈ ગયા છે. શ્રી. દુ. કે. શાસ્ત્રી દઢબલનો સમય ઈ.સ. ૪૦૦ની આસપાસ માને છે. કવિરાજ ગણનાથનસેન દઢબલને ત્રીજા શતકમાં મૂકે છે. દઢબલ કપિલબલના પુત્ર હતા.

ભેલસંહિતા અને નાવનીતક પછી દઢબલ મુકાય છે.

શાસ્ત્રી દુ. કે. કહે છે કે ચરકસંહિતાનો તંત્રયુક્તિવાળો અધ્યાય દઢબલનો છે અને અર્થશાસ્ત્રના તંત્ર યુક્તિવાળા અધ્યાય પછી લખાયો લાગે છે. અષ્ટાંગ સંગ્રહકારની પહેલાં દઢબલ થઈ ગયો છે.

### વાગ્ભટ

વૃદ્ધત્રયીમાં ચરકશુશ્રુત પછી વાગ્ભટ ગણાય છે. પરંતુ વાગ્ભટ ઘણા છે એટલે વાગ્ભટના સમય નિર્ણયમાં ઘણી ખેંચતાણ નજરે પડે છે. વળી વૃદ્ધ વાગ્ભટ અને લઘુ વાગ્ભટ બન્ને એક કે નોખા તે વિષે પણ ભિન્ન ભિન્ન માન્યતાઓ છે. વૃદ્ધ વાગ્ભટ એટલે અષ્ટાંગ–સંગ્રહના કર્તા, લઘુ વાગ્ભટ અટલે અષ્ટાંગ હૃદયના કર્તા. એટલે આ બે ભિન્ન કર્તાઓ છે એમ મનાય છે. આ માનનારાઓના બે કેમ્પો છે: ૧ હર્નલ અને હરિપ્રપન્નજી જેવાનો (૨) ગણનાથસેન અને જા. ત્રિ. આચાર્યનો. પહેલો પક્ષ બન્ને વાગ્ભટને ભિન્ન માને છે, જ્યારે બીજો પક્ષ એ બન્નેને એક જ માને છે.

અષ્ટાંગ–સંગ્રહના કર્તાનું નામ વાગ્ભટ હતું. એના પિતામહનું નામ પણ વાગ્ભટ હતું, અને તેઓના પિતાનું નામ સિંહગુપ્ત, પોતે સિંધુમાં જન્મેલા આ હકીકત અ.સં. ને અંતે આપેલી છે. આથી વિશેષ માહિતી કશી મળી નથી. વાગ્ભટની ખ્યાતિ એટલી બધી હતી કે એના વિષે ઘણી દંતકથાઓ ચાલે છે. એક દંતકથામાં વાગ્ભટને માળવાની ધારાનગરીમાં ભોજ રાજાના વૈદ્ય કહેલ છે અને વૃદ્ધ વાગ્ભટ સસરો ને લઘુ વાગ્ભટ જમાઈ એવી કલ્પના કરી છે. આ વાગ્ભટે માત્ર દવાની સુગંધથી જ ભોજરાજાના શરીરમાંથી રાજ્યક્ષ્માનો રોગ દૂર કર્યાની ચમત્કારિક કથા આપી છે. તથા 'कोऽरुक्' વાળી કથા વાગ્ભટને આરોપી છે![1]

આ બે વાગ્ભટનાં પુસ્તકોમાંથી અ. સંગ્રહ પ્રાચીન છે. પરંતુ ગદ્યપદ્યના મિશ્રણવાળી એની રચના ક્લિષ્ટ છે. આથી ઊલટું અ. હૃદય તેની રચના-શૈલીને લઈને ખૂબ જ લોકપ્રિય બનેલો છે. એના સરસ શ્લોકો મોઢે ચઢી જાય એવા છે—ઉત્તમ કાવ્યકોટિમાં મુકાય એવા છે. અ.સં.માં ૧૫૦ અધ્યાયો છે, જ્યારે અ.હૃદયમાં ૧૨૦ અધ્યાયો છે. કેટલીક વસ્તુ અ.સં.ની અ.હૃદયે છોડી દીધી છે, જ્યારે નવી ઝીણી વિગતો ઉમેરી પણ છે. કેટલાક માને છે કે અ.સં.માં અ.હૃદયમાં નથી એવી ઘણી નવી બાબતો છે. સંગ્રહને વખાણનારો એક વર્ગ છે, એટલે ભલે તેમ માને.

વાગ્ભટના ધર્મ સંબંધી પણ મતભેદ છે. કેટલાક એ બન્નેને બૌદ્ધ, કેટલાક જૈન જ્યારે બીજા વૈદિક—માને છે અને બધા જ પોતપોતાની દલીલો કરે છે. કારણ વાગ્ભટમાં બૌદ્ધ, જૈનો, વૈદિક—ત્રણેય ધર્મોને સામગ્રી જડે છે. કારણ એ મધ્ય માર્ગ (માધ્યસ્થમ)માં માનનારા હતા. બુદ્ધ સંપ્રદાયમાં 'મધ્યમ – પ્રતિપદા' સુવિદિત જ છે.

---

૧. જુઓ મેરુતુંગના 'પ્રબંધ ચિંતામણિ' ગ્રન્થનો દુ. કે. શાસ્ત્રીએ કરેલો ગુજરાતી અનુવાદ. પૃ. ૨૫૮થી ૨૬૦.

અ. હૃદયનો એક શ્લોક છે જેમાં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે, કે "અષ્ટાંગ વૈદ્યકરૂપ સમુદ્રના મંથનમાંથી અષ્ટાંગ સંગ્રહરૂપ જે મોટો અમૃતરાશિ મળ્યો, તેમાંથી ઓછો શ્રમ કરનારાઓ માટે આ મોટા ફળવાળું જુદું તંત્ર રચવામાં આવ્યું છે. (ઊ.અ.૪૦ શ્લોક ૮૦). આ શ્લોક બન્ને વાગ્ભટ એક જ છે—એક કર્તૃત્વનું સ્પષ્ટ સૂચક છે. આવો સંગીન પુરાવો હોવા છતાંય પાણીમાંથી પોરા કાઢવાના સ્વભાવવાળા બન્નેને જુદા ગણે છે!

રસરત્ન સમુચ્ચયના કર્તાનું નામ વાગ્ભટ છે. અને અ.સંગ્રહના કર્તા પેઠે આ વાગ્ભટ પણ પોતાને સિંહગુપ્તના પુત્ર કહે છે. કેવળ આ નામ સામ્ય ઉપરથી જૂના વૈદ્યો અ.સંગ્રહના અને અ.હૃદયના કર્તા વાગ્ભટ જ રસરત્ન સમુચ્ચયના પણ કર્તા છે એવું માને છે. પરંતુ આયુર્વેદના ઈતિહાસનો વિચાર જે વિદ્વાન વૈદ્યોએ કર્યો છે, તેઓએ રસરત્નસમુચ્ચયના કર્તા વાગ્ભટને ભિન્ન તથા પાછળના ગણ્યા છે. (પ્રત્યક્ષ શરીરનો ઉપોદ્‌ઘાત). રસરત્નસમુચ્ચયનો સમય આ વિદ્વાનો ૧૩મું શતક માને છે. (જુઓ વાગ્ભટ વિમર્શ)[1] કેટલાક ૧લા વાગ્ભટ (અ.સંગ્રહ)નો સમય ઈ.સ.નો પહેલો સૈકો બીજા વાગ્ભટ (અ.હૃદય)નો ઈ.સ. ચોથો સૈકો ગણે છે.

દક્ષિણ ભારતમાં વાગ્ભટની ખ્યાતિ અને ભક્તિ ભારતના બીજા કોઈ પણ ભાગ કરતાં ઘણી છે—ખાસ કરીને કેરાલામાં—કેરાલામાં ચરકસુશ્રુત કોઈ ભાગ્યે જ જોતું હશે. એમનો આદર્શ ગ્રંથ એક માત્ર વાગ્ભટ છે અને આજે પણ આખું વાગ્ભટ કંઠસ્થ હોય, એવા વિદ્વાનો કેરાલામાં મળી આવે ખરા. વાગ્ભટ પોતાને સિંધુજન્મા—સિંધમાં જન્મેલા કહે છે. આ છતાં દક્ષિણ ભારતમાં તે કયાંથી આવી ચઢયા અને આટલી ભકિત પામ્યા, એ શોધવા જેવું છે. તંત્રયુક્તિના લેખક નીલમેઘ કહે છે કે વાગ્ભટનો ટીકાકાર ઈન્દુ અને જેજ્જટ—બન્ને વાગ્ભટના શિષ્યો હતા.

"कलौ वाग्भटनामा च"કલિયુગમાં તો વાગ્ભટ જ મુખ્ય છે, એ ઉક્તિ ખરેખર ચરિતાર્થ થઈ છે. "सूत्रस्थाने तु वाग्भटः" સૂત્રસ્થાનમાં વાગ્ભટ ચરકસુશ્રુતથી પણ શ્રેષ્ઠ છે, એ ઉક્તિ પણ બરાબર છે; કારણ કેટલીક નવી વાતો વાગ્ભટે કહેલી છે.

### નાગાર્જુન

ભારતીય ઈતિહાસમાં અનેક નાગાર્જુનો થયા છે. (જુઓ કાશ્યપ સંહિતાનો ઉપોદ્‌ઘાત). આમાં ૩ મુખ્ય છે. —(૧) બૌદ્ધ સાધુ—કીમિયાગર નાગાર્જુન (૨) ધાતુવાદ પુરસ્કર્તા સિદ્ધનાગાર્જુન અને (૩) ભદન્ત નાગાર્જુન. આમાંથી પહેલા બે નાગાર્જુનોની કૃતિઓ, કાલનિર્ણય અને પરિચય—બધામાં વિદ્વાનોમાં જબરો મતભેદ પ્રવર્તે છે, જ્યારે ત્રીજા વિષે એટલી અચોક્કસતા નથી.

નાગાર્જુન પહેલો भिक्षु नागार्जुन : આ નાગાર્જુનનો કાલ—નિર્ણય ઈ.સ.પૂ. પહેલી સદી અને ઈ.સ. બીજી સદી—એની વચમાં છે. દંતકથા એવી છે કે એમનો જન્મ અર્જુનના ઝાડ નીચે થયો હતો અને નાગોએ—સર્પોએ એને વૈજ્ઞાનિક જ્ઞાન આપ્યું હતું, એ ઉપરથી એનું નામ નાગાર્જુન પડયું છે. સર્પો સાથેની છબી ઘણાયે જોઈ હશે.

એક બૌદ્ધ દંતકથા જણાવે છે કે વિદર્ભના એક ધનિક બ્રાહ્મણને લાંબા સમયથી એક પણ સંતાન ન હતું. એક દિવસે એને સ્વપ્ન આવ્યું, કે જો તે ૧૦૦ બ્રાહ્મણો જમાડશે તો તેને પુત્ર થશે. એ પ્રમાણે કરતાં એને પુત્ર થયો. જ્યોતિષીઓએ આ બાળકનું ભવિષ્ય ભાખ્યું કે આ બાળક એક અઠવાડિયા કરતાં વધુ જીવશે નહિ, પરંતુ જો ૧૦૦ ભિખ્ખુઓને તે જમાડશે અને સન્માનશે તો બાળક સાત વર્ષ સુધી જીવી

---

૧ બનારસ હિંદુ યુનિવર્સિટી, ઈન્સ્ટીટ્યુટ ઑફ પોસ્ટ ગ્રેજ્યુએટ રિસર્ચના ડિરેક્ટર શ્રી. પ્રિયવ્રત શર્માએ હાલમાં જ આ ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો છે.

શકશે. આ પ્રમાણે કર્યું, અને બાળક સાત વર્ષનો થયો. મહાબોધિસત્ત્વ અવલોકિતેશ્વર ખસર્પણે એને સ્વપ્નમાં દેખા દીધી, અને અભ્યાસ માટે નાલંદા જવા માટે બાળકને કહ્યું: તદનુસાર છોકરો નાલંદા વિશ્વવિદ્યાલયમાં પહોંચ્યો અને જોતજોતામાં એ અનેક વિદ્યાઓમાં પારંગત થયો અને એને બુદ્ધ ધર્મની દીક્ષા અપાઈ. એ વખતે બૌદ્ધસંઘ ભારે વેરવિખેર સ્થિતિમાં હતો. બધા અંદર અંદર લડતા ઝઘડતા હતા. ધાર્મિક ચર્ચાઓમાં અને ક્રિયાકાંડમાં વિખવાદ પ્રવર્તતો. ભગવાન બુદ્ધના આ અનુયાયીઓને જોઈને આ નાગાર્જુનને ખૂબ લાગી આવ્યું. એણે વર્ષો સુધી મહેનત કરી ધાર્મિક પુસ્તકો ઠીક કર્યાં, વિધિઓ અને ક્રિયાકાંડોમાં એકવાક્યતા આણી, ધમ્મની કીર્તિમાં વધારો કર્યો, અને યુગાનુરૂપ સંદર્ભમાં ધર્મને પ્રતિષ્ઠિત કર્યો. આ નૂતન સંપ્રદાય નામ પડયું, મહાયાન અને એનો સ્થાપક નાગાર્જુન એના બોધિસત્ત્વ તરીકે પ્રતિષ્ઠિત થયા. આ પછી બોધિસત્ત્વ થયેલા નાગાર્જુન દક્ષિણમાં ગયા અને ત્યાં આંધ્ર પ્રદેશમાં આવેલ શ્રી શૈલપર્વત ઉપર વિહાર બાંધી રહ્યા. એમને અહીં કીમિયાનું જ્ઞાન લાધ્યું અને ઘણી ખ્યાતિ પામ્યા. દૂર દૂરથી વિદ્યાર્થીઓ એ શીખવા આવતા. અને શીખીને શ્રીશૈલમાં જ રહી પડતા. યજ્ઞશ્રી શાતકર્ણી ૨૩મા કાતવાહન રાજા તે વખતે એ પ્રદેશ ઉપર રાજ કરતો હતો, એના સાંભળવામાં આની ખ્યાતિ આવી અને એ એમને પોતાના ગુરુ અને મિત્ર તરીકે પોતાના દરબારમાં લઈ ગયા. રાજાએ બુદ્ધ ધર્મ સ્વીકાર્યો, ધર્મ પાછળ ખૂબ ધન ખરચ્યું અને ઘણા વિહારો બાંધ્યા. આ ભિક્ષુઓ માટે બાંધેલા વિહારો અને નાગાર્જુનની ગુફાઓ આજે પણ અજંટા તરીકે અને એની બાજુના પ્રદેશમાં ઓળખાય છે. કહેવાય છે કે રાજાએ આવી રીતે વિહારો વગેરેમાં રાજ તિજોરી ખાલી કરી નાખી એટલે નાગાર્જુને સ્વર્ણસિદ્ધિ કીમિયા દ્વારા સોનું તૈયાર કરી તિજોરી ભરી નાખી. પારદ અને બીજી ધાતુઓના શોધનમારણ, સત્ત્વકરણ, ઊર્ધ્વીકરણ, સ્વર્ણમાક્ષિકમાંથી તાંબાને છુટું પાડવું, ધાતુને રંગ આપવો, ધાતુઓની ભસ્મોનો ઔષધ તરીકે ઉપયોગ, આ બધું નાગાર્જુનને ફાળે જાય છે. દવામાં 'કજ્જલી'નો પ્રયોગ પણ એમણે જ કર્યો છે.[1] નાગાર્જુને ધર્મ ઉપર તેમ જ વિજ્ઞાન ઉપર ઘણાં પુસ્તકો લખ્યાં છે. ધાતુવાદ (Aechemy) અને ધાતુઓ ઉપર એમણે ઘણાં પુસ્તકો લખ્યાં. આમા રસરત્નાકર ખૂબ જ જાણીતું છે. આ પુસ્તકમાં નાગાર્જુન, રાજા શાલિવાહન (સાતવાહન રાજાઓનું બીજું નામ), અન્ય વિદ્વાન રત્નઘોષ — આ બધા વચ્ચેનો વાર્તાલાપ હોય એ શૈલીમાં એ લખાયેલું છે. એમાં રસવાદ અથવા કીમિયા દ્વારા મુક્તિ પ્રતિપાદિત કરી છે.

શુશ્રૂતના પ્રતિસંસ્કર્તા કે જે નાગાર્જુનની વાત કલ્હણે કરી છે તે આ જ નાગાર્જુન છે. આ સાચું હોય તો નાગાર્જુનને આયુર્વેદનું જ્ઞાન સારું હતું. આ સિવાય બીજા અનેક ગ્રંથો પણ નાગાર્જુનના નામ ઉપર ચઢેલા છે, પરંતુ એ બધું નક્કી કરવાની જરૂર છે.[2]

નાગાર્જુન બીજો. સિદ્ધ નાગાર્જુન: ઈ.સ. ૬૦૦ આસપાસ કર્ણાટકમાં નાગાર્જુન નામે એક વિદ્વાન વસતો હતો. જૈન સાહિત્યમાં એને તત્ત્વજ્ઞાની વૈદ્ય તરીકે પ્રખ્યાત જૈન પૂજ્યપાદના ભાણેજ તરીકે ગણાવે છે. આ પૂજ્યપાદે જ નાનપણમાં નાગાર્જુનને ભણાવ્યો. નાગાર્જુન જન્મે જૈન હોવા છતાંય તે બૌદ્ધ ધર્મ તરફ આકર્ષાયો અને એ ધર્મ સ્વીકારી ભિખ્ખુ બન્યો. એણે સારા દેશમાં બૌદ્ધ ધર્મના પ્રચાર માટે પેદલ યાત્રા આરંભી અને નેપાલ ટિબેટ સુધી જઈ પહોંચ્યા. ટિબેટમાં એ બહુ વખત રહ્યા અને ઘણાં પુસ્તકો બૌદ્ધ ધર્મ ઉપર લખ્યાં. છેવટે તે પાછા શ્રીશૈલમાં નાગાર્જુન બોધિસત્વની કીર્તિ સાથે આવી પહોંચ્યા અને રસાયન પાછળ પડયા — રસાયન દ્વારા મુક્તિ પ્રાપ્તિ. આ ઉપરાંત પણ બીજી અનેક સિદ્ધિઓ નાગાર્જુનને

૧. "History of Hindu Chemistry" Vol. I. P. C. Roy

૨. लोहशास्त्र, रसेन्द्र – चिन्तामणि, आरोग्य – मंजरी, योगसारि, रसेन्द्र – मंगल અને रति – शास्त्र — આ પુસ્તકો નાગાર્જુનના નામે ચઢેલાં છે.

પ્રાપ્ત થઈ હતી. એટલે એ સિદ્ધ—નાગાર્જુન તરીકે ઓળખાયા. પ્રખ્યાત 'મુસાફર આલ્બેરુનીએ જે નાગાર્જુનનો ઉલ્લેખ કર્યો છે તે આ જ હોવાનો સંભવ છે.

કીમિયા-શાસ્ત્ર ઉપર ઘણું સાહિત્ય લખ્યું છે—रत्नकचपुटम्, कक्षपुट तंत्र અથવા सिद्ध—चामुण्ड આ બધાં સિદ્ધ નાગાર્જુન ઉપર ચઢેલાં છે. નાગાર્જુન ૩ જો. ભદન્ત નાગાર્જુન—"रस वैशेषिक सूत्र"'ના કર્તા તરીકે વિખ્યાત છે. ભદન્તનો અર્થ થાય છે ચમકતા સુંદર દાંત. પ્રાચીન ભારતમાં બૌદ્ધ સાધુઓ, જેમને તાંબુલ ભક્ષણની મના કરવામાં આવી હતી, માટે ભદન્ત અટક હતી એમ મનાય છે. રસવૈશેષિક સૂત્ર ઉપરના વિદ્વદયોગ્ય ઉપોદ્‌ઘાતમાં કે. શંકર મેનન લખે છે કે ભદન્ત નાગાર્જુન એ કેરાલાના બૌદ્ધ ભિખ્ખુ હતા, અને મોટે ભાગે નાયર કોમના હતા. સંસ્કૃત અને આયુર્વેદમાં એ અદ્વિતીય પંડિત હતા. વાગ્ભટ્ટ ટીકાકાર તે વાગ્ભટ્ટ પછી થયા છે, એટલે તેમને ઈ.સ.ના સાતમાં સૈકાની શરૂઆતમાં રાખે છે. રસવૈશેષિક ષડરસોની ચર્ચા કરે છે. રસોના ગુણ તેના પંચમહાભૂત, દ્રવ્યો, વીર્ય, વિપાક વગેરેની સૂક્ષ્મ માર્મિક મીમાંસા તે કરે છે. બાદરાયણના બ્રહ્મસૂત્રની શૈલી ઉપર એ રચાયેલો છે. આ જાતનું આ એક જ પુસ્તક છે. આમાં આરોગ્યશાસ્ત્રની મીમાંસા છે. આની ઉપર નાગાર્જુનના શિષ્ય નરસિંહે બહુમૂલ્યવાન વ્યાખ્યા લખી છે. ત્રાવણકોર રાજ્યમાં આ વ્યાખ્યા સાથેનો ગ્રંથ છપાયો છે. એનો કાલ ૭મી થી ૧૦મી સુધીનો મનાય છે. કેરાલા આ ગ્રંથ અને એના લેખક બન્ને માટે ગર્વ લઈ શકે છે.

### પતંજલિ

નાગાર્જુન પેઠે પતંજલિ પણ ઘણા મનાય છે (૧) પાણિનિ વ્યાકરણ ઉપર મહાભાષ્ય લખનાર લેખક (૨) યોગસૂત્રોના લેખક (૩) લોહશાસ્ત્રના લેખક. (૪) ચરકસંહિતાના પ્રતિસંસ્કર્તા કે ટીકાકાર.

ચરક ટીકાકાર ચક્રપાણિદત્ત ચરકની ટીકાના આરંભમાં શેષનાગના અવતાર તુલ્ય પતંજલિને નમસ્કાર કરે છે:

> पातञ्जल महाभाष्य चरकप्रति—संस्कृतैः।
> मनोवाक्कायदोषाणां हर्त्रेऽहिपतये नमः॥

**પતંજલિ** યોગસૂત્ર, મહાભાષ્ય અને ચરકના પ્રતિસંસ્કાર કરનાર પતંજલિને નમસ્કાર. એક મન માટે, બીજું વાક્‌વિશુદ્ધિ માટે, ત્રીજું શરીરના દોષોને હરનાર અને શરીરને નીરોગી રાખનાર—આમ અનુક્રમે મન, વાણી અને શરીરના દોષોના હરનારને નમસ્કાર. પાતંજલ સૂત્રવૃત્તિના કર્તા ભોજ તથા યોગવાર્તિકના કર્તા વિજ્ઞાનભિક્ષુ આ બન્ને પતંજલિને જ ચરક માને છે. આ મતને અનુસરી મંજૂષામાં આપ્ત લક્ષણ દર્શાવતાં નાગેશ ભટ્ટ "इति चरके पतंजलिः" એમ કહે છે. અને ભાવમિશ્ર અહિપતિ—શેષ શી રીતે મુનિના પુત્ર થયા તથા ચરક કહેવામાં એ વિષે દંતકથા કહે છે.

અર્થાત્ આ બધા ભિન્ન ભિન્ન મતોએ આ ગોટાળામાં વધારો કર્યો છે.

**પતંજલિ ૧લા**—પાણિનિ વ્યાકરણ ઉપર મહાભાષ્ય લખનાર પ્રખ્યાત વૈયાકરણી. એ પોતાને ગણિકા-પુત્ર અને પોતાને ગોનર્દના વતની કહે છે. એ પુષ્યમિત્ર (ઈ.સ. પૂ. ૧૮૫-૧૪૯) રાજાના સમકાલીન સુંગવંશના સ્થાપક અને ચંદ્રગુપ્તના મૌર્ય રાજ્ય સાથે પરિચયવાળા હતા. ઈ.સ.પૂ. ૧૮૫ એમનો કાલ લગભગ નિશ્ચિત મનાય છે.

**પતંજલિ ૨જા:** યોગસૂત્રના કર્તા તરીકે. પ્રો. દાસગુપ્તા કહે છે કે વાચસ્પતિ અને વિજ્ઞાનભિક્ષુ—બન્ને વ્યાસભાષ્યના મહાન વ્યાખ્યાકારો—ના મત મુજબ પતંજલિ યોગના મૂળ સ્થાપક ન હતા, કેવળ સંપાદક જ હતા. યોગસૂત્રના બહુ પદ્ધતિસર લખાયેલાં પહેલાં ૩ પ્રકરણો સૂચવે છે કે સાધનો બધાં જ અગાઉથી તૈયાર

હતાં. પતંજલિએ ફક્ત એને 'વ્યવસ્થિત ગોઠવ્યાં એટલું જ. ઈ.સ. પૂ. ૧૪૭ પહેલાં એમનો સમય તો નથી જ.

**પતંજલિ ૩જા :** પ્રો. દાસગુપ્તાના અભિપ્રાય પ્રમાણે પતંજલિ તંત્ર (લોહશાસ્ત્ર) લખનાર એક બીજા પતંજલિ હતા, જે આશરે ઈ.સ. ૩૦૦-૪૦૦માં થઈ ગયા છે. ચક્રપાણિ વગેરેએ મહાભાષ્યના કર્તા સાથે પતંજલિને ભેળવવાનો પ્રયાસ કર્યો છે. આજ પતંજલિએ ચરક સંહિતા ઉપર ટીકા લખી છે. (પ્રો. દાસગુપ્તા). આ ટીકા આજે ઉપલબ્ધ નથી. वातस्कन्ध, અને सिद्धान्त–सारावली આ બન્ને પુસ્તકો પતંજલિના મનાય છે તે આ જ પતંજલિ હોવાનો સંભવ છે.

**બાવર મૅન્યુસ્ક્રીપ્ટ :** આયુર્વેદનો આ એક કીમતી દસ્તાવેજ છે અને એની કથા જાણવા જેવી છે. પૂર્વ તુર્કિસ્તાનના બે તુર્કો, જે કુચારના વતની હતા, એમને ખબર મળી કે m0ngi નં ૨ um Tnsa પાસે સ્તૂપ છે, તેમાં એક મોટો ધનભંડાર છે એટલે તે બન્ને ખોદી લાવવા સ્તૂપ પાસે ગયા અને ખજાના માટે ખોદકામ આરંભ્યું. ખજાનો તો ન મળ્યો. પણ ભૂર્જપત્ર ઉપર લખાયેલું એક પુસ્તક મળ્યું. (ફેબ્રુ. ૧૮૯૦) આ પુસ્તક તેઓ મેજર જનરલ એચ. બાવરને (જેઓ તે વખતે ત્યાં જ હતા,) બતાવવા ગયા. મેજરે આ પુસ્તક તુરત જ તેમની પાસેથી ખરીદી લીધું. પુસ્તકના કર્તાનું નામ કે તેના કર્તાનું નામ નક્કી ન હોવાથી એ "બાવર મૅન્યુસ્ક્રીપ્ટ" તરીકે ઓળખાય છે. આ પુસ્તક (હસ્તલિખિત) ને વાંચીને તેનું સંપાદન કરવાનું કાર્ય અને તેનો ખરો જશ તો પ્રખ્યાત પુરાતત્ત્વવેત્તા રૂડોલ્ફ હર્નલને જ જાય છે. એ વિદ્વાને આ પુસ્તક પાછળ ૭ વર્ષો ગાળ્યાં અને ૧૮૯૭માં પુસ્તકાકારે એ પ્રસિદ્ધ થયું. આ ભૂર્જપત્ર ઉપર લખાયેલી પ્રત આ જાતની બધી પોથીઓ જ છુટાં પાનની આવે છે તેવી જ પોથી જેવી છે. પાનાને કાણાં પડેલાં છે તેમાં દોરી પરોવેલી છે. આ પુસ્તક (mss) પોથી એક પુસ્તક નથી, પરંતુ સાત જુદાં જુદાં પુસ્તકોની પોથીઓ છે. હર્નલ લખે છે કે આ આખી પોથી એક જ લેખકની લખેલી નથી, બધાના કર્તા—લેખકો જુદા છે. આવા ૪ લેખકો છે. ૧,૨,૩, પોથીઓ પહેલા લેખકની છે. ૫ અને ૬ એ બીજા લેખકની છે. ૪થો ભાગ ત્રીજા લેખકનો અને છઠો ભાગ ૪થા લેખકનો છે. આ બધા લેખકો હિંદમાંથી આવેલા બૌદ્ધ ભિખ્ખુઓ છે. સિવાય ૪થા ભાગનો લેખક કાં તુર્કિસ્તાન કાં ચીનનો છે. ચારેય ભિખ્ખુઓ કુમારના વિહારમાં રહેતા હતા. આ વિહારોનો મુખી મોટે ભાગે, યશોમિત્ર હતો. આ વખતે સમુદ્રગુપ્ત ભારતમાં રાજ્ય કરતો હતો અને એનું સામ્રાજ્ય તુર્કીસ્તાનના અમુક ભાગ સુધી વિસ્તરેલું હતું. હિંદુસ્તાનનો એ કાલ (ઈ.સ. ૩૫૦-૪૭૫ સુધીનો) અત્યંત જાહોજલાલી અને વૈભવનો હતો.

આ હસ્તપ્રતનો ૧લો ભાગ 'લસુન-કલ્પ'થી શરૂ થાય છે. એ પછી આહારવિધિ અને અગ્નિની મહત્તા આપે છે. એમાં રસાયન, વાજીકરણ, અશ્વેતન મુખલેપ, અંજન, માથાના વાળની સારવાર અને ખાંસીની દવાઓના પાઠો છે.

બીજો ભાગ જે 'નાવનીતકમ્'નામે ઓળખાય છે તે બધા ભાગમાં દરેક રોગની દવાઓના પાઠો છે.

૩જો ભાગ બીજા કરતાં નાનો છે. ૪ અને ૫ ભાગોમાં ભવિષ્ય ભાખવા સંબંધી છે. છેલ્લા બે ભાગો- ૬ અને ૭)—મંત્રો અને સર્પદંશ સંબંધી છે. આ બધા ભાગો એક પુસ્તકમાં હાલ 'નાવનીતક' નામના પુસ્તકમાં છપાયેલા છે. અને આથી આ પુસ્તકની કિંમત વધુ છે.

હવે આપણે 'લઘુત્રયી'ના લેખકો તરફ વળીશું.

**શાર્ંગધર :** (ઈ. સ. ૧૩૯૩) લઘુત્રયી તરીકે જે ત્રણ ગ્રન્થો ઓળખાય છે તે પૈકીનો એક ગ્રંથ તે શાર્ંગધર સંહિતા. એના કર્તા સારંગધર પોતાને દામોદરના પુત્ર કહેવડાવે છે. આ સંહિતા ઉપરાંત બીજો

"સારંગધર" પદ્ધતિ નામનો ગ્રંથ પણ એમનો મનાય છે. પરંતુ પદ્ધતિના કર્તા પોતાને વૈદ્ય નહીં પણ કવિ જ કહેવડાવે છે. અને ગ્રંથમાં સારંગ સંહિતાનો ક્યાંય ઉલ્લેખ સરખો નથી. આ જોતાં પદ્ધતિના લેખક અને સંહિતાના લેખક (બન્ને શાંર્ઙગધર) ભિન્ન લાગે છે. વાગભટ ટીકાકાર હેમાદ્રિએ પોતાની ટીકામાં શાંર્ઙગધરનો ઉલ્લેખ કર્યો છે, એ જોતાં પદ્ધતિકાર પહેલાં લગભગ દોઢ સો વર્ષે ૧૩મા શતકના આરંભમાં વૈદ્ય શાંર્ઙગધર થયા હોવા જોઈએ. શાંર્ઙગધરે અફીણ વાપર્યું છે એટલે ૧૨૦૦ પહેલાં તે હોઈ શકે જ નહીં, કારણ આ દેશમાં અફીણ મુસ્લિમો સાથે આવ્યું છે.

સારંગધર સંહિતામાં ૩ ખંડો છે. પૂર્વ, મધ્યમ અને ઉત્તર. શાંર્ઙગધરના યોગો વૈદ્યોમાં ઘણા વપરાય છે. મહારાષ્ટ્રમાં જેવી યોગરત્નાકરની, બંગાલમાં જેવી ભૈષજ્યરત્નાવલી અને રસેન્દ્રસાર સંગ્રહની લોકપ્રિયતા છે તેવી ગુજરાતમાં શાર્ઙગધરની છે.

શાંર્ઙગધર સંહિતા ઉપર બે ટીકાઓ છે. (૧) આઢમલ્લની 'દીપિકા' અને (૨) પં. કાશીરામ વૈદ્ય રચિત 'ગૂઢાર્થદીપિકા' કાશીરામ શામે સલીમના રાજ્યમાં ટીકા લખી હોવાનું કહે છે. કાશીરામ કૃષ્ણભકત હતા. ૧૬મી સદીમાં થઈ ગયા છે.

એક ત્રિશતી નામનો નાનકડો ગ્રંથ, ત્રિદોષ ચિકિત્સા ઉપરનો, ગુજરાતીના વૈદ્ય દેવરાજના પુત્ર શાર્ઙગંધારનો લખેલો મળે છે. ભાવમિશ્રા જ્વર પ્રકરણમાં આ ગ્રંથમાંથી ઉતારો કર્યો છે એટલે તે ૧૫મા શતકનો ગ્રંથ લાગે છે. આ ત્રિશતી ગ્રંથ નિર્ણયસાગર પ્રેસમાં છપાયેલો છે.

ભાવમિશ્ર, શાંર્ઙગધર પછી લઘુત્રયીમાં "ભાવપ્રકાશ"નું સ્થાન આવે છે. ભાવમિશ્રા રચેલો આ ગ્રંથ અર્થાત્ એના યોગો વૈદ્યોમાં ઠીક પ્રચલિત વા પ્રીતિપાત્ર છે. એ પોતે પોતાના પિતાનું નામ શ્રી મિશ્રલટકતનય[1] આપે છે. જૉલીના મત મુજબ એ કાશીના છે. જ્યારે ગણનાથસેનના મત પ્રમાણે તે કાન્યકુબ્જના છે. ફિરંગ રોગનો ઉલ્લેખ સૂચવે છે કે હિંદમાં ફિરંગીઓ આવ્યા બાદ એ ગ્રંથ લખાયો છે. વિદ્વાનો એમને ૧૬ મા અંકામાં મૂકે છે. શાંર્ઙગધરે અફીણ વાપર્યું છે. ભાવમિશ્રા અફીણ ઉપરાંત મોપચીની દ્વીપાન્તરવચા ગ્રંથમાં દાખલ કરી છે.

ભાવપ્રકાશના ત્રણ ખંડો છે. પૂર્વ, મધ્યમ, ઉત્તર. ઉત્તરખંડ બહુ નાનો છે. મધ્યમખંડમાં રોગોના નિદાન, ચિકિત્સા અને યોગો આપેલા છે. ઉત્તરખંડમાં માત્ર વાજીકરણ અધ્યાય છે.

વાગભટ પછી મોટામાં મોટો સંગ્રહ ગ્રન્થ ભાવપ્રકાશ જ છે.

ભાવમિશ્રના જ રચેલા એક ગુણરત્નમાલા નામના ગ્રંથની હાથપ્રત ઈન્ડિયા ઑફિસના પુસ્તકાયલમાં હોવાનું જૉલી કહે છે.

હર્ષકીર્તિસૂરિ—૧૬મા શતકનો હર્ષકીર્તિસૂરિનો યોગચિન્તામણી નામનો ગ્રંથ છપાઈ ગયેલો છે. એમાં ફિરંગરોગનો ઉલ્લેખ છે એટલે ભાવમિશ્રા પછી એ થઈ ગયા હોવા જોઈએ.

માધવ અને માધવનિદાન: ૧૨મો શતક એમનો સમય વિદ્વાનો માને છે કારણ ખલિફાના વખતમાં અરબી ભાષામાં જે સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતરો થયાં તેમાં માધવનિદાન પણ એક હતું—કવિરાજ ગણનાથસેન જેવાઓએ પણ આ કાલ નિર્ણય માન્ય રાખેલ છે. માધવ ઈન્દુકરના પુત્ર છે અને 'કર' અટક બંગાલીઓમાં જ હોવાથી તે બંગાલના છે એમ મનાય છે. માધવશિવભક્ત છે અને એમના પુરોગામી ચરકશુશ્રિતાદિનાં વચનોનો સંગ્રહ કરી આ ગ્રંથ રચ્યો છે. આ છતાં સ્વતંત્ર ગ્રંથની પ્રતિષ્ઠા એને મળી ગઈ છે.

---

૧. કાશી વા ગોરખપુર—આ જગોમાં આજે પણ આ જાતના લટકન, ગુટકન, મટકન આદિનામો સાંભળવા મળે છે.

નિદાન ઉપરનો આ એક સર્વસામાન્ય ગ્રન્થ છે. માધવકરે પોતાના ગ્રન્થનું નામ "रोगविनिश्चय" રાખ્યું હોવા છતાં આ ગ્રન્થ 'માધવનિદાન' તરીકે જ ઓળખાય છે.

માધવનિદાન ઉપર બે ટીકાઓ લખાયેલી છે: (૧) શ્રી વિજયરક્ષિત અને એના શિષ્ય શ્રીકંઠની મધુકોશ વ્યાખ્યા (૨) વાચસ્પતિ વૈદ્ય લખેલ આંતકદર્પણ ટીકા. બન્ને ટીકાઓ ઈ.સ.ની ૧૪મી સદીમાં, અનુક્રમે સદીના પહેલા અને પાછલા ભાગમાં થયેલી છે.

માધવકારે रत्नमाला નામનો ગ્રન્થ રચ્યો છે એમ શ્રી ગોપમોહન કવિરાજકૃત મુકતાવલીના એક પદ્યમાં મળે છે. (જુઓ, નિર્ણય – સાગરમાં છપાયેલા माधवनिदाननो ઉપોદ્‌ઘાત).

**વિજયરક્ષિત:** માધવનિદાન ઉપર મધુકોષ નામની પ્રખ્યાત ટીકા લખનાર વિદ્વાન એમના મરણથી આ અધૂરી રહેલ એ એમના જ શિષ્ય શ્રીકંઠે પૂરી કરી છે. ટીકા બહુ સુંદર છે.

**વાચસ્પતિ વૈદ્ય:** મધુકોષ ઉપર આતંકદર્પણ ટીકા લખનાર. એણે મધુકોષ વ્યાખ્યા જોઈ છે એમ કહે છે. વાચસ્પતિએ ટીકાના આરંભમાં કહ્યું છે કે એમના પિતા પ્રમોદ હમ્મીર રાજાની અને મોટા ભાઈ મહમમ્દ રાજાની સભામાં હતા. આ મહમ્મદ એ મહમ્દ ઘોરી એમ હર્નલ માને છે, પરંતુ દુર્ગાશંકર શાસ્ત્રી કહે છે કે ઘોરી નહીં, પણ એ પછીનો દિલ્હીનો સુલતાન અલાઉદ્દીન મહમ્મદશાહ પહેલો (ઈ.સ. ૧૨૯૨ થી ૧૩૧૬) કે મહમ્મદ તઘલખ ઈ.સ.૧૩૨૫થી ૧૩૫૧) ગમે તે હોય. હમ્મીર એ તો રણથંભોરના ચૌહાણ રાજા હમ્મીર હોય એમ બધા ઉલ્લેખો જોતાં લાગે છે.

**ભટ્ટાર હરિશ્ચંદ્ર:** ચરકસંહિતા ઉપર ટીકા લખનાર આ પહેલવહેલ ટીકાકાર છે. ટીકાનું નામ 'ચરક ન્યાસ' છે. તે શરૂઆતથી સૂત્રસ્થાનના ત્રીજા અધ્યાયસુધીનું પ્રાપ્ત થાય છે. રાવળપિંડીના આયુર્વેદાચાર્ય મસ્તરામ શાસ્ત્રીએ એ છપાવી છે.

બાણ કવિએ (કાદમ્બરીના લેખક) પોતાના હર્ષચરિતમાં હરિશ્ચંદ્રનો ઉલ્લેખ કરેલો છે. ટીકાકાર જેજજર પોતાને વાગ્ભટના શિષ્ય ગણે છે. એણે પણ હરિશ્ચંદ્રનો ઉલ્લેખ કરેલો છે. વાગ્ભટ પહેલાં હરિશ્ચંદ્ર થઈ ગયા છે એમ ચક્રપાણિ માને છે, અને છેવટે "વિશ્વપ્રકાશ"કોષ ના આરંભમાં મહેશ્વર પણ હરિશ્ચંદ્ર સાહસાંક રાજ્યના વૈદ્ય હતા એમ કહેલું છે. આ બધા પુરાવાને લઈને સાહસાંક એટલે વિક્રમાદિત્ય અને ગુપ્તવંશનો ચંદ્રગુપ્ત બીજો એ જ વિક્રમાદિત્ય. એટલે હરિશ્ચંદ્રનો સમય ઇ.સ.નો પાંચમો સૈકો છે.

ભટ્ટાર હરિશ્ચન્દ્રે ખરનાદ સંહિતાનો પ્રતિસંસ્કાર કર્યો છે એવી જનશ્રુતિ અષ્ટાંગ સંગ્રહની ઈન્દુ વ્યાખ્યાના સમયમાં પ્રચલિત હતી.

હરિશ્ચન્દ્રની ટીકા એવી સરસ હતી કે જેજજર જેવાને કહેવું પડયું કે ભટ્ટાર હરિશ્ચંદ્રની ટીકા હોય ત્યાં બીજી ટીકા લખવી એ તો નરી ધૃષ્ટતા જ ગણાય.

**જેજજર:** એ પોતે પોતાને વાગ્ભટના શિષ્ય ગણે છે. એમની રચેલી ચરકસંહિતા ઉપરની ટીકા નિરન્તરપદ વ્યાખ્યા છે. આ ટીકા ઘણી ત્રુટક ત્રુટક છે.

જેજજટે સુશ્રુતની પણ વ્યાખ્યા રચી હતી એમ ડલ્હેણ અને મધુકોશ વ્યાખ્યા ઉપરથી જણાય છે. ડલ્હણ પોતે કહે છે કે મેં જેજજરની ટીકા જોઈને મારી ટીકા લખી છે. સુશ્રુત ઉપરની એમની ટીકા આજ મળતી નથી. સમય ઈ.સ. પાંચમાના પાછલા ભાગમાં કે છઠ્ઠા ભાગમાં.

**ચક્રપાણિદત્ત:** ચરક ઉપર 'आयुर्वेद दीपिका' અને સુશ્રુત ઉપર ભાનુમતી નામની વ્યાખ્યાઓ લખી છે. આયુર્વેદ દીપિકા અનેકવાર ચરકસંહિતા સાથે છપાઈ છે. જ્યારે ભાનુમતી કેવળ સુશ્રુતના સૂત્રસ્થાન ઉપર જ

જે જા. ત્રિ. આચાર્યે પુસ્તકાકારે છપાવી છે. ચક્રપાણિનો चक्रसंग्रह ગ્રન્થ પ્રાપ્ય છે અને બંગાલમાં એના યોગો ઠીક ઠીક પ્રચલિત છે. 'द्रव्यगुण – संग्रह' પણ છપાયેલો છે. આમ ચક્રપાણિદત્તના ચાર પુસ્તકો ગણાય છે. એમનો સમય ઈ. સ. ૧૦૪૦થી ૧૦૭૦ સુધીનો ઈતિહાસવિદોએ માન્યો છે.

એમની ચરક ઉપરની ટીકાથી જ 'ચરકસંહિતા' સમજી શકાય છે એવી એ સારી ટીકા છે.

**ગયદાસ :** સુશ્રુતના ટીકાકારોમાં જેજ્જટ અને બીજો નંબર ગયદાસનો આવે છે. ગયદાસની पंजिका નામની સુશ્રુત ઉપરની ટીકા હતી. ડલ્હણે વારંવાર પોતની ટીકામાં ગયદાસનો ઉલ્લેખ કર્યો છે. અને પોતે ગયદાસના પાઠોને અનુસર્યો છે. આ ગયદાસ જેજ્જટનો ઉલ્લેખ કરે છે. માટે એ જેજ્જટ પછી અને ડલ્હન પહેલાં ઘણું કરી ઈ.સ. સાતમા આઠમા સૈકામાં થયા હોવાનો અંદાજ સંભવ છે. ગયદાસની ટીકા पंजिका કે न्याय चंद्रिका નિદાનસ્થાનની મળી છે. અને સટીક સુશ્રુતની ૧૯૩૮ની ત્રીજી આવૃતિમાં છપાઈ છે. ઘણે સ્થળે ડલ્હણની ટીકા કરતાં સ્પષ્ટતર અને વિસ્તૃત છે. ગયદાસની શરીરસ્થાનની ટીકાની પ્રત શ્રી. નરેશ શાસ્ત્રી પાસે છે એમ મનાય છે.

**ડલ્હણ :** સુશ્રુત સંહિતા ઉપર निबन्ध संग्रह નામની એમની ટીકા વિદ્યાર્થીઓને ઉપકારક થાય તેવી સરલાર્થતા, બીજા મતોને સંગ્રહવાની નિપુણતા, અનેકવિધ પ્રાચીન પાઠોને દર્શાવવાની કુશળતા અને વિદ્યાર્થીઓને બોધ થવામાં ખાસ ઉપયોગિતા ડલ્હણની ટીકાની છે એમ ગણનાથસેન કહે છે તે યથાર્થ છે.

ડલ્હણ મથુરા પાસે આવેલા ભાદાનક દેશના ભરતપાલ નામના વૈદ્યના પુત્ર અને શાહપાલ રાજાના પ્રીતિપાત્ર હતા, એમ પોતે જ ટીકાના પ્રારંભમાં લખે છે. ૧૧મા શતકના ચક્રપાણિદત્તનો, બીજી ટીકાઓનો પુષ્કળ ઉતારો કરનાર ડલ્હણે ક્યાંય ઉલ્લેખ કર્યો નથી અને આમ નામ લીધા વિના ચક્રપાણિએ ડલ્હણના મતનું ખંડન કર્યું છે; એ જોતાં ડલ્હન ચક્રપાણિ પહેલાં એટલે દશમા શતકમાં થઈ ગયા હોવા જોઈએ.

સુશ્રુતની ૧૨ વ્યાખ્યાઓ છે તેમાં 'નિબંધ સંગ્રહ' એક જ સંપૂર્ણ મળી છે અને તે છપાયેલી છે. બાકીની બધી કાલ સિંધુમાં તણાઈ ગઈ છે.

**અરુણદત્ત :** એમની "सर्वांगसुंदरा" નામની વાગ્ભટના અષ્ટાંગહૃદય ઉપરની ટીકા, અખંડ મળે છે. અરુણદત્ત મૃગાંકદત્તના પુત્ર અને સારા સંસ્કૃતજ્ઞ હતા. અનેક આયુર્વેદ તંત્રોમાંથી એમણે ઉતારા કર્યા છે. સમય ઈ.સ. ૧૨૨૦ લગભગ.

**હેમાદ્રિ :** અષ્ટાંગહૃદય ઉપર બીજી ટીકા હેમાદ્રિની "आयुर्वेद रसायन" નામની છે. આ ટીકા આજ સુધીમાં ફક્ત સૂત્રસ્થાન અને કલ્પસ્થાન ઉપરની જ સંપૂર્ણ મળી છે. વરાડના પરાડકર શાસ્ત્રીએ અરુણદત્ત અને હેમાદ્રિ બન્નેની ટીકાઓ સહિત નિર્ણય સાગર પ્રેસમાં અષ્ટાંગહૃદય ગ્રંથ છાપીને બહાર પાડયો છે. એની અતિશય વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના વાંચવા જેવી છે. પરાડકર શાસ્ત્રીએ વાગ્ભટ ઉપર કુલ ૩૪ ટીકાઓ છે એમ કહ્યું છે. આટલી બધી ટીકાઓ બીજા કોઈ આયુર્વેદના ગ્રંથ ઉપર ભાગ્યે હશે.

"चतुर्वर्गचितामणि" નામના ગ્રંથના રચનાર તરીકે સંસ્કૃત સાહિત્યના ઈતિહાસમાં હેમાદ્રિ પ્રસિદ્ધ છે. તે દેવગિરિના યાદવરાજા મહાદેવ અને એના અનુયાયી રામચંદ્રના મંત્રી હતા. એમણે ઘણા સંસ્કૃત ગ્રંથો લખ્યા છે. (પરાડકરવાળી અ. હૃ. આવૃત્તિ જુઓ.) આયુર્વેદ રસાયન ટીકા હેમાદ્રિએ ચતુર્વર્ગ ચિંતામણી લખ્યા પછી ઈ.સ. ૧૨૭૧થી ૧૩૦૯ વચ્ચે રચેલ છે એમ શ્રી પી. કે. ગોડે માને છે. હેમાદ્રિની ટીકા એની વિદ્વત્તાની સૂચક અનેક ઉલ્લેખોથી સભર છે. વળી એણે મૂળ અ. હૃ. ના અધ્યાયોનો ક્રમ બદલીને જુદા જુદા સ્થાનના અધ્યાયોને પ્રકરણવાર સાથે લઈને ટીકા કરી છે. આ ફેરફાર હેમાદ્રિએ 'સુખ-સંગ્રહણ" માટે કર્યો છે એમ એ પોતે જ કહે છે.

હેમાદ્રિએ પોતાનું આત્મવૃત્ત ચતુર્વર્ગચિંતામણીના આરંભમાં લખ્યું છે.

**શિવદાસ સેન :** ચરકની तत्त्वचंद्रिका નામની ટીકા લખી છે. આ વ્યાખ્યાનની એક હસ્તપ્રત જેમાં સૂત્ર-સ્થાનના આરંભથી ૨૭ અધ્યાયો સુધીની વ્યાખ્યા મળે છે, તે મુંબઈની રૉયલ એશિયાટિક સોસાયટીના પુસ્તકા-લયમાં છે, એ પોતાને ગૌડ દેશના માલંમિકા ગામનો વતની અને ગૌડ રાજાના વૈદ્ય અનન્ત સેનનો પુત્ર કહે છે. ગૌડ રાજા બાર્બક શાહ પાસેથી અન્તરંગ પદવી અને છત્ર પ્રાપ્ત કર્યું હતું એમ કહે છે. ઈ.સ. ૧૪૮૭થી ૧૪૮૯ બાર્બક શાહનો સમય છે. શિવદાસ સેન મંગલાચરણથી વૈષ્ણવ ઠરે છે. 'સેન' અટક સેનાના વૈદ્યો ઉપરથી પડી છે. દુ. કે. શાસ્ત્રી કહે છે કે સેનાની બંગાલની વૈદ્યોની જાતિ છે.

શિવદાસ સેનની લઘુ વાગ્ભટ ટીકાની હાથપ્રત શકાબ્દ ૧૪૪૮ની મળી છે.

**અમરસિંહ :** अष्टाध्यायी जगन्मातामरकोशो जगत्पिता ।। અષ્ટાધ્યાયીને જગતની માતા અને અમરકોશને જગતપિતા કહેનારના મનમાં આ બન્ને ગ્રંથો માટે કેટલો આદર હશે! अमरकोश અથવા "नामलिंगानुशासन કર્તા અમરસિંહ છે. ઈ.સ. ૪૫૦ એમનો સમય છે.[૧] વિક્રમાદિત્યના દરબારમાં જે નવ રત્નો હતાં, તેમાંના એક અમરસિંહ પણ હતા. અમરસિંહે वनौषिधवर्गमां વનસ્પતિઓ સંબંધી ઘણી માહિતી આપી છે. ઔષધિઓનો નિઘંટુ આ બધા આયુર્વેદ નિઘંટુઓમાં કદાચ જૂનામાં જૂનાં હશે.[૨]

**પૂજ્યપાદ :** ઈ.સ. ૬૦૦ની આજુબાજુમાં કર્ણાટકમાં એક મહાન તત્ત્વજ્ઞ વૈદ્ય પૂજ્યપાદ નામના થઈ ગયા છે. જન્મે જૈન. એમનું અસલ ધામ હતું દેવનન્દી. દંતકથા મુજબ આ તત્ત્વજ્ઞાન, વ્યાકરણ વૈદ્યક અને બીજી અનેક વિદ્યાઓમાં ખૂબ જ પારંગત હતા, અને દેવો પણ એમની પૂજા માટે રોજ ફૂલો લઈ આવતા. એથી જ એ પૂજ્યપાદ તરીકે ઓળખાયા. જૈનો એમની ઘણી સિદ્ધિઓની વાતો કરે છે. ગગનગમન (આકાશમાં ચાલવું), સુવર્ણકિરણ (સોનું બનાવવું) વગેરે સિદ્ધિઓ એમને વરી હતી. જૈન ફિલસૂફી, વ્યાકરણ અને આયુર્વેદ ઉપર ઘણાં પુસ્તકો લખ્યાં છે. 'कल्याणकारक'નામના આયુર્વેદ ઉપરના પુસ્તકમાં શાલાકય તંત્રનો પણ ઉલ્લેખ છે. (शालाक्यं पूज्यपादप्रकटितमधिकं। (ઉગ્રાદિત્ય) આ આજે ઉપલબ્ધ નથી, પરંતુ પાછલા ગ્રંથોમાં આમાંથી અવતરણો ટાંકેલા છે ખરા. રસરત્નસમુચ્ચયકર 'कणेरी पूज्यपादृश्ट' કર્ણાટકના પૂજ્યપાદ એવો ઉલ્લેખ કરેલો છે.

**ઉગ્રાદીત્ય :** આઠમી સદીનો કર્ણાટકનો આ બીજો પ્રખ્યાત વૈદ્ય છે. એણે સંન્યાસ દીક્ષા લઈને રત્નાગિરિના વેંગી તાલુકામાં આવેલ જૈન અપાસરાનો આશ્રય લીધો હતો. ધાર્મિક તેમ જ ઇતર વિજ્ઞાન વિષયોમાં એ અપૂર્વ જ્ઞાનવાળો હતો. પાછલી જિંદગીમાં એમણે પોતાનું સારું જીવન માંદાની સારવારમાં જ ગાળ્યું. એમના વૈદક જ્ઞાનની અને ચિકિત્સા નિપુણતાની કીર્તિ એટલી તો ફેલાઈ કે રાષ્ટ્રકૂટવંશના નૃપથુંગ રાજા (ઈ.સ. ૮૧૫-૮૭૭) એ તેમને પોતાના રાજવૈદ્ય તરીકે નીમ્યા. જૈન હોવાથી માંસમદિરા અને મધ સંબંધી એણે ખૂબ જ નિંદા કરી છે અને એમના कल्याणकारक ગ્રંથમાં આથી કરી માંસ, મદ્ય અને મધની આહાર તેમ જ ઔષધ સંબંધી કંઈ પણ લખ્યું નથી. માંસ ન ખાવા માટે સારી દલીલો કરી છે.

આ કલ્યાણકારક ગ્રંથની વિશેષતા એ છે કે એને રોગોનું વર્ગીકરણ દોષાનુસાર કર્યું છે. જેમ કે કફ વ્યાધિ, પિત્ત વ્યાધિ, કવાત વ્યાધિ. જૈન સાહિત્યમાં આ ગ્રંથ બહુ જ પ્રમાણભૂત મનાતો હોઈ શોલાપુરના સખારામ નેમિચંદ ગ્રંથમાળામાં વર્ધમાન પાર્શ્વનાથ શાસ્ત્રીની હિંદી ટીકા સહિત ઈ.સ. ૧૯૧૦માં છપાયેલો છે.

---

૧. મૅકડોનલ્ડે ઇ. સ. ૫૦૦ની આસપાસમાં અમરસિંહનો સમય રાખ્યો છે. જુઓ એમના સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ.

૨. 'સ્વાધ્ય' પુસ્તક ૪ અંક ૩માં "અમરકોશના વનૌષધિ વર્ગની વનસ્પતિઓ ઉપર ઉહાપોહ" નામનો મારો લેખ આ સંબંધી જોશો.

**ઈન્દુ** : (ઈ. સ. નવમી સદી) બીજા વાગ્ભટનો શિષ્ય જેજ્જટનો સહાધ્યાયી. અષ્ટાંગસંગ્રહની ઈન્દુ ટીકા કેરાળામાં લખાઈ હોવાનો સંભવ છે. ઈન્દુએ અ. હૃદય ઉપર પણ ટીકા લખી છે એમ શ્રી પરાડકર શાસ્ત્રી માને છે. અ. સંગ્રહ ઉપર એની "शशिकला' નામની એક જ ટીકા ઉપલબ્ધ છે.

**કાર્તિકકુંડ** : ઈ. સ. નવમી સદીમાં થનાર બંગાલી કવિરાજ. ચક્રપાણિ અને ડલ્હણ બન્ને એનો ઉલ્લેખ કરે છે. ચરક અને સુશ્રુત બન્ને ઉપર એણે ટીકાઓ લખી છે. પરંતુ આજે આ ટીકાઓ ઉપલબ્ધ નથી.

**વૃન્દ** : (ઈ. સ. ૧૦મી સદી). "सिद्धयोग–संग्रह"ના લેખક-કર્તાનો બીજો કશો પરિચય સાંપડતો નથી. ગ્રન્થ રચના માધવનિદાન જેવી જ છે. શ્રીકંઠ દત્તે એના ઉપર ટીકા લખી છે. ગ્રંથમાં બધા અનુભૂત યોગોનો જ સંગ્રહ કર્યો છે એમ ગ્રંથકાર પોતે કહે છે. વૃન્દ માધવને અનુસરે છે એટલે તે માધવ પછી થયા છે. સ્નાયુક રોગનું નિદાન માધવનિધાનમાં નથી તે વૃન્દમાં છે અને તે વિસ્ફોટકાધિકારને અંતે આપેલું છે. ચક્રદત્તે વૃન્દના શબ્દો જ સ્નાયુક રોગની ચિકિત્સામાં ટાંકેલા છે. ચક્રદત્તના ટીકાકાર શિવદાસ સેન કહે છે કે "સ્નાયુક રોગ રુગ્વિનિશ્ચયમાં નથી પણ વૃન્દમાં છે" ચક્રદત્તનો સમય ઈ. સ. ૧૪૬૦ નિશ્ચિત હોવાથી વૃન્દનો સમય ગણનાથસેન કહે છે તેમ નવમા કે દશમા શતકમાં હોવાનો સંભવ છે.

વૃન્દના ટીકાકાર કહે છે તેમ પશ્ચિમમાં (મારવાડમાં) વધારે થતા નવા રોગોનું વૃન્દે ખાસ વર્ણન કર્યું છે, એ જોતાં તેઓ પશ્ચિમ હિંદના વતની હોય એવો તર્ક થઈ શકે છે.

ચક્રપાણિ દત્ત જેવા ચરક સુશ્રુતના પારંગત વિદ્વાને જેનું અસુસરણ કરવું યોગ્ય ગણ્યું છે, તે ગ્રંથ યોગ સંગ્રહની દૃષ્ટિએ કીમતી હોવો જ જોઈએ. એમ દુ. કે. શાસ્ત્રી જણાવે છે જે યથાર્થ છે.

વૃન્દ ઉપર શ્રીકંઠ દત્તે "कुसुमावली" નામની ટીકા લખી છે.

**તીસટ** : (ઈ. સ. ૧૧મી સદી). વાગ્ભટના પુત્ર છે. 'ચિકિત્સા કલિક' નામના ગ્રંથના એ કર્તા છે એમ ડૉ. ઑફ્રેટે લખ્યું હોવાની વૈદ્ય જા. ત્રિ. આચાર્યે નોંધ કરી છે. પણ તીસટે પોતાના પિતાનું નામ જ લખ્યું નથી. ગ્રંથના આરંભમાં હરિતા, સુશ્રુત, પારાશર ભોજ વગેરે ચિકિત્સકોનાં નામો લખ્યાં છે. તેમાંય વાગ્ભટનું નામ નથી. તીસટના પુત્ર ચંદ્રટે પણ ટીકામાં પિતાના ચરણને નમસ્કાર કર્યા છે, પરંતુ પોતાના દાદાનું નામ સરખું લીધું નથી. એટલે ઑફ્રેટનું કથન સાચું માની શકાતું નથી.

ચિકિત્સાકલિક ઉપર તીસટના પુત્ર ચંદ્રટે ટીકા લખી છે.

**ચંદ્રટ** : તીસટનો પુત્ર. 'चिकित्सा कलिक' ઉપર ટીકા લખે છે. એ કહે છે કે યોગરત્ન સમુચ્ચય અને સુશ્રુતની પાક શુદ્ધિ એ બે રચના પોતે કરી છે તીસટ અને ચંદ્રટ બન્ને સૂર્યભક્તો છે.

**નરદત્ત** : (ઈ. સ. ૧૧મી સદી). ચરકસંહિતાના લબ્ધપ્રતિષ્ઠિત ટીકાકાર ચક્રપાણિ દત્તના એ ગુરુ છે. એ બંગાલના હતા.

**સોમેશ્વર** : કર્ણાટકના ચૌલુક્ય વંશના એ રાજા હતા. કલ્યાણીમાં રાજધાની હતી. "मानसोल्लास" નામના ગ્રંથના એ લેખક છે. ગ્રંથ જોતાં એ ઘણી વિદ્યાઓમાં પારંગત હતા. તે રાજા હોઈ કોઈ પંડિત પાસે ગ્રંથ લખાયો હોય, બીજા પુસ્તકોમાં 'પ્રકરણ' કે 'અધ્યાય' હોય છે પરંતુ અહીં પ્રકરણસ્થાન 'विंशति' નામ રાખ્યું છે. ગ્રંથના પાંચ ભાગો છે. દરેકમાં ૨૦ અધ્યાયો છે. અર્થાત્ ૧૦૦ અધ્યાયોમાં ૧૦૦ વિષયો ઉપર લખ્યું છે. ગ્રંથમાં આયુર્વેદ ઉપર ઘણું છે. પહેલી વિશતિમાં સામાન્ય રોગો ઉપર છે. બીજીમાં રસાયન ઉપર છે. ધાતુવાદ (ધાતુઓમાંથી સોનું કેમ બનાવવું – કીમિયો.), અશ્વો અને હાથીઓના રોગો, રત્નો પર-રત્નોની પરીક્ષા, શકુન, વગેરે ઉપર વિસ્તારથી લખ્યું છે. પછી દિનચર્યાના વિષયો – આહારનો ભોગ, વસ્ત્રભોગ,

નિદ્રાભોગ, મૃગયાભોગ, વ્યાયામભોગ, મલ્લવિદ્યાભોગ, વગેરે – ઉપર વિસ્તારથી લખ્યું છે. રાજા જ્યોતિષ, સંગીત વગેરેમાં પારંગત હતા, એટલે સંગીત વગેરે ઉપર ઘણા લંબાણથી લખ્યું છે. ભાષા સહેલી પણ કાવ્ય-કોટિની છે. અને એન્સાઇક્લોપિડિયા – Encyclopaedia – કહી શકાય. લેખકે પોતે જ પોતાના પુસ્તકને 'જગદાચાર્ય પુસ્તક' કહ્યું છે. ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝમાં આ ગ્રંથ છપાયેલો છે.

**સોમદેવ** : (ઈ. સ. ૧૨–૧૩ સદી) "रसेन्द्रचूडामणि"ના કર્તા મનાય છે. યંત્રોની બાબતમાં એ પ્રમાણભૂત મનાય છે. રસરત્નસમુચ્ચયે યંત્રોના વર્ણનમાં એમને પ્રમાણ માન્યા છે.

**યશોધર** : (ઈ. સ. ૧૩મી સદી) "रसप्रकाश सुधाकर"ના કર્તા. જૂનાગઢના વતની. શ્રીગોડ બ્રાહ્મણ. વૈષ્ણવ પિતાનું નામ પદ્મનાભ હતું. રસરત્નસમુચ્ચયમાં ઘણા વિષયો આ રસપ્રકાશ સુધાકરમાંથી લીધા છે. રસના ૧૮ સંસ્કારો, રસભસ્મવિધિ – જેમાં રસકપૂરનો વિધિ પણ છે – એકસો રસ પ્રયોગો વગેરે રસ-શાસ્ત્રના બધા વિષયો છે. એ સાથે કિમિયાની વાત જેણે એ પોતે "रसकौतुक" કહે છે તે પણ છે. ગ્રંથ-કાર કહે છે કે મેં થોડો અનુભવ લીધો છે અને બીજું શાસ્ત્રમાંથી લીધું છે.

**કેશવ** : (ઈ. સ. ૧૨૪૦). દેવગિરિના રાજા મહાદેવના પુત્ર. વિદર્ભના વતની. હેમાદ્રિના એ સભા-પંડિત હતા. એમનો પ્રસિદ્ધ ગ્રંથ "सिद्ध मंत्र" સં. ૧૯૬૫માં મુંબઈમાં શ્રી મુરારજી વૈદ્યે છપાવેલો છે. નિઘંટુની વનસ્પતિઓ ઉપર ગુણદોષ આપ્યા છે પરંતુ આ ટૂંકા ગ્રંથમાં વાતઘ્ન, વાતઘ્ન પિત્તલ, વાતઘ્ન શ્લેસમલ, વગેરે ૫૭ ગુણભેદો દર્શાવી, તેમાંના પ્રત્યેક ગુણ ધરાવનાર વર્ગનાં દ્રવ્યો સૂચવ્યાં છે. આ આચાર્યોના વિચારોમાં જ્યાં મતભેદ જણાય છે ત્યાં એ આર્ષોના 'વિરોધ પરિહાર' માટે પ્રયત્ન કરે છે. દા. ત. મધ – ચરક મધને વાતલ ગણે છે, સુશ્રુત વાતઘ્ન ગણે છે. અહીં આચાર્ય વિરોધ પરિહાર માટે મધને 'વાતોદાસીન' કહે છે અર્થાત્ મધ નથી વાયુ કરનાર કે નથી વાયુ હણનાર – પણ એ ઉદાસીન છે.

આ ગ્રંથ ઉપર ગ્રંથકારનો પુત્ર બોધદેવની ટીકા કરે છે.

**બોપદેવ** : ઉપર કહ્યું છે તેમ સિદ્ધમંત્રના કર્તા કેશવના એ પુત્ર છે. ઈ. સ. ૧૨૬૪. વિદર્ભમાંથી એ દેવગિરિ (કર્ણાટક) આવ્યા અને દિનેશના એ શિષ્ય બન્યા. હેમાદ્રિએ બોપદેવની વિદ્વતા જોઈને પોતાના દરબારમાં લઈ લીધા. બોપદેવે નવી જાતનું સંસ્કૃત વ્યાકરણ લખ્યું છે, જેને હેમાદ્રિએ ખૂબ વખાણ્યું હતું. બોપદેવે ઘણા વિષયો ઉપર ઘણાં પુસ્તકો લખ્યાં છે. જેમાં બે આયુર્વેદ ઉપર છે: (૧) સિદ્ધમંત્ર ઉપરની "सिद्धमंत्र-प्रकाश" નામની ટીકા અને (૨) "शत-श्लोकी चंद्रकला" ૧૦૦ યોગો ઉપરનું પુસ્તક છે. પછે ગામનાં કોઈ વૈદ્યે એનું ગુજરાતી ભાષાંતર કરેલું છે.

**શોઢલ** : ગુજરાતના રાયકવાડ બ્રાહ્મણ હતા. એમનો પ્રસિદ્ધ નિઘંટુ "ગુણ સંગ્રહ" વરસો પહેલાં ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટમાં જોયો છે – છપાયો નથી. ધન્વન્તરી નિઘંટુ પછી બીજો નિઘંટુ શોઢલનો છે. બારમા શતકમાં એ થઈ ગયા છે. એ ધન્વન્તરીને અનુસર્યા છે. 'નિઘંટુ સંગ્રહ'ના કર્તા વૈદ્ય રૂઘનાથજી ઇન્દ્રજીએ નોંધ્યું છે કે ધ. નિ.માં 'યાસ' એક જ છે. ત્યાં શોઢલે 'યાસ દ્વયમ્' લખી જવાસો અને ધમાસો બન્ને સ્પષ્ટ દર્શાવ્યા છે. 'ખદિર' 'એકને બદલે 'ખદિર દ્વયમ્' શોઢલે નોંધ્યા છે. ૧ ખેર ૨ ગોરડ. બે લીમડાને પણ જુદા પાડયા છે. શોઢલનો બીજો પ્રખ્યાત ગ્રંથ गदनिग्रह છે. જા. ત્રિ. આચાર્યે તેમની આયુર્વેદ ગ્રંથમાળામાં બે ભાગોમાં છપાવેલો છે. ગદનિગ્રહમાં કુલ ૧૦ ખંડો છે. શારંગધરના મધ્યમ ખંડમાં જેમ ચૂર્ણ, ગુટિકા, અવલેહ વગેરે આપે છે તેમ શોઢલે પણ એવી રીતે આપેલું છે. ગદનિગ્રહ શાકધર કરતાં જૂનો ગ્રંથ છે. શાકધરમાં રસોનો અધ્યાય છે જે શોઢલમાં નથી.

શોઢલને માધવનિદાનની તો ખરી જ પણ વૃન્દનીય ખબર છે. કારણ સ્નાયુકનાં નિદાન ચિકિત્સા વૃન્દમાંથી શોઢલે ઊતાર્યા છે. શોઢલ બંગસેનના લગભગ સમકાલીન છે.

**ઈશાનદેવ :** (ઈ. સ. ૧૨મી સદી) બંગાલી કવિરાજ કેશવદેવના પુત્ર. બંગાલી ચરકસંહિતા અને માધવનિદાન–એ બન્ને ઉપર એણે ટીકાઓ લખી છે. વિજયરક્ષિત એમનું સ્મરણ કહે છે.

**વાપ્યચંદ્ર :** વાપ્યચંદ્ર અને ઈશાનદેવ બન્ને ચરકના ટીકાકારો હતા એમ હેમાદ્રિની ટીકામાંથી તથા વિજયરક્ષિત અને શ્રીકંઠ દત્તની વૃન્દની ટીકામાંથી નામો મળે છે.

**ઈશ્વરસેન :** (ઈ. સ. ૧૨મી સદી) ચરકસંહિતાના અને અષ્ટાંગ હૃદયના ટીકાકાર છે. "વૈદ્યક પંજિકા" નામનું સ્વતંત્ર પુસ્તક પણ લખ્યું છે. આ બધા હાલ અપ્રાપ્ય છે.

**ગોવિંદ ભગવત્પાદ :** (ઈ. સ. ૧૨મી સદી). રસહૃદય-તન્ત્રના કર્તા. રસશાસ્ત્ર ઉપરનો આ ગ્રંથ ઘણો વ્યવસ્થિત અને સંપૂર્ણ છે. ગ્રંથના કુલ ૧૯ અવબોધ -(પ્રકરણ) છે. ગ્રંથમાં ગ્રંથકર્તાને પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદ ભગવત્પાદના શિષ્ય કહેલા છે. શ્રી ભગવાન શંકરાચાર્ય પોતાને ગોવિંદ ભગવત્પાદના શિષ્ય કહેવડાવે છે. આ નામ સામ્યથી આ ગ્રંથના સંપાદક શ્રી ત્ર્યંબકગુરુનાથ કાલેએ શંકરાચાર્યના ગુરુ ગોવિંદ ભગવત્પાદને જ આ ગ્રંથના કર્તા માનેલ છે. આ ગ્રંથના કર્તાએ પોતાનો પરિચય આપતાં ચંદ્ર વંશના હૈહય કુળના કિરાત નૃપતિ શ્રી મદન જેઓ જાતે રસવિદ્યાભિજ્ઞ હતા, તેમની પાસેથી પોતાને બહુમાન મળ્યું હતું અને પોતે રસકર્મમાં પ્રવૃત્ત રહેતા એમ ગ્રંથાન્તે લખ્યું છે.

આ લેખકને માણસ પોતાની મુક્તિ મેળવી શકે એટલાથી જ સંતોષ થતો નથી. એની ભાવના તો "રસસિદ્ધ થતાં હું પૃથ્વીને વૃદ્ધાવસ્થા અને મરણથી રહિત કરીશ." જગતને નિર્જરામત કરવાની વાત મહાયાનમતની સૂચક છે. અને એથી ગ્રંથકારને બૌદ્ધધર્મી માનવામાં આવે છે. (આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય) "પરંતુ વેદાધ્યયનથી અને યજ્ઞથી અત્યંત શ્રેય થાય છે" એમ કહેનાર લેખક બૌદ્ધ ન હોય એ શ્રી કાલેની દલીલ સાચી લાગે છે.

**રસાર્ણવ :** કલકત્તા. ૧૯૧૦માં આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય સંપાદિત. આ ગ્રંથ શિવપાર્વતીના સંવાદરૂપ છે અને એના વિભાગોને 'પટલ' કહેવામાં આવે છે. આ ગ્રંથનો કોઈ કર્તા મનાતો નથી. જુદી જુદી ધાતુઓની જ્વાલાઓનો રંગ જુદો જુદો હોય છે, એ વાત આ ગ્રંથમાં કહેલી છે. 'સત્ત્વપાતન' વિધિ પણ આ ગ્રંથમાં આપેલી છે.

**રસરત્નાકર કે રસેન્દ્રમંગલ :** કોઈક પ્રતમાં નાગાર્જુનરચિત રસરત્નાકર એ શબ્દો છે, જ્યારે કોક પ્રતમાં નાગાર્જુનરચિત રસેન્દ્રમંગલ એવી રીતે નામ છે. રસેન્દ્રમંગલના પ્રકાશક રસવૈદ્ય શ્રી જીવરામ કાલિદાસ (ચરણતીર્થજી મહારાજ, ગોંડલ.) પણ રસરત્નાકર અને રસેન્દ્રમંગલ એક જ હોવા જોઈએ, એમ ભૂમિકામાં લખે છે.

**આશ્ચર્ય યોગમાલા :** નાગાર્જુનના નામ ઉપર ચઢેલો આ ગ્રંથ છે. જેની ઉપર જૈન શ્વેતામ્બર સાધુ ગુણાકરની ઈ. સ. ૧૨૩૯માં રચાયેલી ટીકા છે. આ ગ્રંથમાં મનુષ્યાન્તર્ધાન, વશીકરણ, ઉચ્ચાટન, અગ્નિ સ્તંભન, જલસ્તંભન, ઉન્માદકરણ જેવા વિષયો છે એટલે એનું નામ પણ એવું જ રાખવામાં આવેલું છે. કર્તા નાગાર્જુન હોય કે ન પણ હોય. નાગાર્જુનના નામ ઉપર તો ઘણા ગ્રંથો ચઢેલા છે.

**શ્રીકંઠદત્ત :** માધવનિદાન ઉપર વિજયરક્ષિત અને એના શિષ્ય શ્રીકંઠદત્તની મધુકોશ ટીકા મળે છે. વિજયરક્ષિતથી અધૂરી મુકાયલી ટીકા એમના આ શિષ્યે પૂરી કરેલી છે. ઈ. સ.ની ૧૩મી સદી કાલનિર્ણય છે.

**બંગસેન :** (ઈ. સ. ૧૩મી સદી). કવિરાજ ગણનાથસેને બંગસેનને શાર્ઙ્ગધર પછી અને ભાવમિશ્રણ પહેલાં મૂકેલ છે. (પ્રત્યક્ષ શરીરનો ઉપોદ્‌ઘાત). વૃન્દના સિદ્ધયોગને અને ચક્રદત્તના ચક્રસંગ્રહને મળતાં બંગસેનનો આ "चिकित्सासार – संग्रह" નામનો ગ્રંથ છે. કર્તા સેન ઉપરથી બંગાલી છે. ગ્રંથ 'બંગસેન' નામે જ ઓળખાય છે. ચક્રપાણિ પછી એ આવે છે.

**ત્રિમલ્લભટ્ટ :** આન્ધ્રના બ્રાહ્મણ ત્રિમલ્લભટ્ટનો ગ્રંથ "बृहद्योग तरंगिणी" મોટો સંગ્રહ ગ્રંથ છે અને બે ભાગમાં પુના આનંદાશ્રમ સંસ્કૃત ગ્રંથમાળામાં ઈ. સ. ૧૯૧૩માં છપાયેલો છે. આ ગ્રંથમાં આયુર્વેદના અનેક ગ્રંથોમાંથી ઉતારા કર્યા છે. ચરક, સુશ્રુત, વાગ્ભટ, વૃન્દ, શાર્ઙ્ગધર રસરત્નપ્રદીપ રસેન્દ્ર-ચિન્તામણિ, સારસંગ્રહ વગેરે ગ્રંથોમાંથી ઉતારા કરેલા છે. જૉલી આ ગ્રંથની હાથપ્રત ૧૯૪૮ની મળે છે એમ જણાવે છે.

"द्रव्य-गुण-शतक" આ નામનો ૧૦૦ શ્લોકનો એક ગ્રંથ છે જેમાં આહાર દ્રવ્યો ફુલકા, કચોરી, વડાં ઈત્યાદિના બહુ સુંદર શ્લોકો છે.

યોગતરંગિણીના એક શ્લોકાનુસાર એમનું સ્થાન त्रिपुरान्तक (ત્રિચિનોપલ્લી, કાશી, કાંમી.) છે.

અન્ય ગ્રન્થોમાં રસદર્પણ "वैद्यचन्द्रोदय, योग – चन्द्रिका કેટલાક ગણાવે છે પરંતુ આ ત્રણેય આજે અપ્રાપ્ય છે.

**નાડી સંબંધી ગ્રંથો :** ચરક સુશ્રુત, વાગ્ભટ્ટમાં નાડીનો ઉલ્લેખ નથી. શાર્ઙ્ગધરની સંહિતામાં પહેલ-વહેલો નાડી સંબંધી ઉલ્લેખ છે.

દ્રાવિડ ભાષામાં નાડીવિદ્યાનો ઉદ્‌ભવ થયો હશે, કારણ ઘણાખરા નાડી વિષયક ગ્રંથો ત્યાં જ રચાયા છે.

कणादनुं नाडी – विज्ञान પ્રસિદ્ધ છે. મુંબઈમાં હિન્દી ભાષાંતર સાથે તથા કલકત્તામાં કવિરાજ ગંગાધરની વ્યાખ્યા સાથે છપાઈ ગયું છે.

रावणकृत नाडी – परीक्षा નામનો એક ગ્રંથ જા. ત્રિ. આચાર્યે આયુર્વેદ – ગ્રંથમાળામાં છપાવ્યો છે.

ડૉ. એકેન્દ્રનાથ ઘોષે ૧૯૨૪ ઑક્ટોબરના "જર્નલ ઑફ આયુર્વેદ" નામના અંગ્રેજી વૈદ્યક માસિકમાં નાડીવિદ્યા ઉપર તેમ જ આ વિષયમાં આયુર્વેદિક સાહિત્ય ઉપર ઘણો પ્રકાશ પાડયો છે. નાડી વિજ્ઞાનના હસ્તલિખિત ગ્રંથોની સંપૂર્ણ યાદી પણ આ ડૉક્ટરે પ્રસિદ્ધ કરી છે.

नाडीज्ञान तरंगिणी નામનો રઘુનાથપ્રસાદ રચિત ગ્રંથ, ગુજરાતી ભાષાંતર સાથે ઈ. સ. ૧૯૦૮માં મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેએ છાપેલો છે.

नाडीदर्पण હિન્દી ભાષાંતર સાથે મુંબઈમાં છાપાયેલ છે.

नाडीविज्ञान, नाडीज्ञान – तंत्र, नाडीज्ञान शिक्षा, नाडीज्ञान दिपिका આ ચાર પુસ્તકો કલકત્તામાં છપાયેલા છે એમ ઉપરોક્ત દાક્તર કહે છે. સારંગધર સમય ૧૩મા સૈકાનો છે એટલે આ દેશમાં નાડીજ્ઞાનનો પ્રચાર લગભગ સાતસો વર્ષનો છે. સંભવ છે શારંગધર પહેલાં દ્રાવિડ દેશમાં નાડીજ્ઞાન ઘણું પ્રચલિત હશે અને એ ઉપરથી જ સારંગધરે નાડી સંબંધી પ્રકરણ ઉમેર્યું લાગે છે.

**નન્દી :** રસેન્દ્ર ચૂડામણિના લેખક સોમદેવ કહે છે કે ઊર્ધ્વપાતન યંત્ર અને કોષ્ટિકાયંત્ર નન્દીએ કરેલાં છે. આથી લાગે છે કે આ નન્દીનો રસશાસ્ત્ર ઉપર ગ્રંથ તે વખતે વિદ્યમાન હશે. રસરત્ન સમુચ્ચયકારે નન્દીનો ઉલ્લેખ કર્યો છે. આ નન્દી વિષે કશું જાણવા મળતું નથી.

**નીલમેઘ વૈદ્ય :** તંત્રયુક્તિવિચાર નામનો આ વિદ્વાનનો ગ્રંથ કેરાલાની મલયાલયમ ભાષામાં છે. આ નીલમેઘનું અપર નામ વૈદ્યનાથ હતું. એ ગ્રંથના પ્રારંભમાં ઈન્દુ અને જેજ્જટને ભણાવતા વાહટ (વાગ્ભટ્ટ)નો ઉલ્લેખ છે.* એ જોતાં કર્તા વાગ્ભટ્ટ અને જેજ્જટ પછી થયા છે એ નિશ્ચિત છે. રસવૈશેષિક સૂત્રના સંપાદક શ્રી શંકર મેનન નીલમેઘ વૈદ્યને શંકરાચાર્યના સમકાલીન ગણે છે.

વાગ્ભટ્ટનો પ્રચાર કેરલમાં બહુ જ છે. વાગ્ભટ્ટ પોતે સિંધુ દેશના હતા એમ એ પોતે જ કહે છે. એટલે સંભવ છે કે વાગ્ભટ્ટ, ગમે તે કારણે, દક્ષિણ ભારતમાં આવી કેરાલામાં સ્થિર થયા હશે. ભારતના કોઈ પણ ભાગમાં વાગ્ભટ્ટનો આટલો પ્રચાર નહીં હોય. એમના જન્મસ્થાન સિંધમાં તા જરાકે પ્રચાર નથી.

**ભટ્ટ નરહરિ :** (ઈ. સ. ૧૪મી સદી). સુદેવ ભટ્ટનો પુત્ર અને રામકવીશ્વરના શિષ્ય. કર્ણાટકના વતની. 'વાગ્ભટ્ટ ખંડન મંડન'ના કર્તા. વિદ્યાધર નામના વિદ્વાને વાગ્ભટ્ટના અષ્ટાંગ હૃદય ઉપર મૂકેલાં તહોમતોના નિરાકરણ માટે બચાવમાં લખેલો આ ગ્રંથ છે. લેખકે ચરક, સુશ્રુત વગેરેમાંથી ઉદ્ધરણો ટાંકીને પોતાનું વક્તવ્ય સ્પષ્ટ કર્યું છે. આ જાતનું પુસ્તક આયુર્વેદ સાહિત્યમાં વિરલ જ છે. મૈસૂરના પ્રાચ્ય વિદ્યામંદિરમાં આ પુસ્તક (mss.) છે.

**વિષ્ણુદેવ :** મહાદેવના પુત્ર. વિજયનગરના બુક્ક પહેલા રાજાના રાજવૈદ્ય હતા. "रसराजलक्ष्मी"ના કર્તા છે. સર પી. સી. રોય કહે છે તેમ રસ સંબંધી એ ગ્રંથ છે. આ ગ્રંથ અપ્રાપ્ય છે.

**ગોવિંદાચાર્ય :** રસસારના કર્તા. ગુજરાતના સુરાદિત્યના પુત્ર. શ્રીધર પાસે એ કીમિયાનું શીખ્યા હતા. આ ગ્રંથકાર કહે છે કે આ કીમિયાની વિદ્યા ભોટદેશવાસી બૌદ્ધો જાણે છે અને બૌદ્ધમત જાણીને મેં રસ-સાર રચ્યો છે. "एवं बौद्धाः विजानन्ति भोटदेशनिवासिनः।' તથા "बौद्धं मतं तथा ज्ञात्वा रससारः कृतौ मया।"

આ ગ્રંથકાર અફીણનો ઉપયોગ કરે છે. જોકે અફીણ શું છે તેની એને સાચી ખબર નથી. એ કહે છે કે સમુદ્રમાં થતાં ઝેરી માછલામાંથી અફીણ નીકળે છે. આ અફીણના ઉપયોગ ઉપરથી પ્રફુલ્લચંદ્ર રોય ૧૩મા શતકમાં આ લેખકને ગણે છે.

**આયુર્વેદ સૂત્ર :** એના લેખક સંબંધી કશો નિર્ણય કોઈએ આપ્યો નથી. યોગાનન્દનાથ નામના વિદ્વાને એના ઉપર સંસ્કૃતમાં સારી ટીકા લખી છે પણ સૂત્રના લેખક પેઠે આ ટીકાકાર યોગાનન્દનાથ વિષે પણ કશી જ માહિતી મળતી નથી. આમ ગ્રંથકાર અને ટીકાકાર બન્ને અજ્ઞાન જ રહે છે. આ ગ્રંથના સંપાદક ડૉ. શામશાસ્ત્રી જણાવે છે કે લેખક અને ટીકાકાર બન્ને ઈ. સ. ૧૬મી સદી પહેલાના તો નથી જ. ડૉ. આર. શામશાસ્ત્રી 'આયુર્વેદ સૂત્ર'ની ભૂમિકામાં કહે છે કે આના લેખક પોતાને 'આનંદ' કહેવડાવે છે અને રામાનંદ સરસ્વતીના સંપ્રદાયના છે એમ કહે છે.

ગ્રંથ ૧૬ પ્રકરણોમાં છે. રસ સાથે યોગનો સુમેળ સાધનાર આ એક જ ગ્રંથ આજ લગીમાં જણાયો છે. આહાર અને યોગનો સંબંધ અને તે થકી દીર્ઘાયુષની માહિતી આપેલી છે. પ્રથમ સૂત્ર પ્રાણાયામ સંબંધી છે. રોગ પ્રબંધક તેમ જ રોગ સંહારક બન્નેમાં પ્રાણાયામની ઉપયોગીતા લેખકે પહેલી જ વાર

---

* लम्बश्मश्रुकलापमम्बुज निभच्छायाद्युति वैद्यकान्
अन्तेवासिन इन्दुजेज्जटमुखान् अध्यापयन्तं सदा।
आगुल्फामलकञ्चुकाञ्चित धरालक्षोपवीतो ज्वलत्
कण्ठस्यागुरुसारसञ्चितदृशं ध्यायेत् दृढं वाग्भटम्॥

બતાવેલી છે. બીજું સૂત્ર આમ ઉપરનું છે. આમથી સકલ રોગો થાય છે. રોગ માત્રનું મૂળ કારણ આમ બતાવ્યું છે. ત્રીજું સૂત્ર આહાર-રસ રોગોની ચિકિત્સામાં કેવો ભાગ ભજવે છે તે બતાવ્યું છે. ચોથું રોગોના નાશ માટે મનની સમાધિ – મનની એકાગ્રતા ઉપર ભાર મૂક્યો છે. આવા અનેક વિષયો લેખકે છેડયા છે. ડૉ. શામશાસ્ત્રી (આ ગ્રંથના વિદ્વાન સંપાદક) પ્રસ્તાવનામાં કહે છે કે "અનેક વૈદ્યક તેમ જ યોગના ગ્રંથોમાંથી દોહન કરીને આ ગ્રંથ લખાયેલો છે. આમાંના કેટલાંક ગ્રંથો તો ઈ. સ. પૂર્વે પહેલી સદીના છે. જ્યારે થોડાક ઈ. સ.ની ૧૬મી સદી પછીના છે. યોગાનન્દનાથનું ભાષ્ય, હાલ જે પ્રાપ્ય છે તે, ફક્ત છઠ્ઠા પ્રશ્ન (પ્રકરણ) સુધીનું જ ઉપલબ્ધ છે."

**આનંદરાય મખી :** જીવાનન્દ નામના આયુર્વેદ વિષય ઉપરના નાટકના કર્તા છે. રોગોનાં જ પાત્રો નાટકમાં આવે છે. તાંજોરના મરાઠા રાજાઓના એ પ્રધાન હતા અને પ્રખર વિદ્વાન હતા. આ જાતનું નાટક આયુર્વેદ સાહિત્યમાં અનોખું જ છે. આ નાટક છપાયું છે. સ્વ. અત્રિદેવ ગુપ્તે એનું હિન્દીમાં ભાષાંતર કર્યું છે. અંગ્રેજી ટીકાવાણી તેમ સંસ્કૃત ટીકા સહિત આવૃત્તિ પણ છે.

**લોલિંબરાજ :** वैद्यजीवन નામના અતિરસિક ગ્રંથના લેખક. જુન્નારના દિવાકર ભટ્ટના પુત્ર થાય છે. બ્રાહ્મણી સામ્રાજ્યના એક સુલતાનની છોકરી સાથે તેનું લગ્ન થયું હતું. આ સ્ત્રી સાથે અત્યંત રસીલું જીવન ગાળ્યા પછી એ મુસ્લિમ પત્ની ગુજરી જવાથી તે સંન્યાસી બની ગયા હતા અને નાસિક પાસે આવેલ સપ્તશૃંગી શિખર ઉપર આવેલ દુર્ગા માતાના પરમ ભકત બન્યા હતા. દેવીની કૃપાથી જ પોતે આ ગ્રંથ લખી શક્યા છે એમ કહે છે.

લોલિંબરાજના ૫ ગ્રંથો છે જેમાં ૩ આયુર્વેદ ઉપર છે. (૧) वैद्यजीवन (૨) वैद्यावतंस અને (૩) चमत्कार चिंतामणि.

૧૭મા શતકમાં રચાયેલો ટૂંકો પણ એની કાવ્ય ચમત્કૃતિથી લોકપ્રિય થઈ પડેલો આ ગ્રંથ "वैद्यजीवन" – ઉપર અનેક ટીકાઓ થઈ છે. હિંદની લગભગ બધી ભાષાઓમાં એના અનુવાદો થયા છે. લેખક પોતાની પ્રિયા રત્નકલા સાથે વાતો કરતા હોઈ, પ્રથમ બે પંક્તિઓમાં પ્રિયાને સંબોધન અને બીજી બે પંક્તિમાં વૈદ્યક સંબંધી ટૂચકો – આ શૈલીમાં આખો ગ્રંથ લખાયેલો હોઈ ખૂબ જ લોકપ્રિય થઈ પડયો છે.

'ગુજરાતી' પ્રેસમાં વૈદ્યજીવનનો સમશ્લોકી અનુવાદ પ્રસિદ્ધ થયો છે.

**ટોડરમલ્લ :** અકબરનો પ્રખ્યાત પ્રધાન હતો. અનેક વિદ્યાઓનો તે જાણકાર હતો. જેમાં એક આયુર્વેદ પણ હતું જ. 'टोडरानन्द' એમના ગ્રંથનું નામ છે. ૧૬મા શતકનો આ ગ્રંથ છે. વૈદ્યક સંબંધી પાન આ ગ્રંથમાં છે.

**ઈન્દ્રકાન્ત ભટ્ટાચાર્ય :** ૧૬મી સદીમાં થઈ ગયેલ આન્ધ્ર દેશનો આ પ્રસિદ્ધ વૈદ્ય અમરેશ્વર ભટ્ટનો પુત્ર હતો. वैद्य – चिन्तामणि એમનો સુપ્રસિદ્ધ ગ્રંથ આજે પણ એની અષ્ટસ્થાન પરીક્ષા અને રોગોની ચિકિત્સા માટે લોકપ્રિય છે. આયુર્વેદનાં આઠેય અંગો ઉપર ઉપચારો દર્શાવેલા છે.

**નયન શેખર :** નયન શેખરનો ગુજરાતી ચોપાઈમાં લખાયેલો ગ્રંથ "योग – रत्नाकर" ઈ. સ. ૧૬૮૦માં છપાયેલો છે. વૈદ્ય ચિંતામણી પેઠે દરેક રોગો ઉપર ચિકિત્સા છે. રસૌષધો વધુ વાપર્યા છે.

**મોરેશ્વર ભટ્ટ :** (ઈ. સ. ૧૫૪૭) 'वैद्यामृत' નામના ગ્રંથના લેખક, માણિક્ય ભટ્ટના પુત્ર. પુસ્તક નાનકડું છે, છતાં તેના કાવ્યને લઈને તેમ જ ઈસબગૂલ', 'સોનાના-વરખ' અને બીજી ઘણી ઉપયોગી દવાઓના પાઠો હોવાથી તે ઠીક ઠીક ઉપયોગમાં લેવાય છે. અહમદનગર નિવાસી હતા.

**ક્ષેમશર્મા :** ક્ષેમકુતૂહલ નામના ગ્રંથના લેખક છે. આ ગ્રંથ વિ. સં. ૧૬૫૦માં રચાયેલો છે એમ ગ્રંથકારે પોતે જ ગ્રંથના અંતમાં કહેલું છે. જા. ત્રિ. આચાર્યે પોતાની આયુર્વેદ ગ્રંથમાળામાં આ ગ્રંથ છાપ્યો છે. આ ગ્રંથમાં ૧૨ ઉલ્લાસો છે. જેમાં દ્રવ્યપાકની પરિભાષા, ભોજનગૃહ, રાંધવાનાં વાસણો, રસોડાને ઉપયોગી સાધનો, સવિષ અન્નની પરીક્ષા, રસોડાના અધ્યક્ષ તરીકે રાજાએ કેવો વૈદ્ય નીમવો જોઈએ, જુદાં જુદાં માંસ કેમ પકાવવાં, વિવિધ શાકોની બનાવટો અને ગુણ, અનેક વાનગીઓ ભોજન સંબંધી, વગેરે વગેરે અનેક ઉપયોગી માહિતીપ્રચુર આ નાનકડો ગ્રંથ પાકશાસ્ત્ર ઉપરના આપણા અલ્પધન સાહિત્યમાં ઘણો કીમતી ગ્રંથ છે.

આવો જ બીજો ભોજન ઉપરનો ગ્રંથ ભોજનકુતૂહલ છે.

ક્ષેમ શર્માએ પોતાના વંશનું વર્ણન ગ્રંથારંભે આપેલું છે.

આ લેખકે જે ગ્રંથો જોયા હોવાનું લખાયું છે તેમાં ભીમનો ગ્રંથ અને રવિનો સિદ્ધપાક ગ્રંથ છે. પરંતુ નવાઈની વાત તો એ છે કે એમાં રાજા નલના નલપાકશાસ્ત્રનો ઉલ્લેખ નથી.

**ભાસ્કર ભટ્ટ :** (ઈ. સ. ૧૬૦૨) "શારીરિ પદ્મિની" નામના પ્રસિદ્ધ ગ્રંથના લેખક છે. આ શરીરશાસ્ત્ર – Anatomy અને શલ્ય – Surgical operations – ઉપરનો એકમાત્ર ગ્રંથ છે. ખેદની વાત છે કે આજ દિન સુધીમાં આ ગ્રંથ પ્રસિદ્ધ થયા નથી.

**પંડિત રઘુનાથ :** (ઈ. સ. ૧૬૯૯) મુંબઈ રાજ્યના કોલાબા તાલુકાની ચંપાવતી નગરી – વર્તમાન – ચાઉલ – ના રહીશ હતા. વૈદ્ય – વિલાસ અને ચિકિત્સા – મંજરી આ બે આયુર્વેદિ ગ્રંથોના એ કર્તા છે. બન્ને નાનકડા ગ્રંથો છે, એના ચિકિત્સોપયોગી ટૂચકાઓ માટે સારાં છે.

**બિન્દુ :** રસપદ્ધતિ એ રસ સંબંધી ગ્રંથ છે. ભિષગ્વર બિન્દુનો એ ચેલો છે. તેના ઉપર તેના મિત્ર મહાદેવની ટીકા છે. ટીકાના ઉતારાઓ ઉપરથી રસરત્નાકર, રસરાજલક્ષ્મી, રસરત્નસમુચ્ચય વગેરે પછી આ ગ્રંથ છપાયો છે. એના સંપાદક સ્વ. જાદવજી ત્રિકમજી આચાર્ય કહે છે તેમ રસ કામધેનુ અને આયુર્વેદ-પ્રકાશમાં આ રસ પદ્ધતિમાંથી ઘણા ઉતારા કર્યા છે, એટલે એ ૧૭મા સૈકા પહેલાનો રચાયો છે. ગ્રંથના કર્તા મહારાષ્ટ્રના છે એમ સંપાદકે કહ્યું છે.

**આચાર્ય માધવ :** (૧૭મી સદી) "આયુર્વેદ પ્રકાશ" ગ્રંથના કર્તા. આ ગ્રંથમાં રસશાસ્ત્રના બધા વિષયો બહુ સારી રીતે વર્ણવેલા છે. મૂળ સૌરાષ્ટ્રના પણ પાછળથી કાશી જઈ વસેલા. આ ગ્રંથ બહુ જ અનુભવના અંતે, પ્રત્યક્ષ પ્રયોગો કરીને, જે ઠીક જણાયું છે તેટલું જ આપ્યું છે એ આ ગ્રંથની વિશિષ્ટતા છે.

ભાવપ્રકાશનો માધવે ઉલ્લેખ કર્યો છે એટલે ભાવ મિશ્ર પછી એનો સમય છે. જા. ત્રિ. આચાર્યની આયુર્વેદ ગ્રંથમાળામાં આ ગ્રંથ છપાયેલો છે.

**રાજવલ્લભ :** (ઈ. સ. ૧૭૬૦) રાજવલ્લભ – નિઘણ્ટુના કર્તા. એમાં કુલ છ વર્ગો છે. જેમાં સદ્‌વૃત્ત, આહાર, દવાઓ વગેરે છે. આ ગ્રંથને નિઘંટુ – materia medica ન કહી શકાય. ખરી રીતે સ્વસ્થવૃત્ત Personal Hygine ઉપરનું આ પુસ્તક છે. કલકત્તાના ગંગાધરે એની ઉપર સંસ્કૃત ટીકા લખી છે.

### બસવરાજીયમ્

આન્ધ્રના વૈદ્યો ચિંતામણી અને બસવરજ નામના બે સંસ્કૃત ગ્રંથો મુખ્યત્વે વાપરે છે.

કર્ણાટકમાં લિંગાયત મતના મુખ્ય પ્રચારક ૧૨મા શતકના બાસવનો રચેલો આ ગ્રંથ મનાય છે.

નીલકાન્ત બસવરાજીયમ્ નામશૈવનો પુત્ર, કર્ણાટકાન્તગતિ ધારવારના કોટ્ટૂરનો વતની. વીરસિંહ સંપ્રદાયનો સ્થાપક હતો. પ્રખ્યાત ગ્રંથ બસરાવજીયમ્નો કર્તા આ કોટ્ટૂરવાસી બસવરાજ છે.

આ ગ્રંથમાં કેટલેક ઠેકાણે દુર્બોધ સ્થળો ઉપર ગ્રંથકર્તાએ તેલુગુ ભાષામાં ટીકા લખેલી છે. ગ્રંથના પ્રથમ ત્રણ પ્રકરણો દોષાદિવિજ્ઞાનમ્ અને અષ્ટસ્થાન પરીક્ષા ઉપર છે. રોગ પરીક્ષાની (clinical examination)ની આ એક નૂતન નિરાળી પદ્ધતિ છે. બાકીનાં ૨૦ પ્રકરણો ભિન્ન ભિન્ન રોગો અને છેલ્લું પ્રકરણ રસૌષધો ઉપર છે. દવાઓ મુખ્યત્વે રસોષધોની જ છે. આ પુસ્તક આન્ધ્ર અને તેની નજીકના પ્રદેશોમાં ઘણું જ પ્રસિદ્ધ છે. અષ્ટસ્થાન પરીક્ષા એ એક નવી જ દિશામાં પ્રસ્થાન છે.

બીજા એક બસવરાવ છે. બીજ્જલના એ સાધુચરિત પ્રધાન હતા. બીજ્જલ કલ્યાણ[૧] ના રાજા હતા. વીરશૈવ સંપ્રદાયના એ સ્થાપક મનાય છે. જન્મસ્થાન ઈંગુલેશ્ર્વર બાગેવાડી એમનું વતન મનાય છે. પિતાનું નામ મદિરાજ હતું. આ બતાવે છે કે બન્ને બસવરાજીવો ભિન્ન ભિન્ન વ્યક્તિઓ હતી.

બસવરાજીયમાં પૂજ્યપાદીય ગ્રંથમાંથો[૧] તથા નિત્યનાથના ગ્રંથમાંથી ઉતારાઓ છે. રસયોગો પુષ્કળ છે, અફીણ પણ વાપર્યું છે. એ જોતાં ૧૩મા શતકથી એ ગ્રંથ જૂનો ન હોઈ શકે.

આ બસવરાજીય ગ્રંથની કર્તાને મન એટલી બધી શ્રેષ્ઠતા હતી કે એણે પોતાના જ ગ્રંથમાં લખ્યું છે :–

> कृते तु चरकः प्रोक्तः त्रेतायां तु रसार्णवः।
> द्वापरे सिद्धवैद्या भूः कलौ बसवकः स्मृतः॥

**વીરસિંહ**

કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે કાશ્મીરના તોમર વંશના રાજવંશી કુટુંબમાં વીરસિંહનો જન્મ થયો હતો, જ્યારે બીજા ગ્વાલિયર ઘરેણાના એમને માને છે. વીરસિંહ અનેક વિદ્યાઓમાં પારંગત હતા, અને તેમાંય ખાસ કરીને જ્યોતિષ, આયુર્વેદ અને ધર્મશાસ્ત્રોમાં એ ખૂબ જ નિષ્ણાત હતા. વીરસિંહાવલોક નામનો એમનો ગ્રંથ જ્યોતિષના અભિપ્રાયથી જુદા જુદા રોગોનાં લક્ષણો, કારણો, ઉપાયો દર્શાવતો. ઈ. સ. ૧૩૮૩માં લખાયેલો મળ્યો છે. મુંબઈ ક્ષેમરાજ શ્રી કૃષ્ણદાસે વિ. સં. ૧૯૫૪માં એ છાપ્યો છે. પ્રાક્તન જન્મમાં કરેલાં પાપો, તેને લઈને થતા રોગો, તેના જ્યોતિષશાસ્ત્ર વડે ઉપચારો વગેરે આ ગ્રંથમાં છે. મેડિકલ પેસ્ટ્રોલૉજી ઉપર આ એક જ ગ્રંથ ઉપલબ્ધ છે. જન્માન્તર કૃત પાપોને લઈને રોગો થાય છે, એ આયુર્વેદની માન્યતા છે જ. પૂર્વ કર્મ અને પૂર્વ જન્મનો સંબંધ આયુર્વેદ માને છે જ.

**સિદ્ધ નિત્યનાથ :** રસરત્નાકર ગ્રંથના લેખક પોતાને પાર્વતી પુત્ર તરીકે ઓળખાવે છે. લેખક પોતે જ કહે છે તેમ રસાર્ણવ, રસમંગલ, નાગાર્જુન, શુશ્રૂત, વાગ્ભટ્ટ વગેરેના ગ્રંથોમાંથી સાર લઈને 'આ ગ્રંથ' રચ્યો છે. આ દળદાર ગ્રંથ છે. રસૌષધો ઉપરનો આ ગ્રંથ છે.

**ઢુંઢુકનાથ :** रसेन्द्र-चिन्तामणि નામના ગ્રંથનો લેખક, કાલનાથના શિષ્ય છે. જ્યારે કેટલાકના મત મુજબ ગૃહકુલસંભવ રામચંદ્ર એના લેખક છે. પ્રફુલ્લચંદ્ર રૉય ૧૩મા ૧૪મા શતકનો ગણાવે છે. સંવત ૧૯૯૧માં વૈદ્ય પં. મણિ શર્માએ પોતાની સંસ્કૃત ટીકા સાથે આ ગ્રંથ રામગઢ (જયપુર)થી છપાવેલ છે.

**ગોપાલકૃષ્ણ ભટ્ટાચાર્ય :** रसेन्द्रसार-संग्रहના કર્તા. બંગાલી પ્રખ્યાત કવિરાજ. રસૌષધોના ઉપયોગથી થતા રોગોની ચિકિત્સા આપેલ છે. ૧૩મા શતકમાં આ ગ્રંથ રચાયેલો છે. એમાં રસકપૂરની બનાવટ આપી

---

૧. ગોવર્ધન છાગાણી સંપાદિત બસવરાજીયમ્ની પ્રસ્તાવના બસવરાજીયમ્માં પૂજ્યવાદના ઘણા યોગ લીધેલા છે. गन्धक रसायन कालाग्निरुद्र रस અને અગ્નિ તુંડીના પાઠોમાં પૂજ્યવાદના નામનો ઉલ્લેખ કરેલો છે.

છે. રસપ્રકાશસુધાકરની અને ભાવપ્રકાશની રસકપૂરની બનાવટ સાથે સરખાવતાં આ ગ્રંથ રસપ્રકાશસુધાકર પછી અને ભાવપ્રકાશ પહેલાં રચાયો લાગે છે. આ ગ્રંથમાં આરંભમાં શોધન, પાતન, બોધન, મૂર્ચ્છન વગેરે તેમ જ ગંધકનાં શોધનાદિ, વૈક્રાન્ત, અભ્રક, તાલ, મન-શિલા વગેરેનાં શોધન-મારણ અને પછી જ્વરાદિ રોગો ઉપર રસયોગો આપેલા છે. કલકત્તામાં ઈ. સ. ૧૮૮૫માં શ્રી ભુવનચંદ્ર વસાકે છપાવ્યો છે. આ ગ્રંથના ઘણા યોગો પાછળના ગ્રંથોમાં સંગ્રહાયા છે.

**નકુલ :** "अश्वचिकित्सा" ગ્રંથના લેખક છે. પાંડવો વિરાટ નગરમાં છૂપે વેશે રહ્યા, ત્યારે નકુલે વિરાટ રાજાના ઘોડાઓની સંભાળ રાખવાનું અને સહદેવે ગાયોની સંભાળનું કામ માથે લીધેલું એ મહાભારતની કથા સુપ્રસિદ્ધ છે. આ મહાભારતીય આખ્યાયિકાને પરિણામે નકુલના નામે આ અશ્વચિકિત્સાનો ગ્રંથ ચઢયો હોય એવો સંભવ છે.

અશ્વચિકિત્સા ગ્રંથની હાથપ્રત ઈ. સ. ૧૩૬૪ની નેપાળમાંથી મળી છે. એટલે જયદત્તસૂરિના ગ્રંથ પહેલાંનો આ ગ્રંથ છે. નકુલની અશ્વચિકિત્સામાં ફક્ત ૧૮ અધ્યાયો છે. માનસોલ્લાસ માં હાથી અને ઘોડા બન્ને સંબંધી સારી માહિતી છે.

**વૃક્ષાયુર્વેદ :** આયુર્વેદાચાર્યોએ વૃક્ષને પણ 'સુખદુઃખનો અનુભવ કરતા, અન્તઃસંજ્ઞાવાળાં કહ્યાં છે: અશોકે મનુષ્ય અને પશુઓની ચિકિત્સા પેઠે વૃક્ષોની ચિકિત્સા માટે પણ કહ્યું છે.

"शार्ङ्गधर पद्धति"માં વૃક્ષાયુર્વેદ અથવા ઉપવનવિનોદ નામનું ૨૩૬ શ્લોકોનું એક પ્રકરણ જળવાઈ રહ્યું છે. કલકત્તા યુનિવર્સિટીએ આ ઉપવનવિનોદ છપાવ્યું છે. આ વિષયમાં આ એક જ પુસ્તક જોવા જેવું છે.

શાર્ઙ્ગધર પદ્ધતિ ૧૪મા શતકનો ગ્રંથ મનાય છે.

વૈદિકકાલના દેવો પેઠે રસશાસ્ત્રમાં અતિ પ્રાચીન સમયમાં ઘણા રસસિદ્ધો થઈ ગયા છે.

૧. આદિનાથ ૨. મત્સ્યેન્દ્રનાથ ૩. સાવરણ ૪. ભૈરવ ૫. ચૌરંગી ૬. મીનનાથ ૭. ગોરખનાથ ૮. વિરુપાશ ૯. બિલેશય ૧૦. મથાન ભૈરવ ૧૧. સિદ્ધબુદ્ધ ૧૨. કંથડી ૧૩. ગોડકી ૧૪. સુરાનંદ ૧૫. સિદ્ધપાદ ૧૬. ચર્પટી ૧૭. કાનેરી ૧૮. પૂજ્યપાદ ૧૯. નિત્યનાથ ૨૦. નિરંજન ૨૧. કાપાલી ૨૨. બિન્દુનાથ ૨૩. કાકમણ્ડીશ્વર ૨૪. અલ્લાભ ૨૫. પ્રભુદેવ ૨૬. ઘોડાચોલી ૨૭. ટિટિણી ૨૮. ભાલુકી ૨૯. નરદેવ ૩૦. ખડ ૩૧. કાપાલિક.

આ બધા યોગીઓ હઠયોગીઓ હતા. મહાસામર્થ્યવાન મહાપુરુષો હતા. પરંતુ આનો કાલનિર્ણય શકય નથી.

**પાલકાપ્ય :** "हस्त्यायुर्वेद" ના આ કર્તા છે. રાજા દશરથના સમકાલીન, અંગદેશ (ચંપા)ના રાજા રામપાદ કે લોમપાદ કે જેઓ ઋષ્યશૃંગ મુનિના સસરા થાય તેઓએ પાલકાપ્ય મુનિને હાથીઓને વશ કરવાની વિદ્યા શીખવા માટે બોલાવ્યા હતા. લોકમાનસની કલ્પનાએ હસ્ત્યાયુર્વેદના ઉપદેશક પાલકાપ્યને સામગાયનાખ્ય મુનિના વીર્યથી હાથણીના પુત્ર કલ્પ્યા છે. આ મોટો ગ્રંથ પુણા આનંદાશ્રમ સીરીઝમાં છપાયો છે. હસ્ત્યાયુર્વેદની સમગ્ર રચના ચરક, શુશ્રૂતને અનુસરે છે એ જોતાં એ સંહિતાઓ પૂર્ણ થયા પછી દૃઢબલ પહેલાં કે પછી એ ગ્રંથ રચાયો હોવો જોઈએ. દુ. કે. શાસ્ત્રી માને છે કે ઈ. સ: ૧૧મા શતક પહેલાં અને ઘણું કરી ઈ. સ. ચોથા પાંચમા શતકમાં હસ્ત્યાયુર્વેદ રચાયો છે. હસ્ત્યાયુર્વેદ ઉપરાંત "માતંગલીલા" નામનો એક હાથીઓના વૈદ્યકને લગતો નારાયણનો રચેલો ગ્રંથ છે, જે ત્રિવેન્દ્રમ સંસ્કૃત સીરીઝમાં છપાયેલો છે.

**શાલિહોત્ર :** અશ્વવૈદ્યકના આ મૂળ ઉપદેશક હયઘોષના પુત્ર થાય છે. શ્રીકાન્તમૂર્તિ કહે છે કે મહાકવિ અશ્વઘોષ સાથે એમનું સામ્ય છે. પ્રસિદ્ધ વૈયાકરણી પાણિનિની જન્મભૂમિ સલાતુરમાં તે રહેતા હતા

એમ મનાય છે. હિમાલયના ચંપક વનમાં તેમનો આશ્રમ હતો. શાલિહોત્રે શુશ્રુતને ઉપદેશ કર્યો હતો એમ કહેલું છે. શાલિહોત્રની એક અપૂર્ણ હસ્તપ્રત ઈન્ડિયા ઑફિસ લાઇબ્રેરીમાં છે. આ ગ્રંથમાં અષ્ટાંગ અશ્વ-વૈદ્યકનું આઠ સ્થાનમાં વર્ણન કર્યું છે, પણ જે મળે છે તે તો ત્રુટિત પ્રથમ સ્થાન છે.

ચરક-શુશ્રુતના મૂળ ગ્રન્થો રચાયા પછી આ ગ્રન્થ તૈયાર થયો લાગે છે એટલે તે પછી ઈ. સ. ૧૦૦ અરસામાં આનો કાલ નિર્ણય માનવામાં વાંધો નથી.

**જયદત્તસૂરિ :** અશ્વવૈદ્યકના ઉપલબ્ધ સાહિત્યમાંથી બે ગ્રંથો (૧) જયદત્તસૂરિકૃત અશ્વવૈદ્યક અને (૨) નકુલદત્ત અશ્વચિકિત્સા. બંગાલ રૉયલ એશિયાટિક સોસાયટીએ 'બિબ્લોથિકા ઇન્ડિકા' સીરીઝમાં છપાવેલ છે. ઘોડાના રોગો સંબંધી આ ગ્રંથ સંપૂર્ણ ગ્રંથ છે.

જયદત્તસૂરિ વિજયદત્તના પુત્ર મહાસામન્ત ગણાય છે. આમાં અફીણનો ઉલ્લેખ છે એ જોતાં આ ગ્રંથને ઈ. સ.ના ૧૩મા શતકનો માની શકાય. જયદત્તના અશ્વવૈદ્યકમાં ૬૮ અધ્યાયો છે. જયદત્ત શાલિહોત્રનો ઉલ્લેખ કરે છે. દુ. કે. શાસ્ત્રી લખે છે કે સારંગધર પદ્ધતિમાં જયદેવના નામે અશ્વશાસ્ત્રને લગતા થોડા શ્લોક ઉતાર્યા છે. હવે આ જયદેવ જો ગીતગોવિંદના જ કર્તા હોય તો તેનો સમય બારમું શતક છે.

**હનુમાન :** તુલસીદાસનો સમય ૧૭મી સદી માનવામાં આવે છે. એ વખતે રસો (પારદ વગેરે)ના ઉપયોગ બહુ થતા હતા. "मृगाङ्करसक्षय" ક્ષય રોગમાં ઠીક વપરાતો હતો. મૃગાઙ્ક ઉપરથી આગળ જતાં મહામૃગાઙ્ગ, રાજમૃગાઙ્ક, વગેરે નવા યોગો બન્યા.

તુલસીદાસે રાવણને રાજરોગ થયો હતો એમ કહ્યું છે. દેવતા, સિદ્ધમુનિઓ સૌએ આ રોગ માટે ઘણાં ઔષધો આપ્યાં પણ કંઈ લાભ થયો નહીં. એથી રસ-વૈદ્ય હનુમાનજીએ લંકાનાં સોનું અને રત્નોને ફૂંકી 'મૃગાંઙ્ક' બનાવ્યો એવી વાત તુલસીદાસકૃત કવિતાવલી (सुन्दरकाण्ड–२५)માં નીચે મુજબ આપેલી છે :

रावनु सो राजरोगु बाढ़त विराट-उर
दिनु दिनु विकल, सकल सुख राक सो।
नाना उपचार करी हारे सुर, सिद्ध, मुनि,
होत न विसोक, औत पावे न मनाक-सो।।
रामकी रजारू तें रसारूनी समीर सुनु
उतरि पयोधि पार सोधि सखाक सी।।
जातुधान-बुट पुटपाक लंक जातरूप
रतन जतन जारि कियो है मृगांग सो।।

હનુમાનજીને 'રસવૈદ્ય' કહીને તુલસીદાસે મઝા કરી છે!

આમ પ્રાગૈતિહાસિક કાલથી તે અઢારમી સદીના આચાર્યો સુધી આપણે વિહંગાવલોકન કર્યું છે.

---

० आयुर्वेदका वृहत् इतिहास अत्रिदेव बिद्यालंकार पृ० ३२३।

## ☆ ☆ ☆ સૌરાષ્ટ્રની વનશ્રી

લેખક : આચાર્ય, શ્રી વલ્લભરામ વૈદ્ય, અમદાવાદ.

ॐ या फलिनीर्या अफला, कपुष्पा याच पुष्पिणीः ।
बृहस्पति प्रसूताः, ता नो मुञ्चत्वंहसः ।।
शुक्ला यजुर्वेद ।१२–८९।

બ્રહ્મ એટલે બુદ્ધિના પતિ પરમેશ્વરે જેઓને ઉત્પન્ન કર્યા છે એવી, અમૂલ્ય અને ફલ વિનાની વનસ્પતિઓ, તેમ જ પુષ્પિણી ફાલેલી – એટલે સપુષ્પ અને ફળો સહિત એવી બે મહાવર્ગમાં વહેંચાયેલી વનસ્પતિઓ અમોને પાપમાંથી છોડાવો.

મંત્રનો અન્વય એટલા માટે ઉપર મુજબ લેવો પડયો છે કે વનસ્પતિઓ કુદરતી બે મહાવર્ગમાં વહેંચાયેલી છે એ આ મંત્રથી પ્રત્યક્ષ સિદ્ધ થાય છે. આજના વનસ્પતિશાસ્ત્ર મુજબનો આ મંત્ર નિર્દેષ કરે છે. જેના વિષે આગળ ઉપર નકશો આપીશું તેથી સમજી શકાશે.

વૈદિક મંગલાચરણ પછી આપણો વિષય, સમગ્ર વનશ્રીનો હોવાથી થોડા અન્ય સુભાષિતો આપીશું. વનસ્પતિપ્રેમ ભારતમાં કેવો હતો એ જાણવા માટે લખવા યોગ્ય ધારું છું.

अहो येषषां वरं जन्म सर्वं प्राव्युपजीवनम् ।
धन्या महीरुरा येम्यो निराशां यान्ति नार्थिनः ।।१।।
छाया मन्यस्य कुर्वन्ति तिष्ठन्ति स्वयमातपे ।
फलान्यति परार्थाय वृक्षा सत्पुरुषा इव ।।२।।

અહો વનસ્પતિઓને ધન્ય છે, જેઓનો જન્મ સર્વ પ્રાણીમાત્રના જીવન ટકાવવા માટે છે, જેઓના પાસેથી કોઈ અર્થી લોકો નિરાશ થતા નથી.

જે વનસ્પતિઓ પોતે તાપમાં રહીને બીજા જીવોને છાયાથી સુખી કરે છે, ફળો પણ બીજાઓને ખાવા માટે આપે છે, આવા સતપુરુષો જેવા વૃક્ષોને ધન્ય છે.

હિન્દી સુભાષિત

માલિક ઔર માલીકો પ્રેમ નહીં ફૂલ ન પર(તો)
બાગકો લગાઈવો કહો કહા કામકો.
(સ્વ. જયકૃષ્ણભાઈના સંગ્રહમાંથી)

હવે જુઓ શકુંતલાનો વનસ્પતિ પ્રેમ :

पातुं न प्रथमं व्यवस्यति जलं युष्माष्व पीतेबु या ।
नाऽदत्ते प्रिय मण्डनापि भवतां स्नेहेन या पल्लवम् ।।
आद्ये वः कुसुमप्रसूतिसमये यस्या भवत्युत्सव,ः ।
सेयम् याति शकुंतला पतिगृहं सर्वेरनुज्ञायतम् ।। (शाकुंतल)

આ શકુંતલા હવે તેના પતિને ઘેર જાય છે, માટે હે વનવેલીઓ તમે સૌ બહેનને પ્રેમથી આજ્ઞા આપજો.

વનસ્પતિ ઉપર શકુંતલાને પ્રેમ કેવો છે? તેનું વર્ણન કરે છે.

(૧) તમોને સૌને પાણી પાઈને પછી જ પોતે પાણી પીએ છે.

(૨) તેને તમારાં પુષ્પો અને પત્રો કેશ ઇત્યાદિમાં ધારણ કરવાનું ગમે છે, તો પણ જરૂર વગર તે પાન કે ફૂલ કંઈ જ તોડતી નથી.

(૩) જ્યારે કોઈ પણ લતાદિકને પુષ્પ મંજરીઓ આવવા લાગે, ત્યારે તો શકુંતલા સ્નેહીજનોને બોલાવી જાણે મોટો ઉત્સવ કે ભોજન સમારંભ હોય તેવો આનંદ મનાવે છે.

આ ઉપરથી આપણે વેદકાળથી લઈ કાવ્ય કાળ અને ભાષા કાવ્યો સુધીનો ભારતના લોકોનો વનસ્પતિપ્રેમ જોઈ ગયા. આપણે જે ભાગની વનશ્રીનું વર્ણન કરવાનું છે તે જોકે ભારતનો એક નાનો ટુકડો છે, છતાં બહુ જરૂરી પ્રદેશ છે. જ્યાં શ્રીકૃષ્ણે પોતે નિવાસ કરેલો છે એવો આ એક સુંદર પ્રદેશ છે. ગીર, ગિરનાર પર્વત, અને બરડા ડુંગર જેવા વનસ્પતિ પ્રદેશો જ્યાં આવેલા છે. આવા સૃષ્ટિ-સૌંદર્યથી ભરપૂર પ્રદેશની વનશ્રીની આપણે વાત કરવાની છે; જોકે સૌરાષ્ટ્ર દેશનું ઐતિહાસિક અવલોકન કરીએ તો ભરુચ – નર્મદા સુધી સૌરાષ્ટ્ર દેશ જ કહેવાતો હતો, એમ છતાં આજના સૌરાષ્ટ્રને લઈએ તોપણ – તેની આજુબાજુના બન્ને દેશો – ગુજરાત અને કચ્છની વનસ્પતિઓનો મોટો ભાગ સૌરાષ્ટ્રમાં સમાયેલો છે. અહીં આખી દુનિયાના વનસ્પતિશાસ્ત્રની થોડી સમાલોચના કરવી જરૂરી છે. જેથી સામાન્ય વૈજ્ઞાનિક પરિચય પણ થઈ જાય, ને સૌરાષ્ટ્રની વનશ્રીમાં પણ વૈજ્ઞાનિક પ્રવેશ થાય.

આયુર્વેદમાં ઔષધીય વનસ્પતિઓ આજ સુધીમાં આશરે પાંચસો જ લખી છે. ભારતની ઔષધીય વનસ્પતિઓનું મોટું અને કિંમતી પુસ્તક કીર્તિકર અને બસુએ લખ્યું છે. તેના ચાર ભાગ છે અને તેમાં બે હજાર વનસ્પતિઓનાં ઓળખાણ અને ગુણદોષનું તેમ જ તેનાં ચિત્રો સાથેનું વર્ણન છે. જેની કિંમત આજે તો ચિત્રો સાથે બે હજાર રૂપિયા છે, છતાં બજારમાં લભ્ય નથી.

દુનિયાભરની વનસ્પતિઓનું વર્ણન પણ લખાઈ ચૂક્યું છે, આંતરરાષ્ટ્રીય વનસ્પતિ–પરિષદો અવારનવાર દુનિયાના કોઈ ને કોઈ દેશોમાં મળ્યા કરે છે.

વનસ્પતિશાસ્ત્રનો એટલો વિકાસ થયો છે કે વૈદિક મંત્રમાં આપણે શરૂઆતમાં જોઈ ગયા તેમ તેના બે મહાવર્ગ પાડવામાં આવ્યા છે; ઈ. સ. સત્તરસોની સાલથી વનસ્પતિના પિતા લિનિયસે આ શરૂઆત કરી છે. તે પછી સ્વીડન, જર્મની, ઈંગ્લંડ, અમેરિકા એ બધા દેશોમાં તેની શોધખોળ ચાલુ જ રહી અને આજે એવા વિભાગમાં ત્રણેક લાખથી વધુ વનસ્પતિઓ નામ સહિત લખાઈ ચૂકી છે; અને હજુ લખાતી જાય છે. આ નામો આંતરરાષ્ટ્રીય છે; અને તે લૅટિન ભાષામાં લખાય છે. એની એ ખૂબી છે કે એ નામ લખવાથી દુનિયાભરના દેશોમાં એની ઓળખ આપોઆપ થઈ જાય છે.

આપણે ત્યાં સંસ્કૃત નામોમાં આવી એકતા જળવાઈ રહી નથી, કારણ કે દેશનું પતન થતું ગયું તેમ શોધખોળો ચાલુ રહી જ શકી નથી. સંસ્કૃતમાં જ નામોનો મોટો ગોટાળો છે, તે પરથી આયુર્વેદની તો અર્ધો ભાગ જેટલી વનસ્પતિઓ સંદિગ્ધ જ રહે છે. મૂળે જ પાંચસો વનસ્પતિઓ છે. હવે જ્યારે દેશ સ્વતંત્ર થયો, ત્યારે શોધખોળના નામે પ્રચાર બહુ ચાલે છે; પરંતુ સંસ્કૃત ભાષાનું અને આયુર્વેદનું પણ ગુજરાતમાં તો પારાવાર પતન ચાલુ જ છે, આથી એવા વિદ્વાનો પાકવા મુશ્કેલ છે. જ્યારે હજારેક વર્ષથી શાસ્ત્રો તો એમનાં એમ પડયાં છે.

છેલ્લી શોધ મુજબ અત્યારે વનસ્પતિ-વર્ગીકરણની જે પદ્ધતિ ચાલે છે તે પ્રોફેસર જે. હચીન્સનની કરેલી છે; અને તેનો દુનિયાભરના વિદ્વાનોએ સ્વીકાર કર્યો છે.

એ મુજબના દુનિયાભરના લગભગ નમુનાઓ સૂકા કે લીલા લંડનમાં "ક્યુ" મ્યુઝિયમમાં પ્રત્યક્ષ જોવા મળે છે. આપણે ત્યાં ભારતભરમાંથી સૌરાષ્ટ્રમાં પોરબંદરમાં સ્વ. જયકૃષ્ણભાઈએ આ ઝંડો ઉપાડયો, એમને ફાળે વનસ્પતિ સંશોધનનું માન સૌ પ્રથમ જાય છે. એમણે ગુજરાતી ભાષામાં પચાસ વર્ષ પૂર્વે બે સુંદર પુસ્તકો લખ્યાં, કચ્છનું અને બરડાનું વનસ્પતિ દર્શન. એમણે મ્યુઝિયમો બનાવ્યાં. પોરબંદરમાં સુંદર વનસ્પતિબાગ બનાવ્યો. જેમાં સમગ્ર સૌરાષ્ટ્રની વનશ્રી પ્રત્યક્ષ હતી. પરંતુ દુર્ભાગ્યે ઈ. સ. ૧૯૧૫ના અરસામાં તે બગીચો (Botanical Garden) આગમાં બળીને ભસ્મ થઈ ગયો. તે પછી કચ્છમાં શરદ્‌બાગને એથીયે વધુ વિકસાવ્યો, જેમાં આખા કચ્છ ને સૌરાષ્ટ્રની વનસ્પતિઓ ઉપરાંત બગીચાની વનવેલીઓ તો અલભ્ય

અને અસંખ્ય હતી. તેનાં પ્રત્યક્ષ દર્શન મેં કરેલાં હતાં. પરંતુ કાલ-ભગવાન તેનો પણ ગ્રાસ કરી ગયા. તે પછી અત્યાર સુધીમાં સૌરાષ્ટ્ર – ગુજરાતમાં તેવાં બાગો ને મ્યુઝિયમ જોવામાં આવ્યાં નથી તેમ જ થવાની હાલ તો શકયતા પણ નથી, કારણ કે આ નવા રાજાઓ કે પ્રધાનો સાચા વિદ્વાનોને ઓળખી શકતા નથી. એટલે તેઓનાં નાણાં વ્યર્થ ખર્ચાય છે. પૂજ્ય ગાંધીજી તો વિદ્વાનોની પરીક્ષા કરી તેઓનો આદર કરતા હતા. આ લોકો તેમ કરી શકે તેવી દૃષ્ટિ જ કયાં છે?

હવે પ્રો. જે. હચિન્સનની પદ્ધતિનો નકશો આપું છું. જુઓ પાનું ૬૫૫

જગતભરની વનસ્પતિઓ આ નકશા ઉપરથી જાણી શકાય છે, આનું વર્ણન ટૂંકમાં કરીએ તોપણ દશ પાનાં બીજાં જોઈએ. છતાં સ્થળે સ્થળે થોડું કરીશું. આટલું જાણવાથી પણ વનસ્પતિ–સામ્રાજ્યનું સામાન્ય જ્ઞાન થાય છે, જે કોઈને જરૂરી છે. આ સામ્રાજ્યને આધારે જ સૌરાષ્ટ્રની વનશ્રીને વૈજ્ઞાનિક રીતે જાણી શકાય છે, જેની હવે પછીના વર્ણનથી વધુ ખબર પડશે.

"જાતિપરિણતિ" એ મેં રચેલો શબ્દ છે. તે અંગ્રેજી Phylogenetic નો અર્થ બતાવે છે. એનો થોડો ખુલાસો કરી લઉં. એક જાતિમાંથી બીજી જાતિમાં પ્રવેશ કરવો તેનું નામ "જાતિપરિણતિ" છે; વનસ્પતિ સામ્રાજ્યમાં કુદરતે આ નિયમ મૂકેલો છે, તે પોતાની મેળે પણ એકમાંથી બીજી જાતિમાં પરિણમે છે. પણ તેને સમય બહુ લાગે છે; પરંતુ જો મનુષ્ય–પ્રયત્નથી પરિવર્તન કરવું હોય તો થોડા જ સમયમાં શકય બને છે. આ નિયમને શ્રી હચીન્સને શોધી કાઢયો છે અને તેના પ્રયોગોથી પણ સિદ્ધ કર્યું છે.

ઈયળને ભમરી પકડે છે પછી તેને ભમરી જ બનાવે છે એ વાત લૌકિક રીતે જાણીતી છે, એનું નામ જાતિપરિણતિ. મહર્ષિ પતંજલિ તો કહે છે કે આ નિયમ આપણને, મનુષ્યને પણ, લાગુ પડે છે. જાતિપરિણતિનો સિદ્ધાંત પતંજલિ મુનિએ આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે સ્પષ્ટ રીતે બે સૂત્રોમાં આપ્યો હતો અને તેના ઉપર વિસ્તૃત પુરાતન વ્યાસભાષ્ય ત્રણ હજાર વર્ષ પૂર્વેનું અને વનસ્પતિની તત્ત્વ–વૈશારદી પણ સંસ્કૃતમાં આજે લભ્ય છે. આ યુગમાં સ્વામી વિવેકાનંદજીએ આ સૂત્રો ઉપર અમેરિકામાં ખૂબ વિવેચન કરેલું છે. આ રહ્યાં એ સૂત્રો પતંજલિના યોગ દર્શનનાં.

जान्यंतरपरिणामः प्रकृत्याऽपूरणात् ।। ४२
निमित्तमकृतीनाम् वरण भेदस्तु ततः क्षेत्तिकवत् ।।

વિષયાંતરને કારણે આ સૂત્રો ઉપર કંઈ લખવું બરોબર નથી. પરંતુ વાચક પતંજલિનાં સૂત્રો ઉપર વિવેકાનંદજીનું અગર તો ગુજરાત વિદ્યાસભા પ્રકાશિત ગુજરાતી યોગદર્શનનું કણિયાકૃત ગુજરાતી ભાષાંતર જોઈ શકે છે. છતાં સંસ્કૃતના વિદ્વાનને તો મૂળ ગ્રંથ જ જોવો અનુકૂળ પડે એ સ્વાભાવિક છે.

વનસ્પતિ સામ્રાજ્યનો આટલો વૈજ્ઞાનિક પરિચય કર્યા પછી હવે આપણે સૌરાષ્ટ્રના વનભંડારોમાં પ્રવેશ કરીશું. સાથોસાથ ગામડાંઓનાં પાદરો અને ખેતરોની વનશ્રીની પણ સમાલોચના કરીશું.

## બરડો, ગીર અને ગિરનાર

સૌરાષ્ટ્રના વનભંડારોમાં સૌથી પ્રથમ બરડા ડુંગરની સ્મૃતિ થાય છે, એટલા માટે કે એનું ભૂમિ–પ્રરોહ વિજ્ઞાનની (Ecology) દૃષ્ટિએ દર્શન કરીએ તો સમગ્ર સૌરાષ્ટ્રની લગભગ વનસ્પતિઓ તેમાં ઊગે છે અને સ્વ. જયકૃષ્ણભાઈએ તેના ઉપર પ્રકાશ પાડયો છે.

જોકે આજે ૧૯૭૦માં જોવા જઈએ તો તેમાંથી વનસ્પતિઓ આપણી નજરે ચઢતી નથી કેમ કે આખો ડુંગર સુકાઈ ગયો તેની કોઈએ પચાસ વર્ષથી દરકાર રાખી નથી એ તેનું કારણ છે, છતાં ભર ચોમાસે શ્રાવણ મહિને જાઓ તો સમગ્ર વનશ્રીનાં પણ દર્શન કરી શકાય છે.

# જગત્‌ભરનું વનસ્પતિ-સામ્રાજ્ય

## PHYLOGENETIC SYSTEM OF PROF. J. HUCHINSON

### પ્રોફેસર જે. હચિન્સનની "જાતિ-પરિણતિ" પદ્ધતિ



બીજે નંબરે ગણીએ તો ગીરનું જંગલ એ વનસ્પતિઓનો મહાભંડાર છે, બરડામાં જાતિઓ વિશેષ થાય છે, તેમજ ખેતરાઉ અને ગામડાંઓની વનસ્પતિઓ પણ બરડામાં થાય છે. જ્યારે ગીરમાં એ બધીયે ઓછી થાય છે. જંગલી જડીબુટ્ટીઓ મોટા જથ્થામાં સહેલાઈથી મળી શકે છે. એથી ગીરનું જંગલ એ વનસ્પતિઓ આર્થિક રીતે મેળવવામાં પણ પ્રથમ સ્થાન ભોગવે છે. એનાં જંગલો પણ કપાઈને પાંખાં થતાં જાય છે, તેમ તેમ વનસ્પતિઓ પણ ઓછી થતી જાય છે, પણ ચોમાસામાં તો "ઘન વરસે વન પાંગરે" એ નિયમ મુજબ લીલુડી ગીરની શોભા જોવા જેવી હોય છે. ત્રીજે નંબરે આપણો ગિરનાર પર્વત આવે છે. તેના વિષે શ્રીકાન્ત ભટ્ટ નામના જૂનાગઢના વૈદ્યરાજે લખ્યું છે. તેમાંની વનસ્પતિઓનો ઔષધીય ઉપયોગ કાન્ત ભટ્ટના નિઘંટુમાંથી મળે છે, તેનો પણ ઉતારો શ્રી જયકૃષ્ણભાઈએ પોતાના બરડાના 'વનસ્પતિ-શાસ્ત્ર'માં કરેલો છે. ક. ના. ભટ્ટનો નિઘંટુ હાલ અપ્રાપ્ય છે. એકંદર તપાસ કરતાં એમ માલૂમ પડયું છે કે બરડામાં છે તે ગીર અને ગિરનારમાં પણ છે. જે બરડામાં નથી તેવી કોઈ ચીજ ભાગ્યે જ ગીર અને ગિરનારમાં મળે છે.

### સ્વ. જયકૃષ્ણભાઈની લેખિની

પચાસ વર્ષ પહેલાં પોતાની માતૃભાષામાં વનસ્પતિશાસ્ત્રનું વૈજ્ઞાનિક પુસ્તક લખનાર ભારતમાં કદાચ શ્રી જયકૃષ્ણભાઈ પહેલા જ હશે. આંતરરાષ્ટ્રીય વનસ્પતિશાસ્ત્રીઓમાં અંગ્રેજ લોકોએ તો સમગ્ર ભારતમાં પર્યટન કરીને વનસ્પતિઓની નોંધો કરી છે; અને તેઓનાં પુસ્તકો અંગ્રેજીમાં લખેલાં છે. એ લોકોએ પણ શ્રી જયકૃષ્ણભાઈને સૌરાષ્ટ્ર અને કચ્છની વનસ્પતિઓ માટે પ્રામાણિક લેખક ગણ્યા છે.

બરડાની તેમની આરાધના એટલી તો જબ્બર હતી કે ભાગ્યે જ તેઓએ લખેલી વસ્તુઓમાંથી આજે નવી વસ્તુ નોંધી શકાય! ફાધર સંતા પાઉએ તે પછી થોડો પ્રયત્ન કર્યો છે પરંતુ એથીયે ઉપયોગી નવીન વસ્તુઓ તો થોડી જ મળી છે. આખરે શ્રી જયકૃષ્ણભાઈની નોંધને જ પ્રથમ સ્થાન મળે છે. કોઈએ નવી શોધખોળ કરવી હોય તો તેઓના પુસ્તકનો આધાર લેવો જ પડે છે.

એમણે બરડાના વનસ્પતિશાસ્ત્રમાં ૬૦૭ સપુષ્પ વનસ્પતિઓ અને ૪ અપુષ્પ વનસ્પતિઓ લખી છે. સમગ્ર ગીર અને ગિરનારમાંથી પણ આટલી સંખ્યામાં નોંધવામાં વર્ષોનાં આરાધના અને તપશ્ચર્યા જોઈએ.

અપુષ્પ વનસ્પતિ વિષે તો આપણા લોકોએ કશું જ લખ્યું નથી એમ કહીએ તો ચાલે; તે વર્ગમાં સૂક્ષ્મદર્શકથી જ કામ કરી શકાય છે. અત્યારે તેમાં પણ દોઢ બે લાખ જેટલી જાતિઓ દુનિયાભરમાં લખાઈ છે.

સપુષ્પ વનસ્પતિનો નકશો જોતાં તેમાં તેના પણ બે મહાવર્ગ અનાવૃત્ત અને આવૃત્ત બીજ-વર્ગ એમ લખ્યાં છે. જેનાં બીજો ખુલ્લમ ખુલ્લાં રહે છે, તેવી વનસ્પતિઓને અનાવૃત્ત બીજવર્ગ કહે છે. તેમાં દેવદાર, ચીડ વગેરે વર્ગનાં વૃક્ષો થાય છે. જે હિમાલય બાજુ ઊંચાઈએ જ ઊગી શકે છે. જ્યારે જેનાં બીજો કુદરતી રીતે રક્ષણરૂપ ત્વચાથી ઢંકાયેલા હોય છે તેવી વનસ્પતિને આવૃત્ત બીજવર્ગની કહેવાય છે; આપણા ગરમ પ્રદેશોમાં મોટા ભાગે કુદરતી રીતે આ વર્ગની વનસ્પતિઓ થાય છે, જેમ કે બાજરા, જુવાર, વાલ, વટાણા વગેરે.

આવૃત્ત બીજવર્ગના પણ બે ભાગ પાડવામાં આવ્યા છે. જેમાં એક ગર્ભપત્રવાળો વર્ગ જેમાં બાજરો, જુવાર, વિ. અને બીજાં છે, ગર્ભપત્રવાળો વર્ગ (Dicotylidons) જેને દ્વિદળ વર્ગ પણ કહે છે. તેનો સમાવેશ કર્યો છે. ગર્ભપત્ર (Cotylidons) એ મારું પાડેલું નામ છે. એને શ્રી જયકૃષ્ણભાઈએ આદિપત્ર લખ્યું છે, એ પણ ખરું છે. આમ છતાં બીજના ગર્ભમાં જે આદિપત્રો કુદરતે મૂકેલાં છે, તેનું રોપણ કરવાથી અને તેના ઉપર પાણી સિંચન કરવાથી એ પત્રો સૌથી પ્રથમ બહાર આવે છે માટે ગર્ભપત્ર કહેવા એ વધુ સારું લાગ્યું છે; કેમકે તે વનસ્પતિનાં મૂળ પત્રો કરતાં દરેક જાતિમાં જુદી જ આકૃતિનાં હોય છે.

હવે દ્વિદળપત્ર અથવા દ્વિદળ–વનસ્પતિઓના પણ બે મહાવર્ગો છે, જે પુષ્પોના આભ્યંતર કોષ (Coralla)ની પાંખડીઓ ઉપરથી પડેલા છે જે વનસ્પતિની પાંખડીઓ એકબીજા સાથે મળેલી હોય તેવા વર્ગને સંયુક્ત આમ્યંતર કોષપત્ર અને જેઓની પાંખડીઓ છૂટી કમાનદાર હોય તેવા વર્ગને વિયુક્ત આમ્યંતર કોષપત્ર કહેવાય છે. આ રીતે આપણા નકશાનો સામાન્ય અર્થ પણ સમજાઈ જાય છે એમ વનસ્પતિઓની ઓળખાણ વિષેનું સામાન્ય વ્યવહારુ જ્ઞાન પણ થઈ જાય છે.

### આંતરરાષ્ટ્રીય નામો

### Botanical Names

વનસ્પતિનાં શાસ્ત્રીય નામોને (Botanical names) કહે છે, તે આંતરરાષ્ટ્રીય પણ ગણાય છે. કેમ કે તે સમગ્ર પૃથ્વીના દેશોમાં સરખાં હોય છે અને તે લૅટિન ભાષામાં લખાયાં છે.

એમાં બે નામ હોય છે – પ્રથમ નામ તેના કુટુંબનું અને બીજું નામ તેની જાતિનું હોય છે – છેલ્લે ટૂંકમાં તેના નામકરણકર્તાનું નામ પણ આવે છે, ત્યારે જ તેને પૂરું નામ કહેવાય છે. જેમ કે,

| કુટુંબ | જાતિ | નામકર્તા |
|---|---|---|
| Capparis | Aphylla; | Roth કેરડાં |
| Capparis | Sepearia; | Linn કંથાર |
| Capparis | Horrida; | Linn વ્યાઘ્રનખી |

આ પ્રમાણે કેરડાના કુટુંબની વનસ્પતિઓમાં પ્રથમ નામ કુટુંબનું "કૅપેરીસ" કહે છે. જ્યારે જાતિવાચક નામ જુદાં રહે છે અને છેવટે કર્તાનું નામ મુકાય છે. સમગ્ર નામકરણ આ રીતે થાય છે. આવાં ઘણાં કુટુંબોનો એક વર્ગ થાય છે જેમ કે કેરડાના સમગ્ર વર્ગને Capparide (કૅપેરિડી) કહેવાય છે.

કુટુંબનો અર્થ એ છે કે જાતીય અવયવો દરેક કુટુંબના એકસરખી સંખ્યામાં હોય છે. ઉપર લખી કેરડા, કંથાર અને વ્યાઘ્રનખીના પુષ્પ બાહ્ય કોષ, આભ્યંતર કોષની પાંખડીઓ ચાર જ હોય છે અને ગર્ભાશય, તેમ જ પુંકેસરો અને ઓવરી વગેરેની રચનામાં પણ સમાનતા હોય છે. જ્યારે, પાન, ડાળી અને મૂળની રચનામાં ભેદ હોય છે, એટલે જાતિથી તેઓને જુદી પાડવામાં આવે છે જેને Species (સ્પીસીઝ) કહેવાય છે.

શ્રી જયકૃષ્ણભાઈએ વર્ગપદ્ધતિ અપનાવી છે, જે લખાણમાં હવે જૂની થઈ ગઈ છે. પરંતુ એમણે તેમનાં નામો શાસ્ત્રીય આપેલાં છે તેથી કુટુંબો સમાઈ જાય છે – માત્ર નામકરણકર્તાનાં નામો તેઓએ લખ્યાં નથી, કારણ એ જમાનામાં હજી તેવી જરૂર ઊભી થઈ નહોતી, પરંતુ એક જ વનસ્પતિનાં બે નામો મળવા લાગ્યાં એટલે વનસ્પતિશાસ્ત્રીઓએ કર્તાનું નામ પણ આગળ રાખવાનો સુધારો કર્યો છે.

શ્રી જયકૃષ્ણભાઈએ આ રીતે એકાએક પ્રાકૃતિક વર્ગોમાં (Natural orders) ૬૧૧ વનસ્પતિઓની નોંધ કરી છે. તેમાં કુટુંબોના હિસાબે ગણના કરતાં સપુષ્પોનાં ૩૬૯ કુટુંબો આવે છે, જ્યારે છેલ્લે હંસરાજથી માંડી સપુષ્પ વનસ્પતિઓના ચાર વર્ગો આપવામાં આવ્યા છે, જેમાં એક વર્ગની એકાદ વનસ્પતિ જ આપી છે. હવે સૌરાષ્ટ્રના વનભંડારોનાં અમે દર્શન કર્યાં તેની વિગત લખીશ.

### બરડો, ગીર અને ગિરનારનાં પ્રત્યક્ષ દર્શન

૧૯૪૨ના સપ્ટેમ્બરમાં આકાશ જ્યારે મેઘાચ્છાદિત હતું, ત્યારે મારા મિત્ર ડૉ. પ્રાણજીવનદાસભાઈનું બરડામાં જવા માટે તારથી આમંત્રણ મળ્યું. હું મારા એક યુ. પી.ના વિદ્યાર્થી પં. ભુવનેશ્વરાનંદજીને લઈને અમદાવાદથી જામનગર ઊપડયો.

જામનગર રાજ્ય એ દિવસોમાં સ્વતંત્ર પ્રથમ દરજ્જાનું રાજ્ય હતું. ના. જામસાહેબ દિગ્વિજયસિંહજી અને મહારાણી શ્રી ગુલાબકુંવરબાને આયુર્વેદ માટે લગની લાગી હતી. ડૉ. મહેતા સાહેબને આયુર્વેદ વિકાસનું સમગ્ર કાર્ય સોંપવામાં આવ્યું હતું. ડૉ. સાહેબ પંદર માણસોનો મોટો સંઘ લઈને બરડા ડુંગરની મુસાફરીએ જામનગરથી પોરબંદર સુધી રાજ્યનાં મોટરો અને ખટારા વિ. વાહનો લઈ વનસ્પતિદર્શન કરવા અને નમૂનાઓ એકઠા કરવાના હેતુથી નીકળ્યા હતા.

ઓળખાણ માટે એક તો હું અને બીજા બે કચ્છી ભાઈઓ હતા, જેઓ સ્વ. જયકૃષ્ણભાઈ સાથે રહ્યા હતા. દેશી નામો માટે તેઓ સારા હતા અને લૅટિન, સંસ્કૃત નામો માટે હું પણ અનુભવી થયો હતો. શ્રી જયકૃષ્ણભાઈનો ગ્રંથ એ અમારા સૌનો મુખ્ય આધાર હતો, કારણ તે વિના તો કઈ જગ્યાએ શું છે તે જાણવું મુશ્કેલ હતું.

અમારો પ્રથમ કૅમ્પ ભાણવડ ગામે થયો. ત્યાંથી મોટર દ્વારા બરડા ડુંગરમાં જ્યાં સુધી શકય હોય ત્યાં સુધી વાહનોથી ગયા. પછી નીચે ઊતરીને પગેથી જંગલો ઘૂમવાનું શરૂ કર્યું. આ વિષેના શાસ્ત્રીય લેખો પણ "પ્રકૃતિ" નામના એક માસિકમાં લખાઈ ચૂકયા છે.

જંગલમાં ઘૂમતા અમે અમારા વ્યક્તિગત નમૂના પણ એકઠા કરેલા હતા, જેનું પ્રદર્શન ૧૯૪૭માં મુંબઈમાં, તેમ જ ૧૯૪૮માં જૂનાગઢ મુકામે સાહિત્ય – સંમેલન વખતે શ્રી શામળદાસ ગાંધીના સમયમાં તેમના જ આમંત્રણથી અમોએ ભરેલું હતું. જૂનાગઢના પ્રદર્શનમાં ગિરનાર પ્રદેશની ઔષધિઓ પણ સાથે ગોઠવી હતી.

બરડાની મુસાફરીમાં ઘણો આનંદ આવ્યો હતો. છેક પોરબંદરની સરહદની અંદરનાં જંગલો પણ અમે પગે ચાલીને જોયાં.

જામનગરની સરહદના બરડામાં ધુમલી નામનું ઊંચાઈએ આવેલું પ્રાચીન સ્થળ અને જંગલ છે. તેમાં રામતુલસીનાં જંગલો જોયાં તે ટાઢિયા તાવ, શરદી અને ફ્લુ જેવા રોગોના માટે અકસીર છે. ઇન્દ્રજવ, કડાછાલ (કુર્ચી) એમિબિક મરડાની અકસીર દવાઓનાં જંગલો ભર્યાં છે. મરડાશિંગીનાં સુંદર લાલ ફૂલો વનસુંદરીની માફક શોભી રહ્યાં હતાં. એ પણ મરડાની દવા છે.

ધાતુ પૌષ્ટિક દવાઓ, શેમળો અને કૌચબીજનો પાર નથી. તાવની અકસીર દવાઓ રોણ ભમરછલ્લી અને મામેજવો છૂટથી જંગલોમાં દેખાય છે.

મંદાગ્નિ, વાયુ અને પેટનાં દરદોને સારાં કરનારાં ઔષધોમાં પહાડવેલ અને કાપીપાટ મોખરે છે.

નિર્વંશિયાઓને વંશ આપનારી ઔષધિઓમાં શિવલિંગી, અને બન્ને જાતની જીવંતી ત્યાં આડે વગડે મળે છે.

એવી અનેક વેલીઓ અને વૃક્ષોથી બરડો શ્રાવણ માસમાં સુશોભિત થઈ રહ્યો હતો. બીજી વખત ૧૯૪૭માં હું ફરીથી મારા ખર્ચે પણ બરડો જોઈ આવ્યો હતો.

## ગિરનાર પર્વત

૧૯૪૮માં વનસ્પતિદર્શનની દૃષ્ટિએ ગિરનાર ખૂબ ફર્યા, તે શ્રી શામળદાસ ગાંધીને આભારી છે. એમણે અમોને જીપ મોટર અને માણસો તથા બીજી તમામ સગવડો કરી આપી હતી. બોરદેવીનાં જંગલો તેમ જ આગળ પાછળનાં જંગલો અમે પગે ચાલીને પણ જોયાં; અને નમૂનાઓ પણ સારા એકઠા કર્યા હતા. આરઝી હકૂમતે આ રીતે રાજ્ય કક્ષાએ અમોને સહાય કરી હતી.

ગિરનારની વનસ્પતિઓ બરડા જેવી જ છે; પરંતુ તેના રસકસમાં ખૂબ વધારે સારી છે. જંગલમાં વધુ સુરક્ષિત છે. આંબળાંનો તો પાર જ નથી. ટનના ટન આંબળાં થાય છે અને વેચાય છે. પણ પદ્ધતિસરનો વેપાર નથી, એટલે તેનો ખરો ઉપયોગ થતો નથી. એ યાદ રાખવું જોઈએ કે આંબળાં એ આયુર્વેદનું આયુષ્યવર્ધક ઔષધ છે, જ્યારે છેલ્લી શોધ મુજબ આંબળામાં જેટલું "વિટામિન સી" નીકળ્યું

તેટલું દુનિયાના કોઈ પણ ફળમાં નથી. વળી સૂકાં આંબળામાં પણ તે રહી શકે છે, જ્યારે બીજાં કોઈ પણ સૂકાં ફળોમાં તે નથી રહી શકતું. એ સિવાય સારિવા (ઈન્ડિયન સાર્સાપરિલા) ખૂબ જ થાય છે. જે લોહી સુધારવાની અકસીર દવા છે.

મીરાં દાતારની ટેકરી ઉપર સૌથી વધુ ઘન જંગલ છે. જ્યાં સાંગ, ઈન્દ્રજવ, ગૂગળ વ. વૃક્ષો આનંદથી ઝૂલતાં હતાં.

ચિત્રકની એક જાતિ જેને ત્યાંના લોકો કાળો ચિત્રક કહે છે (Vogelia Indica) અને હરસમસાનાં દરદો ઉપર અકસીર છે, તે પણ ગિરનારમાં જથ્થાબંધ જોવામાં આવે છે.

બીજી વખત ગિરનાર જવાનું મારે જામનગરના મારાં સોએક જેટલાં વિદ્યાર્થી–ભાઈબહેનો સાથે થયું હતું. ત્યારે અમોએ દાનવીર શેઠ નાનજી કાળીદાસની ધર્મશાળામાં થાણું નાખ્યું હતું.

અને ત્રીજી વખત પણ ગિરનાર ખૂબ બારીકાઈથી જોવા માટે મારા સાથીઓ અને ચિ. રમાકાન્ત સાથે અમે અમારા ખર્ચે પગેથી ઘણા દિવસો ગિરનારમાં ફર્યા હતા અને વનસ્પતિઓના અનેક નમૂનાઓ એકઠા કર્યા હતા.

### પ્રથમ ગિરનારનાં દર્શન : ૧૯૪૯

ગીરનાં પ્રથમ દર્શન વખતે હું કોઈ પણ ભલામણ વિના ૧૯૪૯ના નવેમ્બરમાં એમને એમ જ મારા ચિ. ચંદ્રકાન્તને લઈને નીકળી પડેલો. ચિ. ચંદ્રકાન્ત તે વખતે સાયન્સ 'બી' ગ્રૃપમાં હતો. તેથી તેને વનસ્પતિ દર્શનના વ્યાવહારિક જ્ઞાનમાં રસ પણ હતો. નમૂનાઓ તે પોતે જ એકઠા કરતો હતો.

જૂનાગઢ ઊતર્યા. એક વૃદ્ધ વૈદ્યરાજ ખૂબ જ ભલા હતા. એમનું નામ રૂગનાથજી બાપા હતું. એમણે અમારો સત્કાર કર્યો. અમારી વાત સાંભળીને તેઓએ અમને ચોરવાડ શ્રી જયકૃષ્ણભાઈના પુરાણા મિત્ર પાઠક બાપાને ત્યાં જવા કહ્યું. અમો તેમના થોડા પરિચયમાં પણ હતા. એટલે ચોરવાડ ગયા. શ્રી જયકૃષ્ણભાઈ પોતાનું "બરડાનું વનસ્પતિશાસ્ત્ર" છપાવવા જ્યારે મુંબઈ ગયેલા, ત્યારે પાઠક બાપાને ત્યાં સાંતાક્રુઝમાં એક માસ રહ્યા હતા. તેઓએ પણ અમારો સુંદર સત્કાર કર્યો અને વૃદ્ધ છતાં ગીરનાં જંગલોમાં અમારી સાથે આવવાં તૈયાર થઈ ગયા. પોતે વનસ્પતિના બહુ પ્રેમી છે, અને ઘરઆંગણે બગીચો કર્યો છે. સુંદર વન-સ્પતિ ઉદ્યાન પણ જોવા જેવું હતું. અમને બે દિવસ સુધી ચોરવાડ રોકયા; અને પછી અમે બધા જૂનાગઢ આવ્યા. ત્યાં ફરી એક બીજા વૃદ્ધ અને સાત્ત્વિક પુરુષનો પરિચય પાઠકબાપાએ કરાવ્યો; તેઓ પણ શ્રી જયકૃષ્ણ-ભાઈના મિત્ર અને વનસ્પતિપ્રેમી તથા સેવાભાવી હતા. બંને વૃદ્ધો અમારી સાથે આવવા તૈયાર થયા, પરંતુ ગીરસાસણમાં કેમ્પ કેવી રીતે કરવો, કયાં ખાવું, કયાં રહેવું એનું નિરાકરણ કરવાનું હતું. સરકારી સહાય સિવાય એ જંગલમાં રહેવું મુશ્કેલ હતું. આખરે પ્રભુ ત્યાંના વનાધિકારીના હૃદયમાં વસ્યા. શ્રી આચાર્યે ગીરસાસણના એ ઑફિસર ઉપર ચિઠ્ઠી લખી આપી, અને અમો ગીરસાસણ જવા રેલવેમાં બેઠા. નવેમ્બર માસ હતો, વનસ્પતિઓ બરોબર જામી હતી. બંને વૃદ્ધો અને અમે બેત્રણ, એમ પાંચની મંડળી આખરે ગીરસાસણ સવારના ૯ વાગ્યે પહોંચી.

ગીરના ફોરેસ્ટ ઑફિસરને ચિઠ્ઠી બતાવી. તેઓ પણ ભલા જ નીકળ્યા. અમને ખરેખરો સહકાર આપ્યો. તેમણે સરકારી બંગલામાં વ્યવસ્થા કરી આપી. ખાવાને રોટલા, પીવાને દૂધ અને પાણી, અને કામ કરવા માટે, જંગલોમાં ફરવા માટે ચુનંદા માણસો આપ્યા, જેઓ વનસ્પતિઓનાં દેશી નામ અને કયે ઠેકાણે થાય છે, તેના જાણકારો હતા. હથિયારો પણ સાથે આપ્યાં, જેથી સિંહ જેવાં જંગલી પ્રાણીઓથી રક્ષા થાય.

બંને વૃદ્ધ પુરુષોને અમે ઘોર જંગલોમાં આવવાની ના પાડી હતી, આમ છતાં અમારું જૂથ હવે દસેક જણાનું થઈ ગયું, અને હિરણ નદીને કિનારેથી ફરવાનું શરૂ કર્યું; નદીનાં પાણી જોરથી વહેતાં હતાં, અમે આજુબાજુની ખીણોની ગાઢ ઝાડીઓમાં ફરતાં ફરતાં વનશ્રી નિહાળી રહ્યાં હતાં. ગીરના ચીફ ક્લાર્ક શેરમહંમદભાઈ અમારી સાથે જ રહ્યા. તેઓને ગીરનાં જંગલોનું ભૌગોલિક જ્ઞાન હતું અને વનસ્પતિઓની

પણ ઓળખાણ હતી. એથી દેશી નામો જાણવામાં ભારે મદદ થઈ. પછી શાસ્ત્રીય પરીક્ષા અને શાસ્ત્રીય નામો (Botanical Names) એ તો અમે ઉતારા ઉપર આવીને મારી સાથેનાં સાધનો દ્વારા નક્કી કરી લેતા હતા.

ગીર જોયા પછી મારાં તો અરમાન જ ઊતરી ગયાં! હું તો બરડાથી સહેજ વધુ ગીચ ઝાડી એટલે ગીર, એમ સમજેલો; પણ આમાં તો ઘણો ફેર! અહીંની વનસ્પતિઓ પણ ખૂબ લીલી અને મોટી, અને મણના મણ જે જોઈએ તે તૈયાર. એનાં ખીણનાં જંગલોમાં તો કોઈ જગ્યાએ સૂર્યનારાયણનાં કિરણો પણ ન મળે. બૅટરીઓથી કામ લેવું પડે.

ગીરની પ્રથમ મુસાફરીમાં અમે સાતેક દિવસ રહ્યા અને ફર્યા અને બસોએક સૂકા નમૂનાઓનો સંગ્રહ કર્યો. તો યે મને સંતોષ નહોતો થયો; એ વખતે તો યાત્રા પૂરી કરીને, વૃક્ષોને નમસ્કાર કરી અમે પાછા ફર્યા. વનસ્પતિઓનાં દર્શન વિષે બીજી વખતના ગીરદર્શનમાં એકીસાથે લખીશ, જેથી લેખમાં પુનરુક્તિ ન થાય.

### બીજી વખત ગીર—૧૯૫૪

બીજી વખત ગીરને જોવા માટે સરકારી મદદ લેવાની ઇચ્છા થઈ. એમાં સૌરાષ્ટ્રના પ્રધાનો શ્રી રતુભાઈ અદાણી અને શ્રી દયાશંકરભાઈએ ખૂબ મદદ કરી અને ગીરસાંસણના બંગલામાં જ અમારી પાર્ટીને ઊતરવા-કરવા અને ખાવાપીવાની બધી જ સગવડો થઈ ગઈ.

૧૯૫૪માં ચોમાસા પછીના દિવસોમાં અમે ચાર દિવસ જીપ ગાડીઓથી અને જ્યાં તે ન જઈ શકે, તેવાં સિંહવાળાં જંગલોમાં, હથિયારબંધ માણસો સાથે પ્રવેશ કરીને, જોયું.

અમારી પાર્ટીમાં ચિ. રમાકાન્તભાઈ કુંડલાથી, જૂનાગઢથી વૈદ્યરાજ શ્રી મોહનલાલ ઠાકર, જંગલ ખાતાના અધિકારીઓ પંડયા, વૈષ્ણવ અને વસાવડાની ત્રિપુટી, આદિવાસી ઉકો તેમ જ શ્રી ચોથિયા, વિશ્વકર્મા અને બીજા પણ સરકારી માણસો, હથિયારયુક્ત પાર્ટી સાથે હતા.

ખાસ તો તે વખતના સૌરાષ્ટ્ર રાજ્યના આયુર્વેદિક નિયામક વૈદ્યરાજ શ્રી વાસુદેવભાઈ પણ અમારી પાર્ટીમાં જોડાયા તેનું પણ આકર્ષણ હતું. તેઓ જોડાયા એટલું જ નહીં પણ પોતાના ખાતા તરફથી પણ સંપૂર્ણ સહકાર આપ્યો.

આદિવાસી ઉકો દેશી નામો સારાં જાણતો હતો. અજાણી વનસ્પતિની ઓળખાણમાં તે સહાયભૂત થતો હતો. પ્રથમવાર કરતાં આ વખતે નવીનમાં બીજા દોઢસો નમૂના એકઠા કરવામાં આવ્યા. એમ ગીરમાંથી કુલ ૩૫૦ નમૂનાઓ એકઠા થયા હતા.

### ઉપયોગી વસ્તુઓનો પરિચય

સાગનો તો અહીં પાર જ નથી. ટનના ટન ઉપાડો તોયે ખૂટે નહીં. જંગલો વધારો તો સરળ રીતે વધી શકે તેવાં ભૂમિ અને હવાપાણી છે.

વિદારીકંદ અને વારાહીકંદ જેવી બહુમૂલ્ય ઔષધિઓનાં ગાડાં જ ભરવા માંડો, જે ચીજો આજે ગાંધીલોકો જૂની અને સત્ત્વ વગરની વેચે છે. કાળિયો હંસરાજ (Adiantun Lanulatum) તેમ જ શતાવરી પણ તેટલી જ ભરી છે.

### કાળો હંસરાજ પારદને બાંધવામાં ઉપયોગી છે.

ઇમારતીકામનાં વૃક્ષોનો પણ પાર નથી. તેની વૃદ્ધિ કરવામાં આવે તો સરકારને તેમાંથી કમાણી થાય તેમ છે. ઔષધિઓનો એટલો મોટો જથ્થો ગીરમાં છે કે તેનોયે વેપાર થઈ શકે અને દ્રવ્યો તાજાં મળે, જે જનતાને પણ ઉપકારક થાય તેમ છે, વૈદ્યોને તો થવાનો જ.

આયુર્વેદનાં દશમૂળ જે બહુ કીમતી ઔષધિ ગણાય છે, તે પણ જથ્થાબંધ ગીરમાં પડી છે. ટેંટુ, અરણી, સીવણ (કાશ્મરી), શાલપર્ણી અને પૃષ્ઠપર્ણી વગેરે જથ્થાબંધ ઊગે છે. શિવલિંગી, ભગલિંગી, કાંટાશેળિયો, કાંકણ (Garuga Pinnata), શેષગુંદરનું સુગંધીવૃક્ષ (Boswelia Jerrata), મરડાની અકસીર દવા ઇંદ્રજવ અને કુર્ચી, ડેકામારી, આવી આવી ઔષધિઓ તો અનેક જગ્યાઓએ વિપુલ જથ્થામાં પડી છે. હિરણ નદીના કિનારાની ભેખડોમાં દટાયેલા અનેક પ્રકારનાં કંદો, જેમાં કીમતી વિહારીકંદ, એક એક કંદ મણ મણ જેટલા વજનના મોટા જથ્થામાં થાય છે. અને કાઢવામાં બહુ જ સહેલાં છે, કેમ કે ભેખડોમાં દેખાય છે. આ વખતે ગીર આખીયે ફરીને જૂનાગઢનો ગિરનાર પણ જોયો, રાજ્યનો બગીચો પણ જોયો, મુખ્ય ફોરેસ્ટ અધિકારી શ્રી હરિભાઈ દેસાઈએ ખૂબ જ વિકસાવ્યો હતો. તેમાં લોહીનાં દબાણ (Blood Pressure) ઉપર અકસીર ગણાતી જડીબુટ્ટી સર્પગંધાનું પણ વાવેતર કર્યું હતું; (Rawolplia Serpentina) જે હિમાલયમાં પાંચ હજાર ફુટની ઊંચાઈએ ઊગે છે.

કુદરતના ખોળામાં માથું મૂકીએ એટલે જગતની જંજાળને વિસરી જવાય છે. અમે વનસ્પતિદર્શન ઉપરાંત આવી પણ ઘણી મજા કરી; હિરણ નદીના ધોધમાં આવેલા ઊંડા પાણીના ધૂનામાં ઊંચેથી ઠેકડા મારીને તરવાનો લહાવો પણ લીધો, જેમાં મારી સાથે એક વૃદ્ધ વૈદ્ય મોહનભાઈએ જ સાથ આપ્યો. બાકી બધા ડરી ગયા.

શ્રી વાસુદેવભાઈ સાથે ભાગવતના શ્લોકોનું ગાન પણ ક્વચિત કરતા હતા. વનસ્પતિશાસ્ત્ર વિષેની અને વનસ્પતિ સુભાષિતો વિષેની રસિક ચર્ચાઓ પણ ચાલતી હતી. ઢોર ચારનારાઓના 'નેસ'માં જઈ એ લોકોનાં સુખદુઃખનો પણ અભ્યાસ કરતા હતા. વનમાં વનરાજોની પણ શોધ કરતા હતા, પણ નજરે ચડવાનો સમય આવે ત્યારે પલાયન કરવામાં પણ બાકી નહોતા રાખતા!

ગીર, ગિરનાર કે બરડાની શાસ્ત્રીય ચર્ચા કરવા બેસીએ તો તો મોટું પુસ્તક થાય; પરંતુ આ નાના શા લેખમાં એ બધું કેમ થઈ શકે? આ દર્શન માટે મારા મિત્ર શ્રી રામનારાયણ નાગરદાસ પાઠકનો પણ આભાર માનવો જોઈએ; કેમ કે છાપાંઓની પ્રસિદ્ધિઓનું કામ તે વખતે તેઓશ્રીએ કરેલું હતું.

શ્રી રતુભાઈ અદાણી અને દયાશંકરભાઈનો આભાર તો કેમ ભુલાય! આમ સૌ પ્રેમીમિત્રોની સહાયથી અમે ગીર, ગિરનાર અને બરડો ખૂંદી શકયા. આ ત્રણે સૌરાષ્ટ્રના વનભંડારો જોઈને મારે એ કહેવું છે કે, આપણે પરદેશી ચીજોમાં ફસાયા ન હોઈએ તો આપણું આરોગ્ય સંપૂર્ણ રીતે સચવાય તેવી ઔષધિઓ સૌરાષ્ટ્રના વનભંડારોમાં ભરી છે; પણ આજે આપણે સ્વતંત્ર થયા છતાં આપણી પરદેશ તરફની મોહમાયા ઊઠી નથી. આપણા દાક્તરો પાસે વિજ્ઞાન હશે, પણ દૃષ્ટિ તો પરદેશી છે. તેથી તેઓ પરદેશી દવાના આડતિયા જેવા થઈ ગયા છે. વૈદ્યો છે, પણ વૈદ્યવિદ્યાના અઠંગ ઉપાસકો ક્વચિત જ જોવા મળે છે. એટલે ઘણી મુશ્કેલીઓ વચ્ચે આપણા સ્વતંત્ર દેશની પ્રજા પોતાની પાસે જ આરોગ્યદાયી દિવ્યૌષધિઓ હોવા છતાં, આજે વધુ રોગી અને અલ્પાયુષી બની રહી છે.

ભોગો ભોગવવા છે અને રોગો જોઈતા નથી, એ વાત તો આપણે ગુનો કરવો, ચોરી કરવી છે, પણ મહાત્મા બનીને ફરવું છે એના જેવી છે; એ કેમ બને? ભર્તૃહરિએ કહ્યું છે કે, "भोगे रोग भयम्"

### આપણાં ખેતરો અને સામાન્ય વગડાઓ

ચોમાસામાં જુઓ તો તરેહતરેહની ચીજો આપણને આપણાં ખેતરોમાં અને ગામડાંના વગડાઓમાં જોવા મળે છે, અને તેટલી ચીજોથી પણ આપણે નીરોગી રહી શકીએ છીએ. ભગવાને રચના જ એવી કરી છે કે, જે દેશમાં જે મનુષ્ય હોય, તે જ દેશમાં, તેમના રોગોનું ઔષધ પણ તૈયાર હોય છે. આવી સાદી ચીજોને પચાસ વર્ષ પહેલાં તો સૌ કોઈ ઓળખતા અને તેનો ઉપયોગ પણ બચ્ચાંઓ કે મોટાંઓ

માટે આપણી બહેનો કરતી હતી. હવે આજના યુગમાં તો નથી કોઈ એ વનવેલીઓને જાણતું કે નથી કોઈ તેનો ઉપયોગ જાણતું.

પેટમાં દુઃખાવો થાય તો કીડામારી ખેતરમાં જ થાય છે. બે પાન ચાવો એટલે મટી જાય. માથાના દુઃખાવા ઉપર સૂંઠ ચોપડો તો મટી જાય. ચામડીનાં તમામ દરદોનો રાજા લીંબડો તો ઘરઆંગણે ઊભો છે. કફ અને દમનો શત્રુ આકડો ક્યાં લેવા જવો પડે તેમ છે. કૌંચબીજ જેવી પુષ્ટિકારક ચીજ ગામડાને સીમાડે અને વાડોમાં અખૂટ થાય છે. એરંડા સર્વત્ર છે, જે વાને માટે અકસીર ચીજ છે. સાટોડી તો સર્વત્ર છે, તે જલોદર અને કીડનીના સોજાઓ દૂર કરે છે. શરપંખો આડેખેતરે ઊગે છે. તેની રાખ લીવરના સોજાઓને કાઢે છે. શંખાવલી ખેતરોમાં કેટલી ઊગે છે, તેવી જ બ્રાહ્મી પણ થાય છે. સ્મૃતિશક્તિ માટે બંને કેટલી સરસ છે?

રતવેલિયો, વેવ, ગળો, જીવંતી, બહુરૂપી, હાડસાંકળ, ફાંગ, ગોખરુ, બળદાણા, ખપાર, ગંગેરી, શિગ્રોરી, વીકળો, ઈંગોરિયાં, દૂર્વા, ચિત્રક, લાંગલી (કજીચાળો), હેમકણ, નસોતર, નેપાળો, કડવી તુરઈ, ધિલોડી, કાળીપાટ, કાંટાશેળિયો, ધમાસો, રામતુલસી, તુલસી, ભોંયરાણ, સમેરવા, અરીઠો, લવીંગી ચોબાર વગેરે સો એક જેટલી ચીજો તો ચોમાસામાં સૌરાષ્ટ્રનાં ખેતર અને ગામનાં પાદરોમાં કે વગડાઓમાં તાજી મળે છે. એને ઓળખીને એનો ઉપયોગ હરકોઈને શીખવો બહુ જરૂરી છે. બહેનોના માટે એના વર્ગો જ કાઢવા જોઈએ; તો ઘેર ઘેર જે રોગો, બાળકોની માંદગી વગેરે જોવામાં આવે છે તે બધા જાય અને વૈદ્ય, દાક્તર કે દવાખાનાંઓનું કામકાજ ઓછું પડે. મહાત્મા ગાંધીજીએ તો આવાં વિદ્યાર્થી ભાઈબહેનો તૈયાર કરી ગામડે ગામડે સેવાર્થે મોકલવાની સમગ્ર ભારતની યોજના મને કહેલી, એટલું જ નહીં, પણ તે તૈયાર કરી આપવાનો ભાર પણ મારા ઉપર મૂકવાના હતા. પણ ભારતના ભાગ્યમાં આવા સંતપુરુષો કે મહાન પુરુષો ક્યાંથી? એ ચાલ્યા ગયા, હવે કોઈને કશી નથી પડી એવો યુગ આપણા સમક્ષ આવીને ઊભો છે.

સૌરાષ્ટ્રની વનશ્રીનો આ લેખ પૂરો કરતાં પહેલાં એમાં કેટલા વિભાગો જોઈ જઈએ:

(૧) ઔષધીય વનસ્પતિઓ
(૨) બગીચાની વનસ્પતિઓ
(૩) ઈમારતી વનસ્પતિઓ
(૪) કાવ્યની વનસ્પતિઓ (કાલિદાસ વગેરેનાં)
(૫) ઘરવૈદાની વનસ્પતિઓ
(૬) નદીકિનારાની વનસ્પતિઓ
(૭) સમુદ્રકિનારાની વનસ્પતિઓ
(૮) જંગલની જડીબુટ્ટીઓ
(૯) શ્રીમદ્ – ભાગવતની કૃષ્ણમાર્ગીય સમયની વનસ્પતિઓ

ભવિષ્યમાં શોધખોળનું કાર્ય કરવું હોય તો એક એક વિભાગ ઉપર વિસ્તૃત કાર્ય થઈ શકે તેવા છે.

છેલ્લો નવમો વિભાગ આશ્ચર્ય ઉપજાવે તેવો લાગશે. પરંતુ ગોપીઓ જ્યારે શ્રીકૃષ્ણ અંતર્ધાન થયા ત્યારે તેમની શોધખોળ કરે છે તે વખતે જડ અને ચૈતન્યના ભેદો ભૂલીને વનસ્પતિઓને પૂછે છે. તે વેદવ્યાસનું વનસ્પતિવર્ણન પણ વાંચવા જેવું છે. યમુના કિનારે ઊગતી ૨૫ વનસ્પતિઓ ત્યાં લખી છે. અત્યારે યમુનાકિનારે તો સફાચટ જ છે, પરંતુ એમાંની એકાદ બેને છોડીને તમામ વનસ્પતિઓ સૌરાષ્ટ્રમાં છે; એમાં બગીચા ને સુગંધી વનસ્પતિઓનો મોટો ભાગ છે.

શ્રીકૃષ્ણનું સુંદર ધ્યાન જે શ્લોકમાં છે તેમાં બંને કાનમાં એક જ કર્ણિકારની શોભાનું વર્ણન છે, જેને આજના કેટલાક વિદ્વાન વ્યાસજીઓ પીળી કરણનું ફૂલ સમજે છે, એનો નિર્ણય કરવા જેવો છે.

कर्णयो: कर्णिकारम् ।। શ્રીમદ્ ભા૦ ૧૦–૨૧–૬ એ મૂલ વચન છે. એવું તો ઘણુંયે છે. હવે આપણે આ લાંબો લેખ પૂરો કરીશું.

## ☆ ☆ ☆ गुप्तकालीन आयुर्वेद–संहिताएँ

**श्री अत्रिदेव विद्यालंकार, भिषग्रत्न, काशी हिन्दू विश्वविद्यालय, वाराणसी**

भारतवर्षके इतिहासमें गुप्तकाल स्वर्णयुगके नामसे कहा जाता है। इतिहासज्ञोंका कहना है कि इस समय विदेशोंका धन समुद्र पारसे खिंचकर देशमें आ रहा था; देशमें साहित्य, विज्ञान, कला सबमें उन्नति हुई थी। अमर-कवि कालिदास भी इसी समय हुए थे। ज्योतिषके विद्वान् वराह-मिहिरका भी यही समय है। इस समय सारा देश एक छत्रके नीचे संगठित हुआ था। हूण और शकोंका पराजय वंक्षु नदीके तट पर चन्द्रगुप्त द्वितीयने किया था। चन्द्रगुप्त द्वितीयकी विजय-यात्राका वर्णन कवि कालिदासने रघुवंशमें रघुकी यात्राके रूपमें किया है। देशमें सुव्यवस्था थी; समृद्धि एवं शान्ति थी, इसलिए स्वाभाविक था कि धर्म, साहित्य, कला और विज्ञानके क्षेत्रमें सक्रियता बढ़े और उन्नति हो।

गुप्त सम्राट् स्वयं ब्राह्मण-धर्मको मानते थे, परन्तु दूसरे धर्मोंके प्रति भी उदार रहे। इसमें सबसे अधिक प्रतापी राजा समुद्रगुप्त एवं चन्द्रगुप्त द्वितीय हुए हैं। समुद्रगुप्तकी विजयोंकी प्रशस्ति उसके दरबार-कवि हरिषेणने अशोक-स्तम्भ पर प्रयागमें खुदवाई थी; जो आज भी सुरक्षित है। विज्ञानकी उन्नतिका साक्षी मेहरौलीके निकट खड़ा लोहस्तम्भ है। सदियोंसे धूप और वर्षामें खड़ा रहने पर भी आज तक इस पर जंग नहीं लगा।

इस सारी समृद्धिका कारण देशमें पूर्ण शान्ति एवं विदेशोंके साथ सम्पर्क था। इस समय भारत चीन तथा पश्चिमी जगतके सम्पर्कमें निरन्तर आता रहा। इसका प्रभाव चिकित्सा-शास्त्र पर भी पड़ा। यही कारण है कि इस समयकी संहिताओंमें शकांगना शब्द बहुत बार आता है। उनके लावण्यकी प्रशंसा खुले रूपमें की है।

आयुर्वेदकी इस समयकी संहिताओंमें एक विशेषता है; लशुन कल्प या लशुन सेवन पर जोर। जिस प्रकार पूज्य स्वामी सत्यदेवजी लशुन बादशाह पुस्तक लिखकर लशुनका प्रचार करते रहे हैं; ठीक इसी प्रकार सम्भवतः इससे भी अधिक जोरसे उस समय लशुनके ऊपर बल दिया जाता था। इस समयकी बनी संहिताओंमें लशुन-प्रशस्ति बहुत सुन्दर भाषामें दी है। जयपुरके राजवैद्य श्रीकृष्ण शर्माजीने लशुनके सम्बन्धमें एक उत्तम काव्यरचना की है।

लशुन या प्याजका उपयोग इससे पूर्व नहीं था, ऐसी बात नहीं; परन्तु इसका विशेष महत्त्व नहीं था। उस समय इनका उपयोग एक सामान्य औषधके रूपमें ही था। इस समयकी संहिताओंमें लशुन और प्याजको एक प्रकारसे अमोघ औषधि कहा है। इतना ही नहीं इनकी प्रशस्तिमें जो भी छन्द-रचना की गई है, वह सुन्दर, ललित, मनोहर होनेके साथ साथ साहित्यकी दृष्टिसे अनुपम है। इसके साथ ही पान खानेके लिए जिस रूपमें पानका वर्णन किया है, वह दर्शनीय है। इसमें भी पानकी उपमा शकाङ्गनाओंके कपोलोंसे दी है।[1]

इससे इतना तो स्पष्ट है कि इस समय देशमें दो संस्कृतियाँ मिल रही थीं। दो संस्कृतियोंके परस्पर मिलने पर आदान-प्रदान होता है। यह आदानप्रदान-क्रिया प्रायः सब बातोंमें होती है। इसी दृष्टिसे इस समय भी कला, वस्त्र, मद्यपान, वर्णन आदिमें हुई है। यह बात इस समयके ग्रन्थोंसे बिलकुल

---

१. शकाङ्गना गण्डतलाभिपाण्डु, ताम्बूल-पत्रं परिवार-शोभि। अष्टांग-संग्रह–उत्तर-तंत्र, आ. ४९।

स्पष्ट है। उदाहरणके लिए वस्त्रोंकी महीनताके लिए 'सर्पनिर्मोक'—सांपकी केंचुलीके समान वस्त्रोंका उल्लेख है। इस प्रकारके वस्त्र सामान्यतः साधारण वस्त्रोंकी तरह तह करके नहीं रखे जाते थे। इनके लिए बाणने हर्षचरितमें 'कुण्डलीकृत' शब्द प्रयुक्त किया है; ये वस्त्र लपेटकर (रोल करके) रखे जाते थे। श्रीहर्षकी बहिन राज्यश्रीके विवाहमें इसी प्रकारके वस्त्र दिये गये थे।

इसके सिवाय पतले, चुन्नट पड़े, कलाबत्तुके कामवाले—सोने-चाँदीके तारोंसे नाना प्रकारके चित्र बने वस्त्रोंका वर्णन भी बहुत ही सुन्दरतासे इन संहिताओंमें मिलता है। कालिदासने कुमारसम्भवमें 'कलहंस' [सर्ग. ५] वाले वस्त्रका उल्लेख किया है। वाग्भटने भी इस प्रकारके वस्त्रोंका उल्लेख बहुत ही बारीकीसे किया है:

सजल विविध लेखा क्षौमवस्त्रावृत्ताङ्गैः । चि. अ. ७–७८

"बादलीवाले, नाना प्रकारकी लेखा-चित्रकर्मसे शोभित, क्षौमके बने वस्त्रोंको पहने" औरतें घूम रही थीं। इस प्रकारके बारीक वस्त्रोंकी झलक इस समयकी मूर्तियोंमें देखी जा सकती है। मूर्तियोंका वस्त्र झीना, बारीक, उत्कीर्ण किया जाता है।

पात्र—इस समयके पात्र पत्थर, स्वर्ण, मिट्टीके नाना प्रकारके बनते थे। इनके आकार भिन्न भिन्न प्रकारके होते थे। पात्रोंकी सौन्दर्य-रचना मुगलकालमें भी सुरक्षित रही। भारत-कलाभवन, बनारसमें सम्राट् जहाँगीर और सम्राट् शाहजहाँके समयके पात्र आज भी सुरक्षित हैं; जिन पर उनका नाम अंकित है। इन पात्रोंका आकार भिन्न भिन्न प्रकारका होता था—

(१) मणि-कनक-समुत्थैरावनेयैः विचित्रैः ।। अष्टांग-चि. अ. ७–७८

(२) वरतनुवक्त्रसंगति सुगन्धितरं सरकं
द्रुतमिव पद्मराग-मणिमासव रूपधरम् ।। अष्टांग-हृदय, चि. अ. ७–८८

मद्यके पात्र मणि (पत्थर), स्वर्ण और मिट्टीके, नाना प्रकारके आकारोंमें बने बरतें। पद्मराग मणि (रूबी—लाल)के बने पात्रमें मद्य पियें। मद्यका रंग लाल था; ऐसा मालूम पड़ता था कि पद्मराग मणिने स्वयं पिघलकर आसवका रूप धारण किया हो।

सुगन्ध—इस समयके सुगन्धमें सहकार-रसका उल्लेख विशेष रूपसे मिलता है। बाणने हर्षचरितमें जयश्रीके विवाहमें लाई गई सुगन्धोंमें सहकार-रसका उल्लेख किया है। वाग्भटने इस सुगन्धका नाम लिया है—

चूतरसेन्दुमृगैः कृत-वासं—
मल्लिकयोज्ज्वलया च सनाथम् ।। अष्टांग-चि. अ. ७–८२

सहकार-रस, कर्पूर, कस्तूरीसे सुगन्धित, चमेलीके फूलोंसे सफेद बने मद्यको पिये। सहकार-रसका स्पष्टीकरण अभी तक नहीं हुआ। आमके फलोंके तोड़ने पर एक प्रकारका रस टहनीमेंसे निकलता है; सामान्यतः उसे चेप कहते हैं। इसमें लिसलिसापन रहता है; मुख या जीभ पर जहाँ लगता है, वहाँ पर छोटी छोटी फुन्सियाँ पैदा कर देता है। आम चूसते समय इसको पहले निचोड़ देते हैं। इस रसमें एक प्रकारकी मधुरता मिली सुगन्ध होती है। जब यह सुगन्ध आती है, तब इसकी गन्धसे कोयल मस्त हो जाती है; इसके लिए संस्कृत काव्योंमें 'मत्त कोकिल' शब्द आता है। इस रसकी महकसे भ्रमर, भ्रमरी, मधु-मक्खियाँ खिंचकर आमके वृक्ष पर मंडराने लगती हैं। यह महक इसी रूपमें मिलती है। आयुर्वेदमें 'सहकार-वटी' के नामसे एक योग है; जो कि मुखके रोगोंके लिए, मुखको सुगन्धित करनेके लिए है। इसीमें सहकार-रसका उपयोग हुआ है।

सहकार किस आम्र-वृक्षका नाम है, यह स्पष्ट नहीं है,—सम्भवतः कलमी आमको सहकार कहा जाता होगा। परन्तु इतना स्पष्ट है कि इसमें विशेष गन्ध होती थी; यह गन्ध गुप्तकालमें बहुत कीमती मानी जाती थी।

कर्पूर, कस्तूरी और चमेलीकी गन्ध प्रसिद्ध ही है। कस्तूरीका आयात हिमालयसे होता था; जिसके सम्बन्धमें कालिदासने कुमारसम्भव और मेघदूतमें अतिशय लिखा है; कस्तूरी मृगोंके बैठ रहनेसे वहाँकी शिलायें और गुफायें भी सुगन्धित बन गई थीं। इन सबसे मधुको सुवासित करके, उस पर चमेलीके फूलोंको ढाँप कर मद्य पीना चाहिये।

अष्टांग–संग्रहका मद्यपान वर्णन गुप्तकालके चरम वैभवका जीता जागता उदाहरण है; उस समयकी समृद्धि, कला-कौशलकी सच्ची झलक है। इस समय अन्य वस्तुओंके साथ आयुर्वेद-साहित्य भी दूसरे साहित्यकी भाँति अतिशय विकसित हुआ।

इस समय तो साहित्यमें तीन-चार ग्रन्थ प्रसिद्ध हैं:

१. काश्यप संहिता

२. नावनीतकम्

३. अष्टांग–संग्रह और अष्टांग–हृदय

अष्टांग–संग्रह और अष्टांग–हृदय दो भिन्न रचना होते हुए भी इनका कर्त्ता एक ही है। इसमें केवल रचना शैलीका भेद है; संग्रहकी अपेक्षा हृदय संक्षिप्त और सरल है।

काश्यप संहिताका महत्त्व आयुर्वेदमें बालचिकित्सा-कौमारभृत्यके रूपमें है। परन्तु चिकित्साकी दृष्टिकी अपेक्षा इसका महत्त्व, भूगोल एवं संस्कृतिसे बहुत है। उदाहरणके लिए—खिलौनेके सम्बन्धमें इसका दिया वर्णन बहुत विस्तृत है। किस किस प्रकारके खिलौने, कितनी तरहके खिलौने वनते थे; यह सब जानकारी इसमें ही मिलती है। खिलौनोंके सम्बन्धमें चरक-संहितामें सिद्धान्त वर्णन किया है, परन्तु उनका आकार-प्रकार इसीमें मिलता है।

इसके अतिरिक्त भूगोलसम्बन्धी देशोंके नाम इस संहितामें जितने अधिक आये हैं, उतने नाम आयुर्वेदकी किसी भी संहितामें नहीं हैं। इनमें कुछ नाम स्पष्ट हैं, और कुछ अस्पष्ट हैं–यथा कुरुक्षेत्र, कुरु, नैमिषारण्य, पांचाल, माणीचर, कौशल, हारीत; पाद, चर, शूरसेन, मत्स्य, दशार्ण, शिशिराद्रि, सारस्वत, सिन्धु, सौवीर, विपाद्, काश्मीर, चीन, अपर चीन, खश, वाल्हीक, दासेरक, शातसार, रामठ, कोशी, पुण्ड्र, अंग, कवंग, काच, आनूपक, कलिङ्ग, पट्टनवासिन।

देशोंके नाम इतनी बड़ी संख्यामें अन्यत्र आयुर्वेद ग्रन्थोंमें नहीं हैं। इसके साथ ही जातियोंके नाम भी बहुत बड़ी मात्रामें मिलते हैं; यथा–सूत, मागध, वेन, फुक्कस, (इस जातिकी स्त्रियाँ सौती घरमें डगरिनका काम करती थी–छोटी जात), प्राच्यक, चाण्डाल, मुष्टिक, कुलिन्द, किरात आदि।

साधुओंके बहुतसे भेद इसमें वर्णित हैं: यथा–लिंगिन् (तुलना कीजिये–सवर्णलिंगी विदितः समा-ययौ, युधिष्ठिरं द्वैत-वने वनेचरः–किरात. सर्ग १); परिव्राजिका, श्रमणका, कण्डनी, निर्ग्रन्थी, चीरवल्कल-धारिणी, तापसी, चारिका, जटिनी, मातृमण्डलिका, देवपरिवारिका; वेक्षणिका, जातहारिणी। बाणने अपने हर्षचरितमें (आठवें उच्छ्वासमें) बहुतसे सम्प्रदायोंका उल्लेख किया है।[1] ये दोनों वर्णन गुप्तकालीन सम्प्रदायोंके द्योतक हैं।

काश्यप-संहिताकी एक विशेषतः ग्रहोंकी पूजा है। बच्चा उत्पन्न होने पर छठीकी जो पूजा की जाती है; उसका प्रथम उल्लेख इसी संहितामें मिलता है (बाल-ग्रहचिकित्सा)।

इस संहितामें लशुन-कल्प, कटुतैल-कल्प बिल्कुल नये हैं। इसके लसुन-कल्पमें लशुनकी प्रशस्ति विशेष रूपसे दी गई है। स्त्रियोंके लिए लशुनका महत्त्व विशेषरूपमें कहा है।

---

१. देखिये, हर्षचरितका सांस्कृतिक अध्ययन।

नावनीतकम्—इसको सामान्यतः 'बावर मैन्युस्क्रिप्ट' के नामसे जानते हैं। क्योंकि मेजर जनरल एच. बावरने मध्य एशियासे इसकी पाण्डुलिपि प्राप्त की थी। यह वास्तवमें योग-संग्रहका ग्रन्थ है। योग-संग्रह ग्रन्थोंमें यह सबसे प्राचीन है। इसमें भेल-संहिता, चरक-संहिता तथा अन्य ग्रन्थोंसे योगोंको एकत्रित किया है।

ग्रन्थका प्रारम्भ चरक-संहिताके ढंग पर हुआ है। हिमालय पर ऋषियोंमें विचार गोष्ठी होती है। इसमें हिमालयका वर्णन कालिदासके कुमारसम्भवके वर्णनसे मिलता है। इसकी शब्दरचना और लालित्य किसी भी रूपमें कालिदाससे कम नहीं। कुछ वर्णन दोनोंमें समान हैं।

लशुन—कल्पसे ग्रन्थका प्रारम्भ होता है। लशुन नामके लिए कहा है—इसमें एक रस न्यून है (नमक इसमें नहीं होता); इसीसे इसको लशुन कहते हैं। लशुन—प्रशस्तिको देखकर ही इस ग्रन्थको गुप्तकालका या उसके आसपासका माना जाता है।

अष्टांग—संग्रह और अष्टांग—हृदय—ये दो बृहत् रचनायें हैं। इन दोनों ग्रन्थोंका कर्त्ता वाग्भट है। अष्टांग—संग्रहके विषयमें वैद्योंमें एक सुभाषित प्रसिद्ध है—जिसके अनुसार अष्टांग—संग्रहके जान लेने पर चरक, सुश्रुत, अष्टांग—हृदय पढ़नेकी जरूरत नहीं, और अष्टांग—संग्रहके बिना पढ़े इन तीनोंका पढ़ना व्यर्थ है। वास्तवमें संग्रह इसी तरहका ग्रन्थ है। आयुर्वेद-संहिताओंमें यह सबसे पीछेका ग्रन्थ है। दूसरे आचार्योंके जितने मत इसमें उद्धृत हुए हैं, उतने और किसी ग्रन्थमें नहीं हैं।

इन दोनों ग्रन्थोंमें बौद्ध संस्कृतिकी झलक स्पष्ट है। बौद्धोंके दश-कर्म-पथोंका उल्लेख, आर्यावलोकित, पर्ण—शवरी, अपराजिता, महामायूरी, तारा आदिका उल्लेख स्थान स्थान पर हुआ है। अष्टांग—संग्रहमें लशुनका विधान बहुत ही विस्तृत रूपसे है। शकाङ्गनाओंके कपोलों पर जो कान्ति है; जिससे चन्द्रमा भी तिरस्कृत होता है, वह कान्ति इसी लशुनके सेवनसे है। वाग्भट सिन्धका रहनेवाला था; सिन्धका लहसुन-प्याज अन्य स्थानके लहसुन-प्याजसे तीक्ष्ण और अच्छा माना जाता है।

वाग्भटका समय दृढ़बलके पीछेका है। दृढ़बलका किया मद्यपानका वर्णन देखकर ही सम्भवतः वाग्भटने अपने ग्रन्थमें मद्यपानका वर्णन किया है। इसीमें उसने लशुन, मद्य और मांस तीनोंका सम्बन्ध जोड़ा है। बिना मद्यके मांस जीर्ण नहीं होता; और बिना लशुनके मांस उत्तम नहीं बनता। यह स्थिति सिन्धमें सम्भव भी थी, क्योंकि शक और हूणोंका यह केन्द्र रहा। शक और हूणोंकी संस्कृतिमें इनका बहुत प्रचार था। ब्राह्मण—वर्ग इनका सेवन नहीं करता था, क्योंकि राहूके शिरके कटनेसे गिरे रक्तसे लशुनकी उत्पत्ति हुई है। इसलिए ब्राह्मण इनको नहीं खाते। उनको इस ओर प्रवृत्त करनेके लिए अष्टांग—संग्रह और अष्टांग—हृदयमें नाना प्रकारके प्रयोग दिये हैं।

गुप्तकालके आयुर्वेदके ग्रन्थोंमें लशुन—प्रशस्ति ही महत्त्वकी है; यही इन ग्रन्थोंके समयकी कसौटी है। यह संस्कृति शक और हूणोंसे इस देशमें आई। शक और हूणोंका आनेका मार्ग सिन्धसे था। चन्द्र-गुप्त द्वितीय (विक्रमादित्य)ने शकोंको वंक्षु नदीके किनारे हराकर शकारि उपाधि प्राप्त की थी। इसी संस्कृतिमें आयुर्वेदकी दृष्टिसे लशुनका सेवन महत्त्वपूर्ण है; जिसको कि इस समयकी संहिताओंने विशेष रूपसे अपनाया।

## ☆ ☆ ☆ आयुर्वेदका दर्शन

**श्री वैद्यराज श्री रणजितराय देसाई, आचार्य, आयुर्वेद कॉलेज, सूरत**

आयुर्वेदका अध्ययन-अध्यापन नयी पीढ़ीके हाथमें आने पर भी इसके पाठ्यक्रममें एक पुरानी रूढ़ि अब तक स्थान ग्रहण किए है। यह है आयुर्वेदके दर्शन अथवा मौलिक सिद्धान्तोंके समझनेके लिए सांख्य-वैशेषिक दर्शनों एवं संस्कृतके उत्तम ज्ञानके लिए पाणिनीय व्याकरणका पाठ्यक्रममें समावेश।

### आयुर्वेदीय पाठ्यक्रममें संस्कृत

एक समय था कि बुद्धिशाली व्यक्ति व्याकरण, साहित्य, प्राचीन दर्शन इत्यादिकी पदवी प्राप्त कर घर-बैठे आयुर्वेदके ग्रन्थोंका स्वयं अध्ययन कर विद्यापीठकी परीक्षाएँ देते थे। गुरुमुखसे आयुर्वेद-सदृश क्रिया-प्रधान विषयोंका अध्ययन किए बिना, विशेषतया रुग्ण-चिकित्साके लिए उपयुक्त ज्ञान, ऐसे व्यक्ति कितनी मात्रामें प्राप्त कर पाते होंगे, यह सुगमतासे विचारा जा सकता है।

ऊपर जिन विषयोंके आयुर्वेदीय पाठ्यक्रममें समावेशके प्रति निर्देश किया है उनमें अल्प वक्तव्य होनेसे व्याकरणके विषयमें अपने नम्र विचार प्रथम प्रस्तुत करूँगा। 'इको यणचि' सूत्रसे 'सुध्युपास्यः' की सिद्धि समझा देनेसे विद्यार्थी केवल रूप-सिद्धिका परिचय प्राप्त करता है। इस संधि तथा उसके विच्छेदको अन्य शब्दोंमें समझनेकी उसकी बुद्धिका विकास वैसा नहीं हो पाता।

अच्छा यह है कि सामान्य भाषामें संधिका नियम समझाकर उसके दस-पन्द्रह उदाहरण विद्यार्थीके समक्ष उपस्थित कर दिए जाएँ। ऐसा करनेसे अर्थात् रूपसिद्धिके स्थान पर रूप-परिचय करानेसे ही विद्यार्थी संधिच्छेदका आवश्यक ज्ञान प्राप्त कर सकता है। संधिके उदाहरण आयुर्वेदके ग्रन्थोंसे लिए जाएँ तो विद्यार्थीको अनायास ही आयुर्वेदके शब्दों, वाक्यों तथा सिद्धान्त-सूत्रोंका भी परिचय हो सकता है।

समास, शब्दरूप, धातुरूप, आवश्यक कृदन्त, तद्धित आदिके शिक्षणमें भी यही पद्धति अधिक उपयोगी सिद्ध हो सकती है।

संस्कृत भाषाका परिचय कराना हो तो भी रघुवंश आदि काव्योंके स्थान पर विविध आयुर्वेदीय ग्रन्थोंसे वचनों या प्रकरणोंका संग्रह कर नवीन ग्रन्थ तैयार कर उन्हें पाठ्यक्रममें स्थान देनेसे विद्यार्थीका आयुर्वेदमें प्रवेश सुगमतासे हो सकता है।

संस्कृतके विषयमें इतना उल्लेख कर अब न्याय-वैशेषिकके ग्रन्थोंको आयुर्वेदीय पाठ्यक्रममें स्थान देनेके सम्बन्धमें अपना वक्तव्य प्रस्तुत करता हूँ।

### आयुर्वेदीय पाठ्यक्रममें दर्शन

आयुर्वेदका अपना दर्शन है, अपने मौलिक सिद्धान्त हैं। इन सिद्धान्तोंका अध्ययन-अध्यापन स्वयं आयुर्वेदके ग्रन्थोंके आधार पर होना चाहिए। अलबत्ता, कुछ प्रकरण या स्थल ऐसे हैं जो सांख्य या वैशेषिकके मतका प्रतिपादन करते भासित होते हैं। जिन चिन्तकोंका आग्रह हो ही कि इन प्रकरणोंको स्पष्ट समझनेके लिए सांख्य तथा वैशेषिकके मूल ग्रन्थोंका पाठ्यक्रममें समावेश किया जाना चाहिए, उन्हें एक-दो वस्तुओंको दृष्टिगत रखना चाहिए।

## ☆ ☆ ☆ ભૂતકાળની ભીતરમાં

લેખક : **ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી,** અધ્યક્ષ, ભો. જે. વિદ્યાભવન, અમદાવાદ

વર્તમાનની ઇમારત ભૂતકાળના પાયા પર મંડાયેલી છે. ભારતનો ભૂતકાળ ઘણો લાંબો અને સભર છે. એમાં ગુજરાત પણ તેવો ઇતિહાસ ધરાવે છે.

પ્રાગૈતિહાસિક માનવ-સંસ્કૃતિનાં પગરણ અહીં છેક પ્રાચીન પાષાણયુગથી થયાં હોવાનું માલૂમ પડે છે. પૂર્વપાષાણયુગના માનવે ઘડેલાં પાષાણ-ઓજાર તળગુજરાત ઉપરાંત હવે સૌરાષ્ટ્રમાં પણ મળ્યાં છે. મધ્ય પાષાણયુગનાં ઓજાર પણ આ બંને પ્રદેશોમાં પ્રાપ્ત થયાં છે. ઉત્તર પાષાણયુગનાં લઘુ-ઓજાર સમસ્ત ગુજરાતમાં ઠેકઠેકાણે મળ્યાં છે. ઉત્તર ગુજરાતમાં તો એ માનવના પોતાના દેહાવશેષ પણ સાંપડ્યા છે.

પાષાણયુગ પછી ધાતુયુગ આવ્યો. હડપ્પીય કાલની તામ્રસંસ્કૃતિના અવશેષ રંગપુર (જિ. સુરેન્દ્રનગર), લોથલ (જિ. અમદાવાદ), સોમનાથ (જિ. જૂનાગઢ), લાખાબાવળ અને આમરા (જિ. જામનગર), રોઝડી જે હવે શ્રીનાથગઢ તરીકે ઓળખાય છે (જિ. રાજકોટ), મહેગામ અને તેલોદ (જિ. ભરૂચ), હસનપુર (જિ. સુરત), દેસલપુર (જિ. કચ્છ) વગેરે અનેક સ્થળોએ હાથ લાગ્યા છે. એ પરથી સિંધુપ્રદેશની સુવિકસિત નગરસંસ્કૃતિ અર્થાત્ સભ્યતા આ પ્રદેશમાં પણ બધે પ્રસરી હોવાની ખાતરી થાય છે. નગર-આયોજન, વાસ્તુકલા, લેખનકળા તેમ જ અનેકવિધ હુન્નરકલાઓમાં અહીં ચારેક હજાર વર્ષ પહેલાં કેવી પ્રગતિ સધાઈ હતી તે જાણવામાં આવતાં, ગુજરાતને હવે ભારતની આદ્યઐતિહાસિક સંસ્કૃતિઓના નકશામાં અગ્રિમ સ્થાન પ્રાપ્ત થયું છે.

પૌરાણિક અનુશ્રુતિઓમાં સચવાયેલા આદ્ય-ઇતિહાસમાં સુરાષ્ટ્રના શાર્યાતો અને યાદવો તેમ જ ભૃગુ-ક્ષેત્રના ભૃગુઓનો ઇતિહાસ ઉપલબ્ધ છે. લાંબા સમુદ્રતટનો લાભ ધરાવતા આ પ્રદેશમાં વહાણવટાનું કૌશલ ખીલે એ સ્વાભાવિક છે. લંકામાં સિંહલ સંસ્કૃતિ સ્થાપનાર રાજપુત્ર વિજય અને એના સાથીદારો પૂર્વ ભારતના કે પશ્ચિમ ભારતના હતા એ ઇતિહાસનો એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. પ્રાયઃ વિજયની માતા વંગદેશ (બંગાળ)ની હતી અને એનો પિતા સુરાષ્ટ્રનો હતો. એ અનુસાર એનું મૂળ વતન સિંહપુર સૌરાષ્ટ્રનું સિહોર હોવા સંભવે છે.

ગુજરાતના પ્રમાણિત ઇતિહાસનાં પગરણ મૌર્યકાલથી થાય છે. ચંદ્રગુપ્ત મૌર્ય અને અશોક મૌર્યના રાજ્યપાલ ગિરિનગર (જૂનાગઢ)માં રહી વહીવટ કરતા. દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા અશોકના ચૌદ ધર્મલેખોની એક પ્રત ગિરનાર પાસેના એક શૈલ પર કોતરાઈ છે. ગિરિનગરનું સુદર્શન તળાવ એ ગુજરાતનો સહુથી પ્રાચીન જ્ઞાત બંધ છે.

ભારતીય-ગ્રીક રાજા મીનન્દ્ર અને અપલદત્તના ચાંદીના સિક્કા સૌરાષ્ટ્ર અને દક્ષિણ ગુજરાતમાં મળે છે. રાજાના મુખની છાપ અને તેના નામનું લખાણ ધરાવતા સિક્કાઓનાં પગરણ અહીં ત્યારથી થયાં. એ ઈ.પૂ. પહેલી સદીનો સમય હતો. આગળ જતાં જે વિક્રમ સંવત તરીકે ઓળખાયો તે પ્રાચીન ભારતીય સંવત ત્યારે શરૂ થયો હતો (ઈ.પૂ. ૫૭). એ પછી ૧૩૫ વર્ષે (ઈ.સ. ૭૮) બીજો સંવત શરૂ થયો, જેને શક રાજાઓએ પશ્ચિમ ભારતમાં પ્રચલિત કર્યો. આગળ જતાં એ શક સંવત તરીકે ઓળખાયો. એ શક રાજાઓ હતા, પશ્ચિમ ક્ષત્રપ રાજાઓ. તેઓએ અહીં લગભગ ત્રણસો વર્ષ રાજ્ય કર્યું. તેઓ ગુજરાત, રાજસ્થાન અને માળવા પર રાજ્ય કરતા. સૌરાષ્ટ્ર ક્ષત્રપ રાજ્યનો મહત્ત્વનો પ્રદેશ હતો. અહીં આ રાજાઓના સિક્કા સેંકડોની સંખ્યામાં મળ્યા છે.

આ કાલ દરમ્યાન અને એ પછીના કાળમાં અહીં અનેક ધર્મસ્થાન બંધાયાં. બોરિયા અને ઈંટવા (જૂનાગઢ પાસે)માં તેમ જ દેવની મોરી (શામળાજી પાસે)માં ઈંટેરી બૌદ્ધ સ્તૂપ તથા વિહાર બંધાયાં.

જૂનાગઢ, તળાજા, સાણા, ઢાંક, ઝિંઝુરીઝર, ખંભાલીડા વગેરેના ડુંગરોમાં અનેક ચૈત્ય તથા વિહાર (મઠ) કંડારાયાં. વલ્લભીમાં જૈન આગમ-ગ્રંથ લેખનારૂઢ થયા. રોમન સામ્રાજ્ય સાથે વેપાર ખીલ્યો.

ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સમયમાં અહીં ફરીથી મગધ સામ્રાજ્યનું શાસન પ્રવર્ત્યું. કુમારગુપ્ત મહેન્દ્રાદિત્યના ચાંદીના સેંકડો સિક્કા પ્રચલિત થયા. ચક્રપાલિતે ગિરિનગરમાં ચક્રધર વિષ્ણુનું ઉત્તુંગ મંદિર બંધાવ્યું.

ગુપ્ત સામ્રાજ્યની પડતી થતાં મૈત્રકકુલના સેનાપતિ ભટાર્કે (વલભીમાં) રાજસત્તા સ્થાપી. આ મૈત્રક વંશની સત્તા લગભગ ત્રણસો વર્ષ પ્રવર્તી. શિલાદિત્ય ધર્માદિત્યે પશ્ચિમ માળવા સુધી સત્તા પ્રસારી. ધ્રુવસેન બાલાદિત્ય ઉત્તરાપથના ચક્રવર્તી હર્ષદેવના જમાઈ તરીકે પસંદગી પામ્યો. તેનો પુત્ર ધરસેન પશ્ચિમ ભારતનો ચક્રવર્તી થયો. ઈ.સ. ૭૮૮માં સિંધના અરબોએ આ રાજ્યનો નાશ કર્યો.

આ કાલ દરમિયાન છેવટમાં સિંધમાં અરબ હકૂમત સ્થપાઈ ને ત્યાંના એક રાજવંશે સૌરાષ્ટ્રમાં આશ્રય લીધો. એ વંશ 'સૈન્ધવ' (અર્થાત સિંધુદેશનો) તરીકે ઓળખાતો ને જયદ્રથમાંથી ઉત્પન્ન થયેલો મનાતો. જયદ્રથ એટલે પાંડવોના સમયનો સિંધુદેશનો રાજા. આ વંશના રાજાઓ પશ્ચિમ સુરાષ્ટ્ર પર સત્તા ધરાવતા, પશ્ચિમ સમુદ્ર પર આધિપત્ય ધરવતા ને બરડામાં આવેલી ધૂમલીમાં રહી રાજ્ય કરતા. તેમનાં તામ્રપત્ર ઈ.સ. ૯૧૫ સુધીનાં મળ્યાં છે. એ પછી ઈ.સ. ૯૮૯માં ત્યાં બાષ્કલ નામે રાજા રાજ્ય કરતો હતો. એના વંશનું નામ જણાવ્યું નથી. એ સમયે એ પ્રદેશ 'જ્યેષ્ઠુક દેશ' તરીકે ઓળખાતો. આગળ જતાં જેઠવા વંશના રાણાઓ પણ ધૂમલીમાં રાજ્ય કરતા. સૈંધવો ઉર્ફે જયદ્રથો, બાષ્કલ અને જેઠવાઓ એક હોવા સંભવે છે. તો 'જેઠવા' શબ્દ જયદ્રથનો પર્યાય હોઈ શકે. બાષ્કલના લેખમાં 'પૌર-વેલાકુલ' તરીકે પોરબંદરનો ઉલ્લેખ પણ આવે છે.

અનુ-મૈત્રક કાલ દરમ્યાન દક્ષિણ સૌરાષ્ટ્રમાં ચાલુક્ય કુલની સત્તા પ્રવર્તતી, જ્યારે વઢવાણની આસપાસના પ્રદેશમાં ચાપ વંશની સત્તા હતી. ઉત્તર ગુજરાતમાં ત્યારે વનરાજ ચાવડાના વંશનું રાજ્ય ચાલતું ને મધ્ય તથા દક્ષિણ ગુજરાતમાં રાષ્ટ્રકૂટોની સત્તા પ્રવર્તતી.

વિ. સં. ૯૯૮ (ઈ. સ. ૯૪૨)માં ઉત્તર ગુજરાતના અણહિલવાડ પાટણમાં ચાવડા વંશની જગ્યાએ સોલંકી વંશની સત્તા સ્થપાઈ ને ધીમે ધીમે એ દક્ષિણ ગુજરાત સુધી પ્રસરી. સૌરાષ્ટ્ર અને કચ્છ પર પણ સોલંકી રાજ્યની આણ પ્રવર્તતી. મૂળરાજ સોલંકીના વંશની સત્તા વિ. સં. ૧૩૦૦ (ઈ. સ. ૧૨૪૪) સુધી અર્થાત્ લગભગ ત્રણસો વર્ષ ટકી. ગુજરાતના રાજકીય તથા સાંસ્કૃતિક ઈતિહાસનો એ સુવર્ણકાલ હતો. એ દરમ્યાન સોલંકી વંશનું શાસન કે આધિપત્ય હાલના ગુજરાતની બહાર આવેલા પાડોશી પ્રદેશો સુધી પ્રવર્તેલું ને ગુજરાતમાં આર્થિક સંપત્તિ, રાજ્યતંત્ર, વેપાર ઉદ્યોગ, ધર્મ, વિદ્યા, સાહિત્ય, શિક્ષણ, સ્થાપત્ય, શિલ્પકલા ઈત્યાદિ અનેક બાબતોમાં જાહોજલાલી વધતી ગઈ. વિ. સં. ૧૩૦૦માં મૂળરાજના વંશનો અંત આવતાં, ત્યાં સોલંકી વંશની વાઘેલા શાખાનું રાજ્ય પ્રવર્ત્યું, જે વિ. સં. ૧૩૬૦ (ઈ. સ. ૧૩૦૪) સુધી ચાલ્યું. આખરે દિલ્હીની ખલજી સલ્તનતે ગુજરાતના આ મોટા હિંદુ વંશનો અંત આણ્યો ને પાટણમાં એ સલ્તનતની સૂબાગીરી સ્થપાઈ.

સોલંકી કાલ દરમ્યાન સૌરાષ્ટ્રમાં અનેક નવા રાજવંશ સત્તા ધરાવતા. તેમાં વંથળી – જૂનાગઢનો ચૂડાસમા-વંશ અગ્રિમ સ્થાન ધરાવે છે. તળાજા અને વળા (વલભી)ના પ્રદેશમાં વળાઓની સત્તા પ્રવર્તતી. એ મૈત્રકોના વંશજ હોય કે ન હોય, મૂળ વળાના વતની હતા એ ચોક્કસ છે. ઉત્તર પૂર્વ સૌરાષ્ટ્રમાં ઝાલા, પૂર્વ સૌરાષ્ટ્રમાં ગોહિલ, દરિયાકાંઠાના કેટલાક ભાગમાં ચાવડા, ઉત્તર પશ્ચિમ સૌરાષ્ટ્રમાં વાજા અને વાઢેલ, પોરબંદરની આસપાસના પ્રદેશમાં જેઠવા – એવી અનેક ગણનાપાત્ર રાજસત્તાઓ પ્રવર્તતી. આગળ જતાં મુસ્લિમ કાલમાં જામ, કાઠી વગેરે બીજી કેટલીક સત્તાઓ સ્થપાઈ. સોલંકી કાલની જેમ આ કાલમાં પણ અહીં ઉત્તર ગુજરાતનું આધિપત્ય પ્રવર્ત્યું. પંદરમી સદીમાં સોરઠમાં ચૂડાસમા વંશની સત્તા ગુજરાતની સલ્તનતે ઝૂંટવી લીધી. સોળમી સદીમાં દીવમાં ફિરંગી સત્તા સ્થપાઈ. અઢારમી સદીમાં જૂનાગઢમાં બાબી વંશની હકૂમત સ્થપાઈ. જામનગર અને ભાવનગર જેવાં નવા પાટનગર સ્થપાયાં. તળ ગુજરાતમાં મહારાષ્ટ્રના

પેશ્વાઓ અને ગાયકવાડોની સત્તા પ્રવર્તી; ભરૂચ, સુરત, ખંભાત, રાધનપુર વગેરે પરગણામાં નવાબી રાજ્ય સ્થપાયાં. પેશ્વા અને ગાયકવાડ વચ્ચેના ખટરાગનો લાભ લઈ ઓગણીસમી સદીમાં અંગ્રેજોની સત્તા સ્થપાઈ. બ્રિટિશ સત્તાનું સીધું શાસન મુંબઈ ઇલાકાના જિલ્લાઓ ઉપર પ્રવર્ત્યું ને સર્વ હિંદુ-મુસ્લિમ સંસ્થાનો પર તેનું આધિપત્ય રહ્યું. કેટલાક નવા ધર્મ–સંપ્રદાય સ્થપાયા; નવા હુન્નર ઉદ્યોગ ખીલ્યા. ગાંધીયુગની નવજાગૃતિ આવી. આખરે ૧૯૪૭માં દેશને આઝાદી મળી ને સંસ્થાનોનું વિલીનીકરણ થવા લાગ્યું. જૂનાગઢ રાજ્યમાં આરઝી હકૂમત સ્થપાઈ. સૌરાષ્ટ્રનું સંયુક્ત રાજ્ય રચાયું. ૧૯૫૬માં બૃહદ મુંબઈ રાજ્યમાં સૌરાષ્ટ્ર અને કચ્છનું વિલીનીકરણ થયું ને ૧૯૬૦માં ગુજરાતના અલગ રાજ્યની રચના થઈ. ગુજરાતીભાષી પ્રજાનો સમસ્ત પ્રદેશ ભારતસંઘના એક વહીવટી એકમ તરીકે સંકલિત થયો. વિદ્યાલયો અને યુનિવર્સિટીઓ, વેપાર અને ઉદ્યોગો, ભાષા અને સાહિત્ય, વિદ્યાઓ અને કલાઓ ઇત્યાદિ વિવિધ ક્ષેત્રમાં કેટલીક નોંધપાત્ર પ્રગતિ થતી જાય છે.

વર્તમાનને એની અનેક આશાઓ અને નિરાશાઓ તથા અનેક સિદ્ધિઓ અને ક્ષતિઓ રહેલી છે. ભૂતકાળની ભીતરમાં નજર કરતાં પાંચેક હજાર, એમાંય ખાસ કરીને છેલ્લાં બેએક હજાર, વર્ષની સારીનરસી ઘટનાઓનાં સંસ્મરણ તાજાં થાય છે. કુદરતે ધરતી અને સાગર દ્વારા જે કેટલીક સંપત્તિ અર્પી છે તેમજ પૂર્વજોએ એ ભૂમિકા ઉપર જે કેટલીક સાંસ્કૃતિક પરંપરાઓ સર્જી છે તે બંને પ્રકારના – ભૌતિક અને સાંસ્કૃતિક – વારસાનો લાભ લઈ તેના સંરક્ષણ તથા સંવર્ધન દ્વારા વધુ ને વધુ સિદ્ધિ પામતા રહીએ એ બાબતમાં દૂરના તેમ જ નજીકના ઇતિહાસના બોધપાઠ આપણા વર્તમાન તથા ભાવિને ઉજાળવામાં ઉપયોગી નીવડો એવી આશા રાખીએ.

## THE POETRY OF THE FUTURE

The poetry of the future, if it fulfils in amplitute the promise, now only there in rich hint, will kindle these five lamps of our being, but raise them up more on high and light with them a broader country, many countries indeed now hidden from our view, will make them not any longer lamps in some limited temple of beauty, but suns in the heavens of our highest mind and illuminative of our widest as well as our inmost life. It will be a poetry of a new largest vision of himself and Nature and God and all things which is offering itself to man and of its possible realisation in a nobler and more divine manhood; and it will not sing of them only with the power of the imaginative intelligence, the exalted and ecstatic sense or the moved joy and passion of life, but will rise to look at them from an intenser light and embody them in a more revealing force of the word. It will be first and most a poetry of the intuitive reason, the intuitive senses, the intuitive delight-soul in us, getting from this enhanced source of inspiration a more sovereign poetic enthusiasm and ecstasy, and then, it may even be, rise towards a still greater power of revelation nearer to the direct vision and word of the Overmind from which all creative inspiration comes.

(From : *The Future Poetry*) —Shri Aurobindo

## ☆ ☆ ☆ આખું વિશ્વ આર્ય હતું

લેખક : **શ્રી. શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈ,** આઇ. એ. એસ. (નિવૃત્ત), જૂનાગઢ,

આર્યો ભારતમાં જ વસતા કે ઉત્તરધ્રુવમાંથી આવ્યા તે પ્રશ્નની વર્ષોથી વિદ્વાનોમાં ચર્ચા થઈ રહી છે. જર્મનીના વિદ્વાનો આર્યોની મૂળ ભૂમિ જર્મની હોવાનું કહે છે; જર્મન સિવાયના યુરોપીય વિદ્વાનો, એશિયા માઈનોરને આર્યોનું આદિ નિવાસસ્થાન કહે છે. ઈરાનના વિદ્વાનો આર્યોનું આદિમ સ્થાન ઈરાનવેઝ હતું એમ કહે છે અને લોકમાન્ય ટિળક જ્યોતિષ, ખગોળ અને અન્ય વૈજ્ઞાનિક શાસ્ત્રોને આધારે તે ઉત્તરધ્રુવમાં હતું તેમ કહે છે. ગમે તેમ હોય પણ એ સત્ય છે કે આર્યો બહારથી ભારતમાં આવ્યા તે પહેલાં અન્યત્ર વસતા હતા અને એ સમયના ભારતની સીમાઓ આજે છે તેનાથી અધિકગણી દૂર દૂર સુધી પ્રસરેલી હતી.

આર્યોના આગમનકાળમાં, હિમપ્રપાતથી કે કોઈ અન્ય કુદરતી કારણે, આર્યોનાં વિભિન્ન દળોએ સ્થળાંતર કર્યું અને જે જે દેશમાં અને જે જે સ્થાનોમાં તેઓ વસ્યાં ત્યાં કાળે કરીને તેઓનાં ધર્મ, જાતિ, સમાજ, ભાષા, પહેરવેશ વગેરેમાં પરિવર્તન થઈ ગયું. ક્રિશ્ચયાનિટી અને ઇસ્લામના પ્રાદુર્ભાવ પૂર્વે જગતના જે જૂના ધર્મો હતા તે પૈકીના જ્યુડાઇઝમ અને જરથોસ્તી બે ધર્મો આજ અસ્તિત્વમાં છે અને તેમનાં ધર્મશાસ્ત્રો, તેની ભાવના, શબ્દો, ઉપાસનાના પ્રકાર ઇત્યાદિનો અભ્યાસ કરતાં સ્પષ્ટપણે પ્રતીત થાય છે કે આ જાતિઓ અને તેમના ધર્મોનો મૂળ સ્રોત વેદ છે અને આર્યોના સમૂહો જુદા પડયા પહેલાં તેઓનાં વિચારો, મંતવ્યો, માન્યતાઓ વગેરે એક હતાં. જુદા જુદા દેશોમાં જે જે જાતિઓ વસી તેમણે હવા, ઋતુ, જીવનનાં ધોરણ, રાજકારણ વગેરે તત્ત્વોને અનુલક્ષી તેમના પ્રત્યેક વ્યવહારમાં પરિવર્તન કરવાનું અનિવાર્ય બન્યું. બૌદ્ધ ધર્મ તો આજ પણ ભારતના સંપ્રદાયો પૈકીનો એક જ છે. પણ ઇસ્લામ અને ઈસાઈ ધર્મોમાં પણ વૈદિક ધર્મનાં મૂળ તત્ત્વો શુદ્ધ, અશુદ્ધ, પ્રગટ કે ગુપ્ત રીતે સંકળાયેલાં છે; તેનું કારણ એ છે કે, આ ધર્મોનો ઉદ્‌ગમ અને વિકાસ પૂર્વે અરબસ્તાન, વર્તમાન જૉર્ડન, સીરિયા, ઇજિપ્ત વગેરે દેશોમાં વૈદિક ધર્મનું અનુસરણ થતું. વર્ણાશ્રમ અને વેદોક્ત વિધિઓનું પાલન થતું; પરંતુ જેમ જેમ સમય વહન કરતો ગયો તેમ તેમ આ વિધિઓ, વિચારો અને બંધનો શિથિલ થતાં ગયાં અને વૈદિક ધર્મનું પતિત અને વિપરિત સ્વરૂપ સ્વીકૃત થઈ ગયું.

વિદ્વાનો સ્પષ્ટપણે માને છે કે, આજના એશિયાના દેશોનાં નામો પણ આર્ય નામો છે. અફઘાનિસ્તાનનું નામ અપગણસ્થાન, ઈરાનનું આર્યન, અરબસ્તાનનું નામ અર્વસ્થાન, જુડિયાનું નામ યદુસિયા છે. એટલું જ નહીં પણ આ દેશોમાં આવેલાં નગરો અને નદીઓનાં નામો પણ સંસ્કૃત છે. ઈરાનમાં હરહરવતી (સરસ્વતી), હરયુ (સરયૂ) નામની સરિતાઓ છે. મૉંગોલિયામાં, આલતાઈ (ઇલાવૃત્ત) ઈરાનની દક્ષિણે સિસ્તાન (શકસ્થાન) નામના પ્રદેશો છે. ઇસ્લામના પ્રાદુર્ભાવ પૂર્વે આ દેશોમાં બ્રાહ્મણો, વૈશ્યો અને ક્ષત્રિયો પણ વસતા. તેઓ વૈદિકશાસ્ત્રોનો અભ્યાસ પણ કરતા. રામાનુજ સંપ્રદાયના મહાન પ્રચારક યવનાચાર્યો અરબસ્તાન-ના બ્રાહ્મણ હતા. પલ્લીસ્થાન (પૅલેસ્ટાઇન)ના જ્યુ લોકોનાં નામો વેનયામિન (બિન્જામીન), ત્રિપુરા (સીપુરા), સુલોમન (સોલોમન), એસિરિયાના સુવરદત્ત (સોવરદાત), યશદત્ત (જશદાત), આર્તમાન્ય (આર્તામાન્યા) સુબંધુ (સુબંધી) વગેરે નામો ઉપરથી આ દેશોમાં આર્યકુળો વસતાં હતાં તેમ સ્પષ્ટ થાય છે. ઈશુની પૂર્વે ચૌદમી સદીમાં, મેસોપોટેમિયા (મીતાનિયા)ના એક રાજાનું નામ હરિ હતું અને બીજાનું નામ દશરથ હતું. આ રાજવંશના રાજા મુટ્ટીવુજા (મુષ્ટિભુજા) અને હિરીશિયા (હરિદેશ)ના રાજા સુબ્બીલુલિઉમા (સુબીલ અલિક

ઉમા) વચ્ચે થયેલા ઈ. સં. પૂર્વે ૧૪૦૦ વચ્ચે થયેલા સંધિપત્રમાં વરુણ, ઈંદ્ર, મિત્ર વગેરે દેવતાઓની પ્રાર્થના કરવામાં આવી છે.

ભારતની પૂર્વ-ઉત્તરે આવેલા તિબેટનું નામ ત્રિવિષ્ટપ હતું; તેમાં પીતવર્ણા ચંદ્રવંશીય આર્યો રહેતા. આ આર્યો પૂર્વે કુરુક્ષેત્રમાં વસતા, પણ વૈદિક કર્મોથી તેઓ દૂર જતાં તેમને પતિત ગણવામાં આવ્યા અને તેથી કિરાત શાખાના ક્ષત્રિયો સાથે તેઓ નેપાળમાં થઈ ત્રિવિષ્ટપમાં ગયા. ત્યાં અસુરોનો ઉપદ્રવ વધી જવાથી તેમણે દક્ષિણ તરફ સ્થળાંતર કર્યું અને અભેદ્ય વનો ભેદી બ્રહ્મદેશ વસાવી, ત્યાં અમરાવતી, મિથિલા, મંડલ વગેરે નગરો વસાવ્યાં. ત્યાંની નદીઓને પણ ઇરાવતી-આર્યવતી વગેરે નામો આપ્યાં અને ત્યાં વૈદિક ધર્મ અને સંસ્કૃતિનો પ્રચાર કર્યો, ચીનાઓનો મૂળ પુરુષ હ્યુ હતો. તે યદુનો પુત્ર હય હોવાનું ચીનના વિદ્વાનો માને છે, તે પ્રમાણે તાતારોનો મૂળ પુરુષ અય હતો. અય તે પુરુરવાનો પુત્ર હોવાનું સ્વીકારવામાં આવ્યું છે. જાપાનની પ્રજા ચીનમાંથી ગઈ તેમ માનવામાં આવે છે. પરંતુ ચીનાઓ ધર્મે અને કર્મે પતિત થતાં, તેમાંથી ઉચ્ચ વર્ણના સંસ્કારી બ્રાહ્મણો અને ક્ષત્રિયો જુદા પડી, અન્યત્ર વસ્યા તે જાપાનની પ્રજાના મૂળ પુરુષો હતા. તેમણે ત્યાંના આદિવાસી ઐનસ જાતિના લોકોને શૂદ્રની ગણનામાં ગણી સમ્મિલિત કર્યા. જાપાનનું નામ પણ યાપાન અર્થાત્, સ્વરક્ષણ માટે સ્થળાંતર કર્યું તે સ્થાન એવો થાય છે. (યા—જવું, ખસવું પાન—સંરક્ષણ) ત્યાં પણ બૌદ્ધ સાધુઓએ બૌદ્ધ ધર્મનો પ્રચાર ન કર્યો ત્યાં સુધી વૈદિક કર્મકાંડ ને વિધિઓ થતાં. ત્યાં હોમહવનને ધોમ કહેતા. તેના સાધુઓ, ભારતીય સંન્યાસીઓના વેશમાં રહેતા અને ઋષિઓ જેવા, ધર્મગુરુઓ પંચકેશ વધારતા અને કાષાય વસ્ત્ર પહેરતા.

દક્ષિણ એશિયામાં જાવા, સુમાત્રા, સિયામ, ઈન્ડોનેશિયા, મલયેશિયા વગેરે દેશો બહુકાળ પૂર્વે સમુદ્રથી છૂટા પડેલા ન હતા. તે દેશોની ભૂમિ એક જ હતી અને આ દેશોમાં પણ આર્ય સંસ્કૃતિ, ભાષા અને સભ્યતા પ્રચલિત હતાં. એક માન્યતા એવી છે કે અગત્સ્ય અને કણ્વ મુનિઓ ત્યાં ગયેલા અને તેમણે કરેલા ધર્મપ્રચારથી ત્યાંની આદિવાસી પ્રજા વૈદિક ધર્મમાં દીક્ષિત થઈ હતી. આજે પણ ત્યાં આંકોરવાટનાં અને અન્ય મંદિરો તેની સાક્ષી પૂરે છે. ત્યાંની પ્રજા આજે સંકર થઈ ગઈ છે, છતાં તેમનાં નામો, ગામનાં નામો અને ધર્મસ્થાનોનાં નામો સંસ્કૃત ભાષાનાં છે.

એ જ ઈતિહાસ આફ્રિકાનો છે. અશ્વપતિ કે અસવત યાદવના નામ ઉપરથી ઈજિપ્ત નામ પડયું અને ત્યાંનો અશ્વનબંધ પણ અશ્વમતિ સરિતાના નામ ઉપરથી તે નામે ઓળખાયો છે. ઈજિપ્તને મિસર કે મિશ્ર હમિ અને કમિત નામે પણ ઓળખવામાં આવ્યો છે. આ નામો પણ સંસ્કૃત નામો છે. મિશ્ર જાતિઓનો વસેલો દેશ તે મિશ્ર, હપિ તે અપિનું અપભ્રંશ છે, અને પાણીનો દેશ છે, માટે તે અપિ; અને કમિત તે કુમૃતિનું રૂપાંતર હોય તો, કાળી માટીનો દેશ તે કુમૃતિ કે કમિત. ઈજિપ્તમાં મૂળ વસતી જાતિ દાનવોની હતી. તે પછી ભારતીય સંસ્કૃતિનો ત્યાં આશરે આઠ હજાર વર્ષો પૂર્વે પ્રચાર થયો અને ત્યાં એક મિશ્ર સંસ્કૃતિ જન્મી, આફ્રિકાના અંતરના પ્રદેશોમાં ર્‍હોડેશિયામાં મશણા નામનું સ્થાન છે ત્યાં સોનાની ખાણો તથા મોટાં વનો છે. આ વનોમાં હાથીઓ સવિશેષ હતા. ઐતરેય બ્રાહ્મણમાં ભરત રાજાએ મષ્ણાર નામના દેશમાં મોટા દંતૂશળવાળા એકસો સાત હાથીઓ દાનમાં આપ્યાની નોંધ છે. રાજા ભરતનો અધિકાર, ર્‍હોડેશિયા સુધી હશે અને તેથી ત્યાંની સંસ્કૃતિ ભારતીય હશે તેમ નિ:શંક રીતે જણાય છે.

યુરોપની પ્રજાઓ આર્ય પ્રજા છે તેવી એક પ્રબળ માન્યતા છે; તે સામે યુરોપની પ્રજા આફ્રિકન તથા મોંગોલ પ્રજાનું મિશ્રણ છે એવી દલીલ પણ કરવામાં આવે છે. ગમેતેમ હોય પણ જર્મનો અને જર્મનોમાંથી નીકળેલી જાતિઓ આર્ય હોવાનો દાવો ધરાવે છે. હિટલર તો પોતાને આર્યહિટલર કહેવડાવતો અને તેના રાષ્ટ્રધ્વજમાં સ્વસ્તિકનું ચિહ્ન રાખેલું. જર્મન ભાષા તથા સંસ્કૃત ભાષાનું વ્યાકરણ એક જ છે અને તેમનાં

શરીરો અને અવયવો આર્ય જાતિનાં સ્ત્રીપુરુષો જેવાં છે. ઉત્તર યુરોપમાં ફિનલૅન્ડમાં અનેક ગામોનાં નામ સંસ્કૃત અમો છે. સ્વીડન શબ્દનું મૂળ પણ 'સ્વાધીન'માં છે અને ત્યાંની સંસ્કૃતિ આર્યસંસ્કૃતિ છે; છતાં દીર્ઘકાળથી થતી આવતી ધાર્મિક, રાજદ્વારી અને સામાજિક ક્રાંતિઓમાં પણ તેના અવશેષો અદ્યાપિ સુરક્ષિત છે. ઓસ્ટ્રેલિયા તો નવો ખંડ છે તેમ વિદ્વાનો કહે છે, પણ ત્યાંના આદિવાસીઓનાં ધર્મ, રિવાજ અને રૂઢિઓનો અભ્યાસ કરતાં તેમને જણાયું છે કે આ આદિવાસીઓ, પુનર્જન્મને માને છે. વર્ણાશ્રમધર્મ પાળે છે. ખાનપાનમાં એકબીજાથી ભેદ રાખે છે. આર્યો અક્ષયતૂણ નામનું બાણ વાપરતા તેવું બૂમરાંગ નામનું ધનુષ્ય વાપરે છે અને તેની ભાષા ભારતની તામિલ, તેલુગુ વર્ગની દ્રવિડ ભાષા છે અને તેથી નવા નિવાસીઓ તેને 'ઇન્ડિયન' કહે છે.

અમેરિકામાં, યુરોપિયન હિજરતીઓ વસવા ગયા તે પહેલાં ત્યાં એક શુદ્ધ આર્ય સંસ્કૃતિ વિકસેલી હતી. આપણાં પુરાણોમાં તેને પાતાલલોક કહ્યો છે. નાગલોક પણ આ જ હતો. શ્રીમદ્ ભાગવતમાં પુરુત્સની કથા છે તે નાગલોક તે અમેરિકો. અહીં ઈ.સ. પૂર્વે ૫,૦૦૦ વર્ષ પહેલાં ચિમુના લોકો સૂર્યને પૂજતા. તેનાં મંદિરો ત્રુજીલા પાસે મળેલા છે એટલું તો નહીં પણ 'હિસ્ટ્રી ઑફ ધી વર્લ્ડ'માં હેમ્સવર્થ નામનો તેનો લેખક લખે છે કે ત્યાં "સીતુઆ રાઈમી"નો સપ્ટેમ્બર માસના પૂર્વ ભાગમાં ઉત્સવ થાય છે. આ રામસીતાનો ઉત્સવ છે. અહીં મંદિરો હતાં તેમાં લિંગો અને અન્ય દેવતાઓ પૂજાતાં. તેની સંધ્યાકાળે આરતી ઊતરતી અને પ્રસાદ વહેંચાતો.

આમ જગતના સર્વે દેશોમાં આર્યસંસ્કૃતિની અસર થઈ હતી અને ઈશુની સાતમી સદી સુધીનાં જ્ઞાન, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ગણિત, રસાયણશાસ્ત્ર આદિનું જ્ઞાન મેળવવા યુરોપ, એશિયાના દેશોના વિદ્વાનો ભારતમાં આવતા. ગણિત અને વિજ્ઞાનના ક્ષેત્રોમાં આદિસંશોધકો ગણાતા પાઇથાગોરાસ, એનાકસાચીસ, પર્થ વગેરે લેખકો ભારતમાં આવી જ્ઞાન મેળવી ગયા હતા. ઈરાનને કલાજ્ઞાન અને હુન્નરમાં પ્રખ્યાત કરનારો, હારૂન અલ રશીદનો વજીર બુઝોર્જમહેર, નવવિહાર નામના બુદ્ધ મઠનો મહંત હતો અને તેણે ભારતના અનેક સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર કરાવ્યાં હતાં. આ સમયે આર્યો, વ્રાત્યસ્તોમ નામની શુદ્ધિની ક્રિયા કરીને અનાર્યોને શુદ્ધ કરીને તેમના સમાજમાં સમ્મિલિત કરી લેતા અને વૈદિક ધર્મની દીક્ષા આપતા.

આ પ્રમાણે ભારતીય સંસ્કૃતિ વિશ્વભરમાં ફેલાઈ હતી અને ભારતના લોકો દૂર દૂરના દેશોમાં જઈ તેમનાં સભ્યતા, સંસ્કૃતિશાસ્ત્રો અને વિધિઓ તેમની સાથે લઈ જઈ ત્યાં તેનો પ્રચાર કરતા એવી માન્યતા ભારતીય અને યુરોપીય વિદ્વાનોમાં અનેક પ્રમાણો અને આધારોનો વિચાર કરી દૃઢ થઈ છે. પરંતુ તેની સામે એક બીજું મંતવ્ય પણ સવિશેષ વિચારણીય અને મનનીય છે. ભારતથી વિદેશોમાં જઈ ભારતીયોએ તેમની સંસ્કૃતિ ફેલાવી છે તેમાં કોઈ શંકાને સ્થાન નથી. પરંતુ એ ભારતની સીમાઓ, આજે છે તેવી અને તેટલી ન હતી. તે સમયના ભારતમાં, લગભગ પૃથ્વીનો મોટો ભાગ આવી જતો હતો. જે આર્યો ઉત્તરધ્રુવથી દક્ષિણ ધ્રુવ અને જાપાન, ચીન, ઈરાન, આફ્રિકાથી અમેરિકા સુધીના પ્રદેશો જાણતા અને જેમાં વિચરતા તે આર્યો હિમાલયથી રામેશ્વરની વચમાં વસનારા નહીં, પણ સમસ્ત જગતમાં ફેલાઈ ગયેલા હતા અને જ્યાં સુધી તેઓ ગયા ત્યાં સુધીના દેશને આર્યાવર્ત કહ્યો. આ સીમાઓ દબાતી દબાતી આજે પંજાબની અને રાજસ્થાનની પશ્ચિમ સુધી આવી ગઈ અને આપણે આજે આપણાં ધર્મ, સંસ્કૃતિ અને સભ્યતા માટે ઉદાસીનતા સેવીએ છીએ. એ સેવવાનું ચાલુ રાખીશું તો ઉત્તરધ્રુવથી દક્ષિણધ્રુવ સુધી જે સંસ્કૃતિ ફેલાઈ હતી અને જે ધર્મની ધજા ઊડતી હતી તે સંસ્કૃતિ અને ધર્મ નષ્ટ થઈ જશે અને ભારતમાં અન્ય ધર્મો અને વિદેશી સંસ્કૃતિ જે પ્રગતિ કરી રહ્યાં છે તે જોતાં સમસ્ત ભારતમાંથી એક સમયે આર્ય સંસ્કૃતિ, સભ્યતા અને ધર્મ નષ્ટ થઈ જશે અને તેથી જ ગુરુસ્વામી મહર્ષિ દયાનંદજીએ કહેલા कृणवन्तोविश्वार्यम्, સૂત્રાનુસાર આપણે સમસ્ત વિશ્વમાં પુનઃ આર્યસંસ્કૃતિના પ્રચાર માટે પ્રયત્નશીલ થવું ઘટે.

## ☆ ☆ ☆ લોકશાહીની જન્મભૂમિ : ભારત

**શ્રી. હરકાન્તભાઈ શુકલ,** અમદાવાદ

એક એવી સાર્વજનિક માન્યતા આરૂઢ થઈ છે કે રાજકીય આદર્શોનાં જુદાં જુદાં સ્વરૂપોની બક્ષિસ જગતને ફક્ત યુરોપે કરી છે. એશિયા એટલે "રાજકીય રીતે અફરતાનો દેશ અગર જ્યાં સામાન્ય રાજકીય સુધારાઓ દાખલ થતાં સૈંકડો વર્ષો લાગે તેવો રાજકીય દૃષ્ટિએ રૂઢિયુસ્ત અગર સુસ્ત દેશ" એવી માન્યતા ઠીક ઠીક પ્રમાણમાં પ્રચલિત હતી. પરંતુ ઘણાને આશ્ચર્ય લાગશે કે પ્રાચીન હિંદમાં યુરોપ પહેલાં પણ લોકશાહી જેવા રાજકીય આદર્શના પ્રયોગો નહોતા થયા તેમ નહીં, હિંદના અને યુરોપના ઘણા ઇતિહાસકારો આજે તો માને છે કે જગતને પ્રજાસત્તાક એટલે પ્રજાતંત્રના પ્રથમ વિચારો હિંદે જ આપ્યા છે અને આ દિશામાં પ્રથમ અખતરાઓ કરવાનું માન હિંદને જાય છે. હિંદમાં પ્રજાવાદી રાજ્યના અખતરાઓ છેક વૈદિક કાળથી શરૂ થયેલ હોવાનું કહેવામાં આવે છે. વેદોનો ઉત્પત્તિ કાળ—લગભગ પાંચ હજાર વર્ષો પૂર્વેનો ગણાય છે. ઋગ્વેદમાં આવતા "સભા" અને "સમિતિ" એ ઉપરના તથા નીચેના ધારાસભા-ગૃહોનું અસ્તિત્વ સૂચવતા શબ્દો છે. અથર્વ—વેદમાં તો આ બંને સંસ્થાઓને પ્રજાપતિ એટલે આદિસર્જકની બે પુત્રીઓ સમાન ગણવામાં આવેલ છે અને તે દ્વારા આદિસર્જકે પોતાનું સર્જન કાર્ય સંપૂર્ણ કરેલ હોવાનું કહેવામાં આવે છે. વૈદિક સાહિત્યમાં આ સિવાય બીજા શબ્દોનો પણ ઉલ્લેખ કરવામાં આવેલ છે અને "સભાપતિ", "સભાસદ" અને "સભાપાલ" એ શબ્દો આજના "અધ્યક્ષ", "ધારાસભ્ય" અને "સાર્જન્ટ-એટ-આર્મ્સ"ના અનુક્રમે પર્યાય માનવામાં આવે છે. બહુમતીના નિર્ણયને "નરિષ્ટા" એટલે કે "જે ન ઉથાપી શકાય તેવો નિર્ણયાત્મક" માનવામાં આવતો તથા બહુમતીના અભિપ્રાયને માન આપવું જોઈએ તેમ ગણવામાં આવતું. લાંબા સમય સુધી આ પદ્ધતિની અસર હિન્દુ રાજનીતિ ઉપર ઠીક ઠીક પ્રમાણમાં થયેલ છે તે સ્પષ્ટ છે. રાજ્યનો મુખ્ય હેતુ એ ધર્મ હતો. ધર્મ એટલે "કાયદો અને બંધારણ". એનું પાલન કરવા માટે બધી સત્તા રાજ્યના વડાને સુપરત થતી અને તેને "દંડ" તરીકે કહેવામાં આવતો. કાળે કરીને જ્યારે આ બધી સત્તાઓ રાજાએ લઈ લીધી ત્યારે પણ હિંદુ રાજનીતિમાં રાજાને હંમેશાં બંધારણીય વડા તરીકે જ સ્થાન આપવામાં આવેલ છે. વૈદિક પદ્ધતિ અનુસાર આ પ્રજાસત્તાક તંત્ર કેમ ચાલતું તેની વિગતોની ખાસ માહિતી મળતી નથી.

વૈદિક કાળ પછી મહાભારત કાળમાં આવીએ ત્યારે તો આપણને ઘણાં પ્રજાસત્તાક રાજ્યો થયેલાં જોવામાં આવે છે. આ બધાં રાજ્યોને સંઘ તરીકે ગણવામાં આવતાં. શ્રીકૃષ્ણનું જે વૃષ્ણિ નામનું ક્ષત્રિય કુળ હતું તેનો બનેલો સંઘ તે "વૃષ્ણિસંઘ" તરીકે અને શ્રીકૃષ્ણ એ સંઘના ચૂંટાયેલા વડા હતા એ પુરાણ-પ્રસિદ્ધ વાત છે. સામાન્ય રીતે જોઈએ તો વાસુદેવના જ્યેષ્ઠ પુત્ર બલરામ હતા અને રાજા હોત તો રાજા ગાદીના ખરા વારસ તો બલરામ ગણાય. પણ આ તો સંઘ રાજ્ય હતું અને શ્રીકૃષ્ણને રાજ્યના વડા તરીકે નિયુક્ત કરેલા એટલે જ એ સર્વસત્તાધીશ રહ્યા. આ બધાં નાનાં નાનાં પ્રજાસત્તાક રાજ્યોના સંઘને "સંઘટ-ગણ" તરીકે ઓળખવામાં આવતો, જે લગભગ આજના ફેડરલ પ્રજાસત્તાક જેવું રાજ્ય હતું. ઈ.સ. પૂર્વે પાંચસો વર્ષ અગાઉ થઈ ગયેલ હિંદના જાણીતા વ્યાકરણકાર પાણિનિએ પણ આવી સંસ્થાઓનો તેમના ઉલ્લેખ પ્રમાણે "નિકાય" એટલે "ધાર્મિક સભા", તેમ જ જુદા જુદા પક્ષો અગર રાજ્યોના બનેલ પ્રજા-સત્તાકને "ગણતંત્ર" કહેલ છે. અહીં "પક્ષ"ને માટે "વર્ગ" શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. પાણિનિ મુજબ સંઘ એ જુદાં જુદાં પ્રજાસત્તાક રાજ્યોનું બનેલું એક ફેડરલ રાજ્ય હતું અને આવા રાજ્યને પોતાનું લશ્કર પણ હતું. આપણે જોઈએ તો બુદ્ધકાળમાં પણ "લિચ્છવી", "શાક્ય", "મૌર્ય", "મલ્લ" વગેરે નાનાં પ્રજાસત્તાક રાજ્યો અસ્તિત્વમાં હોવાનું જાણવા મળે છે. મૌર્યકાળમાં ચાણક્યના અર્થશાસ્ત્રમાં તો લગભગ

બાવન જેટલાં પ્રજાસત્તાક રાજ્યોનો ઉલ્લેખ છે, જેમાં સૌરાષ્ટ્ર પણ આહિર જાતિનું પ્રજાસત્તાક રાજ્ય હતું તેમ માનવામાં આવે છે. બુદ્ધકાળમાં જે પ્રજાતંત્ર પ્રચલિત હતું તેમાં "અધ્યક્ષ"ને "વિનયધાર", દંડકને "ગણપૂરક", સભાસદોની બેઠક બોલાવનારને "આસન–પ્રજ્ઞાપક", સંકલ્પને "જ્ઞપ્તિ", મતને "છંદ" અને બહુમતીના નિર્ણયને "ભુયસિક ક્રિયા" તરીકે જાણવામાં આવતી. ધારાસભાનો કોઈ પણ નિર્ણય સર્વાનુમતે લેવાય તે આદર્શ વસ્તુ ગણવામાં આવતી અને આ સર્વાનુમતી માટે જુદા જુદા પક્ષના નેતાઓની બનેલી સમિતિઓ પણ રચવામાં આવતી. દરેક ગામડું એ સ્વાયત્ત સમાજનું પ્રતીક ગણાતું અને આ ગામડાંઓ તથા શહેરોમાં "કુલ", "જાતિ", "પુગ", "ગણસંઘ" અને "સમૂહો" વગેરે વિભાગોમાં સમાજ વહેંચાયેલો હતો. પ્રાચીન હિંદુ રાજનીતિ એ સત્તાના વિકેન્દ્રીકરણના સિદ્ધાંત ઉપર રચાયેલ હતી; એટલે, "સભા" અને સમિતિ પાસે તો રાજ્ય અગર તો સંઘને લગતા નીતિના પ્રશ્નોની જ બહુધા છણાવટ કરવામાં આવતી.

આ તંત્ર અને સિદ્ધાંતો ચંદ્રગુપ્ત મૌર્યના કાળ સુધી પ્રચલિત રહ્યાં. ચંદ્રગુપ્ત મૌર્યના વખતમાં તેણે આ બધાં રાજ્યો અને ગણરાજ્યો જીતીને બધી સત્તા પોતાના હાથમાં કેન્દ્રિત કરી અને પ્રચલિત લોકશાહી તંત્ર અને એના સિદ્ધાંતને નષ્ટપ્રાય: બનાવી દીધો. ચંદ્રગુપ્ત પછીનાં જે રાજ્યો થયાં તેમાં બહુધા રાજાશાહી તંત્ર સ્થિર બનવા માંડયું. ગમે તે કારણે ચંદ્રગુપ્ત મૌર્યનાં સામ્રાજ્યવાદી લશ્કરો સામે આ નાનાં નાનાં ગણરાજ્યો ટકી શકયાં નહીં. ચંદ્રગુપ્ત મૌર્ય પછી તેના પુત્ર અશોકે રાજસત્તાની સાથે નૈતિક વિકાસ ઉપર વધુ ભાર મૂકી હિંદભરમાં તેની નૈતિક આણ ફેલાવી. આમ છતાં પણ રાજતંત્રના મૌલિક સિદ્ધાંતોમાં કોઈ ખાસ ફરક પડયો નહીં. મૌર્ય સામ્રાજ્યનું પતન થયું છતાં ગણતંત્રો માથું ઊંચકી શકયાં નહીં અને હિંદભરમાં રાજાશાહી, એ સ્થિર રાજતંત્રના સ્વરૂપ તરીકે, સ્વીકાર્ય બની.

આ પછી રાજનીતિ ઉપર લખેલાં પુસ્તકો અને તેમાં ચર્ચાયેલ સિદ્ધાંતો જોઈશું તો રાજાની સત્તા ઉપર બને તેટલો ધાર્મિક, આધ્યાત્મિક અને નૈતિક અંકુશ મૂકવામાં આવેલો જણાય છે; પરિણામે પ્રાચીન કાળમાં રાજા બહુધા આપખુદ થઈ શકતો નહીં. આ પરિસ્થિતિ છેક મુસ્લિમ આક્રમણ થયું ત્યાં સુધી ચાલુ રહી. મુસ્લિમ કાળમાં થયેલ રાજ્યતંત્રના પલટાઓ અને તેનાં ઘટનાઓ અને સ્વરૂપો વિષેની હકીકતો ઠીક ઠીક જાણીતી છે. મુસ્લિમ આધિપત્ય નીચે શરૂ થયેલ રાજ્યવ્યવસ્થા તો છેક મોગલ કાળ પૂરો થયો ત્યાં સુધી એક યા બીજા સ્વરૂપે ચાલુ રહી અને બ્રિટિશના હાથમાં હિંદની રાજ્યવ્યવસ્થા આવ્યા પછી હિંદના જીવનમાં સાંસ્કૃતિક, રાજકીય અને બીજી અનેક દૃષ્ટિએ અનેક ફેરફારો થયા. આ બધાંને લીધે હિંદનાં માનસમાં, વિચાર અને જીવનમાં અનેક પલટાઓ આવ્યા. જૂની પ્રણાલિકાઓ ઉપર સ્થાપિત થયેલ વર્ણ વ્યવસ્થા, જાતિ, કુળ વગેરેની વ્યવસ્થાઓ એક યા બીજા સ્વરૂપે સમાજમાં ચાલુ રહી છતાં પણ નવા રાજકીય વિચારોએ હિંદના રાજકીય જીવનમાં ઠીક ઠીક ક્રાંતિ કરી. જ્યાં સુધી સમાજની સંપૂર્ણ વ્યવસ્થા રહેણી-કરણી નવા વિચારોને અનુકૂળ ન બને ત્યાં સુધી આ બધા સિદ્ધાંતોનું અંશત: પાલન કરવાનું કામ મુશ્કેલ રહે. હિંદમાં વૈદિક કાળમાં શરૂ થયેલ પ્રજાતંત્રનો સિદ્ધાંત હિંદ બહાર ઠેઠ યુરોપના સાંસ્કૃતિક ધામ ગણાતા ગ્રીસમાં ફાલ્યો-ફૂલ્યો. લગભગ બે હજાર વર્ષ પૂર્વે હિંદમાં જન્મેલી રાજકીય વિચારસરણી અનેક દેશો, પ્રદેશો, પ્રજાઓ અને હવામાનો વચ્ચે થઈ પાછી સ્વસ્થાને પુનર્જીવિત થઈ છે. બે હજાર વર્ષોના સમય-ઘસારા અને ક્રાન્તિ–ઉત્ક્રાન્તિના પલટાઓ વચ્ચે લોકશાહી તંત્ર ભારતવર્ષમાં ફરીથી નવા સ્વરૂપે ઘર–આંગણે આવ્યું છે, ત્યારે તેનાં સિદ્ધાંતો, પદ્ધતિઓ, પ્રણાલિકાઓ તથા કાર્યરીતિને તપાસી તેનો અભ્યાસ કરવો એ દરેક નાગરિકની સામાન્ય ફરજ થઈ પડે છે.

## ☆ ☆ ☆ દ્વારકેશ અને સોમનાથ વચ્ચેનું ધર્મારણ્ય

**શ્રી. મણિલાલ પુરુષોત્તમ વોરા,** પ્રમુખ, પુરાતત્ત્વ સંશોધન મંડળ, પોરબંદર

સૌરાષ્ટ્રના બરડા ડુંગરની પશ્ચિમ અને ઉત્તર તળેટીઓ અને પશ્ચિમ પગથાર પ્રાચીન સમયથી સમૃદ્ધ લાગે છે. 'પૌરવેલાકુલ' – પોરબંદરની ઉત્તરનો ભાગ દ્વારકા ક્ષેત્રમાં આવે છે. બરડા ડુંગરની પશ્ચિમે રાણપુર ધીંગેશ્વર બૌદ્ધવિહાર, પચ્છત્રીનાં પંચાયતન દેરાં અને સૂર્યમંદિર, કિન્દરખેડાનાં સૂર્ય અને શકિતનાં મંદિરો, સાગર કિનારે મિણલપુર, મૂળદ્વારકા, શ્રીનગર, કાંટેલા, ખીમેશ્વર, બોરિચા, બહુક્ષીરા, સુદામાપુરીનાં દેવસ્થાનો આજે પણ આ પ્રદેશની પ્રાચીનતા દર્શાવે છે.

ડુંગરની ઉત્તરે ભૂભૃતપલ્લી – ઘૂમલી, ભાણવડ, ઈન્દ્રેશ્વર, શૈલેશ્વર, ઈશાને કોટેશ્વર અને ગોપ, અને પૂર્વમાં બિલેશ્વરનું સ્થળ છે. ભૂભૃતપલ્લી, ગોપ, અને બિલેશ્વર તો વિખ્યાત પ્રાચીન સ્થાનો છે. વરટ-બરડો પર્વત શ્રીકૃષ્ણ-બલરામની ક્રીડાભૂમિ હતો. સાધુ સંતો માને છે કે બિલનાથની સ્થાપના શ્રીકૃષ્ણે કરી હતી, અને યાદવો આહિરો આ દેવને માનતા. બરડામાં રેવતધાર, વાંસના વનથી સમૃદ્ધ વેણુપર્વત અને જાંબુવાનની ગુફા પુરાણા સમયનાં સાક્ષી છે. કોઈક ડુંગરની ગુફામાં સિદ્ધો આજેય વસે છે.

આ ડુંગરમાંથી અને તેના ઈશાનકોણના વિસ્તાર, ગોપના ડુંગરમાંથી નીકળતી વરતુ-વેરાડી નદી એ જ વરત્રોયી છે. વરત્રોયી અને નાની નિર્ઝણીઓ સોરઠી, કમંડ, કિન્દ્રી અને અશ્માવતી સાગરને મળવા જતાં પથરાળ કાંઠીને લીધે નાના ઘેડ રચે છે. ગોપાલકોની તે વહાલી ભૂમિ હતી. ડુંગરનો આથમણો પગથાર અને દરિયાની કાંઠી જળમળ ખડક – ખારો રેતિયો અથવા ચૂનાના પત્થરની ભૂમિ છે. સુદામાપુરીથી દક્ષિણ-પૂર્વમાં ભાદર, ઓઝત અને મધુવંતી ચોમાસામાં પૂર આવે ત્યારે સોરઠના ઘેડને છલાવી દે છે, અને એક બાજુ પૂરગ્રસ્ત ઘેડપ્રદેશ અને બીજી બાજુ ચોમાસાનો ઘેલો સાગર, અને વચ્ચે સુદામાપુરીથી માધવપુર સુધીની વાયવ્ય – અગ્નિએ પડેલી અલૌકિક મગરમચ્છ જેવી કાંઠીની સાંકડી લાંબી પટ્ટી લગભગ બેટ જેવી લાગે છે. મિયાણીથી માંગરોળ સુધીની કાંઠી સાચે જ કૃતસ્મર ભૂમિ છે.

અસૂર અને યુનાન મિસર સાથે સંબંધ ધરાવતી સમુદ્રમાં લુપ્ત થયેલી દ્વારિકાપુરી, આ પ્રદેશે હોવા સંભવ પણ છે. બારમી સદી અને તે પૂર્વેથી મૂળ દ્વારકા (વીસાવાડા) તીર્થ થવા પાછળ હકીકત તો હશે જ. પૂર્વે ગ્રીક લોકો જેને 'બરડક્સિમા' કહેતા તે કિન્દ્રી ખાડી પાસેનું બરડિયા કેમ ન હોય? પાસે જ વીસાવાડાની નૈઋત્યે કિન્દ્રીનું બારું તો છે જ. આ કાંઠી ઉપર મિયાણી, વીસાવાડા, પોરબંદર, ગોસાબારા અને નવીબંદરનાં પાંચ બારાં (દ્વારક) આજેય છે.

બરડા ડુંગરમાળમાં માલેક, કાનમેરો, વેણુ, આભપરો, વિજફાડો, કાળો ભતવાર વગેરે શિખરો અને ધડા છે, ખારાવીરા, સાતવીરા, હબો, દંતાળ, ઘોડાધરો અને કિલેશ્વર જેવી અંદરના ભાગે ધારો; ખીણો, ઝરો છે તથા બહારના ભાગે રાણાવાવ, આદિત્યાણા, ઝીંઝરકા, ડેરવાવ, કાટવાણા, ગોઢાણા, ખીસ્રી, પરિયાધાર, બાવળવાવ, નાગકા, રાણપર, પાસ્તર, ભવનેશ્વર, મોખાણા, બગાધાર, ઘૂમલી, મેહવાસા, મોડપર, રાણાસર, બિલેશ્વર, ખંભાળા, ઝારેરા, જાણોત્રી, નળિયાધાર, કોકશિયો, ભોદ વગેરે ગ્રામ–પ્રદેશથી વસેલ પ્રદેશ છે. બરડો વનશ્રી અને ગોપજીવન માટે સમુદ્રથી દૂર નહીં એવો સમૃદ્ધ ભૂભાગ છે. ડુંગરનો આથમણો આદિ-ત્યાણાનો ખડો ચૂનાના ઇમારતી પથ્થર માટે મશહૂર છે. તેનાથી ઉગમણો લગભગ બધો ભાગ વિકૃત ખડક પાકા પત્થરના બંધારણનો છે. ડુંગરના આથમણા અને ઉતરાદા ભાગમાં અનેક કુદરતી ગુફા બખોલો, અને કોઈ સ્થળે માનવસર્જિત ગુફાઓ જોઈ શકાય છે. જાંબુવાનનું ભોંયરું, કાળીખપરનું ભોંયરું, છીપાંઝર, વાંદર-ઝરની બખોલો, વાંકોપાણો, પોલોપાણો, સિસમયું, વેણુ ઉપરનાં, ભંભાનાં ભોંયરાં, કોકશિયા પાસેનું ભોંયરું વગેરે કુદરતી ભોંયરાં છે. રાણપુર-ધીંગેશ્વરની માનવસર્જિત ગુફાઓ છે; ભવનેશ્વર જેવી અર્ધકુદરતી અર્ધમાનવકૃત

ગુફા છે. આવી કોઈ ગુફા, જ્યાં માનવસંચાર નહિવત હોય, ત્યાં કોઈ સાધક સિદ્ધ રહે, જે જવલ્લે જ કોઈને મળે. આવાં બધાં ભોંયરાં-બખોલોમાં રાની પશુઓ, ચોરબહારવટિયાઓ, અઘોરીઓ વસે. પૂર્વે આ ડુંગરમાં સિંહ હતા. દીપડાનો વાસ તો ઘણો અને કાયમ હતો. વનમાં પશુપંખીનો પાર ન હતો. વનસ્પતિનો ભંડાર હતો. આજે માનવપ્રવૃત્તિની દોટથી પ્રકૃતિ હીણી બની છે. છતાં ભૂસ્તરશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર તેમ જ પક્ષીશાસ્ત્રના અભ્યાસી વિદ્વાનો માટે અહીં વિપુલ સામગ્રી પડી છે. વનસ્પતિશાસ્ત્રી શ્રી જયકૃષ્ણ ઇંદ્રજીએ 'બરડાની વનસ્પતિ' નામે સુંદર ગ્રંથ અહીંથી ગુજરાતને ચરણે ધર્યો છે. આવા કેટલાયે સાતબર ગ્રંથો ભિન્ન ભિન્ન વિષયો પર થઈ શકે એવી સુવિધા અને સમૃદ્ધિ આ ક્ષેત્રે છે. પરિયાધર, ભાદાધાર, કેશવ, માધવપુર, માંગરોળ પાસેથી અશ્મિઓ મળે છે. પ્રાચીન સિક્કાઓ પણ મળી આવે છે. જૂનાં દેવસ્થાનો તો છે જ ઇતિહાસવિદ્‌ના આકર્ષણ અર્થે.

સ્કંદપુરાણ તેમ જ હરિવંશમાં આ ભાગની મહત્તા ગવાઈ છે. પ્રથમ યાદવોને ગિરનાર-ઉજ્જયન્તની પશ્ચિમે અને પછીથી આગળ જતાં બરડા પર્વતની પશ્ચિમે સાગરકાંઠે વસવું ફાવ્યું હોય એ સંભવે છે. જગતભૂશિર અને કોડીનાર વચ્ચેના સાગરકાંઠાના કાંઠાળ પ્રદેશમાં ઓખામંડળ-કુશસ્થલીનો દક્ષિણ છેડો જ-બરડાનું કુછડી હશે. સૈકડો વર્ષો પૂર્વે જેઠવા રાજપૂતોના પૂર્વજોએ ઉત્તરે કાશ્મીરથી આવી આ પ્રદેશે શ્રીનગર અને ભૂભૃતપલ્લી-ઘૂમલી વસાવ્યાં. બાબરાની સહાયથી ઘૂમલી અને દીવાસાના ગઢ બંધાવ્યાની કહાણીઓ છે. ગુપ્તો, મૈત્રકો, ચાવડા, જેઠવા, મહેરો, સૈન્ધવો, પ્રતિહારોએ સ્થાપેલાં સ્થાનો આ ક્ષેત્રે છે. ક્ષત્રપ-ગુપ્ત સમયનું રાણપુર; છઠ્ઠી સદીનું ગોપ; મૈત્રકકાળનું સાતમી સદીનું કિંદરખેડા; આઠમી સદીનાં અખોદર, બોરીચા, નંદેશ્વર, ચામુંડા; નવમી સદીનાં બિલેશ્વર, ખીમેશ્વર, ભાણસરા, પાતાનાં દેહરાં અને માતૃકાસ્થાનો; દશમી સદીનાં જડેશ્વર, પાસ્તર, કોકશિયા, ઓડદર વગેરેનાં મંદિરો સાબિત કરે છે કે હજાર વર્ષ પૂર્વે આ ભૂમિ જાણીતી હતી, પવિત્ર ગણાતી હતી.

સુદામાપુરી — પોરબંદરના કેદારજી, સુદામાજી, અશ્માવતી-સંગમ, સૂર્યદેરું, ગોપાલજી મંદિર, શાંતિનાથ દહેરાસર, પંચમુખા, લંકેશ્વર, પદ્માણી, સામુદ્રી, પોરાવ, ચામુંડા, હિંગલાજ માતાજીઓ, ચહાડેશ્વર, ધીંગેશ્વર, ખિદરપીર, બુખારીશાહની દરગાહ, રામનાથ પીર, સુલતાનજીનું ગ્રીષ્મભુવન, છાયાનો ગઢ અને પાળિયાઓ આ સ્થાનનો ઇતિહાસ બોલે છે.

સુદામાપુરીથી દ્વારકાનો કાંઠા ઉપર માર્ગે વાયવ્યકોણમાં જાય છે. આ માર્ગે બે ગાઉ પર ખીમેશ્વરનાં સાત દેરાં અને કુછડીના પાદરમાં ચહાડેશ્વર શિવમંદિર અને સૂર્યદેરી છે. ખીમેશ્વર મંદિર–સમુદાય મૈત્રક-ચાવડા યુગનો છે. ત્યાંથી એક ગાઉ દૂર કાંટેલામાં રેવતીકુંડ, મહાકાળેશ્વર, વિષ્ણુનારાયણનાં તેરમી સદીનાં દેવસ્થાનો, શિલાલેખ અને પાળિયા–સમૂહો છે. નારાયણમંદિર ગામની વચ્ચે અવશેષરૂપ ઊભું છે. ત્યાંથી એક ગાઉ આગળ શ્રીનગર ગામે સૂર્ય, શિવ અને માતાજીનાં જીર્ણ મંદિરો છે.

શ્રીનગરથી ત્રણ ગાઉ વાયવ્યે મૂળ દ્વારકા — વિઝાત ભક્તનું–વીસાવાડા છે. અહીં સિદ્ધનાથ મહાદેવ, રણછોડરાય, અન્ય દેવપરિવાર અને જ્ઞાનવાવ યાત્રાસ્થળ છે. ગંગાજળા તળાવ કાંઠે પ્રાક્‌સોલંકી રાંદલ દેરું અને જરા દૂર ચૈત્યકમાન શિલ્પયુક્ત શિખરવાળું મૈત્રક્યુગનું શંખદેરું છે.

અહીંથી બે ગાઉ પર એક તોતિંગ પથ્થરોથી બાંધેલું દ્વિગૃહ મંદિર છે. બારશાખ સાદી પણ સુંદર છે. માત્ર ભીંતોની થોડી શિલાઓ જ ઊભી છે. નજીકમાં એવી જ બાંધણીની વાવ છે. આ પ્રકારનું આ એક જ મંદિર છે. થોડે દૂર પાંચદેરાંનું સ્થાન આવે છે. અહીં પાસ્તરનાં સમૂહ જેવાં શિવપંચાયતન દેરાં છે. બાજુમાં એક દેરી અને ઉત્ખલ છે. આ મૈત્રક-સૈન્ધવ સમયનું સ્થાન છે.

પાંચદેરાંથી અડધા ગાઉ ઉપર મિયાણી છે. વરતુના મુખ આગળ આ કાંઠે બ્રહ્માજીની દેરી છે. અંદર સુંદર બ્રહ્માજીની મૂર્તિ છે. આવું પ્રાચીન મંદિર આ પ્રદેશે એક જ છે. ગામમાં સોલંકીકાળનાં બારમી-તેરમી સદીનાં બે ખંડિત શિખરબંધ મંદિરો છે.–લકુલીશ નીલકંઠ મંદિર અને જૈન દેરાસર. ગામના પાદરમાં


મિયાણી-માંગરોળ વચ્ચેનું
પ્રાચીન ધર્મારણ્ય
અને
સમુદ્ર પરનાં દ્વારો
દ્વારકા
સોરઠી નદી
વરતુ નદી
પોરબંદર
ઓડદર
રાણાવાવ
રણ
ભાદર નદી
નવીબંદર
ઓઝત નદી
મધુવંતી નદી
માધવપુર
શીલ
માંગરોળ
ચોરવાડ
પ્રભાસ
M.R.V.

શિવ, વિષ્ણુ અને ગણેશનાં સુંદર નાનાં શિખરવાળાં જૂનાં શિવમંદિરો છે. ખુલ્લામાં મહાવીર હનુમાન તથા પાકા તામ્રવર્ણ પથ્થરના ઉત્ખલો, મોટા અને આખા ત્રણચાર, મિયાણીમાં જોવા મળશે. ખાડીને સામે પાર કોયલો ડુંગર હરસિદ્ધ માતાજીનું બેસણું છે, યાત્રાધામ છે. મંદિરની તળેટીમાં માતાજી બિરાજે છે. અહીં સ્થાપન કરનાર યજમાન જગડુશાહ દાતાર અને તેના પરિવારની જૂની વિરૂપ મૂર્તિઓ છે. ડુંગર ઉપર ચડતાં ડાબી બાજુ ચામુંડા અને ગણેશની બે પ્રાચીન મૈત્રકસમયની સાદી પણ ભારે ભૂમિકાવાળા શિખરની દેહરી છે, અને જમણી બાજુ સૂર્યની દેરી એ જ યુગની છે. કોયલા ટેકરી ઉપર જૂના તૂટેલા દુર્ગમાં બારમી સદીનું સુંદર સોલંકી ઢબનું મંદિર છે. વિધર્મીઓને હાથે આ સ્થાન ખંડિત થયેલું છે. કહે છે કે પૂર્વે માતાજી અહીં બિરાજતાં અને દરિયે જતાં વહાણો માતાજીના ધ્વજસ્તંભની છાયાથી ડૂબતાં; તેથી જગડુ શેઠે માતાજીને નીચે ઉતાર્યાં. કેટલાક વિદ્વાનોના મતે આ શિવમંદિર હતું; પાછળથી માતાજીનું મંદિર બન્યું હતું. વરતુના મુખના સામે કાંઠે સમુદ્ર ઉપર અને ડુંગરની તળેટીએ એક સોલંકી ઢબના વિશાળ મંદિરનો ભંગાર પડેલો છે.

અહીં બે ગાઉ વાયવ્યે કાંઠી ઉપર લાંબા ગામ છે. તે આડબંદર છે. એક નાની ટેકરી ઉપર જાડેજાઓનાં દેવી આશાપુરી બિરાજે છે. અહીંથી બારાડીપ્રદેશ શરૂ થાય છે અને કુરંગાથી ઓખો શરૂ થાય છે. મિયાણીથી અઢાર કોસ પર દ્વારકાધીશ બિરાજે છે.

સુદામાપુરીથી સોમનાથનો માર્ગ અગ્નિકોણમાં છે. પોરબંદરથી ત્રણ ગાઉ પર ઓડદર-મહેર રબારીની વસ્તીવાળું—ગામ છે. રબારીનાં માતાજીનો મઢ છે; ગોરખનાથની જગ્યા છે; અહીં ગુપ્તકાળથી સોલંકી સમય સુધીનાં દેવસ્થાનો છે; શિલ્પો ઉત્ખલ વગેરે છે. પાળિયાઓ ઘણા છે. આગળ ત્રણ ગાઉ ઉપર જેઠવાઓનું જૂનું ગામ ગોસા છે, જ્યાં તેમનાં વિસોત માતાનું દેરું છે. ગોસા અને ઓડદર વચ્ચે ગોસાબારું આવી જાય છે. બારાંને દક્ષિણ છેડે બારમી-તેરમી સદીનું શિવાલય છે.

ગોસાથી ત્રણ ગાઉ પર નવીબંદરનું બારું છે. અહીં ભાદર-ઓઝત સમુદ્રને મળે છે. બારાની વાયવ્યે 'નરવાઈ' માતૃકાસ્થાનક છે અને અગ્નિએ 'ભદરાઈ' માતાજી છે. નવીબંદર ખારવાઓનું ગામ છે. ગઢ છે, જૂની દહેરીઓ, પાળિયા છે. એક સમયે દેશપરદેશનાં વહાણો આવતાં. આ સારું બંદર હતું. ભાટિયા વેપારીઓ વસતા.

નવીબંદરથી આગળ જતાં ચાર ગાઉ પર બળેજ આવે છે. અહીં પારસનાથનું જૈન દેરાસર છે. એક સાદી કીર્તિ-કમાન અને વાઘેલાકાળનું શંકરનું દેરું, મૈત્રકયુગનાં નાનાં મંદિરો, કુંડ છે, જે આ સ્થળની પ્રાચીનતા બતાવે છે. પાસે ભુવાકેડામાં રબારીનાં માતાજીનો મઢ છે; અને નજીકના ભાણસરામાં મૈત્રકસમયનાં મંદિરોનો સમૂહ છે.

બળેજથી ત્રણ ગાઉ અગ્નિખૂણે મધુવંતીના મુખ પાસે, પાતા ગામે, જૂનું સૂર્યમંદિર, સૂરજવાવ અને પ્રાચીન મૂર્તિઓ ઉત્ખલ વગેરે છે. પાતાથી પૂર્વમાં સરમા ગામે ત્રિગૃહ મંદિર જૂના જમાનાનું છે, પાળિયાઓ છે.

પાતાથી એક ગાઉ પર સમુદ્રકિનારા ઉપર માધવપુર અને મધુવન આવેલાં છે. અહીં માધવપ્રભુ બિરાજે છે. સોલંકી ઢબનું, બારમી સદીનું ખંડિતવિષ્ણુ મંદિર છે. રેવતીકુંડ, બ્રહ્મકુંડ, ગદાવાવ વગેરે જળાશયો છે. ઓગણીસમી સદીની શરૂઆતમાં બંધાવેલ આજના વૈષ્ણવ મંદિરમાં માધવ-ત્રિકમની ભવ્ય મૂર્તિઓ બિરાજે છે. મધુવનમાં રૂકિમણિ મંદિર, લગ્નનું માયરૂં, નીલકંઠ મંદિર વગેરે છે. કદમકુંડ અને શ્રી મહાપ્રભુજીની બેઠક છે; રામાનુજ સ્વામીનાં પગલાં છે. શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજીએ આ સ્થાને પધારી ભગવાનનાં લગ્ન અહીં થયેલ એ પરથી ચૈત્ર સુદમાં ભગવાનનો લગ્નોત્સવ કરેલ અને ત્યારથી દર વર્ષે માધવપુરનો મેળો ભરાય છે. માધવપુરથી એક માઈલ પર મૂળ માધવપુર છે, જ્યાં અગિયારમી સદીનું સુંદર સોલંકી

શૈલીનું વિષ્ણુમંદિર છે. સ્તંભ, છત વગેરે ઘણાં સુંદર જળવાઈ રહેલ છે. નાગદમનનું શિલ્પ છતમાં આકર્ષક છે. અહીંના ઘેડપ્રદેશમાં ખેતી સારી થાય છે. માધવપુર, પાતા, સરમા વચ્ચેના ઘેડના ભાગને 'કુંડું' કહે છે. એની જમીન સોનાનો કટકો છે. કાંઠા પરની જમીનમાં સુંદર બગીચા અને નાળિયેરીનાં વન છે. અહીંથી નાઘેર શરૂ થાય છે. અહીં વસ્તી ગિરનારા બ્રાહ્મણ અને કોળીની મુખ્ય છે.

માધવપુરથી બે ગાઉ દૂર આજક ગામે સીતામાઈની દેરી—સૂર્યાણી મંદિર છે. સૂરજવાવ, શિલાલેખ, પાળિયા છે. વાવના તળિયે સૂર્યાણી અને સપ્તઅશ્વયુક્ત સૂર્યની બે ખંડિત સુંદર મૂર્તિઓ પડી છે. આજકથી ઊગમણે એક ગાઉ પર દીવાસા ગામે મોટા પથ્થરોથી બાબરા ભૂતે બાંધેલ ગઢ છે. દાડમાદૈત્ય અને ચામુંડાનાં પ્રાચીન સ્થાનકો છે; ખંડિત મૂર્તિઓ, વાવ છે. જૈન તીર્થંકરોની ખંડિત પાષાણ પ્રતિમાઓ મળી આવેલ છે. થોડે દૂર ખાખનાથનો મઠ છે. ત્યાં શેષશાયીના ગોખવાળી વાવ અને રાક્ષસી કદની એક જ પથ્થરમાંથી કોરી કાઢેલ હવાડાની કુંડીઓ છે.

આજકથી એક ગાઉ ઉત્તરે મેખડી ગામ છે. અહીં તેરમી સદીનું શિવમંદિર, શેષશાયીવાળી વાવ અને જૂના પાળિયા છે. અહીંથી પાંચેક ગાઉ પૂર્વમાં ઘેડમાં અખોદર ગામે સાતમી સદીનું સુંદર ચૈત્ય કમાનોવાળું અકબંધ શિખરવાળું સૂર્યમંદિર છે, જે પુરાતત્ત્વવિદ્‌નું આકર્ષણ છે.

માધવપુરથી અગ્નિકોણે ચાર ગાઉ ઉપર સમુદ્રકિનારે શીલ ગામ આવે છે. અહીં રબારીનાં માતાજીનો મઢ છે, જે આદિ મઢ છે. સૌ પ્રથમ માતાજી મોર અને હંસ લઈને અહીં, સાંગાવાડાની દહેરીએ પધાર્યાં હતાં. મોરનાં પીંછ અને હંસને સ્થાને શંખને રબારીઓ પવિત્ર માને છે. મઢમાં શંખ અને મોરપીંછ આગળ અખંડ દીવો બળે છે. શીલે પછી ઓડદર, બળેજ, લોજ, ચોરવાડ અને સિડોકર એ પાંચ મોટા મઢે માતાજીનાં સ્થાપન થયાં. આસો સુદમાં માતાજીની આજ્ઞા થાય તે માટે મઢે રબારીઓનો મહાન ધાર્મિક મેળો—'પૂજ' ભરાય છે. શીલ ગામે રાજાશાહી જમાનાનો ગઢ છે. ગઢની દિવાલમાં બ્રહ્મા અને વિષ્ણુની સુંદર પ્રતિમાઓ ચણી દઈ સાચવી છે. પાદરની વાવમાં પણ વિષ્ણુની મૂર્તિ અને અન્ય શિલ્પો પડયાં છે. એ બતાવે છે સોલંકીયુગનું ભવ્ય મંદિર અવશ્ય આ સ્થાને કયાંક હશે, જેનો મુસ્લિમ શાસન હેઠે સંપૂર્ણ નાશ થયો હોય.

શીલથી બે ગાઉ પર માંગરોળ જતાં લોજ ગામ આવે છે. અહીં પણ માતાજીનો મઢ છે. સમુદ્રકિનારે જૂનો ટીંબો છે, જેને દેવળિયું નગર કહે છે. અહીં ક્ષત્રપ ઠીકરાં, સિક્કા વગેરે મળે છે. સહજાનંદ, સ્વામી બન્યા પૂર્વે, લોજ ગામે ઊતર્યા હતા. અહીં રામાનંદ સ્વામી સાથે મેળાપ થયો; અને અહીંથી સ્વામીનારાયણ સંપ્રદાયનો પ્રચાર શરૂ કર્યો. બ્રહ્મચારી મહારાજે જે વાવમાં સ્નાન કર્યું હતું તે મુક્તિવાવ, તેની બેઠક, પગલાં વગેરે અહીં છે.

લોજથી ત્રણ ગાઉ દૂર સમુદ્રકાંઠે માંગરોળ-મંગલપુરી છે. અહીં માંગરોળમાં મધ્યયુગનાં હિંદુ, મુસ્લિમ, જૈન, અસંખ્ય ધર્મસ્થાનો, અનેક વાવો છે; ઇતિહાસના અભ્યાસીઓ માટે સરસ સામગ્રી છે. સૂર્ય, શક્તિ, શિવ, વિષ્ણુ, જૈન, મુસ્લિમ પૂજાસ્થાનોનો હ્રાસ અને વિકાસ થયેલો અહીં જોઈ શકાય છે. જૂનાગઢ, વામનસ્થલી, પ્રભાસ, ઉના, દેલવાડા જેમ માંગરોળમાં પણ અનેક હિંદુ મંદિરો તોડી, તેના ભંગારમાંથી ઊભી કરેલી મસ્જિદો નજરે પડે છે. મકાનના પાયા ખોદતાં નીકળી પડતા શિલ્પખંડો કે મૂર્તિઓના ટુકડા ઘણું કહી જાય છે. હમણાં જ શારદાગ્રામ પાસે શેરિયાજ ગામે વર્ષો જૂની મૂર્તિઓ મળી આવી છે—ગણેશ માતૃકાઓની છે. શેરિયાજની વાવમાં અને ઉપર, વર્ષો જૂની મૂર્તિઓ છે. રાંદલ-સૂર્યની દેહરી અને કુંડ પણ જોવા જેવાં છે. નોળિ નદી ઉપર કામનાથની જગ્યા આકર્ષક સ્થળ છે. માંગરોળમાં જામી મસ્જિદ, રાવળી મસ્જિદ, મખદુમ જાનિયા, દરબારગઢ, જૈન દહેરાસર, પરબત મેતાનું વૈષ્ણવમંદિર, માત્રી, અપસરા અને સરવણી જેવી

વાવો, હિંગળાજ અને મંગળાજ માતાનાં સ્થાનો, ઐતિહાસિક સ્થળો પૈકી મુખ્ય છે. સૂર્ય-સૂર્યાણીની મૂર્તિઓ કુંડ-વાપીઓ આ ભાગમાં અનેક છે.

માંગરોળથી ચોરવાડ, અને ત્યાંથી સોમનાથ પાટણ, આ જ માર્ગે જવાય છે. માંગરોળથી અઢાર કોસ પર સોમનાથ છે. પોરબંદરથી સોમનાથ તરફ જતો, માધવપુર સુધી સરઠ, અને માધવપુરથી પ્રભાસ સુધીનો પ્રદેશ લીલી નાઘેર ધર્મનાં સ્થાનોથી ભરેલો છે. સરઠ અને નાઘેર પ્રભાસક્ષેત્રમાં જ છે.

સમુદ્રકિનારે ઓખાબેટથી નવ ગાઉ પર દ્વારકા છે. દ્વારકાથી નવ ગાઉ દૂર કુરંગા, કુરંગાથી નવ ગાઉ મિયાણી, મિયાણીથી નવ ગાઉ પોરબંદર, પોરબંદરથી નવ ગાઉ પર નવીબંદર, નવીબંદરથી નવ ગાઉ માધવપુર, માધવપુરથી નવ ગાઉ પર ચોરવાડ અને ચોરવાડથી નવ ગાઉ પર પ્રભાસપાટણ છે. આ પ્રમાણે દ્વારકેશથી સોમનાથ સુધી વાયવ્યેથી અગ્નિએ જતી સાગરકંઠી પર નવદસ કોસના અંતરે ઘણાં દ્વારક (બારાંઓ) અને અનેક ધર્મસ્થાનો સૈકાઓથી સ્થિત છે. આ ભાગને પુરાણોમાં ધર્મારણ્ય કહે છે તે યથાર્થ લાગે છે.

યાત્રિને વચ્ચે વચ્ચે વિવિધતામાં પણ સંસ્કારની એકતા, સર્વ કોમોમાં એકરાગતા જોતાં આનંદ આવે છે. ખરેખર આ ભૂમિ દેવભૂમિ છે. લગભગ દરેક સ્થળે ધર્મકર્મ અર્થે ખપી ગયેલાં શૂર-સતીનાં સ્મારકો ઊભાં છે; જે બતાવે છે કે આ શૌર્યટપકતી શૂરભૂમિ છે. કૃષિ, ગોપાલન, વ્યાપાર અને અન્ય વ્યવસાયે સામાજિક કાર્યો બજાવતા વર્ગોના સગડ પણ અહીં પડ્યા છે, જે સિદ્ધ કરે છે; સૌની આ કર્મભૂમિ રહી છે.

કાળક્રમે પરિવર્તન પામતા સમાજમાં કોળી, રબારી, મહેર, ખારવા, સાધુ-મહાજનની કોમો અહીં છે. વ્યાપારઉદ્યોગથી ધમધમતું પોરબંદર છે. સમાજશાસ્ત્રી તેમ જ અર્થશાસ્ત્રીને પણ અવલોકન અને અભ્યાસ અર્થે આ પંથક નોતરે છે.

ઇતિહાસના આરંભકાળથી આજપર્યંત આ પ્રદેશની અગત્યતા મહાગુજરાત અને ભારતભરમાં સ્વીકાર્ય રહી છે.

ભગવાન શ્રીકૃષ્ણ, ભક્ત સુદામા, મૈત્રકો, જેઠવાઓ, મહેર, રબારીઓમાં થયેલ ભક્ત, દાતા, શૂરો, શ્રી મહાપ્રભુજી, રામાનુજસ્વામી, સહજાનંદ સ્વામી અને મહાત્મા ગાંધીજીનાં પનોતાં પગલાં પડેલી આ ભૂમિ ત્રણે કાળમાં વંદનીય છે.

## A SUPER AND DEEPER REMEDY

It is because of the enormity of man's physical mind and his selfishness that crisis threatens the world today. From this state of affairs political or economic measures may offer but palliatives; the surer and deeper remedy lies in such inspirations, if there be any, that man may have over and above his animal urge for survival and the affirmation of his ego. Literature and the arts derive from that level of higher inspiration. These purify the mind and soul of man; the gift of rhythm, music and harmony to life, both individually and collectively is theirs.

*(From: The Vishvabharati Quarterly)* —**Nandalal Bose**

## ☆ ☆ ☆ રાણા શ્રી સુરતાનજીના બે કાવ્યગ્રંથો

**લેખક : શ્રી રતિલાલ છાયા, ઉપાધ્યક્ષ, પુરાતત્ત્વ સંશોધન મંડળ, પોરબંદર**

પોરબંદર શહેરને 'સંસ્થાન પોરબંદર'ની રાજધાની તરીકે પ્રથમ વિકસાવનાર અને કાવ્યમય સુરતાન બાગથી સમૃદ્ધ કરનાર રાજવી કવિ રાણા સુરતાનજી પહેલા હતા. તેઓ વ્રજ ભાષામાં કાવ્યરચનાઓ કરતા, અને તેમણે એ જમાનામાં આ કવિતામય બાગની રચના કરી. તેમાં તેમની કવિ તરીકેની સર્જકશક્તિ તેમ જ સૌંદર્યદૃષ્ટિ કાર્ય કરી રહી હતી, એમ સૌ કોઈને લાગ્યા વગર રહે નહીં. એમણે વ્રજ ભાષામાં બે કાવ્યગ્રંથો લખ્યા હતા અને તેમની સુલિખિત હસ્તપ્રતો રચનાકાળ તેમ જ તેના લહિયાનાં નામઠામ અને ઠેકાણા સહિત આપણા સુપ્રસિદ્ધ ભારતીય ચિત્રકાર મુ. ભાઈશ્રી જગન્નાથ મુરલીધર અહીવાસીના સૌજન્યથી પ્રાપ્ત થયેલી છે; જે આ સાથે વિસ્તૃત નોંધને અંતે છાપેલી છે.

આ બે કાવ્યગ્રંથોનાં નામો 'કાવ્યપ્રકાશ' અને 'અલંકારમાલા' છે અને તે વ્રજ ભાષામાં લખાયેલા છે; કારણ કે વ્રજ ભાષા દેશી રાજ્યોના રાજકવિઓની અભિવ્યક્તિના માધ્યમ તરીકે વરસો સુધી વપરાતી આવી છે. વળી તેની પ્રાસાનુપ્રાસ, ઝડઝમક અને શબ્દસૌંદર્યની શક્તિને લઈને, તેમ જ તેની ચિત્ર ઉત્પન્ન કરવાની અદ્‌ભુત શક્તિને લઈને પણ તે અભિવ્યક્તિનું સાહિત્યિક વાહન બનેલી છે; અને સભારંજનના એક સાંસ્કૃતિક ભાષાસાધન તરીકે પણ રાજદરબારોમાં તેનો વિનિયોગ થયેલો છે. વિશેષમાં વૈષ્ણવમંદિરોના કીર્તનસાહિત્યમાં તેનો વિશેષ વ્યાપાર ભાવાભિવ્યક્તિ અર્થે પણ થયેલો જોવામાં આવે છે; જેથી પુષ્ટિમાર્ગ જ્યાં જ્યાં ગયો, ત્યાં ત્યાં દેવદરબારની ભાષા તરીકે તેમ જ વ્રજભૂમિની એક સુમધુર પ્રસાદી તરીકે, તે સાંપ્રદાયિક કવિઓ દ્વારા તથા દેવમંદિરની વ્યવહારભાષા તરીકે વિકસતી અને પોષાતી રહી છે. એ જ ભાષાએ કીર્તન-સંગીતની અનેક ચીજો ભારતીય સંગીત-કલાને પૂરી પાડેલી છે; અને કૃષ્ણજીવન અને કૃષ્ણભક્તિની મધુર લહેરો એણે આપણા સાંસ્કારિક જીવનમાં અનન્ય છટા તેમ જ શબ્દમાધુર્ય દ્વારા રેલાવી, રસસિદ્ધિ પ્રાપ્ત કરેલી છે. હિંદીના અષ્ટછાપ પુષ્ટીમાર્ગીય કવિઓએ એને સંસ્કારી છે, તો સૂરદાસજી જેવા અનુભૂતિપૂર્ણ કવિભકતે એને માધુર્ય, ઓજસ અને પ્રસાદની અમર ભેટ આપેલ છે. ગુજરાતી ભાષાના મધ્યકાલીન વૈષ્ણવ–કવિ દયારામે પણ કૃષ્ણભક્તિનાં મનોરમ પદો ગુજરાતી ભાષાને તો આપ્યાં જ છે; અને એ પદોએ એમને આપણા સાહિત્યમાં અમર પદ આપ્યું છે; છતાં તેઓ પણ વ્રજ ભાષાની મોહિનીથી અલિપ્ત રહી શકયા ન હતા; અને તેથી જ તેમણે સૂરદાસ આદિ કવિઓને ચીલે ચાલી વ્રજ ભાષામાં પદો લખેલાં છે. આમ વ્રજ ભાષા કૃષ્ણની જન્મભૂમિની સ્મૃતિરૂપે, રાજ દરબારોમાં રાજપ્રશસ્તિના માધ્યમ રૂપે, તેમ જ દેવદરબારોમાં કૃષ્ણભક્તિની અભિવ્યક્તિના રસપૂર્ણ આધારરૂપે વપરાઈને સર્વ રસોનું અધિષ્ઠાન બનેલી છે; અને તેમ કરીને તે સમયના વિદ્વાનો અને કવિઓનાં માન અને પ્રેમ સંપાદન કરેલાં છે.

શ્રી અહિવાસીના વડવાઓ, વૈષ્ણવ સંપ્રદાયનો ઉત્તરમાંથી ગુજરાત–સૌરાષ્ટ્રમાં પ્રસાર થતાં, સૌરાષ્ટ્રમાં આવેલા અને વૈષ્ણવમંદિરોમાં સેવા આપતા. તેમના પિતા મુરલીધર અહિવાસી 'મુરલીધરજી'ના વહાલસોયા નામથી ઓળખાતા હતા અને પોરબંદરની શ્રી ગોપીનાથજીની હવેલીના કીર્તનકાર તરીકે કામ કરતા હતા. પરમ વૈષ્ણવ તરીકેની એમની આકર્ષક વેશભૂષા, સંગીતસહજ ભાષામાધુર્ય અને શ્વેતકેશ અને ફરફરતાં થોભિયાંથી એમની મુખમુદ્રા એક વિશિષ્ટ દર્શનીય વ્યક્તિત્વ ખડું કરતાં હતાં. શ્રી ગોપીનાથજીની હવેલીની પ્રથમ પરસાળમાં પથ્થરના કોતરેલા પ્રચંડ હાથીઓ પાસે બેસીને તેઓ તંબૂર મિલાવતા અને ભ્રમરના ગુંજારવ જેવા ષડજના સૂરો આસપાસના વાતાવરણમાં રેલાવતા ત્યારે સાતઆઠ વર્ષનો મારો જીવ પ્રસન્નતાથી પુલકિત થઈ જતો અને એ આકસ્મિક સૂરવર્ષામાં અભિષિક્ત થઈને, બીજી પરસાળમાંથી ઊડતા ફુવારાઓ અને અબીલગુલાલનાં વાદળોના ગોટેગોટા જોવામાં તલ્લીન થઈ જતો. થોડી જ વારમાં

મંદિરના ગર્ભગૃહને ઢાંકી દેતો 'ટેરો' ઊઘડતો અને સુંદર પિછવાઈની પૃષ્ઠભૂમિ કરીને ઊભેલી રાધાકૃષ્ણની મૂર્તિનાં દર્શન થતાં. તેના આસન આસપાસ કરેલી શૃંગારશોભા, અને આસપાસ ગોઠવેલાં પિત્તળનાં શોભન શિલ્પોથી હૃદય પરિતૃપ્તિને પામતું. પૂજ્ય મુરલીધરજીએ આ ગ્રંથો તેમના પ્રિય પુત્રને વારસામાં આપ્યા અને વ્રજ ભાષાના શોખીન જગન્નાથે એને જતનપૂર્વક જાળવી રાખ્યા. આ ગ્રંથો માત્ર એક રાજવીના સર્જનનું નહીં જ, પરંતુ ભારતના એક સુપ્રસિદ્ધ ચિત્રશિલ્પી શ્રી જગન્નાથ અહિવાસીની રસદૃષ્ટિનું પણ સ્મરણ છે. વિશેષમાં જે સુરતાન બાગની સન્નિધિમાંથી તેમણે સૌંદર્યદૃષ્ટિની દીક્ષા લીધી, તેનું તે ઐતિહાસિક સ્મરણચિહ્ન પણ છે.

'સુરતાનબાગ' આજે એના પુરાતન સ્વરૂપે અસ્તિત્વમાં નથી રહ્યો. અર્વાચીન યુગમાં પેટ્રોલપંપે તેનું સ્થાન લઈ લીધું છે અને એક સિનેમાગૃહે તેની વિશાળ જમીન ઉપર કબજો જમાવી દીધો છે! રાણા સુરતાનજીની રસદૃષ્ટિ અને સૌંદર્યવૃત્તિનું રહ્યુંસહ્યું એકમાત્ર સંભારણું "રાણા સરતાનજીના ચોરા"ના નામથી જાણીતી થયેલી, સન્નિધિબદ્ધ, એક માત્ર ઇમારત આજે ત્યાં ઊભી છે. પોરબંદરની ભાવસિંહજી હાઈસ્કૂલના કનકોત્સવ પ્રસંગે શાળાના ભૂતપૂર્વ વિદ્યાર્થી તરીકે અહિવાસીજીને મેં કનકોત્સવ સમિતિના મંત્રી તરીકે નિમંત્રણ આપ્યું, ત્યારે સમિતિની વિનતિને માન આપી આ સુવિખ્યાત કલાકાર છેક મુંબઈથી, જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સના એમના 'ભારતીય કલાશિક્ષણ'ના વર્ગો છોડીને અહીં પધાર્યા, ત્યારે આ સ્થાપત્યની થતી ઉપેક્ષાની મેં વાત કરી. આ ઉત્સવપ્રસંગે તે વખતના સૌરાષ્ટ્ર રાજ્યના શિક્ષણ અને પુરાતત્ત્વ ખાતાના પ્રધાન શ્રી જાદવજીભાઈ મોદી પણ અતિથિવિશેષ તરીકે પધારેલા હતા. તેમને પ્રસંગ દરમિયાન આ સ્થાનની અહિવાસીજીએ વાત કહી; અને તે સવારનો કાર્યક્રમ પૂરો થતાં, બંને જણા 'રાણા સરતાનજીના ચોરા' તરફ મોટરમાં હંકારી ગયા. પોતાના બાલપણના પ્રેરણાસ્થાનની ઉપેક્ષા અને દુર્દશા જોઈને, શ્રી અહિવાસીજીની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. એ જોઈને એ દિલસોઝ શિક્ષણમંત્રીએ તે જ વખતે તેને 'રક્ષિત રાજ્ય ઇમારત' તરીકે જાળવી રાખવાનો હુકમ કર્યો. ત્યારથી આજ દિવસ સુધી—છેક ઈ. સ. ૧૯૫૫થી એ 'રક્ષિત ઐતિહાસિક અને સાંસ્કૃતિક ઇમારત' તરીકે સચવાઈ રહી છે. ફત્તેહપુર સિક્રીની, પંચમહાલની નાની પણ સુપ્રમાણ આકૃતિ હોય એવી આ ચેતોહર સ્થાપત્યરચનાના સ્તંભો પર ફરતી વાદ્યો સાથેની સ્ત્રીપુરુષોની રમણીય શિલ્પાકૃતિઓ છે; અને તેની આસપાસની કમાનોનું ભાસ્કર્ય સંપૂર્ણ, સુખચિત શોભનશીલ વસ્તુ-રચનાની પ્રતીતિ કરાવે છે. એ ઉપરાંત, ભૂતકાળમાં આ બગીચામાં વિશાળ જયપુરી શૈલીનો હોજ હતો અને તેના મધ્યભાગમાં એક આકર્ષક છત્રી પણ હતી. આ હોજ પોતે જ શ્રી જગન્નાથભાઈના 'વાસન્તી' કરીને એક બહુ જ મુલાયમ ચિત્રની પશ્ચાદભૂ બની ગયેલ છે. રાણા સરતાનજીના ચોરાના અંદરના ભાગમાં સરસ હિંડોળો ઝૂલતો અને તેની આસપાસ જળ ભરવાની પણ વ્યવસ્થા હતી. છતમાં આકર્ષક જડાઉકામ હતું અને આખાયે બાગમાં સ્થળે સ્થળે આરામ માટે છત્રીઓની છૂટી છૂટી રચના કરેલી હતી. આવા કાવ્યમય વાતાવરણ વચ્ચે રાણા સુરતાનજી પોતાનો નિવૃત્તિનો કાલ નિર્ગમન કરતા અને આ સુંદર સ્થાપત્યરચનાની અંદર હિંડોળે ઝૂલતા ઝૂલતા કવિતાઓ રચતા. સ્વભાવિક રીતે, કાવ્યકારો કાવ્યશાસ્ત્રજ્ઞ પણ હોવા જ જોઈએ અને તેથી આ સર્જકની અનિવાર્ય સંવેદનામાંથી આ બે કૃતિઓ—'કાવ્યપ્રકાશ' અને 'અલંકારમાલા' ઉત્પન્ન થયેલી છે, એમ આપણે કહી શકીએ.

આ બંને કૃતિઓ પોરબંદરના પ્રથમ સાંસ્કૃતિક ઉદ્‌ગારનાં સીમાચિહ્ન બની રહે છે. આ વિશાળ બગીચામાં આવેલાં ઘટાદાર અને ઊંચા વૃક્ષો ઉપર વિરામ અર્થે સ્થળનાં અને જળનાં—ઉભય પ્રકારનાં—પંખીઓ યાયાવૃત્ત દરમિયાન વિરામ લેતાં; અને ઋતુએ ઋતુનાં પંખીઓની ઉડ્ડયનલીલા રચાતી. પોરબંદર પહેલાં જેઠવા વંશની રાજધાની છાયા; એ પહેલાં રાણપુર અને એથીયે પહેલાં ઘુમલી. ઢાંક અને મોરબી પાસેના શ્રીનગરને પણ જેઠવા વંશના રાજ્યવિસ્તારમાં હોવાનું ઇતિહાસ અને કિંવદંતીઓ કહી જાય છે. ઘુમલીનાં પુરાતન ખંડેરો અને છાયાનો ગઢ હજીયે અડીખમ ઊભેલાં છે; અને તેઓ સતી સોન, હલામણ જેઠવો, શિયારાણા, મેહ અને ઊજળી, ભાણ જેઠવો અને રાજમાતા કલાંબાઈની ઇતિહાસગાથા કહી જાય છે.



△ રાણા સુરતાનજીના ગ્રીષ્મઘરનું એક મનોરમ દૃશ્ય : જ્યાં બેસીને તેઓ કાવ્યરચના કરતા .....



રાણા સુરતાનજીના ચોરા (ગ્રીષ્મઘર) ઉપરનાં પાષાણખચિત વાદ્યવૃન્દ મંડળનાં કમાન ઉપરનાં શિલ્પો.... △



△ રાણા સુરતાનજીના કાવ્યમય ઉદ્યાનનું જયપુરી શૈલીનું સ્નાનાગાર. . . . . . . . . .



रसपावससआगरवास वचनसोग
अराधानि चंचलकुलमनिपतिकूहे
उदेगकेलपहछांनि ८० देवराजपर
जाकहुं मुगदिजितावनआव पदवि
धविंगधुनिहोप्रगट बुंओरानागव
८१ [illegible] निदाम
तिअरुजोगपुनि जयजुविंगपरधांन
बोधपिछांनोंसुमतिअब कहेतरा
जसुलतांन ८२ मेषकुंजअरुमिथुन
तुय चंदचंद्रगुरुरास मिथुनकुंजवर
ननवीयो जाषाकाव्यप्रकास ८३

રાણા સુરતાનજીના 'કાવ્ય પ્રકાશ' નામના વ્રજભાષાના કાવ્ય ગ્રંથનું એક પૃષ્ઠ. . . . . . . . . . . △

રાણા સુરતાનજીના આ કાવ્ય-ગુટકા સાથે બીજી ત્રણ કાવ્યકૃતિઓ છે. પહેલી છે 'રાજનીતિ અને રાજનીતિ-ષડ્ઋતુ વર્ણન' નામની. તેનો પ્રથમ ભાગ એ વ્રજ ભાષામાં લખાયેલો છે અને તે ચારણ કવિ ગઢવી યશુરામજીનો રાજનીતિ ઉપરનો ગ્રંથ છે. તેની પૂરક કૃતિ સમો પછીનો ગ્રંથ રાજવીઓના પ્રત્યેક ઋતુના શૃંગારવિહારનું વર્ણન આપે છે. વળી તેમાં બીજા બે ગ્રંથો કવિ વૃન્દરાજના છે. તેમનાં નામો 'ભાવપંચાશિકા' અને 'વૃન્દ સતસઈ' છે. આ છેલ્લી કૃતિ સવિશેષ કાવ્યમય કૃતિ છે. કવિ યશુરામજીની કૃતિ 'રાજનીતિ' દોહા અને સવૈયામાં ૧૩૩ શ્લોકોમાં પથરાયેલી છે અને તેની આનુષંગિક ઋતુવર્ણનની કૃતિ માત્ર પંદર શ્લોકોમાં ઋતુવર્ણનને આવરી લે છે. આ કૃતિઓનો રચનાકાળ અંતે જણાવ્યા પ્રમાણે સંવત ૧૮૬૮, શાકે ૧૭૩૩, શ્રાવણ વદી નવમીનો છે; અને તે સુદામાપુરીમાં રચવામાં આવી છે એવો ઉલ્લેખ છે. કવિ વૃન્દરાજની કૃતિ 'દ્વંદ્વ સતસઈ' વ્રજ ભાષાના માત્રામેળ છંદોમાં ૬૯૨ શ્લોકોમાં પથરાયેલી મોટામાં મોટી કૃતિ છે અને તેની રચના વિક્રમ સંવત ૧૭૧૯ કાર્તિક સુદી સાતમને દિને ઢાંક શહેરમાં થઈ છે. એવો અંતે ઉલ્લેખ છે.

હવે, રાણા સુરતાનજીની બે રચનાઓ ઉપર આવીએ તો, 'કાવ્યપ્રકાશ' બંને કૃતિઓમાં શ્રેઠ કૃતિ છે, જ્યારે 'અલંકારમાલા' તો માત્ર અલંકારોની છટાપૂર્ણ પદ્યબદ્ધ નોંધ જેવી લાગે છે. બંને કૃતિઓ વ્રજ ભાષામાં જ રચાયેલી છે. દોહા, છપ્પય અને કવિત જેવા માત્રામેળ છંદોનો પ્રયોગ કરીને 'કાવ્યપ્રકાશ' પ્રથમ ગણનાં માપ સમજાવે છે અને તેનો પ્રારંભ પિંગળપ્રવેશથી થાય છે. એ પછી ક્રમશઃ ગણનાં વર્ણ, સ્વામી, વંશ, કુલ, ફ્લ, પિતા, માતા, વાર, હેતુ, યોગ, શસ્ત્ર ઇત્યાદિનું આલેખન કરી, પિંગળચર્ચા સમાપ્ત કરે છે. એમાં ગણનો રસયોગ, ગણનું વાહન, ગણનાં ગતિવાસ, ગણનો છંદ અને ગણના વેશનો પણ એ અગાઉ ઉમેરો કરે છે. પછી કવિ નવરસના કથનમાં ઊતરી જાય છે અને શૃંગારથી શરૂ કરીને રસનો ક્રમ ચર્ચે છે. ત્યાર બાદ રસભેદનો ઊડતો ઉલ્લેખ કરીને, રસનું મંદિર, રસનો વિરાગ, રસનું પ્રાકટ્ય, રસનો ભાવ, રસનો હેતુ, રસનો દીપ, ભયયુક્ત રસ, મોહયુક્ત રસ, રસનો બંધ, ઇત્યાદિની પદ્યકૃતિમાં છણાવટ કરે છે અને પછી ઓજસ, માધુર્ય અને પ્રસાદની વ્યાખ્યા આપી રસવાર્તા પૂરી કરે છે. પછી કાવ્યના પ્રકારનું વર્ણન કરતાં ઉત્તમ કાવ્ય, મધ્યમ કાવ્ય અને અધમ કાવ્ય એમ ત્રણ વિભાગો પાડે છે અને તેનાં ગુણલક્ષણો વર્ણવે છે. ધ્વનિકાવ્યને તે ઉત્તમ પ્રકારનું કાવ્ય કહે છે અને પછી ધ્વનિના પણ ક્રમશઃ ગુણ પ્રમાણે વિભાગો પાડે છે. ધ્વનિકાવ્યની વાત કરતાં કરતાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ વ્યંગાભિવ્યક્તિનો પણ નિર્દેશ કરે છે અને 'કાવ્યપ્રકાશ'ને સંપૂર્ણ કરતાં છેલ્લા ત્ર્યાશીમા શ્લોકમાં આ પ્રમાણે લખી કાવ્યની સમાપ્તિ કરે છે :

मेष कुंभ अरु मिथुन तुल, चन्द्र चन्द्र गुरु रास ।।
मिथुन कुंभ वरनन कीयो, भाषा काव्य-प्रकाश ।।

'કાવ્યપ્રકાશ'માં ચારેક સ્થળે 'કહત રાજ સુલતાન' એવો નામોલ્લેખ આવે છે; જેનું 'રાણા સુરતાનજી' નામાન્તર હશે. રાણા સુરતાનજીની બીજી કૃતિ 'અલંકારમાલા' કેવળ ૩૪ શ્લોકોમાં રચાયેલી છે અને તેમાં ઉપમા-રૂપક આદિ અલંકારોની પદ્યમય નામાવલિ જ છે. તેમાં શુદ્ધ કવિતા-વ્યાપાર બહુ જ જૂજ છે. આ કાવ્યને અંતે જે નામોલ્લેખ આવે છે તે બહુ જ સ્પષ્ટ છે. તે પ્રમાણે આ કૃતિની રચના પોરબંદરના રાણા સુરતાનજીએ વિક્રમ સંવત ૧૮૪૫માં વૈશાખી અમાવાસ્યાને રોજ કરી છે અને તેની નકલ સુદામાપુરી-(પોરબંદર)નિવાસી કાન્યકુબ્જ જ્ઞાતિના જોષી જયકૃષ્ણે કરેલી છે—તેમ કહી તેના લહિયાના નામનો પણ ઉલ્લેખ કરી દીધેલો છે.

ગુણકક્ષામાં અને વિસ્તારમાં અતિ સમૃદ્ધ કે બહુ મોટી ન કહેવાય એવી આ બે કૃતિઓ આપણને પોરબંદરની રસદૃષ્ટિનું પગેરું પૂરું પાડે છે. ધુમલીનાં ખંડેરો અને તેની રહીસહી સ્થાપત્ય અને શિલ્પકૃતિઓ-માંથી એ શરૂ થાય છે. સરતાનબાગ એની નવે સ્વરૂપે પ્રતીતિ આપે છે; અને આ કાવ્યગ્રંથો પછી આવનારા કવિઓની જાણે અગમવાણી ભાખી જાય છે. એમની પાછળ પાછળ વ્રજ ભાષાના સુપ્રસિદ્ધ કવિઓમાં નથુરામ

साथ ही, अर्थ-दण्ड, न्याय-शुल्क, उपहार, मांडलिक राजाओंसे कर, एवं वनों, चरागाहों, बेकार भूमि और खानोंके ठेकों आदिसे भी राज्य-कोषमें वृद्धि होती थी। व्यापारियों एवं शिल्पियोंसे 'शुल्क' लेनेकी प्रथा थी। परन्तु प्रत्येक दशामें राजकर हल्का था और उसको देनेमें करदाताको किंचित् मात्र भी कष्ट-का अनुभव नहीं होता था। व्यक्तिगत कर नहीं ही लगते थे। इन करोंके बदलेमें शासन करदाताओंके जीवन और सम्पत्तिकी रक्षा करनेके अतिरिक्त उनकी सुख-सुविधाओंके लिए राजपथों, नहरों, पुलों, तालाबों, कुओं, भवनों, सरायों, मंदिरों, पाठशालाओं, विहारों आदिका निर्माण करवाता था।

सत्ताके विकेन्द्रीकरणका विचार भारतका अपना विचार है, और वह सदासे ही इसे देशकी धरती पर फलता-फूलता आया है। इसीलिए, कालिदासके युगमें शासनकी सबसे छोटी इकाईके रूपमें 'ग्राम' का विद्यमान होना कोई आश्चर्यकी बात नहीं। ग्रामका मुख्य अधिकारी 'ग्रामिक' होता था, जो ग्रामके प्रमुख व्यक्तियोंसे संयोजित परिषद्की सहायतासे उसकी सुरक्षा तथा शान्ति-सम्बन्धी समूची व्यवस्था करता था। कृषि, उद्यान, सिंचाई, मन्दिर आदिके प्रबन्धके लिए उपसमितियाँ बनाये जानेकी भी व्यवस्था थी। ग्राम-शासनके लिए धनकी आवश्यकताकी पूर्ति कृषिके अतिरिक्त ग्रामीण बुनकरों, कुम्हारों, बढ़इयों, स्वर्णकारों आदि पर कर लगाकर की जाती थी।

तत्कालीन साहित्य, कला, संगीत आदि विषयक ग्रन्थों एवं ताम्रपत्रों और शिलालेखोंमें वर्णित नगरों-के वैभव, मनोरंजन, भोजन-पान, वस्त्राभूषण, पारिवारिक जीवन आदिके आधार पर यह सिद्ध हो जाता है कि कालिदास-युगीन भारतमें भौतिक जीवनका स्तर भी काफी ऊँचा था। 'मेघदूत' में उज्जयिनी एवं यक्षोंकी नगरीके वैभव और उल्लासमय वातावरणका चित्र; मन्दसोर अभिलेखमें दशपुरका सविस्तार वर्णन; 'विक्रमोर्वशीय' में भिन्न-भिन्न प्रकारके भोजन और पेयोंका उल्लेख; 'कुमारसम्भव' में वस्त्राभूषणोंकी चर्चा; 'रघुवंश' में स्वर्णके दर्पण और वसन्तोत्सवके अवसर पर स्वर्ण-पिचकारियोंके प्रयोगका सन्दर्भ; नारियोंमें चूड़ामणि, रत्नजाल, किरीट, कुंडल, मुक्तावलि, हारशेखर जैसे बहुमूल्य आभूषणोंका अत्यधिक प्रचलन — इन सबसे यह स्पष्ट हो जाता है कि उस कालका जीवन सब प्रकारसे सुखी, सम्पन्न एवं विलासके समस्त साधनोंसे परिपूर्ण था। दरिद्रता उस कालमें अज्ञात थी, यह तो हम नहीं कह सकते, परन्तु सर्व-साधारणका जीवन सुखपूर्ण एवं यंत्रणा-रहित था, इसमें कोई सन्देह नहीं। शासन-कालमें किसी भी प्रकारकी अव्यवस्था न होना, विद्रोह एवं वैर-भावका अभाव, और चोरियोंकी अनुपस्थिति इस कथनकी सत्यताको भली-भाँति प्रमाणित कर देते हैं।

प्रकट है कि कालिदास-कालीन भारतका अर्थतन्त्र प्रत्येक दृष्टिसे समर्थ एवं प्रगतिशील था। कृषि पूर्णतया विकसित थी। उद्योग-धन्धे उत्कर्षकी चरम सीमा पर पहुँच गये थे। वाणिज्य एवं व्यापारका पर्याप्त विस्तार हो गया था। नागरिक जीवन अत्यन्त सुखी था। संक्षेपमें, जिस जीवन-स्तरकी मृग-तृष्णामें आज हम इधर-उधर भटक रहे हैं, वह उस समय हमारे पूर्वजोंको सहज ही उपलब्ध था।



**દૂધવાળી**

શિલ્પ : ઉદયપુર

આલેખક

**જગન્નાથ અહિવાસી**

# લોકજીવન

बहुजन हिताय, बहुजन सुखाय ।

॥ चित्रं जंबुद्वीपं, मनोरमं जीवितं मनुष्याणाम् ॥

— भगवान बुद्ध

## ☆ ☆ ☆ સૌરાષ્ટ્રની સાગર-સંસ્કૃતિ

**લેખક : શ્રી કલ્યાણરાયભાઈ ન. જોષી**, પુરાતત્ત્વવિદ્, દ્વારકા

મનુષ્યના જીવનનો વિકાસ તે જ્યાં રહેતો હોય ત્યાંની પરિસ્થિતિ પ્રમાણે થાય છે. મનુષ્યસંઘના નિવાસનો રંગ તેની જીવન જીવવાની રીતભાતમાં દેખાઈ આવે છે. જેમ જેમ સંસ્કાર સઘન બને તેમ માણસ વધારે બળવાન, વધારે બુદ્ધિવાન અને વધારે સાધનસંપન્ન બને છે. આવા પ્રકારના જીવનવિકાસની ઢબને સંસ્કૃતિ કહેવાય છે. આફ્રિકાના ગાઢ જંગલમાં વસનારાની જીવન ગાળવાની રીતને જંગલની સંસ્કૃતિ કહેવાય. તેવી જ રીતે રણમાં—સહરાના રણમાં કે અરબસ્તાનના રણમાં રહેતા જનસંઘની સંસ્કૃતિને રણની સંસ્કૃતિ, નદીકાંઠે વસનારાની નદીસંસ્કૃતિ,, પર્વતોના પ્રદેશમાં રહેનારની પહાડી-સંસ્કૃતિ·અને સમુદ્રકાંઠે રહેનાર લોકોની સમુદ્રસંસ્કૃતિ કહેવાય છે. કાશ્મીર, નેપાલ, ગઢવાલ—જેવાં સ્થળે જીવન ગાળનાર લોકો પહાડી સંસ્કૃતિ રચે છે. ઇજિપ્તના નાઇલ નદીના કિનારા પર, તિગ્રિસ કે યુફ્રેટિસ નદી પરના કાંઠા પર, સિંધુ નદીના તટ પર, કે ગંગાયમુનાના પ્રદેશમાં રહેનારાઓએ નદીસંસ્કૃતિ ઉપજાવી છે; અને સહરાના રણમાં, ગોબીના રણમાં વસનારાએ રણસંસ્કૃતિ ઉપજાવી છે. ભૂમધ્ય સમુદ્ર પર ઇટાલી, પૅસિફિક મહાસાગર પર જપાન અને હિંદીમહાસાગરના તટ પરના ભારતીય પ્રદેશ—અરબસ્તાન જેવા દેશોમાં સાગર સંસ્કૃતિનું દર્શન થાય છે.

સૌરાષ્ટ્ર જેવા લાંબા સમુદ્રકિનારાવાળા પ્રદેશમાં માણસોએ સાગરસંસ્કૃતિ વિકસાવી છે. સૌરાષ્ટ્રની સાગર સંસ્કૃતિનો પ્રભાવ સૌરાષ્ટ્ર દેશમાં વસતી પ્રજામાં આપણે જોઈ શકીએ છીએ.

સૌરાષ્ટ્રને વીંટી વળેલો મહાસાગર કાળજૂનો[૩] છે. પૌરાણિક કથા તો શ્રીકૃષ્ણના સમયના દ્વારકા, પિંડતારકક્ષેત્ર, પ્રભાસક્ષેત્ર વગેરે સ્થળોની સાચી-ખોટી-કાલ્પનિક માહિતીના ઢગલા આપણી પાસે મૂકે છે. એ માહિતીના ઢગલામાંથી સૌરાષ્ટ્રની સાગરસંસ્કૃતિના આછાપાતળા ખ્યાલ આપણે જરૂર ઉપજાવી શકીએ છીએ. શ્રીકૃષ્ણના સમયમાં સમુદ્રતટ પર વસનારા યાદવોના જીવન આહ્લાદથી ભરપૂર હતાં. નાટકચેટક, દ્યુતના ખેલ, યુદ્ધની વ્યૂહરચના, પ્રેમમાં મત્ત થઈ કન્યાઓનાં હરણ કરી જવાની બહાદુરી, એકથી વધારે પત્નીવાળું કૌટુંબિક જીવન, વહાણો હાંકવાની કળા, યવનો સાથેનો સંપર્ક, ગાય, ઘોડા, હાથી વગેરે પશુને જીવનના કાર્યમાં જોડી દેવાની રીત—વગેરે અનેક કળાથી રચાયેલી યાદવલોકોની જીવનસંસ્કૃતિ સૌરાષ્ટ્રના સમુદ્રતટના પ્રદેશમાં વિકસી હતી, એવો ખ્યાલ પુરાણની કથા પરથી સહજ રીતે ઊપસી આવે છે.

ઇતિહાસ કહે છે કે ઈ.સ.ના બીજા સૈકાથી તો ગ્રીસ, ઍસિરિયા, અરબસ્તાન અને ઇજિપ્તનાં વહાણો સૌરાષ્ટ્રના સાગરમાં મોટી સફરો ખેડતાં હતાં (ટૉલેમી).

પેરિપ્લસ વગેરે પરદેશી પ્રવાસીઓની પ્રવાસપોથી સૌરાષ્ટ્રના·કેટલાંક બંદરી નગરોનાં નામોની જ્યાં·ત્યાં ઝાંખી આપે છે. ઓખા બંદરના બેટ શંખોદ્ધારના બાલાપુર બંદરનો એ પોથીમાં Nau-Sthamas નૌકાસ્થાન તરીકે ઉલ્લેખ થયો છે. દ્વારકાનો ઉલ્લેખ બારકે નામથી થયો છે. પોરબંદર પાસેના બંદરનો ઉલ્લેખ બારડેક્સ તરીકે થયો છે; અને ગુજરાતના નામીચા વેપારીબંદર ભરૂચનું નામ બરગોઝા તરીકે એ પ્રવાસીઓએ પોતાની પોથીમાં બતાવ્યું છે.

એ કાળના પરદેશી પ્રવાસીઓ સૌરાષ્ટ્રનાં દરિયાઈ મથકો પર પોતાનાં વહાણો વેપાર માટે લાવતા હતા એટલું જ નહિ, પણ કેટલાંક વહાણો વાટે તો પરદેશી માનવસંઘ સૌરાષ્ટ્રમાં વાસ વસાવવાળા આવતા હતા. આ રીતે સૌરાષ્ટ્રની સાગરસંસ્કૃતિનું સ્વરૂપ ગ્રીસ, આસીરિયા, અરબસ્તાનની સંસ્કૃતિની છાયાવાળું બનવા પામ્યું છે; તે ઇતિહાસના પંડિતો સારી પેઠે જાણે છે. આજે પણ એ દૃષ્ટિથી સૌરાષ્ટ્રની સાગર-સંસ્કૃતિના

અભ્યાસીઓને કાઠિયાવાડના કાંઠા પરના નિવાસસ્થાનોમાં અભ્યાસ માટે વિપુલ સામગ્રી મળે છે. સૌરાષ્ટ્રના સમુદ્ર-કાંઠાની રેખા એક છેડે અસલી બંદર ઝીંઝુવાડાના ખંડેરથી શરૂ થાય છે. ત્યાંથી એ રેખા પર પાટડી, ખારાઘોડા, વવાણિયા, નવલખી, જોડિયા, બેડી, બેડ, સીકા, સલાયા, આશોટા, પીંડારા, ગુરગઢ, પોશીત્રા, બેટ, ઓખા, દ્વારકા, ગાંધવી (લાંબા), પોરબંદર, માધવપુર, નવીબંદર, માંગરોલ, ચોરવાડ, વેરાવલ, પ્રભાસ, કોડીનાર, દીવ, જાફરાબાદ, રાજુલા, મહુવા, ચાંચ, વિકટર, ભાવનગર, ઘોઘા અને પીરમબેટ સુધી સૌરાષ્ટ્રના બીજે છેડે પહોંચે છે.

સૌરાષ્ટ્રની સાગરસંસ્કૃતિનું રૂપ વિકસાવવામાં આ સ્થળોએ મોટો ફાળો આપ્યો છે. એ તો જાણીતી વાત છે કે, જેમ બારીબારણા વગરના બંધિયા ઘરમાં ગૂંગળાતા માણસો બારીઓ અને બારણાં વાટે મનની મોકળાશ મેળવે છે, તેમ સરલ અને સલામત વ્યવહાર વગરના ખુશ્કીમાર્ગે પ્રવાસ કરતા અસલી સૌરાષ્ટ્રજનો સાગરકાંઠાનો આશ્રય લેતા-એ ઐતિહાસિક હકીકત છે. પોરબંદરથી ઝાંઝીબાર જવું જેટલું સરલ અને સલામત હતું, તેટલું સરલ અને સલામત પોરબંદરથી કાશીની યાત્રાનું પ્રયાણ નહોતું. આવા સંજોગોમાં સૌરાષ્ટ્રની સાગર-કાંઠાની વસતિમાં બંદરો મારફત માલસામાનની આપલે પરદેશીઓ સાથે થતી એટલું જ નહિ, પરંતુ બીજા દેશોનાં રીતરિવાજ, પહેરવેશ, ભાષા, ધર્મ જેવાં સૂક્ષ્મ માલસામાનની પણ આપલે થતી હતી. આવા સંસ્કાર-વિનિમયથી સૌરાષ્ટ્રની પ્રજામાં અનેક જાતનું કૌશલ્ય વિકસી શક્યું હતું એમ કહીએ તો ખોટું નથી; સૌરાષ્ટ્રની અર્વાચીન સંસ્કૃતિના સ્વરૂપના કેટલાક પાયા સૌરાષ્ટ્રના દરિયાકાંઠા પરનાં સ્થાનોમાં નંખાયા હતા.

**શંકરની લિંગપૂજાનો ઇતિહાસ :** દરિયાકાંઠા પરના અસલી સ્થળોનાં અવલોકન પરથી મને સાંપડેલી અનેક નવાઈઓમાંની એક વાત એ છે કે, જ્યાં જ્યાં સાગરનો ફાંટો ધરતીમાં લંબાઈને આગળ ગયેલો મેં જોયો, ત્યાં ત્યાં અસલી વહાણોનું પ્રવેશદ્વાર મને દેખાયું. તે દ્વાર પર અસલી પ્રવાસીઓએ પોતાની પ્રવૃત્તિની અનેક છાપ મૂકી હશે. તેમાંની ઘણી તો ભૂંસાઈ ગઈ હોય; પણ એક વસ્તુ મને સાંપડી તે એ છે કે, પ્રવેશદ્વાર પર જ્યાં કોઈ પથ્થરનો ખડક કે મોટી શિલા હોય છે, તે શિલા પર જળાધારીવાળું કે જળાધારી વિનાનું શિવલિંગ કોતરાયેલું નજરે પડે છે. સૌરાષ્ટ્રના દરિયાકાંઠા પરનું જૂનું બંદર ભાગ્યે જ એવું હશે કે જ્યાં વહાણના પ્રવેશદ્વાર પર શિવલિંગ કોતરાયેલું ન હોય. તે વખતે કોતરાયેલાં શિવલિંગ ઉપર કોઈ દહેરી ચણવામાં આવતી નહોતી. સૌરાષ્ટ્રની સાગરસંસ્કૃતિનું એ અસલી એંધાણ છે. [સિંધમાં સાંપડેલા પ્રાચીન ઐતિહાસિક અવશેષોવાળા સ્થળ મુંએ-જો-ડેરોમાં પણ શિવનાં લિંગ મળી આવ્યાં છે]. ભારતમાં શિવભક્તોએ બાર જ્યોતિર્લિંગ માન્યાં છે. તે બાર સ્થળોની ગણતરી કરાવતા શ્લોકનું પહેલું પદ છે—સૌરાષ્ટ્રે સોમનાથશ્ચ. નાગાર્જુન, નિત્યનાથ, મત્સ્યેન્દ્રનાથ, ગોરખનાથ, આદિ મહાસંતોના અખાડાએ સૌરાષ્ટ્રની વસ્તીને સૃષ્ટિના સર્જન સંબંધી શરૂઆતના બોધપાઠ ભણાવ્યા હતા. કહેવાની મતલબ એ છે કે શિવશક્તિની પૂજાનું મૂળ—અસલી સ્ફુલિંગ—સૌરાષ્ટ્રને કાંઠે જ જાગ્રત થયું હતું. એ ઐતિહાસિક બીનાના સંભારણાં તરીકે—સૌરાષ્ટ્રના કાંઠા પરનાં સ્થળોએ, નાગનાથ, પદ્મનાથ, કામનાથ, ભીમનાથ, સોમનાથ, સિદ્ધનાથ, કેદારનાથ, ભવનાથ, ભૂતનાથ, ગોપનાથ વગેરે નામના દેવો પૂજાય છે; અને કેટલાક સ્થળે તો વાર્ષિક મેળા પણ ભરાય છે. એ મેળા તે અસલી સૌરાષ્ટ્રની સાગરસંસ્કૃતિનું એક પાસું સમજવું. સંસ્કૃતિની આ છાપ સૌરાષ્ટ્રમાં આરબ લોકોએ વલ્લભીપુરનો નાશ કર્યો ત્યાં સુધી ભૂંસાઈ નહોતી એમ અનુમાન કરી શકાય છે.

**સૌરાષ્ટ્રને કાંઠે સૂર્યપૂજા :** પુરાણની કથા એવી છે કે શ્રીકૃષ્ણના પુત્ર સામ્બને કોઢનો રોગ મટાડવા ગ્રીસ દેશમાં સૂર્યની ઉપાસના માટે જવું પડ્યું હતું. ગ્રીસ દેશમાંથી સૂર્યની પૂજા સૌરાષ્ટ્રમાં શ્રીકૃષ્ણના પુત્ર સામ્બ લાવ્યા અને સૂર્યના પૂજારી મગ નામના બ્રાહ્મણને દ્વારકામાં-સૌરાષ્ટ્રમાં એ રીતે આવવાનું થયું. આજે દ્વારકાના પ્રદેશમાં, કચ્છના પ્રદેશમાં અને માંગરોલ પાસેના સમુદ્રકાંઠાના પ્રદેશમાં વસતા અબોટી બ્રાહ્મણ

(અસલી મગના વંશજો) વસે છે. તે પોતાને શાકદ્વીપીય બ્રાહ્મણ તરીકે ઓળખાવે છે; અને પોતાનું અસલી ધામ શાકદ્વીપમાં હતું એમ માને છે.

આ કથાને ટેકો આપે એવી રીતે સૌરાષ્ટ્રના સમુદ્રતટ પરના કેટલાક પ્રદેશમાં—વલ્લભીવંશના શિલાદિત્ય રાજાઓના સમયના સૂર્યનાં મંદિરોનાં ખંડેર જ્યાં ત્યાં જોવામાં આવે છે. કચ્છ, દ્વારકા, પોરબંદર અને પ્રભાસના પ્રદેશમાં એકથી વધારે સૂર્યમંદિરો પુરાતત્ત્વના અભ્યાસીઓ માટે નક્કર સામગ્રી રજૂ કરે છે. સૂર્યની મૂર્તિ—બે હાથમાં કમળવાળી માથા પર કિરિટ-મુકુટવાળી, જોડાથી કે મોજાથી ઢંકાયેલા આંગળાવાળા પગ-વાળી હોય છે. કોઈ મંદિર પાસે સાત અશ્વવાળા રથ ઉપર મૂર્તિને સ્થાપિત કરેલી હોય છે. સૂર્યના મંદિર પાસે ઘણેભાગે નાનુંમોટું જળાશય પણ હોય છે.

સૂર્યને વેદમાં ત્રણ પગલાંથી જગતને આવરી લેતા દેવ તરીકે ઓળખાવ્યા છે. બલિરાજાના દરબારમાં જઈ વામનરૂપે વિષ્ણુએ સાડાત્રણ પગલાંના માપ જેટલી ધરતીની માગણી કરી હતી, તે કથા જાણીતી છે. એ ત્રણ પગલાંના ત્રણ વિક્રમ વિષ્ણુએ કરી બતાવ્યા તેથી વિષ્ણુને-સૂર્યને-ત્રિવિક્રમ કહેવામાં આવે છે. આ રીતે સૌરાષ્ટ્રના દરિયાકાંઠા પરનાં સ્થળોમાં સૂર્યની પૂજામાંથી ત્રિવિક્રમની પૂજા ઉદ્‌ભવી, અને જ્યાં ત્યાં ત્રિકમરાય તરીકે વિષ્ણુનાં મંદિરો સ્થપાયાં. એ સૌરાષ્ટ્રના સાગરકાંઠાની સંસ્કૃતિના ઇતિહાસની એક કડી છે એમ ચોક્કસ કહી શકાય.

સૌરાષ્ટ્રપ્રદેશને લગતી સ્કન્દપુરાણમાં આવેલા પ્રભાસખંડ નામના ભાગમાં દ્વારકા—માહાત્મ્ય નામનો ભાગ છે. તે ભાગમાં એવી કથા છે કે આનર્તદેશમાં કુશસ્થલિ નામના પ્રદેશમાં કુશ નામનો દાનવ ગોમતીતટ ઉપર પોતાની સત્તા પ્રવર્તાવી રહ્યો હતો. ગોમતી પર સ્નાન કરવા દુર્વાસા ઋષિ આવી ચડયા. તે ઋષિને કુશદૈત્યના અનુચરોએ આકુલવ્યાકુલ બનાવી પરેશાન કરી મૂકયા. દુર્વાસાએ વામનજી પાસે પાતાળમાં જઈ દાદ માગી. તેને પરિણામે પાતાળમાંથી ત્રિવિક્રમે કુશસ્થલિમાં ગોમતીતટે આવી, દૈત્યોનો સંહાર કર્યો અને કુશ રાક્ષસનો વધ કરી દ્વારકામાં કુશેશ્વર મહાદેવ સ્થાપી એ ક્ષેત્રનું નામ ત્રિવિક્રમક્ષેત્ર આપ્યું. ત્યારથી સૂર્યના પૂજનને સ્થાને ત્રિવિક્રમનાં મંદિરો રચાયાં. આજે દ્વારકામાં ગોમતીમાં સ્નાન કરતી વખતે જે સંકલ્પ-મંત્ર બોલાય છે, તેમાં આ સ્થળનો 'કુશસ્થલ્યાં ત્રિવિક્રમક્ષેત્રે" એ શબ્દોથી ઉલ્લેખ થાય છે.

સૌરાષ્ટ્રના સાગરતટે ત્રિવિક્રમરાય-ત્રિકમરાય-તરીકે વિષ્ણુની ઉપાસના કેટલેક સ્થળે અત્યાર સુધી ચાલુ છે. તે એ જૂના કાળથી સંસ્કૃતિની પગલીઓ સમજવી. કચ્છના દરિયાકાંઠા પરના નારાયણસર તીર્થ ઉપર ત્રિકમરાય બિરાજે છે, દ્વારકા તો ત્રિવિક્રમક્ષેત્ર મનાય છે; અને જગતમંદિરમાં જે મૂર્તિ પૂજાય છે તે ત્રૈવિક્રમી સ્વરૂપની છે. પોરબંદર પાસે માધવપુરમાં પણ ત્રિકમરાયનું અસલી સ્થાપત્યવાળું દેવાલય આજ સુધી સમુદ્રતટે ઊભું છે. સૌરાષ્ટ્રની ગ્રામજનતાના ઉત્સવો વખતે મહિલામંડળ જે ગરબા ગાય છે, તેમાંના એક ગરબાનું ચરણ આ રીતનું હોય છે :

રૂડા રૂડા ત્રિકમરાયના ઓરડા રે,<br>
રૂડી રૂડી રાધાજીની વેલ;

આ વાત થઈ સૌરાષ્ટ્રના દરિયાકાંઠાની વૈષ્ણવી સંસ્કૃતિની. હવે આપણે દરિયાકાંઠે રહેનારા અને પરદેશથી સમુદ્રમાર્ગે સૌરાષ્ટ્રમાં આવી વસેલા માનવસંઘની સંસ્કૃતિ તરફ દૃષ્ટિ કરીએ.

સૌરાષ્ટ્રમાં પશ્ચિમ કાંઠા પર જે લોકો આવીને વસ્યા તેમાંનો એક માનવસંઘ એવો હતો કે જેના પુરુષો દાઢી પરના કેશ રાખવાનો આગ્રહ સેવતા. કાલિદાસ કવિએ એમના ગ્રંથમાં આ આગન્તુક લોકોને શ્મશ્રુવાનઃ કહ્યા છે. સિંધ, કચ્છ અને ઓખામંડળની લોકભાષામાં પુરુષનો પર્યાય શબ્દ દાઢિયારો છે. કાઠીઆવાડના મોટાભાગમાં ક્ષાત્રતેજવાળા માણસો દાઢી રાખતા આવ્યા છે. એ દરિયાકાંઠાની અસલી સંસ્કૃતિની પ્રતિછાયા

છે. છઠ્ઠાસાતમા સૈકામાં સૌરાષ્ટ્રને કાંઠે દીવ બંદરે પારસીજનોનો કાફલો આવી વસ્યો હતો એ જાણીતી વાત છે. એ સંઘની સંસ્કૃતિની છાપ પણ થોડીઘણી સામાજિક સ્વરૂપમાં જ્યાં ત્યાં ડોકિયાં કરે છે.

ગ્રીસ દેશના પ્રવાસી મહાપુરુષ ટૉલેમીએ એમની નોંધપોથીમાં જણાવ્યું છે કે, સૌરાષ્ટ્રના કાંઠા પર વસતા લોકો ચાંચિયાગીરી કરે છે, માછીમારના ધંધામાં પ્રવૃત્ત રહેતા કેટલાક લોકો હોય છે. કિનારા પરના લોકોનાં પહેરવાનાં કપડાં સફેદ હોય છે. સ્ત્રીજનોના કપડાંના રંગ કેવળ લાલ કે કાળા હોય છે.

આ સંસ્કાર સૌરાષ્ટ્રના કિનારે વસતા અસલી રૂઢિચુસ્ત જનસંઘમાં આજ સુધી મોજૂદ રહેલો છે. વાઘેર, આહિયર, રબારી, ચારણ, કોળી, કાઠી, મેર વગેરે પ્રજાએ આ સંસ્કારની છાપ ભૂંસાઈ જવા દીધી નથી.

**સૌરાષ્ટ્રના કાંઠા પર વસતા લોકોનું ક્ષાત્રતેજ :**

સૌરાષ્ટ્રના દરિયાકાંઠે આવી વસેલા ચાવડા રજપૂતોએ નાવિકો તરીકે ખ્યાતિ મેળવી હતી. અક્કડસિંહ ચાવડા અને ભૂવડસેન ચાવડાએ દ્વારકાના દરિયા પર સંપૂર્ણ સત્તા જમાવી હતી. તે વખતે દરિયાઈ યુદ્ધમાં આ ચાવડા બહુ પ્રવીણ હતા. એમના યુદ્ધના ખેલને ચાંચિયાગીરી જેવો હલકો શબ્દ આપીને અસલી યોદ્ધાઓની બહાદુરીને ઝાંખપ લગાડવાનો પ્રયત્ન પશ્ચિમના યુરોપિયન ઇતિહાસ–લેખકોએ કર્યો છે.

જોગીદાસ ખુમાણ, કાઠીયોદ્ધો, દરિયાનો સરદાર ગણાતો હતો. ઘોઘા બંદર પાસેના સમુદ્ર પરના એમનાં પરાક્રમોનો જાણીતો દુહો આજ સુધી લોકોને કંઠે વસી રહ્યો છે.

મારગ જે મુમ્બઈ તણો
જલ બેડા ન જાય;
શેલે સમદર માંય
જાજડ જોગીદાસીઓ.

---

જોગા જનમ ન થાત
ઘણું મૂલા હાદલ ઘરે;
તો કાઠી કીં કહેવાત
સામી વડ સૂબા તણી.

મહમદ બેગડાનાં વહાણો ખંભાતથી કરાંચી જતાં, ત્યારે તેમને મારગમાં ઓખા મંડળના દરિયાકાંઠાના સરદાર જાડેજા વાઘેરના દરિયાઈ કાફલાએ અનેક વાર શિકસ્ત આપ્યાની કથા ઇતિહાસના ચોપડે છે. છેક ઈ. સ.ના અઢારમાં સૈકામાં ઇસ્ટ ઈન્ડિયા કંપનીનાં વહાણોએ પણ અરાંભડા-બેટના વાઘેર સરદારોનાં વહાણો સાથે યુદ્ધ ખેલ્યાં હતાં – તે કોણ નથી જાણતું.

ઘોઘા બંદર પાસેના પીરમ બેટના સરદારની ચાંચિયાગીરી તઘલખ વંશના દિલ્હીના પાદશાહને ભારે થઈ પડી હતી. પીરમ બેટનો સરદાર તો પીરમનો બાદશાહ કહેવાતો હતો. આ સરદારોએ પોતાનું ક્ષાત્રતેજ બતાવવામાં સૌરાષ્ટ્રના વહાણવટાની કળાને વિકસાવી હતી. એમણે એ સંસ્કૃતિનો વિકાસ એટલે દરજ્જે પહોંચાડયો હતો કે આજથી પાંચસો વર્ષ પહેલાં, કોઈપણ પ્રકારના નૌકાશાસ્ત્રનાં યંત્રો વગર કેવળ પવન અને પાણીના પ્રવાહ અને વેગના ઊંડાં જ્ઞાન અને અનુભવથી તથા ખગોળના અવલોકનથી, વહાણોને સૌરાષ્ટ્રના કિનારેથી મધદરિયાની સફરે તે લોકો લઈ જતા હતા. હાલમાં આગબોટના કેપ્ટનોને સૌરાષ્ટ્રના અસલી વહાણવટીઓની આ હીકમત અચંબો પમાડે છે. ઋતુ ઋતુના પવન – વેગ પરથી, ઠેકાણા ઠેકાણાના પાણીના રંગ પરથી, સમુદ્રમાં તણાતી વનસ્પતિના પ્રકાર પરથી, આકાશના તારાઓના હલન-ચલન પરથી અને સમુદ્રમાં નજરે પડતા જળચર પ્રાણીઓના દેખાવ પરથી, સૌરાષ્ટ્રના નાખુદા – ખારવા – માલમ પોતાનું વહાણ કયે વખતે કયા ભાગમાં વિચરી રહ્યું છે તે ઝટ કળી શકતા હતા. આજે પણ

જગતના વહાણવટાનો વિકાસ કોણે કર્યો તેની ચર્ચા કરતાં બે દેશના નાવિકોની ગણતરી થાય છે. એક યુરોપના સ્પેનિયર્ડ અને બીજા સૌરાષ્ટ્ર-કચ્છના ખારવા લોકો.

આ અસલી સંસ્કૃતિની છાપ આજે પણ ઓખા બંદરે, બેટના બાલપુર બંદરે, પોરબંદરની ખાડીમાં, વેરાવળની ગોદીમાં અને જોડિયા તથા સલાયા બંદરે – વરાળયંત્રથી ચાલતી આગબોટના યુગમાં – પણ સૌરાષ્ટ્રના ખારવાઓ સઢવાળાં સફરી વહાણો પર કંઈ ને કંઈ કામ કરતા નજરે પડે છે. એ લોકો પોતાના કામનો થાક હળવો કરવા અને દિલમાં જુસ્સો પ્રગટ કરવા સુસંવાદી સ્વરોવાળાં ગીતો જોડકણાઓ મુખેથી બોલતા જાય અને કામને વેગ આપતા જાય છે. આવાં અંગબળની ખુમારીભર્યાં મસ્તીદર્શક ગીતો આજે પણ સૌરાષ્ટ્રના કોઈ પણ ધીકતા બંદરે સંભળાયા કરે છે.

હલા...મહે.
હેલીમાલી જામ સે
ભાયડાનું કામ છે.
નાખુદા તૈયાર છે.
હલા......મ હે.

આવાં સમુદ્રકાંઠાની સંસ્કૃતિનાં ગીતો નાનપણમાં સાંભળી સાંભળી જેના મનમાં એ નાદની ધૂન જામી ગઈ હોય એવા આપણા ગુજરાતના અર્વાચીન કવિ શ્રી સુંદરજી બેટાઈએ એ દરિયાઈ સુરાવટના રાહ-વાળું સુંદર ગીત ગુજરાતી સાહિત્યમાં વહેતું કર્યું છે – એકાદ કડી અહીં મુકાય તો ખોટું નથી.

અલ્લા બેલી, અલ્લા બેલી,
જાવું જરૂર છે,
બંદર તો દૂર છે.
બેલી તારો, બેલી તારો,
બેલી તારો તું જ છે.
બંદર તો દૂર છે.
ફંગોળે તોફાની તીખાતા વાયરા,
મૂંઝાયે અંતરના હોયે કાયરા,
તારા હૈયામાં જો સાચી સબૂર છે.
ભલે એ દૂર છે.

અલ્લા બેલી, અલ્લા બેલી,
જાવું જરૂર છે;
બંદર તો દૂર છે.
બેલી તારો, બેલી તારો,
બેલી તારો તું જ છે.

આ સ્મૃતિગ્રંથના નાયક શેઠ નાનજીભાઈએ આવું જ ગીત પોરબંદરના વહાણમાં પોતાને કાને અથડાતું અનુભવ્યું હશે – જેને પરિણામે – એમણે આફ્રિકા સર કર્યું.

સૌરાષ્ટ્રનાં બંદરો પર બહારથી આવી વસેલા લોકસમૂહનો સમાવેશ બંદર કાંઠાની મૂળ વસ્તીમાં થતો ગયો અને તેથી સૌરાષ્ટ્રના અસલી નિવાસીઓનાં બળ, તેજ અને પ્રભાવ એવાં વધતાં ગયાં કે પરદેશમાં

સૌરાષ્ટ્ર-સંસ્કૃતિ પ્રત્યે આદર વધતો ગયો. "લંકાની લાડી અને ઘોઘાનો વર" – એ પ્રચલિત ઉક્તિ લોકોની રોજિંદી ભાષામાં ઓતપ્રોત થઈ ગઈ. એ વખતે સૌરાષ્ટ્રના ઘોઘા બંદરે વસનારા તેજસ્વી મહાપુરુષો લંકાની સુંદરીઓને સૌરાષ્ટ્ર તરફ આકર્ષી શકયા હશે – સૌરાષ્ટ્રની સાગરસંસ્કૃતિ ઉજ્જવલ હતી એ આ ઉક્તિ પરથી સિદ્ધ થાય છે. એ સૌ સંસ્કૃતિના મોહથી સૌરાષ્ટ્રમાં યવન આવ્યા, આરબ આવ્યા, ચાઉસ આવી વસ્યા, સન્ધી રજપૂતો આવ્યા, જાડેજા વાઘેરો આવ્યા અને કાઠી, યદુકુળના જાડેજા, અને જેઠવાના વડવાઓ, સૈન્ધવોએ, સૌરાષ્ટ્રને કાંઠે પોતાના ધામા નાખ્યા.

આવા પરદેશી માનવસંઘો સૌરાષ્ટ્રમાં બંદરી દ્વારથી આવ્યા અને પોતાનું હીર સૌરાષ્ટ્રને અર્પણ કર્યું; તેથી સૌરાષ્ટ્રનો સાગરકાંઠો સુસ્વરૂપ બન્યો, સુસ્થિર જીવનવાળો બન્યો અને આનંદપ્રમોદના લહાવા માણનારી પ્રજાઓનો સુખકર નિવાસ બન્યો.

આરબ લોકોની વફાદારી અને ક્ષાત્રવટ સૌરાષ્ટ્રમાં ખૂબ પ્રશંસાને પાત્ર બની રહ્યાં. આરબની ચોકી એટલે જાણે લક્ષ્મણજીની આણ. જામનગર, પોરબંદર, કચ્છ, ભાવનગર, વગેરે સ્થળે રાજદરબારના જનાના – મહેલ પર આરબની ખડી ચોકી રહેતી હતી તે કોણ નથી જાણતું? શાહુકારોના ખજાનાઘર પર આરબ ચોકી કરતા હતા. સૌરાષ્ટ્રના કાંઠા પરથી આરબ લોકોની વફાદારીને લીધે છેક વડોદરા સુધી, આરબોની કતારને રાજા મહારાજાએ બોલાવી વસાવ્યા હતા.

દરિયાના દ્વારથી સૌરાષ્ટ્રમાં દાખલ થયેલી હબસી પ્રજાના સરદારે તો જાફરાબાદ બંદરે પોતાની સર્વોપરી સત્તા જમાવી હતી અને કાઠિયાવાડના રજવાડામાં, જેમ રજપૂત સિવાય કાઠી, કણબી, કારડિયા, નાગર, વાણિયા, બ્રાહ્મણની સર્વોપરી સત્તાવાળાં રજવાડાં હતાં, તેમ હબસીનાં રજવાડાને પણ એ સંઘમાં સ્થાન મળ્યું હતું.

સાગરની સંસ્કૃતિની અનેક કળા પૈકીની આ કળા ઘણે ભાગે લક્ષ બહાર રહી જવા પામે છે; પણ વસ્તુત: તે કળા નોંધને પાત્ર છે.

**સૌરાષ્ટ્રનો દરિયાકાંઠો એટલે સાહસિક વૃત્તિનો ઝરુખો :**

દરિયાકાંઠે વસનારાની દૃષ્ટિમર્યાદા અનન્ત હોય છે; તેમની નજર ઝટ થંભી જાય એવા વૃક્ષઝુંડ, પર્વતો કે ખેતરવાડીની લીલવણી ત્યાં હોતી નથી. સાગરને ઝરુખે બેસી માણસ વિચારને હિંડોળે ચડે છે, ત્યારે એમનું જગત બહુ લાંબે સુધી વિસ્તરી રહે છે. કાંઠા ઉપરથી મોટી સફરે ઊપડતાં વહાણો જોઈને ઘડી ભર કિનારા પરના તરંગી મનુષ્યને એમ લાગે છે કે જો એમને વહાણના સઢ જેવી સફેદ પાંખો હોય તો તે પણ ઝરુખામાંથી ઊડતાં પંખીની પેઠે અજાણ્યા દેશમાં ઊડી જાય. આ કેવળ કલ્પનાનું વિધાન નથી. એ વિધાનમાં નરી નક્કર હકીકત રહેલી છે. સૌરાષ્ટ્રના સાગર પરના ઝરુખા પરથી અનેક સાહસિક નરવીરો જરા પણ ધડકયા વિના અજાણ્યા દેશમાં પોતાનું પૌરુષેય અજમાવવા જઈ ચડયા હતા.

કચ્છમાંથી ઈબજી શિવજી, દ્વારકા વરવાળેથી ઠાકરસી મૂળજી, જામનગરથી મૂળજી જેઠા, પોરબંદરથી નાનજી કાલિદાસ, અને દેવકરણ નાનજી અને તેના પુત્ર પ્રાણલાલ,,માંગરોલના જીવણલાલ, જાફરાબાદથી વોરા કુટુંબના મનમોહનદાસ રામજી, વેરાવળ બંદરેથી ધોરાજીવાળા આદમજી પીરભાઈ, – વગેરે નામોવાળા-સાહસિક નરવીરો પરદેશ ગયા અને કેવળ સૌરાષ્ટ્રની સંસ્કૃતિએ પ્રેરેલા સાહસને પરિણામે અને હૈયા-ઉકેલના બળથી જ્યાં ત્યાં શાહસોદાગર તરીકે નામાંકિત બન્યા. મુંબઈ શહેરની અર્વાચીન જાહોજલાલીના પાયામાં અનેક સૌરાષ્ટ્રવાસી વેપારી પ્રજાના અને વેપારી કુનેહનાં દર્શન કોને નથી થતાં? મુંબઈના ભાટિયા, વાણીયા, મેમણ, લુહાણા, ખોજાનાં મૂળ તો સૌરાષ્ટ્રમાં જ શોધ્યાં જડી આવશે.



કામગરાં : દિનેશ શાહ
(કલાકાર તથા 'કુમાર'ના સૌજન્યથી)

**સૌરાષ્ટ્રની દરિયાઈ સંપત્તિ :**

સૌરાષ્ટ્રની સાગરસંસ્કૃતિનો યુગ ક્યારથી શરૂ થયો હતો તે તો ભવિષ્યના ભૂસ્તરશાસ્ત્રના કોવિદો શોધી કાઢશે ત્યારે નક્કી થશે; પણ ભારતની સંસ્કૃતિમાં સર્વવ્યાપી વિષ્ણુની ભાવના જ્યારથી શરૂ થઈ, ત્યારથી વિષ્ણુના ચાર આયુધોમાંનું એક આયુધ શંખ ગણાય છે. આ શંખની પેદાશ સૌરાષ્ટ્રના સાગરકિનારે જ થતી હતી અને થાય છે. ખાસ કરીને દ્વારકાની આસપાસના અખાતમાં શંખ-ઉત્પાદક જળચર પ્રાણીઓનો વાસ હોય છે. હિન્દી મહાસાગરમાં સિલોનના સાગર સિવાય અન્ય કોઈ સાગરતટે શંખની પેદાશ હોય તો તે સૌરાષ્ટ્રના પશ્ચિમ કિનારા પરના દ્વારકાના પ્રવેશમાં જ છે.

મહાભારતમાં કુરુક્ષેત્ર પરના યુદ્ધમાં સૈન્યોએ રણક્ષેત્ર પર જુદા જુદા પ્રકારના શંખના નાદથી યુદ્ધનો આરંભ કર્યો હતો. તેવો સ્પષ્ટ ઉલ્લેખ છે. બેચાર શ્લોકોનું અવતરણ કરીએ તો તે અસ્થાને નહીં ગણાય. કેવળ વિષ્ણુ શ્રીકૃષ્ણ જ શંખ પૂરતા હતા એમ નહોતું, પણ ઘણાખરા મહાન યોદ્ધા પોતપોતા માટે વિશિષ્ટ પ્રકારના શંખ પસંદ કરતા હતા તે આ અવતરણ પરથી જણાશે.

तस्य संजनय-हर्षं कुरु वृद्धः पितामहः ।
सिंहनादं विनिद्योच्चैः शंखं दृध्मौ प्रतापवान् ।।
पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ।।
अन्तविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ।।
काश्यश्च परमेश्वासः शिखंडीश्च महारथः
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चा पराजितः ।।
द्रुपदो द्रौपदेयाश्च सर्वेश: पृथिवीपते
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मौ पृथक् पृथक् ।।

અહીં શંખોના પ્રકારો જુદા જુદા નામથી વર્ણવવામાં આવ્યા છે, તે વાચકોના લક્ષની બહાર રહી શકે તેમ નથી. શંખને જયઘોષ માટે વાપરવાની સૂક્ષ્મ બુદ્ધિ સૌરાષ્ટ્રના સમુદ્રના કિનારે વસતા માનવસંઘને સૂઝી હતી, એ સંસ્કારિતાનું લક્ષણ ગણાય. સાગરકાંઠાના શંખ સમસ્ત ભારતમાં પહોંચી જતા હતા. ઠેકાણે ઠેકાણે શંખમાંથી સૌભાગ્યવતી સ્ત્રીઓના હાથનાં કંકણ બનાવવાના ઉદ્યોગો ભારતમાં ચાલુ હતા. બંગાળમાં તો આજ સુધી શંખની બંગડી શુકનવાળી ગણાય છે. ઇતિહાસના સંશોધકોને ભૂપૃષ્ટના ખોદકામમાંથી, ઘણે ઠેકાણે, શંખના અને ટુકડા શંખના વલયના ટુકડા મળી આવ્યા છે. સૌરાષ્ટ્રના મધ્ય ભાગમાં (અમરેલી) પુરાતત્ત્વના અભ્યાસીઓએ જમીન ખોદતાં શંખની બંગડી બનાવનારની દુકાનનો અવશેષ શોધી કાઢ્યો છે. તળ દ્વારકામાં પુરાતત્ત્વના નિષ્ણાત શ્રીયુત સાંકળિયાની દેખરેખ નીચે થયેલા ખોદકામને લઈને, ઈ.સ.ના બીજા સૈકાની કેટલીક વસ્તુઓ મળી હતી; તેમાં શંખ વેચનાર દુકાનદારની કેટલાક શંખોની અકબંધ મૂડી મળી હતી.

**સાગરકાંઠેથી ગુગલની નિકાસ :**

સૌરાષ્ટ્રની સાગરસંસ્કૃતિની છાપ ઊભી કરવામાં કચ્છ, ઓખા-મંડળના બંદરેથી સેંકડો મણ જંગલની પેદાશ, ખાસ કરીને ગુગલ, વહાણો વાટે અરબસ્તાન સુધી જતો હતો તે વાતનો ઉલ્લેખ કર્યા વિના ચાલે તેમ નથી. અરબસ્તાનમાં ગુગલના રસનો ઉપયોગ સુગંધી ધૂપ અને સુગંધી તેલ બનાવવામાં થતો હતો.

**સૌરાષ્ટ્રના સાગરકાંઠા પરથી મીઠાની નિકાસ :**

જૂના કાળથી ભારતની અને ભારતના પાડોશી પ્રદેશની મોટી અંગત જરૂરિયાત સૌરાષ્ટ્રનાં બંદરો પૂરી પાડે છે. લવણ-લૂણ-મીઠું એ સૌરાષ્ટ્રના સાગરકાંઠાની અણમોલ પેદાશ છે. કચ્છથી માંડીને છેક જાફરાબાદ સુધીના સાગરકાંઠાના પ્રદેશમાંથી અઢળક મીઠું જનતાને પૂરું પાડવામાં આવે છે. બંગાળના પ્રદેશમાં, થાઈ-લૅન્ડના પ્રદેશમાં અને કેટલીક વાર સિસલ, સોકોટ્રા અને મડાગાસ્કર બેટોમાં, બેટદ્વારકાનાં વહાણો મીઠું પહોંચાડતાં હતાં. વિજ્ઞાનના બહોળા પ્રચારથી આ હિલચાલમાં કેટલોક ફેરફાર થયો છે ખરો. પરંતુ એ વાત તો ખરી જ છે કે સૌરાષ્ટ્રની સાગરસંસ્કૃતિનો સર્વદેશીય વિચાર કરતી વેળા આ પ્રદેશની સંસ્કૃતિની રચનામાં મીઠાની ઉત્પત્તિ અને મીઠાનો વેપાર મોટો ભાગ ભજવતો હતો, એટલું સ્વીકારવું જ પડશે.

**રાજપક્ષી મોર :** ભારતે રાજપક્ષી તરીકે અપનાવેલ મોરની ઓલાદ સૌરાષ્ટ્રના દરિયાઈકાંઠાની વાડીઓમાં પરાપૂર્વથી વસે છે. માંગરોલ અને પોરબંદર વચ્ચેના પ્રદેશને "લીલી નાઘેર" કહેવામાં આવે છે. ભાઈશ્રી રાયચુરાએ તો ગુજરાતમાં લોકગીતનું આચરણ આબાદ રીતે કન્યાઓના કંઠમાં મૂકી દીધું છે:

"ઝીણા મોર ટૌકે છે, લીલી નાઘેરમાં."

સાગરની સંસ્કૃતિવાળું લોકજીવન પ્રશંસાને પાત્ર બન્યું હતું. સાગરકાંઠે જેમ ચાંચિયાગીરીની કુશળતા ધરાવતી પ્રજા વસતી હતી, તેમ માણસાઈ ભરેલા લક્ષણવાળી પ્રજા પણ વસતી હતી. આદર સત્કાર તો સૌરાષ્ટ્રનો જ વખણાતો હતો. એ વિશિષ્ટતા સૌરાષ્ટ્રના લોકદુહાઓમાં કહેવાઈ ગઈ છે, એ આપણે સૌ જાણીએ છીએ.

મેમાંનુંને માન દલભર દલ દીધાં નહીં,<br>
એ મંદર નહીં મસાણ, સાચું સોરઠિયો ભણે.

લોકમાં પ્રચલિત શગાળશા શેઠની કથા, કહેવાય છે, સૌરાષ્ટ્રના સાગરકાંઠાના પ્રદેશ – બિલખામાં બનેલા બનાવનું ચિત્ર રજૂ કરે છે. મહેમાનો પ્રત્યેના આદરની પરાકાષ્ટાનું એ પ્રતિબિંબ ગણાય.

सौराष्ट्रे पंचरत्नानि नदीनारीचतुरंगम<br>
चतुर्थं सोमनाथश्च पंचमं हरिदर्शनम् ।।

જૈન સાહિત્યમાં ઉપરનું કવન લખાયું છે. તેમાં સોરઠ દેશની પદ્મિનીની ગણતરી કરવામાં આવી છે. એ સૂચવે છે કે સાગરકાંઠે વસતા માનવસંઘમાં ઉચ્ચ સંસ્કૃતિનાં દર્શન કરાવે એવી લલનાઓ વિરલ નહોતી.

અર્વાચીન ઈતિહાસમાં સિદ્ધરાજ જયસિંહને, પદ્મિનીને શોધતાં જૂનાગઢમાં રાણકદેવી સાંપડયાની કથા જાણીતી છે.

કાઠિયાવાડની કામિની<br>
(પગે) કાંબી કડલાની જોડ.

જ્યારે માથે જલ ભરેલું લઈ ઊભી બજારે નીકળતી ત્યારે એના પગના ધબકારાથી ધરતી ધણધણી ઊઠતી હતી. આવા પ્રકારની સાગરસંસ્કૃતિનો વારસો લઈ, જે માનવસંઘ મુંબઈ જઈ વસ્યો છે, તે સંઘે મુંબઈને શણગારવામાં મોટો ફાળો આપ્યો છે.

ભાટિયા, લોહાણા, ખોજા, કપોળ, મેમણ, વગેરે કોમોના પરદેશના નિવાસથી સૌરાષ્ટ્રમાં વસતા એમના આપ્તજનોમાં જીવનની કુમાશ હતી તે સવિશેષ ખીલી નીકળી છે; અને એ રીતે સૌરાષ્ટ્રના સાગરકાંઠો હતો તેનાથી વિશેષ સંસ્કારી બન્યો છે. આ કથનનું સત્ય સિદ્ધ કરવા કોઈ યુનિવર્સિટી-માન્ય પંડિત અભ્યાસ-પૂર્ણ સંશોધન ચલાવે, તો જરૂર એમને બહોળું ક્ષેત્ર સૌરાષ્ટ્રના સાગરકાંઠાની વસ્તીમાંથી મળી રહે તેમ છે.

## ☆ ☆ ☆ 'लोकशास्त्र'—फोकलोर

લેખક : **શ્રી પુષ્કર ચંદરવાકર**, સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ.

લોકશાસ્ત્રનો ઇતિહાસ પશ્ચિમમાં ઠીક ઠીક જૂનો છે, અને ફિન્લૅન્ડમાં તો સૌથી જૂનો છે. ભારતમાં તે પ્રાચીન છે, વેદકાલીન છે, તેવું અનુમાન કરી શકાય. છતાંય જો ઋગ્વેદને ભદ્રસંસ્કૃતિના આકરગ્રંથ તરીકે સ્વીકારીએ, (જોકે આકરબીજ motif માટે ઋગ્વેદની જરૂર પડે) તો લોકસંસ્કૃતિના આકરગ્રંથ તરીકે અથર્વવેદને ગણાવી શકાય.

પણ આજે પશ્ચિમના દેશોમાંથી અમેરિકામાં, જર્મનીમાં કે ફિનલૅંડમાં લોકશાસ્ત્રની વૈજ્ઞાનિક રીતિઓ–methods માટે જેટલું સંશોધન, સંકલન અને સર્વેક્ષણ થાય છે, તેટલું ભારતમાં પ્રાચીનયુગમાં કે સાંપ્રતકાળમાં થયું હશે? એવો પ્રશ્ન થાય છે.

આમ તો, લોકશાસ્ત્ર શબ્દ જ આ યુગની પેદાશ છે. પશ્ચિમમાં તેના પર્યાય તરીકે શ્રી વી. જે. ટોમસે ફોકલોર શબ્દ પ્રચલિત કર્યો છે. તેની સહેજ પૂર્વે તેમ જ સાથોસાથ पोप्युलर लिटरेचर, અને पोप्युलर एन्टीक्विटिझ જેવા શબ્દો પ્રચલિત હતા. पोप्युलर एन्टीक्विटीझ પર્યાય શ્રી જૉન બ્રૅંડે પ્રયોજ્યો હતો. તેમણે ઈ. સ. ૧૮૭૭માં ऑब्जरवेशन ऑन पोप्युलर एन्टिक्विटीझ[२]માં આ શબ્દપ્રયોગ કર્યો.

ઈ.સ. ૧૮૪૬માં ઇંગ્લંડના પ્રસિદ્ધ પુરાતત્ત્વવેત્તા શ્રી વિલિયમ જૉન ટોમસે फोकलोर[३] શબ્દ રમતો મૂકયો. આ બંને વિદ્વાનોએ આના અંગેની શાસ્ત્રીય વિચારણા કરી તેના અંગેના વિચારો વિદ્વાનો સમીપ ધર્યા. ઈ .સ. ૧૮૯૧માં શ્રી ઇ. બી. ટેલરે प्रिमिटिव कल्चर[४] નામનું પુસ્તક લખી, તેને ફોકલોરનો પર્યાયવાચી શબ્દ પ્રયોજવાનું સાહસ કર્યું, પણ તે ટકી નહીં શકેલ.

આ સદીના મધ્યે ભારતીય સ્તર પર ફોકલોર શબ્દના પર્યાયો યોજવાના ઠીક ઠીક પ્રયત્નો થયા છે. સ્વ. ડૉ. વાસુદેવશરણ અગ્રવાલે ફોકલોર શબ્દનો પર્યાય लोकवार्ता[५] પ્રયોજ્યો છે. ડૉ. અગ્રવાલના આ પર્યાય યોજવા પાછળ વૈષ્ણવ સંપ્રદાયના ગ્રંથો હોય ખરા. વૈષ્ણવ સંપ્રદાયના જાણીતા ગ્રંથ चौरासी वैष्णवोंकी वार्ता તથા दो सौ बावन वैष्णवोंकी वार्ता જેવા ગ્રંથોએ વાર્તા (Lore) શબ્દને પર્યાય તરીકે પ્રયોજવા માટે ડૉ. અગ્રવાલને પ્રેર્યા હોય!

વાર્તા શબ્દને—લોરના પર્યાય તરીકે સ્વીકારી ન શકાય. વાર્તાનો રૂઢ અર્થ લોકોના માનસમાં પડેલ છે જ. જેથી તે શબ્દ સ્વીકારવાને માટે જનસમુદાય તેમ જ વિદ્વાનો તૈયાર ન થાય, તે સ્વાભાવિક છે.

સંસ્કૃત સાહિત્યમાં લોકવાર્તા શબ્દ મળે છે, પણ તે પ્રવાહ, અફવા અને કિંવદન્તીના અર્થમાં મળે છે. સ્વ. શ્રી આપ્ટેના શબ્દકોશમાં લોકવાર્તાના અર્થસ્થાને Popular Report અને Public rumour જેવા પર્યાયવાચક શબ્દો આપ્યા છે. સર મોનિયર વિલિયમે પણ તે જ પર્યાયો આપ્યા છે.

લોકવાર્તા પર્યાય અંગે ડૉ. કૃષ્ણદેવ ઉપાધ્યાયનું કથન જોવા જેવું છે. તેઓ લખે છે : ""लोकवार्ता शब्दमें अधिक से अधिक लोककथा या लोकचर्याका भाव वहन करनेकी क्षमता है।" વળી વાર્તા શબ્દનો અર્થશાસ્ત્રવાચી પર્યાય પણ સંભવે; તે કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંથી સાંપડે છે. आन्वीक्षीकी त्रयी वार्ता: दण्डनीतिश्च शाश्वती.

મહાભારતમાં પણ વાર્તા શબ્દ નવી વાત કે નવા સમાચારના અર્થમાં પ્રયોજાયેલ મળે છે. આમ, સંસ્કૃત સાહિત્યમાં વાર્તા શબ્દના પૃથક્ પૃથક્ અર્થો મળે છે અને તેથી ડૉ. કૃષ્ણદેવ ઉપાધ્યાય લખે છે : 'लोकवार्ता' शब्दमें व्याप्ति दोषकी सत्ताकी चर्चा की जा चुकी है। अत: फोकलोरके अर्थमें डा० अग्रवाल द्वारा प्रचारित 'लोकवार्ता' शब्द अपने दोषों अवाचक तथा अव्याप्तिके कारण स्वत: धराशायी हो जाता है।

છતાંય હિંદી લોકસાહિત્યવિજ્ઞાનના મૂર્ધન્ય પંડિત ડૉ. સત્યેન્દ્ર ફોકલોરના માટે લોકવાર્તા પર્યાયનો સ્વીકાર કરે છે. ભોજપુરી લોકસાહિત્યના વિદ્વાન ડૉ. કૃષ્ણદેવ ઉપાધ્યાય लोक संस्कृति शब्दने ફોકલોરના પર્યાય વાચક તરીકે મૂકે છે. તેને સમજાવતાં તેઓ લખે છે : 'लोकसंस्कृतिके अंतर्गत जनजीवनसे संबंधित जितने आचारविचार, विधिनिषेध, विश्वास, प्रथा, परंपरा, धर्म, मूढाग्रह, अनुष्ठान आदि है वे सभी आते है। जैसा आगे विस्तार से बतलाया जायगा, फोकलोरके अंतर्गत भी ये ही विषय समाविष्ट है। अतः 'लोकसंस्कृति' शब्द फोकलोरके व्यापक तथा विस्तृत अर्थको प्रकाशित करनेमें सर्वथा समर्थ है। १

ડૉ. ઉપાધ્યાયે તેમના પર્યાયની સ્વીકૃતિ માટે તર્કશાસ્ત્રના સિદ્ધાંતોમાંથી અવ્યાપ્તિ અને અતિવ્યાપ્તિ દોષોને આગળ ધર્યા છે, અને કહે છે કે લોકસંસ્કૃતિ શબ્દ ચિરપરિચિત શબ્દ છે.[૭]

ડૉ. સુનીતિકુમાર ચેટરજીએ ફોકલોર માટે लोकयान પર્યાય સૂચવ્યો છે, પણ ડૉ. ઉપાધ્યાય લોકયાન શબ્દના પુરસ્કર્તા નથી. તેઓ તે શબ્દને ધાર્મિક વિધિના પર્યાય તરીકે નિર્દેશીને તેનો છેદ ઉડાડી દે છે.

વળી ડૉ. ઉપાધ્યાય પોતે જ તર્ક કરે છે કે લોકસંસ્કૃતિ શબ્દ फोक कल्चरનો પર્યાયવાચી શબ્દ બની શકે. પણ તેઓ પોતે જ પાછા સમાધાન પર આવે છે કે ફોકલોર અને फोककल्चर શબ્દમાં ઝાઝું અંતર નથી તેથી લોકસંસ્કૃતિ શબ્દ સ્વીકાર્ય હોઈ શકે.

સંસ્કૃતિ શબ્દ પણ લોકમાનસમાં રૂઢ થયેલ પર્યાયવાચી શબ્દ છે. માનવસંસ્કૃતિ મધ્યે માનવના જીવનમાં જે કાંઈ ઉપસ્કરણો હતાં, તે સકળ ને વિશેષત: સંસ્કૃતિમાં સમાવિષ્ટ કરી શકાય. कल्चर શબ્દમાં માનવચિત્તના પ્રગટીકરણ રૂપે જે કાંઈ માનવસંસ્કૃતિમાં સ્થિર થઈ રહ્યું, તેનો પણ સમાવેશ કરવામાં આવે છે. માનવે તત્ત્વજ્ઞાનના ક્ષેત્રે જે કાંઈ પ્રદાન કર્યું, તે તેના कल्चरમાં સમાય. અંગ્રેજી ભાષામાં આ અંગે એક વાક્ય છે : Civilization means what we use and culture means what we are. ફોકલોર શબ્દમાં આ બંનેનો સમાવેશ થાય છે. લોકસંસ્કૃતિનો સંશોધક લોકોએ ઘડેલાં વાસણોને પણ તેના અભ્યાસનો વિષય બનાવવાનો, લોકોની વસ્ત્રપરિધાન કળા તેમ જ વસ્ત્રોની પણ નોંધ લેવાનો અને સાથોસાથ ભજનોમાંથી જે લોકતત્ત્વજ્ઞાનની સરવાણીઓ ફૂટી લોકસંપ્રદાયની ગંગા વહી રહી છે, તેનો પણ તે પૂજારી બનવાનો. આથી ડૉ. ઉપાધ્યાયે સૂચવેલ પર્યાય लोकसंस्कृतिનો સ્વીકાર કરવામાં પણ થોડી દહેશત છે.

હા, લોકવાર્તાનો સ્વીકાર કરવામાં જેટલી દહેશત છે તેટલી તો નહીં, પણ થોડી દહેશત તે શબ્દ-સ્વીકૃતિમાં ખરી, કેમ કે લોકસંસ્કૃતિ ફોકલોર શબ્દના આખાય ક્ષેત્રને આવરી લે, તેવું કળાતું નથી. આમ ફોકલોરના પર્યાય તરીકે લોકસંસ્કૃતિને પણ સ્વીકારી શકાય તેમ નથી.

વળી સંસ્કૃતિ શબ્દ સ્થળવાચક લાગે છે. ઉ. ત. સિંધુ નદીની સંસ્કૃતિ, મિસરની સંસ્કૃતિ, ફોકલોરમાં ચેતનાભર્યો આખોય માનવસમાજ છે. આથી સંસ્કૃતિ શબ્દમાં પેલી અખિલાઈ જોવા મળતી નથી. તેથી પણ લોકસંસ્કૃતિ શબ્દનો સ્વીકાર થઈ શકે તેમ નથી.

સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણીએ ફોકલોર માટે જનવાર્તા પર્યાય યોજ્યો છે. આ પર્યાય અંગ્રેજી શબ્દ, ફોકલોરનું શીઘ્ર ભાષાંતર લાગે છે. ફોક = લોક અથવા જન, અને લોર = વિદ્યા કે વાનાં; આમ જનવાર્તા શબ્દ દેખાય છે.

વિદ્યા શબ્દનો ઝોક વિશેષ વિદ્યાઓ અને કળાઓ તરફી છે. વિદ્યા શબ્દમાં જ્ઞાન મેળવવું, વિદ્યા મેળવવી એવો અર્થ, અભિપ્રેત છે. અંગ્રેજીમાં વિદ્યા માટે Knowledge Learning, Lore અને Science શબ્દો કોશકારે પ્રયોજેલો મળે છે. વિદ્યા માટે 'Science' શબ્દ કોશકારે પ્રયોજ્યો પણ શાસ્ત્રને વિજ્ઞાનમાં જે વિશેષ પ્રકારની રીતિઓ અને પદ્ધતિઓ Methodsની જરૂર છે તેનો ઇશારો મળતો નથી. આથી તે પર્યાય કોઈ શાસ્ત્ર માટે અર્થસૂચક અને ધારદાર શબ્દ લાગતો નથી. વળી ધર્મશાસ્ત્રમાં વિદ્યા અંગે ચાર શાખાઓ બતાવવામાં આવી છે. આન્વિક્ષી, ઇત્યાદિ ભગવાન મનુએ આત્મવિદ્યાને ઉમેરીને

પાંચ વિદ્યાઓ ગણાવી છે અને અન્ય વિચારકોએ ચૌદ વિદ્યાઓ ગણાવી છે. તેમાં ક્યાંય આ વિદ્યાનો સમાવેશ થતો નથી.

આથી લોકવિદ્યા શબ્દ બહુ સ્વીકાર્ય અને રોચક બનતો નથી. વળી જાદુવિદ્યા, તસ્કરવિદ્યા ઇત્યાદિ વિદ્યાવાચક શબ્દોથી વિદ્યા શબ્દનું ગૌરવ હીણું બન્યું છે. આથી પણ તે પર્યાયને અપનાવતાં ક્ષોભ અનુભવીએ છીએ.

ફોકલોરના માટે લોકસાહિત્યને પણ પર્યાય તરીકે ન સ્વીકારી શકાય. ફોકલોરનું એક અંગ લોકસાહિત્ય છે. તેથી તે પર્યાયનો સ્વીકાર કરતાં પાછો અવ્યાપ્તિદોષ પ્રવેશવાની નિશ્ચિતતા ઊભી થાય છે. લોકાચાર, લોકવહેમો, લોકનિંદા, લોકોક્તિઓ, લોકપ્રયુક્તિઓ લોકઇચ્છાઓ, લોકોનાં ઇંગિતો ઇત્યાદિના માટે લોકસાહિત્ય શબ્દને પર્યાય તરીકે સ્વીકારી શકાય. લોકચિકિત્સાનું શાસ્ત્ર પણ લોકસમુદાયમાંથી સાંપડે છે. ફોકલોરમાં તો આ સૌની વિચારણા કરવાની હોય છે. આથી લોકસાહિત્યને પર્યાય તરીકે સ્વીકારી શકાતો નથી. તો આ સર્વ વિચારેલ પર્યાયોમાં લોકશાસ્ત્ર માટે વિચારણા કરવી જોઈએ.

લોકશાસ્ત્રમાં લોકોનાં સાહિત્ય, સંસ્કૃતિ, સંસ્કાર અને સાથોસાથ લોકો દ્વારા આવિષ્કારને પામેલ વિદ્યાઓ અને કળાઓનો સમાવેશ થાય છે. આથી ગુજરાતી ભાષામાં ફોકલોરના માટે યોગ્ય પર્યાય લોકશાસ્ત્ર લાગે છે. અને તે પર્યાય સર્વસ્વીકૃત બને તે માટે તેને વિશેષ ચલણી બનાવવાની અને વપરાશમાં મૂકવાની જરૂર છે.

લોકશાસ્ત્ર ફોલ્લોર શું છે? ફોકલોર કળા છે કે શાસ્ત્ર? કે ફોકલોરમાં તે ઉભયનો સમાવેશ થાય છે? લોકશાસ્ત્ર-ફોકલોરની ચર્ચાવિચારણા કરનાર સૌને આજે તે શાસ્ત્ર મૂંઝવે છે.

આથી શ્રી ઓરેલિયો એમ સ્પિનોઝાની વ્યાખ્યા ટાંકવી અત્રે ઉચિત માનીએ.

The science of floklore is that branch of human knowledge that collects, classifies, and studies in a scientific manner the materials of Folklore in order to interpret the life and culture of peoples across the ages. It is one of the social sciences, that studies and interprets the history of civilization. Folklore perpetrates the patterns of culture and through its study, we can often explain the motifs and the meaning of culture. The science of folklore, therefore, contributes in a great measure to the history and interpretation of human life.

શ્રી ઓરેલિયો એમ. સ્પીનોઝાના મતે પણ ફોકલોર એક શાસ્ત્ર છે. ફોકલોર માનવને સમજવા માટેની એક વિજ્ઞાનશાખા છે. અલબત્ત, સ્વરૂપે માનવવિજ્ઞાન શાખામાં સ્થાન પામે તેવી વિજ્ઞાનશાખા છે. તે શાખામાં માનવ અંગેના પ્રાપ્ત કરેલ જ્ઞાનનું વર્ગીકરણ કરીને વૈજ્ઞાનિક પદ્ધતિએ તેનો અભ્યાસ કરવામાં આવે છે. તે ભૂતકાલીન પરંપરાને અતીતમાં જીવી ગયેલ માનવની રહનસહનનું શાસ્ત્ર છે. તો બીજા પક્ષે તે માનવ-જીવનના રહસ્યો કે મર્મોને ઉકેલવામાં સહાયભૂત બને છે.

પ્રો. એ. એચ. ક્રાપ તો તેને શાસ્ત્ર Science જ કહે છે. તેમણે The Science of Folkloreની પ્રસ્તાવનામાં લખ્યું છે : "folklore . . . . . is . . . an historical science".

આમ, શ્રી ક્રાપ લોકશાસ્ત્રને અતીતના-ભૂતકાળના થરને ઉકેલવાના શાસ્ત્ર તરીકે સ્થાપે છે. અતીતના લોકસંસ્કારને પામવા માટે તે માનવસંસ્કૃતિના પોપડાના થરને સમજવા માટેના વિજ્ઞાન તરીકે ફોકલોરને ઓળખાવ્યું છે. આ લોકશાસ્ત્રને માનવસંસ્કૃતિના થરોમાં દટાયેલ લોકસંસ્કારના કણો ખોજવામાં રત રહેવાનું હોય છે, અને તેના અભ્યાસીને તે જ્ઞાન શાસ્ત્રીય પદ્ધતિએ મેળવીને તેને સમાજમાં જનસમૂહ સુધી પહોંચતું કરવાનું હોય છે. ફોકલોરમાં 'ટ્રાન્સમિશન' આવશ્યક મનાય છે.'

આથી શ્રી જે. ફ્રેઝર[૧૩] આ જ મત પર આવ્યા લાગે છે. તેઓ એવા મતના છે કે શાસ્ત્રના મર્મોને સમજવા માટે માનવસંસ્કૃતિના થરો ઉખેળવા જ પડે. તેમના જગવિખ્યાત ગ્રંથ The Golden Bough પરથી તેમના ચિત્તની આ પ્રક્રિયાને પામી શકાય છે.

તેમના મતે યુરોપના લોકશાસ્ત્રને સમજવા ને તેના મર્મને પામવા માટે ગ્રીસ, રોમ, ક્રીટ અને ટ્યુટોનિક સંસ્કૃતિઓનો અભ્યાસ અનિવાર્ય છે. અન્ય પશ્ચિમી વિદ્વાનો એવા મતના છે કે ભૂમધ્ય સાગરના દેશોની લોકસંસ્કૃતિ તેમ જ લોકશાસ્ત્રને સમજવા, તેમ જ પામવા માટે મિસર અને બેબીલોનની પ્રાચીન માનવસંસ્કૃતિઓનો અભ્યાસ અનિવાર્ય છે. ડૉ. દુર્ગાબાઈ ભાગવત[૧૪] માને છે કે, ભારતની લોકસંસ્કૃતિ તેમ જ લોકશાસ્ત્રને સમજવા માટે આદિવાસીઓની, વેદકાલીન, તેમ જ પુરાણકાલીન, બુદ્ધ અને મહાવીરકાલીન તેમ જ દ્રાવિડ સંસ્કૃતિઓનો અભ્યાસ અનિવાર્ય છે જ, પણ તે સાથોસાથ ઇસ્લામ યુગ ને ખ્રિસ્તીયુગનો અભ્યાસ કર્યા પછી જ, આજનું ભારતીય લોકશાસ્ત્ર સંપૂર્ણપણે સમજી શકાય.

વર્તમાનને સમજવા ને પામવા માટે અતીતમાં જવાની આવશ્યકતા લોકશાસ્ત્રમાં ઉપસ્થિત થાય છે. આથી લોકશાસ્ત્રનો સંબંધ ડૉ. ક્રાપે ઇતિહાસ સાથે જોડયો છે, સાંકળ્યો છે.

તેમણે લોકશાસ્ત્રને શાસ્ત્ર સાથે સાંકળતાં લખ્યું છે : . . . Having its own metheds of research and admitting of the same system of checks and verifications as any other. With its sister sciences it may combine, in various ways, to make up the cycle of our knowledge of man's past life." આમ, ડૉ. ક્રાપ તેને વિજ્ઞાન તરીકે ગણાવીને સૂચવે છે કે, અનુસંધાન અને સંશોધન માટે આ વિજ્ઞાનને તેની પોતાની અને આગવી સંશોધનરીતિઓ methods, હોય છે. તેમાં સરવાળા બાદબાકીની રીતિને પણ સ્વીકારવામાં આવે, તેમાં અંકુશ ચકાસણી પણ હોઈ શકે. સામસામા હવાલા નાખવાની પદ્ધતિ, ગાળવાની પદ્ધતિ, તુલના કરવાની વૈજ્ઞાનિક રીતિ ઇ. પણ હોઈ શકે. જે રીતિઓ અને સિદ્ધાંતો સમાજવિજ્ઞાનના શોધનમાં યોજી શકાય તે સકલ લોકશાસ્ત્રના સંશોધન માટે તેનો સંશોધક અખત્યાર કરી શકે. તેના મળતિયાં અન્ય સામાજિક શાસ્ત્રો સાથે આ વિજ્ઞાનશાસ્ત્ર વિહરી શકે. અન્ય સામાજિક શાસ્ત્રોની જેમ કામ પણ કરી શકે, જેથી માનવના અતીતને ઉકેલી શકાય. અહીં ડૉ. ક્રાપ અન્ય સામાજિક વિજ્ઞાનો જેવાં કે નૃવંશશાસ્ત્ર, જાતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, દર્શનશાસ્ત્ર, રાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર કે ઇતિહાસશાસ્ત્ર ઇત્યાદિને દૃષ્ટિ સમક્ષ રાખીને લોકશાસ્ત્રને વિજ્ઞાનમાં ખપાવી રહ્યા લાગે છે. આ શાસ્ત્રોના અનુસંધાનમાં જે પદ્ધતિઓ સ્વીકારવામાં આવે છે, તેનો ઉપયોગ લોકશાસ્ત્રમાં પણ કરી શકાય.

આમ, સંશોધન રીતિઓ પરત્વે લોકશાસ્ત્રને અતીતના થર ઉકેલવાના શાસ્ત્રમાં ખપાવી શકાય.

વળી સર્વસામાજિક શાસ્ત્રોને Social Science માટે વિદ્યા કે વિજ્ઞાન નહીં પણ શાસ્ત્રને પર્યાયવાચક શબ્દ તરીકે વપરાશમાં લેવામાં આવેલ છે. પ્રકૃતિનાં શાસ્ત્રો 'physical sciences' માટે વિજ્ઞાનને પર્યાયવાચક તરીકે લેવામાં આવેલ છે. તે દૃષ્ટિએ પણ ફોકલોરને માટે લોકશાસ્ત્ર શબ્દ વિશેષ યોગ્ય લેખાય. અર્થઘન અને ધારદાર લેખી શકાય કેમ કે,

'The dicipline of folklore is an independent one'.

લોકશાસ્ત્રને કલા તથા શાસ્ત્ર માટે પણ પ્રયોજી શકાય. લોકશાસ્ત્રનાં અનેક અંગોમાંથી એક અંગ લોકસાહિત્ય, લોકનૃત્ય, લોકસંગીત અને લોકકળાઓ છે. આ સર્વમાં સૌંદર્ય, સંગીત, ધ્વનિ, લય, ભાવ, ભાવપ્રતીકો, પદબંધ, સ્વરૂપ, શબ્દાવલિ, સુરાવલિ, નાયકનાયિકાભેદ, રસ, ભાવવિભાવ ઇત્યાદિ પર વિશેષ લક્ષ અપાય છે. ઉ. ત. લોકગીતનો સાહિત્ય દૃષ્ટિએ અભ્યાસ કરનાર વિદ્વાનની તેની મીમાંસા કરતાં કાવ્યપ્રકાર, તેનું સ્વરૂપ, કાવ્યસામગ્રી, વર્ગીકરણ, રસ, ભાવ, ભાવપ્રતીકો, વિભાવો તેમ જ અલંકાર અને શબ્દાવલિ ઇત્યાદિ તરફી જ તેની પર્યેષણા બનશે. લોકગીતની ગેયતા, લોકઢાળ ને લોકસંગીત પણ તેની દૃષ્ટિ-

મર્યાદામાં હોઈને તે તત્ત્વોની ચર્ચાવિચારણાને કલાપક્ષની ક્ષિતિજમાં સમાવી દેશે, ને લોકગીતની ઇયત્તાના નિર્ણય પર આવશે. જો લોકગીત નૃત્યગીતનો પ્રકાર હોય તો નૃત્યનો પ્રકાર, ટોળીને ઊભા રહેવાની રીત, પગલાંની હલનચલન, અંગચેષ્ટાઓ ઇત્યાદિની નોંધ પેલો લોકશાસ્ત્રકાર લેશે. વિશેષમાં તે લોકગીતના ઢાળની સ્વરલિપિ પણ માંડવાનો. લોકનૃત્યની સાથે સંકળાયેલ પ્રસંગ કે વિધિની પણ વાત તે માંડવાનો. ટૂંકમાં, માનવની અતીતમાંની પ્રવૃત્તિ પર તે નજર રાખીને તેની નોંધ કરવાનો અને વર્તમાન લોકજીવન અને ભૂતકાલીન લોકજીવન કયાં સહયોગને પામી શકે છે, તે તેની ખોજનો મુદ્દો રહેવાનો.

આવું જ લોકવાર્તા પરત્વે છે. લોકવાર્તાની મુલવણી બે દૃષ્ટિએ થાય છે!

(૧) સાહિત્યિક દૃષ્ટિ, જેમાં વાર્તાના કલાપક્ષની વિચારણા કરવામાં આવે છે.

(૨) લૌકિક નજરે, ગુજરાતમાં હજુય લોકવાર્તાનું સંપાદન અને વિવેચન સાહિત્યિક નજરે જ થયા કરે છે, તેથી કરીને લોકવાર્તાને સાહિત્યકૃતિમાં ખપાવવાના સવિશેષ પ્રયત્ન થયા છે. જ્યારે લોકવાર્તાની મુલવણી સાહિત્ય કૃતિ તરીકે કરવામાં આવે છે, ત્યારે તેનો મીમાંસક કલાપક્ષની જ વિચારણા કરતો હોય છે.

પણ લોકવાર્તાનું શાસ્ત્ર છે, પણ તે કલાપક્ષ કરતાં ભિન્ન પ્રકારનું છે. આથી લોકગીત કે લોકવાર્તા કલાનું અંગ છે, તો સાથોસાથ તે શાસ્ત્રનું પણ એક અંગ છે. આમ, લોકશાસ્ત્ર શાસ્ત્ર Science છે, તો તે કલા પણ છે, જે શાસ્ત્રમાં સમાવિષ્ટ છે.

પણ આ કલાઓનો હવે વિશેષ સંબંધ શાસ્ત્રો Science સાથે સ્થાપિત કરવામાં આવે છે અને માટે હવે ફોકલોર—એક અલગ શાસ્ત્ર બની ચૂકયું છે.

માટે ફોકલોરનો ગુજરાતી પર્યાય લોકશાસ્ત્ર જ વિશેષ ઉચિત લાગે છે.

### સંદર્ભગ્રંથો અને સૂચિ


(૧) જુઓ A study of Folklore સંપાદક શ્રી એલાન કુંડે પૃષ્ઠ ૬ પરની પાદટીપ

(૨) એજન

(૩) „ પરનો લેખ પૃ. ૫.

(૪) हिन्दी साहित्य : वृहत् इतिहास, षोडस भाग, हिन्दी लोक-साहित्य पृ. १०–११

(૫) એજન પૃ. ૧૨

(૬) „ પૃ. ૧૨–૧૩

(૭) „ પૃ. ૧૧

(૯) લોકસાહિત્યનું સમાલોચન, લેખક શ્રી ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક મુંબઈ યુનિવર્સિટી, મુંબઈ: બીજી આવૃત્તિ પૃ. ૧૧૬

(૧૦) लोक–साहित्य–विज्ञान, लेखक. डॉ. सत्येन्द्र, पृ. १ અને The science of Folklore લેખક ડૉ. એ. એચ.; ક્રોપ. પરિચય લેખક પૃ. ૧૫

(11) Dictionary of Folklore; Mythology and Legend Vol. I, edited by Maria Beach. પૃ. ૩૯૯

(12) The Science of Folklore લેખક ડૉ. એ. એચ. ક્રાપ

(13) The Golden Bough લેખક ડૉ. જે એચ. ફ્રેઝર

(14) An Outline of Indian Folklore લેખિકા ડૉ. દુર્ગાબાઈ ભાગવત્ પૃ. ૨

(15) The Science of Folklore લેખક ડૉ. એ. એચ. ક્રાપ

(15) A study of Folklore સંપાદક શ્રી એલાન કુંડે પ્રસ્તાવના પૃ. ૫

(17) The Folktale લેખક ડૉ. સ્મિથ ટૉમ્સન

# ☆ ☆ ☆ સૌરાષ્ટ્રની લોકકળાઓ

લેખક અને આલેખક : શ્રી જોડીદાસ પરમાર, એમ. એ.,



લોકનારીએ માટીમાંથી બનાવેલી મંજુસડી તેના ઉપર વાટાથી કંડાર કરેલ છે અને કાચ મોતી વગેરે ચોડયાં છે.

સૌરાષ્ટ્રના ગ્રામલોકો સાચી રીતે રૂપશોભનના રસિયા જીવ છે. તેમના નિર્મિત સંસારની રૂઢીના પડસીમાડામાં રહીને શોભાવણ રૂપસુંદરતા માટે તે સો સો વાનાં કરે છે. સંસ્કાર-રૂપની ઉજળી સંસ્કૃતિ તેના પડ–રહેઠાણના છેક તળ લગી હજી પહોંચી શકી નથી, તેથી જ તે કોઈ પણ જાતની શિષ્ટ સંસ્કારની છાયામાં આવ્યા વગર, આપસૂઝના ઓથારમાં રહીને રૂપશોભાવણ કસબકારી-ગરીની જ્યોત જલતી રાખી શકયા છે. ગ્રામ–માનવીને હૈયે ચડયાં અને હોઠે ઊતર્યાં ગીતો, વાર્તાઓ, વ્રતકથાઓ, જોડકણાં, ઉપરાંત અંતરે ઊઘડયા અને હાથો વડે રૂપસર્જિત થયેલા કલાકારીગરીના રૂપાળા ઘાટને, તે અવનવાં રૂપે અવારનવાર રચ્યા જ કરે છે; અને આમ લોકસંસ્કૃતિને લોકકળાના રૂપને પરંપરા-ગત વહેતું રાખી રહ્યા છે. ગામડાના લોકજીવનમાં રૂપ પામેલી આ લોકકળા-કારીગરીનાં એંધાણ સદીઓના સીમાડા વળોટીને માનવસંસ્કૃતિના આદ્ય રહેઠાણ સમા ગુફાઘરોનાં ભીંતડા ઉપર ટાંબકટીંબક અને ટીટલાં (લીટા)ના રૂપે આજે પણ આપણે જોઈ શકીએ છીએ; તેથી જ આપણી લોકકળાઓ તો માનવીની સભ્યતાના ઉદ્‌ગમ જેટલી જૂની છે, તેમ કહી શકશું. ગુફાવાસી માનવીએ પોતાના હૃદયનાં ઊર્મિ અને આનંદના હિલો-ળાને મૂર્તરૂપ આપવા રંગ, રેખા તેમ જ ધૂળઢેફાં, પથ્થર અને લાકડામાંથી અવનવું મૂર્ત–અમૂર્ત સર્જન કરી, કંડારીને, કેટલાંય આકારરૂપ ઘડયાં, ઉપસાવ્યાં છે; તે કાળથી જ લોકકળાના શ્રીગણેશ મંડાઈ ચૂકયા



લોકનારીએ માટીમાંથી બનાવેલી અનાજ ભરવાની કોઠી



શૂરવીરનો પાળિયો
[ શ્રી સુરેશ શેઠના ફોટો પરથી ]

છે; જેની પરંપરા હજી આજેય ગામડાંમાં જીવતી જાગતી વિલસે છે.

સૌરાષ્ટ્રીય ગ્રામવાસીઓનું માનસ પરંપરાગત રીતે રૂઢિ સંસ્કારથી જ કળાપ્રિય હોવાથી, ગ્રામપ્રજામાં લોક-કળાકારીગરીની સતત સાંકળ જ ગંઠાઈ ગયેલી છે; અને આ પરંપરાને પોષણ આપીને જીવંત રાખનાર છે સૌરાષ્ટ્રનાં નર અને નારી; જેનાં હૈયાંએ રંગ, રૂપ અને દૃશ્યકળાના નિર્માણથી સૌરાષ્ટ્રના ગૃહજીવનને ભર્યું ભાદર્યું કરી દીધું છે. સૌરાષ્ટ્રીય ગ્રામલોકો જે જે કળા-કારીગરીનું નિર્માણ કરે છે, તેની પાછળ ઘણી સદીઓના સંસ્કાર–રૂપની એક અતૂટ શોભન–પરંપરા તો છે જ; ઉપરાંત પરંપરાગત જ્ઞાનસમૃદ્ધ અતૂટ રૂઢિની પણ છાપ છે. જેથી તે કસબકારીગરીના આકારરૂપમાં ઘણી વાર સળંગ એકવિધતા ઉપરાંત ઘાટવળોટ પણ સરખા જેવા જ લાગે છે; તેમ છતાં બાર ગાઉએ બોલી બદલાય તે પ્રમાણે ગામેગામના શોભનસંસ્કાર અને રૂપઆકારની એકતામાં પણ વિવિધતા તો છે જ. આમ અનેકતામાં એકતાનું રૂપ : એ લોકકળા–કારીગરીની સરજતની આગવી ખૂબી છે; જે સમગ્ર ભારત દેશે અને સૌરાષ્ટ્ર-ભરમાં પરંપરાથી પાંગરી છે; જેના કળાકસબના નમૂના, ઘાટ, આકાર વગેરે ગામેગામ જૂજવાં છતાં એકસૂત્રે મંડાયેલ જોવા મળે છે.



સતીની ખાંભી



લોક-ભરતનું કાનુડાનું ઘોડિયું [ શ્રી ઉમરભાઈ ઝરીવાલાના સંગ્રહમાંથી ]

સૌરાષ્ટ્રની આ ધીંગી ધરાને માથે લોકકળાઓના તો ભંડાર ભર્યા છે. તેનાં લળુંબઝળુંબ ગામડાં અને લેરખડાં માનવીની હૈયાસૂઝ અને કળાસૌંદર્યની નમેરી સાખે તો માનવદેહ, ઘરબાર અને ઊજળા આયખાને ય કળામય બનાવી દીધાં છે. ગામડાં-ગામની હાડબળૂકી અને અભણ જનતાએ પોતાના હૈયાના ઊર્મિભર્યા હિલોળાતા નિતારને હાથ વડે ઝીલીને, મૂર્તરૂપે એનું સર્જન કર્યું છે. તેની કળાપારખુ આંગળિઓએ સૌના અંતરના અમૂર્ત ભાવોને મૂર્તરૂપે રજૂ કરી દેખાડયા છે. આમ અંતરની ઊર્મિને મૂર્ત રૂપ આપીને ગ્રામપ્રજાએ લોકકળાકારીગરીની ઘેર ઘેર રંગત માંડી દીધી છે.



રાજપૂતના ભરતકામમાં રથ ( ભાલ વિભાગ ) [ શ્રી ઉમરભાઈ ઝરીવાલાના સંગ્રહમાંથી ]



કટાવ કામનો પંખો
[શ્રી સુરેશ શેઠના સંગ્રહમાંથી]

સૌરાષ્ટ્રભરના દરેક ગામડાગામના પાદરથી જ લોકકળા–કંડારના નમૂના દૃશ્યમાન થાય છે. નાક, ટેક, સત અને પોતાની માભોમને માટે આ ભૂમિનાં અનેક નરનારી મરીને જીવી ગયા છે; તેની સ્મૃતિનાં એંધાણ રૂપ દેવલાં, પાળિયા, શૂરાપૂરા, ખાંભી, સૂરધન, લાંઠય, ઠેશ કે સતીમાના પાળિયા અને થંભ રૂપે લોકસલાટોએ છીછરા તક્ષણથી અનેક શૂરવીરની આકૃતિ કંડારી છે, વર્ષોથી તેને સજીવનરૂપે કોતરી ગામને પાદર ખોડી દીધી છે. આ સ્મૃતિ–ચિહ્નો પ્રતીક રૂપે સૌરાષ્ટ્રભરમાં ખાંભિયો, પાળિયા વગેરે રૂપે કંડારાયાં છે. ખાંભીમાંનો પ્રતીક–આકાર મોટા ભાગે લડવૈયો ઘોડેસવાર, રબારી, ઊંટસવાર, વસવાયો, પાયદળરૂપે શ્રેષ્ઠી કે રાજવી રથારૂઢ, ઓઝલવાળી સતીના હાથનો પંજો, સવચ્છી ગાય, નાગનાગણીનું જોડું–વગેરેને ગામ–સલાટે જ ઘડયાં હોવાથી તેમાં તળ લોકશૈલીનાં જ કંડારરૂપ ખોતરાયાં છે. આમ ગ્રામશિલ્પીએ સમગ્ર ખાંભી–પાળિયાનો બાહ્યાકાર મંદિર કે ચૈત્ય ઘાટનો બનાવ્યો છે અને તેમાંના પ્રતીકનો આકાર લોકશિલ્પની રીતે ઘડયો છે. ખાંભી તે મંદિરનો બાહ્યાકાર અને મૂર્તિ અંદરના ભાગે છીછરા તક્ષણથી ખોતરેલું પ્રતીક : એ બંને મળીને એક આખા મંદિરના પ્રતીક રૂપે જ તે બની જાય છે. તેથી ઘણા લોકો પાળિયાને દેવલાં પણ કહે છે. આમ સૌરાષ્ટ્રના ગ્રામ–શિલ્પીએ લોકરૂઢિના કંડાર અને મંદિર રૂપની સ્થાપત્ય કળાનો અંકોડો જીવંત રાખ્યો છે, તેમાંના ઘોડેસવારના કંડારશિલ્પ અને લઢણવળોટના ઘાટઘૂટ સાંચી અને ભારૂતના શિલ્પના કંડારરૂપના વારસ જેવા જરૂર લાગે છે. આમ ખાંભી, પાળિયાનો પ્રતીક આકાર ઘોડેસવાર, વીસથી બાવીસ સદીઓ જેટલો જૂનો છે; છતાં આજે પણ ગ્રામસલાટ આ આકાર એની એ જ રીતે કંડારે છે, તેમાં ખાસ કશોય ફેર પડયો નથી.



મોતીના પરોણામાં સરવણનું પ્રતીક
[ગાંધી–સ્મૃતિના સંગ્રહમાંથી]



ગ્રામ-સુતારે ઘડેલી લાકડાની પૂતળી
[ લેખકના સંગ્રહમાંથી ]

સૌરાષ્ટ્રનું લોકભરત તો આજે ભારતના સીમાડા વળોટીને પરદેશમાં કળાકસબના સુંદર નમૂના તરીકે સ્થાન પામી ચૂક્યું છે. આ લોકભરતથી તો સૌરાષ્ટ્રની લોકનારીઓએ પોતાનો પંડ, ઘરબાર, વહાલા જણ્યા, ઢાંઢા, ઘોડી ને સાંઢડી જેવા જનવરોનાંય ભરત–શણગાર ભર્યા છે. બધાંયને માટે હોંશે અને ઉલ્લાસે નવરાશની સંતોષી વેળાએ, ખંતથી સરડ સરડ ત્રીબ તાણીને રૂડુંરૂપાળું ભરત ભર્યું છે. આમ સૌરાષ્ટ્રનું લોકભરત લોકનારીએ પોતાના ઉપભોગ માટે જ ભર્યું છે; તેથી દરેક નમૂનો આપરૂપ કળાશણગારવંતો બની ગયો છે. ગામડાંની લોકનારીઓ પોતાને પહેરવા માટે વાનેવધતા અને શોભન–ભાતોએ શોભતા, કાળા, રાતા, પીળા, અને લીલા રંગના પોત ઉપર ઘાઘરા અને ચણિયા ભરે છે. ગૂઢા પોતના કાપડ ઉપર ભરતકામ બહુ જ સુંદર ઓપે છે અને તેમાં કાચ (ખાંપ) તો ઝગઝગારા મારે છે! લીલી, ગુલાબી અને ભૂરી ચટકીલા રંગની અતલસ ઉપર છૂંદાવેલ અને તૂઈ, ગોખરુંથી કંડારીને કપડાં પણ ભરે છે. તો વળી સથવારા બાઈઓ લહેરાતા પાલવમાંય રૂપાળાં હીરકાચ-રસ્યાં ભરત ભરીને સંગટાની શોભા ઔર વધારી દે છે. શરીરના કપડાં ઉપરાંત ગૃહ-ઉપયોગી નાના મોટા સાજસરંજામને પણ તે લોકભરતનાં હીરથી શણગારે છે અને લોકનારીનો જ્યાં જ્યાં હાથ ફરે છે, તે દરેક ચીજવસ્તુ કળાશણગારથી શોભતી બની જાય છે. ઘરની ઈંઢોણીથી માંડી સોગઠાં-બાજી, વીંઝણો, ઓશીકું, થેલી, કોથળી, માલડો, બગચો, ખલેચી, વગેરેને હીરકાચ અને ચમકીલા દોરાથી અવનવી ભાતોએ ભરીને દરેક ચીજજણસને કળાભર્યું રૂપ આપી દે છે. વળી પેટના જણ્યા છોરુંડાં માટે ખોયા, ચોરણી, કેડિયાં, આંગલાં, ટોપી, બોશલો, નતિયો, જાકીટ વગેરે ભરીને બાળારાજાને રૂડી રીતે શણગાર સજાવે છે. ઘર તો માનવજીવનનો મોટો વિસામો છે, તેથી ઘરશણગાર માટે તોરણ, ચાકળા, ટોડલિયા, તકિયા, ટરપરિયાં, બારસાખિયાં, પછીતપાટી, કાંધી, ચંદરવો, ગણેશ–સ્થાપન વગેરે ભાતથી તેમ જ શોભન–તરાહથી ભરીને ઘરને સરગદ્વાર જેવું રૂપાળું શણગારી દે છે. ખેતીના બળદ અને ચડાવ રોજી ઘોડીનાં પણ શણગારરૂપ ભરત હોંશે હોંશે ભરે છે. તેમાં ઘોડીની ઝૂલ, શિંગરોટિયા કે ખોભળા, મખિયા કે લેલાવટી, મોરડા, નાથ અને જોતર માથેય ઠાંસી ઠાંસીને ભરત ભરે છે. રોજી ઘોડીની ડોકા–ઝૂલ, પીઠ માથેનું પૂંઠિયું પણ રૂડી રીતે ભર્યું છે. ટરડમરડ સાંઢણી માટે પણ વાને વધતા રંગે રેલાતી ડોકા–ઝૂલ તો પછી ભરાય જ ને? કેમ બાકી રહે?



દીવલીબાઈએ માટીમાંથી બનાવેલી પૂતળી
[ લેખકના સંગ્રહમાંથી ]



આ લોકભરત દ્વારા લોકનારીનાં કળાસૂઝ અને સુરેખ સૌંદર્યભાવનાનું દર્શન અહીં દેખાઈ આવે છે. તેમાંય દરેક નાતે-જાતે ભરતકામની ભાત, ભભક અને રંગદર્શિતામાં ફેર તો હોય જ! મર્માળી કાઠિયાણીનું ભરતકામ મોટા ભાગે ઘેરા નીલા, ગૂઢા-પીળા કે કીર-મજી રંગના પોતવાળા લુગડા ઉપર વધારે જોવા મળે છે. તેમાં તે માનમોભાના પ્રતીક રૂપ ઘોડા, હાથી, પાલખી વગેરે તો ભરે જ છે; ઉપરાંત ચોરી-માયરાં, કૃષ્ણજીવન, રામાયણ, મહાભારત, લોકકથાઓ વગેરેના પ્રસંગો પણ લોકચિત્રણાની પ્રાકૃત ઢબે ભરે છે. કાઠિયાણીનું ભરતકામ વધારે આકૃતિપ્રધાન છે; જ્યારે ખેતી

ગ્રામનારીએ ગાભા-ચીથરામાંથી બનાવેલી ઢીંગલી
[લેખકના સંગ્રહમાંથી]



કરતી કોમોનાં ભરતમાં તરાહ અને શોભનભાતો ફૂલડે હસી ઊઠતી ફૂલવાડી જેવી દેખાય છે. કાઠી તેમ જ અન્ય ખેતી કરતી કોમોના ગૃહશણગારના ધોળા-ભરતમાં ભૌમિતિક આકૃતિ રચના જેને લોકો કથિપિ કહે છે, તેમ જ બીજોરાં અને કોઈ કોઈમાં માનવઆકૃતિઓનું પણ ભરત ભરવાનો ચાલ છે. તેમાં કાચ (ખાંપ)નો પણ બહોળો ઉપયોગ થાય છે.

દીવલીબાઈએ માટીમાંથી બનાવેલો હાથી
[લેખકના સંગ્રહમાંથી]



વાઘરીએ બનાવેલો ઘોડો

લીલા રંગેલા કાપડમાંથી ઘોડાનો આકાર બનાવી તેમાં લાકડાનો વેર ભરીને જેના ઉપર રંગીન કાગળ અને સોનેરી રૂપેરી પિત્તળ પાનાથી તેના શણગાર કરેલા છે.

[ લેખકના સંગ્રહમાંથી ]

ગામડાંગામની સઈ કોમની ખંતીલી સ્ત્રીઓએ સીવતાં સીવતાં, પડેલાં રંગરંગીન કટકાકાપલાંની કૂથમાંથી, તેમ જ રંગીન મોટા ફાળાને દોવડાં ચોવડાં કરી તેમાં સરખી જ ભાત કાપીને કટાવકામની કારીગરી કોતરી, કાપીને, નવી રીતે સરજાવી છે. રંગરંગીન ચોરસ, લંબચોરસ લૂગડાંના ફાળામાં મોર, ઢેલ, હાથી, ઘોડા, ઝાડ, કેળનો થંભ, કાન-ગોપી વગેરેના આકાર કાપીને ધોળા પોતનાં લૂગડાં ઉપર દોરાથી ટાંકીને તેઓએ ચાકળા, ચંદણી, ચંદરવા, તોરણ, ગાદલી વગેરે ઘર શોભાવવાની તેમ જ રોજિંદા ઉપયોગની વસ્તુઓને કટકાની કૂથમાંથી નીપજાવીને કટાવકામનો કસબ સર્જ્યો છે.



ગોપી આળેખ ચિત્રનો નમૂનો



ગામનારીએ પાણિયારા પાસે કંકુથી દોરેલું કાકા બળિયાનું પ્રતીક ચિત્ર

ગામેતી–કાઠી, ઠાકોર ગરાસિયા અને કસદાર મહાજનને ઘરબાર–સાખે ઝૂલતાં અને આવકાર આપતાં મોતી–ગંઠયાં તોરણ, સાખ–તોરણ, પછીતપાટી, ચાકળા, ભીંતિયા વગેરે આ કોમની ખંતીલી નારીનો કળારૂપનો ઝીણવટભર્યો કસબ છે. આ મોતીના પરોણામાં દરેક નમૂનાની પાછલી ભોં હમેશાં ધોળાં મોતીની જ હોય છે; તેમાં વચ્ચે વચ્ચે જીવનમંગલનાં શોભનો, ઉપરાંત નરનારી, વનસંપત્તિ, પશુ વગેરેના પ્રસંગોનાં કથારૂપો આ નારીઓએ કીડિયાં મોતીના દાણે દાણે પરોવીને તાદૃશ્ય કર્યાં છે. કાઠિયાણીનું મોતીપરોણું સૌથી વધારે વૈવિધ્યભરી ભાતરચનાવાળું અને આગવી જ કલાસૂઝભર્યું છે.





ગામડાના કુંભારે માટલા ઉપર દોરેલાં વીંછી અને કરચલો



ખરકણુબાઈએ કરેલું આળેખ ચિત્ર
[ શ્રી સુરેશ શેઠના સંગ્રહમાંથી ]

ગામેગામના લોકસુતારે લાકડામાં કંડારકારીગરી કરીને મંદિર, માળિયાં, ઝરૂખા, મહેલાત વગેરેમાં પોતાની કળાસૂઝનો નિચોડ ઠાંસી ઠાંસીને કંડારરૂપે ભર્યો છે. ઘરનાં જોડકમાડ અને બારસાખ, ભાતીકકુંભીઓ અને શરાં, નેજવાં, ઘરમાંનાં પૂતળી, ઘોડા, મોર, પોપટના ટેકણવાળા ડામચિયા, પિત્તળે મઢ્યા પેટીપટારા ને ગલ્લા, ઘંટીનાં થાળાં વગેરેમાં સુતારની ફરસીએ ઝીણામાં ઝીણી કારીગરી ખોતરી કંડારી છે. નાનાં છોકરાંને રમવાનાં બળદગાડાં, હાથી, ઘોડા અને છોકરીઓને રમવાની લાકડાની પૂતળીમાં તેના સર્જનનો ઊંચો આંક જરૂર દેખાય છે. અવનવા ઘાટ-આકાર કંડારેલી આવી પૂતળીઓમાં ગામેગામમાં વિવિધતા તો ખૂબ જ જોવા મળે છે, જેમાં લોકકળા-શૈલીનો સાચો વળોટ બધે દેખાય છે, અને સુતારોનું આ મૌલિક પ્રદાન હોવાથી તે નમૂનાને શુદ્ધ લોકકળાના જ નમૂના કહી શકશું.




ત્રાજવાનાં પ્રતીકો અને પુરુષના હાથનું હનુમાનનું ત્રાજવું



નાગરીકોરનો ફૂલફીભાતનો ખત્રીએ છાપેલો સાહ્લો   [લેખકના સંગ્રહમાંથી]

ભારતીય ચિત્રકલાની પરંપરાના રૂપમાંથી જ ઉદ્‌ભવેલી સૌરાષ્ટ્રીય ચિત્રપદ્ધતિ ૧૮મી સદીમાં નવો વળોટ ધારણ કરે છે. આ પદ્ધતિમાં લોકકળાશૈલીનું તત્ત્વ ભારોભાર ઉમેરાય છે અને ગ્રામ-ચીતારો છૂટા હાથે અને મોકળા મને વિશાળ પટને આવરી લઈને, ભીંતચિત્રો દોરે છે. તેમાં શોભનતત્ત્વ અને ભરચક-પણું બધે જ દેખાય છે. શિહોરના દરબારગઢનાં ચિત્રો, જામનગરના લખોટા કોઠાનાં ચિત્રો વગેરેમાં પણ લોકશૈલીની અસર છે જ; પણ ઓગણીસમી સદીનાં ચિત્રોમાં લોકકલમની બહોળી અસર દેખાય છે. તેમાં અંટાળિયા, પાડર્શિંગાનાં ભીંતચિત્રોમાં લોકકળાશૈલીની અસર ભરપૂર છે. તે ઉપરાંત ઓગણીસમી સદીમાં થયેલાં બીજાં ચિત્રોમાં તો મરાઠી તેમ જ અંગ્રેજી પોશાક પહેરવાની રીત આવી ગઈ છે. છતાં રજૂઆત, રેખા, રંગ અને રચનામાં તો આ ચિત્રો ભારોભાર લોકકળાના જ નમૂના છે. તે ઉપરાંત ગોહિલ-વાડના વાળાક પંથમાં ખરક, પલેવાળ અને પંચોળી, આયર વગેરેની સ્ત્રીઓ ગારલીંપેલાં ભીંતડાં ઉપર ધોળા અને લાલ ગેરુથી અવનવા રૂપનાં આળેખચિત્રો કાઢે છે. જેમાં શોભનતત્ત્વથી મંડિત આકારો કથાઈ ગાર ઉપર બહુ જ સુંદર રીતે ઊપસી આવે છે. તેમાં હાથી, ઘોડા, કાન-ગોપીનું વલોણું, મોરલા ને ઢેલડિયું, ચીતા ને વાઘ, ગોપી, પાણિયારી, આંબો, કેરી, રેલગાડી, ચાકળા વગેરે સુંદર મજાનાં ચિત્રો પોતાની હૈયાસૂઝથી દોરે છે. આ ઘરશોભાવણ—લીંપણચિત્ર નરી સાદાઈ અને સહજતા સાથે તે આંખને ગમે તેવાં હોય છે. બરડા પંથકમાં પણ મેર સ્ત્રીઓ ઘરની અંદરના ભાગે વિધવિધ રંગનાં ભાતીગળ ચિત્રો દોરે છે. આ બધા આલેખોમાં કલ્પનાનાં ઉચ્ચગામી ઉડ્ડયનો નથી; પણ ચીતરવાની રીત અને રજૂઆતમાં ચોખ્ખી મૌલિકતા જરૂર દેખાઈ આવે છે. આ ચિત્રોનાં ઘણાં ઘાટરૂપમાં પ્રાગ્‌ઐતિહાસિક માનવીએ દોરેલાં ચિત્રોનાં જેવાં ઘણાં એંધાણ મળી રહે છે. વળી દરેક ગામડાગામના કુંભારો પણ ચોરીના થંભ ઉપર અવ-નવી આલંકારિક ભાતો ચીતરે છે, તેમ જ પાણી પીવાના ગોળા ઉપર પણ ઝાબલાં, મોર, કરચલાં, વીંછી, ગરનાળાં વગેરે ધોળા અને કાળા રંગથી ચીતરીને પાણીઆરાની શોભા વધારે છે.




**રામ અને રાવણનું યુદ્ધ, લોકશૈલીની અસરથી યુક્ત આ ચિત્ર હાલ મહુવાના સહકારી હાટના ડેલાની ભીંતની ઉપર મોજુદ છે.**

[ શ્રી સુરેશ શેઠે લીધેલા ફોટા પરથી રેખાંકન ]

આ ઉપરાંત સૌરાષ્ટ્રભરની દરેક લોકનારી વરત-વરતોલાં પણ કરે જ છે. જે શિયાળામાં ખીહરથી શરૂ કરીને સાડા ચાર મહિના ચાલે છે. આવાં વ્રત કન્યાઓ, કુલવધુઓ, પ્રૌઢાઓ વગેરે સૌ માટે હોય છે. જે તે વ્રતનાં પ્રતીકરૂપ ચિત્રો ઘરના મુખ્ય બારસાખની બંને બાજુએ સ્ત્રીઓ ભીના કંકુથી આંગળી વતી આળેખે છે. કન્યા ટીલી વ્રત કરે છે, જેનું પ્રતીક ચાંદલો છે. કુલવધુ પેટ સંતાન વાંચ્છે છે, તેનું પ્રતીક ઘોડિયું છે. પ્રૌઢા જીવનમુક્તિ માટેનું વ્રત કરે છે, તેનું પ્રતીક રૂપ સ્વર્ગની નીસરણી છે. ઉપરાંત અમુક પર્વોમાં પણ સ્ત્રીઓ કંકુથી કાકા બળિયા, નાગ દેવતા વગેરે દોરે છે. વળી ઘરમાંથી ઘરડેરાં જાત્રાએ જાય ત્યારે ઘરને લીંપીગૂંપીને ઉજમાળું બનાવી, ઘરની દીવાલ ઉપર પોતપોતાની હૈયાસૂઝ પ્રમાણે જાત્રાળુનાં પગલાંના આળેખ કંકુથી કરે છે; તેમ જ રંગરંગીન શોભન–ચિત્રો પણ દોરે છે; તેને તેઓ "જાત્રાળુઓનાં પગલાં" કહે છે. વળી નવરાત્રમાં જ્યારે કુળદેવીનાં નૈવેદ્ય થાય છે, ત્યારે, તેમ જ ગણેશ ચોથને દિવસે, ગણપતિને લાડુ ઝારે છે, ત્યારે પુરુષો જ સિંદૂરને ઘીમાં કાલવીને, માતાનું પ્રતીક, ત્રિશૂળ વગેરે, તેમ જ ગણેશ પાસે ચડતી દેરડી, વેપાર–ખેતીમાં બરકત વગેરેની માગણી કરતાં સૂત્રો અને પ્રતીકો ચીતરીને ઘરનાં કમાડ કે માતાના મઢની દીવાલને સુશોભિત કરે છે. આ બધાં પ્રતીકાલેખન ઘણાં પુરાણાં છે. ત્રિશૂળ, સાથિયો વગેરેનો સગડ તો લોથલમાંથી મળેલી મૃણમુદ્રામાંના લખાણના અક્ષરો સાથે મળતા આવે તેવા છે.

ગ્રામસંસ્કૃતિ, વિશેષ તો, પ્રકૃતિના ખોળામાં જ વિકસી હોવાથી ગ્રામલોકોએ પોતાની ઘરવપરાશની કેટલીક ચીજજણસ પ્રકૃતિના પિંડમાંથી જ બનાવી દીધી છે. અનાજ ભરવાની મસમોટી અને બબ્બે કળશી દાણા સંઘરાય તેવી કાચી માટીની ગોળ કોઠીઓ, કઠોર ભરવાના નાના નાજુક ચોરસ અને ગોળાકાર કોઠલાઓ, દહીં, દૂધ, ઘી, રોટલા અને શાકભાજી મૂકવા માટેની લંબચોરસ અને ખાનાંવાળી મંજૂસડી કે કોઠલાઓ, ઠામવાસણની માંડ કરવા માટે ઘોડામુખના ટેકણવાળી કાચી માટીની ધોળે રંગી અભરાઈઓ: આ

બધુંય ધરતીની ધૂળમાંથી જ ઘડી, બનાવી કાઢ્યું છે. બધુંય સુકાઈ જાય એટલે તેના માથે ધોળી ખડીનો ધોળ પણ કરે છે, અને તે પછી તેના માથે રંગરંગીન ચીતર પણ દોરે છે. વળી કોઠલા-મંજૂસ ઉપર તો માટીના ગોળ વાટા કરીને, તેને કંડારીને શોભન–ભાતો ઉપસાવે છે અને વચ્ચે તેમ જ કોરેમોરે આભલાં, ચણોઠી, કાચના મણકા, વગેરે ચોડીને મંજૂષને શોભામય બનાવી દે છે.

ગ્રામસંસ્કૃતિનાં શોભારૂપ માટીનાં ઘર માટીમાંથી જ ચણ્યાં હોય છે અને ગારગોરમટીએ જ લીંપ્યાં હોય છે. ઘરમાં વસનારી કામઢી અને કળાપ્રિય લોકનારી ઘરને ભોંયતળિયે ગાર-થાપ અને ભીંતે ઓળીપો કરે છે. તેમાંય પોતાની કરાંગુલિઓથી ભાતરચના ઉપસાવે છે. વળી રહેણાકના ઘરની સામી ભીંતે પેટીપટારાની ઉપર ગોળી, ગોળા અને હેલની માંડને માથેય અભરાઈ માંડેલી હોય છે. તે અભરાઈથી ઉંફરે તેમ જ બારી, ટાંકાં, કબાટ વગેરેની આસપાસ માટી કાલવી, તેના ગોળ વાટા વણીને, તે વાટામાંથી કંડારની ઓકળી ઉપસાવે છે. તેમાં મોર, પોપટ, ઝાડપાન, પંખા, પૂતળી વગેરે રૂડી ભાતો ઉપસાવે છે, ને તેમાં કાચ, આભલાં, મોતીના મણકા, ચણોઠી વગેરે ચોડીને, તે સુકાયા પછી ધોળી નાખે છે. તેથી કંડારનું વાટાશિલ્પ અને તેમાં ચોડેલાં કાચ, મોતી વગેરે સુંદર તો લાગે જ છે, ઉપરાંત આ રૂપેમઢચા ઘરને ઝળાંહળાં જેવું કરી શોભીતું બનાવી દે છે.

સૌરાષ્ટ્રમાં સાતમ-આઠમનો તહેવાર ગામડાંની રિદ્ધિસિદ્ધિના રંગ રેલાવે છે. એક બાજુ સીમમાં મેઘે-સીંચ્યા લેલૂંબ મોલ હરખે હીંચી રહ્યા હોય છે, ત્યારે ગ્રામશેરીની તેવતેવડી નારીઓ રાસડાની રમઝટ બોલાવે છે. આવા સપરમા દિવસોમાં સીમપાદરની વેડવી વાઘરણો કે કાંગસિયાની બાઈઓ, માટીમાંથી બનાવી, તાતા તાપે શેકી, ધોળા રંગે ને લાલ ગેરુએ રંગીને ઘંટીઘોડાના રમકડાં તૈયાર કરીને, ગામેગામની શેરીઓમાં ફરી વળે છે. બહાદૂર વીરને માટે ઘોડો અને કામગરીબહેનને માટે ઘંટી વેચતી આ બાઈઓ રોટલા, ઢેબરાં લઈને આ રમકડાં ગ્રામ–બાળકોને આપે છે અને બાલુડાંને રાજી કરે છે. આ ઘોડાનો વળોટ જૂના મૌર્યકાલીન ટેરાકોટા (ધરાકૂટ)ના રમકડાં સાથે મળતો આવે છે.

ગામમાં સાંજને ટાણે ઘેરઘેર દાતણ નાખી જતી વાઘરણ ઉનાળાના નવરાધૂપ દિવસોમાં શેરીએ શેરીમાં છોકરીઓના હાથે ત્રાજવાં (છૂંદણાં) પાડવા માટે ફરી વળે છે. ત્યારે ત્રાજવાંની શોખીન છોડીઓ પોતાના હાથે અચૂક ત્રાજવાં ત્રોફાવે જ છે. તે લાડવો, દેરડી, માખ, બીજ, ચોક, વાવ વગેરે જેવા ગોળમીંડાનાં પ્રતીક આકારોથી બનાવેલા હોય છે. આ આકારોને વળી અમુક રીતે ગોઠવી તેમાંથી અવનવી હાથશોભાવણ ભાતો આ સ્ત્રી પાડે છે. જેમાં ડેરવાયો, વીરહાર, લાડુથાળી, જોતરહાર વગેરે છોકરીઓ હાથેપગે અચૂક ત્રોફાવે જ છે, અને પોતાના ઘાટીલા હાથપગને વધારે રૂપરખ્ખા નમણા બનાવી દે છે. ભરવાડ, કોળી, કાંગસિયા જેવી કોમોમાં કપાળે, ડોકે અને કોઈ કોઈ તો સાથળે પણ ત્રાજવાં ત્રોફાવે છે. બાકી બીજી લોકવરણની સ્ત્રીઓ હાથેપગે જ ત્રાજવાં ત્રોફાવે છે. પુરુષો હાથે સાંકળી, જોતર, લાડવો, તે ઉપરાંત કાન-ગોપી, રામ, હડમાન વગેરેના આકૃતિમૂલક ત્રાજવાં ત્રોફાવે છે. ત્રાજવાં માટે એવી લોકમાન્યતા છે કે માણસે જો ત્રાજવું ન પડાવ્યું હોય તો તે મરે ત્યારે બીજે અવતારે સાંઢિયો સરજાય છે. વળી ત્રાજવાં અંગનાં શોભનમંડન હોવાથી મૃત્યુ પછીયે અંગની સાથે જ જડેલાં રહે છે.

ગામડામાં સીમપાદરના મોકળા મેદાનમાં ધામા નાખીને પડતાં તેમ જ બેચાર દિવસે તે ગામમાં રહી, રોટી મેળવીને વળી બીજે ગામ ચાલ્યાં જતાં વાઘરી, ચીભડિયા બાવા, બજાણિયા વગેરેની સ્ત્રીઓ હાથે વગાડવાનાં ડુગડુગિયાં, દોરીથી ખેંચતાં પાછળ ચાલતાં અને વાગતાં ડબડબિયાં, હાથે રંગેલા લીલા રંગના લૂગડામાં લાકડાનો વેર ભરીને બનાવેલાં પોપટ, પીર કે માતાને ચડાવવાના રૂપાળા ઘોડા, હાથી કે છાપાના કાગળને રંગીને બનાવેલાં ફરફરિયાં વેંચીને ગ્રામબાળકોના રમકડે રમવાના કોડ પૂરા પાડે છે; અને તેમાંથી જે રોટલા કે દાણા મળે તેના વડે તેઓ પોતાનું ગુજરાન ચલાવે છે. આમાંથી કોઈ કોઈ બાઈઓ રંગીન લૂગડાના કટકાકાપલાંનો ઉપયોગ કરીને ઢીંગલીઓ બનાવે છે. કાળા દોરાથી તેની આંખો ભરીને,

કપાળે ટીલડી ચોડીને ઘેરબંધ ઘાઘરા, માથે છૂટો પછેડો ઓઢાડીને, રૂપાળી ચીંથરાની ઢીંગલીને રૂડીરૂપાળી બનાવી તે ચાર–છ આને વેચે છે.

કોઈ કોઈ ગામમાં ખત્રી લોકો ગ્રામનારીનાં ઓઢણાં અને ઘાઘરા, કાપડાંની શોભનભાતો છાપે છે. તેમાં મોર, પોપટ, પૂતળી, ઝાડ, પંજા, ફૂલ વગેરે ઉપરાંત ચંપા, ફૂલકી, ચોપાટડી, વાડીવેલા, મોતીચોક વગેરેની ભાતો છાપીને આ લૂગડાંની જ લગન લાગે તેવાં રૂપાળાં બનાવે છે. તેનો રંગ પાકો ભીં જેવો હોય છે, જે ફાટે પણ ફીટે નહિ તેવો છે, તેથી લોકસ્ત્રીઓ હોંશે અને હુલાસે આવાં ઓઢણાં પહેરેઓઢે છે.

સૌ લોકો આ સૌરાષ્ટ્રની ધીંગી ધરતીનાં જ સંતાન છે. ધરતીમાતા સૌની માવડી છે, તેથી તે કીડીથી કુંજર સુધી સૌને કણ આપી રહે છે, અને ખેડૂતને તો એક કણમાંથી અનેક કણ આપીને, તેની કોઠીઓ અભરે ભરે છે; તેથી દીવાળીનાં પર્વોમાં લોકનારીઓ ધરતીમાતાની પૂજા કરે છે. ધરતી માથે કંકુના સાથિયા પાડી, સાપારી છાપીને ચોખાથી વધાવે છે. વળી આંગણે ને ઓશરીમાં લખમીજીનાં પગલાં પાડી ઉપર જુવારના દાણાના ઢગલા કરી, દેવીપૂજન કરે છે; અને ઘરમાં અને કુટુંબમાં સુખસાયબી અને રિદ્ધિસિદ્ધિ માગે છે.

સૌરાષ્ટ્રનાં કલાપ્રિય ગ્રામલોકોએ આંગળી–તૂટતાં કામોની સાથોસાથ ઘર અને જીવનમાં ભારોભાર કલા-કારીગરીને સ્થાન આપ્યું છે; તેમની કામઢી સ્ત્રીઓએ તો ઘરમાં અને બહાર બધે જ સુંદરતાનાં રેખશોભનો માંડીકંડારીને પોતાનાં ઘર, જિવતર અને સંસારને ઉજમાળાં બનાવી દીધાં છે.

સૌરાષ્ટ્રભરની મોટા ભાગની લોકકળાઓ લોકનારીઓનું જ સર્જન છે. તેની આગવી કળાસૂઝ અને કળાવાંચ્છુ કરાંગુલિઓનો જ કલાકસબ જ્યાં ને ત્યાં વેરાયો છે. સુંદર મજાનાં ભરત, ચીતર, રમકડાં, મંજૂ-સડાં, પાળિયા, ભાતીગળ ઓઢણાં વગેરેના રૂપસુંદર નમૂના જોતાં આંખ તો ધરાતી જ નથી અને અંતર તો આ બધું જોઈને અમીના જ ઓડકાર ખાય છે. તેથી જ કલાપ્રિય સોરઠીઓ કવિ ગાઈ ઊઠે છે ને?

"એક દિ' કાઠિયાવાડયમાં, તું ભૂલો પડય ભગવાન,
તું થા મારો મે'માન, તુંને સરગ દેખાડું શામળા."

## ANATOMY AND ARTS

The Indian artist must know and know well the structure, outline and measurement of the body. There is no doubt about that. But he need not do this in the manner of the western artist.

In European art anatomical knowledge implies the knowledge of bodily structure, gained by post-mortem dissection. In eastern art it means the knowledge acquired by observing the form and diverse movements of the body in action. The western artist arrives at the idea of the whole, by beginning with an analysis of the parts, the eastern artist begins from a sense of the whole from which he comes to an analysis of the structure. One starts with science or grammar and tries to reach the life movement; the other, beginning with life movement, completes the understanding of science and grammar. So artists, both in the east and the west, have to know anatomy; but their use and method of learning are not the same.

*—Nandalal Bose*

(From: THE VISHVABHARATI QUARTERLY)

## ☆ ☆ ☆ આતમને જગાડતી વાણી

લેખક : **શ્રી મકરંદભાઈ દવે**, ગોંડલ

માણસ જ્યારે આ સૃષ્ટિમાં આંખો ઉઘાડે છે, ત્યારે તે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધનો અનેકવિધ પરિચય પામે છે. તેની સામે ધીરે ધીરે, પાર ન પામી શકાય એવી, વિવિધ સામગ્રી ખૂલતી જાય છે. કોઈએ તેને જાણે આશ્ચર્યલોકમાં મૂકી દીધો ન હોય! મનુષ્યનો પહેલો જન્મ પ્રકૃતિને ખોળે હોઈ તે તેની સામે વિવિધ અને વિરોધી બળોનો મેળો પ્રગટ કરે છે. આશ્ચર્ય, આનંદ અને આઘાતના મિશ્રણથી માણસ પ્રકૃતિને નીરખવા માંડે છે. પ્રકૃતિના રાજ્યમાં સંવાદિતા અને સંઘર્ષ, મિલન અને વિચ્છેદ, સુખ અને દુઃખનાં મોજાં સદાય ઊછળતાં જુએ છે.

પ્રકૃતિનાં આ પરસ્પર વિરોધી સ્વરૂપોને સમજવાનો અને તેના આઘાત-પ્રત્યાઘાતમાંથી સંરક્ષણ પામવાનો મનુષ્ય પ્રયત્ન કરે છે, ત્યારે તેનો બીજો જન્મ થાય છે—સંસ્કૃતિને ખોળે. આ વિવિધતામાં ક્યાંયે એકતા છે? આ વિનાશમાં ક્યાંયે નવસર્જનનાં બીજ છે? માનવીની એ આદિકાળની શોધ છે; અને એનો જવાબ શોધવા જતાં, બુદ્ધિથી પરના પ્રદેશમાં તેને પગ મૂકવો પડે છે. પશુત્વમાંથી મનુષ્યત્વ, ને મનુષ્યત્વમાંથી દિવ્યતા ભણી આ આરોહણ છે. મન-વાણીની જ્યાં ગતિ નથી પહોંચતી ત્યાં એકમાં અનેકત્વનો, નશ્વરમાં અનશ્વરનો એ તાળો મેળવી લે છે. માણસ પોતાની શોધમાં આમ વ્યક્તથી અવ્યક્તમાં, ગમથી અગમમાં, મૃત્યુથી અમૃતમાં પ્રવેશવા જાય છે, ત્યારે તેને સંતોની વાણી હરેક મુકામની વાત કહેતી જાય છે. જે વાણીમાં ન ઊતરે એને વાણીથી વધાવવાનો ઉછાળો તે ભજન; પ્રકૃતિની ગોદમાં જન્મેલા બાળકનું પહેલું રુદન, તેમ આત્મિક ભૂમિકામાં જન્મ લેતા ભજનિકનું 'રુદિયો રુવે રે મારો ભીતર જલે'—નું પ્રથમ ગાન; પછી આવે એના કિલકાર. એકનાં દર્શનમાં ઓગળી જતા આતમની વાણી. પ્રકૃતિને ખોળે આંખો ઉઘાડતાં જેમ અનેકતાનો પરિચય થાય છે, તેમ અહીં એકતાનાં દર્શન. મૃત્યુને સ્થાને અમૃતનો સ્પર્શ. એક, અનંત, અનાદિને આંગણે જાણે જીવનનો નિત્ય ઉત્સવ.

આપણાં ભજનો એટલે આવા જીવન માટે આરત જગાડતી અને એનો મહિમા ગાતી વાણી. વૈખરીના પ્યાલામાં ભરેલો પરા વાણીનો શેડકઢો રસ એટલે ભજન. ભેરવનાથ કહે છે :

"સાધુડાંની વાણી, મેં સદાય મુખ જાણી,
બાવો બોલે વેણ પર વાણી,
મારા હરિજન, પીઓ પ્રેમરસ જાણી."

ભજનની વાણી એ મુખોમુખ સાંભળવાની અને મનોમન સમજવાની વાણી છે. તેને જ્યારે લખવા બેસીએ છીએ ત્યારે સૂરની પાંખે ઊડતા અને મરમના રંગથી ચમકતા જીવતાં-જાગતાં પતંગિયાંને ટાંચણીથી કાગળ ઉપર ખુંચાડી દેતા હોઈએ એમ લાગે છે. ભેરવનાથ કહે છે તેમ બાવો વેણથી પર રહેલી વાણી બોલે છે અને તેને મૌનથી જ જીવનના પાત્રમાં ઝીલવી જોઈએ. ભજન આપણને શબ્દના ગુંજાર દ્વારા શબ્દાતીત ભણી લઈ જાય છે. આ અભ્યંતર ગતિ છે. એકના પ્રદેશમાં પહોંચવા માટે શબ્દ અને સુરતાને એક કરવાં પડે છે અને તો જ આ મૃત્યુની ભૂમિમાં આપણે અમૃતનો પાક લણી શકીએ છીએ. એક સાખીમાં કોઈ અનામી સંતે કહ્યું છે :

"સુરતિ સબદ બિચ અંતરા,
એતી ઘરમેં હાણ,
ધોરી બિચ બુંબી પડે,
તો ક્યારી સૂકી જાણ."

શબ્દ અને સુરતા, વાણી અને લગની વચ્ચે અંતર પડે એટલી આપણા જીવનમાં હાનિ થાય છે. ભજનિક સંતે આ સાદા, ગામઠી પ્રજાને રોજ અનુભવમાં આવતા દાખલાથી સમજાવી દીધું; જેવી રીતે ધોરિયામાં પાણી વહેતું હોય પણ વચ્ચે રાફડી પડે તો પાણી શોષાઈ જાય છે અને ક્યારી સુધી પહોંચતું નથી; પછી ક્યારી સૂકાઈ જાય છે અને મોલ ઊગે જ ક્યાંથી? એવી રીતે શબ્દ અને સુરતા વચ્ચે વિચ્છેદ પડી જાય, વાણી કાંઈક બોલે, મન ક્યાંક ભમે—એવો ઘાટ થાય તો જીવનની ક્યારી હરીભરી ન રહે. અને અમર જીવનનું ખળું પાકે નહીં. આવો સાચો અને મબલખ પાક ઉતારવા માટે તો ભજનોના સંતોએ કોશ જોડયા છે; એને જે પોતાની ક્યારીમાં વહાવી જાણે છે તેનું જ ઘર અભરે ભરાય છે.

ભજનવાણીના વહેતા પ્રવાહને કેવી રીતે જીવતરની ક્યારીમાં વાળવો એનો પણ સંતોએ ઈશારો કર્યો છે. અને આવો ચૈતન્યનો અસ્ખલિત પ્રવાહ જીવનના અણુએ અણુમાં વ્યાપી જાય ત્યારે આનંદનો મોલ કેવો ધૂઘવાટા કરે છે તેનું પણ ઊલટભેર બયાન કર્યું છે. શબદને કેવી રીતે સાધવો તેનું વર્ણન કરતાં મોરાર સાહેબ એક ભજનમાં કહે છે :

"સતગુરુ શબદે રે, સતવ્રત સાધીએ રે,
આરાધીએ અંતર આતમરામ,
નામને નિશાને રે, નિજ મન રાખીએ રે,
ધીરજ ધારણાએ નિજ ધામ.

ભજનને ભરોસે રે, નર નિરભય હુવા રે,
તેને કાંઈ કરમ ન લાગે કાળ;
અમર હુવા રે, આપુંને ઓળખી રે,
નૂરીજન નજરોનજર નિહાળ."

સતગુરુનો શબ્દ શ્વાસોશ્વાસમાં, જીવનને તાલે તાલે ઉતારી, સચ્ચાઈનું પાલન કરીએ, અંતરાત્માની આરાધના કરીએ, ચંચળ મનને નામસ્મરણમાં સ્થિર રાખીએ; અને આ સાધના કાંઈ થોડા સમયની, મુદત-બંધી થોડી છે? એ તો જીવનભરની, રાતદિન જાગૃતિની નોબત વગાડતી સાધના છે. કબીરે કહ્યું : "સાધસંગ્રામ હૈ રાતદિન ઝૂઝના, જંત પર તંતકા જોર ભાઈ."—આ માનવયંત્ર પર પ્રકૃતિના હુમલા થયા જ કરે છે. પ્રલોભનની માયાવી મૂર્તિઓ અને ભયની ભૂતાવળ તેને પ્રશાંત-સ્થિર રહેવા દેતાં નથી. ત્યારે માણસે પોતાના એકતારામાં મેરુ ડગે, ભરમાંડ ભાંગી પડે તોય હરખ-શોકની હેડકીથી પર રહી આતમનું ગીત બજાવવાનું રહે છે. 'શાંતમ્, શિવમ્, અદ્વૈતમ્'નો ગુંજાર આવા ઝંઝાવાતો વચ્ચે પણ રણકતો રાખવો પડે છે; અને જ્યારે માનવીની આ અંતર-સાધના પરિપૂર્ણ થાય છે, ત્યારે આ રણકાર તેના અસ્તિત્વમાંથી જ અનાયાસ ગુંજ્યા કરે છે.

મોરાર સાહેબે એ સ્થિતિનું વર્ણન કરતાં આગળ કહ્યું કે, જે આવી રીતે ભજનને ભરોસે આગળ વધ્યા તેમણે નિર્ભયપદને પ્રાપ્ત કર્યું છે. તેમના પર પછી કાળ કે કર્મનું કાંઈ ચાલતું નથી. પોતાના આત્માનું સાચું સ્વરૂપ જાણી તે અમર બની ગયા છે અને પરમાત્માના પ્રકાશને તેમણે નજરોનજર નિહાળ્યો છે.

ભજનની પ્રાપ્તિનું આ ગૌરીશિખર, માણસ કાળ અને કર્મમાં બદ્ધ છે. કાળની ગતિ એના પર સુખ-દુઃખની છાંટ નાખતી જાય છે; અને કર્મ તેના પર સંસ્કારોની ગાંઠડી બાંધતું જાય છે. આમ કાળ અને કર્મના ચાલતા ચક્રમાં માણસ અટવાતો જાય છે. ઘડીક ઊંચે, ઘડીક નીચે – એમ હાસ્ય ને રુદન વચ્ચે એની ખેપ ચાલ્યા કરે છે. ત્યારે, જ્યાં સદાય આનંદ વરત્યા કરે એવી સ્થિતિ ખરી? કાળ અને કર્મની નાગચૂડમાંથી છૂટી મુક્તિનો શ્વાસ લઈ શકાય? કોઈ જંગલમાં, પહાડમાં, એકાંત ગુફામાં, નાશી જવાથી કાળ-કર્મના સતત પ્રહારોમાંથી બચી શકાય? પણ એવું કયું સ્થળ છે, જ્યાં કાળના ઉત્તાલ તરંગો ઊછળતા નથી? અને એવો કયો કાળ છે, જ્યારે આપણા શ્વાસેશ્વાસે ચાલતો આ કર્મનો ચરખો અટકતો નથી? ભજનિક સંતો કહે છે કે ભાઈ, એમ ભાગી છૂટવાથી તારો દી' નહીં વળે, કાળ અને કર્મના આ ઘૂઘવતા સમુંદરમાંથી જ તારે તારું મોતી મેળવી લેવું પડશે. એક જૂના ભજનમાં આવે છે :

"મણિ રેં'વે સરપ ઝેરની પાસ
વિષ તો લેશ લોપે નહીં,
છીપ રેં'વે શાયર મોજાર
સમદરનાં જળ ભેદે નહીં.

* * *

કમોદની રેં'વે જળની માંય
પુષ્પ જળમાં બૂડે નહીં,
એમ જતિ રેં'વે સતીયુની સાથ
વિષયની વાસના વ્યાપે નહીં.

* * *

વાસનાઉં જો મરી ગઈ,
તો તો જીવનમુક્તિ કે'વાય,
ઈ તો કાળ કરાળને ગળી ગિયા
દેવતા દરશને જાય, હાં રે હાં –"

કાળા નાગની ફેણ માથે જ મણિ ઝગારા મારે છે, પણ તેને ઝેરની અસર થતી નથી. સમુદ્રનાં જળ વચ્ચે જ છીપ રહે છે, પણ એને મોતી પકવવાની કોઈ મના કરતું નથી. એમ આ જીવનનાં ઝેર અને આઘાત-પ્રત્યાઘાતો વચ્ચે વસીને જ અખંડ આનંદ અને અચળ શાંતિ મેળવી લેવાનાં છે. માણસ ઊંડી નજર કરે, તો તેને લાગશે કે જેનાથી તે ભડકી ભાગે છે તે સંસાર તો તેને હેરાન-પરેશાન કરી શકતો નથી. તેની પોતાની જ વાસના-તૃષ્ણા એને ભરમાવે છે ને ભમાવે છે. તો ખરું કાર્ય તો આ વાસનાની દોરી કાપી નાખવાનું છે. વાસનાનો ક્ષય થતાં મનની દોડાદોડ એની મેળે અટકી જાય છે અને મનનો લય થતાં જ, જે મન-વાણીથી પર છે, તે આપોઆપ ઝબકી ઊઠે છે. વાસનાક્ષય, મનોનાશ અને આત્મસાક્ષાત્કાર – આ ત્રણે વસ્તુ જુદી નથી; પણ ત્રણે સાથે જ નવા જન્મની જેમ જાગી ઊઠે છે. એ જ જીવનમુક્તિ. આ કાંઈ સારાથી વધુ સારા થવાની વાત નથી. એક ઈંડું રૂપાળું હોય તે વધુ મોટું ને વધુ રૂપાળું બને તેથી શું? આ તો ઈંડાંમાંથી પક્ષી થવાનો કીમિયો છે. જીવનની ધાતુ જ પલટી નાખવાનો માર્ગ છે. માટીમાંથી વધુ સારી માટી નહીં, પણ માટીમાંથી કમળ સર્જવાની પ્રક્રિયા છે. પછી કાળ અને કર્મના કાદવમાં રહેવા

છતાં પણ માણસને એનો સ્પર્શ નહીં થાય; ઝેરી નાગની સાથે વસવા છતાં એને ડંખ નહીં લાગે. એક સાખીમાં કહ્યું છે :

"સતગુરુ મેરે ગારડી, કીધી મુજ પર મ્હેર,
મોરો દીનો મરમરો, ઊતર ગયા સબ ઝેર."

આ 'મર્મનો મોરો' એ જ અસલ ચીજ છે; જેને મરમ સમજાયો તે જીતી ગયો. કબીર કહે છે કે આ અનુભવ, "લિખા લિખી કી હૈ નહીં, દેખા-દેખી બાત."—પોતાની આંખે જ નિહાળવાની વસ્તુ છે રવિ સાહેબે એને ભજન-વાણીમાં 'મરમ ઝીણો છે, ઝીણો' કહી ગાયો છે અને વિવિધ રંગ-રૂપમાં આ એકની રમણા તેમણે આલેખી છે :

"રવિએ રમતો દીઠો રે,
મરમ છે ઝીણો, છે ઝીણો.
લીલો ને પીળો, લાલ સુરંગી
સફેદથી રંગ સારો,
એ પંખીડાને પાંખ જ નહીં
એ તો ચૌદ ભુવનથી ન્યારો—
મરમ છે ઝીણો, છે ઝીણો."

રવિ સાહેબ કહે છે : આ સૃષ્ટિમાં રમતું પરમ તત્ત્વ અત્યંત સૂક્ષ્મ છે; રવિએ તેને સચરાચરમાં રમતું દીઠું છે. આ વિશ્વમાં પરમાત્મા લીલો, પીળો, લાલ, સફેદ એવા અનેક રંગે-રૂપે વિલસતો હોવા છતાં, એ સર્વથી નિર્લેપ અને ન્યારો છે. ઉપનિષદ આ જ વસ્તુ કહે છે : "નીલ: પતંગો હરિતો લોહિતાક્ષ:" હે પરમાત્મન, તમે જ નીલ રંગવાળા પતંગિયા તથા લાલ આંખોવાળા લીલા પોપટ છો.

આ વિશ્વતરુની, અણુએ અણુની ડાળ પર બ્રહ્મપક્ષી ટહુકાર કરે છે; પણ માણસ એને જોઈ શકતો નથી; કારણ કે માણસ પોતાની જાતમાં જાણે એકાંતકેદી જેવો છે. પોતાના અત્યંત નિકટના સ્વજન સાથે પણ એનો સંપર્ક સર્વભાવે નથી થતો. ક્યાંક ભેદનો પડદો રહી જ જાય છે. ત્યારે આ પડદો હટાવવાનો માર્ગ ક્યો? માણસને આ એકાંત કેદમાંથી, કાળ-કોટડીમાંથી, મુક્ત કોણ કરે? જે તત્ત્વ સર્વમાં છે તેને જો એ આ પોતાની કોટડીમાંથી જ પામી શકે તો સર્વ સાથે તેનો સેતુ બંધાઈ જાય છે, આ માટે પોતાના અંતરના એકાંતમાં જ તેણે અંતર્યામીને પ્રાપ્ત કરવા જોઈએ. પશ્ચિમના મરમી-સંત પ્લોટિનસ એટલા માટે તો પરમ સાધનાને "એકાકી ભણી એકાકીનું ઉડ્ડયન" કહે છે. આપણો તોરલપુરી રુખડિયો પણ કહે છે :

"દિલ દરિયામેં ડૂબકી દેનાં,
મોતી રે લેનાં ગોતી રે,
એ મોતી કોઈ મરજીવા જાણે
નંઈ પુસ્તક નંઈ પોથી રે જી."

માણસ જ્યારે પોતાના અંતરમાં જ ઊંડી ડૂબકી મારે છે, ત્યારે તેને જે એક 'પરમ પદારથ' મળે છે; તેને પછી તે સર્વમાં પણ પામે છે. આવી એકાંતિક લગની વિષે કબીરની સાખી છે :

"મૈં લાગા ઉસ એક સેં, એક ભયા સબ માંહીં,
સબ મેરા, મૈં સબનકા, તહાં દૂસરા નાંહી."

એકની સાથે આવી તીવ્ર લગનીથી તે એકની તો પ્રાપ્તિ થાય છે, પણ સાથે સાથે અનેક વચ્ચે રહેલા પડદા હટી જાય છે. મનુષ્યનો જાણે સર્વમાં 'પરકાયા પ્રવેશ' થઈ જાય છે. આવો છે યુક્તાત્મા જે, એ જ ખરો મુક્તાત્મા છે. પ્રકૃતિના રાજ્યમાં અનેકનો એકત્વ સાથે પ્રતિબંધ છે. સંસ્કૃતિના પ્રદેશમાં આ એકત્વ માટે પ્રયાસ છે; પણ આત્મિક ભૂમિકામાં આ એકત્વનો સહજ પ્રવેશ છે. મનુષ્યની અંદર જ આ ત્રણે ભુવનને અજવાળતો મહિમાવંતો દીવો ઝગારા મારે છે; પણ અહંકારનો મોગરો અને મમતાની મેશ જામી ગયાં છે, તેથી પ્રકાશ પડતો નથી. આપણા મનમાં કેટલી ગૂંચ! હૃદયમાં કેટલી ગાંઠ! તેથી સહજ સાથે સહજનો મેળાપ થતો નથી. ભજનવાણી કહે છે કે અહમ્ અને મમતાનો નાશ કર્યા વિના આત્મદર્શન થતું નથી. તેથી ભજનોમાં વારંવાર આપોપું ટાળવા, માયલાને મારવા કે એંકારને ગાળવા પર ભાર મૂકવામાં આવ્યો છે. દાસી જીવણની એક ચેતવણી છે :

"ભૂલ્યા ભટકો છો બારે, મારા હંસલા!
કેમ ઊતરશો પાર?
જડી હળદર ને હાટ જ માંડયું
વધી પડવો વેપારે,
સાવકાર થઈને ચડી ગિયો તું
માયાના એંકારે, મારા હંસલા,—

એંકાર મત કર આતમા,
તું જોઈ લે મનને વિચારે,
દાસી જીવણ ભીમને ચરણે
પરગટ કહું પોકારે—
મારા હંસલા, કેમ ઊતરશો પાર?

સંસારના અગાધ મહાજલમાંથી પાર ઊતરવા માટે માણસે બહાર ભટકવાની જરૂર નથી. જે પોતાના દિલમાં ડૂબકી મારી જાણે છે, તે દરિયાવને પાર કરી જાય છે. "મરજીવા મોજું માણે" એ ભજનવાણીનો લાક્ષણિક પ્રયોગ છે. શરીર પાણીના પરપોટા જેવું છે, પણ એની નીચે પરબ્રહ્મનો સાગર લહેરાય છે; એટલે ભજનિક-સંતો જીવતાં જ મરી જઈને આનંદનો મહાસાગર બની જવાની હાકલ કરે છે. શીતળનું ભજન છે :

"નર તન હે રે ભારી,
સમજ, મન! નર તન હે રે ભારી.
તું કોણ? કોણ બોલનહારો? કોણ છે જાત તારી?
પાંચ પચીસને વશ કરી રાખો, ગુરુગમ ગ્રહો વિચારી

સાયરમાં જેમ સરિતા સમાણી, જલ તરંગ વિહારી,
શીતળ કહે પૂછો ગુરુને, મુગતિ કોણ બિચારી?—
નર તન હે રે ભારી."

આ ક્ષણભંગુર મનુષ્યશરીર, પણ કેટલું મહિમાવાન! એ કાચી માટીના પાત્રમાં જે અમૃત-રસાયન સભર ભર્યું છે તેને પીવું એ જ જીવનનો પરમ ઉદ્દેશ છે. આ નામ અને રૂપ ધરીને જુદો ઊઠેલો લાગે છે એ

તો છે એકમાત્ર જલતરંગ. મુગતિ એટલે બીજું કાંઈ નહીં, પણ પોતાનાં મૂળને જાણવું એટલે જ મુક્તિ. વૈદિક ઋષિ પણ આપણા ભજનિક સંતની જેમ જ ઉદ્‌ઘોષ કરે છે :

यथा नद्यः स्यन्दमाना समुद्रे
अस्तं गच्छन्ति नामरूपे विहाय।

तथा विद्वान् नामरूपाद् विमुक्तः
परात्परं पुरुषम् उपैति दिव्यम्।।

"જેવી રીતે વહેતી નદીઓ નામરૂપ છોડીને સમુદ્રમાં વિલીન થાય છે, એવી જ રીતે જ્ઞાનીઓ નામ-રૂપથી રહિત થઈ પરાત્પર દિવ્ય પુરુષ–પરમાત્માને પામે છે."

નામરૂપથી ઘેરાયેલા આપણા ક્ષુદ્ર વ્યક્તિત્વના વહેણને ભજનો અગાધ બ્રહ્મજળમાં વિલીન કરી દે છે; એટલે તો ભજનના સંગાથી એક તારાને સંતો 'રામસાગર' કહે છે. આ સભર સાગરને બિરદાવતાં ખીમ સાહેબ ગાય છે :

"દરિયા ભરિયા રે જી લાલ જી,
સહેજે સૂન સત સાગર
–દરિયા ભરિયા.

એક પલકમાં પાર પોંચાડે,
સોહી રામ સંભાર,
સનમુખ હૈ સત સાહેબ મેરા
મન – મંછાકુ માર
–દરિયા ભરિયા."

જે આપણી અંદર, આપણી સામે પ્રત્યક્ષ અને વળી સહુથી પર છે તેને પામવા માટે ભજનિક સંતો આપણને સાદ પાડયા જ કરે છે. જે સંતોને શબદે જાગી ગયા, ચેતી ગયા, તેનો બેડો પાર થઈ ગયો. માનવીના અંતરને ભજનના સૂરથી અલખ સાથે સાંકળી દેતો ગુંજાર ભવાનીદાસ સંભળાવે છે ને વહાલથી જગાડતા જાય છે :

કોઈ હરિજન હોય તો જાગે,
કોઈ પ્રેમી હોય તો જાગે,
–જી જી જંતર વાગે."

## ☆ ☆ ☆ ભજનોમાં અવળવાણી

લેખક : **શ્રી દામોદર ભટ્ટ, (સુધાંશુ), પોરબંદર,**

ભજન તો અંતરમાંથી આવતી ગેબની વાણી છે, તો અનુભૂતિના જ્ઞાનની નાદમય સરવાણી પણ છે. લોકમુખ જ્ઞાનાભિમુખ છે. જ્યાંથી જે સ્વરૂપે એને જ્ઞાન મળે એ સ્વરૂપે એ મેળવવા ઇંતેજાર છે. ભક્તિ-પદારથમાં સમજણપૂર્વકની સાધના મેળવવા ભક્તોએ અંતર-ચક્ષુઓ સદા ઉઘાડાં રાખ્યાં છે. અંતે તો જ્ઞાનની વાણી સંસારના ભૌતિક પદાર્થોનાં રસાયણોમાંથી સારવવાની છે એ સમજીને તેણે એ પદાર્થોને કાવ્યમય પ્રતીકો ને પ્રતિરૂપોની ચિત્રમય શૈલીમાં ઝીલવાના પ્રયત્નો કર્યા છે.

આ રીતે આપણાં ભજનોને વાણીની ભાવચેતનાનું ઐશ્વર્ય–સ્વરૂપ મળ્યું છે. જુદી જુદી રીતે ગવાતાં ભજનોમાં સ્વર-શબ્દનું ગાંભીર્ય છે. તે તો તેનું એક બાહ્ય પુદ્‌ગલ છે; પણ આંતરહલક તો માનવ-પ્રાણને ઢંઢોળીને સતેજ સ્વરૂપે બેઠો કરવા માટેની છે. આપણી સાખીઓ, ગુરુગમ માટેની વંદનાઓ રૂપના ભજનો, આગમો ને આરાધોની ભજનભારતી, મર્મરહસ્યના કોયડાની અણઉકેલ પ્રશ્નાવલિઓ, અવળવાણીની અગાધ ખીણ જેવી પાતાળ-કુંડલીઓ વગેરે, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિમાર્ગ તરફ માનવજીવનને વાળવાનાં નિર્દેશક નિશાનો છે. કવિતાનાં એ સુરસત્તમ સ્વરૂપો છે. એને ઉપાસી શકે, આરાધી શકે એવાં, વિરલાં હૃદયો હોય છે. લોકકવિતાના ભજન પ્રકારોમાં એ ભલે આવે પણ ભલભલા પાંડિત્યને પણ પડકારે એવી રહસ્યમય સુભાષિત વાણીના ભાવગંભીર દરિયા એમાં ભરેલા હોય છે.

આપણી અવળવાણીનું ઓજસ્ એવું છે. લગભગ ભક્તિ-કવિતાઓએ એનો આશરો લઈ જ્ઞાનની થોડીક કડવાણી એ દ્વારા પાવા પ્રયત્ન કર્યો છે. એમાં ગોરખ, મચ્છંદર, નાથ સંપ્રદાયના સાધુભક્તો, કબીર, ધીરો અને બીજા ઘણા ઘણા ભકતકવિપુરુષો આવે છે.

મચ્છંદર-ગોરખ તો એવી અવળવાણીના ભારતવ્યાપી ઓલિયા છે. નવનાથ સંપ્રદાયના એ સત્ત્વગુણી આરાધકોએ, ક્લેશત્રયપીડિત સંસારભોગોને પરા કરીને, હિમભૂમિમાં ધૂણી ધખાવતાં, ભારતની ગોચર અગોચર ભૂમિમાં પોતાની અવળવાણીનો શબ્દ વિસ્તારપૂર્વક વહાવ્યો છે. ભરથરી ગોપીચંદનું અમર રાજન્ય અને રાજત્વ ભવોભવ જિવાડવાના એ ઓલિયાના લોકકથાઓમાંના અમર પ્રયત્નો અને પ્રસંગો, ભારતના લોક-હૃદયના સાહિત્યનાં અણમોલ આભરણો ને કથાસાહિત્યના રત્નભંડારો છે. કબીરની ભજનકવિતાની કાન્તિ તો જ્ઞાનામૃત માટેની અજબગજબની સાધનાસિદ્ધિ છે. વિશ્વના મહાકવિઓને પણ એની કવિતાયાત્રામાં બેઘડી વિચાર કરતાં થંભાવી રાખે એવી કબીરની કવિતાનુભૂતિની સંવેદનકલા છે. રચવા ખાતર જ રચવાની રચના એણે નથી કરી, પણ લોકસમુદાયને સાચા આંતરસ્વરૂપને દર્શાવવાનો એનો ભક્તિપંથનો ધર્મમાર્ગ, એણે અવળવાણીની કવિતા દ્વારા અપનાવ્યો છે.

ધીરો તો આપણે હાથ લાંબો કરીને અડી શકીએ એટલા સૈકાનો જ ભક્તકવિ છે. પરંપરાની અનેક વારસાગત વાણીનો એ વારસદાર છે; પણ સંવેદનકલાના રસાયણે રસિત એની વાણીને જ્યારે અવળવાણીની સરવાણીમાં વહાવે છે, ત્યારે ભલભલા વેદાન્તીઓ ને વેદ-ઉપનિષદના અભ્યાસીઓને બેઘડી ઊભા રાખી દે છે. આપણો અખો, આપણો દેવાયત પંડિત, ભોજો, દાસી જીવણ, અને રવિ, ભીમ પણ અવળવાણીના એ સાધનોના કંઈ કમ સાધકો નથી.

મૂર્તિપરસ્તી અને ધોમધર્મ-ધર્તીંગપણાને ઝાડવાને ગોરખ, લોકસમુદાયથી આડો ઊતરીને, વ્યંગ્યવાણી સુણાવે છે.

માનસા માલણી!

ગોરખ જાગતા નર સેવીએ,

તો મળે નૂરીજન લોક.

જાગતા નર સેવવાની, માનવદેવને સર્વના નિયંતા ગણવાની, ને પૃથ્વી ઉપરના જીવતા જાગતાને દેવ-ભાવે પૂજવાની એ આર્જવ પણ ધ્વનિતભાવે વિનંતીઓ કરે છે. તો જ તેજ-સ્વરૂપ એવી ચેતનાની સંપ્રાપ્તિ સંભવે.

ટાંકણું લઈને પૂતળું ઘડિયું,

છાતીએ કીધા ઘાય જી;

ઈ રે પૂતળામાં સાચ હોય તો

ઘડનારાને ખાય.........

આ પથ્થર પર ઘડતરના કંઈ કંઈ ટાંકણા-હથોડાના જુલમો થયા છતાં, એ દેવ લેખાતો પથ્થર, મૂર્તિ થયા પછી કાં અવાચક ને મૂંગો રહ્યો? એના ઘડનારાને કાં પહોંચી ન વળ્યો?

પછી તો એક પછી એક દૃષ્ટાંતપ્રતીકો પૂરતો આગળ વધે છે. પથ્થરને પૂજતાં નાના પાણાની મૂર્તિને પૂજતાં જો ઈશ્વર હસ્તામલકવત હોય, તો પોતે અખંડ-અચલ પહાડ પૂજવા માગે છે. માલણ જે ફૂલને-જીવતાં જાગતાં પુષ્પપ્રાણને ચૂંટીને દેવતાને ચડાવવા પૂજારીને આપે છે, તે જીવતાં ફૂલ નિર્જીવ પાણાદેવને ચડે, એ કયા ધર્મમુલકનો ન્યાય? આગળ કેવું કહે છે?

સેવ સુંવાળી લાપસી

ધરી દેવની પાસજી;

જમનારા તો જમી ગયા

દેવને ના'વી વાસ......

આપણાં ધર્મસ્થાનોના અન્નકૂટો પરનો આ કેવો માર્મિક પ્રહાર છે?

પૂજારીના ઓશિયાળા

ઠાકોર ઠામોઠામ જી;

બંદી થઈને મંદિર બેઠા,

કહેવાતા ભગવાન...

* * *

ઈ રે પથ્થરના દેવને

તમે જળમાં દીયો ડાલ જી

આપે બૂડે ઈ કોને તારે?

કોની લીયે સંભાળ?

ગોરખ જાગતા નર સેવીએ.

ગોરખવાણીના કોયડા અદ્ભુત છે. દેહ અને જીવન-આત્માના વ્યાપક સ્વરૂપ ઉપરની તેની અવળવાણી તો અનેક ભાષ્યભંડારો નીપજાવે તેવી છે. વેદાન્તોના નિગૂઢ અર્થવિસ્તારોના એમાં જલધિના જલધિ સમાયા છે. અગમ-નિગમની વાણી-અર્થાવલિ પામવા માટે એ નિગૂઢ વ્યંગ્યવાણીના ચંભા જોશીલા તેજીલા ને અરથ ગરથના ઉકેલની ભુલભુલામણીભર્યા છે.

વાણી, વાણી રે, મારા સદ્ગુરુની વાણી

જીવતા પરણાવી બાવે, મુવા ઘેર આણી!

સદ્‌ગુરુની વાણીની અપરંપારતા ને સર્વવ્યાપી જીવંતતા; પણ એનાં અર્થમર્મ ને અતાગ ઊંડાણોની જાણ તો વિરલાને જ લાધે. લોકવાણી તો વહેવારની છે. એના કાવાદાવા ને છળકપટમાં અટવાયેલી જ વાણી વ્યાપારની પટુતા છે, એ તો ઈહ લોકની, મુએલા કંકાલની કંકાસવાણી છે.

ખીલો દુઝે ને મારે ભેંસ વલોણું
સસરો પારણિયે, વહુજી હીંચોળે હોજી;

અશકય શકયતાઓની ઉપમાઓ અને રૂપકો સર્જીને વાણીની સાચી ગતાગમનો નિષ્કર્ષ નિર્દેશવા તેના પ્રયત્નો ખૂબીદાર છે. આગળ જતાં એનું ગંભીર અશકયતાનું આલેખન ચોટદાર બનતું જાય છે.

હેઠે હાંડી ઉપર ચૂલો રે ચડિયો,
જલકેરી મછલીએ બગલાને ગળિયો;
ખેતર પાકયું ને રખેવાળ ખાધો,
ઊલટા મરઘલડાએ પારધિને વીંધ્યો;
ધરતી વરસે ને આભ ભીંજાયે,
નેવાંનાં પાણી મોભે ચડિયાં રે;
ધોબી ધૂવે ને એનાં ખડકલાં રૂવે;
આરો ઊભો હો, એના તમાસા જુએ.

આમ ઊલટા શબ્દની એની જ્ઞાનાનુભૂતિ દેહ-આતમના રહસ્યને ખોજવા કયાંથી કયાંય ડૂબકી મારીને સાચાં તત્ત્વ-સત્ત્વના મોતી કાઢવા મથે છે. એનું બીજું જુઓ :

તલભર તાળાં ને રજભર કૂંચિયું,
મારા સદ્‌ગુરુએ ખોલી બતાયા.

સૂક્ષ્મતાની અખંડ અગોચરતા ઉઘાડવાને સૂક્ષ્મ તાળામાં સૂક્ષ્મ કૂંચિયું માંડવી પડે છે.

કબીરની વળી વાણી-કરામત અનોખા પ્રકારની છે :

અવધૂત એસો જ્ઞાન બિચારી
જામ કોન પુરુષ કોન નારી?
બ્રાહ્મણ કે ઘર ન્હાતી ધોતી,
જોગી કે ઘર ચલી,
કલમા પઢકર ભઈ તુરકડી
આપે હી રહી અકેલી.

જાતિભેદ તો સીમિત દૃષ્ટિના છે. એમાં નરનારીની અભિન્નતા, અને આત્યૈકય જેવું અભેદનું અખંડ જ્ઞાન અને તેમાં વહેતી વાણી છે. એ વાણીનું વ્યાપક પોત વ્યોમવિશાલ છે. ઘટઘટમાં રમતી એની સર્વમયતા ઈશ્વરી છે. એ બ્રાહ્મણના વેદમંત્રોમાં, ઋષિ મુનિઓની મૂક સાધનાના યજ્ઞોમાં, ને ઇસ્લામી કુરાન–કલમામાં નિર્ભેદ ભાવે, સઘન ઘટાભાવે, પથરાયેલી છે. આમ બધે સર્વ ભાવે ભરેલી તે વાણી નિરંજના નિરાકાર સ્વરૂપા છે. એ મહાવિદ્યા, મહામેધા, મહામાયા ને મહાસ્મૃતિ છે. એ પ્રકૃતિસત્ત્વની ગુણત્રયવિભાવિની છે; એટલે એ સ્થિતિરૂપા છે ને બ્રહ્મરૂપા છે.

અવળવાણીમાં તો અદ્‌ભુત અર્થોનાં અતાગ ઊંડાણો છે. કવિતાનું એ અગમ્ય વિશાળ પોત છે. ખરું કહીએ તો એ જ્ઞાનની વ્યાપકતાનો બીજક મંત્ર છે. એના દુસ્તર ને દુર્ભેદ્ય અર્થો ગોતી-શોધીને જ્ઞાનવાન બની શકયા છે. ટૂંકામાં જ્ઞાનની આંતરચેતના એ દ્વારા પામી શકાય છે. આપણા ભજનસાહિત્યમાં એ વાણી વીજ રૂપે પડેલી છે. એ જ્યારે ઝબકારો દે છે, ત્યારે અંતરનાં બ્રહ્માંડો અજવાળી દે છે.

## ☆ ☆ ☆ लोक-संस्कृति : एक चिन्तन

डॉ. निरूपण विद्यालंकार, एम. ए., अध्यक्ष – संस्कृत विभाग, मेरठ कॉलेज, मेरठ

### संस्कृतिका स्वरूप

संस्कृतिका अर्थ "सम्यक् कृति" और "संभूय कृति" भी है। अर्थात् मनुष्य व्यक्तिशः सम्यक् कृति करता रहे और संघशः संभूय कृति भी करे। वस्तुतः देश, काल और परिस्थितिके अनुसार विभिन्न देशोंकी विभिन्न संस्कृतियाँ हुआ करती हैं। संस्कृतिकी परिभाषा या उसका स्वरूप अध्ययनसे नहीं अपितु अनुभवसे जाना जाता है। जैसे गुड़ बहुत मीठा होता है, इतना कहने या सुननेसे गुड़की मिठासका परिचय नहीं मिलता, अपितु खाकर अनुभव करनेसे माधुर्यका वास्तविक बोध होता है। संस्कृतिमें परिवर्तन और परिवर्धन काल क्रमसे हुआ करते हैं, किन्तु उसकी सत्ता सदा अक्षुण्ण रहती है। संस्कृति मरती नहीं, मिटती नहीं। संस्कृतिका मुख्य उद्देश्य है शक्ति-संवर्धनसे और संस्कार-सम्यतासे मानवका अतिमानव बनाना। इसीको जीवका शिव, नरका नारायण, बद्धका मुक्त होना कहते है। संस्कृतिका यही अंतिम साध्य है। शास्त्रानुसार संस्कृति पाँच विभागोंमें विभक्त है — धर्म, दर्शन, इतिहास, वर्ण और रीति। धर्म, दर्शन और इतिहास पारमार्थिक तथा वर्ण और रीति व्यावहारिक संस्कृतिमें विशेष रूपसे हैं।

### संस्कृति और सभ्यताका अन्तर

संस्कृति ब्रह्मकी भाँति अवर्णनीय है। इसका क्षेत्र विस्तृत है। संकुचित साम्प्रदायिकतासे लेकर उच्च मानवीय आदर्शोंकी अभिव्यक्ति तक इसका क्षेत्र है। समाज-जीवनके शरीरको लेकर जिन बाह्याचारोंकी सृष्टि हुई है, मानव–मनकी बाह्य–प्रवृत्ति, मूलक प्रेरणाओंसे जो कुछ विकसित हुआ है, उसे सभ्यता कहेंगे और उसकी अन्तर्मुखी प्रवृत्तियोंसे जो कुछ निष्पन्न हुआ है, उसे संस्कृति कहेंगे। शरीर और आत्माकी भाँति सभ्यता और संस्कृति जीवनकी दो भिन्न प्रेरणाओंको अभिव्यक्त करती हैं। दीपककी ज्वाला सभ्यता है, उसके अन्दर भरा स्नेह संस्कृति है। सभ्यता जीवनका रूप है, संस्कृति उसका सौन्दर्य है, जो रूपसे भिन्न भी है और अभिन्न भी; जो उसके पीछेसे झाँकता है और जीवनके अवगुंठनसे भी बाहर फूटा पड़ता है, पर वस्तुतः अन्तरमें समाया हुआ है। संस्कृति अन्तःकरण है, सभ्यता शरीर है। संस्कृति अपनेको सभ्यता द्वारा प्रकट करती है। संस्कृति वह ढाँचा है, जिसमें समाजके विचार ढलते हैं, वह बिन्दु है, जहाँसे जीवनकी सभ्यताएँ देखी जाती हैं। भारतीय आदर्शवादी स्वप्न ही देखनेवाला माना जाता है, यूरोपियन या अमेरिकन व्यवहार-बुद्धि और वस्तुस्थिति-द्रष्टा समझा जाता है। जहाँ पश्चिममें इस लोकमें सफलता लक्ष्य रहा है, वहाँ भारतमें हर बातकी परख परलोककी कसौटी पर होती है। जहाँ ध्येयमें अन्तर होगा, वहाँ साधनोंमें भेद होगा। देय-उपादेयमें भेद होगा। एक जगह संग्रहका समादर होगा, दूसरी जगह त्यागका। एक जगह धर्म सिंहासनका दरबारी होगा, दूसरी जगह मुकुट लंगोटीको सिर झुकायेगा। दोनों जगहोंमें चित्र भिन्न होंगे, गीत भिन्न होंगे। एक जगह व्यक्ति प्रधान है, दूसरी जगह समाज। एक जगह माना जाता है कि समाज व्यक्तिके लिए है, विकासका साधन है, दूसरी जगह माना जाता है कि समाज से पृथक् व्यक्तिका कोई मूल्य नहीं है।

* * *

संस्कृतिकी अपेक्षा सभ्यता जल्दी बदलती है और उसका अनुकरण भी हो सकता है। संस्कृति क्रमशः बुद्धिसात् की जा सकती है, परन्तु उसका अनुकरण नहीं किया जा सकता। न पतलून पहननेसे

संस्कृति बदलती है, न धोती पहननेसे। वह तो विचारोंकी रगड़से बनती, बिगड़ती और बदलती है। न तो विचारोंकी नकल हो सकती है, न श्रद्धाकी। इसलिए संस्कृतिका अनुकरण भी नहीं हो सकता। उसकी मुख्य अभिव्यक्तियोंकी भी नकल नहीं हो सकती। संस्कृति बौद्धिक विकासकी अवस्थाओंको सूचित करती है और सभ्यताका परिणाम शारीरिक एवं भौतिक विकास है।

संस्कृतिका सम्बन्ध आत्मासे है और सभ्यताका सम्बन्ध कार्य-कलापसे है। इस प्रकार संस्कृति बौद्धिक उन्नतिकी पर्यायवाची है और सभ्यता भौतिक विकासकी समानार्थक है। सभ्यता बाह्य क्रिया-कलाप है, और संस्कृति विचारधाराकी परिणति। संस्कृतिका सम्बन्ध आत्माके संस्कारोंसे होता है। सभ्यताका सम्बन्ध बाह्य भौतिक वस्तुओंसे रहता है। संक्षेपमें कहा जा सकता है कि जैसी संस्कृति वैसी प्रकृति, जैसी प्रकृति वैसी प्रवृत्ति और जैसी प्रवृत्ति वैसी सभ्यता। आर्यप्रदेश अधिकतर सात्त्विक, पाश्चात्य राष्ट्र अधिकतर राजस् और यवन राष्ट्र अधिकतर तामस रहे हैं। इसी सात्त्विक गुणशीलताके कारण भारतमें अनन्तकालसे आध्यात्मिकताका प्रचार और प्रसार विशेष रहा है। वैधानिक ज्ञान-गरिमाके विषयमें रोमन संस्कृतिकी, विचार-स्वातंत्र्यके विषयमें ग्रीक-संस्कृतिकी और प्रेम तथा दया-धर्मका रूप देनेके लिए आर्य या हिन्दू संस्कृतिकी प्रशंसा की जा सकती है।

* * *

## भारतीय संस्कृति

तत्त्वतः देखा जाय तो संस्कृति सार्वदेशिक है, मानवीय है। परन्तु आजकल बहुतसे विद्वान्, संस्कृतिका निर्देश स्थान, काल, और धर्मसे करते हैं। इन्हींके आरोपसे उसका रूप दैशिक या राष्ट्रिय हो जाता है। "भारतीय संस्कृति" का उच्चारण करनेसे भारत देशकी संस्कृति ऐसा भाव सबके मनमें उत्पन्न हो जाता है। इसका कारण इतना ही है कि आज हम स्थानकी मर्यादामें ही सोचते हैं। वस्तुतः भारतीय संस्कृतिका आशय प्रकाशके मार्गसे अनुष्ठान करनेसे प्राप्त होनेवाली संस्कार-संपन्नता है। भा–रत— अर्थात् प्रकाश (भा)के मार्गमें रत (संल्लीन) अर्थात् प्रकाशके प्रति दत्तचित्त होकर अनुष्ठान करनेसे जो संस्कार-संपन्नता मनुष्यमें बढ़ती है, वह है—भारतीय संस्कृति।

* * *

भारतके आत्मदर्शी व्यक्ति अपने सुदीर्घ अनुभव तथा पूर्वज्ञान और चिन्तन द्वारा इस निष्कर्ष पर पहुँचे थे कि आत्मानुभव, आत्म-साक्षात्कार, आत्म-दर्शन ही मानव-जीवनका परम पुरुषार्थ है। भारतीय संस्कृतिका मूल आधार अध्यात्मवाद ही है। जीवन और जगत्में दो प्रकारके तत्त्व हैं। एक वह जो नित्य परिवर्तनशील है, जो प्रतिक्षण बदल रहा है; किन्तु जिसका अभाव कभी नहीं होता, उसे प्रवाह-नित्यता कहते हैं। और दूसरा वह जो इस परिवर्तनके मूलमें है, अव्यक्त है; पर उसीकी धारणा और उसीको लेकर जगत्की सम्पूर्ण दृश्य वस्तुओं और सम्पूर्ण व्यक्त पदार्थोंका अस्तित्व है। इसको कूटस्थ नित्यता कहते हैं। भारतीय संस्कृति खड़ी तो इसी भूमि पर है, परन्तु उसका सिर, स्वभावतः आकाशकी ओर उठा हुआ है। मानव चलता जमीन पर है; पर देखता आकाशकी ओर या ऊपरको है। इसीलिए गीतामें भगवान् कृष्णने कहा है—"ऊर्ध्वमूलमधः शाखम्।" जब तक इस बातकी दृढ़ धारणा और इस बात पर अटल श्रद्धा न होगी कि जगत्का मूल—मूल तत्त्व—चेतन है, जीव नित्य है, अपने दुःख-सुखका स्वयं कर्ता है, कर्मफल भोगता ही होगा, जगत्का विकास, आध्यात्मिक, आधिदैविक और आधिभौतिक शक्तियोंके सहयोगसे हुआ है, संघर्षसे नहीं, तबतक हम भारतीय संस्कृतिसे दूर रहेंगे।

वैदिक विचारधाराओंके अनुसार आत्मा कूटस्थ, नित्य समझा जाता है। बौद्ध विचारधारामें प्रवाह नित्य है। जैन विचारधारा दोनोंका संग्रह करती है कि आत्मामें परिवर्तन भी है और नहीं भी। इस-

लिए यह संस्कृति भारतीय संस्कृतिसे भिन्न है। भारतीय संस्कृतिकी यह दृढ़ मान्यता है कि —"एकं सद् विप्राः बहुधा वदन्ति"—वह तत्त्व जिसकी उपासना की जाती है, वह एक है, चाहे उसको किसी नामसे पुकारा जाय। किसी भाषामें बुलाया जाय। और भारतीय जीवनके दो आधार हैं—धर्मका, कर्त्तव्यका (अधिकारोंका नहीं), परित्याग कदापि नहीं होना चाहिए और 'परस्परं भावयन्तः, श्रेयः परमवाप्स्यथ'। एक-दूसरेके हित-साधनसे ही परम क्षेत्रकी सिद्धि होती है। समाजमें मूर्धन्य स्थान विद्या, तप और त्यागका होना चाहिए।

* * *

मानव-जीवनमें दो प्रकारकी प्रवृत्तियाँ पाई जाती हैं। एकको हम केन्द्रोन्मुखी प्रवृत्ति कह सकते हैं और दूसरीको वृत्तोन्मुखी। पहली परिधिसे केन्द्रबिन्दुकी ओर जाती है, कहीं रहनेवाले केन्द्रके साथ बँधी हैं। केन्द्रमें ध्यानस्थ है। दूसरी वह है, जो केन्द्रसे परिधिकी ओर जातीं है। भारतीय संस्कृति अपने मूलमें केन्द्रोन्मुखी रही है। वह जगत्में रहकर भी आदर्शोन्मुखी है; वह बाहर रहकर भी अन्तःस्थ है, आत्मस्थ है। इसके विपरीत यूनानी अथवा उसकी सन्तति यूरोपीय या पाश्चात्य संस्कृति वृत्तोन्मुखी है, बाह्य-प्रसारी है। वह बाहरकी ओर जाती है। केन्द्रसे दूर फैलनेकी ओर उसकी प्रवृत्ति है। भारतीय संस्कृति आचरण-प्रधान है, अतः उसके जीवनका आदर्श है त्याग, भोग नहीं। यही कारण है कि इतने युग और क्रान्तियोंके अनन्तर भी भारतीय संस्कृति की अविच्छिन्न धारा आज तक बही है। भारतीय संस्कृतिका एकमात्र उद्घोष है—अन्धकारसे उठकर प्रकाश, असत्यसे सत्य और मृत्युसे अमरत्वके स्रोतकी ओर यात्रा करना। उपनिषद्के शब्दोंमें—

असतो मा सद् गमय<br>
तमसो मा ज्योतिर्गमय<br>
मृत्योर्मा अमृतं गमय।

इसके विपरीत आधुनिक कालमें संस्कृति पैसेके प्रवाहमें डूब गई है, और प्रत्येक वस्तु दाम देने पर ही प्राप्त होती है।

* * *

### लोक-संस्कृति

भारतीय लोक-संस्कृतिकी आत्मा भारतीय साधारण जनता है, जो नगरोंसे दूर गाँवों, वनों और पर्वतोंमें निवास करती है। "आत्मौपम्येन सर्वत्र"—यही भारतीय लोक-संस्कृतिका सिद्धान्त है। इसीके आधार पर भारतीय सामान्य जनता ब्रह्मतत्त्व और मायातत्त्वको अनजाने समझती है। लोक-संस्कृतिने भारतीय संस्कृतिको जो सबसे महत्त्वपूर्ण दान दिया है, वह है—आत्मीयता, अपने समान सभीको समझना। यह भाव भारतके अतिरिक्त किसी भी देशकी संस्कृतिमें नहीं है। हमारी लोक-संस्कृतिमें त्याग और कर्त्तव्य पालन पर विशेष बल दिया जाता है, अर्थ और अधिकार पर नहीं। वस्तुतः संस्कृति शब्द विशिष्ट जनसमुदायके विचारोंका बोधक है और लोक-संस्कृति साधारण जनताका। लोकका अमृत निष्यन्द जिस शास्त्रमें नहीं, वह कितना ही पाण्डित्यपूर्ण हो, निष्प्राण रहता है। जो ज्ञान लोकहितके लिए नहीं वह अधूरा है। जो शास्त्र लोकके साथ नहीं जुड़ा वह बुद्धिका छलावा है। लोक-संस्कृतिका आशय है जन-संस्कृति। किन्तु वर्तमान अवस्थामें भारतीय सादगी, सौजन्य और सभ्यतामें गन्दगीकी वैतरणी, अशिष्टताकी कर्मनाशा और विकृतिकी नारकीयता लहरा रही है। लोक-संस्कृति विकृत हो चली है। तभी तो हिन्दीके कविवर सुमित्रानन्दन पन्त कहते हैं—

यह तो मानव नहीं रे<br>
यह तो नरक अपरिचित

यह भारतकी ग्राम सभ्यता
संस्कृतिसे निर्वासित।

* * *

ग्राम लोकका पर्याय है। नगरसे दूर उपेक्षित स्थान विशेषके रूपमें ग्रामका चित्रांकन मानवीय संस्कृतिके पतनका प्रतीक है। भारतकी लोक-संस्कृतिने आत्मवादमें ही अपना मंगल निश्चित किया है। इसी आत्म-उपासनाकी परिकल्पना, भारतीय लोक-जीवनमें, प्रासाद और पर्णशालामें, नगर और ग्राममें, साकार अथवा निराकार रूपमें, सर्वत्र स्वभावगत है। यही अध्यात्म-तत्त्व लोक-संस्कृतिकी आधारशिला है। समाज इसके बिना एक कदम भी आगे नहीं बढ़ सकता। गाँवमें रहनेवाला साधारण धोबी भी अपने मनका आध्यात्मीकरण करता है। पवित्र सरितामें खड़े होकर कपड़ोंको धोते समय रामनामके उच्चारणसे समस्त वातावरण अलौकिक बना देता है।

छियो राम छियो
छियो राम छियो!

महाभिनिष्क्रमणके समय कविवर अश्वघोषने तथागत द्वारा कंथकके प्रति कहलाया है—

तदिदं परिगम्य धर्मयुक्तं
मम निर्माणमितो जगद्धिताय।
तुरगोत्तम वेद विक्रमाभ्याम्
प्रयत स्वात्महिते जगद्धिते च।।

भारतीय लोक-संस्कृतिमें आत्महित और जगत्-हितका सुन्दर समन्वय ओतप्रोत दीख पड़ता है। भारतीय लोक-जीवनका श्रेय अध्यात्म ही है। वस्तुतः लोक-संस्कृतिकी आत्मा विगतकी धूमिल रेखाओंके साथ लोककी वाणी और विचारों, परम्परा और विश्वासोंके बीच पनपती है। लोक-संस्कृति विकासशील लोक-संस्कार पर आश्रित है। और संस्कार परंपरागत होकर भी रूढ़िका पर्याय नहीं है। वह व्यक्तिगत संस्कारसे किंचित् भिन्न है, जो व्यक्तिकी भाँति जन्म लेकर मरता नहीं, अपितु विकसित होता रहता है।

### लोक और जनपद संस्कृति

लोक-संस्कृति और जनपद-संस्कृतिमें उतना ही अन्तर है जितना कविता और तर्कमें तथा सहज और कृत्रिममें होता है। लोक-संस्कृति प्रकृतिकी गोदमें पलती और पनपती है, जनपद-संस्कृति आग उगलती हुई चिमनियों, हुंकार करती हुई मशीनों और विद्युत् बल्बोंसे प्रकाशित नगरोंमें निवास करती है।

श्रद्धावान् लभते ज्ञानम्
तत्परः संयतेन्द्रियः।

यह लोक-संस्कृतिका व्यापक सिद्धान्त भगवान् कृष्णके मुखसे उच्चरित हुआ है। जैसे जल वास्तवमें एक ही है, किन्तु उसकी बूँदें नीमके वृक्षमें पड़कर कड़वाहट पैदा करती हैं और आम्रके वृक्षमें पड़कर वही रसाल बन जाती हैं। सर्पके मुखमें विष और समुद्रकी सीपमें जाकर मोतीका निर्माण करती हैं। यह बीज लोक-संस्कृति है। अतः इस यथार्थ संस्कृतिका संरक्षण, संवर्धन करना हमारा सांस्कृतिक कर्त्तव्य है, जिसकी आत्मा "वसुधैव कुटुम्बकम्"की ध्वनिसे मुखरित है। श्रुति कहती है—'मित्रस्य चक्षुषा समीक्षामहे'।

* * *

## A ROBINSON CRUSOE LIKE JOB

The store had to be raised from its very foundation. There were no carpenters or masons available and one had to do the job oneself with the minimum of materials and implements one could procure. I erected wooden stocks on the ground and made them secure by trying them with some grain-tendrils and plastered the walls with earth and cowdung. A roof of iron sheet was placed upon the walls and the doors were made of the same. I worked with only two or three tools that were available and raised a temporary shed. I did not even care to see whether the stocks or the plastered walls or the sheets were cut at right angles or not, for no such luxury of measured erection could be had in those days. I invested a small sum of Rs. 240/- and started with it the first shop, which could really be said to be *my* own. But that was not all which I invested in my business. I had a capital of my own behind that humble sum and that was my prestige point.

From starting this humble store to establishing very big factories, my capital has always been my own credit which I have nurtured with rare acumen and faith. This has paid me ample dividends in times of prosperity and helped me a lot in times of stress and commercial difficulties.

**—N. K. Mehta**

(From "Dreams Half-Expressed")



# શિલ્પ અને સ્થાપત્ય

प्राक्द्वारवेदी विनिवेषित–पूर्णकुम्भम् ।

શિવ–નૃત્ય
શિલ્પ : ઇલોરા
: આલેખક :
જગન્નાથ અહિવાસી

## ☆ ☆ ☆ GLIMPSES IN INDIAN ART, ARCHITECTURE AND SCULPTURE

*By* Shri Jaykishandas Sedani

Art is the secret language of culture through which it expresses its world feeling. Our culture has a distinct contribution to offer to the world of art. It is quite unique, transcendental and spiritual. In period of intense cultural growth, we have splendid groups of lively artists who give shape and expression to the dominant character of the life of our nation. "For each nation has a particular genius of its own which finds its expression in the language of its art" says S. N. Dasgupta. Art is indeed, a creative movement that harmonises the multifarious activities of our life and gives expression to its innermost thoughts, feelings and volitions. Such sublime expressions of art produce spiritual creations when art and religion unite to become one integral whole.

Spiritual vigour is the dominant ethos of Indian art and it over-flows in all the creations of ancient masters. All figures of gods and goddesses are vibrant with spiritual thoughts and messages conveying the aspirations and longings of the people. The Indian artists were fully aware that a masterpiece could only be created, when they felt an inward harmony with the entire nature and her creation. If their expressions revealed any lack of sweetness or grace, it could only be due to lapses in their spiritual meditation. For man himself is a part of nature, and in his setting he always feels an inward response with entire surroundings. The trees and creepers, clouds and rivers, birds and animals are all endowed with human emotions and companionship. The Indian artists have never felt any schism or contradiction in their personality. To them all duality is merged in one spontaneous flow of spiritual energy, wherein the entire cosmos, as it were, melts away into the mystic experience of artistic revelation. In such inspired moments, the ancient artists gave shape to radiant beauty and exquisite grace, in blending of lines, in play of colours, in symphony of music, or in plastic grace of form. Such formal beauty transcends the limits of time and space and transmutes our entire being in one ineffable aesthetic bliss.

The rich heritage of art that has been handed down to us during the last 6000 years or more, reveals to us most sublime expression of dynamic vision of our ancient masters. The history of the earliest forms of art-expression in our country is highly nebulous. The scanty rock-drawings of hunting scenes recently discovered in the caves of Kaimur Ranges in the archeological findings in central India and also at Mirzapur throw an immense light on the rich and lively imagination of the ancient Indians. Apart from this, not much is known so far. But no sooner we come across the excavations revealing the art that flourished some 3000 years before Christ, in the Indian Valley of Mohan-Jo-Daro and Harappa, we are convinced that the glorious tradition of art must have flourished for many centuries earlier, before it culminated in the artistic depictions of the Indus Valley Civilisation.

This is indeed the turning-point, where the dawn of Indian art breaks in. Amongst the many figurines found, there are figures of a dancer and dancing girl in bronze and a small torso which depicts plasticity with subtle charm. Moreover the artists handled various plastic mediums like teracota, ivory, bronze and albaster. The Mohan-Jo-Daro artists did not evolve any spectacuar or monumental art like their contemporaries in Babylonia and Egypt. It is likely, their social and religious life did not have that exhuberant pomp and pageantry of Babilonian monarchs and Egyptian pharos, though there are public baths, huge granaries, big roads and intricate drainage-system, adequate enough to ensure a dignified life. Thus we find that the Indus Valley Civilisation was in consonance with the daily life of the common-man.

Amongst the collections, we find statues representing human beings, gods and goddesses, possessing a natural and quiet distinction of fulfilment. Though anatomical details are disregarded, the figures are full of life and primeval beauty. The statues, showing mother and the child, mark the faith and assurance of future. The figures of animals surrounding the image of Pashupatinath are full of grace and vigour. The relief depicting the standing bull, is an assertive drawing of a lively expression of sturdy beauty. Moreover, endless varieties of illuminated potteries have been found. They reveal the innate sensitiveness of the ancient Indians towards colour and its blending shades and tints.

Indus Valley Civilisation continued until about 2000 years B.C. and dominated the successive stages of Indian Art. The aesthetic history that flourished during this period is completely shrouded in mystery owing to our lack of archeological findings. Yet the people were no idlers. They worked intensively on figurines, metal works, potteries, textile weaving and various handicrafts of daily use. But above all, the ancient Indians composed the most sublime literature of the world, the *Vedas* during this period. *Vedas* laid the foundation of religious and philosophical enquiry of the Indians for the centuries to follow. "In the Hymns of the Rig-Veda," Dr. Radhakrishna points out, "we find the freshness and simplicity, and an inexplicable charm, as of the breath of the spring, or flower of the morning, about the first efforts of human mind to comprehend and express the mystery of the world." The Rigveda composed about 2000 years B.C. or still earlier furnishes us with an immense light on the aesthetic and emotional life of the people of ancient India.

Though we do not have much of archeological findings of plastic and pictorial art, we have lively descriptions of sculpture and paintings in the post-vedic literature, in the famous epics of the Mahabharata and the Ramayana. But during all these years the fertility of the art of the figurines following tradition of Mohen-Jo-Daro, continued to flourish. While the rich delighted in the figurines of gods and goddesses in metal, ivory or stone, the poor contented themselves with the clay-images, painted in bright colours for household worship. This cult still survives in every Indian house. The plastic art of figurines became more archaic, paving ground for richer expression.

With the growth of Buddhism into a popular religion, the great visual art emerged on the aesthetic horizon in India. The plastic art reached a high degree

of excellence during the 3rd century B.C. Maurian empire founded on Greek collapse, reached its stability under Emperor Ashoka. The edicts of his policy were conveyed through stone pillars, crowned by animated figures, lions being the most popular. The famous capital of Sarnath portrays the animals with striking realism and dignity, expressing a deeper unision between man and animals on a spiritual plane. "The Love that is manifested here towards the animal has no parallel in Assirian or Greek art", observers Renne Grousset.

A few large sculptures have survived which can be placed in or prior to the Maurian Empire. The famous collosal standing figure of a woman in the Veshnagar column, has the same tradition as Didarganj's Yakshini-figures. She stands out as a unity between the temporal and eternal, blended together in a harmonious charm.

Immediately after Ashok in 2nd century B.C. the sculptured railings on the shrine of Barahut give us the vivid picture of Indian life as it draws its inspiration from the common-folk and peasants. They echo the spirit of woods, the streams, the goddesses, yakshinis, nagas, farmers and village-girls gossiping on the wells. In Barahut we find some influence of the Greek art, as the figures are made more naturalistic or realistic.

A hundred years later, during the first century B.C. we have the Stupa of Sanchi, which marks the greatest perfection of Buddhist art in India. It is a great improvement upon the Barahut chisseling. The plastic character of the stone reliefs and carvings of Sanchi expresses the masterly genius of the artists. The figures are extremely lively and full of spiritual charm and beauty. Refering to the Female Yakshinis of Sanchi, Renne Groussest tells us, "Never even in the Greece of the classical age, has the innocent and spontaneous joy of life, been so happily expressed".

During this period the Greek artist came in contact with the Indian artists at the Taxila University. Indian artists were enamoured by the natural likeness executed by Greeks in imitating the forms of men, women and animals. This influence is evident in the carvings and sculptures in the Bodha Gaya Temple. Moreover, the images of Buddha chiselled in Mathura were very realistic and mechanical. They sculptured Buddha image for every Buddhist shrine and the artists of Mathura and the Gandhara attained wide spread popularity.

But the dramatic vigour and dynamism, which we encounter in the Vesh-Nagar and Sanchi art begins to vanish. The art becomes semi-Hellenic and too weak to maintain the warmth and inspiration, that was Indian. John Marshal points out, "It was no longer a case of Indian art being vitalised by the inspiration of the west, but its being deadened by its embrace." The Hellenic art could not lay hold upon Indian artists for long as the temperaments of the two were quite different. The Greek thought was rational and ethical, while the Indian thought was emotional and spiritual. Moreover, the vision of Indian artists was infinite, rather than finite, immortal, rather than mortal. This brought about a muddle and Indian art suffered a temporary set-back, only to re-assert greater vigour in its spiritual unfoldment in the centuries to follow.

ખરામાં કમળવેલનું દૃશ્ય કંડારાયેલું છે, તેમાં સર્પાકાર ભાત પણ કોતરવામાં આવી છે. કુંભમાં પરિકર-યુક્ત દેવમૂર્તિની બન્ને બાજુ વિવિધ નૃત્યના દેખાવ છે. કળશમાં અલંકરણયુક્ત આકૃતિ કોતરવામાં આવી છે. દેવાલમાં પણ ભાત મૂકવામાં આવેલ છે.

મચ્ચિકાના શિલ્પ ઉપર હંસથર આવે છે. આવા એક ટુકડામાં બે હંસના મુખમાં કમળની ભૂમિ તરફ નમેલી કળી છે. આમાં હંસખંક્તિ પણ મૂકવામાં આવે છે.

સોમનાથના મંદિરના પૂર્વાભિમુખ સિંહદ્વારની બન્ને બાજુ ઊંચી બેઠકો આવેલ છે તેમાં અટ્ટહાસ અને હાસનાં સુંદર કીર્તિમુખો અને કક્ષાસનમાં સુંદર કોતરણી મૂકેલ છે. બીજા એક શિલ્પમાં સ્તંભનું દૃશ્ય કંડારાયેલ છે. કક્ષાસન પણ સુંદર કોતરણીયુક્ત બનાવેલ તેની પ્રાપ્ત શિલ્પાવશેષ પરથી પ્રતીતિ થાય છે.

રાજસેનકમાં પણ અષ્ટદલ પુષ્પ તથા ભાત કોતરેલ છે. મંદિરનો ઉપલો મધ્ય ભાગ તે જંઘાનો ભાગ, તેમાં વિવિધ મૂર્તિઓ, શિલ્પાકૃતિઓ મૂકી મંદિરને અલંકૃત કરવામાં આવે છે. સોમનાથ મંદિરની જંઘાના થરમાં તાપસની કૃતિઓ મોટા પ્રમાણમાં મૂકવામાં આવેલ. આ તાપસ દ્વારા સાંખ્યનો તથ્ય તાપક ભાવ રજૂ કરતા હશે? તાપસ એક પગને આંટી મારીને, તપની મુદ્રામાં છે, તો કોઈ નૃત્યની મુદ્રામાં એક બાહુ ઊર્ધ્વ કરેલ છે. તાપસની જટા, લંગોટી અને દાઢીની સુંદર કોતરણી છે. કોઈ તાપસના ઉપરના ભાગમાં મિથુનનું દૃશ્ય પણ કંડારાયેલ છે. મહાકાય પ્રતિમા સોલંકી કાળની વિશિષ્ટતા છે.

કરકસરનું દૃષ્ટાંત આપતા એક જ પથ્થરને જુદે જુદે સમયે બે વાર ઉપયોગમાં લીધેલ છે. ભીમદેવ પ્રથમના સમયના મંદિરમાં જે સ્તંભ તરીકે હતો તે જ પથ્થરના બીજા ભાગમાં પ્રતિમા કંડારીને જંઘાના ભાગ તરીકે ઉપયોગમાં લીધેલ છે. આવું બીજું ઉદાહરણ ચતુર્ભુજ દાઢીવાળા બ્રહ્મા છે, બાજુમાં ચતુર્ભુજ ઈન્દ્ર તેના વાહન ગજ સાથે છે. તેના ઉપરના ભાગમાં સ્ત્રીપુરુષની બેઠેલ નાની પ્રતિમા છે. સંયુક્ત ઊંચાઈ ૫ા ફૂટ છે.

એક ખંડિત પ્રતિમા, બન્ને બાજુ મકર છે પણ ઉકેલવી મુશ્કેલ છે. દાઢીવાળા ચતુર્ભુજ બ્રહ્માના પ્રથમ હાથમાં સૂક્ક, તૃતીય હસ્તમાં પદ્મ તથા દ્વિતીય અને ચતુર્થ હસ્ત ખંડિત છે. બીજી એક બ્રહ્માની ઊભેલી દાઢીયુક્ત, જટા મુકુટ ધારણ કરેલ, તેના ચાર હસ્તમાં અનુક્રમે સૂક્ક, ખંડિત, પદ્મ અને કમણ્ડલુ છે. જમણા પાર્શ્વમાં અને ડાબા પાર્શ્વમાં બે ચામરધારિણી છે.

ચતુર્ભુજ વરુણની પ્રતિમાના પ્રથમ અને તૃતીય હસ્ત ખંડિત છે. દ્વિતીયમાં પદ્મ અને ચતુર્થમાં કમણ્ડલુ ધારણ કરેલ છે. તેનું વાહન ઝષ (?) છે.

ચામુંડાની અષ્ટ ભુજાવાળી આ પ્રતિમા ભયાનક સ્વરૂપ પ્રગટ કરે છે. તેની ઉપરની બન્ને ભુજામાં સર્પ, બીજામાં ચક્ર, ત્રીજામાં ત્રિશૂલ, ચોથી અને પાંચમી ખંડિત છે. સાતમામાં ખડ્ગ છે. વાહન તરીકે શવ છે. જમણી બાજુ પગ પાસે એક ગણ છે. બન્ને બાજુ એક એક દેવાંગના તથા વીરાણી છે.

લલિતાસનમાં બેઠેલ ચતુર્ભુજ વિષ્ણુના પ્રથમ હસ્તમાં ગદા, ત્રીજામાં ચક્ર અને બીજો તથા ચોથા ખંડિત છે. બન્ને બાજુ એક એક દેવાંગના તથા ઘણ્ટિકાનું શિલ્પ છે.

વિશ્વકર્માની પ્રતિમા સુંદર છે, તે દાઢીવાળા અને જટા મુકુટ ધારણ કરેલ ચતુર્ભુજ છે, તેમાં પ્રથમ અને તૃતીય ખંડિત છે, દ્વિતીય વરદ મુદ્રામાં અને ચોથામાં કમણ્ડલુ છે. તેનું વાહન હંસ છે.

ભૈરવને દાઢી, મૂછ, ઊર્ધ્વકેશ છે. તેણે ડમરુ, છૂરિકા, ઢાલ અને શીર્ષ ચાર ભુજામાં અનુક્રમે ધારણ કરેલ છે. ચરણોમાં પાદુકા તથા વાહન શ્વાન છે.

ચતુર્ભુજ લલિતાસનમાં બેઠેલ લક્ષ્મી ઉપર કળશોથી અભિષેક કરતા બે હાથી અને બન્ને બાજુ એક એક નમસ્કાર કરતી દેવાંગના છે.

પાણીના ઘસારાને કારણે ઘસાઈ ગયેલ આ પ્રતિમા લકુલીશની લાગે છે. જટામાં પાઘડીની શૈલી, પાછળ કેટલાક વાળ છૂટા પણ છે. દાઢી, ડાબા સ્કંધ ઉપર તૂંબડી. બન્ને પાર્શ્વમાં દાઢીવાળા લંગોટધારી ભક્તો કે ગણ છે.

સૌમ્યભાવ પ્રગટ કરતી ત્રિપુરાના ચતુર્ભુજમાં અનુક્રમે પાશ, વરદમુદ્રા, અભયમુદ્રા અને ચોથી ખંડિત છે. વાહન વૃષભ છે. ડાબી તરફ ઊર્ધ્વ બાહુ કરેલ ગણ છે.

ઉત્કટાસનમાં બેઠેલ નૃસિંહની આ વિરલ પ્રતિમા ચતુર્ભુજ છે, જેમાં શંખ, લક્ષ્મીને આલિંગન દેતી ભુજામાં ગદા, ભૂદેવીને આલિંગન દેતી ભુજામાં ચક્ર, જ્યારે ચોથો ખંડિત છે. ઉત્સંગમાં લક્ષ્મી તથા ભૂદેવી બિરાજમાન છે. યોગપટ્ટનું બંધન તથા યજમાન મૂર્તિઓ અને વાહન સર્પ પણ કંડારાયેલ છે.

ભયપ્રેરક દૃશ્ય રજૂ કરતી ચામુંડા દ્વિભૂજ છે. વાહન તરીકે તેના પગ નીચે શવ, રૂંઢમાલા, કૃશ દેહ ઉપર વૃશ્ચિક, કડીવાળી સાંકળ અલંકાર તરીકે ધારણ કરેલ છે.

લલિતાસનમાં બિરાજેલ ભૈરવી ચતુર્ભુજ છે, જેમાં અનુક્રમે ડમરુ, ખંડિત ઢાલ અને મનુષ્યનું મસ્તક. વાહન શ્વાન છે. બંને બાજુ એક એક દેવાંગના છે.

શિવનાં વિવિધ સ્વરૂપો મૂકવામાં આવેલ તેમાં નટરાજ મુખ્ય છે. નટરાજની ૫ાા ફૂટ લાંબી ભવ્ય પ્રતિમા સાથે બીજી પણ નૃત્યનો ભાવ પ્રગટ કરતી પ્રતિમા કંડારાયેલ છે.

જટામુગટ ધારણ કરેલ અષ્ટભુજા પ્રતિમાના પ્રથમ તથા પાંચમા હસ્તમાં સર્પ, ત્રીજો નૃત્યની મુદ્રામાં, ચોથામાં ત્રિશૂલ, પાંચમો નૃત્યની મુદ્રામાં, આઠમાની અંદર ખડ્ગ ધારણ કરેલ છે; જ્યારે બીજો અને સાતમો ખંડિત છે. નૃત્ય કરતા રૌદ્ર સ્વરૂપ શિવના પગ પાસેનો નંદી પણ મસ્ત બની નાચે છે. જ્યારે દેવપરિવાર ઢોલથી તાલ પુરાવે છે. જમણી બાજુ પર ચામરધારિણી ચામર ઢોળે છે.

એક દ્વિભુજ શિવ શિંગીવાદન કરે છે. જ્યારે બીજો હસ્ત નૃત્યનો અભિનય દર્શાવે છે. રૂંઢમાલનું જનોઈ ધારણ કરેલ છે. સાથે વૃષભ પણ છે. બંને બાજુ પર એક એક દેવાંગના છે. આસનસ્થ શિવ કરતાં નૃત્યની મુદ્રાવાળા શિવ પ્રમાણમાં વધારે કંડારાયેલ છે.

શાલભંજિકા અર્ધ છે છતાં તેનું પત્રયુક્ત અલંકરણ સુંદર છે. નૃત્યના અભિનયની આ સ્રીપ્રતિમાનો અંગમરોડ તથા ખડગ પકડવાની શૈલી આકર્ષક છે. ડાબી તરફ નૃત્યની મુદ્રામાં તાપસ છે.

જ્યારે બીજી એક સર્પને સ્તનપાન કરાવતી સ્રીપ્રતિમા નૃત્યનો અભિનય પ્રગટ કરે છે.

રાજવંશી શૈલીમાં બેઠેલ પુરુષમૂર્તિના એક હાથમાં તલવાર તથા બીજામાં ઢાલ ધારણ કરેલ છે અને બંને બાજુ એક એક નૃત્યાંગના છે. ડાબી બાજુ કાટખૂણે હંસ છે.

ત્રિભંગમાં ઊભેલી દર્પણકન્યાના ડાબા હાથમાં દર્પણ, જમણો હાથ મસ્તક પાછળથી વાળી ભાલ પર કુંકુમ લગાવી રહી હોય તેમ લાગે છે. આથી જરા જુદી શૈલીની દર્પણકન્યા મથુરાની દર્પણકન્યાની યાદ આપે છે. દર્પણકન્યાના મુખનું અને પીઠનું દર્શન સુંદર!! ડાબા હાથમાં દર્પણ અને જમણા હાથ વડે ભાલ પર કુંકુમ લગાવે છે. આખા અંગને મરોડ આપેલ છે. જમણી તરફ એક દેવપ્રતિમા, ડાબી તરફ ચામરધારિણી છે.

ઘંટિકાનું શિલ્પ પણ કલાપૂર્ણ બનાવવામાં આવ્યું છે.

શિખરના વિવિધ ભાગોમાં વેલ અને સર્પાકાર શોભન મૂકવામાં આવેલું છે; જ્યારે શિખરબંધનમાં શિલ્પ પણ મૂકવામાં આવેલ છે. એક શિખરબંધનમાં ઢોલવાદન અને નૃત્યનો દેખાવ છે. બે ઢોલવાદક અને ત્રણ નૃત્યાંગના છે.

આ મંદિરનો પ્રવેશમંડપ અથવા બલાણકનું સ્થાન એક આધુનિક મકાન નીચેથી ખંડિત અવસ્થામાં નીકળી આવેલ, જેની પીઠમાં ગજથર વગેરે સુંદર શિલ્પાંકન કંડારવામાં આવેલ હતું. આ બલાણકના અગ્રભાગના સોપાન પાસે બંને તરફ મહાકાય હાથણીઓ કંડારવામાં આવેલી, જે પૈકીની એક હાથણીના ખંડિત પગો વર્તમાનમાં દિગ્વિજયદ્વારના અગ્રભાગમાં તેના સોપાન પાસે આવેલા છે. આ પ્રવેશમંડપના દ્વારના એકાદ બે ગ્રાસના નમૂના પ્રભાસપાટણ મ્યૂઝિયમમાં છે.

આ મંદિરમાં પ્રથમ પ્રવેશમંડપ પછી પાછળથી ભીમદેવ દ્વિતીયના સમયમાં બંધાયેલ મેઘધ્વનિ મંડપ હશે.[૧૬] આગળ જતાં ચોકિયારું કે જેની છતમાં નાગદમનનું શિલ્પ હતું. પછી સભામંડપ કે રંગમંડપ હતો. પછી અંતરાલ અને ગર્ભગૃહ. ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણામાર્ગ.

વિશાળ અષ્ટસ્તંભો ઉપર સભામંડપ કે રંગમંડપ ઊભેલ હતો. તેની ઉપરની છત પણ કેવી ભવ્ય હશે?

મંદિરના બાહ્યથરોમાં જાડમ્બ, કણી, છજ્જિકા, ગ્રાસપટ્ટી અને તેના ઉપર ગજથર, અશ્વથર, નરથર અને ખરો. પછી કુંભ, કેવાલ, મચ્ચિકા અને જંઘાનો વિશાળ ભાગ આવે છે.

આ થર પૂરા થતાં શિખરના ક્રમ શરૂ થાય છે. ચડતા ક્રમમાં શિખર નાનું થતું જાય છે. આ મંદિરના શિખરમાં સાત માળ હશે.

આ મંદિર પણ યુદ્ધના દાવાનળ અને ધાર્મિક ઝનૂનનો ભોગ બનેલ છે. ઈ.સ. ૧૨૯૭માં અલાઉદ્દીન ખિલજીના સેનાપતિ અલફખાને ચડાઈ કરી નુકસાન કર્યું. જેનો જીર્ણોદ્ધાર રા'મહિપાલે (ઈ.સ. ૧૩૦૮–૧૩૨૫) કરાવ્યો. પિતાનું કાર્ય પુત્ર રા'ખેંગારે (ઈ.સ. ૧૩૨૫–૧૩૫૧) પૂર્ણ કરાવ્યું.

ત્યાર પછી ફરી મુઝફ્ફરખાન ગુજરાતી (પછીથી મુઝફ્ફરશાહ પહેલો) ૧૩૯૪માં ચડી આવ્યો. પરંતુ પછી તુરત જ મંદિર દાંટારવથી ગાજતું થયું હતું.

ઈ.સ. ૧૪૧૩માં અહમદશાહે નુકસાન કર્યું અને તેનું સમારકામ જૂનાગઢના રા'એ કરાવ્યું.

ઈ.સ. ૧૪૫૯માં મહમૂદ બેગડો ચડી આવ્યો. તેણે પણ દેવાલયને નષ્ટ કરવા પ્રયત્ન કર્યો, તેનું સમારકામ પણ તુરત થયું.

૧૬મી શતાબ્દીમાં મુઝફ્ફરશાહ ત્રીજો આવ્યો. તેના દ્વારા કરવામાં આવેલ નુકસાનને તુરત દુરસ્ત કરવામાં આવ્યું. આ રીતે સોમનાથનો ધ્વંસ કરવા અન્ય પ્રયત્નો થયા પરંતુ પોતાના દેવમાં અતૂટ શ્રદ્ધા રાખી એ જ મંદિરને ફરીને તુરત જ આરતીના નાદથી ગાજતું કરવામાં દેશની ધર્મપ્રિય જનતાએ અદ્ભુત ઉત્સાહ બતાવેલો છે.

ઔરંગઝેબના ફરમાન અનુસાર સ્થાનિક સૂબાએ ઈ.સ. ૧૭૦૭માં દેવાલયને મસ્જિદમાં રૂપાંતર કર્યું. મુસ્લિમ સ્થાપત્ય પ્રમાણે ગોળ કમાન કરવામાં આવી. મંદિર ઉપર મિનારો કરવામાં આવ્યો. પરંતુ થોડા જ સમયમાં હિંદુઓએ પોતાનું દેવસ્થાન હાથ કરી લીધું.

કુમારપાળના સમય બાદ અનેક નાનીમોટી ચડાઈઓ થઈ હોવા છતાં દેવાલયને એટલું મોટું નુકસાન ધ્વંસકો કરી ન શક્યા, જેટલું મહમૂદે ઈ.સ. ૧૦૨૬માં કરેલ. તેથી જ તે મંત્રોચ્ચારથી ગાજતું રહેલું. પરંતુ કમનસીબે ઈ.સ. ૧૭૦૭થી તે અપૂજ ધ્વંસાવશેષ અવસ્થામાં પડેલું. પરિણામે તેના અમૂલ્ય શિલ્પ નમૂનાઓ એક પછી એક દૂર ફેંકાવા લાગ્યા અને કોઈ મસ્જિદના પથ્થર બની ચણાઈ ગયા હશે, તો કોઈ ધરતીમાં કાયમ માટે પોઢી ગયા હશે. આ મંદિરને પાછળથી જૂનાગઢ રાજ્યે પ્રાચીન સ્મારક તરીકે જાહેર કરેલ.

મંદિરોનાં શિલ્પોમાં કથા કંડારવાની પ્રથા હતી. સોમનાથના શિલ્પમાં પણ રામાયણના પ્રસંગો કંડારાયેલા હતા.[૧૭] નૃત્યાંગનાના નૃત્યશિલ્પમાં પ્રકાર સૂચવાયા હોય પણ કડીબદ્ધ અવશેષોના અભાવે તેનું જ્ઞાન થઈ શકતું નથી. સોલંકીકાલીન શિલ્પસ્થાપત્યની ચડતીપડતીની કથા અહીં[૧૮] એક જ સ્થાને પ્રાપ્ત થાય છે. દરેક શિલ્પ પોતાની આગવી વિશિષ્ટતા અને ભવ્યતાની ઝાંખી કરાવે છે. આ ભગ્નાવશેષનાં દર્શન કરી પ્રાચીન ભારતીય સંસ્કૃતિનાં દર્શન કર્યાનો સંતોષ અનુભવવાનો છે.

* * *

**સંદર્ભસૂચિ :**


૧. 'સોમનાથ', રત્નમણિરાવ જોટે. અમદાવાદ. ૧૯૪૯ (પૃષ્ટ ૪–૫).

૨. मेरुतुंगाचार्य : प्रबंध–चिन्तामणि (पृ १०८)

३. पुरांतन प्रबंध सग्रह (पृ. ८३)

૪. મૈત્રકકાલીન ગુજરાત ભા. ૩ લે. શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી, ગુ. વિ. સભા (પૃ. ૩૭૦).

३. पुरातन प्रवंध संग्रह (पृ. ८३).

૫. વેદ સંદેશ. વર્ષ ૪. અંક–૫. (પૃ. ૧–૪–૫)

૬. વધુ વિગત માટે જુઓ : Somnath, The Shrine Eternal by K. M. Munshi. (Part III, The temple of Somnath : History of excavations. P. 71-90).

7. The Life and Times of Sultan Mahmud of Ghazni (Cambriage 1931) by Muhammad Nazim.

8. Somnath the Shrine Eternal —by K. M. Munshi (Part III, the Temple of of Somnath, History by Excavations P. 89.)

9. Journal of the Madhya Pradesh Itihasa Parishad. No. 3. 1961, Bopal (P.20)

10. Ibid, (P.22)

૧૧. પશુપતિના છેલ્લા બે અવતાર પ્રભાસમાં એક કાયારોહણમાં થયા છે. (शिवपुराण ३,५).

૧૨. ઈ. સ. ૧૧૬ નો પ્રભાસપાટણનો ભદ્રકાળી માતાના મંદિરનો શિલાલેખ.

૧૩. 'કુમાર' (માસિક) ડિસેમ્બર '૬૯. વર્ષ ૪૬મું. અંક ૧૨મો. 'સંયોજના લેખનો' ડૉ. મંજુલાલ ર. મજમુદાર પા. ક. ૫૨૭.

૧૪. 'ગુજરાતનું મૂર્તિવિધાન'. કનૈયાલાલ ભા. દવે. (અમદાવાદ (૧૯૬૩) પૃષ્ટ ૧૬૩.

૧૫. અ. પૂર્વ દ્વારના તોરણનો ઉલ્લેખ–પ્રાય ૧૨મી શતાબ્દીના શિલાલેખનો ટુકડો. હાલ મુ. શ્રી હરિશંકરભાઈ શાસ્ત્રીના અંગત સંગ્રહમાં છે.
બ. ઉત્તર દ્વારના તોરણનો ઉલ્લેખ–સિન્ટ્રમાં રહેલ રાજકવિ નાનકની પ્રશસ્તિ (ઈ. સ. ૧૨૮૭) ગુજરાતનાં ઐતિહાસિક લેખો. ભા. ૩જો. આચાર્ય ગિરજાશંકર વલ્લભજી. (મુંબઈ ઈ. સ. ૧૯૪૨.)

૧૬. પ્રભાસ પાટણ મ્યુઝિયમમાં સુરક્ષિત શ્રીધરની દેવ પાટણ પ્રશસ્તિ : લેખ. ઈ. સ. ૧૨૧૬.

17. Somnath and other Medieval Temples of Kathiawar by Cousins. P. 16.

૧૮. પ્રભાસપાટણ મ્યુઝિયમ, પ્રભાસપાટણ (જિ. જુનાગઢ)માં.


ઋણસ્વીકાર : મુ. શ્રી હરિશંકર પ્ર. શાસ્ત્રી તથા મુ. શ્રી મધુસૂદન ઢાંકી, સૂચનો માટે

## ☆ ☆ ☆ કલિંગ અને કાન્તલીય દેવમંદિરનાં શોભાંકનો

લેખક : **શ્રી મધુસૂદન ઢાંકી** સંશોધન વિભાગ, અમેરિકન ઍકેડેમી ઑફ બનારસ

વાસ્તવદર્શી, વસ્તુનિરૂપક અને સૌંદર્યનિષ્ઠ કલાની, સાંપ્રત નૂતનવાદના અવતરણ પહેલાં, પશ્ચિમમાં અને પશ્ચિમી સાંસ્કારથી તરબોળ યા થોડેવત્તે અંશે પ્રભાવિત સૌ દેશોમાં, ભારે પ્રતિષ્ઠા હતી. કેવળ સૌંદર્યને જ અભિવ્યક્ત કરે તે કલા—પછી ગોલક સાહિત્યનું હોય, સંગીત અને નૃત્યનું હોય, કે પછી શિલ્પનું કે સ્થાપત્યનું હોય; એ માન્યતા સામે ઊઠેલાં બંડ અને એમાંથી જન્મેલા નવતાવાદને એની પ્રથમ તો સ્વીકૃતિ અને ત્યારબાદ ધીરે ધીરે પણ ચોક્કસપણે મળેલા અત્યધિક સાફલ્ય અને આજે તો એના જોવાતાં સર્વવ્યાપી-પણા અને ચક્રવર્તીપદનું એક પરિણામ એ આવ્યું કે પ્રણાલિગત કલાઓ યા તો પ્રાચીન કલાઓનાં સંઘટક તત્ત્વો પર આધારિત ગઈ પેઢીએ સર્જેલ ને ત્યારે નવીન મનાતી કલાઓ, વિજેતા રાજાના રથચક્રે સાંકળોથી ખેંચાતા આવતા પરાજિત રાજાઓ સરખી દશામાં મુકાઈ; ને એ ઘટનાની સાથે જ રાતને પોરે સૌ રવોને નીરવ કરી નાખવા મથતાં તમરાંની અદમ્ય અવિરતતા અદ્યતનતાના અંતિમવાદી પુરસ્કર્તાઓ અને તેમના જોડીદાર કલામીમાંસકોનાં વલણ અને કવનમાં પ્રવેશી હોય તેવી પ્રતીતિ થવા લાગી. પશ્ચિમમાં તો જાણે એ બરોબર હશે; વાસ્તવવાદના સર્વાધિક, આત્યંતિક આદર પછી, માત્ર રમણીયતાને જ ત્રિપરિમાણમાં તાદૃશ્ય કરવાના, હૂબહૂપણાની એકાન્તિક પૂજા-સાધના સામે એ પ્રતિક્રિયા વિજ્ઞાનના વિકાસ સાથે આવિષ્કૃત થયેલા કલાનાં નવાં ઉપાદાનો-પરિવેશો ને યુગબળના પ્રવેગની સાથે સ્વાભાવિક અને વાજબી લાગે. પણ છેલ્લા દાયકાથી આ વલણમાં ત્યાં થોડું પણ ચોક્કસ અને મહત્ત્વપૂર્ણ પરિવર્તન આવ્યું છે. રૂપનિષ્ઠ કલા જો પુરાણા, વીતી ગયેલા જમાનાની હોય, એનાં પારંપર્યનો પૂર્ણપણે હ્રાસ થઈ ચૂકયો હોય, ને આજે એને પુનર્જિવિત કરવાનો મિથ્યા પ્રયાસ કે એના ચાળા પાડવાનો ઉદ્યમ ન થઈ રહ્યો હોય, તો આધુનિક કલા-વિવેચકો અને નવલેખનવાદીઓ નિજી સમયખંડના વિવરની અંદર એ પડી રહે, તો એ સંદર્ભમાં એને સહી લેવાની ઉદારતા દાખવી શકે છે ને એનાં પરિશીલન—પર્યેષણા કરનારાઓની ઠેકડી ઉડાડવા કે હતા-ન-હતા કરી નાખવાની ચેષ્ટા યા વૃત્તિ દાખવવાને બદલે સહોપસ્થિતિ નિભાવી લેવા જેટલી તૈયારી પશ્ચિમી વર્તુળોમાં તો આજે ચોક્કસપણે દેખાય છે. એની પ્રતીતિ તો ત્યાં પ્રતિવર્ષ પ્રકાશિત થતાં દેશેદેશેનાં પુરાતનકલા તેમ જ સ્થાપત્ય પરનાં દળદાર, સુઘડ અને સુરુચિપૂર્વક છપાયેલાં ઉચ્ચ કોટિનાં પરિચયાત્મક, લોકભોગ્ય કે પછી ચિંતનપૂર્ણ ને વિવેચનાત્મક ફૂડીબંધ પ્રકાશનો પરથી મળી રહે છે.

આ બદલાયેલા વાતાવરણ સામે આપણે ત્યાંની પરિસ્થિતિ કંઈક જુદા જ પ્રકારની વરતાય છે. એક બાજુ પુરાણમતવાદીઓની અર્ધસમજણ-અસમજણભરી, કાળઅકાળના વિવેક વિનાની, કલા-ઈતિહાસના પાયા અને કલાવિવેચનના મૂલગત સિદ્ધાંતોની ખબર વિનાની ડિંગાડિંગ, અહોભાવપૂર્ણ શંખનાદી ભાક્ત; ને બરોબર તેની સામે એને ઘેરો ઘાલીને પડેલી અદ્યતનતાના પુરસ્કર્તાઓની છાવણીમાંથી સંભળાય છે—ગડગડતાં નગારાંના ધ્વનિપ્રકોપ શા ધુત્કાર-ચિત્કાર. સાહિત્યક્ષેત્રે તો એવું થયું છે કે પરંપરાવાદીઓનું સંખ્યાબળ મોટું હોઈ, બહુજનસમાજ કંઈક કુતૂહલથી, તો કંઈક જૂની પદ્ધતિના લેખનના પૂર્વના અને સતત તેમ જ અઢળક પરિચયને કારણે, એ પક્ષે ઊભો હોવાનો આભાસ થાય છે. ત્યાં નૂતનવાદીઓ શાકમારકીટમાં ઘૂસી ગયેલા, અહીંતહીં ઢગલામાંથી ઘીસોડાં તાણી લેતા ને કાછિયાઓને શિંગડે ચડાવતા આખલાઓનાં દૃશ્યો ખડાં કરતા હોય, તેવું બહારથી જોનારાને લાગે. બીજી તરફ કલાક્ષેત્રે ઊલ્ટી વાત બની છે. પ્રાચીન ચિત્રશૈલીઓ ને શિલ્પક્રિયાની આજે મરી પરવારેલ પરંપરાઓને કારણે નવીનતાવાદીઓને ત્યાં મોકળું મેદાન મળી ગયું છે. વાસ્તવવાદી યા તો પુરાણી પરિપાટીઓમાંથી પ્રેરણા પી, એની આકૃતિઓનાં ચાંદુડિયાં પાડનારા કલાકારોની ૧૯૫૦ સુધી વખણાતી કલા આજે તો ઉપહાસને પાત્ર બની છે; અ-કલાના વર્ગમાં સ્વયમેવ મુકાઈ છે. કંઈ નહીં તોયે, આજની પળે તો એવું દેખાય છે.



સ્તમ્ભ પરનું કમલાંકન
ચિક્કગુડિ : ઐહોળે
કર્ણાટ નાગર શૈલી :
સમય : આઠમા શતકનો
આરંભ* * * *

(૧)

(ફોટોચિત્રો, ધી અમેરિકન એકેડેમી ઓફ બનારસનાં સૌજન્યથી)



(૨)

સ્તંભ પરનું કમલાંકન :
ચિક્કગુડિ, : ઐહોળે,
કર્ણાટ નાગર શૈલી : સમય
આઠમી સદીની શરૂઆત



ભુવનેશ્વરના વૈતાળ – દેવળના જંઘા – સ્તંભનું કમલ-શોભન : કાલિંગ શૈલી : સમય : આઠમા શતકનું છેલ્લું ચરણ . . . . .

(૩)

(ફોટો-ચિત્ર : ધી અમેરિકન એકેડેમી ઓફ બનારસના સૌજન્યથી)



(૪)

ગ્રાસ-વરાલ — સંયોજનનું આરંભિક સ્વરૂપ : પરશુરામેશ્વર : ભુવનેશ્વર : : : : કાલિંગ શૈલી : સમય : સાતમા શતકનો મધ્યભાગ . . . . .



ઐહોળેના દુર્ગા-મંદિરની આન્તરભિત્તિના અધિષ્ઠાનની
કંધરમાં કોરેલ મકરલીલાનુ શોભન : સમય સાતમા
* * * શતકનો પૂર્વાર્ધ : કર્ણાટ-દખ્ખણ શૈલી * * *

(૫)

(અમેરિકન ઍકેડેમી ઑફ બનારસનાં સૌજન્યથી)



(૬)

ઐહોળેના દુર્ગા-દેવળના આંતરગર્ભના અધિષ્ઠાનમાં
કોરેલ એક વલ્લીખંડ : કર્ણાટક-દખ્ખણ શૈલી :
* * * સમય : સાતમા શતકનો પૂર્વાર્ધ * * *



કલ્પવલ્લી : દક્ષિણ ખત્તક પરશુરામેશ્વરમંદિર, : ભુવનેશ્વર : કાલિંગ શૈલી : સમય: સાતમા શતકનો મધ્ય ભાગ * * *

(૭)

( ફોટોચિત્રો અમેરિકન એકેડેમી ઑફ બનારસના સૌજન્યથી )



(૮)

ચક્રવાક, સ્તમ્ભ, ચિક્કગુડી: ઐહોળે : કર્ણાટ-નાગર શૈલી : સમય : આઠમા શતકનો આરંભ * * * * *



(૯)

ચિક્કગુડિના ગર્ભગૃહના અર્ધસ્તંભ પર ગ્રાસ-વરાલાદિ રૂપ-શોભનો : ઐહોળે : સમય : આઠમા શતકનો આરંભ

(આર્કિયોલૉજીકલ સર્વે ઑફ ઇન્ડિયાનાં સૌજન્યથી)



(૧૦)

ચિક્કગુડિ ગર્ભગૃહના અર્ધસ્તંભ પર ગ્રાસ-વરાલાદિ રૂપ-શોભનનો કંડાર : ઐહોળે, સમય આઠમા શતકનો પૂર્વાર્ધ કાલિંગ-નાગર-શૈલી



મુક્તાગ્રાસ અને મુક્તા વરાલ : જંઘા–સ્તંભ : વૈતાળ દેવળ, ભુવનેશ્વર : કાલિંગ શૈલી : સમય : આઠમા શતકનો આરંભ

(૧૧)

(અમેરિકન એકેડેમી ઑફ બનારસના સૌજન્યથી)



(૧૨)

મુક્તા-ગ્રાસ અને મુક્તા-વરાલ : જંઘા–સ્તંભ : વૈતાળ દેવળ, ભુવનેશ્વર : કાલિંગ શૈલી : સમય : આઠમા શતકનો અન્ત ભાગ

ઐહોળેના ગુડરગુડિના ગૂઢ મંડપના ભારપટને તળિયે કંડારેલ ફુલ્લ-કમળનું રેખાંકન

(પેન્સિલ-રેખાંકન : અમેરિકન એકેડેમી ઑફ બનારસનાં સૌજન્યથી)



હવે પ્રશ્ન છે પુરાણી કલાના મૂલ્યનો; એને વિવેચવાની સાર્થકતા-નિરર્થકતાનો. એના આવિષ્કારોને આધુનિક વ્યાખ્યાર્થમાં કે વ્યંગ્યાર્થમાં કલાત્મક માની શકાય કે નહીં તે વાતનો. જ્યાં સુધી ઉત્તમ કોટિની પુરાણી ભારતીય કલાઓને નિસ્બત છે, ત્યાં સુધી એનો ઉત્તર સ્પષ્ટ જ છે. નવીનતાવાદીઓના કેટલાક પ્રહારોમાંથી તો તેને તાત્કાલિક મુક્તિ મળી શકે તેમ છે. પહેલી વાત તો એ છે કે એ ધર્માશ્રિત અને એથી કથાનિરૂપક હોવા છતાં, પૂર્ણતયા વાસ્તવદર્શી નથી. પરંપરાની મર્યાદાની વચ્ચાળે પણ એ પ્રયોગશીલ અને પરિવર્તનાત્મક રહી છે. રૂઢિચુસ્તતાના અંકુશ સાથે 'મનોધર્મ'ને પણ મોકળાશથી વિસ્ફુરવાની તક અપાઈ છે. એના દેશકાળ અનુસાર, જુદા જુદા અનેક સંપ્રદાયો ઉદ્‌ભવ્યા છે. આથી એ નિઃસીમ વૈવિધ્ય અને પરિવેશનું બાહુલ્ય પણ ધરાવે છે. જેમ એક છેડે એ સૌંદર્યાનુલક્ષી, રૂપપ્રધાન છે, તો બીજે છેવાડે કેવલતા, અમૂર્તતા અને વિલક્ષણતાની અનુભૂતિ પણ એના વ્યાપને આવરી લે છે. એ ભાવવાહી પણ બને છે તો કવચિત્ અનૂર્મિલ અને કેવળ સાંકેતિક પણ બની શકે છે. એ ક્યારેક વિડંબક, વિપ્લવી અને આક્રમક પણ બને છે; જોકે બહુધા એનાં ઝોક અને વહેણ સમર્પક અને શાંત-રસલક્ષી રહ્યાં છે. કેટલીયે વાર એનાં સર્જનોમાં પુનરુક્તિ, થાકેલ પર્યાય અને લથડેલ-કથડેલપણું પણ વરતાય છે; પણ એના ઉત્કૃષ્ટ આવિર્ભાવોમાં રસ-સંવેદના પ્રધાનતત્ત્વરૂપે, જીવાદોરીરૂપે, વિલસતી રહે છે. સિસૃક્ષાની સાથે જ સર્જનશકિતનો ચેતોવિસ્તાર થતો પણ એમાં પેખી—અનુભવી શકાય છે.

ભારતીય કલાનું એક મુખ્ય લક્ષણ છે એની ભૂષણાત્મકતા; અને એ સંદર્ભમાં એની ઉપયુક્તતા સર્વોપરિ અને અનન્ય મનાઈ છે. એના ઉદ્‌ભવ અને બાહ્ય વિકાસ પણ બહુધા એ હેતુસિદ્ધિ-ઉપલક્ષ્યે જાણ્યે-અજાણ્યે થયેલાં અનેકવિધ પ્રયોગો-ખેડાણોને કારણે થયા હોય તેમ લાગે છે. પુરાણી સંસ્કૃતિના આદર્શો-ખ્યાલાતોને અનુરૂપ તત્કાળનાં વાઙ્મય અને વસ્તુવિચારોને બિંબિત કરતી અલંકારપ્રવણ તક્ષણકલા પણ એ કારણસર સહેજ જ સૌંદર્યપ્રવણ બની રહે છે. સૌંદર્ય એ કલાનો અવિભાજ્ય, અપરિહાર્ય, આવશ્યક અંશ છે એવું આજના કલાચિંતકો માનતા નથી; પણ ઊલટપક્ષે સૌંદર્યપરક તત્ત્વો ગ્રહતા આવિર્ભાવો કલામય નથી જ એ માન્યતા કદાચ એકાન્તિક, વધુપડતી આગ્રહી—કદાગ્રહી પણ કહી શકાય—અને આગળ જતાં થનાર અને આજની પળે એના થકી થઈ રહેલાં કેટલાંક નુકસાનો કદાચ કાયમી અને બેઅંદાજ પુરવાર થવાનો ભય રહે. નૂતનતાવાદના અમુક સિદ્ધાંતો, માન્યતાઓ ને કેટલાક સાંપ્રદાયિક કદાગ્રહો અને એની વ્યવહારમાં થયેલી લગાવટોનાં નીપજેલાં પરિણામો, એ સૌની મૂલગત અને અર્થગર્ભ ખામી, અને અંતરંગમાં અમુક અંશે રહેલા અચિરસ્થાયીપણાને કારણે પણ એના યથાતથા સ્વીકાર, આંધળું અનુસરણ અને એના ખાતર સ્થાપિત ઉત્તમ પરંપરાઓને ફગાવી દેવાની ઉતાવળ કરવાથી ક્રાંતિની આગમાં ઘણાં સારતત્ત્વો ભસ્મ થઈ જવાનો ભય રહે છે. એથી સાંસ્કૃતિક ક્ષેત્રે છીએ તેથીયે વિશેષ રંક બની જવાની ભયંકર સંભાવના રહેલી છે. નવી દિશાઓ ખોલવા માટે પ્રસ્થાપિત પરંપરાઓ—પુરાણી કે પછી આધુનિક—સામેનો સનાતન વિદ્રોહ વ્યકિતઓ માટે ઇચ્છનીય હશે; પણ સારા સંસારને એ માર્ગે એકદમ ઝંપલાવવાનું કહેવામાં રહેલાં જોખમો સ્પષ્ટ જ છે.

આ 'પરિપ્રેક્ષણ'ની પળ છે, ભારતમાં પ્રાચીન અને મધ્યયુગે થયેલા પ્રયાસો—કલાવ્યાપાર—ને આલોકવા-સમજવા, ને એના કલાપદાર્થને સંતુલવા-મૂલવવાના પ્રયત્નોને વિસંગત, વર્તમાન પ્રતિ આંખ મીંચીને અતીતમાં આશ્રય લેવાની ભાગેડુવૃત્તિ, ભૂતકાલીન ગૌરવોમાં ડુબડુબાં કરી પરિતોષ પ્રાપ્ત કરવાની પ્રેતવાસના ગણાવી દેવામાં મોટું જોખમ રહેલું છે; પુરાતન યુગની ઘણી ઘણી ઉત્તમ, સંતર્પક કૃતિઓ—જોવા સમજવાની શક્તિ, વૃત્તિ અને રુચિને હાથે કરીને ઠીંગરાવી મારવાની સંભાવના એથી ઊભી થાય છે.

ભારતીય શિલ્પકલામાં 'રૂપકર્મ' અને 'ભાતકંડાર'ને સમાન સ્થાન તેમ જ અવકાશ અપાયાં છે. દેવાલયનાં અંગોપાંગ પર કોરાતી શિલ્પસૃષ્ટિ એક બાજુથી ધર્મવિધિ અને ધર્માનુષંગી માન્યતાઓનાં પુરાણાં પણ અર્થપૂર્ણ પ્રતીકો—રૂપાત્મક કે ભાતપૂત—નો મર્માળો ઉપયોગ કરે છે, તો બીજી બાજુથી એ જ

વસ્તુને, પ્રણાલીની નિજી ગુંજાયશ અનુસાર, કલાત્મક અભિવ્યક્તિ અર્પી દેવમંદિરને આભૂષિત કરવામાં પણ સફળ રહે છે.

અલંકારવૈભવી ભારતીય કલાએ, એની વિવિધ દેશકાલીન પરિપાટીઓમાં, એ કારણસર મોટી સંખ્યામાં ધ્યાન ખેંચે તેવાં શોભનો, રૂપઘટકો અને એના નોખા નોખા પ્રયોગથી સર્જાતા ભૂષણલીલાના ચેતોહર વિભાવો રજૂ કર્યા છે. એમાંયે ગુપ્તકાળના મધ્યાહ્નથી, એટલે કે પાંચમી સદીથી લઈ દસમા સૈકા સુધીનાં દૃષ્ટાંતોમાં, સૌંદર્યનો ભર્યોભર્યો, રુચિર, બહુરૂપાત્મક પણ વિવેકપૂત આવિષ્કાર સ્પષ્ટ રીતે દેખાય છે.

ગુપ્તયુગમાં પાંગરીને પુષ્ટ થયેલી, કાવ્યદ્યુતિમય પણ શિસ્તપરસ્ત કલા ગુપ્તોત્તરકાલે વિશેષ પ્રવાહી, વિમુક્તાચારી, કલ્પક અને પ્રયોગશીલ બની રહે છે. કંઈક અંશે એકવિધ કહી શકાય તેવી, સારાયે ઉત્તર ભારતમાં સમથળ ફેલાયેલી, એકાત્મક, અને સ્થિરત્વ પામી ગયેલી ગુપ્તકાલીન કલાને સ્થાને મોકળે મને વિચરતી, વિધવિધ અને મૌલિક ચેષ્ટાઓ દાખવતી અભિવ્યક્તિઓ આ અનુગુપ્ત સમયમાં કોળી ઊઠે છે.

એ યુગનાં પ્રધાન વલણોને પૂર્ણતયા વાચિત કરતી, અને એથી એનાં લક્ષણોને સામર્થ્યપૂર્વક પ્રગટ કરનાર, બે ભિન્ન પણ સમકાલીન કલાસંપ્રદાયોએ સર્જેલ સમદર્શી શોભાંકનોનાં કલાંગને એનાં કેટલાંક ચુનંદાં દૃષ્ટાંતો દ્વારા મીમાંસવા અહીં પ્રયત્ન કરીશું.

એ બે પ્રાદેશિક પરિપાટીઓમાંથી એક તો છે પૂર્વ ભારતમાં મોખરાનું સ્થાન ભોગવતા કલિંગદેશની; ને બીજી છે ઉત્તર અને દક્ષિણ ભારતની સંધિસીમાએ ઊભેલ સંસ્કારસંપન્ન કુંતલદેશની.

ભારતીય શિલ્પ તેમ જ ચિત્રમાં કમલને સાંપડેલ સર્વાધિક આદર અને એથી એની જોવાતી સાર્વત્રિકતા કંટાળાજનક નીવડત, જો જુદા જુદા કાળ અને પ્રદેશના કલાધરોએ એને નોખીનોખી રીતે, અનેકવિધ પ્રકારે આકારિત ન કર્યું હોત તો. ભારતીય 'માર્ગી' સંગીતમાં કેટલાક રાગો સદીઓથી ગવાતા હોવા છતાં, જેમ અલગ અલગ ધ્વન્યતા, વિધવિધ ખિલાવટ અને નિરનિરાળી લગાવટને કારણે નિતાન્ત તાઝગીભર્યા અને અસરકારક રહે છે, તેવું જ ભારતીય સુશોભનોનું પણ—જ્યાં સુધી પુરાણી વિક્ષણકલાઓની પરંપરાઓ જીવતી રહી ત્યાં સુધી—બનતું રહેલું.

* * *

અજંતાનાં ભિત્તિચિત્રોમાં અને સ્તંભો પર કંડારાયેલાં કમલાંકનોથી તો પૃથક્જન પણ હવે સારી રીતે પરિચિત છે. એ જ રીતે મથુરા અને સારનાથની શાક્યમુનિ બુદ્ધની પ્રતિમાઓના શિરોપ્રદેશ પાછળના ભામંડલના કમલકલાપથી પણ ભારતીય કલાના અભ્યાસીઓ સુપરિચિત છે. કમલશોભનના અહીં રજૂ કરેલ કુંતલ અને કલિંગનાં ઉદાહરણો વિરલ નહીં, તોયે લભ્ય પ્રકાશનોમાં ભાગ્યે જ નજરે ચઢતાં અંકનોમાં ગણી શકાય.

આમાંનાં પહેલાં બે (ચિત્ર ૧ અને ૨) કર્ણાટની પ્રાચીન નગરી ઐહોળે (અહિવલ્લિ)ના 'ચિક્કગુડિ' નામક મંદિરના સ્તંભના ઉપરીભાગે અને શિરોદલને તળિયે પાંખડીઓ ફેલાવીને અર્ધવર્તુળમાં અંકાયેલ કમલને રજૂ કરે છે. બહારથી તો સાધારણ અને સાદાં દેખાતાં આ દેવાલયના સ્તંભો, 'વિતાન' (છત) અને દ્વારશાખા પર ઊંચી કોટિની કંડારભૂપા કરી છે. ચિત્ર ૧માં દેખાતા અર્ધકમલની વાંકી વાળેલી પાંખડીઓ છે તો ઘાટીલી, પણ તેમાં પાડેલા ત્રણ ત્રણ આંકા તેની શોભનીયતામાં થોડો ઘટાડો કરી દે છે. ચિત્ર ૨માં રજૂ કરેલ પદ્મનો પ્રસ્તાર અને એક એક પાંખડીનો ઘાટ અને પથરાટ, નીચલી પાંખડીઓના પુંજની પશ્ચાદ્ભૂ અને આંતરવર્તુળમાં છીપેલા ડોડાને આછેરો ઢાંકતી પંક્તિઓનો વળાંક વધારે કલામય છે. એ જ રીતે સ્તંભ-શીર્ષ (શરાં)ને તળિયે કાઢેલ બત્રીસ પાંખડીનો પદ્માર્ધ પણ ચિત્ર ૧ના સમાંતર સ્થાને રહેલ કમલ કરતાં વિશેષ ચારુ ભાસે છે.

આની સાથે પોણી સદી પછીથી કલિંગ દેશમાં ભૌમ-કર શાસન દરમિયાન એ પ્રદેશની લાક્ષણિક શૈલીમાં સર્જાયેલ કમલનાં શોભાંકન (ચિત્ર ૩)ની તુલના કરીએ તો ઉભય શૈલીઓ વચ્ચે રહેલ વિભાવનાનો અને હથરોટીનો ફર્ક તુરત જ છતો થાય છે. ઐહોળેનાં દૃષ્ટાંતો કરતાં હવે રજૂ કરેલ ભુવનેશ્વરના વૈતાળ દેવળના મંદિરની બાહરી ભીંતનો જંઘાસ્તંભ પર રત્નબંધનાં ચોસલાં પર ચડાવેલ અર્ધકમલમાં સફાઈ અને ઓપ વિશેષ છે. ઐહોળવાળાં કમલોને છે તેવી જાડી પાંખડીઓ અહીં નથી કે નથી તેના જેવી નૈસર્ગિકતા; પણ એની ભૂષણક્ષમતા વધારે ચડિયાતી છે. આકલ્પન અને ઉઠાવમાં મીઠો દમામ અને ખાનદાન શાહીપણું વરતાય છે. એક એક પાંખડીમાં છીપલીની શુચિતા ચમકે છે અને કમલને ફરતા દોરેલ સ્વચ્છ મુક્તાવર્તુળની બહાર બે બાજુને ખૂણે જલશિકર શો ઉછાળો લેતા વલ્લિખંડનું 'પરિકર્મ' કારીગરીનું આભિજાત્ય દર્શાવી રહે છે. ઐહોળેના પદ્મપોષમાં ચિત્રકારીની સાહજિકતા છે. ભુવનેશ્વરની અંબુલીલા પાછળ રત્નપરીક્ષકની દૃષ્ટિ અને સુવર્ણકારનું કૌશલ દીપ્ત બનતું દેખાય છે.

આ વાત થઈ કમલપુષ્પની. પણ નિસર્ગમાં કદાપિ જોવા ન મળે તેવી પ્રવાહી રેખાના વલણે વલણે વેલરૂપે વહેતી મૃણાલની અલગારી શોભા અજન્તાના ચિત્રકારોએ ત્યાંનાં લયનમંદિરોનાં વિતાનોમાં થોકે થોકે રમતી મૂકી છે. કમલ અને પદ્મકોશને વળી પોયણાં અને મુકુલના સમૂહરૂપે રજૂ કરી તેમાં ધીર સમીરે જાગતાં આછાં આછાં ડોલનને પણ પુરાણા પાંડ્યયુગીન ચિત્રકારોએ સિતણ્ણવાસલના ગુહાલયની છતની ચિત્રણામાં સંયોજી લીધું છે. અર્ધાં ખીલેલ પોયણાંના સમુદાયનું લલિતડોલન અને મૃણાલવલ્લિની છંદલીલા એ બંને અલગ પ્રકારની વિભાવનાના પછીથી સહિયારા પ્રયોગથી સર્જાયેલી એક અપૂર્વ અને અજન્તામાં પણ જોવા નથી મળી એવી અનન્ય ભાત, ઐહોળેના ગુડરગુડિ નામક મંદિરના ગૂઢમંડપના ભારપટ્ટને તળિયે તક્ષાયેલી જોવા મળી છે (જુઓ અહીં રેખાંકન). અજંતાના ઉજ્જવળ દિવસો આથમી ગયા બાદ, દખ્ખણમાં અને કર્ણાટના વાકાટકયુગની કલાના અવશેષો અને સ્થાનિક મેધાના મિલનથી નવા નવા કલાસંપ્રદાયો છઠ્ઠા શતકના મધ્યભાગથી લઈ, સાતમા સૈકાના પ્રથમ ચરણ સુધીમાં અસ્તિત્વમાં આવેલા. ગુડારગુડિના મંદિરને અજન્તાની કલાનો વારસો મર્યાદિત રૂપે મળેલો જોઈ શકાય છે. ગુડારગુડિનો સમય ચિક્કગુડિ કરતાં એક સદી આગળનો છે. ચાલુક્ય સમ્રાટ પુલકેશી દ્વિતીયના યુગનું એ દેવાલય છે.

પ્રશાન્ત સરોવરમાં મંદ મંદ વહેતા અનિલનો કંપ અનુભવી રહેલા, આછું આછું ઝૂકી રહેલા સદંડ-મુકુલદલની વચ્ચે સંસ્થિર રહેલ પૂર્ણ વિકસિત પંકજ, તે પછી ફરીને એ પંકજના નાભિકેન્દ્રમાં પરોવાઈને પ્રગટ થતી એની એ જ સૃષ્ટિ, એમ (પાટના મધ્યબિંદુએ કોરેલું ચત્તું કમલ છોડતાં) ઘોષ-પ્રતિઘોષની ચારિ-લીલાથી ઊર્ધ્વમુખી વેગ પકડતી ભાતનમણાશ અને પકવતા, સ્થૈર્ય અને ગતિના બિંદુ-પ્રતિબિંદુ, બિંબ-પુનર્બિંબ-ની મોહનાનું સારસ્યભર્યું અને અભિનવરૂપ દાખવી જાય છે. નલિનીદલનું આવું મનોહર ગુંફન, એના રસળતા લસરકાઓ, શિલ્પની નહીં પણ ચિત્રની રીતિના અનુસરણથી પ્રભવ્યાં હોય, તેમ દેખાઈ આવે છે.

પણ રેખાનું કલ્પક સામર્થ્ય તો મનોધર્મના વ્યાપારથી રચાતા અનર્ગળ પ્રકારના વલ્લિખંડોમાં વિશેષરૂપે પ્રગટ થાય છે. કૌન્તલીય શૈલી અંતર્ગત દખ્ખણીરીતિનાં આનાં બે ઉદાહરણો ઐહોળેના સાતમી શતાબ્દીમાં રચાયેલા દુર્ગદેવીના ભવનની આંતરભિત્તિના અધિષ્ઠાનના કંધરમાં પાડેલ ચોરસાઓમાંથી ચૂંટી કાઢી, અહીં ચિત્ર ૫ અને ૬માં રજૂ કરીશું. આમાં પહેલામાં દરિયામોજમાં શેલારો લેતાં મઘર અને મઘરબાળની સંવાદિતાને શોભનરૂપે કોતરેલી છે. મઘરનાં ભીંગડાંનો વાસ્તવદર્શી નહીં, તોયે પ્રતીતિકર ઉપાડ કરેલો છે. જલતરંગના વલયખંડોમાં સંયમશીલ શુષ્કતા અને મઘરનું અકાલ્પનિક રૂપ કંઈક અંશે ટાંગકાલીન ચીનની કલાનું સ્મરણ કરાવે છે. સારુંયે શોભન સ્વયંપૂર્ણ ભાસે છે; આજુબાજુ કાઢેલી લતા-પટ્ટીઓ વચ્ચે સંચારી

રેખાનાં ભિન્ન રસ નિપજાવતાં સ્વરૂપો—વૃત્તાતિવૃત્ત અને ભુજંગી—ના પરસ્પર સંતુલિત બનતા આલેખનનું આ એક નોંધનીય ઉદાહરણ છે.

ચિત્ર ૬માં રજૂ કરેલ વલ્લિગુચ્છ થોડું ઘવાયેલું છે અને એના ઘડનારનું ટાંકણું કંઈક શિથિલતાનો અનુભવ કરતું લાગે છે; છતાં ભાતસૃષ્ટિના કલ્પનનો સારો નમૂનો રજૂ કરી જાય છે.

રેખાવિલાસના આ દર્શનમાં આની સામે હવે જોઈએ કલ્પવલ્લિનું કાલિંગી શૈલીનું એક દૃષ્ટાંત (ચિત્ર ૭). એ પણ સાતમા શતકનું છે. ભુવનેશ્વરના જગવિખ્યાત પરશુરામેશ્વરના મંદિરના મૂલપ્રાસાદના વિનાયક-વાળા દક્ષિણ ખત્તકને મથાળે પ્રસ્તુત વેલની ગૂંથણીને ઝળુંબતી કોરેલી છે. આ કલ્પલતાનાં ઠસ્સો અને પ્રસ્તાર અનેરા પ્રકારનાં છે. જળચરજીવ અષ્ટપાદના તંતુશૂલ જેવા વળખાતા, વિસ્તરતા ને પટકાતા એના ઓળઘોળ ને છિદ્રાળા ગુચ્છોનું સંચાલન–સંયમન જાણે કે મૃણાલના ફૂલેલા ડોડાની છાલના કવચમાં છુપાયેલ કોઈ પ્રાણિજ મગજ દ્વારા થઈ રહ્યું હોય, તેવી આશંકા ઊભી કરી દે છે. ઊર્મિલ મનોહારીપણા સાથે દરિયાઈ વેલાની અપરૂપતા પણ તેમાં એકરસ થયેલી હોઈ, કલ્પનાશીલ શોભનનો એ એક ઉત્તમ નમૂનો બની રહે છે.

એક બીજા પ્રકારનું શોભન હવે જોઈએ. ઐહોળના અગાઉ નિર્દેશેલ ચિક્કગુડિના ગર્ભગૃહના અર્ધસ્તંભોના મધ્યભાગે કંડારેલ શોભનમેખલાઓમાં (ચિત્ર ૯–૧૦) હેઠળ મુક્તામાલા ઓકતા ગ્રાસ અને આજુબાજુ 'મુક્તાવરાલ'નાં પ્રાણવાન રૂપ કાઢેલાં છે. ઉપલા ભાગે 'અર્ધદર્પણ'માં દીર્ઘ પુચ્છને ઉભારતા મકર (ચિત્ર ૯), કે ચારો ચણતા હંસ (ચિત્ર ૧૦) કે પવનની ફરકથી હિલોળે ચડેલ જલતરંગ જેવા વિસ્ફુરાતા પિચ્છગુચ્છથી કૌતુક કરતા ચક્રવાક (ચિત્ર ૮)ની રૂપલીલાને મઢી લીધી છે. આવાં મકર, હંસ ને ચક્રવાક, અને એનાં સમુદ્રશિકરની સેરો જેવાં પૂંછડાં ને પીછડાં કુદરતમાં જોવા ન મળે. એ કલાકારનો કલ્પનાવ્યાપાર, સ્વૈરવિહાર છે. ગ્રીવા, મુખાદિના ભંગ અને અર્ધ ચક્રાવાની તાળીઓ દેતાં આ પ્રાણીશોભનોનાં પુચ્છપીચ્છો અસાધારણ સૌંદર્યને નિર્મિત કરી જાય છે.

આની સામે હવે કલિંગના પેલા વૈતાળ દેવળના જંઘા-સ્તંભો પર મણિકોશની નીચે કરેલ મુક્તાગ્રાસ અને મુક્તાવરાલની જોડીના સંયોજનને જોઈએ (ચિત્ર ૧૧–૧૨). રાજચિહ્ન જેવા જાજરમાન, ગૌરવાંકિત આ શોભનનું પુરોગામી દૃષ્ટાંત ભુવનેશ્વરમાં જ અગાઉ કહ્યા તે પરશુરામેશ્વરના મંદિરના ગૂઢમંડપના દક્ષિણદ્વારના સ્તંભ પર કંડારેલ છે (ચિત્ર ૪). તેમાં ગ્રાસનું બિભત્સ રૂપ આજુબાજુના વ્યાલો પર સરજોરી કરી જતું બતાવ્યું છે. વૈતાલદેવળમાં ગ્રાસ અને ઉછળતા વરાલ વચ્ચે પ્રમાણની સમતુલા વિશેષ જળવાઈ છે. ખુમારીભર્યા વ્યાલની રૂઢિગત પણ સુરુચિભરી કેશવાળી, સ્કંધપર ચડેલ સવારો, પાદાક્રાન્ત થયેલ શત્રુવર્ગ, આદિનાં સંયોગ અને સંતુલનથી સારુંયે સંયોજન ભર્યુંભર્યું, પૂર્ણતાને આરે, પહોંચી ગયું લાગે છે. ભૌમ-કર શાસનસમય કલિંગની શિલ્પકલાનો સુવર્ણકાળ હતો. એ યુગમાં કલિંગની શિલ્પિક શોભનકલા એની ચરમ સીમાએ પહોંચી ચૂકેલી. કર્ણાટકના ગ્રાસ-વરાલમાં વૈચિત્ર્યનો ઘેરો સ્પર્શ છે. કલિંગનાં દૃષ્ટાંતોમાં પાળેલાં કદાવર જાનવરોનું પ્રેમાળપણું સાધવાની અને સ્વામીનો ઇશારો થયે દોટ મૂકવાનું હોંશીલાપણું વરતાય છે. શોભનનો અભિપ્રાય બંનેમાં સમાન, પણ એની મુદ્રામાં કેટલો ફર્ક?

ભારતીય કલાના અભ્યાસમાં વિશેષ જોર દૈવી-માનુષી મૂર્તિઓ પર દેવાય છે. દેવ, ગંધર્વ, અપ્સરસ્, કિન્નર અને પ્રમથ, સિદ્ધ, મિથુન, ને પ્રેતાદિનાં પણ રૂપ-આવિષ્કારો અને કલાતત્ત્વો પર ઠીક ઠીક ચર્ચા થયેલી છે. પણ હંસ, મકર, ચક્રવાક, ગ્રાસ અને વરાલ, વલ્લિ અને જાલાદિ સુશોભનોની રસક્ષમતા અને એ સૌની કલાનુરૂપ થવાની મૂલગત, સ્વાભાવિક યોગ્યતા વિષે, એક ને એક શોભનની અનેક મુદ્રાઓમાં પલટવાના એના આંતરિક સામર્થ્યના અનુલક્ષમાં પ્રમાણમાં ઘણું ઓછું કહેવાયું છે.

## ☆ ☆ ☆ ભારતીય ભવનનિર્માણમાં વિકૃતિ

લેખક : **શ્રી પ્ર. ઓ. સોમપુરા,** સ્થપતિ, સોમનાથ મંદિર, પ્રભાસપાટણ

ગુજરાતની સ્થાપત્યકલા ભારતના અન્ય પ્રાંતો કરતાં વિશિષ્ટ પ્રકારની છે. તેમાંય સામાન્ય મકાનની કલા સુંદર અને દેશનાં હવાપાણીને માફક હતી કે છે. સુંદર ઝરૂખા, છજાં-છાજલીઓ, જાળીઓ, સ્તંભો, સંરાંભરણા, ફાંસડા (મદળો—બ્રેકેટ), ગોખો વગેરે ગુજરાતના સ્થાપત્યનાં અંગ છે. આ કલા પ્રથમ કાષ્ઠ, પછી પાષાણમાં ઊતરી. ઘણા જૂના કાળના તેના નમૂના પાષાણકાર્યના પ્રારંભકાળની ગુફાઓમાં જોવામાં આવે છે. સ્થાપત્યમાં પાષાણનો પ્રયોગ ગુફાઓથી શરૂ થયો હોય તેમ મનાય છે, તે સત્ય છે.

જોકે સ્થાપત્યમાં પાષાણનો પ્રયોગ ખાસ ધાર્મિક બાંધકામમાં કે રાજભવનોમાં કે મોટાં જળાશયોમાં થતો. સામાન્ય કોટિનાં મકાનોમાં તે તે પ્રદેશોમાં નીકળતા સામાન્ય પાષાણના બેલાં કે ટોડાપથ્થર (રબલસ્ટોન) કે ઈંટ અને કાષ્ઠનો મિશ્ર ઉપયોગ થતો; અને હજુ હમણાં સુધી આવાં મકાનોનું આયુષ્ય બસો-ત્રણસો કે ચારસો વર્ષોનું જોવામાં આવે છે. પરંતુ પાષાણનાં સ્થાપત્યોનું તો પાંચસો-હજાર વર્ષોનું આયુષ્ય જોઈએ છીએ. ઈંટના સારા બાંધકામમાં સોએક વર્ષ પહેલાં માટીનું ચણતર થતું. દીવાલો પોણા બે ફૂટ પહોળી લેતા, અને દર ત્રણ ત્રણ ફૂટે કાષ્ઠના 'અવાડ' અંદર-બહાર નાખીને બંને 'અવાડ'ને જોડતાં માટીઈંટના ચણતરવાળાં મકાનોને ચૂનાનું સુંદર પ્લાસ્ટર કરતા. તેની અગાશીનાં ધાબાં જૂનામાં જૂનાં, સારામાં સારાં જોઈએ છીએ. પ્લાસ્ટરવાળી ભીંત ઉપર ગેરુથી દેશી ઢબનાં ચિત્રો કરી દીવાલો શોભાવતા. આવાં મકાનો ત્રણસો વર્ષથી વધુ આયુષ્યવાળાં આપણે જોઈએ છીએ. કાષ્ઠના 'અવાડ' નાખવાની પ્રથા અને માટીમાં ચણતર લેવાની પ્રથા સારાં મકાનોમાંથી પોણોસો વર્ષથી લુપ્ત થઈ; તેમ જ વળી ચૂનાની વપરાશની રીત પણ ધીરજવાળી હતી. અગાશીના ધાબાંમાં તેમ જ ચૂનામાં ગોળ, ગૂગળ અને કાપેલા શણના ટુકડા નાખવામાં આવતા. આવાં ધાબાં ચારસો વર્ષનાં હજુ પણ ખંડેર મકાનોમાં લટકી રહેલાં જોઈએ છીએ. આથી ધાબામાં પાણીનું એક બિંદુ પણ ટપકતું નહીં. આપણા પૂર્વજો પોતાના ભવિષ્યના પરિવાર માટે સુખસગવડવાળાં યથાશક્તિ મકાનો બાંધી સંતોષ માનતા, અને તે ચારપાંચ પેઢી તો જરૂર ચાલતાં. શિલ્પવેત્તાઓએ કહેલું છે કે, પોતાના સુખ અર્થે બાંધેલાં મકાનોથી આનંદ થાય છે. દુઃખ, થાક ને અંતે ભટકતો મનુષ્ય પોતાના આશ્રયસ્થાનમાં આવી બધું દુઃખ ભૂલી જાય છે; એથી કહેવાય છે કે, ધરતીનો છેડો ક્યાં? તો કહે છે કે 'ઘર'. તે ખરેખર સત્ય છે.

આપણા સુપ્રસિદ્ધ કવિ દલપતરામે કાવ્યમાં સુંદર મકાનનું વર્ણન કરતાં કહ્યું છે :

"છજાંજાળિયાં માળિયાં ખૂબ છાજે,
રૂડાં બારી ને બારણાં તો વિરાજે"

વર્તમાન બાંધકામોની શૈલી દિવસે દિવસે ઊતરતી જાય છે. મૉડર્ન સ્ટાઇલના નામે શહેરોના આર્કિટેક્ટો જે રીતે કાર્ય કરી રહ્યા છે, તેથી તો ખરેખર દેશના કલાકૌશલ્યનો નાશ થઈ રહ્યો છે. પશ્ચિમનું આંધળું અનુકરણ થઈ રહ્યું છે. તેને સુધરેલી પદ્ધતિ કહેવામાં આવે છે તે ખરેખર ખેદની વાત છે. આપણા દેશની આબોહવાથી બિલકુલ પ્રતિકૂળ પશ્ચિમનું વાતાવરણ છે; અને તે શૈલી આપણા પૂર્વના દેશોમાં ઘુસાડી દેશની મૂળ શૈલીનો નાશ થઈ રહ્યો છે.

સિમેન્ટના પ્રયોગ-વપરાશ સામે કંઈ કહેવાનું ન હોય; પરંતુ ભવનના મુખદર્શનની વિકૃતિ થઈ રહી છે, તે ખેદની વાત છે. કોઈ પણ ડાહ્યો માણસ વાસ્તુદ્રવ્ય (બિલ્ડિંગ મટીરિયલ્સ)ની જુદી જુદી બનાવટો કે

તેના વપરાશ માટે કંઈ કહે નહીં. વિકાસ થતાં કાર્યને વેગ મળે તેમ સૌ કોઈ ઇચ્છે છે. તેમાં કદી અવરોધ ન હોય. વાસ્તુદ્રવ્યનો યથાયોગ્ય વપરાશ, તેની જરૂરિયાત પ્રમાણે થવો જોઈએ. સિમેન્ટ પાણીના બંધો, પુલો જેવા કાર્યમાં કે લાંબા ગાળા (સ્પૅન)ના કાર્યમાં તેની ઉપયોગ-વપરાશ જરૂરી છે. તે સૌ કોઈ સ્વીકારે જ. પણ સિમેન્ટના વધુપડતા વપરાશવાળાં મકાનોનાં આયુષ્ય અલ્પ છે. વળી સિમેન્ટના વધુ પડતા વપરાશનું બીજું કારણ લાકડું મોઘું થાય છે તે છે. કાષ્ઠની વપરાશવાળાં મકાનો લાંબાં આયુષ્યવાળાં આપણે જોઈએ છીએ, અને બસોત્રણસો વર્ષ પછી પણ જીર્ણ થયેલાં મકાનનું લાકડું ફરી ઉપયોગમાં પણ લઈ શકાય છે; જ્યારે સિમેન્ટનું આયુષ્ય અલ્પ છે. તે મકાન જીર્ણ થતાં તોડવા-પાડવાની મુશ્કેલી, ઉપરાંત તેનો ભંગાર બીજે નાખવાનું પણ ઘણું ખર્ચાળ બને છે.

પશ્ચિમશૈલીની રીતે શીખેલા આર્કિટેકટો તેના ગ્રાહકને જે રીતે સમજાવે છે તે માની લે છે. એન્જિનિયરિંગ કૉલેજમાં પશ્ચિમની રીતનું શિક્ષણ આપવામાં આવે છે; એટલે બિચારા આર્કિટેકટો પાસે પણ શી આશા રાખી શકાય? તેઓ શીખેલું જ ઘૂંટાવે ને? તેમાં તેના દોષને બદલે શિક્ષણશૈલી જ દોષને પાત્ર છે. જોકે જે શિખવાઈ રહ્યું છે તે બધું જ દોષને પાત્ર છે, તેવું અમારું કહેવું નથી; પરંતુ આપણા દેશની શૈલી ને બાંધકામના ઘાટઘૂટને ભૂલી જઈ, સીધી સાદી રીત ગ્રહણ કરાવે છે.

ચાળીશ વર્ષ પહેલાંની મુંબઈ નગરીના બાંધકામની શૈલી પશ્ચિમના ઘાટઘૂટવાળી, ઢબની હતી. અંગ્રેજોનો શાસનકાળ હતો તેથી તેનું અનુકરણ બાંધકામમાં થયું. તે આપણી દેશી પદ્ધતિથી કામ કરનારાઓને ખૂંચતું. તેઓ દેશની કળાશૈલીના ઘાટઘૂટવાળાં ભવનો થવાં જોઈએ તેમ ઇચ્છતા, પરંતુ તેવો વર્ગ બહુ જ અલ્પ હતો.

ત્યાર સુધી તો હજુ ઠીક હતું. એમ થોડો વખત માની લઈએ કે રોમન કે ગોથિક શૈલીના ઘાટઘૂટની શૈલી હતી. પરંતુ વર્તમાનકાળની બાંધકામની શૈલી 'બોડીબામણીના મુંડા' જેવી થઈ રહી છે. ન કાંઈ કૉર્નિસ, ન કોઈ ઘાટઘૂટ, કે ન સુંદરતા. કેવળ આંધળું અનુકરણ મૉડર્ન સ્ટાઇલના નામે થઈ રહ્યું છે. દેશના આર્કિટેકટોને દેશની કળાની જરા પણ પડી નથી. દેશની કળાને ટકાવી રાખવાની જરા પણ દરકાર નથી તે દુઃખની વાત છે.

મુંબઈ, અમદાવાદ અને અન્ય મોટાં શહેરોમાં ધીકતી પ્રૅક્ટિસ ચાલતી તેવા પરદેશી આર્કિટેક્ટ શ્રી બેટલીએ અમારા હાથે બાંધેલાં પશ્ચિમી ઘાટનાં દર્શનવાળાં ભવનો જોઈ ખેદ પામી મીઠો ઠપકો આપેલો કે, "આપના દેશમાં કળાસમૃદ્ધિનો ખજાનો છે. તે છોડી અમારી પશ્ચિમી શૈલીનું અનુકરણ કરો છો તે યોગ્ય નથી." ખરેખર આ ચીમકી અમને ઘણી લાગેલી. ત્યારથી મેં મારા હાથથી બાંધેલાં ભવનોનાં મુખદર્શનો ભારતીય શૈલીના જ બાંધતો રહ્યો છું. શ્રી બેટલીનો ટોણો ખરેખર સાચો અને સ્વીકારવા યોગ્ય હતો.

ભવનપતિને આર્કિટેક્ટ જે રીતે દોરી જાય તે રસ્તે દોરાય છે. જોકે ભવનનિર્માણની ઊંડી સમજવાળા ભવનપતિ હજારે એકાદ મળે. પરંતુ આર્કિટેકટના શોખ પ્રમાણે જ બંધાય છે. ભવનની અંદર સુખસગવડ માટે સામાન્ય બુદ્ધિના મનુષ્યો કે ઘરના અન્ય સભ્યો, ખાસ કરી સ્ત્રીવર્ગ થોડો રસ શરૂમાં લે છે. પછી જેમ જેમ મકાન બંધાતું જાય છે તેમ તેમ ચાલતાં કામે પોતાની જરૂરિયાતો ન જોતાં આર્કિટેકટો તેવા સુધારા સામે થઈને, મૂળ પ્લાનને વળગી રહે છે. આથી બંને વચ્ચે થોડું ઘર્ષણ ઉત્પન્ન થાય છે. પણ પાછળથી ભવનપતિઓ પોતાની રુચિ પ્રમાણે સુધારાવધારા કરાવી લે છે.

અમોએ આ વસ્તુ ભવનના સુખસગવડની બતાવી તે તો ઠીક છે; પરંતુ અમારો આગ્રહ ભવનના મુખદર્શન માટેનો છે. ભવનનું મુખદર્શન હમેશાં આપણા લોકો ભારતીય શૈલીનાં જ કરાવવાનો આગ્રહ રાખે.

કેટલાક સદ્‌ગૃહસ્થો પોશાકમાં પરદેશી અનુકરણ કરે છે, જોકે તે ક્ષંતવ્ય ગણીએ. દેશની આબોહવાને માફક પોશાક રાખવો પડે. આપણા મહાન નેતા બાલ ગંગાધર ટિળક મહારાજ વિદ્વાન અને પશ્ચિમની કેળવણી પામેલા હતા. છતાં પોશાકની બાબતમાં હમેશાં તેઓ દેશી પોશાકમાં જ શોભતાં અને ભલભલા પર પોતાના વ્યક્તિત્વની છાપ પાડતા. ડૉ. રાધાકૃષ્ણન અને વૈજ્ઞાનિક ડૉ. રમણ અને મહાન કલાવિવેચક ડૉ. આનંદકુમાર સ્વામી જેવા પુરુષો વર્ષો સુધી યુરોપ, અમેરિકામાં વસવાટ કરીને રહેલા છતાં પણ શિરાચ્છાદન તો પોતાના વડીલની રીતે જ પહેરતા, તે ગૌરવ લેવા જેવું છે. સુજ્ઞ આર્કિટેક્ટ બંધુઓએ એમાંથી ધડો લેવા જેવું છે.

પાંત્રીસેક વર્ષ પહેલાં કલકત્તામાંના સુપ્રસિદ્ધ માસિક 'મૉડર્ન રિવ્યૂ'માં ભારતીય શૈલીની ડિઝાઇનની સાથે લેખકે લખેલું કે ભારતીય ભવનો ભારતીય શિલ્પશૈલીનાં રાખવાનો આગ્રહ સેવવો જોઈએ. મુંબઈમાં મહમદઅલી રોડ પર નવો રસ્તો કાઢવામાં આવેલ ત્યારે તે રોડ પરનાં મકાનોનાં સુખદર્શન ભારતીય શૈલીનાં હોવાં જોઈએ તેવા પ્લાનો પાસ કરવાનો મુંબઈ મ્યુનિસિપાલિટીએ આગ્રહ રાખેલો, તે સ્તુત્ય પગલાને તે સમયના આર્કિટેક્ટો બરાબર ન્યાય આપી શક્યા ન હતા. તેઓ તો રોમન અને ગોથિક શૈલીને ભળતા પ્લાનો કરવાને ટેવાયેલા. આપણા ગુજરાત રાજ્ય અને તેના પ્રત્યેક મોટા શહેરની મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડ અને યુનિવર્સિટીએ આ સંબંધે ઠરાવ કરીને ભારતીય કળાશૈલીને પ્રોત્સાહન આપવું જોઈએ. આવા વર્તમાનકાળના પશ્ચિમી શિલ્પશૈલીના પ્રચારથી દેશનો કારીગરવર્ગ, જે આ કળાકારીગરીમાં કુશળ છે, તેને આમ થતાં કામ મળતું નથી. તેઓ બેકાર બેઠા છે. લાંબે સમયે આ કારીગરવર્ગનો નાશ થશે. સિમેન્ટ-કાક્રિટના કામમાં સારા કુશળ સુતારની બહુ ઓછી જરૂર પડે. તેમાં તો અણઘડ સાધારણ સુતાર કામ કરી શકે. ફક્ત બારીબારણાંના થોડા સારા સુતારને કામ મળે. પાષાણકામમાં શિલ્પીઓ તો આ મૉડર્ન સ્ટાઇલની પ્રથામાં કશા કામના નહીં. અંગ્રેજી શાસનકાળમાં હજુ સારા કારીગરવર્ગને કામ મળતું, પરંતુ જ્યારે આપણું સ્વશાસન થયું ત્યારથી આવો વર્ગ બેકાર બની રહ્યો છે. તે શું ઓછા ખેદની વાત છે? અઢારમી સદીમાં બિહારના મલમલના કારીગર-વર્ગનો નાશ થયો, તે રીતે આ પાષાણ શિલ્પીઓનું થવા બેઠું છે.

મુસ્લિમ શાસનકાળ સાતસો વર્ષ રહ્યો, તેમાં જોકે ધર્મસંબંધમાં હસ્તક્ષેપ હતો, પરંતુ તેમના શાસન-કાળમાં ઘણાં વિશાળ ભવ્ય સ્થાપત્યો ઊભાં થયાં અને કલાકારીગરીને ઘણું પોષણ મળ્યું. અંગ્રેજી શાસન-કાળનાં દોઢસો વર્ષમાં—જોકે તેઓની યુરોપની શૈલી દાખલ કરી સારા ઘાટઘૂટવાળાં ભવનો થયાં—અને શિલ્પીઓને પોષણ મળ્યું, ત્યારે સ્વશાસનમાં તેઓનો હ્રાસ થઈ રહ્યો છે તે શું ઓછા દુઃખની વાત છે?

આપણા સ્વશાસનમાં ધર્મ પ્રત્યેનું દુર્લક્ષ; ધનવાનોની તરફ કરવેરાની વક્રદૃષ્ટિ અને રાજાઓના શાસનનો અંત આવ્યો, એટલે દેશના જુદા જુદા ભાગોમાં કળાકૌશલને ઉત્તેજન મળતું તદ્દન બંધ થઈ ગયું. હવે તો આ બધી જવાબદારી આપણી સરકારની થઈ રહી છે. સરકારે પાષાણશિલ્પીઓની બાબતમાં પગલાં લેવાં જોઈએ. જોકે દિલ્હીની લલિતકળા ઍકેડેમીના આગ્રહથી સરકારે બાંધકામ ખાતા પર પરિપત્રો દ્વારા હુકમ કરેલ છે કે પ્રત્યેક સરકારી મકાનના એસ્ટીમેઇટના દસ ટકા ભવનના સુશોભનમાં ખર્ચી શોભાવવું. પરંતુ આ પરિપત્રનો અમલ દફતરની ફાઇલમાં જ રહ્યો છે. તેનો અમલ થતો નથી. તે સારુ હવે અમલ માટે કડક પગલાં લેવાં જોઈએ. આપણું ગુજરાતનું પાટનગર જ્યારે નવેસરથી બંધાય છે ત્યારે આ બાબત બરાબર લક્ષમાં રાખીને ભવનનિર્માણમાં અને સુશોભન થાય તેમ પ્રયત્ન છે. આ વિષયમાં માનનીય પ્રધાનસાહેબ અને જાહેરબાંધકામ ખાતાના વડા અને નગરવિધાન—સ્થપતિ મેવાડા સાહેબના લક્ષ પર બરાબર લાવવામાં આવેલ છે; અને તેઓશ્રી તેનો અમલ થવા માટેનું બનતું બધું કરશે તેવી આશા છે. દેશની કલાને સજીવન રાખવાનો તેઓ પ્રયત્ન કરે તેવી વિનંતી છે. ગુજરાતનું સુંદર પાટનગર થાય અને

ભારતમાં આવતા પરદેશી મુલાકાતીઓ પ્રશંસા કરે તેવું નગરવિધાન થાય, અને ગુજરાતે ગૌરવ લેવા જેવું થાય, તેવી શ્રદ્ધા સેવીએ.

રાજસ્થાનનું પાટનગર જયપુર, ભારતીય શિલ્પબાંધણીનું નમૂનેદાર, સુંદર શહેર છે. બહારના પરદેશી મુલાકાતીઓને જયપુર શહેર બતાવવામાં આવે છે. શહેરનાં ભવનોની ભારતીય બાંધણી જોઈને મુલાકાતીઓ મુગ્ધ થાય છે. જયારે આપણી રાજધાનીનું શહેર નવું બનાવવાનું છે, તો તે ભારતનું સર્વશ્રેષ્ઠ ભારતીય કલાપૂર્ણ નગર કેમ ન બંધાય?

વર્તમાન પશ્ચિમી ઢબ જેમ મૉડર્ન સ્ટાઇલને નામે ઓળખાવવાનું માન આર્કિટેકટો માને છે તેમાં કયાંય કૉર્નિસ, છજાં, ઝરૂખાઓ, ગોખ, જાળિયાં કે મદળો (બ્રેકેટ) કે એવી એવી વિવિધતાના અભાવવાળાં બાંડા મુખદર્શનવાળાં ભવન મોડર્ન સ્ટાઇલને લઈને દેવદારની પેટી–ખોખાંને પંક્તિબંધ બારીઓનાં કાણાં-કૂંકાં પાડેલાં 'ડબલાં' જેવાં લાગે છે. વળી કબૂતરોના માળા તેવાં મકાનોમાં થાય. હમણાં મકાનમાં તડકો ન આવે એવી રીતે ઊભી ત્રાંસી પડદી ત્રણચાર માળ સુધીની કરી ભવનને બેડોળ કરી મૂકે છે. આવાં ભવનો જોઈને કલારસિકોને ખેદ થાય છે. આપણાં પૂર્વજો ઘરમાં અમુક સમય સૂર્યનો તડકો આવે તે રીત પસંદ કરતા, ત્યારે આપણે એવા 'પાકયા' કે આપણા બાપદાદા મૂર્ખ હતા તેવું દર્શાવીએ છીએ! પશ્ચિમની કેળવણી પામેલાઓ જ આવી નફરત ઊપજતી શૈલીને નભાવી રહ્યા છે; અને તે દેશની કલાને મોટા ફટકા સમાન છે. ઘરમાં ઊગતા સૂર્યનો તડકો શ્રેષ્ઠ મનાય છે; ત્યારે હમણાં તેનો પ્રતિકાર થઈ રહ્યો છે. આયુર્વેદની દૃષ્ટિએ તે ઘણું અનારોગ્ય પોષક છે.

અમદાવાદ મ્યુનિસિપાલિટી દ્વારા અને ઔદ્યોગિક સંસ્થા દ્વારા છેલ્લાં પાંચસાત વર્ષમાં એક પરદેશીના હાથે થયેલાં મકાનો જોઈએ છીએ ત્યારે ઘણો અફસોસ થાય છે. આપણે પરદેશીઓના મોહમાં કયાં સુધી ઘસડાઈ આપણી જાતને ભૂલીશું? વલ્લભભાઈ પુલ આગળથી હું નીકળતો હતો ત્યારે એક મકાનને જોઈને મને થયું કે ભેંસોના તબેલાનું આ મકાન હશે? તેના પર બારી-બારણાં વગરના માળ કર્યા છે. તો શું ઉપર ભરવાડ-રબારી પરિવારોને રહેવાનું હશે? રજપૂતોમાં ઓઝલ પડદા હતા, તેથી ત્યાં મકાનોને બારીઓને બદલે નાનાં કાણાં હવા માટે મૂકેલાં છે. તો તે જમાનો અમદાવાદમાં આ મકાનમાં દાખલ કર્યો છે કે શું? એકાદ વર્ષ પછી મારી અલ્પ સમજને પાછળથી સ્ફોટ થયો કે આ તો 'મ્યુઝિયમ' છે! આ અમદાવાદની પ્રજાના પૈસાનો સદુપયોગ! જયપુરનું મ્યુઝિયમ સુંદર રાજમહેલ જેવું છે. ત્રાવણકોર, મદ્રાસ, મૈસૂર વગેરેના કલાના નમૂના જેવાં મ્યુઝિયમોનાં મકાનો કયાં અને 'આ ખોખાં' કયાં?

આથી વધુ વિચિત્ર અને બેડોળ મકાન એલિસબ્રિજ પુલથી સીધા ઉત્તર તરફના આશ્રમ રોડ તરફ જતાં એક ખટારા જેવું વિચિત્ર મશીનરીના ભાંગેલ ભંગાર જેવું, ખંડેર સમું મકાન આવે છે. તે મકાન છે કે કોઈ મશીનરી ચડાવવાનું યંત્ર છે તે હું નથી સમજતો. પરંતુ ઔદ્યોગિક સંસ્થાએ ઊભો કરાવેલ એ ખટારો છે એમ પાછળથી જાણવા મળ્યું. આવાં બીજાં પણ બેડોળ મકાનો અમદાવાદમાં થયાનું સાંભળવામાં છે. આવી વિચિત્રતાથી કોને મૂર્ખ બનાવવાની તરકીબ આ પરદેશી આર્કિટેકટે હસ્તગત કરી છે.

અમદાવાદના સુપ્રસિદ્ધ સ્વ. નાગરિક કલાવિવેચક ડૉ. હરિપ્રસાદ દેસાઈ હતા. તેઓને ભારતીય કલા-કારીગરી અને તેમાંય ગુજરાતની કલાકુશલ બાંધણી માટે ઘણી લાગણી હતી. વીસેક વર્ષ પહેલાં આવી બાંધણી માટે કહેતા કે કોઈ દરદી મારી પાસે વૉમિટ કરાવવાની દવા લેવા આવે, તો હું કહેતો કે જા, ફલાણા મકાનની સામે ઊભો રહીને જોજે એટલે તને સ્વયં વૉમિટ થશે. આમ હાસ્ય સાથે દુઃખ પણ ગાતા. ડૉ. હરિપ્રસાદભાઈના જમાનામાં જે મકાનો થતાં તે તો હજી પણ ઠીક કહીએ, પણ હમણાં તો હદ વટાવીને

કલાને ક્યાંયે દફનાવી દીધી છે. પતિવ્રતા નારીનો ત્યાગ કરી લટકાળી પરસ્ત્રીના મોહમાં પડનારા પતિ જેવી સ્થિતિ થઈ રહી છે; તે હવે અટકાવવી જોઈએ.

પંજાબની રાજધાની ચંદીગઢ બંધાઈ રહ્યું છે. નગરરચનાના વિષયમાં આપણા ભારતીય સ્થપતિઓ પણ ઘણા કુશળ છે.—ભલે તેઓ પશ્ચિમી કેળવણી પામેલા હોય. આપણા પૂર્વાચાર્યોએ નગરવિધાન-વિષયમાં ઘણું બહોળું સાહિત્ય આપેલું છે. તે જોવાની આપણને ફુરસદ નથી; પરંતુ પશ્ચિમ તરફ દૃષ્ટિ કરીને તે તેમના ત્યાંના ગુરુઓનું શીખવેલું વદે છે. પગ આગળ શી અમૂલ્ય વસ્તુ પડી છે તે જોવાનો તેમને સમય નથી!

આ વિષયમાં ગુજરાત સરકારનું ધ્યાન દોરવામાં આવ્યું છે અને આપણાં શાસ્ત્રોમાંથી અમુક ગ્રાહ્ય સ્વીકારવા ઇચ્છા વ્યક્ત કરી હોય તેમ જણાય છે. તે ઘણા જ આનંદની વાત થશે. પંજાબ ચંદીગઢની રચના એક પરદેશીના હાથે થયેલ છે. ભારતના સારા સારા સ્થપતિઓ ચંદીગઢની કેટલીક રચના વગેરે માટે ખેદ દર્શાવી રહ્યા છે; પરંતુ પંજાબ સરકારે બીજાઓનું સાંભળવાની દરકાર કરી નથી. તેનું દૃષ્ટાંત લઈ ગુજરાતની સરકાર વિચારીને પગલું ભરશે એવી આશા છે.

મારું કહેવું એવું નથી કે પશ્ચિમનું બધું જ ખરાબ છે; અને આપણું બધું જ શ્રેષ્ઠ છે. પરંતુ ભારતીય આબોહવાને માફક અને તેની કલાકારીગરીને મધ્યવર્તી રાખીને પશ્ચિમનું જે કાંઈ શ્રેષ્ઠ તત્ત્વ હોય તેનો સ્વીકાર કરવો. તેમાં કહેવાપણું ન હોય અને તેમાં જ ડહાપણ છે.

પ્રગતિ રોકવા કોઈ મૂર્ખાઈ ન કરે. પણ તે એવી હોવી જોઈએ કે દેશની કલાકારીગરીને લક્ષમાં રાખીને તેમાં પ્રગતિ લાવે. પરંતુ આ તો દેશની કલાકારીગરીનો નાશ કરીને, પ્રગતિની શાણી વાતો થાય છે. એથી દેશના એક સ્થાયી અંગનું છેદન થઈ રહ્યું છે, તેમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી.

મારી વયના એક સૉલિસિટર મિત્ર પોતાના મુંબઈના ચોપાટીના મકાને મને લઈ ગયા. કલાસાહિત્ય વિષયની ચર્ચા કરી. એક ઓરડામાં સુથાર કરવતી લઈને જે ક્રિયા કરી રહ્યો હતો તે મને બતાવવામાં આવ્યું. સુંદર ઘાટ અને વ્યાઘ્રમુખ આદિથી અલંકૃત ફર્નિચર કરવતીથી ઉડાડી દઈને તેને પ્લેઇન બનાવી પૉલિશ કરવાની ક્રિયા થઈ રહી હતી. તેઓ બિચારાએ ખેદપૂર્વક કહ્યું કે, પુત્રોને જૂની કળા તજીને નવા જમાનાનો નાદ લાગ્યો છે!

ઉત્તર ભારતના એક વિદ્વાન નિવૃત્ત કેળવણી વિષયના નિષ્ણાતની થોડા મહિના પહેલાં સોમનાથજીમાં મુલાકાત થયેલી. 'દીપાર્ણવ' શિલ્પગ્રંથની પ્રશંસા કરી, જૂની કળાને સરકારે પ્રોત્સાહન આપવું જોઈએ: એમ કહ્યું. પછી વર્તમાન કેળવણીવિષયની શૈલી માટે ખેદ સાથે અણગમો દર્શાવી બીજી વાતો કરી કે, આપણા વિદ્વાનોમાં પોતાના દેશનાં વિદ્વત્તા અને કલા પારખવાની શક્તિ નથી. પશ્ચિમે સ્વીકારેલું એટલું જ સારું, શ્રેષ્ઠ માને છે; પોતાના દેશની વિદ્યાકલાને તિરસ્કારતા ભારતીય વિદ્વાનો, અને આચાર્યો જેઓ પશ્ચિમની કેળવણી પામેલા છે તેઓ, પાછળથી પશ્ચિમના વિદ્વાનોએ ત્યાજ્ય ગણ્યું હોય તેવા ઉચ્છિષ્ઠને નવીન ગણી ગ્રહણ કરે છે. આપણાં પ્રાચીન સ્થાપત્ય કલાકારીગરી માટે પશ્ચિમી કલાવિવેચકો શ્રી ફર્ગ્યુસન આદિએ દુનિયાનાં શ્રેષ્ઠ સ્થાપત્યોની સરખામણીમાં ભારતીય કલાકારીગરીની મુક્તકંઠે પ્રશંસા કરવા માંડી ત્યારે આપણને ભાન થયું. આપણા દેશના પશ્ચિમી કેળવણી પામેલા વિદ્વાનો ગીતા જેવા મહાન ગ્રંથને અર્થહીન કહેતા. જ્યારે એક પરદેશી સન્નારી ડૉ. એનિ બેસંટ અને યુરોપના બીજા વિદ્વાનોએ જગતને દેખાડ્યું કે ગીતા જેવો અમૂલ્ય ગ્રંથ ભારતને શ્રીકૃષ્ણે આપેલો છે, અને તેનો યુરોપમાં આદર થવા લાગ્યો, પછી જ આપણા દેશના પશ્ચિમી કેળવણી પામેલાઓને ભાન થયું.

જગતના શ્રેષ્ઠ કવિવરો માંહેના બંગાળના એક કવિએ 'ગીતાંજલિ'ની સુંદર રચના કરી પ્રકાશિત કરી, તેની નકલોના થોકડા કવિને ત્યાં ધૂળ ખાતા અભરાઈએ પડયા હતા. ડબલ્યૂ. બી. યીટ્સ અને બીજા વિદ્વાનોના હાથમાં આ 'ગીતાંજલિ' આવી અને તેની મુક્તકંઠે પ્રશંસા થવા લાગી અને કવિને નૉબલ પ્રાઇઝ મળ્યું. ત્યારે જગતના શ્રેષ્ઠ કવિશ્રી રવીન્દ્રનાથ ટાગોરને આપણે પિછાણ્યા.

આપણા પૂર્વાચાર્યોએ મકાનમાં વેધદોષ ન થવા દેવાનું શાસ્ત્ર રચેલું છે. તે બધું અર્થહીન આ જમાનાના ઘણા લોકોને લાગે છે. પરંતુ આપણા પૂર્વાચાર્યોએ વિજ્ઞાનની રીતે સમજી વેધદોષ કહ્યા છે. મકાનને ખૂણે બારી મૂકવી એ મકાનની નબળાઈ સહજ સમજાય તેવી છે. બારીઓ બારણાં સામસામાં આવે અગર તેમાં સામે કબાટ કે ગોખલા મૂકવા જોઈએ. તેના બદલે એકબીજાની શાખા ગળે તેમ અગર દ્વારમાં સ્તંભ ગળે તે રીતે મૂકવામાં બાધ–વેધદોષ સમજતા નથી. બહારની ફરકથી ત્રણચાર ઈંચે બારીઓ મૂકવાથી બારીઓની ઓલની જગ્યા અંદર રહેવાથી તે ઉપયોગમાં આવે. હવે તેના બદલે અંદરની ફરકથી બારીઓ મૂકી બહારની ઓલની જગ્યા નકામી ચોરને બેસવાની થાય તે રીતે મૂકવાની ફેશન મનાય છે. આવાં આવાં બાંધકામ વિચિત્ર રીતે પૂરાં સુખસગવડવાળાં હોતાં નથી. તે ઉપરાંત વિકૃત પણ લાગે છે. એટલી વિચિત્ર હાસ્યાસ્પદ રીતો બાંધકામમાં પેઠી છે કે તે જોઈને દુ:ખ થાય. છજું વાંકું કરવું, એક જ પંક્તિના છજાના નિકાળો ઓછાવત્તા રાખવાની ફેશન પ્રચલિત કરી લોકોને મોડર્ન સ્ટાઇલના નામે મૂર્ખ બનાવાઈ રહ્યા છે. ભારતનાં કેટલાંક મોટાં શહેરોમાં મોટાં ભવનોની શિલારોપણવિધિ પંડિત જવાહરલાલ નેહરુના હાથે થતી, તે જ સમયે ભવનોમાં થતી વિકૃતિની એમણે સખત ટીકા જાહેર ભાષણમાં કરેલી છે.

ભારતમાં જુદા જુદા વિષયની પ્રાચીન કળાના અજબ વિદ્વાનો પડયા છે. પરંતુ તેમની વિદ્વત્તાનો લાભ નથી લેવાતો, દેશ તેમનો ઊંડા જ્ઞાનના, મર્મ-ગ્રંથો લખાવી પ્રકાશિત કરવા જોઈએ કે જેથી વિદ્યાકલા ટકી રહે. આવા વિદ્વાનોને પ્રજાશ્રયની અગત્ય છે. તેઓની કદર સરકારે પણ કરવી જોઈએ. પશ્ચિમની કેળવણી પામેલા આપણા બંધુઓને આથી વિનંતી કરું છું કે ભારતીય સ્થાપત્યના કલાકૌશલનો પશ્ચિમના વાયરામાં મૉડર્ન સ્ટાઇલના નામે નાશ થઈ રહ્યો છે; આ વિકૃતિ હમણાં જ અટકાવવા પ્રયત્નો થવા જોઈએ.

## THE SPIRIT AND MOTIVE OF INDIAN PAINTING

The spirit and motive of Indian painting are in their centre of conception and shaping force of sight identical with the inspiring vision of Indian sculpture. All Indian art is a throwing out of a certain profound self-vision formed by a going within to find out the secret significance of form and appearance, a discovery of the subject in one's deeper self, the giving of soul-form to that vision and a remoulding of the material and natural shape to express the psychic truth of it with the greatest possible purity and power of outline and the greatest possible concentrated rhythmic unity of significance in all the parts of an indivisible artistic whole. Take whatever masterpiece of Indian painting and we shall find these conditions aimed at and brought out into a triumphant beauty of suggestion and execution.

(From *The Significance of Indian Art*) —**Shri Aurobindo**

## ☆ ☆ ☆ उड़ीसांका शिल्प-सौन्दर्य

**डॉ० हरिदत्त भट्ट, एम. ए., पी.-एच. डी. दून-स्कूल, देहरादून**

अपनी मूक भावनाओं और अनुभूतियोंको मूर्तरूप देनेकी रूप-कल्पना मानव-मनमें चिरन्तन-कालसे ही चली आ रही है। फलतः कविके अन्तःकरणमें गूंजनेवाली स्वर-लहरियाँ शब्दोंमें साकार होने लगीं, चित्रकारके हृदय-पटल पर अंकित रंग-बिरंगे स्वप्न तूलिकासे चित्रित होने लगे और भक्तकी भक्ति-भावना मूर्तियों, मन्दिरों, मठों, चैत्यों, विहारों आदिके रूपमें धरती पर सजीव होने लगी। और इस प्रकार सम्पूर्ण मानवताका संवेदन-शील हृदय पूर्णतः साकार हो उठा, जिनमें हमारा इतिहास है, हमारी सभ्यता और संस्कृति है, हमारी गाथाएँ और दन्तकथाएँ हैं, हमारी आत्माकी पुकार है, जिनमें हम बोलते हैं, नाचते, गाते और हँसते हैं।

भारत सदासे ही धर्म-प्राण देश रहा है। इसी धर्म-भावनाने भारतीय साहित्य और कलाको एक प्रकारका शाश्वत जीवन दिया है। देशके कोने-कोनेमें उस विराट् चेतनाकी दिव्य-कल्पनामें न जाने कितने रूप-मन्दिर खड़े हुए, जिनसे हमारी विचार-परम्परा, पूजन-अनुभूति और अभिव्यंजनाका यथार्थ और नियमित स्वरूप मिलता है। यद्यपि राजनीतिक हेर-फेर और समयकी गति-विधिने इनको अप्रत्याशित धक्का पहुँचाया, किन्तु हृदय-व्यापिनी यह भक्ति-भावना सदासे इनकी संरक्षिका रही है।

### अद्वितीय देवालय

भारतके मन्दिरोंमें शिल्प-विन्यास, रूप-भावना, आकार-प्रकार, सूक्ष्मांकन-चित्रण, भाव-भंगिमा, निदर्शन-निरूपण आदिकी दृष्टिसे उड़ीसाके देवालय अद्वितीय हैं। कुशल शिल्पियोंने अपनी अनोखी सूझ-बूझ, अनवरत साधना और तपस्या तथा अपनी हथौड़ी और छेनीसे उन कठोर पाषाणोंमें प्राण-से डाल दिये हैं। उन्होंने अपने जीवनका सारा रस उँड़ेलकर उनमें ऐसा चमत्कार भर दिया कि बस देखते ही बनता है। "आर्य शैली" के बने ये भव्य देवालय ऐसे लगते हैं जैसे मानव-सृष्टि और देव-सृष्टिको मिलानेके लिए एक प्रकारके सेतु हों। कर्मठ कलाकारोंने इन दिव्य-मन्दिरोंमें मूर्त-अमूर्त, व्यक्त-अव्यक्त और नश्वर-अनश्वर-को एकरूप देनेमें अपनी प्रतिभाका पूर्ण वैभव दिखाया है।

भुवनेश्वरमें लिंगराज, राजारानी, मुक्तेश्वर आदि लगभग एक सौ मन्दिर, पूरीमें जगन्नाथ-मन्दिर, कोणार्कका सूर्य-मन्दिर सभी एक-दूसरेसे अंकन-चित्रण सौन्दर्यमें होड़ लगाए-से बैठे हैं। इन मन्दिरोंकी जहाँ और कई अपनी विशेषताएँ हैं वहाँ उनमें विमान, जगमोहन, नाटच-मन्दिर और भोग-मन्दिरकी सृष्टि अनोखी और हृदयको छू लेनेवाली है। इन सबका अपना अलग-अलग महत्त्व है, अपनी-अपनी कहानियाँ हैं।

मन्दिरोंके बाहर बने हुए असंख्य देवी-देवताओं, पशु-पक्षियों, यक्ष-यक्षिणियों, अलमा-नागकन्याओं, नर-नारियोंके चित्र बलात् हृदयको मोह लेते हैं। इन सबमें जीवन छलछलाकर बोलता है। जीवन-जगत्के निगूढ़ रहस्य खुलने-से लगते हैं। उस अज्ञात अनन्त, विराट् चेतनाकी सृष्टिमें मानव-हृदय इतना उदार, उन्मुक्त, महान् और पूर्ण हो जाता है—इन सबकी अभिव्यक्ति इन्हींसे मिलती है। युग-युगसे विकल-विह्वल मानव-हृदय यहाँ सहज ही शान्ति प्राप्त कर लेता है। साथ-ही-साथ मनुष्यकी अद्भुत बुद्धि-व्यापार-कुशलता-का भी आभास होता है कि वह कितनी सबल और सक्रिय है। इन मूर्तियोंमें मनुष्यके हृदय और बुद्धिका दूध-पानी जैसा समन्वय कर उनको सदा-सर्वदाके लिए साथ-साथ सँजोया गया है। कुछ मन्दिरोंके बाहर

किसी विशेष उद्देश्यसे अश्लील मूर्तियाँ भी बनाई गई हैं। इसीलिए कुछ आलोचकोंने इन्हें इनके बनाने और बनवानेवाले शिल्पियों और राजकुलोंकी कामुक भावनाओंका प्रतिबिम्ब माना है। कुछ कहते हैं कि जब भक्ति-कालीन साहित्य-जगत्में जयदेव, चण्डीदास, विद्यापति आदिने राधा-कृष्ण सम्बन्धी सरस शृंगारिक रचनाओंका सृजन किया तथा समाजमें नाथ, सिद्ध आदि सम्प्रदायोंके तंत्र-मंत्र, जादू-टोना आदिका प्रचार हो रहा था तब शिल्प-संसारमें शिल्पियोंने अपने हृदयकी शृंगारिक भावनाओंको मूर्तियोंके रूपमें व्यक्त किया है। किन्तु अश्लील मूर्तियोंका निर्माण केवल इस दृष्टिसे किया गया है कि कोई इन भव्य-दिव्य देवालयोंको नजर न लगाए। इसीका उल्लेख शिल्पकला सम्बन्धी प्राचीन पुस्तकोंमें मिलता है।

### मन्दिरोंका वर्गीकरण

इन मन्दिरोंका वर्गीकरण, निर्माण-समय और शैलीकी दृष्टिसे तीन भागोंमें किया जा सकता है। पूर्वकाल सन् ७५० से ९०० तक, मध्यकाल ९०० से ११०० तक और उत्तरकाल सन् ११०० से १२५० तक। पहले वर्गमें भुवनेश्वरके परशु-रामेश्वर, लक्ष्मणेश्वर, भारतेश्वर आदि आते हैं। दूसरेमें लिंगराज, मुक्तेश्वर और पुरीका जगन्नाथ मन्दिर तथा तीसरेमें कोणार्कका सूर्य-मन्दिर, भुवनेश्वरके राजा-रानी, सोमेश्वर, केदारेश्वर आदि आते हैं।

इन देवालयोंका अपना एक अलग सौन्दर्य है। यहाँके देवी-देवता, पशु-पक्षी, यक्ष-किन्नर सभी अपने-अपने हृदयकी बातें मानवको सुनानेको आतुर-से रहते हैं। वेलबूटों, लहलहाते खेतों आदिका सौन्दर्य सभी उन अमर कलाकारोंकी दिव्य अभिव्यक्तियाँ हैं, जिन्हें देखकर उन शिल्पियोंके हृदयकी गहराइयों और सूक्ष्मानुभूतियोंका पता लगता है कि उनके अन्त:करण उस अनन्तकी ओर किस श्रद्धा और भक्तिसे झंकृत हुए हैं। एक-एक पत्थर तराश कर उसे जीवन-सूत्रमें पिरोया गया है।

## THE STORM AT SEA

The storm continued for a week. The captain had lost all hope of saving the ship but he was not totally discouraged. He wanted to make a final attempt to stop the ship from being sunk. He gave orders to jettison cargo into the sea and make it lighter. All of us were frightened at this unusual decision. Planks covering the cargo underneath were taken away and sailors began to throw goods in the sea. Hunger had made us restless but I was not afraid. The storm continued unabated. Rising waves formed large averns and the ship would tumble into it unexpectedly. Again it would rise upon the crest of the surging wave, but before it could stay there long, it would again slip on the quick-moving surface of the seething wave and make its inmates restless. Waters would run over the deck of the vessel and fill it incessantly. Moreover, the passing clouds poured intermitent showers and cyclonic winds added to our calamities. Clothes got wet, and we would dry them up on the ropes and riggings but soon they would be drenched by a sporadic shower or the surge of waves and rain would patter upon the turbid surface of the sea, creating rusty pearl-like drops that danced and disappeared in quick succession.

—N. K. Mehta

(From: "Dream Half-Expressed")

tist has gone all the way out. Even though he may occasionally use an old trick or two, he has to reshape completely the old dramatic structure to fulfil his purpose. It is therefore that people who go to witness an absurdist play or read it with the expectation of an organised play-structure with a beginning, middle, and end, the development of plot and character often get disgusted. For nothing really 'happens' in an absurdist play, so there is no plot: and the characters are almost de-personalised, robot-like figures, groaning under a burden from which they would fain be released but know not when. Even irrelevant speech is apt for them, for the nature of their anguish does not permit them to observe the niceties of consistent speech; time and place also lose for them all significance, for irrationality cannot be bound by such dimensional limits. The playwright's method, therefore, is primarily that of symbolic representation of the idea of absurdity and the medium is usually a poetic image. Does it not require, one asks, a correspondingly receptive alert audience, trained to take in appreciatively the symbol and the image? In fact the audience is instictively averse to direct confrontation with the idea of absurdity of human existence, as habitually people live their life, performing their daily obligations with a keen sense of responsibility. They work and play, feed themselves and procreate and seriously answer to the callings of life. The successful absurdist playwright is extremely wary of the averse audience and so uses the method of indirect representation. He deliberately profits by the use of ambiguity as a device, shielding himself under the pretext that nothing can have shape in a void. But he is quite clear in his purpose that the sense of absurdity has to be convincingly inculcated into the audience, that men must be made aware of the hollowness of their existence. To reveal the boredom of existence, the absurdist playwrights, especially Beckett, have invented quite original devices. Thus a meaningless gesture, a hat, a purse, a shoe may assume all the dramatic interest and significance. Some of Beckett's symbols and images have a truly poetic value with which he succeeds in driving home his purpose, even to a sceptical reader.

A question then naturally arises : suppose all living men become convinced of the absurdity of their life—and, mankind has always been conscious of it and with that consciousness has striven to build its civilisation, such as it is,—what afterwards? Will all men then meet each other in the evenings, like Vladimir and Esteragon, impotently waiting for Godot, and abandon the tasks which life and society have assigned to them? How long will people go on witnessing plays which interminably portray the absurdity of their life? Will they take in this additional boredom, when they have to suffer ceaselessly the boredom of existence? Herein lies the absurdity, or the logical value of the absurd. Even though we cannot look to a state before birth or beyond death, we are rational—and it is by our rationality that we have discovered the absurdity of life.

---

8. With Kailash Vajpeyi as reported in TIMES Weekly, Ahmedabad: Vol. I., No. 24: Jan. 24, 1971.
9. Samuel Beckett's Art: John Fletcher: Chato Windus: 1967: P. 15.
10. The Dark Comedy: J. L. Styan: Cambridge.

It falls on us to make existence as reasonable as we may. The negative insistence on absurdity will only leave the consciousness of the static condition as it is and multiply its boredom. A shrewd feeling lurks after one has read the absurdist plays that it may be after all a passing storm, however strong, whipped up by the stress of modern life, brought about by the degenerating world wars and the mechanisation of man. The feeling is strengthened when one learns about some eminent absurdist playwrights like Adamov and Ionesco moving to different forms of playwrighting. The storm will perhaps blow over, as it had come along, living behind, not the content, but the formal beauty of the absurdist drama which has made such a rich contribution to the development of the dramatic form. Let us hope so.

## THEY MUST BE MADE BEAUTIFUL

Our scriptures speak in eulogizing terms of the merits earned by visiting all the sacred places of the Banaras region or the *Kashi Khanda* as they call it. The places are, of course, very important and sacred but would they not be much more so, if they were a bit cleaner, a little more beautiful and still better administered? The holy places of the Jains, the Buddhists, the Parsees and the Christians look more inviting and cleaner and create an atmosphere which makes us feel that we are entering the sacred places of the people who take enough care for their religious places. No sooner do we enter them than we spontaneously feel that our minds become calm, spirit free and thoughts pure. The burning incense and candle lights create within us a sense of piety and religious faith. It is my earnest wish that our places of pilgrimage should be better administered and stringent laws for the same be framed by the administration and if it fails, by the Government.

(From: "Dream Half-Expressed") —**N. K. Mehta**

## ☆ ☆ ☆ ગુજરાતની નવી રંગભૂમિના સર્જકો

લેખક : **શ્રી ધનસુખલાલ મહેતા,** કલમ મંડળ, સાન્તાક્રૂઝ

આરંભમાં એટલું કહી દેવું જરૂરનું લાગે છે કે હવે નવી રંગભૂમિને 'બિનધંધાદારી' કે 'અવૈતનિક' રંગભૂમિ કહેવી એ સત્યથી વેગળું છે; કારણ કે હમણાં તો માત્ર એકાદ બે ઉત્તમ અપવાદ સિવાય અને કોલેજિયનોની વાર્ષિક હરીફાઈ સમયે ખેલાયેલ નાટકો સિવાય, બધી નવી રંગભૂમિની મંડળીઓ પણ વૈતનિક થઈ ગઈ છે અને કલાકારોને સંચાલકોના ગજા પ્રમાણે પ્રયોગ દીઠ વેતન મળે છે. આથી આ લેખનું શીર્ષક 'નવી રંગભૂમિ' એવું જ રાખ્યું છે.

૧૯૦૦ સુધીમાં જૂની રંગભૂમિનો સુવર્ણકાળ ગણાય. ગુજરાતે આખા ભારતમાં અને ભારત બહાર રંગભૂમિનો નેજો ચારે કોર ફરકાવ્યો. જાતભાતના ભેદભાવ વિના ગુજરાતી ઉપરાંત, હિંદુસ્તાની કહો કે ઉર્દૂ કહો, તે રંગભૂમિ ઊભી કરી, ઘણાને પ્રેરણા આપી. એમાં નાટકશાળાની બાંધણી, મિસ્ત્રી, સુથાર અને ચિત્રકારની મદદથી દંગ કરે અને વિસ્મય પમાડે એવા અદ્ભુત સીનો અને એની અદલબદલ અર્થે જાતજાતના કિમિયા અજમાવ્યા. પૈસો પણ સારો પેદા થવા લાગ્યો. ટૂંકમાં સારી રોનક અને જાહોજલાલી જોવાયાં. પણ પછી ૧૯૦૨માં, સાહિત્ય પરિષદમાં શ્રી નૃસિંહ વિભાકરે કહ્યું કે ૧૯૦૨થી રંગભૂમિની પડતીની શરૂઆત થઈ ચૂકી છે, છતાં આપણે ૧૯૨૦ સુધી તો એ જૂની રંગભૂમિની જાહોજલાલી ટકેલી જોઈ શકયા હતા.

સાચે જ માનવજાતને—ગમે તે દેશમાં—ફેરફાર ગમે છે. ચાલુ ચીલો ગણાય તેમાં તેને ધીમે ધીમે કંટાળો આવવા માંડે છે અને કાંઈક નવું—નવો ચીલો—નવી શૈલી—નવા રંગઢંગ અજમાવવા માનવી કટિબદ્ધ થાય છે. તે જમાનાનો 'ટેમ્પો' ધીમો કહીએ. પરિવર્તન ધીમે ધીમે આવ્યું. હમણાંનો 'ટેમ્પો' અત્યંત ત્વરિત હોઈ, દરેક ક્ષેત્રમાં ફેરફારો બહુ જલદી થવાના અને આજની ફેશન આવતી કાલે જૂનીપુરાણી લાગવાની! પણ આપણે હમણાંની વાત નથી કરવી—આપણને તો નવી રંગભૂમિ જૂની રંગભૂમિની હરીફાઈમાં ઊભી થઈ એની વાત કરવી છે.

૧૯૧૯–૨૦ની આસપાસ 'ફેરફાર'નો સ્વાભાવિક જુસ્સો કેટલાક જુવાનો અને જુવાન માનસ ધરાવનાર વ્યક્તિઓને આવ્યો. જૂની રંગભૂમિની જૂની રીતરસમો 'અનરિઆલિસ્ટિક' લાગી અને 'રિઆલિટી' આણવા ખાતર એમણે અખતરા શરૂ કર્યા.

આમ જુઓ તો આ 'ફેરફાર' કરવાની વૃત્તિ કેટલીય વ્યક્તિઓમાં જાગી હતી—ખાસ 'ફેરફાર' તરફની વૃત્તિને લઈને નહિ, પણ પશ્ચિમની વધારે અસર નીચે અનેક પારસી બિરાદરોએ નાટકો લખ્યાં, જે તદ્દન નવાં નહીં તેમ તદ્દન જૂનાં પણ નહીં એવાં હતાં. છતાં નવી ગુજરાતી રંગભૂમિના સર્જકો વિશે ખ્યાલ બાંધતાં તેમને વિસરવા ન જ જોઈએ. અનેક પારસી બિરાદરોમાંથી આપણે બમનજી કાબરાજી, ફિરોજશાહ મર્ઝબાન, જહાંગીર પટેલ, રતનજી શેઠના, જહાંગીર ખંભાતા વગેરેનાં નામ ગણાવવાં જોઈએ.

લગભગ આ જ ગાળામાં—૧૯૧૯–૨૦—યુરોપમાં પણ ઘણા દેશોમાં તેમ જ ચીનમાં અને અમેરિકામાં પણ ધંધાર્થી રંગભૂમિના કાર્યક્રમથી માણસોને અણગમો પ્રકટયો અને પરિણામે તેમણે તેની સામે ખુલ્લું બંડ ઉઠાવ્યું. ધંધાર્થી રંગભૂમિ પર જેટલું હોય તેટલું ખરાબ એવી ધારણા આ ક્રાંતિકારીઓમાં હતી, જેવી બધાંય ક્ષેત્રોના ક્રાંતિકારીઓમાં હોય છે તેવા જ પ્રત્યાઘાતમાં જૂની રંગભૂમિએ

આ નવા ફાંટાબાજો પ્રત્યે તિરસ્કાર બતાવ્યો: 'આજ કાલના હાલી નીકળેલા, બિનઅનુભવી જુવાનો' વગેરે કહીને, એમને સહકાર આપવાની લેશ પણ વૃત્તિ દાખવી નહિ.

પરંતુ, બીજા દેશોમાં, ધીમે ધીમે, આ દ્વેષભાવ અદૃશ્ય થયો અને બંને રંગભૂમિ એકમેકમાં જોડાઈ ગઈ. આપણે ત્યાં ખાસ કરીને ગુજરાતીઓમાં—એ હૃદયપલટો આવ્યો નથી; અને આશ્ચર્યકારક બિના તો એ છે કે, જૂની રંગભૂમિના ક્ષેત્રમાં માનપૂર્વક ગણી શકાય તેવી માત્ર એક જ નાટકમંડળી—દેશી નાટક સમાજ—છે, છતાં તે મંડળી હજી એમના જૂના ચીલામાં હિંમતથી, ધૈર્યથી અને સહિષ્ણુતાથી પોતાનું જીવન ટકાવી રહી છે—યશસ્વી રીતે ટકાવી રહી છે.

આપણે ત્યાં નવી રંગભૂમિના આરંભના મુખ્ય સર્જકો કોણ? આમ તો જુઓ તો ઘણાં હતાં—યુવક અને યુવતીઓ. રંગભૂમિ એ આખરે સહકારી કલા છે અને સહકારથી જ ચાલે છે. એટલે એમાં પણ જુદે જુદે સ્થળે, જુદી જુદી વ્યક્તિઓ, કામે લાગી ગઈ હતી. બધાંનાં નામ આપવા બેસીએ તો ઘણું લંબાણ થઈ જાય; એટલે અત્યારે જે તરત યાદ આવી જાય છે તેમનાં નામ આપું છું.

ચંદ્રવદન મહેતા, ક. મા. મુનશી, સનતકુમાર વીણ, સરલા બેનરજી, ચંદ્રા વીણ, જયોતીન્દ્ર દવે, ધનસુખલાલ મહેતા, અનંત વીણ, ભાનુશંકર વ્યાસ, ધનંજય ઠાકર, જયંતિ દલાલ, તરંગિણી ચોવીસા, જશવંત ઠાકર, અરૂણ ઠાકોર, ગિરીશ ભચેચ વગેરે વગેરે.

કહેવાની જરૂર નથી કે આ બધામાં સૌથી અગ્રસ્થાને આવે ક. મા. મુનશી અને ચં. ચી. મહેતા. બંનેની કામ કરવાની રીત જુદી, નાટકોની શૈલી જુદી, તાસીર જુદી, કામ આપવાની અને લેવાની કલા જુદી. બંનેએ ઘણાં નાટકો લખ્યાં અને તે ભજવ્યાં, તેમ જ ભજવાવ્યાં. ચં. ચી.નાં નાટકોમાં સેટની સાદાઈ, મુનશીજીના ભપકાભર્યા રિહર્સલો મુનશીજીની નિયમિત, ત્યારે ચં. ચી.ની બિલકુલ અનિયમિત.

આ પ્રમાણે ૧૯૨૦થી લગભગ ૧૯૪૦ સુધી એ બંને રંગભૂમિ પર શાસન ચલાવતા હતા, પણ એથી પણ ઑડિયન્સ આવ્યું નહિ. બેત્રણ પ્રયોગ કરતાં કરતાં તો એમને નાકે દમ આવી જતો અને આગગાડીના સાતેક પ્રયોગ કર્યા, ત્યારે અમને તો એમ જ લાગેલું કે, અમે કેવોક વિક્રમ સર્જ્યો હતો! અલબત્ત, તે વખતે અમે ભૂલી ગયેલા કે દેશી નાટક સમાજનાં ઘણાં નાટકો ચારસો-પાંચસો પ્રયોગો સુધી ચાલતાં!

૧૯૪૦ પછી નવી રંગભૂમિ ખરી જામી. સામે માગવા ગયા વગર લોકો ટિકિટ લેવા માંડયા અને પ્રયોગો પણ સહેલાઈથી વીસથી પચીસ સુધી પહોંચ્યા. આ માટે જો ગુજરાત કોઈનું ઋણી હોય તો તે ચંદ્રવદન ભટ્ટ, અદી મર્ઝબાન, પ્રા. વિષ્ણુભાઈ વ્યાસ, દામુભાઈ ઝવેરી, પ્રતાપ ઓઝા અને તેમનાં સહાયકો—વનલતા મહેતા, નિહારિકા ભટ્ટ, ચંદ્રિકા શાહ, લીલા જરીવાલા, ચારૂબાલા શાહ, ફિરોઝ આંટિયા, મધુકર રાંદેરિયા, હોમી વાડિયા, મિનુ દાવર, દીના ગાંધી, તરલા ગાંધી, ઉષા ભાલમલજી, ડોસા મિસ્ત્રી, આલુ પાવરી, નાનુ સુખીઆ, ફલી મિસ્ત્રી, દીનુ નિકલસન, મની ખાન, મની પટેલ, મોતી આંટિયા વગેરે વગેરેનું જ. એમણે અત્યંત જહેમત ઉઠાવી રંગભૂમિને બઢાવી. તે સમયે આર્થિક લોભ કરતાં કલા અને કીર્તિનો લોભ વધારે હતો.

પણ ધીમે ધીમે ખરચા વધવા માંડયા. થિયેટરોની સંખ્યામાં પણ વધારો થયો—જોકે હજી ઘણાંની જરૂર છે જ—કલાકારોની સંખ્યા ખૂબ વધી, રિયાઝ, શિસ્ત અને વ્યવસ્થા પણ વધ્યાં. નિયામકો અને દિગ્દર્શકોની જવાબદારી પણ વધી અને જૂના દિગ્દર્શકો ઉપરાંત પ્રવીણ જોશી, કાંતિ મડિયા, વિજય ભટ્ટ, લાલુ શાહ, અભિનય સમ્રાટવાળા ત્રિવેદી વગેરેએ આ ક્ષેત્ર ઠીક વિકસાવ્યું.

અંતમાં, જે એક વાત ઘણાને ખૂંચે છે તેનો નિર્દેશ કરી લઉં અને તે આપણે ત્યાં મૌલિક નાટકોનો—સંદતર અભાવ. છતાં પ્રાગજી ડોસા, શિવકુમાર જોષી વગેરે હાથની આંગળીએ ગણાવાય એટલા નાટ્યકારો ભગીરથ પ્રયાસ કરી રહ્યા છે; છતાં એમને જોઈએ તેવો સાથ મળતો નથી. અત્યાર સુધીમાં આ બંને નાટ્યકારોએ સફળ નાટકો રંગભૂમિને આપ્યાં પણ છે; પણ જેમ જૂની રંગભૂમિ પર 'કવિ'નું સ્થાન હતું તેવું 'કવિ'નું સ્થાન આ બંનેને મળવું જોઈએ તે હજી કાયમનું મળ્યું નથી. બાકી આ બંને તેમ જ બીજા નવા નાટ્યકારો જરૂર વધારે સારાં મૌલિક ગુજરાતી નાટકો રંગભૂમિને અર્પી શકે તેમ છે.

બાળકોની રંગભૂમિની દિશામાં પણ ઘણું ઘણું કામ હવે થવા લાગ્યું છે, એ આનંદની વાત છે. એમાં પ્રાગજી ડોસા, ધીરુબહેન પટેલ અને વનલતા મહેતા તેમ જ ઉષા ભાલમલજી સારું કાર્ય કરી રહ્યાં છે.

આપણે ઇચ્છીએ કે નાટકોમાં કેવળ ફાર્સ અને ફાર્સ જેવાં પ્રહસનોનું પ્રમાણ ઓછું થાય અને તેના સ્થાને બીજા રસોને યોગ્ય સ્થાન મળે. ફાર્સોમાં અને પ્રહસનોમાં દ્વિઅર્થી શબ્દોનો પ્રચાર ઓછો થાય, તો સારું એમ પણ આપણને લાગે તો તે ગેરવાજબી નથી. લોકરુચિ આપણને નીચે ને નીચે ઘસડી જવા માગે છે એમ જો કોઈ કહેતું હોય તો તે કેવળ જૂઠાણું છે. લોકરુચિ તો નાટક કરનારાની તાકાત પર અવલંબે છે; એમનામાં શક્તિ હશે તો જરૂર લોકો વધારે જવાબદાર થાય અને એ રીતે ગુજરાતી નવી રંગભૂમિ વધારે યશસ્વી રીતે આગેકદમ ભરતી થઈ જાય.

* * *

## SCHOOLING OF MY DAYS

Schooling in those days was different from, and yet better than that of modern times. The teaching of arithmetic was sound; multiplication tables were to be learnt by heart and handwriting was to be formed as clear and beautiful as pearls. Reading was distinct and pronunciation clear. Knowledge imparted through geography and history books was sound and textbooks and notebooks were fewer as teachers had enough knowledge and experience to teach without them. Inattention and mischief were punished with a thrashing or caning and corporal punishment was considered a necessity. Yet teachers were kind and affectionate and there was a respectful distance between them and their pupils. This, perhaps, no longer holds good today. Schools have ceased to be Minerva's temple of learning and have become places of commerce where underpaid and disheartened teachers ration out knowledge in measured doses to apathetic students. The mutual bond of love and respect has become a thing of the past. Students are usually found wanting in discipline, civility and feeling of respect, and hence they fail to imbibe healthy influences from their teachers. Even at this later stage I remember my revered teachers. Their plain living and high thinking, cleanliness and regularity, honesty and truthfulness left a deep impression on my tender mind. As I recall those happy days of my boyhood, tears fill my eyes and my voice is choked with emotion as I talk about them. Gone are those happy days for ever!

(From "Dream Half-Expressed") **—N. K. Mehta**

## ☆ ☆ ☆ નાટ્ય-ભૂમિમાં મનોયાત્રા

લેખક : **શ્રી મધુકર રાંદેરિયા,** દેના બૅન્ક, મુંબઈ

હું ગદ્ય સારું લખી શકતો હોઉં છતાં કવિયશ મેળવવા માટે થોડાંક ચેડાં કવિતા-સુંદરી સાથે કરવા માટે પદ્યમાં શબ્દોને પલોટવા માંડું તો કદાચ બાવાનાં બેય બગાડવા જેવો ઘાટ થાય, એમ મને લાગે છે. ગદ્યમાંય હું નવલિકા – નવલકથા – નિબંધ પર ઠીક હથોટી ધરાવતો હોઉં ને તેમાં ઠીક સફળ થયો હોઉં, એ જ કારણે (અથવા "અર્થકૃતે") નાટક લખવા બેસું, તેમાં પણ આમ જ ભીંત ભૂલ્યા જેવું બને. નવલ-કથાકાર સૂર્યોદયનું કે સૂર્યાસ્તનું મજાનું રસભર રંગભર વર્ણન કરે, કરી શકે : નાટ્યકાર ન કરી શકે – એણે ન કરવું જોઈએ. એણે, તો માત્ર : 'સૂર્યોદય ડાબી બાજુથી થાય છે' એટલો નિર્દેશ કરવાનો, ને પછી ડાબી બાજુથી સૂર્યને ઉગાડવાનું કામ થિયેટરના પ્રકાશ–આયોજકનું છે. નાટ્યકારે એના પ્રદેશમાં વધારે દૂર જવાની જરૂર નથી. એણે સ્વીકારી લેવું જરૂરી છે કે પોતાના ક્ષેત્રમાં એ પણ એટલો જ કુશળ ને કલ્પનાશીલ છે.

*　　　*　　　*

ઘણા ગદ્ય-લેખકો પોતાની કૃતિઓમાં કવિતાનો ઉપયોગ કરે છે. એમાં કાંઈ ખોટું નથી – જાપાનના કસબીઓ પોતાની 'ગનમેટલ'માં સોનું ભેળવે જ છે. નાટકમાં પણ કવિતા કાર્ય લગાડાય – ગમે તેટલી, પણ નાટ્યતત્ત્વથી વધારે તો નહીં જ. નાટ્યતત્ત્વ કરતાં કવિતા વધી જાય અથવા બીજું કશુંયે વધી જાય તો નાટક "દબાઈ" જાય; – બીજું કશું એટલે કોઈ પ્રચાર, કોઈ સિદ્ધાંત, કોઈ વાદદલીલ, ખુદ સંવાદ પણ. હા, સંવાદનો બોજ પણ ઘણી વાર નાટકને નાટક બનતાં અટકાવે છે. આપણા ઘણા નામી ગુજરાતી નાટ્યકારોએ આ વાત સમજવા ને વિચારવા જેવી છે.

નાટક શબ્દોથી નથી રચાતું – શબ્દ સમૂહથી, વાક્યખંડોથી રચાય છે. નાટકની સામગ્રી એટલે વૈખરી – મનુષ્યની વાણી; પોતાની નાટ્યકથા કહેતાં લેખકની જે સ્વાભાવિક વાણી વહે છે તે, એટલે કે નાટકનાં ભિન્ન ભિન્ન પાત્રોની વાણી; નાટકકારે પાત્રોનાં ચિત્તમાં થોડી વાર વસીને ઉચ્ચારેલી વાણી.

*　　　*　　　*

એક જણે એક નાટકનાં વખાણ કરતાં કહ્યું, "સંવાદો બહુ સરસ છે." આ પ્રશંસા હતી કે સમગ્ર નાટકની ટીકા! ખરાબ નાટકની કસોટી માટે એ ઠીક કાટલું ગણાય. સંવાદ નિ:શંક સારા હોવા જોઈએ, પાત્ર-પ્રસંગને અનુકૂળ એવા સંપૂર્ણ હોવા જોઈએ, પણ સંવાદના સારાપણાનો ઉલ્લેખ થાય, ત્યારે સમજવું કે એક મુખ્ય વસ્તુને બાજુએ ધકેલીને બીજી ગૌણ કે બિનજરૂરી કે ઓછા મહત્ત્વની વસ્તુ આગળ આવવાનો પ્રયત્ન કરી રહી છે. કદાચ મુખ્ય વસ્તુનો સાવ અભાવ જ હતો, એ હકીકત તરફથી આપણું લક્ષ બીજે દોરવાનો એમાં પ્રયાસ પણ લાગે. મુખ્ય વસ્તુ તો છે નાટક – નાટ્યતત્ત્વ. એની વ્યાખ્યાની જરૂર નથી. આપણી આસપાસ, આપણી શેરીમાં, આપણાં વર્તમાનપત્રોમાં, આપણા ઇતિહાસમાં, આંખે ઊડીને વળગે એ રીતે આ તત્ત્વ ભરપટ્ટે પડેલું છે. કુદરતની કે વિધાતાની ચાલનો એ એક ઓચિંતો આવિષ્કાર છે – આવિર્ભાવ છે. આ આવિર્ભાવ એટલો વિસ્મયકારક કે ઔચિત્યપૂર્ણ હોય કે આખીયે કથાનો એ જ એક શક્ય અંત આપણને લાગે – એને વિષે આપણે ગમે તે ધારતા હોઈએ અને એ જ સ્વરૂપે એ બનશે એવી ધારણા એને માટે આપણે કદી ન રાખી હોય તોય.

સંવાદ આ વસ્તુઓને રંગમંચ પર દર્શાવવાનું વાહન છે—સાધન છે. ચિત્રકારને જેમ પોતાના કેનવાસ, સ્થપતિને પોતાની ઈંટો, તેમ નાટ્યકારને પોતાના સંવાદો. જેમ ચિત્ર જોતાં કેનવાસને કે સ્થાપત્યને જોતાં ઈંટની પ્રશંસા કોઈ કરતું નથી, એ જ રીતે સમજવું કે ચાતુર્યપૂર્ણ કે ચમત્કૃતિપૂર્ણ સંવાદ એ જ નાટક નથી.

* * *

'નાટ્યકલા' એટલે શું? એવો પ્રશ્ન પૂછશો તો તેનો તુરત ઉત્તર મળશે : 'અભિનય કલા.' આ જ મોટું દુ:ખ છે. બિચારી નાટ્યકલાનાં રાજપાટ ઝૂંટવી લઈને જાણે એને વનવાસ મોકલી દીધી હોય અને રાજમહાલયમાં ઘૂસી જઈ બીજાઓએ અડ્ડો જમાવી દીધો હોય એવું જ થયું છે. હમણાં હમણાં બીજી કોઈ કળાની બાબતમાં આવી અવદશા નથી જણાતી.

નાટ્યકળાને શબ્દો સાથે ઝાઝી નિસ્બત નથી જ. આપણે 'ચિત્ર'ની ચર્ચા કરતા હોઈએ ને તેમાં વાત 'રંગ'ની થતી હોય. રવિશંકર કે કનુના, રવીન્દ્રનાથના કે રવિવર્માના રંગો વચ્ચે ફેર નથી પડવાનો. નાટ્યકલાની સામગ્રી છે ઘટનાઓ અને એ ઘટનાઓની માવજત. એ ઘટનાઓ આંખે દેખી શકાય એવી જ હોવી જરૂરી નથી. નાટકમાં આપણે સારુ કુરુક્ષેત્ર કે પાણીપત ન લાવી શકીએ, સાચી વણઝાર કે ફોજો, સાચી 'ટેસ્ટ' કે ક્રિકેટ ન દેખાડી શકીએ—પણ સમર્થ નાટ્યકાર પોતાનાં વર્ણન દ્વારા પ્રેક્ષકો માટે એનો રોમાંચ જરૂર ખડો કરી શકે. એક પાત્ર આ ઘટનાની છાયા જ વર્ણવતું હોય ને બીજું પાત્ર તે સાંભળી તેના પ્રત્યાઘાતો પાડતું હોય, એમાંથી જ નાટ્યકલા સર્જાતી આવે.

નાટ્ય શબ્દોથી નથી બનતું એ સાચું; છતાં નાટકની રચનામાં સુંદર શબ્દોનું સ્થાન હોઈ જ શકે—ઘર બાંધવામાં જેમ સંગેમરમર વપરાઈ શકે તેમ. છતાં ઘર પહેલું ને સંગેમરમર પછી; તેમ નાટક પહેલું ને કવિતા એની આંગળીએ. કવિતા નાટકનો અલંકાર કે એનું સુશોભન બને. પણ કવિતાથી 'નાટકની રચના' ન થાય. નાટકની રચના-સામગ્રી એટલે ઘટનાઓ. કેવી ઘટનાઓ? અલબત્ત, પસંદ કરેલી ઘટનાઓ. કલા માત્ર પસંદગી છે; અને નાટ્યકાર માનવજીવનને ઘડનાર નાની મોટી ઘટનાઓને, દૈવને કે કુદરતની ચાલ પર પ્રકાશ પાડનારી ઘટનાઓને જ પસંદ કરે છે. પ્રત્યેક કળામાં એક ગૂઢ સત્ય રહેલું હોય છે. નાટકમાં આ સત્યનો ઝબકાર અણધારી, ઓચિંતી દીપ્તિ સહિત થવો જોઈએ. જે ગૂઢ રીતે સાચું છે—અને આંખને આંજી દે એવા, ઓચિંતા પ્રકાશ સાથે પ્રગટ થાય છે, તે નાટ્યાત્મક હોય છે જ. આનો અર્થ એ જ કે પ્રેરણા વડે આપણે દીઠેલી કુદરતની કેટલીક ચાલનું દર્શન કરાવવાનું કામ નાટક કરે છે.

* * *

સંવાદ પછી ઘણી વાર લોકો 'પાત્રાલેખન'ની વાત કરે છે. પાત્રાલેખન એક વિચિત્ર, વિલક્ષણ શબ્દ છે. એ ખરું છે કે નાટક નાટકમાંની મનુષ્યસૃષ્ટિના ચરિત્ર વડે રચાય છે; પણ નાટકનું પાત્ર ચાર પાંચ પંક્તિઓ બોલે, એટલે એનું ચરિત્ર આકાર લેવા માંડે જ; પછીની ચાર પાંચ પંક્તિઓ એને દૃઢ કરતી આવે ને તે એના પૂરતું અનિવાર્ય જ બની રહે. નાટકકાર નાટકનાં પાત્રોને આપમેળે બોલવા દે અને એમનાં મોંમાં એમનાં પોતાનાં વાક્યો મૂકે તો તેમનું ચરિત્ર પ્રત્યેક પંક્તિએ ઘડાતું ઘડાતું એમના જીવન માર્ગનો કબજો લઈ લે છે; એટલે પાત્રાલેખન વિષે નાટકકારે બહુ ચિંતા કરવાની જરૂરત રહેતી નથી.

* * *

નાટકની 'ટૅક્નિક' અંગે પણ લોકો બહુ ચર્ચા કરે છે. નાટકરચનાના નિયમોની એક યાદી તમારી પાસે હોય, તો તમે નાટક રચી શકો! બહુ સરસ! હાથમાં સાચાં ઓજાર હોય અને પાસાં પાડવાના નિત્ય-નિયમોનુંયે જ્ઞાન હોય, પણ હીરો જ ન હોય તો? તો માત્ર ફાંફાં! માટે 'નાટ્યસભર વિચાર'ની રાહ

જોવી જ પડે છે. એ વિચાર કેમ આવે છે—પ્રેરણા કેમ જાગે છે તે કોણ જાણે—પણ આ આવે ત્યાં સુધી થોભવું જોઈએ. પછી જ કામે વળગી શકાય. 'ટેક્નિક' એટલે આપણી સર્જનકળાની રીતિમાત્ર. નાટ્યકલા વિષે નાટકકારને સૂઝ હશે, એની નાડના ધબકારા એ પારખી શકતા હશે, તો ગમે તે વિષય અંગે પોતાની લાગણી વ્યક્ત કરવા માટે એને નિયમોની જરૂર નથી પડવાની. છતાંય નિયમો જાણવા જ હોય તો આટલું તો જાણો જ કે જે અભિનય ન હોય તેવું કશું 'નાટક'ને નામે લખશો નહીં; અને દર્શાવી ન શકાય એવી કોઈ 'સ્ટેજ ડિરેક્શન' આપશો નહીં. "ખોળામાં બેઠેલો કૂતરો, જાણે આગંતુકને પિછાનતો હોય તેમ તેના તરફ મીટ માંડી રહે છે"—આવું લખનાર નાટ્યલેખક "નાટ્યાંધ" (theatrically blind) છે! વળી નાટ્યકારે પોતાની સરહદ છોડી વેશભૂષાકાર, રંગભૂષાકાર, પ્રકાશ-આયોજક, કે અભિનેતાના મનના પ્રદેશમાં પદસંચાર કરવાની જરૂર નથી. એ બધું એ જાણે એ ઠીક છે; પણ એના વિશિષ્ટ અભ્યાસની એને જરૂર નથી. એ અજાણ્યા પ્રદેશમાં એ પગ મૂકે તો આપણને કદાચ મળે ખાલી ભભકદાર ખેલ—જેમાં ચબરાકિયા સંવાદ હોય, લોકપ્રિય અદાકારો હોય, સુશોભિત પોષાકો હોય; ને બીજું કશું ન હોય. થિયેટરનો કોઈ ઠાઠઠેરો નાટકની ગાદી લઈ શકે નહીં.

* * *

નાટકમાં 'વિસ્મય'ને સ્થાન છે. એક દાખલો જોઈએ. એક મોટા રાજ્યનો જુવાન રાજવી છે. બીજા રાજવંશના પક્ષકાર એવા એના કેટલાક અમલદારોએ એનું ખૂન કરવાની યોજના ઘડી છે, એવા સમાચાર એને મળે છે. રાજવી એકલો છે. એનો રાજવૈદ આવી પહોંચે છે. રાજવી એને પરિસ્થિતિ સમજાવે છે અને કહે છે કે, 'વચ્ચે બે ચાર દિવસનો સમય નીકળી જાય, તો બીજા વિશ્વાસુ વફાદાર સૈનિકોની સહાય મને મળી રહે. પણ તે કેમ બને?' એટલામાં પેલા અમલદારો આવી પહોંચે છે. તેમની હાજરીમાં વૈદ રાજવીને કહે છે: 'મહારાજ, મને આપની નાડ અને આપનું હૃદય તપાસવા દો.' પછી ઝડપભેર એ બેઉ તપાસ્યા પછી વૈદ બીજા ખંડમાં ચાલ્યો જાય છે—ખિન્નતાથી માથું ધુણાવતો. ને પાછળ અમલદારોને બોલાવતો જાય છે. એમને ભેગા કરીને એ કહે છે, 'મહારાજ પ્રત્યે તમારી વફાદારી હું જાણું છું, પણ એક પરિસ્થિતિ સામે તમે એમનું રક્ષણ નહીં કરી શકો. મને કહેતાં ભારે દુઃખ થાય છે કે, મહારાજ ચાર દિવસથી વધારે કાઢે તેમ નથી.' આ સાંભળીને પોતાને હાથે રાજાની હત્યા કરવાનો વિચાર માંડી વાળીને, એ અમલદારો ચાલ્યા જાય છે. 'વિસ્મય'ની આ એક પરિસ્થિતિ. હવે એ પછી બીજું નાટ્યાત્મક 'વિસ્મય' સર્જાય છે. રાજા વૈદને કહે છે, 'વૈદરાજ, ધન્ય છે તમારી બુદ્ધિને. તમે અદ્‌ભુત માર્ગ કાઢ્યો.' અને વૈદરાજ કહે છે, 'ના, મહારાજ, એમ નથી. આપની તબિયત ખરેખર કથળેલી છે. નાડી અને હૃદયના ધબકારા બરાબર નથી. મારું વૈદકીય ભવિષ્ય હમેશ સાચું જ પડે છે.'

આ બે વિસ્મયોમાં પહેલાની પરિસ્થિતિ શક્ય છે ને ખૂબ અસરકારક છે. પણ રાજવી જુવાન છે ને એની નાદુરસ્ત તબિયતનું કોઈ પૂર્વસૂચન ક્યાંય થયું નથી, તે પૂરતું, બીજા વિસ્મયની પરિસ્થિતિમાં આપણને ચાતુર્ય જ અનુભવવા મળે છે—અને વૈદના એ શબ્દો નાટકકાર જે ખંડમાં બેસીને નાટક રચી રહ્યો છે ત્યાં—એના ટેબલ પર આપણને લઈ જાય છે.—કુદરત અને વિધાતાથી દૂર દૂર; કારણ—કુદરત, વિધાતા (Destiny) ચતુર નથી! એ કોઈક વાર ગહન, કોઈક વાર સરળ હોય છે. નાટકની રચનામાં જાણે વિધાતાનો પણ હાથ હોય એવો મિજાજ એનો હોય એવું આપણને લાગવું જોઈએ.

* * *

નાટકકારના ચિત્તમાં કશો પૂર્વગ્રહ કે પૂર્વઅભિપ્રાય નહીં હોય, તો એનું દર્શન ધૂંધળું નહીં બને. તે પોતે જે માનવસૃષ્ટિ સરજે છે તેનું યોગ્ય મૂલ્યાંકન કરવા માટેની ભૂમિકા એનાં નાટકો પૂરી પાડશે

જ. કલાકારની આંખ પર આપણે વિશ્વાસ રાખી શકીએ. જોવું એ એની પ્રકૃતિ છે, ને જોયેલું કહેવું એ એની ફરજ છે. ત્યારે નાટયકારને પોતાનો કોઈ અભિપ્રાય ન હોઈ શકે? શેકસપિયરનાં નાટકોમાં રાજા, રાજ-પુરુષ, ખેડૂત, પાદરી, પ્રેમી, સૈનિક, બાળક—જે કાંઈ બોલે છે એ શેકસપિયરની જ વાણી છે. એમના જ વિચારો એના છે; એમનાં જ રાજકીય મંતવ્યો એનાં છે; એમના જ હૃદયઆવેગો એનાં છે—પણ તે જીવનભરનાં નહીં, માત્ર જે ચારપાંચ મિનિટ એ વિવિધ વ્યક્તિઓ તખતા પર રજૂ થાય છે તેટલા પૂરતા. એ પાત્રોમાંથી જુદું પાડીને આપણે એવું કશું નહીં બતાવી શકીએ કે 'આ શેકસપિયરનું પોતાનું!' શેક્સ-પિયર અથવા કોઈ પણ નાટયકાર જીવનનું સંપૂર્ણ ને સાચું દર્પણ છે—ચારે પાસનાં પ્રતિબિંબો વફાદારી-પૂર્વક એ ઝીલે છે... પણ એ દર્પણમાં એથી વિશેષ કાંઈ શોધવાનો આપણે પ્રયત્ન કરીએ, તો પાણીમાં પોતાના મોંમાં પકડેલા હાડકાના ટુકડાનું પ્રતિબિંબ જોઈને, એક બીજો કૂતરો પણ મોંમાં હાડકું પકડીને સામે ઊભો છે, એવાં ભ્રમ ને ભૂલ આપણે પણ કરી બેસીશું.'

## PARVAS IN THE VILLAGE

*Parvas* or holy days had a special fun and frolic of their own. Diwali, Holi and Janmashtami were the three chief *parvas* in the village. Men, women and children donned new clothes and there was a colourful display of gold ornaments and indigenous cloth designs at the assembly of women. Their voices had the clarity of a flute and they met and sang *Rasas* or *Rasada*, simple native folk songs. They would break the dull and austere routine of daily life and their suppressed joy and pleasure would flow out of their emancipated spirits. Young men would ride their horses and run races. A traditional fair at the temple would bring relaxation in their social life and there would be all the glee and glamour typical of a Maher village. Young and old, they would recite *Dohas*, couplets from folk literature, with resounding voices and these would remind them of the heroism of their brave ancestors. They narrated the exploits of outlaws or sang of the martyrdom of *Satees*—women who had laid down their lives while protecting their chastity or truth. These reverberating couplets would also tell in terse and simple style, the anxiety and frustration of unfulfilled love and the romantic meetings of the lovers of the distant past. There were groups of men who would sit with *ektaras*, mono-stringed instruments, in their hands and play on them to the accompaniment of *manjeeras*, brass bells, while singing *Bhajans*, a form of devotional songs.

(From "Dream Half-Expressed") **—N, K. Mehta**

## ☆ ☆ ☆ ભારતીય નાટ્યનાં બદલાતાં સ્વરૂપો

લેખક : **શ્રી આગજી ડોસા,** મુંબઈ

દેશકાળને અનુરૂપ મનુષ્ય પોતાની રહેણીકરણીમાં, એની વેશભૂષામાં પરિવર્તન કરતો આવ્યો છે. ઘણીય વાર ઇતિહાસનું પુનરાવર્તન થતું પણ જોવામાં આવે છે. દાયકાઓ પૂર્વે સ્ત્રીઓ, નાકે નથ અને કેડમાં કંદોરો પહેરતી. એ અલંકારો, પશ્ચિમનો પવન વાતાં, અદૃશ્ય થઈ ગયા. આજે ફરીથી એ વસ્તુઓ સૌંદર્યમાં અભિવૃદ્ધિ કરનાર શણગાર તરીકે સ્વીકારાઈ છે.

ભારતીય નાટ્યનાં બીજ સૌ પ્રથમ ઋગ્વેદમાં જોવા મળે છે. દશમા મંડલના પાંચમા અધ્યાયમાં અઢાર મંત્રોમાં પુરુરવા-ઉર્વશી વચ્ચેનો સંવાદ આલેખાયો છે. નાટ્યાત્મક પ્રસંગ ત્યાં એ મૂકાયો છે કે પુરુરવા એટલે મનુષ્યયોનિમાં જન્મેલો ચંદ્રવંશનો આદિપુરુષ; અને ઉર્વશી એટલે ઇંદ્રરાજાના દરબારની અપ્સરા-દેવાંગના. એ બંને વચ્ચેનો પ્રેમસંબંધ જ નાટ્ય માટે પૂરતો છે. તેમ છતાં માત્ર સંવાદ દ્વારા મનોરંજન મળતું નથી, એટલે દેવતાઓની વિનંતીથી બ્રહ્માએ ઋગ્વેદમાંથી પાઠ, યજુર્વેદમાંથી અભિનયકલા, સામવેદમાંથી ગાયન અને અથર્વવેદમાંથી રસ તારવી, નાટ્યવેદ તરીકે મનાતા પંચમવેદનું નિર્માણ કર્યું. આને ગાંધર્વવેદ પણ કહે છે; કારણ કે સૌ પ્રથમ ગંધર્વો અને અપ્સરાઓએ મળી અભિનય સહિત નાટ્યને રજૂ કર્યું હતું. લક્ષણ-ગ્રંથોમાં ભરતમુનિનું નાટ્યશાસ્ત્ર પ્રાચીનતમ છે. ભરતમુનિના અસ્તિત્વનો કાળ શોધાય, તો પ્રથમ ભારતીય નાટક ક્યારે ભજવાયું એ નિશ્ચિત થઈ શકે. કલિયુગના ૩૧૭૯ વર્ષ વીત્યા પછી શકે ૫૫૦માં બ્રહ્મગુપ્તે 'બ્રહ્મસિદ્ધાંત' નામનો ગ્રંથ લખ્યો છે. તેમાં એણે જણાવ્યું છે કે યુધિષ્ઠિરનો શક ૨૫૨૬ વર્ષપર્યંત ચાલ્યો. તે ઉપરથી ફલિત થાય છે કે ૩૧૭૯ – ૨૫૨૬ = ૬૫૩ વર્ષ કલિયુગના વીત્યા પછી, કૌરવ-પાંડવોનું અસ્તિત્વ હતું. આ હકીકત રાજતરંગિણીકારે પણ સ્પષ્ટ કહી છે :

> शतेषु षट्सु सार्धेषु त्र्यधिकेषु च भूतले ।
> कलेर्गतेषु वर्षाणां अभूवन् कुरु–पाण्डवाः ।।

આ નિર્ણય ઉપરથી કૌરવ-પાંડવોનું અસ્તિત્વ ૨૫૦૩ ઈશુ ખ્રિસ્ત પૂર્વે હતું એમ સિદ્ધ થાય છે. પુરુરવા પછી ૪૫મી પેઢીએ કૌરવ-પાંડવો આવ્યા, એટલે દરેક રાજાએ સરેરાશ વીસ વર્ષ રાજ્ય કર્યું હોય એમ માનીએ, તો કૌરવ-પાંડવોથી ૪૫ × ૨૦ = ૯૦૦ વર્ષ પૂર્વે પુરુરવા થઈ ગયો; એટલે આજથી ૯૦૦ + ૨૫૦૩ + ૧૯૭૦ = ૫૩૭૩ વર્ષ પૂર્વે પ્રથમ ભારતીય નાટક ભજવાયું; કારણ પુરુરવાનો કાળ એ જ ભરત-મુનિનો કાળ.

દાનવો ઉપર વિજય મેળવતાં ઇંદ્રે મહોત્સવ યોજ્યો અને તેમાં ભરતમુનિએ 'દાનવો ઉપર દેવોનો વિજય' એ નામનું નાટક રજૂ કર્યું. પ્રારંભમાં અષ્ટાંગ સહિત નાન્દી રજૂ કરી અને તે પછી દેવોએ દાનવો ઉપર કેવી રીતે વિજય મેળવ્યો, તે રણભૂમિનો પ્રસંગ ખડો કર્યો. તેમાં શત્રુઓનાં ગાત્રો પર પ્રહાર કરવા, એમને મારી નાખવા અને ઘવાયેલાઓની ચીસો, વેદના, કોલાહલનું સ્પષ્ટ દર્શન કરાવ્યું. આ નાટક 'અનુ-કૃતિ' એટલે પ્રસંગનિરૂપણ કહેવાયું.

એ પછી બ્રહ્માએ નાટ્યનાં જે દસ રૂપો છે, તેમાંનું એક સમવકારરૂપ 'અમૃતમંથન' અને બીજો પ્રકાર ડિમ તેમાં 'ત્રિપુરદાહ' લખ્યું, જે હિમાલયમાં શિવજી સામે ભજવાયું. આ પ્રકારો જોઈ, આનંદ પામી, શિવજીએ નાટકના પૂર્વરંગમાં વિવિધ કારણોનો આશરો લઈ, સુંદર અંગહાર સહિત નૃત્યને આમેજ કરવા સૂચવ્યું. વાદ્ય અને કંઠ્ય સંગીત સહ નૃત્ય આમેજ થવાથી નાટક વિશેષ, સુંદર, દર્શનીય અને શ્રાવણીય બન્યું.

આ સ્વરૂપમાં સંગીત અને નૃત્યને વિશેષ મહત્ત્વ અપાયું અને નાટ્યતત્ત્વ મૂક અભિનયથી દર્શાવાયું. સંવાદોનો ઉપયોગ કવચિત્ જ થતો. પૂર્વરંગમાં દેવોની પૂજા, અર્ચના થતી. સૂત્રધાર પોતાના બે શિષ્યો સહિત આવી, જે નાટ્યદર્શન થવાનું છે તેની જાણ પ્રેક્ષકોને કરાવતો.

સંસ્કૃત નાટકોનો કાળ આવતાં પૂર્વરંગ લુપ્ત કરાયો અને નાન્દી રહી. પરંતુ સંવાદોને પણ મહત્ત્વ અપાયું. એ સાથે આંગિક, વાચિક, આહાર્ય અને સાત્ત્વિક અભિનય અને विभावानुभाव–व्यभिचारीभाव संयोगाद् रस–निष्पत्तिः । રસાસ્વાદથી નાટક ઉત્કૃષ્ટ બન્યું. પ્રત્યેક સંસ્કૃત-નાટક, એના લેખકને પ્રિય હોય એ દેવતાના આશીર્વાદની યાચના કરતા શ્લોકથી શરૂ થતું. એ પછી સૂત્રધાર, પરિપાર્શ્વક અને નટીના સંવાદો દ્વારા નાટકની કથાવસ્તુને રજૂ કરતું અને પ્રેક્ષકોને અભિનંદન આપી એક ગીત પ્રસ્તુત કરી સૂત્રધાર-નટીનું દૃશ્ય પૂર્ણ થતું. મૂળ નાટકનો પ્રારંભ થતાં એ પાંચથી દશ અંકોમાં પથરાતું. નાટકનો નાયક ધીરોદ્દાત્ત આલેખાતો. એ નાયક અને પુરોહિત, બ્રાહ્મણોના સંવાદો સંસ્કૃત ભાષામાં બોલાતા, જ્યારે સ્ત્રીઓ અને હલકા વર્ણનાં પાત્રો પ્રાકૃત બોલતા.

નવ રસોને પ્રકટ કરવામાં એ રસને અનુરૂપ વર્ણ (રંગ)નો ઉપયોગ થતો. શૃંગાર માટે શ્યામ, હાસ્યનો શ્વેત, કરૂણનો કપોત, રૌદ્રનો રાતો, વીરનો ગૌર, ભયાનકનો કાળો, બિભત્સનો નીલ અને અદ્‌ભુતનો પીળો.

નાટ્યના નિર્માણ પાછળ પણ સારી જહેમત લેવાતી. કવિવર કાલિદાસ કૃત विक्रमोर्वशीयम् નાટકમાં હેમકૂટ પર્વત ઉપર વ્યોમમાં ઊડતી અપ્સરાઓ, હાથમાં પ્રકટાવેલી દીવીઓ સાથે ફરતી પરિચારિકાઓ વચ્ચે પ્રવેશ કરતો રાજા, સંગેમરમરના મહાલયની અગાશી ઉપર વરસતી ચાંદનીમાં નીલરંગી, રેશમી વસ્ત્રોમાં સજ્જ થયેલી ઊર્વશી, અને ચોથા અંકમાં રાજાના સંતપ્ત હૈયાની વેદનાને પાર્શ્વભૂમિકામાં પ્રતીકાત્મકરૂપે પરિચારિકાઓએ યોજેલી સંગીતિકા એનાં ઉદાહરણો છે.

'સ્વપ્નવાસવદત્તા'ના ચોથા અંકમાં રંગમંચને બે ભાગમાં વિભાજિત કરી, એક તરફ માધવીલતામંડપ દર્શાવાયો છે, જેમાં પદ્માવતી અને વાસવદત્તા બેઠા છે, તો બીજી તરફ શેફાલિકા કુસુમકુંજમાં રાજા અને વિદૂષકનો સંવાદ યોજાયો છે. ભાસની આ કૃતિની નાટ્યના દશરૂપકોમાં 'નાટક' તરીકેની ગણના થઈ છે; તેમ છતાં નાટ્યશાસ્ત્રના સિદ્ધાંતને ઉવેખી ભાસે આ નાટકમાં સ્વપ્ન દર્શાવ્યું છે.

કેટલાક નાના પ્રસંગો, જે કથાવસ્તુની સમજ માટે યોજાયેલા હોય છે તે, બે અંકોની વચ્ચે મૂકવામાં આવે છે અને તેને પ્રવેશક અથવા વિષ્કંભક કહેવામાં આવે છે. એકોક્તિ માટે આકાશભાષિત અને તદુપરાંત અંકાવતાર, અંકાસ્ય, ચૂલિકા આદિ પ્રયોગો પણ કરવામાં આવ્યા.

પ્રત્યેક રૂપકને અંતે 'સર્વ જન સુખાય નિમિત્તે' ભરતવાક્ય યોજાતું.

નાટ્યસાહિત્યમાં શબ્દ, અર્થ, અલંકાર, ત્રણ પ્રકારની શક્તિઓ (અભિધા, લક્ષણા, વ્યંજના), ત્રણ ગુણ (ઓજ, માધુર્ય, પ્રસાદ) બતાવતી વખતે નવ રસોનું પણ આગવું સ્થાન છે. સાહિત્યદર્પણકાર પંડિત વિશ્વનાથે 'રસ' માટે લખ્યું છે :

> पुण्यवन्तः प्रमिण्वन्ति योगीवद् रससन्ततिम् । (અધ્યાય ૩)

કોઈ યોગી જેવી રીતે પરબ્રહ્મનું દર્શન કરે છે તેવી રીતે કોઈ પુણ્યવાન રસાનંદ પ્રાપ્ત કરે છે.

સંસ્કૃત નાટકોના કાળ પછી ભારતીય નાટકોમાં દશમી સદીમાં કાશ્મીરના રાજદરબારમાં નાટ્યકાર ક્ષેમેન્દ્રનો ઉલ્લેખ મળે છે. પણ એનાં નાટકોનું સ્વરૂપ જાણવા મળ્યું નથી.

આંધ્રપ્રદેશમાં બારમી સદીમાં પલકુરીકી સોમનાથ નામે કવિ અને નાટ્યકાર થઈ ગયા. એણે પોતાના પંડિતારાધ્ય ચરિત્ર–ગ્રંથમાં મનોરંજનના વિવિધ પ્રકારો આલેખ્યા છે. તેમાં 'બહુરૂપ', 'વેદાંગ' પ્રકારો વિશે

પણ લખ્યું છે. એક જ વ્યક્તિ જુદા જુદા વેશ લઈ, સંગીત અને પાર્શ્વગાન સાથે આંગિક, વાચિક, આહાર્ય અને સાત્ત્વિક અભિનય દ્વારા લોકોનું મનોરંજન કરે એ 'બહુરૂપ' કહેવાતો. તેલુગુ સાહિત્યમાં આને 'લલિતાંગ-રસકલાલંકાર રેખા' પણ કહે છે. એની ભજવણી કોઈ ગલીમાં માંચડો બાંધી એક જવનિકા રાખી થાય છે. રંગભૂષા (Make-up) વધુ પડતી જવલંત હોય છે.

તેરમી અને ચૌદમી સદીની વચ્ચે ગુજરાતમાં અસાઈત નામે કવિ થઈ ગયા, જેમણે 'ભવાઈ'નો પ્રકાર યોજ્યો. એને લોકનાટ્ય પણ કહે છે. લોકોના મનોરંજનાર્થે ભવાઈની મંડળીઓ ચોમાસાની ઋતુને બાદ કરતાં, આઠ મહિનાઓ સુધી ગામેગામ ફરી, જુદા જુદા 'વેશો' ભજવે છે. ભવાઈ એટલે 'ભવની વહી.' એમાં સંસારની કડવીમીઠી વાતો આવે. લોકસુધારણાર્થે, ગામમાં ચાલતી કોઈ બદીને, વેશરૂપે આ કલાકારો ભજવી બતાવે. એના સંવાદો એ જ વખતે તેઓ યોજી લે (Extempore). એમાં કટાક્ષ હોય, ચાબખા હોય, ને મનોરંજન પણ હોય. સૂરીલો કંઠ, અભિનયની આવડત, નૃત્યમાં પ્રાવીણ્ય, સંગીતનો જાણકાર, સુડોળ શરીર અને વાદ્યો પણ વગાડી શકતો હોય એવો કલાકાર જ એમાં જોડાઈ શકે. એમાં સ્ત્રીઓની ભૂમિકા પણ પુરુષ કલાકારો જ ભજવતા. એમાં ભુંગળિયો અને નરઘાંવાળો હોય. મંદિરના ચોકમાં કે ખુલ્લા ચોગાનમાં ભવાઈ ભજવાય. વચમાં ભજવનારાઓ માટે ગોળાકાર જગ્યા રાખી પ્રેક્ષકો આજુબાજુ બેસે. એ ગોળાકાર જગ્યાને 'ચાચર' કહે. એક તરફ મશાલ સળગતી હોય એને માતાજીની જોત માને છે. એની સ્થાપના થયા પછી, ભવાઈનો વેશ શરૂ થાય. પ્રથમ મોઢા આગળ થાળી રાખીને ગણપતિ નાચે છે.

દુંદાળો દુઃખભંજણો, ને સદાયે બાળેવેશજી,
પરથમ પેલાં સમરીએ, શ્રી ગવરીપુત્ર ગણેશજી.

પછી સરસ્વતીમાતાને નમન થાય. પછી વેશ શરૂ થાય, તે રાતના નવ વાગ્યાથી માંડીને સવારના દસ વાગ્યા સુધી ચાલે. અસાઈત ઠાકરે બધા મળી ૩૬૦ વેશ લખ્યા છે. રંગભૂષા માટે જે સાધનો વપરાય તેમાં કંકુ, ગુલાલ, હળદર, ગેરુ અને ચૂનો વપરાય. શંખજીરું, ચંદન, ગુંદર પણ હોય અને પાણી યા તેલથી મિશ્રણ કરી રંગભૂષા સજાવાય. સળગતી મશાલોમાં એ રંગભૂષાની રંગત ઓર જણાય. કોઈ ખાસ પાત્રનું આગમન સૂચવવું હોય તો, એ પાત્ર મશાલ લઈને રંગમંચ પર પ્રવેશ કરે. નવરાત્રમાં અંબાજી અને બહુચરાજી માતા પાસે આ વેશો અચૂક ભજવાય.

પંદરમી સદીમાં બંગાલમાં નાટ્યના પ્રારંભ થયો. નવદ્વીપમાં ચંદ્રશેખરના ગૃહમાં રૂક્ષ્મણિહરણ ભજવાયું તેમાં રાધિકાની ભૂમિકા ચૈતન્યદેવ ગૌરાંગ મહાપ્રભુએ ભજવી; અને ત્યારથી "જાત્રા" નામનું લોકનાટ્ય બંગાલમાં શરૂ થયું. સાધારણ અર્થમાં જાત્રા એટલે ધાર્મિક સંઘ જેમ કે, ડોલ-યાત્રા, રથયાત્રા, વગેરે અને તેમાં ભજન, કીર્તન, નૃત્ય હોય. લોકનાટ્ય જાત્રાના પ્રકારને એ પછી આંધ્રના 'બહુરૂપ' અને ગુજરાતની 'ભવાઈ'ની પેઠે મંદિરના ચોકમાં કે ચોગાનમાં ભજવવાનું રૂપ અપાયું.

અઢારમી સદીના મધ્યમાં બંગાલમાં નાટ્યકલાનો પ્રારંભ થયો. પ્લાસીયુદ્ધનાં થોડાંક વર્ષો પહેલાં જ અંગ્રેજોએ કલકત્તામાં થિયેટર બાંધ્યું અને એ સદીના અંતમાં હેરાસિમ લેબેડોફ નામના રશિયને તા. ૨૭મી નવેમ્બર ૧૭૯૫ના રોજ ગોલોકનાથ દાસની મદદથી બંગાલી ભાષામાં અનુવાદિત થયેલું અંગ્રેજી નાટક ભજવ્યું. ત્યાર બાદ કવિવર રવીન્દ્રનાથ ટાગોર અને શિશિર ભાદુરી જેવા નાટ્યપ્રણેતાઓએ રજૂઆતમાં ક્રાંતિ આણી.

દરમિયાન ૧૭મી સદીમાં રાજસ્થાનમાં એક નવી પદ્ધતિનું લોકનાટ્ય સર્જાયું. તેને "ખયાલ" એવું અભિધાન અપાયું. આ શબ્દ ખેલ ઉપરથી યોજાયો છે. એમાં સંગીત, નૃત્ય અને નાટક ત્રણેનો સમન્વય છે. એમાં પ્રસંગ નિરુપણ અને અંતને વિશેષ મહત્ત્વ અપાયું છે. એની ભજવણી પાંચ સ્વરૂપોમાં વહેંચાયેલી છે.

(૧) ચોગાન, ચારે બાજુ ઘરો, ઝાડ, ચબુતરા હોય. મંચ ન રહેતાં ખુલ્લી જગ્યા. ચારે તરફ પ્રેક્ષકો બેસે. ચારે તરફ મશાલો સળગે.

(૨) ત્રણ બાજુથી બંધ કરેલો મંચ. પાછળની બાજુએ પડદો. પ્રેક્ષક ત્રણે બાજુએ બેસે.

(૩) ત્રણ ફૂટ ઊંચો મંચ. એને ત્રણ બાજુથી બંધ કરીને ઉપર ફૂલો, આસોપાલવ અને ગોટા-કિનારીથી સજાવવામાં આવે.

(૪) માત્ર સામી બાજુએ જ પ્રેક્ષકો બેસી નિહાળે. આધુનિક રંગમંચ અને રંગશાળાની માફક ફરતો મંચ.

(૫) ગોળાકારે નહીં પરંતુ પાત્રોની સાથે પ્રેક્ષકો પણ એક જગ્યાએથી બીજી જગ્યાએ સંઘ કાઢી જાય; જેમ કે ભરત મિલાપ, સીતા–વિવાહ, સમુદ્ર–ઉલ્લંઘનના પ્રસંગો.

આ ખયાલોમાં પ્રતીકાત્મક સન્નિવેશો વપરાતા; ઘણી વખત મહેલ, જંગલ કે ઝૂંપડીનો ઇશારો માત્ર સંવાદોમાં થતો.

૧૫મીથી ૧૯મી સદી સુધી વિવિધભાષી નાટકો મિથિલા, નેપાલ, બુંદેલખંડના રાજવીઓના આશ્રયે વૈષ્ણવ ધર્મના પ્રસંગોને આલેખી ભજવાતાં રહ્યાં. ૩૫ નાટયકારોએ કુલ ૧૦૬ નાટકો લખ્યાં પરંતુ ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્રે હિન્દી નાટકને ૧૮૬૭માં કાયમી સ્વરૂપ આપ્યું. અવેતન કલાકારોની મંડળી ઊભી થઈ અને નાટય, કલા તરીકે સ્વીકારાયું. એમાં ઉચ્ચ કોટિનું સાહિત્ય, શાસ્ત્રીય પદ્ધતિએ ગવાતાં રાગ-રાગણીઓ અને સવિશેષ રાષ્ટ્રીય જાગૃતિના વિષયો લેવાતા. એની લખાવટ અને ભજવણી સંસ્કૃત નાટકોની પદ્ધતિએ જ હતી.

હિન્દી, મરાઠી અને ગુજરાતી નાટકોની ભજવણીનું સ્વરૂપ લગભગ એક સરખું રહ્યું. મરાઠી રંગભૂમિનો ઉદ્‌ગમ ૧૮૪૩માં અને ગુજરાતીનો ૧૮૫૨માં થયો. સાંગલીના રાજાએ જ્યારે એક કન્નડ નાટક જોયું, ત્યારે તેમના દરબારના એક કીર્તનકાર શ્રી વિષ્ણુદાસ ભાવેને, એક નાટય સંસ્થા સ્થાપી, મરાઠી ભાષામાં નાટક રજૂ કરવા કહ્યું. આ નાટકો વિશેષ કરી સંગીતપ્રધાન હતાં. બે ગીતો વચ્ચેનો ગાળો પૂરવા માટે જ સંવાદો યોજાતા. ત્યાર બાદ બીજી સંસ્થાઓ સ્થપાઈ અને પૌરાણિક કથાઓ લેવાઈ. ઉપરાંત શૅક્સપિયરનાં Taming of the Shrew, Comedy of Errors, Hamlet, Othello વગેરે નાટકો રજૂ થયાં. સંસ્કૃત નાટય–પરંપરાને જાળવી, ત્રણથી પાંચ અંકોમાં વહેંચાયેલાં આ નાટકો લગભગ પાંચ કલાક પર્યંત ચાલતાં. સન્નિવેશમાં ચિતરેલા પડદા અને Box–sets લેવાયાં. સંગીતના સાજોમાં મુખ્યત્વે હાર્મોનિયમ અથવા ઓરગન, સારંગી અને તબલાં—પખાવજ રહેતાં.

ગુજરાતી રંગભૂમિની સ્થાપનામાં પારસીઓનો મુખ્ય ફાળો છે. સૂત્રધાર—નટીથી પ્રારંભ થતાં આ નાટકોની સમાપ્તિ ભરત–વાકયથી થતી, પણ મૂળ કથાથી તદ્દન અલગ એવી એક ઉપકથા પ્રહસનરૂપે રજૂ થતી. એ માટે 'કવર'નો પડદો વપરાતો. પાત્રનો પ્રથમ પ્રવેશ ગીતથી થતો. આંગિક અભિનયની માત્રા વધુ પડતી રહેતી. ભાષા કૃત્રિમ લાગે, છતાંય લોકોને ગમતી. મૂળ કથામાં કવચિત મંચ ઉપરના ભોંયરાનો ઉપયોગ પણ થતો. પ્રસંગ અને ભાવને સચોટપણે દર્શાવવા 'ફૉકસ-લાઈટ' ફેંકવામાં આવતી. ટ્રિક-સીન, ટૅબ્લો (ખાસ કરીને અંકના અંત ભાગમાં), બેતબાજી અને જુસ્સાભર્યા સંવાદો એ વ્યવસાયી રંગભૂમિનાં ખાસ લક્ષણો હતાં. તેમ છતાં ભરતમુનિએ દર્શાવેલા નવ રસો અને નાયક—નાયિકા ભેદને નાટયલખકો સારી રીતે સમજી આલેખતા. એ વ્યવસાયી રંગભૂમિ એક નાટયશાળા જ હતી. ત્યાં કલાકારોને સંગીત, અભિનયની તાલીમ અપાતી અને મૌલિક નાટકો રજૂ થતાં. સને ૧૯૧૦થી ૧૯૩૫ સુધીનો એ કાળ તે સુવર્ણયુગ મનાતો, પરંતુ ફિલ્મ આવતાં રંગભૂમિની કલા વિસારે પડવા લાગી.

એ વખતે ગુજરાતી રંગભૂમિને જીવંત રાખવા અને જમાનાની સાથે સાથે પગ માંડવા બે સમર્થ સાહિત્યકારોએ કમર કસી. એક ડૉ. કનૈયાલાલ મા. મુન્શી અને બીજા ચંદ્રવદન ચી. મહેતા. પરદેશનાં નાટકોમાં

નોર્વેના પ્રખ્યાત નાટયકાર હેનરિક ઈબ્સને વાસ્તવિક શૈલીનાં નાટકો આપી, એમાં ક્રાંતિ આણી તે મુજબ રંગભૂમિની કાયાપલટ કરવી જરૂરી છે એ જાણી, મુનશીજી અને ચંદ્રવદન મહેતાએ પણ Realism વાસ્તવવાદને સમાજ સમક્ષ મૂકયો. આપણા રોજિંદા જીવનમાં જે રીતે આપણે જીવીએ છીએ, બોલીએ છીએ, એ રીત મંચ ઉપર અને નાટકની લખાવટમાં આણવામાં આવી. વાસ્તવવાદ એ આધુનિક અભિનવ રંગભૂમિનું અગત્યનું પાસું છે. વાસ્તવવાદમાં સન્નિવેશ, પ્રકાશ–આયોજન, દિગ્દર્શન, અભિનય, સંવાદ–છટા પાત્ર–ગોઠવણી (Composition)માં વાસ્તવિકતાની જેમ બને તેમ નજીક જવા પ્રયત્ન થવા માંડયા. તેનો હેતુ મનુષ્યની રોજિંદી જિંદગીને સંપૂર્ણ વફાદારીપણે નિરૂપવાનો છે. જ્યારે વાસ્તવવાદ સાથે પ્રકૃતિવાદ (Naturalism) અસ્તિત્વમાં આવ્યો તેમાં શૈલીનું વર્ણન છે. વખતના વહેવા પ્રમાણે પ્રતીકાત્મક (Symbolic) સન્નિવેશ આવ્યા. Impressionism અને Expressionism એનો હેતુ વાસ્તવિકતાથી થોડેક દૂર લઈ જઈ પ્રેક્ષકોને પણ એવું લગાડે કે પોતે પણ નાટકમાં ભાગ લઈ રહ્યા છે. અને Stylization એટલે રજુઆતની એક વિશિષ્ટ શૈલી અસ્તિત્વમાં આવી. પછી તો ફરતા અને સરકતા રંગમંચ આવ્યા અને લેખકો અને સન્નિવેશકારોને એક જ સેટ ઉપર નાટક ભજવતાં સમય અને સ્થળની મર્યાદામાં પૂરવામાં આવ્યા હતા, તેમાંથી તેમણે નાટયવસ્તુને વધારે બહેલાવવાનો, જુદા જુદા પ્રસંગો યોજવાનો, મોકો મળ્યો.

પ્રકાશ આયોજનનાં સાધનો વધ્યાં. માત્ર ફોકસ–લાઈટને બદલે, Flood, Dimmers, Spot વગેરેનો ઉપયોગ નાટયના પ્રસંગો અને કલાકારોના ભાવ (Moods)ને સચોટપણે દર્શાવવામાં અસરકારક નીવડયો.

આવે સમયે બે નવી પદ્ધતિઓનાં પગરણ મંડાયાં છે. એક તો વિખ્યાત જર્મન નાટયકાર બર્ટોલ્ટ બ્રેશ્ટે રજૂ કરેલું Epic Theatre. એણે ભરતનાટયશાસ્ત્રની રસની વ્યાખ્યાને સ્વીકારી નથી. એ માને છે કે 'નાટકની સાથે પ્રેક્ષકોએ સંપૂર્ણપણે ઓતપ્રોત થઈ ન જવું જોઈએ. નાટકનાં પાત્રોના સુખદુ:ખ, વેદના–સંવેદનોનો પ્રેક્ષકોને સ્પર્શ ન થવો જોઈએ. તેમને સતત ભાન રહેવું જોઈએ કે તેઓ એક નાટક જોઈ રહ્યા છે'. નાટકનો હેતુ પ્રેક્ષકોને કોઈ હકીકત કહી જવાનો છે. એટલે નાટકની ભજવણી વખતે વચ્ચે સ્વગતોક્તિ આવે, ગીત-સંગીત આવે, પ્રવેશ બદલાય, 'ને નવું કયું દૃશ્ય આવવાનું છે તેની તખતી મંચના ઉપરના ભાગમાંથી નીચે આવે, પ્રેક્ષકોની નજર સમક્ષ સન્નિવેશની ફેરબદલી થાય એટલે રસપ્રવાહમાં વિક્ષેપ પડે. આ થિયરીને બ્રેશ્ટ Theory of Alieniation એવી સંજ્ઞા આપી છે.'

અને બીજો નવો પ્રકાર છે Theatre of the Absurd. તેનો પ્રચાર ભારતીય નાટકોમાં પણ થઈ રહ્યો છે. અહીં Absurdનો અર્થ, બેવકુફાઈ ભરેલું કે અસંગત લેવાનો નથી. પરંતુ "માયા અને ભ્રમણામાંથી મનુષ્યને બહાર લાવી જીવનની નરી અને નક્કર વાસ્તવિકતાનું ભાન કરાવવાનો છે; એમના મનની એષણાનું, એના અંતરમાં જે સાચી ખોટી અભિલાષા છે તે મૂર્ત કરવાનું છે; અને તે દર્શાવતાં કેવી પરિસ્થિતિ સર્જાશે એ હૂબહુ રજૂ કરવાનું છે. કદરૂપતાપણુ એ છતી કરે છે; છતાં એનું નિરાકરણ એ નાટક સૂચવતું નથી. તે એક વાત પ્રેક્ષકો સમક્ષ મૂકે છે કે "મનુષ્ય જે દેખાય છે તેવો નથી. એનું ખરું સ્વરૂપ કંઈક જુદું જ છે." અને છતાં જીવનની કરુણતાને એ હળવી રીતે રજૂ કરે છે. Samuel Beckettનાં નાટક Waiting for Godotથી આ શૈલી અસ્તિત્વમાં આવી છે.

આ પ્રમાણે સમયનું ચક્ર ફર્યા કરે છે. નવા નોખા પ્રકારો આવે છે અને જિંદગીની ઘટમાળમાં અટવાયેલો મનુષ્ય એને અપનાવી લે છે. શું શોધવા? જીવન જીવનીય બને, વેદનાનો વિષડંખ એના મનને વિદારે, એમાંથી કોઈ નવી ભલે ન સમજાતી પણ અનોખી કેડી શોધવા; જે કેડીએ ડગલાં ભરતો એ પોતાની જિંદગીની આખરી મજલ સુધી પહોંચે.

## ☆ ☆ ☆ रवीन्द्रनाथ और रंगमंच

**श्री मेधाव्रत विद्यालंकार, श्री अरविंद – आश्रम, पांडिचेरी**

कवीन्द्र रवीन्द्र प्रतिभाके पुंज थे। सर्जनशील कलाके एक एक क्षेत्रको उन्होंने अपनी सर्वतोमुखी प्रतिभासे प्रभावित किया है। एक नहीं, प्रथम पंक्तिके कई साहित्यकारोंके जीवन भरकी कृतियोंका यदि योग लगाया जाय, तो गुणवत्ता और विपुलता दोनों ही दृष्टियोंसे, कवीन्द्रकी कमनीय कृत्तियोंका पुंज उनसे आगे निकल जायगा। इतनी अधिक सुसमृद्ध और सुंदर है इस रसदर्शी और कवि-ऋषिकी सर्जन-संपदा। रवीन्द्रनाथजी विश्वकवि, गुरुदेव, कालदर्शी दार्शनिक और संगीत-स्वामी आदि अनेक विशेषणोंसे शोभित हैं। इसके अतिरिक्त वे अन्य भी कृति-क्षेत्रोंके विधायक माने गये हैं। इन सब प्रोज्ज्वल प्रवृत्तियोंके सिवाय लगभग आधी शती तक रंगभूमिको भी अपनी प्रतिभाके रंगोंसे अनुरंजित करनेवाले रवीन्द्रनाथ भारतीय नाट्यमंचके उद्धारक और उद्योक्ता भी है। यह बात भारतीय नाट्यमंच-उन्नायक मनीषीगण कभी भूल नहीं सकते।

यदि उनका कार्य-प्रदेश केवल रंगमंचकी उन्नतिका होता, तो इस क्षेत्रमें उन्होंने जो अनुपम पुरुषार्थ किया है, उसकी ओर जनताका ध्यान केन्द्रित हो गया होता। विगत सौ वर्षोंमें भारतवर्षमें रंगमंचकी उन्नतिके लिए किसी व्यक्तिने रवीन्द्रनाथ जितना पुरुषार्थ नहीं किया है। नाट्याचार्य रवीन्द्रने उत्कृष्ट नाट्य-प्रबंध नवीन शैलीसे रच कर तथा मंचों पर प्रस्तुत करके भारतीय रंगमंचकी अपूर्व सेवा की है।

रवीन्द्रनाथजीकी नैसर्गिक प्रतिभा और रसवृत्ति रंगमंचके लिए नवसर्जन करनेके लिए पूर्णतया अनुकूल थी। संगीतका उनको अतिशय शौक था, यह कहना तो अल्पोक्तिका अपराध करना है। संगीत तो उनके प्राणोंमें अनुप्राणित था। विविध स्वरोंसे भरी हुई गीत-रचनाओंमें तो उन्होंने अपना प्राण निचोड़ दिया था।

संगीतके अतिरिक्त रंगमंचकी अन्य आवश्यक वस्तुएँ हैं – नई नई वेषभूषा, प्रभावोत्पादक और ध्वनिपूर्ण रंग-विधान तथा रेखाओंका वातावरण उपस्थित कर देनेवाली दृश्य-सामग्री। वेशभूषाकी लाक्षणिक दृष्टि तो रवीन्द्रके दैनिक जीवनमें सदा ही नयनगोचर होती थी। उनकी कविताओं और चित्रोंमें रंग और रेखाओंके सौन्दर्य द्वारा वातावरण खड़ा कर देनेकी शक्ति स्पष्टतया देखी जा सकती है। नृत्य, अभिनय और उच्चारण – पटुतामें भी रवीन्द्रकी दृष्टि और शक्ति अद्भुत थी। साहित्य-विधाता तो वे स्वयं थे ही। मानव-हृदयके विविध भावोंको समझने और अनुभव करनेकी सहानुभूति-भरी वेदना तो रवीन्द्रके जीवनका प्रधान स्वर था। रंगमंचको शक्तिशाली कलाका वाहन बनानेवाले दिग्दर्शकके लिए उक्त प्रकारकी संवेदनाका होना अनिवार्य है। इस प्रकारकी संवेदनाके बिना नाट्यमंचका उत्कर्ष नहीं साधा जा सकता।

* * *

साहित्यके विविध प्रकारोंमें उनको ऊर्मिकाव्य (गेय काव्य) अतिशय प्रिय थे। उसके बाद नाटकोंकी बारी आती है। बालपनसे ही नाटकोंकी ओर उनकी अभिरुचि थी। बारह वर्षकी उमरमें ही रवीन्द्रने "पृथ्वीराज-पराजय" नामक नाटकका प्रणयन किया। उसकी पांडुलिपि गुम हो गई थी, अतः संसारको उसका परिचय नहीं मिल सका कि वह कैसा था? इसके पश्चात् दूसरे वर्ष किशोर रवीन्द्रने शेक्सपीयरके विख्यात करुणांत नाटक मैकबेथका बंगला भाषांतर किया। इतनी कोमल उमरमें, मैकबेथकी

महत्ताको अवगत करनेवाले और शेक्सपीयरको बंगभाषामें उतारनेवाले व्यक्तिकी नाट्य-दृष्टि और समझ कितनी सुंदर होगी, उसकी कल्पना करना कुछ कठिन नहीं।

नाटक लिखनेका ही नहीं, अपितु उसका अभिनय करनेका तथा रंग-शालामें स्वयं उतरनेका भी रवीन्द्रको बड़ा शौक था। सोलह वर्षकी अवस्थामें रवीन्द्र प्रथम बार रंगमंच पर अवतीर्ण हुए। अपने ज्येष्ठ बंधु ज्योतीन्द्रनाथ ठाकुर द्वारा प्रणीत "अलिक बाबू" नामक नाटकमें अलिक बाबूका अभिनय रवीन्द्रने स्वयं किया था। ठाकुर-कुटुम्बके कलकत्ता स्थित सुविदित निवास-स्थानमें यह नाटक केवल आत्मीय-जनोंके सामने ही खेला गया था।

* * *

यौवनके प्रथम उन्मेषसे लेकर जीवनकी परिसमाप्ति तक रंगमंचके प्रति रवीन्द्रनाथकी प्रीति अखंडित रही है। पुरुषार्थ और कृतिशीलताके संचारसे भरा हुआ उनका जीवन सदा ही उत्तम अनुष्ठानोंमें लीन रहता था। ऐसी प्रवृत्ति-परायणतामें भी उन्होंने रंगमंचको नहीं भुलाया। नित्य ही नई नई कृतियों द्वारा रंगभूमिका प्रसाधन करते हुए वे कभी श्रांत नहीं हुए।

सतत्तर वर्षकी उमरमें उन्होंने "चांडालिका" नामक नाटक तैयार किया और कलकत्तेके रंगमंच पर उसका अभिनय कराया। सन् १९३५में चौहत्तर वर्षकी अवस्थामें, शांति-निकेतनमें अभिनीत "शारदोत्सव"में रवीन्द्रने संन्यासीका अभिनय किया था। उसी वर्ष दिसम्बरमें खेले गये "राजा" नाटकमें "ठाकुर दादा"के रूपमें वे प्रेक्षकोंके संमुख आये थे।

शेक्सपीयर सफल नाट्यकार था, परन्तु असफल अभिनेता था, और दिग्दर्शक तो वह था ही नहीं। रवीन्द्रमें सफल नाट्यकार, अतिकुशल नट और मौलिक दिग्दर्शकका विरल सम्मिलन हुआ था। हिंदी और गुजराती भाषामें उनके केवल सात-आठ नाटकोंका ही अनुवाद हुआ है। किन्तु रवीन्द्रनाथने सब मिला कर छोटे बड़े कोई पैंतीस नाटक लिखे हैं। इनमेंसे लगभग सभीको उन्होंने स्वयं ही नाट्यमंच पर प्रस्तुत किया है। इसके अतिरिक्त भारतके अन्य प्रांतोंमें तथा संसारकी बड़ी बड़ी नगरियोंकी रंग-शालाओंमें अन्योंके हाथोंसे भी इनके नाटक अभिनीत हुए हैं।

* * *

रवीन्द्र-प्रणीत नाटकोंमें से "डाकघर", 'चित्रांगदा," और "विसर्जन"की बड़ी ख्याति हुई है। 'डाकघर' तो संसारके नाट्य-साहित्यमें सदाके लिए प्रीतिपात्र बननेवाली रचना है। भारतमें तथा विदेशोंमें रवीन्द्रनाथके नाटकोंमें से 'डाकघर'का ही सबसे अधिक अभिनय हुआ है। डाकघरके नन्हे-से नायक 'अमल'को नाट्यभूमि पर उचित रीतिसे प्रस्तुत होता हुआ जिन्होंने निहारा होगा, वे उसे कभी भूल नहीं सकते। हृदयकी गहरीसे गहरी आकांक्षाको सजीव करनेवाले इस पात्रद्वारा कविवरने मानव-बंधनकी करुणताको मूर्तिमान कर दिया है। नाटकका वातावरण करुण होते हुए भी उसकी छाया विषादकी नहीं है, अपितु मंगलमय आशाकी है। मांगल्यके इस सौरभसे उनके सभी नाट्य-प्रबंध महक रहे हैं।

शाप-मोचन, चांडालिका, रक्त-करवीर और राजारानी – ये भी उनके सुविदित नाटक हैं। रवीन्द्रनाथ एक महान् कवि थे, अतः उनके नाट्य-रूपकोंमें अधिकांशमें काव्यमयी भावनाएँ भरी हुई हैं और इसीलिए मोटे तौर पर वे "वास्तववादी" नहीं प्रतीत होते। उनमें सत्य होता है, विवरण और घटनाएँ नहीं होतीं। उनमें चित्र होता है, फोटोग्राफ नहीं!!

नाट्य-रूपकोंको रंग-शालामें प्रस्तुत करनेकी रवीन्द्रनाथकी रीति भी उनके नाटकोंकी प्रतिपाद्य वस्तु और शैलीकी तरह काव्यमय होती है। अपने नाटकोंमें रवीन्द्र नृत्य और संगीतका बहुत उपयोग करते हैं, और इस प्रकार रंगमंच पर एक नया ही विश्व खड़ा कर देते हैं। इस अभिनव नाट्य-संसारकी रचनामें

रवीन्द्रनाथके आत्मीय-जन विश्रुत संगीतकार दिवंगत दीनेन्द्रनाथ ठाकुर और शांतिनिकेतनके अभिजात कलाकार नन्दलाल वसुका सहयोग बहुत ही उपयोगी होता था। संगीतशास्त्री दीनेन्द्रनाथ ठाकुरके विषयमें रवीन्द्रनाथ कहा करते थे –

आमार सकल गानेर भांडारी
आमार सकल नाटेर कांडारी।

मानव-भावनाओं और ऊर्मियोंके घात-प्रतिघातोंको व्यक्त करनेवाले गद्य-नाटक भी रवीन्द्रने रचे हैं और खेले हैं। तो भी संगीतमय नाटक और काव्यमय नाट्यशैली प्रस्तुत करनेकी ओर उनका झुकाव विशेष था। इन नाट्य-प्रबंधों द्वारा भारतीय रंगमंचको उन्होंने एक नये ही प्रदेशकी यात्रा करायी है।

* * *

अठारवीं और उन्नीसवीं शतीके मध्ययुगीन अंधकारके पश्चात् उन्नीसवीं शतीके अंत भागमें भारतीय कला और संस्कृतिके पुनरुत्थानके लिए शिल्पाचार्य अवनीन्द्रनाथ ठाकुर, श्री ई० बी० हैवल, तथा भगिनी निवेदिताने जो कठिन अनुष्ठान प्रारंभ किया था, उसमें रवीन्द्रनाथने अमूल्य साहाय्य दिया है। भरत-मुनिके नाट्यशास्त्रकी जन्मभूमिमें रंगभूमिकी पुनःप्रतिष्ठा और समुद्धारका कार्य न हो तो सांस्कृतिक पुनःप्रबोधन अधूरा ही रह जायगा। इस बातको रवीन्द्रनाने भली प्रकार अनुभव किया था। अवगणना, धिक्कार और अनादरकी धूलमें लोटती हुई रंगभूमिको स्वमान, गौरव और प्रतिष्ठा प्रदान करनेमें वे सफल-मनोरथ हुए थे।

जिस नाट्यमंच पर रवीन्द्रकी स्वर्गीय कला अवतीर्ण होती हो, उसके गौरवका प्रश्न ही क्या है? जिस मंच पर रवीन्द्रका प्रतिभाशाली व्यक्तित्व अभिनय-कलाको ओजस्वी कर रहा हो, उसकी प्रतिष्ठा तो स्वयमेव प्रतिष्ठित हो जाती है। नितांत परिशुद्ध परन्तु रसश्रीसे परिपूर्ण था रवीन्द्रनाथजीका जीवन। उनके पादस्पर्शसे भारतीय रंगभूमिको गौरव और यश मिला है।

ऐसी गौरव-मंडित रंगभूमिके प्रेक्षकोंमें महात्मा गांधी, श्रीमती एनी बीसेंट, लोकमान्य तिलक और महामना मालवीयजी जैसी विभूतियोंका समावेश होता है। सन् १९१७ में राष्ट्रीय महासभाके अधिवेशनके अवसर पर छप्पन वर्षकी उमरमें रवीन्द्रने कलकत्तेमें "डाकघर" का अभिनय किया था, जिसमें पूर्व-सूचित सभी देश-नायक प्रेक्षक रूपमें पधारे थे।

तीस वर्षकी उमरमें तरुण रवीन्द्रने "वाल्मीकि-प्रतिभा" नामक गीतनाट्य रचा और खेला था। कविऋषि वाल्मीकिके पात्रका अभिनय रवीन्द्रने स्वयं किया था। तत्कालीन प्रेक्षकोंको इस बातकी कल्पना भी नहीं होगी कि वाल्मीकिका अभिनय करनेवाला यह नवयुवक आगे जाकर वाल्मीकिके साथ स्थान पानेवाला विश्वकवि बनेगा। रवीन्द्रनाथकी जीवन-घटनाओंको यदि उनके नाटकोंके साथ संयोजित किया जाय तो उनकी प्रतिभा – मंदाकिनीके प्रवाहका नवीन ही दर्शन हो सकता है।

* * *

रवीन्द्रनाथके नाटक हमारी रंगभूमिकी अमूल्य संपत्ति हैं। वे ऐसे कीमती रत्न हैं, जिनका तेज और रंग शत-शत बार अभिनय करने पर भी मंद नहीं पड़ता। नाट्याचार्य भरतमुनिके बाद भारतवर्षके नाट्यसाहित्यमें कवीन्द्र रवीन्द्र जैसा नाट्याचार्य शायद ही उत्पन्न हुआ हो। रवीन्द्रने हमारी सारी ही नाट्यकलाको नवीन दृष्टि, नवीन स्फूर्ति और नवीन शक्ति प्रदान की है।

* * *

## A DASH TO DAR-ES-SALAAM

It was the month of June and the sky was clouded. Hardly any star speeped out of the chinks of the gathering clouds. The sea was stormy and the waves surged incessantly. The light freighter swayed from side to side by the waves which lashed against it and there was every possibility that it might sink at sea. But I had taken courage in both my hands and in case of emergency I had arranged to keep eight barrels ready, each of four gallons capacity. I had also made preparation for a safety device by making a raft by tying planks to these empty barrels whose mouths had been sealed up carefully and strongly, with the idea that even if the ship foundered or wrecked, the raft would take us all to the shore. I had been a seasoned traveller even in the midst of a storm at sea which left me always undaunted if the waves swelled as high as hills or stormy weather lashed the sails and its fury beat the boisterous waters against the sides of the ship. I usually then felt like a warrior who was habituated to dangerous situations and more the danger, his spirit sought the joy of fighting it to the last ditch, even if it spelt death. For life and death should be two flower balls, which one could throw up or down at ease like a great player, even if it meant victory or defeat.

(From: "Dream Half-Expressed") **—N. K. Mehta**



આલસ્ય ભંગ
ભીત્તિચિત્ર : ઉદયપુર
: આલેખક :
જગન્નાથ અહિવાસી

# ચિત્ર

कलानां प्रवरं चित्रम् ।

रूपभेदाः प्रमाणानि
भावः लावण्य-योजनम् ।
सादृश्यं वर्णिका-भंगः
इति चित्रं षडंगकम् ।।
—षडङ्गम् ।

# ☆ ☆ ☆ ચિત્રકળાનું શિક્ષણ : એક લેખાવલિ

લેખક : **કલાગુરુ, શ્રી રવિશંકર રાવળ**, ચિત્રકૂટ, અમદાવાદ–૬

### ૧. શાળાઓમાં કલાશિક્ષણ

આપણા પ્રદેશમાં શાળાઓમાં ચિત્રશિક્ષણને સ્થાન અપાયાને અર્ધી સદી ઉપરાંત સમય વીતી ગયો છે. એટલા ગાળામાં ચિત્રશિક્ષણની ઉપયોગિતા અને ભાવના વિષેના વિચારોમાં અનેક ફેરફારો પણ થયા છે. અને હમણાં દેશપરદેશના શૈક્ષણિક અને સાંસ્કૃતિક સમાગમોથી આપણને ઘણું નવું જાણવાનું અને શીખવાનું મળ્યું છે, તેમાંથી આપણે સ્વીકારવા જેવું શું છે તેનો વિચાર કરવાની પ્રથમ જરૂરિયાત સ્વીકારપાત્ર બનવી જોઈએ. મને જણાવતાં અત્યંત ખેદ થાય છે કે થોડા મહિના પહેલાં વલ્લભવિદ્યાનગરમાં સમસ્ત ભારતના માધ્યમિક શાળાના હેડમાસ્તરો, પ્રિન્સિપાલો અને શિક્ષણ—પ્રણેતાઓની પરિષદ થઈ, ત્યારે તેમાં ચિત્રશિક્ષણનું આજનાં વિદ્યાલયોમાં કેટલું મહત્ત્વ અને સ્થાન હોઈ શકે તેનો લેશ પણ વિચાર કરવામાં આવ્યો હોય એમ જાણવામાં આવ્યું નથી.

રાજ્ય જ્યારે કલાપ્રવૃત્તિઓ માટે નવી નવી સંસ્થાઓ અને તેના ઉત્તેજન માટે સારી રકમો ખર્ચવા તૈયાર થાય છે ત્યારે તે તે વિષયમાં કઈ દૃષ્ટિની અને મૂલ્યોની પ્રતિષ્ઠા કરવી જોઈએ તેનો વિચાર કરવામાં આવતો નથી; તેમ જ આ પ્રવૃત્તિઓ અને તેનાં સંચાલકો દ્વારા સમાજના કયા થરો સુધી તેના સંસ્કાર સ્વરૂપોથી શું સર્જનકાર્ય કે કલ્યાણકાર્ય થયું છે તેની શોધ કરવામાં આવતી નથી.

૧૯૦૨ના અરસામાં જ્યારે ચિત્રશિક્ષણને પૂનાથી કેળવણી ખાતાએ પાઠય વિષય તરીકે સ્થાન આપ્યું, ત્યારે તેના પ્રચારકોએ તે વિષય દ્વારા વિદ્યાર્થીઓને આકૃતિઓ પ્રતિ સભાન કરવાને પાટિયા પરનાં ચાકનાં ચિત્રો કે મોટા કાગળો પર આપેલા વળાંકવાળા આકારોની નકલ માત્રની અપેક્ષા બતાવી હતી. રંગનું સ્થાન બહુ જ ગૌણ હતું અને તે વખતની ગ્રેડોની પરીક્ષા માટે આગળ આવેલા વિદ્યાર્થીઓને જ એકાદ પીંછી અને પ્રવાહીઓની લાઈન, મૂળ રંગોની બહુ વિરલ લ્હાણ મળતી હતી. તૈયાર રંગપેટી તો મારા પોતાના ચિત્રશિક્ષકે કદી વાપરી નહોતી.

મુંબઈની સ્કૂલ ઑફ આર્ટ્સના પ્રિન્સિપાલ સેસિલ બર્ન્સ આ પ્રણાલીના ઉત્પાદક હતા અને તેમણે ત્યાંની ફર્સ્ટ ગ્રેડ, સેકન્ડ ગ્રેડ, થર્ડ ગ્રેડ એવી પ્રાથમિક કક્ષાની પરીક્ષાઓ પાસ થયેલા વિદ્યાર્થીઓનો એક ચિત્રશિક્ષક-વર્ગ તૈયાર કર્યો હતો. આ શિક્ષકોને બ્લૅકબોર્ડ (કાળા પટિયા) પર ચાકથી મોટાં મુક્તહસ્ત (Free-hand) ચિત્રોની તાલીમ આપવામાં આવતી અને તેવાં ચિત્રોના ક્રમિક અભ્યાસ માટે તેમણે જ મોટાં આકૃતિ ચિત્રો કરાવેલાં, તે લૉંગમૅન્સ કંપનીએ છપાવીને વેચવા કાઢેલાં. શિક્ષકો પોતપોતાની શાળાઓમાં તે ખરીદીને વિદ્યાર્થીઓ પાસે તેની નકલો કરાવતા. ઉપરાંત વિદ્યાર્થીઓને ઘનાકૃતિઓ શીખવવા ચોરસઘન, ગોળઘન, ત્રિકોણઘન કે પીરામિડનાં ખોખા પરથી પેન્સિલ પકડીને તેના આધારે લંબાઈ-પહોળાઈનાં પ્રમાણો લેવાનું શીખવતા. ભૂમિતિની આકૃતિઓ અને તે પરથી અનેક રૂપરચનાઓ કરવાનો પણ વિષય હતો.

આ ઉપરાંત મેમરી ડ્રૉઇંગ (સ્મૃતિચિત્રો)ની એક નામાવલિ પરીક્ષક-સંસ્થા તરફથી બહાર પડતી. તે ચિત્રો સાથે નકલ કે પદાર્થ રાખ્યા વિના વિદ્યાર્થીઓએ કરવાનાં રહેતાં. બહારથી તૈયાર થઈ આવતા વિદ્યાર્થીઓની પરીક્ષા મુંબઈમાં લેવાતી. માત્ર થર્ડ ગ્રેડ માટે સ્કૂલ ઑફ આર્ટમાં ભણવું પડતું. મુંબઈની શાળામાં આ પ્રણાલી પ્રમાણે ગ્રેડના વર્ગો ચાલુ થયા હતા અને તે જે વિદ્યાર્થીઓ સેકન્ડ ગ્રેડમાં પસાર કરી શકે તેમને ચિત્ર, સ્થાપત્ય, શિલ્પ કે શિક્ષણવર્ગમાં પ્રવેશ મળતો. ઘણા વિદ્યાર્થીઓ સમયપત્રક પ્રમાણે એકીસાથે ચિત્ર અને શિલ્પ અથવા આર્કિટેક્ટર અને શિક્ષકના વર્ગો ભરી શકતા. વિદ્યાર્થીની માસિક ફી માત્ર રૂપિયો

એક હતી. ભાષા કે સિદ્ધાંત બતાવવાનો કોઈ બૌદ્ધિક આગ્રહ નહોતો, એટલે શિક્ષક-વિદ્યાર્થીઓને મૅટ્રિક અથવા અંગ્રેજી જ્ઞાનની અપેક્ષા રહેતી નહોતી.

આ પ્રકારે તૈયાર થયેલા પ્રથમ હરોળના શિક્ષકો ને સરકારમાન્ય હાઈસ્કૂલોમાં તેમ જ મેઇલ કે ફીમેઇલ ટ્રેનિંગ કૉલેજોમાં રોકી લેવામાં આવ્યા હતા; અને તેમને માસિક રૂ. ૪૦ કે ૫૦નો ગ્રેડ મળતો. તે સમયના મૅટ્રિક પાસ થયેલા શિક્ષકોની બરોબરનો હતો. મુંબઈનો થર્ડગ્રેડ અને શિક્ષકનું સર્ટિફિકેટ પામેલા શિક્ષકોએ તે વેળા નામ કરી બતાવ્યું હતું. રાજકોટના ઉસ્માન બચલ, અમદાવાદના મિસ્ત્રી માસ્તર અને સુરત, ભરૂચ વગેરે સ્થળે હોશિયાર ઉત્સાહી ચિત્રશિક્ષકો હતા. તેઓને પદાર્થો પરથી શેડિંગ સારું આવડતું, પણ માનવપાત્રોમાં તાલીમ મળી નહોતી, એટલે તેઓ મોટે ભાગે ફોટોગ્રાફો પરથી સારાં ક્રેયોન (કોલસા) ચિત્રો કરી જાણતા. પણ તેથી વિદ્યાર્થીઓ તે જ કામને ચિત્રનું સર્વસ્વ માની લેતા. યુરોપીયન ચિત્રો જેવાં માનવપાત્રો કે દૃશ્યચિત્રો કરવાની શક્તિ કોઈએ બતાવી નહોતી. મુંબઈમાં માત્ર શ્રી ધુરંધરે અંગ્રેજ પ્રિન્સિપાલોના હાથ નીચે તાલીમ મેળવેલી, તેથી તે એક પ્રસંગ-ચિત્રકાર બની શક્યા; છતાં તેમને પણ ઍલેક્ઝાન્ડ્રા હાઈસ્કૂલમાં ચિત્રશિક્ષક તરીકે નોકરી કરવી પડી હતી. ૧૮૯૩–૧૮૯૯ માં મુંબઈની સ્કૂલબોર્ડ આર્ટના પ્રિન્સિપાલ તરીકે સેસિલ બર્નસ આવ્યા તે ૧૯૧૮ સુધી તે સ્થાન પર રહ્યા. પ્રો. હરકોપરના તે શિષ્ય હતા અને રૉયલ બ્રિટિશ અકાદમીના મેમ્બર હતા. તેમણે ૧૯૦૧માં સારા વિદ્યાર્થીઓ માટે પ્યુપીલ ટીચરની પદ્ધતિ દાખલ કરી હતી.

આ પ્રિન્સિપાલને ભારતીય માનસનું ઘણું અજ્ઞાન હતું. શિક્ષણક્રમમાં મૂંઝવણ જણાતી. વાઇસ પ્રિન્સિપાલો તરીકે એક બે યુરોપીયનો આવ્યા, તેમની સાથે બન્યું નહોતું.

ચિત્રકામથી ગુજારો કરવાનું એ જમાનામાં અશક્ય જેવું હતું; એટલે ચિત્રશિક્ષક (ડ્રોઇંગ ટીચરની) પરીક્ષામાં ઘણા વિદ્યાર્થીઓ બેસતા. "૧૯૦૯ ની સાલમાં ડ્રૉ. ટી.ની પરીક્ષામાં ૩૩૦ વિદ્યાર્થીઓ હતા. કોઈ પણ પરીક્ષામાં બેસી કોઈ પણ સર્ટિફિકેટ લેવું એવી પ્રથા પડતાં, આ પરીક્ષાઓનું મૂલ્ય ઊતરવા માંડયું હતું. ૧૮૯૪માં આ પરીક્ષા શરૂ થતાં જે કડક રીતે લેખિત અને પાટિયા ચિત્રની પરીક્ષા ઉચ્ચ પ્રકારે લેવાતી હતી, તેનું ધોરણ દિવસે દિવસે કમી થતું આવતાં, ફૂલપાન પરથી ચિત્ર, સ્મૃતિચિત્ર, મૉડેલ (પદાર્થ) ચિત્ર, આ વિષયોની લેખન અને બોર્ડની પરીક્ષા થઈ ગઈ. અને એ પરીક્ષાનું કામ એટલું સહેલું થતું ગયું કે જેની ઇચ્છા થાય તેને પરીક્ષા આપવામાં હરકત થતી નહોતી. ૧૯૪૯માં ૩૩૦ વિદ્યાર્થીઓમાંથી ૧૦૮ લેખિત પરીક્ષામાં પાસ થયા. તેમાંથી મૌલિકમાં ફકત ૩૩ ઊભા રહી શક્યા. એ રીતે સસ્તી પરીક્ષાનો નિકાલ કરી પછીના વર્ષે નોર્મલ ટ્રેનિંગ કલાસની સ્થાપના સરકારે કરી. તેમાં વિદ્યાર્થીએ એક વર્ષ અભ્યાસ કરવાનું તેમ જ દાખલ થતાં પહેલાં સ્પેસીમેન ડ્રૉઇંગબોર્ડની પસંદગી માટે મોકલે, તેમાં યોગ્ય ઠરે, તો જ વર્ગમાં પ્રવેશ પામે. આ વર્ગના ૨૦ વિદ્યાર્થીઓમાં મહારાષ્ટ્રીય, ગુજરાતી, કાનડી, સિંધી ઉપરાંત આર્ટસ્કૂલના ચિત્રની ઍડવાન્સ પરીક્ષા પાસ કરી હોય તેમને સ્પેસીમેન વગર દાખલ કરવાની સગવડ કરવામાં આવી. કેટલાંક વર્ષ આ પ્રમાણે ચાલ્યું. પણ પછી દાખલ થનારા ઉમેદવારો વધતાં ૩૦ની સંખ્યા કરી, તેમાં પણ ૧૦નો વધારો કરી ૪૦ ઠરાવી. હવે તો તેમાં કન્યા-વિદ્યાર્થિનીઓ પણ ઠીક પ્રમાણમાં હોય છે."

(સ્વ. મા. વિ. ધુરંધર)

મુંબઈમાં આ વ્યવસ્થા હતી. ત્યારે બહારગામનાં મુખ્ય શહેરોમાં ચિત્રશિક્ષકો સમસ્ત વિદ્યાર્થી સમૂહ-માંથી ચિત્રમાં આગળ વધેલા વિદ્યાર્થીઓનો જુદો વર્ગ બનાવી શાળાના ઇતર સમયમાં તેમને ફર્સ્ટ ગ્રેડ કે સેકન્ડ ગ્રેડનો અભ્યાસ કરાવી રાજકોટ, અમદાવાદ, વડોદરા કે સુરતનાં કેન્દ્રોમાં પરીક્ષા અપાવતા. આ વિદ્યાર્થીઓની સંખ્યા પણ થોડી હતી; તેથી વિદ્યાર્થીઓની સંખ્યા પર ચિત્ર-શિક્ષકોને થોડો પુરસ્કાર મળતો.

હું મારા વતન ભાવનગરમાં ચાલુ ચિત્રકામમાં ઠીક આગળ પડતો દેખાયો, તેથી ચિત્ર–શિક્ષકે મને ખાસ વર્ગમાં લીધો હતો. આવી હાઈસ્કૂલની ચૂંટણીમાંથી માત્ર ૩૦ વિદ્યાર્થીઓ લેવાયા હતા. પણ ધીરે ધીરે ખરતા ગયા, અને પછી તો એ વર્ગ જ બંધ રહ્યો અને છેવટે મેં મારી જાતે વડોદરાના કળાભવનમાં દાખલ થયેલા એક મિત્ર પાસેથી સેકન્ડ ગ્રેડનું કામ સમજી લીધું અને જાતમહેનત કરી રાજકોટ સૅન્ટરમાં જઈ પરીક્ષા આપી આવ્યો હતો; અને એ રીતે ભાવનગરની હાઈસ્કૂલમાં સૌ પ્રથમ ચિત્રની પરીક્ષા આપનાર હોવાથી, મને ડ્રૉઈંગ માસ્તરે એક રંગપેટી મુંબઈથી મંગાવી હેડમાસ્તર બરજોરજી એન્ટીના હાથે રિસેસ વેળા ભેટ કરી. પણ એના લાઈન-રંગો-વાપરવાની ટેવ પડેલી તેથી એ પેટીના રંગો મને ફાવ્યા નહીં અને હું ખાનગી રીતે તેલરંગોથી ચિત્ર કરવા માંડયો હતો. શાળાનો અભ્યાસ ચાલુ હતો અને મૅટ્રિક થતાં સુધી તો મેં ક્રેયોન ચિત્રકામ અને તસ્વીર ચિત્રકામ કરવા માંડયું હતું.

૧૯૧૫ સુધી શાળાનું ચિત્રકામ એ જ રીતે ચાલતું હતું. પણ તે વર્ષમાં જ ગ્રાંટ-ઇન-એઇડ શેડયુલમાં ફેરફાર થયો. તેમાં ફર્સ્ટ, સૅકન્ડ અને થર્ડ ગ્રેડની પરીક્ષાઓ બંધ કરવામાં આવી. તેને બદલે એલીમૅન્ટ્રી અને ઇન્ટરમિજીએટ એવા બે ગ્રેડ ઠરાવવામાં આવ્યા. તે પ્રમાણે પેઈન્ટિગ, મૉડેલિંગ, આર્કિટેકચર, ડ્રૉઈંગ માસ્તર, ડ્રૉઈંગ ટીચર અને આર્ટમાસ્તરની પરીક્ષાઓ ગવર્નમૅન્ટ આર્ટ એકઝામિનેશન્સ (સરકારી પરીક્ષાઓ) તરીકે શરૂ થઈ.

૧૯૧૬ની સાલથી તેનો અમલ થયો. તે પહેલાંના વર્ષમાં ઇન્સ્પેક્ટર ઑફ ડ્રૉઈંગ એન્ડ ક્રાફ્ટવર્ક નામની નવી જગ્યા નિર્માણ પામી; અને તે માટે આર. ડબ્લ્યુ. હોગાર્થની નિમણૂક કરીને બધી પરીક્ષાઓનું કામ તેમને સોંપાયું. એ સાહેબ હોશિયાર હતા, પણ કડક મિજાજના અને કોઈના પ્રતિ જરાય સહાનુભૂતિ ધરાવે એવા નહોતા. એ જગ્યા માટે બીજા કોઈની અરજી નહોતી એટલે તેમની નિમણૂક થઈ ગઈ હતી.

**૧૯૧૬ની સાલની આર્ટમાસ્તરની પરીક્ષા**

આ સાહેબ અને બર્ન્સ સાહેબનો મેળ થતાં ૧૯૧૫નું શેડયુલ બહાર પડતાં આર્ટમાસ્તરની પરીક્ષા માટે ઉદાહરણ આપવા સ્કૂલ ઑફ આર્ટના સર્વ શિક્ષકોને આ પરીક્ષામાં બેસવું જોઈએ એવો હુકમ કાઢયો અને એ પરીક્ષા હોગાર્થ સાહેબે લેવી એમ ઠર્યું. શાળાના દિવસો ન બગડે માટે દર શનિવારે એ પરીક્ષા લેવાતાં જાન્યુઆરીથી શરૂ થઈ તે માર્ચમાં પૂરી થઈ. નવી યોજના પ્રમાણે મૌલિક પરીક્ષા માટે શિક્ષકો વર્ગમાં હોય ત્યારે તેઓ કઈ રીતે શીખવે છે તે એક બાજુ ઊભા રહીને હોગાર્થ નિરીક્ષણ કરતા. પરીક્ષામાં બેઠેલા દસ ઉમેદવારોમાંથી પાંચ સફળ નીવડયા. એમાં તો માસ્તરો વચ્ચે વૈમનસ્ય થઈ ગયું હતું. કોઈક બીજી વારની આર્ટમાસ્તરની પરીક્ષામાં નાપાસ થયા હતા, તો કોઈને ખાસ રાહત તરીકે પાસ ગણ્યા હતા. ૧૯૧૬માં વળી શાળાની અંદરની પરીક્ષા શિક્ષકોના હાથમાંથી છોડાવી એક સ્વતંત્ર એકઝામિનેશન બોર્ડ નિમીને તેનો અધિકાર યુરોપીયન પરીક્ષકના હાથમાં મૂકયો. તેમાં બધા જ બહારના ન લેતાં શિક્ષક-વર્ગમાંથી એક તો લેવો જ એવો પૂનાના વિદ્યાધિકારીએ લેખિત હુકમ આપ્યો હતો.

બર્ન્સ એ નોકરીથી છૂટા થઈ વિલાયત ગયા, ત્યારે હોગાર્થ કામચલાઉ પ્રિન્સિપાલ થયા અને શ્રી ધુરંધર ઇન્સ્પેક્ટર ઑફ ડ્રૉઈંગ થયા હતા.

૧૯૧૯માં કેપ્ટન સૉલોમન આર્ટસ્કૂલના પ્રિન્સિપાલ થતાં હોગાર્થ તેની જગ્યા પર પાછા ગયા.

પ્રિન્સિપાલ સોલોમને બોર્ડમાંથી મિસિસ હોગાર્થ હિલાને દૂર કર્યાં તેથી હોગાર્થને અને સૉલોમનને અણબનાવ થયો. તેમાંથી એટલો વિરોધ જન્મ્યો કે હોગાર્થે ડાયરેકટર મિ. લૉરીના કાન ભેરવી ઇન્સ્પેક્ટર ઑફ ડ્રૉઈંગની જગ્યા આર્ટ સ્કૂલના પ્રિન્સિપાલના તાબામાં મૂકાવી. પ્રિન્સિપાલની સલાહ પ્રમાણે ઇલાકાના

ડ્રૉઈંગનો શિક્ષણક્રમ ઘડવો જોઈએ, તેને બદલે હવે ઇન્સ્પેક્ટર ડાયરેક્ટરની કચેરી દ્વારા તેની ગોઠવણ થાય એવું ઠર્યું. પછી તો ડગલે ડગલે સૉલોમનના કામમાં તેની અડચણો શરૂ થઈ.

૧૯૪૦માં છ મહિનાની રજા લઈ હોગાર્થ ઇંગ્લેન્ડ ગયા, ત્યારે ફરી ધુરંધર ઇન્સ્પેક્ટરના હોદ્દા પર આવ્યા હતા.

૧૯૨૧માં એવો ગોળો ઊડયો હતો કે સરકાર સ્કૂલ ઑફ આર્ટ બંધ કરનાર છે ત્યારે શ્રી એચ. કે. વકીલે મોટું આંદોલન કરી સરકારની એ વિચારણા બંધ પાડી હતી.

તે પછી ઇન્ટરમીજીએટ પરીક્ષામાંથી ફ્રીહેન્ડ ડ્રૉઈંગ (મુક્ત હસ્તલેખન) કાઢી નાખવામાં આવ્યું. ફ્રીહેન્ડ એક નકલ કરવાનો પ્રકાર છે. અને નવીન શિક્ષણ-પદ્ધતિઓમાં નકલ ન જોઈએ. ફક્ત ડાયરેક્ટ મેથડ (સામીપ્યલેખન) હોવી જોઈએ એવી હોગાર્થ સાહેબે ભલામણ કરી તે વિષય કાઢી નાખી, બાકીના વિષયોની પરીક્ષા ચાલુ કરી. પણ સૉલોમને અને શ્રી ધુરંધરે જાહેર કર્યું કે ફ્રીહેન્ડ ડ્રૉઈંગનો વિષય વિદ્યાર્થીની આંખ અને હાથને તાલીમ આપે છે, થોડા અભ્યાસથી પણ તેની નજર કેળવાય છે અને હાથ ભૂલ વિના આકાર કરતો થાય છે.

આ બાબત કાઉન્સિલમાં પ્રશ્નો પૂછાયા અને મુંબઈ સરકારે ધ્યાન આપ્યું નહિ, ત્યારે હિંદુસ્તાન સરકાર પાસે ધા પહોંચી. આખરે ડાયરેક્ટર જનરલ ઑફ એજ્યુકેશન ફોર ઇન્ડિયા (ભારતના શિક્ષણના સર્વોચ્ચ અધિકારી)એ ટીકા કરી "આવાં અદ્ધર વિધાનો શિક્ષણક્ષેત્રે ચાલવાં ન જોઈએ." ફ્રીહેન્ડ ડ્રૉઈંગ શીખવવું જ જોઈએ એવું ઠરાવ્યું; એટલે તે વિષય પાછો અભ્યાસક્રમમાં લેવામાં આવ્યો. આથી બેશક હોગાર્થ અને મિ. લોરીને કે. સૉલોમન ઉપર ખૂબ રોષ થયો હશે.

સ્કૂલ ઑફ આર્ટમાં ચાલતો ડ્રૉઈંગ ટીચર્સ (ચિત્રશિક્ષક)નો વર્ગ સ્વતંત્ર કરવાનો પણ હોગાર્થે પ્રયત્ન કર્યો હતો.

નોર્મલ ક્લાસનો એક વર્ષનો અભ્યાસક્રમ બદલી બે વર્ષનો કરવો અને તેમાં ફક્ત મૅટ્રિક પાસ થયેલા વિદ્યાર્થીઓને જ લેવા અને તે ક્લાસ સેકન્ડરી ટ્રેનિંગ કૉલેજ સાથે જોડી પોતાને સ્વાધીન લેવાનો તેનો ઇરાદો હતો, તે વિષે ડાયરેક્ટર તરફથી સૉલોમનનો મત પૂછવામાં આવ્યો. તેણે જવાબ વાળ્યો કે નોર્મલ ક્લાસ સ્વતંત્ર કરીને કદી પણ ઇન્સ્પેક્ટરના તાબામાં મૂકાવો ન જોઈએ. તેની સુધારણા કરવી હોય તો ચિત્રકામનું સેકન્ડ ઇયર (બીજું વર્ષ) પરીક્ષા પાસ થયેલા વિદ્યાર્થીઓને તેમાં દાખલ થવાની પરવાનગી મળવી જોઈએ. માત્ર ઇન્ટરમીજીએટ પરીક્ષા પાસ થયેલા વિદ્યાર્થીથી કામ ચાલશે નહીં. ઇન્ટરમીજીએટ પરીક્ષા હાઈસ્કૂલના પાંચમા ધોરણ સુધીમાં થતી હોઈ શિક્ષક માટેનો અભ્યાસ ઓછો ગણાય. સેકન્ડ ઇયર પેઇન્ટિંગ (ચિત્રકામનું બીજા વર્ષમાં છાપ, પ્રકાશ, રંગ, સ્થિર પદાર્થ અને કલ્પના ચિત્ર) વગેરેના અભ્યાસમાં પ્રગતિ થતાં વિદ્યાર્થીની સમજ વધી જાય છે. પણ તે કલાવર્ગ ઇન્સ્પેક્ટરના હાથમાં કોઈ રીતે જવો ન જોઈએ.

શ્રી ધુરંધરને અને સૉલોમનને રૂબરૂમાં ડેપ્યુટી સેક્રેટરી ઑફ એજ્યુ. ડિપા. તરફથી પૂછવામાં આવ્યું કે ઇન્ટરગ્રેડ અને મૅટ્રિક પાસ થઈને વિદ્યાર્થી ડ્રૉ. ટીચર થાય તો તે વધારે ઠીક ખરું કે નહિ?"

જવાબ : ઇન્ટર. ડ્રૉઈંગ પાસ થયેલા મૅટ્રિક વિદ્યાર્થીને હાઈસ્કૂલના ડ્રૉઈંગ ક્લાસમાં કોઈ પણ ફાયદો નથી. વળી પાંચમા કે છઠ્ઠા ધોરણમાં ડ્રૉઈંગ છોડી મૅટ્રિક થવા જાય ત્યાં તેની ચિત્રમાં પ્રગતિ અટકી પડે.

સ. પણ અંગ્રેજી શિક્ષણ વધારે મહત્ત્વનું હોવાથી તે ડ્રૉઈંગ વધુ વ્યવસ્થિત રીતે શીખવી શકે તેમ માનો છો કે નહિ?

જ. એક મુંબઈ શહેરની વાત બાજુ રાખો. બહારના ગામોની સર્વ હાઈસ્કૂલો લ્યો, તો ત્યાં મૅટ્રિક સુધી સર્વ શિક્ષણ માતૃભાષામાં જ ચાલે છે. એટલે ડ્રૉઈંગટીચર માતૃભાષામાં જેટલા ચાતુર્યથી ડ્રૉઈંગ શીખવશે તેટલું જેવા તેવા અંગ્રેજી જ્ઞાનથી તે શીખવી શકશે નહીં.

સ. તો પછી ડ્રૉ. ટીચરને સુધારવાને શી યોજના કરવી?

જ. ડ્રૉ. ટીચરના વર્ગમાં દાખલ થતાં પૂર્વે વિદ્યાર્થીએ ઓછામાં ઓછું બીજું વર્ષ ચિત્રકામનું પૂરું કરવું જોઈએ.

આ મુલાકાતની હકીકતથી હોગાર્થ બહુ નારાજ થયા હતા. તેથી તેમણે નવી વાત ચલાવી કે કળાની ઉચ્ચ પરીક્ષાઓ આર્ટસ્કૂલના પ્રિન્સિપાલના હાથ નીચે રહે અને ડ્રૉઈંગગ્રેડની પરીક્ષાઓ ઈન્સ્પેક્ટરના અધિકારમાં રહે અને તેના પરીક્ષકો તે જ નીમી શકે.

આ બાબત સૉલોમનને પૂછવામાં આવ્યું ત્યારે તેણે સ્પષ્ટ જવાબ આપ્યો : "૧૯૧૬ના સરકારી ઠરાવ પ્રમાણે ફક્ત પ્રિન્સિપાલ ચૅરમૅન હોવાથી તેના જ તાબામાં સર્વે ગ્રેડ અને આર્ટપરીક્ષા હોવી જોઈએ અને તેના નેતૃત્વ નીચે જ ઈન્સ્પેક્ટર રહે. ઈન્સ્પેક્ટર ચૅરમૅન થઈ શકે નહિ; કારણ કે ઈલાકાનું કલાશિક્ષણ પ્રિન્સિપાલના હાથમાં હોવાથી ફક્ત શિક્ષણક્રમ બરોબર પળાય છે કે નહિ તેની દેખરેખ રાખવા ઈન્સ્પેક્ટરની નિમણૂક છે. આ પછી સોલોમનને પાછા પાડવાની બીજી અનેક રીતો, બે ત્રણ પ્રયત્નો થયા. ઘણી ખટપટોથી કંટાળી છેવટે સૉલોમને ગવર્નર આગળ રાવ કરી અને કેટકેટલી રીતે સતાવણી થઈ વગેરે તેમના કાન પર નાખ્યું. એનું પરિણામ એ આવ્યું કે સર્વ વરિષ્ટ અધિકારીઓને છઆઠ મહિના રજા પર જવું પડયું અને સ્કૂલ ઑફ આર્ટને ડાયરેક્ટર ઑફ પબ્લિક ઈન્સ્ટ્રક્શનના તાબામાંથી બહાર કાઢીને સ્વતંત્ર સંસ્થાનું રૂપ મળ્યું અને સોલોમન સાહેબને પ્રિન્સિપાલને બદલે ડાયરેક્ટર ઑફ સ્કૂલ ઑફ આર્ટનું પદ મળ્યું અને પૂના કચેરી સાથે તેનો કંઈ સંબંધ રહ્યો નહીં.

ઉપર જણાવેલી સર્વ હકીકત શ્રી ધુરંધરે લખેલા "કલામંદિરાંતીલ એક્ચાલીસ વર્ષ"માંથી લીધેલી છે.

ગુજરાતને મુંબઈની આ સંસ્થાની પ્રણાલીઓનો વારસો મળ્યો છે. મુંબઈમાં ચિત્રશિક્ષણનાં ધોરણો ગુજરાતના શાળાશિક્ષકો અને સરકારી અધિકારીઓ હજુ પંપાળી સાચવી રહ્યા છે. તેના દોષો નિવારવા તેમ જ પ્રગતિમાન શિક્ષણશાસ્ત્ર પ્રમાણે સુધારા કરવામાં મુંબઈમાં નિમાયેલી સમિતિઓ કંઈ નિર્ણયો આપી શકી નથી. તેમાં તેનો અમલ કરવાનું તેમના પર આવે છે, ત્યારે નવી જવાબદારીઓથી ભડકીને કે પ્રમાદમાં તેને આવકારતા નથી. ગુજરાત પણ એ જ પંથે પ્રમાદ સેવશે તો ચિત્રશિક્ષણની પોલી પ્રવૃત્તિનો ભાર ખેંચ્યા કરશે અને દેશની નવી પેઢીને તેનાં સુફળોથી વંચિત રહેવા દેશે એમ નિ:શંક કહી શકાય.

આના અનુસંધાનમાં હું મારા એક અંગત પ્રસંગની નોંધ આપવા ઇચ્છું છું. જ્યારે મુંબઈમાં ફ્રી-હૅન્ડ ડ્રૉઈંગ રાખવું કે દૂર કરવું તેનો ઊહાપોહ ચાલતો હતો, ત્યારે પૂનાથી સરકારી શિક્ષણાધિકારી મિ. લોફી અમદાવાદમાં આવ્યા અને મને અહીંના જિલ્લા કેળવણી અધિકારી મિ. સૂરજરામ વકીલ મારફત ચીઠ્ઠી મોકલી કે સાહેબ કુમાર કાર્યાલયની મુલાકાત લેવા માગે છે. વર્ષોથી 'કુમાર' પત્ર શિક્ષણ અને સંસ્કારનું માસિક ચાલુ હતું; પણ કોઈ કેળવણી અધિકારીએ તેમાં રસ બતાવ્યો નહોતો. તેમની મુલાકાતના સમયે હું હાજર રહ્યો. અમારું કામ રાબેતા મુજબ ચાલતું હતું. ઉનાળો હતો એટલે ગરમી લાગતી હતી. લોફી સાહેબ સમયસર આવ્યા તે વખતે તેમણે ખાખી શોર્ટ પહેર્યાં હતાં; પણ તેમના હાથ નીચેના અધિકારી સૂરજરામભાઈને પૂરા સૂટમાં જોયા.

એ વખતે એકલા યુનિવર્સલમાં જ બ્લૉક બનાવવાનું અને છાપવાનું થતું હતું. સાહેબને બધાં કામમાં રસ પડયો. યંત્ર ઉપર તે વખતે કોટયાર્કનું ઉત્તર ગુપ્ત કાળના શિલ્પનું એક ચિત્ર છપાતું હતું. તેની એક

છાપં હાથમાં લઈ સાહેબ મુગ્ધપણે જોઈ રહ્યા. "મિ. રાવળ આ કયાંનું છે?" મેં કહ્યું, 'ઉત્તર ગુજરાતમાં બિજાપુર પાસેનું." તેમણે તરત કહ્યું, 'ખરેખર! ઘણુ વિસ્મયકારક! મિ. વકીલ, મારે તે જોવું જોઈએ.' મ તરત મિ. વકીલને છાપની એક પ્રત સોંપી.

વધુ ચિત્રોને સ્વસ્થપણે જોતાં જોતાં તેમણે ઉપરના મારા ચિત્રખંડમાં કેટલુંક કામ જોઈ પ્રસન્નતા બતાવી. બહાર નીકળતાં જરા ઊભા રહી પૂછયું, 'મિ. રાવળ મને તમારો ખરેખરો અભિપ્રાય આપો. શાળામાં ફ્રીહૅન્ડ ડ્રૉઈંગ રાખવું જોઈએ કે નહીં.' મેં તરત કહ્યું કે જ્યાં સમૂહશિક્ષણ આપવું હોય ત્યાં હાથ અને આંખની તાલીમ માટે અગત્યનો પાઠ થાય છે. પણ છેવટ તેમાંથી મુકત થઈ, સ્વતંત્ર સર્જકતા કેળવવી જોઈએ." એમણે બહુ પ્રસન્નતા બતાવી છેવટે. મિ. વકીલને કહ્યું કે તમારી ટ્રેનિંગ કૉલેજના બધા શિક્ષક વિદ્યાર્થીઓને આ સંસ્થાનો પરિચય કરાવજો અને બીજા દિવસથી રોજ દસ દસ વિદ્યાર્થી કુમાર કાર્યાલયમાં થતું કામ જોવા આવતા અને બધાને અમે વિગત વાર કામની ક્રિયાઓ સમજાવતા. આવી રીતે એક નાની સંસ્થામાં સક્રિય રસ બતાવનાર બીજા સર્વોચ્ચ વિદ્યાધિકારીની મુલાકાત થઈ નથી. ત્યાર પછી મુંબઈ સરકારે શ્રી હંસાબહેન મહેતાના અધ્યક્ષપણા નીચે નીમાયેલી 'કલાશિક્ષણ સંશોધન સમિતિ'માં મેં મહિનાઓ સુધી એક સભ્ય તરીકે નિયમિત હાજરી આપીને કંઈક ચિત્રશિક્ષકો, વિદ્યાધિકારીઓ, કલાકારોના ઈન્ટરવ્યુ અને પ્રશ્નોત્તરમાં ભાગ લીધો હતો; અને તે બધાના નિષ્કર્ષરૂપે એ સમિતિએ એક અહેવાલ બહાર પાડયો હતો, તેમાંની ઘણી સૂચનાઓનો અમલ તાકીદે સરકારે કરવા ધાર્યો હતો.

પણ મારો અનુભવ થયો છે કે ઉપરની સપાટીએ જે વિચારો, સુધારા કે સંશોધન થાય છે તેનાં અસર અને પરિણામો મુખ્ય શહેરોની મુખ્ય સંસ્થાઓ સિવાય સુદૂર પહોંચતાં નથી અને અર્ધપકવ ચિત્ર-શિક્ષકોના હાથે તેમજ કળા પ્રતિ ઉદાસી શાળા સંચાલકોના હાથે શાળાનું ચિત્રશિક્ષણ કોઈ સિદ્ધાંતવિહોણું અને મૂળ હેતુઓ વિસારે પાડી માત્ર પરીક્ષા માટેનો ઢોળ નિભાવે છે.

સરકારની કેળવણી બોર્ડે એક આર્ટ બોર્ડ નીમી હતી, તેમાં મેં બે વર્ષ સક્રિયપણે ભાગ લીધો હતો પરંતુ જૂના રીઢા બનેલા સભ્યોએ જરૂરી સુધારા સૂચનોમાં ઢીલ બતાવી, ત્યારે નિરાશા અનુભવી, હું મુકત થયો હતો. તે વખતે પૂનાના એક સભ્ય દેશપાંડેએ મને સ્પષ્ટ જણાવ્યું હતું કે સ્કૂલ બોર્ડમાંથી ચિત્રકળામાં રસ લેનાર એક બે સભ્યો જ હતા અને આર્ટ બોર્ડ જો સબળપણે તેનો પોકાર નહીં પાડે, તો ચિત્રશિક્ષણ ઉડાવી દેનારા સભ્યો પણ તેમાં છે; અને હવે હું જાણું છું કે ચિત્રકાર્યને હસ્તઉદ્યોગોની સમકક્ષામાં ગણી તેનો વિકલ્પે સ્વીકાર કરવાનું ઠરાવેલું છે. પરંતુ કોઈ ચિત્રશિક્ષક અથવા શિક્ષણનિષ્ણાત ચિત્રકાર્ય દ્વારા જે રસવૃત્તિનો વિકાસ, કાર્યકુશળતા, સર્જકતા તથા બુદ્ધિનો આત્મપ્રભાવ જગાડવાની પ્રબળ શકયતાઓ જુએ છે, તેને શિક્ષણવિશારદો કેમ દૂર કરી શકે? આ હેતુઓ પાર પાડવા થોડી તાલીમ ચિત્રશિક્ષકોને નથી મળતી તેમ જ પરીક્ષાનું ધોરણ ખરી ચકાસણી આપતું નથી એ નિર્વિવાદ છે; છતાં ચિત્રશિક્ષકોને ઊંચી કક્ષાની તાલીમ આપવાનું અને પરીક્ષાની સુધારણા કરવા માટે સરકારી તંત્ર કેમ શિથિલ રહે છે તે સમજાતું નથી.

ચિત્રશિક્ષણના ઉદ્દેશો અને આદર્શો સ્પષ્ટપણે શિક્ષકો અને સમાજને સમજાવવા જોઈએ. પહેલાં કરતાં પણ આજે વ્યક્તિગત વિકાસ અને ઔદ્યોગિક નિર્માણોમાં કલાની દોરવણી અને નિયમન વિશેષ જરૂરનાં બન્યાં છે; અને પ્રગતિમાન દેશોએ તે વાતનો સ્વીકાર કરી સામાન્ય કેળવણીમાં અને વિશિષ્ટ તાલીમમાં તેનો યોગ્ય પ્રબંધ કર્યો છે.

પ્રાથમિક અને માધ્યમિક શાળાના દરેક વિદ્યાર્થીને કલાકાર કે કલાનિષ્ણાત કરવાનો પ્રયત્ન સામાન્ય શિક્ષણમાં કરવાનો નથી: પણ તેને કેટલીક ચાલુ કલાપ્રણાલીનું જ્ઞાન થાય, કેટલાંક સાધનો વાપરી જાણે,

તેમ જ કલાસૃષ્ટિમાં નીપજેલી મહાન કૃતિઓના રસથી પ્રભાન્વિત બની ઉચ્ચ આનંદ મેળવી શકે એટલું તો થવું જોઈએ. સૌંદર્યલક્ષી વિવેકબુદ્ધિ તેમનામાં જાગ્રત થવી જોઈએ. એટલું તો સર્વત્ર સ્વીકારપાત્ર બનવું જોઈએ કે માણસના સર્વાંગીણ વિકાસ માટે કલાશિક્ષણ એક અનિવાર્ય અને અતિમહત્ત્વનો વિષય છે અને તે માટે રાજ્ય કે સમાજ ઉદાસીનતા કે પ્રમાદ સેવે તે નીભાવી લેવાય તેમ નથી.

## ૨. કૌશલ–કર્મ
## (ક્રાફ્ટવર્ક) કરામતી કૃતિઓ

બધાં પ્રાણીઓમાં મનુષ્ય પ્રાણીને જ પોતાની અક્કલ અને હોશિયારીનો પ્રયોગ કરવાની બુદ્ધિ અને શક્તિ આપેલી છે. અનેક જાનવરો અને જંતુઓ ભાતભાતની રચના અને ખૂબીઓ કરી તેમનાં જીવનનો વહેવાર નિભાવ્યે જાય છે; અને તેમાં તેમની ચાતુરી અને ક્રિયા એકસરખાં તાલબદ્ધ અને વ્યવસ્થિત હોય છે; એ ખરું, પણ જ્યારથી એ જીવકોટિ નિર્માણ થઈ ત્યાર પછીનાં સેંકડો કે હજારો વર્ષ સુધી એમની જીવનઘટનામાં તેઓ કંઈ પણ ફેરફાર કરી શક્યાં નથી. પક્ષીઓના માળાઓની વિવિધતા જુઓ, કીડી મંકોડાનાં દર અને રાફડા જુઓ, લાકડાં કોરી ખાતા કીડાની કોરણી અને કરોળિયાનાં જાળાં કરેલા તાણાવાણા જુઓ! કોઈને પણ આશ્ચર્ય થાય એવી તેમની કરામત હોય છે; પણ એનાથી આગળ જઈને અથવા એમની જાતિમાં એકબીજાથી ભિન્ન એવું કંઈ કરી શકતા નથી; પરંતુ માણસે તો પોતાના હાથપગની તાલીમથી નવીન શક્તિ મેળવી છે; અને તેના જુદા જુદા પ્રયોગો કરી કુદરતના પદાર્થો હાથમાં લઈ, તેમાં બુદ્ધિ અને ભાવો ઉતારીને પૃથ્વી ઉપર જીવનને સગવડ અને સંસ્કાર આપે એવી વસ્તુઓનો ઉમેરો કર્યો છે.

માણસમાં રહેલી આ શક્તિથી જ તે જગતનો શ્રેષ્ઠ પ્રાણી અને સ્વામી બની શક્યો છે, એટલું જ નહીં પણ તેનું જીવન વધુને વધુ સુખમય અને આનંદમય બન્યું છે.

જગતના આરંભમાં માનવી પશુઓના ભયથી વૃક્ષ પર ચડી જતો અથવા ગુફાઓમાં ભરાઈ જતો, ભૂખ લાગે ત્યારે કાચાં વનફળ કે પાંદડાં ખાતો અને તૃષા છીપાવવા પાણીના પ્રવાહો, જળાશયો, કે વીરડા શોધતો. જો એણે હાથપગના પ્રયોગો અને આંગળાઓનો ઉપયોગ કરવામાં બુદ્ધિ અથવા વિચારનો સાથ લીધો ન હોત તો તે હજુ એવો ને એવો જાનવર જેવો દોડતો, આખડતો હોત. કે ભૂખે ટળવળતા પશુજીવનમાંથી ઉદ્ધાર કરનારી તેની શક્તિઓ તેનાં હાથનાં આગળાં દ્વારા કામે લાગી અને બચાવનાં ઓજારો, ઝૂંપડી કરવાની કળા, વાસણો અને છેવટે વસ્ત્રો વગેરે કરતો થયો. તેની આગળાંની શક્તિઓમાં જેમ જેમ નવી સ્ફુરણા અને ભાન આવતું ગયું, તેમ તેમ તેના મનોભાવો વ્યક્ત કરવાને તેણે વધુ સૂક્ષ્મ સાધનો બનાવ્યાં. તેમાંથી વાજિંત્રો અને ચિત્ર તેમ જ શિલ્પકળાના પ્રકારો થયા. માનવજીવનની ઉત્ક્રાંતિના આ ક્રમો તપાસતાં લાગે છે કે જ્યારે જ્યારે મનુષ્યે પોતાના કાર્યમાં કૌશલ એટલે બુદ્ધિનો પ્રયોગ વધાર્યો, ત્યારે ત્યારે તે આગળ વધતો ગયો અને પશુજીવનમાંથી પરવારતો ગયો.

પથરા ખેંચી દૂર લઈ જવા, લારીમાં વજન ખેંચી જવાં કે એકની એક ક્રિયામાં સુધારો કે ઝડપ લાવવાનો પ્રયોગ નહીં કરનારાં માણસો, માત્ર ગદ્ધા વૈતરું કરવા લાયક છે; અથવા તેનો કૌશલ કે બુદ્ધિનો યોગ સાધી શક્યાં નથી એમ કહેવું પડે છે. કૌશલ અથવા બુદ્ધિનો યોગ મેળવવા માણસને નિષ્ફળતાઓ અને પ્રયોગોમાંથી પસાર થવું પડે છે; અને એવી તક ન મેળવનાર માણસ ઘણો અધૂરો રહી ઉતરતી પંક્તિના જીવનમાં સબડતો રહે છે.

મનુષ્યની આવી સ્થિતિ સુધારવા શિલ્પ અથવા કર્મ કુશળતાની જરૂર છે. ગીતાનું વાક્ય છે કે योगः कर्मसु कौशलम् । કાર્યોમાં કૌશલ ઉતારવું એ યોગનો જ પ્રકાર છે.

આપણે માણસના સંસ્કાર તેની કાર્ય કરવાની રીત પરથી જાણી શકીએ છીએ. ઉચ્ચ પ્રકારના માણસોના કામકાજમાં એક જાતનાં શોભા અને વ્યવસ્થાનું દર્શન થાય છે. એ સંસ્કાર આપનારી શક્તિઓ શી રીતે વિકાસ પામે છે તે ઘણા જાણતા નથી. સુંદર આકૃતિવાળું પાત્ર કે કોઈ પદાર્થ આપણે આનંદથી જોઈએ ત્યારે તેનો પૂર્વ ઇતિહાસ વિચારીશું, તો કોઈ કાળે, પહેલાં માણસને જરૂર પડી ત્યારે, જેવી તેવી ચીજોમાંથી જેટલી અક્કલ કે ચાલાકી હતી તે વડે શરૂઆત કરી, ક્રમે ક્રમે એક નવાઈની વસ્તુ કે કળાકૃતિ તરીકે તેનું સર્જન કર્યું. એટલે માણસનું કૌશલ પૂર્ણકૃતિમાં ક્રમે ક્રમે આવતું ગયું, તેમ તે વધુ સુંદર બનતી ગઈ. તેમાંની શ્રેષ્ઠ ચીજો મનુષ્યના સંગ્રહમાં આદર પામતી થઈ અને તેનું મૂલ્યાંકન વધ્યું.

આમ પદાર્થો ઉપર માણસે પોતાના કૌશલનો પ્રયોગ કરી, તેને વધુ ઉપયોગી અને સુંદર બનાવ્યા અને માણસ જાતના જીવનમાં તેના વપરાશ અને સંગ્રહથી સુંદરતા અને આનંદનો વધારો કર્યો.

ઝાડની ડાળીઓ અને પાંદડાંથી ઝૂંપડાં બાંધતા માણસે અગ્નિ અને માટીના સંયોગથી ઈંટો, નળિયાં બનાવી સુરક્ષિત છાપરાં અને ભીંતોવાળાં ઘર કર્યાં તો કોઈ કઠણ પહાડો કોતરી શિલ્પ રચી, તેમાં ચિત્રો અને પ્રતિમાઓ તેમ જ અલંકૃત રૂપો કોતર્યાં, ઈશ્વરનો સંકેત પ્રત્યક્ષ કરવા દેવાલયો મંદિરો થયાં અને હવા કે તાપથી બચવા ઝાડની છાલોને બદલે વણાટથી વસ્ત્રો બનાવ્યાં, અને એ જ પ્રગતિકારક ક્રમે માણસે પશુઓના બળનો, જળપ્રવાહના વેગનો, અને છેવટ અગ્નિ જળના સંયોગમાંથી વરાળનો ઉપયોગ કરી વીજળીની શક્તિઓથી પ્રકાશ ઝડપ અને કાર્યશક્તિમાં ફેર પાડી દીધો. કુદરતમાંથી તેલ, રબર, ધાતુઓ હાથ કરી તથા પ્રયોગ અને કૌશલનો યોગ કરી આકાશગમન, દૂરગમન કે યંત્રપ્રકારોમાં અદ્‌ભુત પારાવાર શોધો અને રચનાઓ કરી.

આમ મનુષ્યજાતિ પાસે કૌશલપૂર્ણ જીવન-વ્યવહાર એટલો બધો વિસ્તરી રહ્યો છે કે ક્રિયા અને કાર્યમાં કૌશલની તાલીમ લીધા વગરનો યુવાન કે માણસ જડ કે પશુમાં લેખાય એ સ્વાભાવિક છે.

સર્વ પ્રકારના કૌશલની તાલીમ અને વિકાસ માટે હાથ અને આંખની શક્તિઓમાં ચેતના અને સિદ્ધિ વધારવાની જરૂર પડે છે. કોઈપણ કામ કે પદાર્થની રચનામાં ભાવ, વજન, વિસ્તાર અને તેના ગુણો સમજવાની જરૂર રહે છે; અને રચનાને રૂપ આપતાં તેનાં પ્રમાણો, સુયોગ્યતા, સમત્વ, વગેરે કળાનાં તત્ત્વોનો પરિચય હોવો જરૂરનો છે. આપણે એકાદ ચિત્ર, સંગીત, પ્રતિમા કે કાવ્યમાં કોઈ પણ ઉપયોગી તત્ત્વ ન જોઈ શકીએ, તો પણ તેના પરિચયથી આપણા મનમાં તેનો વિક્ષોભ થાય છે જ કે આપણી સામે રજૂ થયેલી કૃતિમાં કોઈક જનની કુશળતાએ શબ્દ, પદાર્થ કે સ્વરને એક વ્યવસ્થિત સુંદર આકાર આપ્યો છે. આપણને તેમાંના સંસ્કારનું ભાન થયા વિના રહેતું નથી. જો એટલુંય ન બને તો એવી કૃતિના અસ્તિત્વની જરૂર પણ ન હોય. ઘણી વાર એવી આકૃતિ, વસ્તુ કે કલાસર્જનનું મૂલ્ય શૂન્ય લાગે છે; પણ તેની હાજરી કે અસ્તિત્વથી તે બીજી ચીજો, બનાવટો કે રચનાના મૂલ્યોમાં વધારો કે ઘટાડો કરવા જેટલું કાર્ય તો અવશ્ય કરે છે.

એવી શૂન્ય કલાકૃતિઓ જેમ પદાર્થનાં મૂલ્યોમાં અંતર પાડે છે તેમ તે જોનારાં માનવીઓનાં મૂલ્યો પણ બદલી નાખે છે. સ્ત્રીપુરુષ માત્ર જીવનની પ્રત્યેક ક્ષણે કોઈને કોઈની છાયા કે અસર તળે હોય અથવા બીજા પર પોતાની છાયા બેસારે. આખો માનવ-ઇતિહાસ આવાં નૈતિક, માનસિક ઘર્ષણોથી ભરપૂર છે. “આગળ વધો,” “આત્મસુધારણા કરો”, “પ્રગતિ કરો”, “સફળતા લાવો”, વગેરે સાધારણ વચનો પાછળ સ્થિતિ સુધારવાની ઝુંબેશનો આપોઆપ એકરાર થઈ રહ્યો છે; અને કળા વૃત્તિ કે સુંદર વસ્તુઓનું આકર્ષણ એ જાતના મનના અજંપાનો એક પ્રકાર છે. વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન કે યંત્રકામમાં તો જરૂર માત્ર નહીં પણ ખપજોગી પસંદગી કરી લેવાની હોય છે.

શિલ્પકળા અને સંસ્કારપ્રેમની એકંદર વિશાળ ભાવુકતા અને પ્રયોગ સ્વીકાર્યા પછી પણ, તેનું અસ્તિત્વ બીજાં તત્ત્વોને આધીન રહે છે. શ્વાસ કે વાયુની પેઠે તે હોઠોથી કે કુદરતી પ્રકારથી પ્રગટ થતું નથી. માત્ર નિજાનંદ ખાતર તેનું નિર્માણ નથી. કુદરતના આ બધા પ્રકારો પાછળ જેમ કોઈ મહાન હેતુ પ્રકટ થઈ રહ્યો લાગે છે, તેમ કુદરતનાં તત્ત્વોએ પ્રેરેલી શિલ્પકૃતિઓ પણ તેની પ્રેરક દેવતાને અનુસરે, છે. કુદરતનાં બળો પરથી શિલ્પ પ્રેરણા લે છે. અને બંને એકસાથે સર્જક કલાકારને તૈયાર કરે છે. આથી કુદરત જેમ અનંત છે, તેમ માનવશક્તિનાં સર્જનોમાં પણ છેડો નથી. આથી કોઈ પણ માણસ એમ કહે કે હવે દુનિયામાં કંઈ કરવાપણું રહ્યું નથી, તો તે તેનો ભ્રમ છે. પ્રત્યેક માનવીને હાથનાં આંગળાં, દૃષ્ટિ અને બુદ્ધિના સંયોગથી નવી સૃષ્ટિ કરવાની તાકાત અને શક્તિ બક્ષાયેલી છે. તેનો દિનપ્રતિદિન વિકાસ કરવા તેણે ઓજારો, પદાર્થો અને રૂપરંગ—આકૃતિના પ્રયોગો સિદ્ધ કરવાનો ધર્મ છે. કલ્પના અને ભાવનાનાં બળો તેનો આદર્શ સિદ્ધ કરવામાં પ્રધાન ચેતનારૂપ બનશે.

સંસારની રચના અને રૂપનિર્માણ માત્ર શબ્દપઠનથી થવાનાં નથી. સમાજની જરૂરિયાતો અને રોજ-બરોજ ઉપયોગમાં આવતાં માનવવ્યવહારનાં સાધનો, પદાર્થો, વાહનો, મકાનો, બધામાં માનવપુરુષાર્થની સંસ્કારકથા પડેલી છે. તેનું મૂલ્ય સમજવા તેમાં સુધારોવધારો કરી, સંસારનું સવિશેષ કલ્યાણ સાધવા આપણી નવી પેઢીને કલાશિલ્પની વ્યવસ્થિત યોજનાબદ્ધ તાલીમની કેટલી જરૂર છે, તે સમજવું મુશ્કેલ નથી.

બાળકમાત્રને માટી, લાકડું, ધાતુ, કાગળ સાથેના સર્વ પ્રયોગો શીખવવા ઉપરાંત, ચિત્ર અને શિલ્પના આવશ્યક પાઠો સાથે ભૌતિક બળો અને વીજળી તેમ જ રસાયણોના યોગથી વસ્તુઓનાં રૂપ રંગ, તાકાત અને ઉપયોગમાં કેવાં મૂલ્યપરિવર્તન થાય છે, તે સમજાવવું પડશે. જે દેશોનાં બાળકો આવું શિક્ષણ પામે છે તે દેશનાં ખેતી, વેપાર, રોજગાર અને કારખાનાં ઉન્નતિ અને આબાદી પામ્યાં છે.

પ્રત્યેક સમાજ અને તેને લગતી શિક્ષણસંસ્થાઓમાં બાળકોનાં કાર્યમાં, વ્યવહારમાં, શિલ્પકાર્ય અને કલાભિરુચિ પ્રગટાવવા, તેમની સર્જનશક્તિ વ્યક્ત કરવા, સાધન-સગવડોનો સમાગમ આપવાની દરેક અધિષ્ઠાતાની ફરજ છે. પ્રજા ભારખેંચતાં જાનવરોનો સમૂહ ન રહે, પણ યુગની સર્વ શકિતઓની જ્ઞાન અને સંસ્કારની યોગ્ય વારસદાર બને તે માટે કલાશિક્ષણ આપવું જોઇએ.

### ૩. કલા-શિક્ષણનાં મૂલ્યો

આપણા પ્રદેશમાં શિક્ષણક્ષેત્રે શિક્ષકવર્ગમાં પણ કલાના શિક્ષણનાં મહત્ત્વ અને ઉદ્દેશ વિષે બહુ ધૂંધળી સમજ પ્રવર્તે છે એવો મારો અંગત અનુભવ મને આજે આ વિષય ઉપર ઉપયોગી વિચારો અને સૂચનો રજૂ કરવાની પ્રેરણા આપે છે.

શાળામાં આ વિષયને સ્થાન આપવામાં સરકારે તેમ જ શિક્ષણ-સંચાલકોએ અને મોવડીઓએ પણ વિસ્તૃત વિચારણા કે સ્પષ્ટતા જાહેર કર્યાનું જાણવામાં નથી. અંગ્રેજ શાસનકાળ દરમિયાન કોઈ એક વિદ્યાધિકારીએ આ વિષય શાળાઓમાં જોડયા પછી, તેની તાલીમ આપનારા શિક્ષકોનું વૃંદ ઊભું કરી, તેમણે કરાવેલા કે ઘૂંટાવેલા પાઠો લઈ નીકળેલા શિક્ષકોએ તૈયાર કરેલા વિદ્યાર્થીઓની પરીક્ષા લઈ કાચાપાકા શિક્ષણ માટે પ્રમાણપત્રો આપવાનું તંત્ર ઊભું કર્યું. અને છેલ્લાં પચાસ વર્ષથી એ પ્રમાણે છાપ લઈ નીકળેલા હજારો વિદ્યાર્થીઓના મનમાં ચિત્રકામ જાણી લીધાનો ભ્રમ નિભાવ્યો છે તે દૂર કરવાનો કે તેનું સંશોધન કરી આજના અદ્યતન મનોવિજ્ઞાને અને શિક્ષણશાસ્ત્રે પ્રમાણિત કરેલા વિચારો અને વ્યવહારોનું અનુશાસન સ્થાપવાની પ્રવૃત્તિ થઈ શકી નથી. પ્રજાની પેઢીઓની પેઢી આ અજ્ઞાનના સકંજામાંથી પસાર

થઈને ગોખણિયા બીબાંછાપના ચીલાચાલુ માનવીઓથી સંસારને ભરી દીધો છે. મુક્ત વિચાર, મૌલિક શક્તિઓનો વિકાસ અને સબળ નવસર્જન દ્વારા પ્રત્યેક માનવીમાં રહેલી વિભૂતિનો વિકાસ અને પ્રકાશ અન્ય દેશોને શક્તિ, સામર્થ્ય, સંસ્કૃતિ અને સમૃદ્ધિમાં વેગવાન પ્રગતિપંથે ખેંચી રહ્યો છે, ત્યારે આપણી જડ, ખાતાશાહી રીતિઓ અને ઉછીની લીધેલી પરંપરાઓમાં આપણી જીવનસમૃદ્ધિરૂપ બાળકો અને વિદ્યાર્થીઓને પરાવલંબી અને પરોપજીવી, દિશાશૂન્ય બનાવી, કોઈનો આધાર શોધતા અપંગોની જમાત વધારીએ છીએ. શિક્ષકો અને શિક્ષણજ્ઞાતાઓની ફરજ છે કે આ વિષયમાં નવી જાગૃતિ, નવી વિચારસરણીનો અભ્યાસ અને અવલોકનથી જનતાનું નવું કલેવર સજાવે, માબાપોને અને સમાજને સાચી દોરવણી આપે.

શિક્ષણના ક્ષેત્રે શાળાના વિષયોમાં પૂર્વયોજિત અને પૂર્ણસ્પષ્ટતાભર્યાં લક્ષ્યોની પ્રતિષ્ઠા હવે કરવી જોઈએ.

જ્યારે ચિત્રકામ પ્રથમ શાળાના અભ્યાસક્રમમાં દાખલ થયું ત્યારે તેની જૂની દૃષ્ટિ પ્રમાણે ચતુરાઈ, ચપળતા, ટાપટીપ અને નવી રચના (Innovation) પર ભાર મુકાયો હતો. જૂના શિક્ષણમાં વર્ગપાઠની તાલીમને સર્વ કંઈ ગણતા. નવામાં પાત્ર કે વિદ્યાર્થીને કેન્દ્ર માનવામાં આવે છે.

જૂની પદ્ધતિમાં સંસારને તે પોતાની આંખે જુએ અને તેમાંથી મળતી ઊર્મિઓ, અનુભૂતિઓ કે ભાવોને વ્યક્ત કરવાનું શીખે એ લક્ષ્ય રહે છે.

જૂની પદ્ધતિઓમાં કૅમેરાની પ્લેટમાં પડતી છાપની જેમ વસ્તુને ગ્રહણ કરવાનો આગ્રહ હતો. ત્યારે નવી પદ્ધતિ બાળક જુએ છે તે નહીં પણ તેના મનમાં તેની સમજણ કેવી પડી છે, અને તે કેવી રીતે પ્રગટ કરે છે, ને તેને કેવો આકાર આપે છે, તેનું મહત્ત્વ ગણાય છે. તેમાંથી બાળકના સર્જનાત્મક પ્રયોગો તેનું મૂલ્યાંકન કરવાને સહાયભૂત બન્યા છે. ત્યારથી સર્જનવૃત્તિ અને ગુણદર્શનને કળામાં સ્થાન અપાયું છે. અને કલાશિક્ષણમાં કળાશિક્ષકો માટે કાર્યક્ષેત્ર અતિ વિશાળ બની ગયું છે.

કોઈ કોઈ દેશ આ શિક્ષણક્ષેત્રને ડ્રોઈંગ કે આલેખન જેવા માત્ર ક્રિયાત્મક પ્રકારને, પર્યાપ્ત માનતા નથી. બાળકની શિશુ અવસ્થાથી ઠેઠ વ્યવહારક્ષમ ક્ષેત્ર સુધી કલાશિક્ષણને સહાયભૂત સાધન બનાવ્યું છે અને તેની ચર્ચામાં, વિવેચનમાં અને શિક્ષણશાસ્ત્રમાં પણ તેને ડ્રોઈંગ નહીં પણ " Art Teaching in Schools " શાળાઓમાં કળાશિક્ષણ તરીકે તેનો સ્વીકાર થયો છે.

### કળાની સર્વસાધ્ય વ્યાખ્યા

કળાની તાત્ત્વિક ચર્ચાઓ હાલ દૂર રાખી સર્જનાત્મકક્રિયા અને ગુણદર્શન આપનાર અભ્યાસક્રમમાં શી રીતે અમલમાં લાવી શકાય તેનો ખુલાસો કરી લેવો જરૂરી છે. તેથી કલા વિષે જે પાયાની બદલાયેલી વિચારણા છે તેની સારી રીતે સમજ મેળવી શકશે.

માણસમાં સ્વાભાવથી જ આગળ પડતાં જે લક્ષણો છે, તેમાં જાતજાતનાં મૂલ્યો પારખવાની શક્તિ છે. સાધારણ રીતે સારા ઘાટવાળી કે રૂપાળી કહી શકાય એવી વસ્તુની કુદરતી અસર કોઈ પણ માણસ ઉપર સહજ થાય છે. આવી જ અસર થતાં તેમાંથી આનંદની લાગણી પણ થાય છે. આવી જ અસર કે ભાન નૈસર્ગિક મનોહર આકારો કે વસ્તુઓ જોઈને પણ મળે છે. તેવી જ રીતે માણસ પણ તેવા આકારો સર્જે છે. તેનાથી મનમાં પ્રસન્નતા ઊપજે છે. આ કારણે કળાનો વિચાર કરવા જતાં સર્જાયેલ પદાર્થનું મહત્ત્વ વધે છે. પણ શિક્ષણક્ષેત્રે તે અનુકૂળ નથી. શિક્ષણક્ષેત્રમાં તો પ્રજાજીવનમાં ઉત્ક્રાંતિ અને વિકાસનું લક્ષ્ય રાખીને કળાની યોજના થઈ શકે. ઘણા ચિંતનશીલ વિદ્વાનોએ કળાને સ્વયંપ્રભાવક માની છે. તેથી તેને માનવતત્ત્વના સમાગમથી ઉપજતા સર્જકપ્રકાર તરીકે ઓળખાવી છે.

લગભગ સાર્વભૌમ સમજણ એવી છે કે કળા એક આધ્યાત્મિક અભિવ્યક્તિ કે વાણી છે. તેની બહુ વિવાદપૂર્ણ ચર્ચા દૂર રાખી શાળાઓના અભ્યાસક્રમની યોજના માટે કળાનું કાર્યક્ષમ રૂપ ધ્યાનમાં રાખવું જોઈએ અને તે માટે પાંચેક મુદ્દા રજૂ કરવા જેવા લાગે છે :

(૧) કળા એ સર્જનશીલ પ્રકાર છે.

(૨) કળા માનવ મનોવિનિમયનું એક બળવાન સ્વરૂપ છે.

(૩) કળા સુરચના-પ્રકાર છે.

(૪) કળા નિજની અભિવ્યક્તિ છે.

(૫) સાહિત્ય, સામગ્રી, ક્રિયા, પદ્ધતિઓ અને ઓજારોની કાર્યસાધકતા કળા બની શકે.

## ૪. કલાસાધનાની ફલશ્રુતિ

કળાના અભ્યાસ અને પરિશ્રમથી વિદ્યાર્થી અન્ય જનોને સમજી શકે છે અને તેમના ગુણોની કદર કરી શકે છે. વિશિષ્ટ સમજણ પ્રાપ્ત થતાં તે પ્રૌઢોના કાર્યમાં બુદ્ધિપૂર્વક ભાગ લઈ શકે છે. ઉપરાંત સંસ્કાર-પૂર્ણ ભૂતકાળનો વારસો પોતાને માટે કઈ અને કેટલી રીતે સાર્થક થઈ શકે તેનો વિચાર કરી શકે છે અને વિદ્યાર્થીને ભૂતકાળમાં શું શું થઈ શક્યું છે તેનો પાકો ખ્યાલ પ્રાપ્ત થાય છે અને હવે આગળ જવાને શું કરવું જોઈએ તેનો વિચાર કરી શકે છે. ત્યારે આગળ વધવાનો અને અભ્યાસ કરવાનો તેનો ઉત્સાહ અને વેગ તેની સાધનાનાં ખરેખર જરૂરી પ્રેરકબળો બની રહે છે.

આપણા તરુણોને તેમની અભિવ્યક્તિનો વિકાસ કરવાને અનેક પ્રકારની સર્જનાત્મક આનુભાવિક પ્રયોગોનો પરિચય થવો જોઈએ.

કળાની કાર્યશક્તિ કેટલી છે તે સમજવાની શકિત દરેક વિદ્યાર્થી મેળવી શકે એવી પ્રવૃત્તિ અને તેનાં સ્વરૂપ ધારણ કરવા પાછળ કળાનું રચનાતંત્ર આવશ્યક તત્ત્વો છે. સંગીતમાં આરોહઅવરોહ અને ગતિછંદ મુખ્ય સાધન છે. તેમ જ આ કાર્ય અને મુદ્રણક્ષમ કળાઓમાં રચનાના નિબંધોને અર્થસૂચક યોજના કે વ્યવસ્થા આપવાની જરૂર રહે છે. આ તત્ત્વો રેખાઅવકાશ (સ્થળવિસ્તાર) પ્રકાશ, વર્ણભાર, વર્ણ અને સ્પર્શભાન (Texture) છે.

આ તત્ત્વોને માત્ર જાણી લેવાં બસ નથી. તે સર્વના સર્જનાત્મક સંયોગ કરી, પ્રસન્નતાભરી રૂપ-યોજના કે રૂપનિર્માણથી વિદ્યાર્થીનું સૌંદર્યભાન પ્રગટ કરવું જોઈએ. સકળ તરુણ પેઢીનાં વિકાસ અને સમૃદ્ધિ ખાતર કળાશિક્ષણનું ક્ષેત્ર સમૃદ્ધ થવું જોઈએ. તેનો કલાભાર શિક્ષકો પરથી કદી ઓછો થવાનો નથી. સમાજમાં ઘણા લોકો એવા છે કે જેમને તરુણોની કેળવણી માટે શાળામાં કલાવર્ગો ઘણા જ શક્તિપ્રદ છે, એવો વિચાર જ આવતો નથી. તેમને મન કળા એક ધાંધલ છે. તેવા પ્રૌઢોને કળાશિક્ષકોએ માહિત-ગાર કરવા જોઈએ, લેખો લખવા જોઈએ, ભાષણો કરવાં જોઈએ અને પોતાની મર્યાદા અનુસાર પ્રદર્શનો અને દૃશ્ય યોજનાઓથી તેમને કળાની અગત્ય સમજાવવી જોઈએ.

કળાપ્રવૃત્તિની સાર્થકતા સમજાવવાના અનેક પ્રસંગો હોય છે, કારણ કે તે દ્વારા પ્રજાની સામાજિક તેમ જ માનસિક પ્રકૃતિમાં તેમ જ સર્જનવ્યાપારમાં સૌંદર્યપ્રધાન લાગણીઓનો વિકાસ થવાની શક્યતાઓ છે.

કળા બે પ્રકારે, શાળામાં સ્થાન લઈ શકે છે. એક તો દરેકને સામાન્ય સૌંદર્ય બોધપાઠ માટે અને બીજું તેમને ભવિષ્યના ધંધાનો પાયો કરવાનો છે તે માટે ફરજરૂપ થઈ શકે છે. આ માટે જોઈતાં સાધનો અને સગવડ આવશ્યક ગણાવાં જોઈએ; કારણ કે વિજ્ઞાન અને યંત્રવાદે ઘડેલા જગતમાં સૌંદર્યભાવે જાગ્રત ભાવનાવાળાં નાગરિકો મળવાં મુશ્કેલ થશે. જગતને માનવતાપૂર્ણ રાખવાને આ જરૂરિયાત રહેશે.

દૃષ્ટિને સમૃદ્ધિરૂપ લાગે તેવી રચનાઓ-વિહીન શહેરી વસ્તીનો વિસ્તાર વધતો જાય છે. તેને આપણે માનવજાતિનું પતન, કલંક અને નરી પાશવતાના પ્રકાર તરીકે વર્ણવતા થયા છીએ. કલા વ્યાપક અને સર્વગ્રાહી અર્થમાં જીવનમંદિર માટે રચના કરે છે, નિર્માણ કરે છે, અને સજાવટ કરે છે. પોતાની જાતને તથા આવા સૌને આપણે જ આકાર આપીએ છીએ. જીવનમાં અનેક પ્રકારોની પસંદગી કરવાની હોય છે. કપડાં, સજાવટો, ગૃહઉદ્યોગ નિર્મિત વસ્તુઓ અને ભવનરચનાઓ. આપણા વિદ્યાર્થીઓમાં તેમને મળતા આવા પ્રસંગોમાં ઉચિતરૂપ નિર્માણની સમજ પણ મળે છે અને મૂલ્ય કરવાની સાચી આંખ મળે તેવું લક્ષ્ય શાળાઓના શિક્ષણમાં સમાવવું જોઈએ.

દૃશ્ય કલાઓ દરેક જણને કેટલી બધી આવશ્યક છે અને કલાત્મક અનુભવો ઊગતા યૌવનમાં કેટલાં બધાં વિકાસ અને સમૃદ્ધિ અર્પી શકે છે તે સમજાયું હોય તો શિક્ષણની સંતુલિત યોજનામાં કળાને પાયાના શિક્ષણમાં રાખવી જોઈએ અને કળાની એ લાયકાત સ્વીકાર્ય થાય તો બીજા વિદ્યાભ્યાસની સમાન કક્ષામાં તેને ગણવી જોઈએ.

જે સંસ્થાઓ કળા પ્રતિ આવો આદર બતાવી શકતી નથી, ત્યાં વિદ્યાર્થીઓમાં પણ કળા પ્રત્યે ઊલટા ખ્યાલો બંધાય છે અને કલાશિક્ષકને વિષમ પરિસ્થિતિના ભોગ થવું પડે છે. અને એ રીતે શાળાનું શિક્ષકમંડળ, નિયામકો વગેરે અભ્યાસક્રમો ઘડતાં ને સલાહસૂચનો આપતાં, ચઢાવો કરતાં, અને અભ્યાસનું મૂલ્યાંકન કરતાં, કલા પ્રતિ અપરમાતાનું વલણ બતાવે છે.

જો દુનિયાને સર્જક બુદ્ધિના લોકનાયકોની જરૂર હોય, સર્વાંગ શુભ ભાવનાવાળા નાગરિકોની જરૂર હોય અને વધુ આનંદપ્રદ દૃશ્ય જગતની ઇચ્છા હોય, તો એ બધું તે જનસમુદાયમાંથી મળવાનું છે, જેમને વિચારતાં આવડે છે, જેમને આકારો, સંકેતો અને શબ્દોથી સ્વરૂપ નિર્માણ કરતાં આવડે છે. તેથી પ્રૌઢોમાં સર્જકતાના અનુભવો અને પરિપક્વતા જોવાં હોય તો શાળાના અભ્યાસક્રમના વિષયોમાં કળાને સમાન અધિકાર મળવો જોઈએ અને તેનું મહત્ત્વ સ્વીકારવું જોઈએ.

## આપણા સમાજમાં કલાનું મહત્ત્વ

આપણા યુગનાં ઉત્તમ ભેજાંઓ, વિદ્વાનો, ફિલસૂફો, અધ્યાપકો, નગરસૃષ્ટાઓ, કથાકારો, સમાજ-વિજ્ઞાતાઓ, પ્રાક્‌વિદો, રાજનીતિજ્ઞો, દરેક ક્ષેત્રના આ વાત સમજે છે પણ બહુજનોને તે પહોંચી નથી; પણ એટલું નક્કી છે કે હવે દરેક જણને સુંદર, સુખમય અને સગવડતાપૂર્વક જીવન જીવી શકે એવી વ્યવસ્થા મળવી જોઈએ.

માણસના ઉચ્ચ વિચારો, કલ્પનાઓ સુઘડ વાતાવરણમાં જ વિકાસ પામી શકશે. માણસની આત્મસૂઝ અને કલ્પનાની સૃષ્ટિ કલાના સંયોગથી જ બહાર આવશે અને ભાવિ પ્રજાને એક સંસ્કારપૂર્ણ સભ્ય પેઢીનો સમૃદ્ધ વારસો પ્રાપ્ત થશે.

આપણા દેશના વિદ્યાર્થીજીવનમાં સૌંદર્યભાનના અભાવે જે અલ્લડતા અને વિપરીત વર્તન જોવામાં આવે છે તેના નિવારણ માટે વિવેકપૂર્વક યોજિત એવા કલાપ્રકારોનો સમાગમ આપવો જોઈએ. પણ શિક્ષણ-ક્ષેત્રના નાયકો તે વિચારને બહુ ગંભીરતાપૂર્વક આદર આપતા નથી. એટલે ઉચ્ચ કક્ષાના યુનિ. વિદ્યાર્થીઓ પણ ઘણા નિકૃષ્ટ પ્રયોગોમાં રાચી શકે છે. આ બાબતમાં મેં યુનિ.ના આધ્યાપકોને પણ રસ લેતા જોયા નથી. પોતપોતાના વિષયનાં ખાનાંમાં ભરાઈને વિશ્વ અને જીવનની તેઓ ઉપેક્ષા જ કરે છે એવો મારો અનુભવ છે. નહીં તો આટલાં વર્ષોમાં વિદ્યાનગરમાં એકાદું પણ સક્રિય સંસ્કારમંડળ કેદહાડાનું જામી ગયું હોત.

૧૯૬૦માં અમેરિકન પ્રમુખ આઈઝનહોવરે પ્રજાનાં ધ્યેયો નક્કી કરવાનું એક કમિશન નીમ્યું હતું. તેમાં જણાવ્યું હતું કે કળાઓ માનવ-અનુભવોની જીવંત દેણગી છે; અને ભવિષ્યની પ્રજા તરીકે યુનાઇટેડ સ્ટેટ્સની પ્રતિષ્ઠા સ્થાપવામાં કળા, સાહિત્ય, સ્થાપત્ય અને વિજ્ઞાનમાં તે પ્રજાએ નવું સર્જન-પ્રદાન શું કરી બતાવ્યું છે તેના ઉપર નિર્ધારિત રહેશે.

આપણે લોકસમૂહોમાં સમૃદ્ધ સંસ્કારપરાયણતા સજાગ રાખવી જોઈએ, પોષવી જોઈએ, અને જનતામાં ગ્રહણશક્તિનાં વિસ્તાર અને કદરદાની વધારવાં જોઈએ.

આ દેશમાં વિજ્ઞાન અને અર્થશાસ્ત્ર તેનું કાર્ય પૂરું કરી લે પછી વધારા તરીકે સમાજમાં કઈ શોભા-શણગાર લાવવાનું કલાએ કરવાનું છે એવી માન્યતા દેખાય છે. ઘણાના અભિપ્રાયમાં તો મહત્ત્વની બાબતોની કિનાર પૂરતી જ કળાની હસ્તી છે. આથી શિક્ષણક્ષેત્રે અને વિજ્ઞાનક્ષેત્રે કળા વચ્ચે અંતર પાડવાની આપણા મનમાં સહેજે ઇચ્છા થાય. વળી આજની કેળવણીની બાબતોમાં વિચારો કરવામાં આવે છે ત્યારે ગણિતબુદ્ધિની વિચારસરણી, વૈજ્ઞાનિક તર્કશાસ્ત્ર અને પદાર્થવિજ્ઞાન માટે સવિશેષ આગ્રહ બતાવવામાં આવે છે. મોટા ભાગના માણસોના મનમાં એમ પણ ખરું કે શિક્ષણના વિષયોમાં આ તત્ત્વોને મુખ્ય ગણી તેના માટેનો આગ્રહ પ્રધાન બનવો જોઈએ.

પણ વિજ્ઞાન એકલું મનુષ્યજીવનનું મહત્ત્વ. પ્રકટ કરી શકશે? અથવા ભાવાત્મક પ્રકારો સાથે માણસનું જીવન સંલગ્ન કરી શકશે?

માનવચિત્તને સંક્ષુબ્ધ કરી સાંસ્કૃતિક અનુભવના ઉચ્ચ સ્તર પર લેવાની શક્તિ તો, સર્જનશીલ કલાઓ જ કરી શકે, જેથી તેના મનમાં આત્મસૂઝ અને કલ્પનાશક્તિ જાગી ઊઠે, તેમ જ માનવસમૂહને નવા નમૂના અને નવાં શુભતત્ત્વો આપી શકે. માત્ર સ્થાનીય અને વાસનાયુક્ત ભૂમિકા ઉપરથી માનવ સમાનતા અને સ્પંદનશીલતાને વિશ્વવ્યાપક સપાટી પર લઈ જઈ કલાઓ માનવચેતનાની મર્યાદા વિશાળ કરી મૂકે.

પ્લેટોના જમાનાથી આજ સુધીના તત્ત્વચિંતકોનું સૂચન છે કે શિક્ષણ અને સમાજના કેન્દ્રભાગે (Central core) કળાઓને જ સ્થાન હોવું જોઈએ. આ દૃષ્ટિએ જીવન ઘડનારાં બીજાં બળો તરીકે ધર્મ, વિજ્ઞાન અને રાજનીતિ પણ ભૂતકાળના માનવસમાજમાં મધ્યસ્થાને હતાં; પણ સૌંદર્ય, સુખ, સલામતી, સ્વાધીનતા તો માત્ર પ્રજાના એક વિભાગ પૂરતાં જ આવી શક્યાં હતાં.

માનવકેન્દ્રિત આજના જીવનમાં વસનારાંને ભૌતિક સુખસગવડો પહેલાં કદી નહોતાં એટલા મોટા પ્રમાણમાં મળ્યાં છે; છતાં પણ આપણા દેખાતા વૈભવો અને અસંખ્ય યુક્તિપૂર્ણ સાધનો જે સામાન્ય પ્રજા-જનો ભોગવે છે તે પહેલાંની કેટલીક પેઢીઓની પ્રજા પાસે હતાં તેનાં કરતાં સુંદરતામાં ઊતરતાં અને માત્ર દેખાવ પૂરતાં જ છે.

આસપાસના સંજોગો પણ માણસનાં ચારિત્ર અને બુદ્ધિમાં બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. કામ કરવાનું કે મોજ કરવાનું રમણીય કલાત્મક અને કંઈક મહત્ત્વપૂર્ણ સ્થાન જે લોકોને મળે છે, તેઓ જ ઘણા સુખમાં રચનાત્મક જીવન ગુજારી શકે છે. જ્યારે બીજાઓને વ્યાપક થઈ પડેલાં રોજની આપદાઓ, મૂંઝવણો, માનસિક બીમારીઓ અને હતાશાઓ નડી રહ્યાં છે; તેનું કારણ ગંદાં, કુરૂપ, રોગી હવામાનવાળાં સ્થળોમાં હજારો લાખો લોકો કામધંધા કરી જીવન ગુજારે છે. એમાં રમત, રંગરાગ કે અભ્યાસ તો નામનાં જ થાય.

એમાં જો ધારીએ તો કળાની સહાયથી સમાજમાં સુખસગવડો પ્રસારી સૌંદર્યપૂર્ણ રચનાઓ આપી શકીએ.

## ☆ ☆ ☆ ભારતીય ચિત્રકળાની શોધમાં

લેખક : **શ્રી. જગન્નાથ મુરલીધર અહિવાસી, મુંબઈ**

ભારતીય કલાના સંસ્કારો ક્રમશઃ મારામાં કેમ પડયા અને અંતે મુંબઈ ઈલાકામાં ચોમેર પાશ્ચાત્ય કલા-દૃષ્ટિનું શિક્ષણ ઘર કરી ગયું હતું, ત્યારે એ કેવી રીતે ફલપ્રદ બન્યા તેનો વિચાર કરું છું ત્યારે અનેક ચિત્રો અને સંસ્મરણો મારી આંખ સામે તરવરે છે. વૈષ્ણવદર્શન અને વૈષ્ણવ-કલાના સંસ્કારો લઈને અમારા વડવાઓ સૌરાષ્ટ્રમાં આવ્યા. વ્રજ, ગોકુલ, મથુરા અને વૃન્દાવનની ભૂમિ છોડીને, સૌરાષ્ટ્રથી આકર્ષાઈ, જેમ કૃષ્ણ દ્વારિકા પધાર્યા તેમ, મારા સ્વ. પિતાજી મુરલીધરજી સૌરાષ્ટ્રમાં રહીને પોરબંદરની ગોપીનાથજીની હવેલીમાં કીર્તનકાર તરીકે કામ કરતા. મારી માતાનું અવસાન હું છેક નાનો હતો, ત્યારથી જ થયું હતું અને પિતાનું મૃદુ હૃદય માતા અને પિતાના હૃદયની ઊભય રીતે હૂંફ આપતું હતું. એમના શિરે પહેરેલી રંગીન કાનટોપી, તેમાંથી બહાર નીકળતાં થોભિયાંઓ અને ભરાવદાર સફેદ ફરફરતી મૂછો સાથે ગળે શાલ ઓઢીને એ જ્યારે લાકડાની પાદુકા પહેરી નીકળતા, ત્યારે કૃષ્ણભક્તિના કીર્તનથી રંગાયેલું એક મૂર્તિમંત વ્યક્તિત્વ રમણ કરવા કેમ ન નીકળ્યું હોય એવો જાણતાંઅજાણતાં અનુભવ થતો. એમની એ વહાલસોયી અને ચિરપરિચિત મુખમુદ્રાએ ભારતીય વ્યક્તિત્વના અંતરતમ તત્ત્વને મારા હૃદયમાં અંકિત કરી દીધું.

પોરબંદરની આબોહવા આમ તો બધી ઋતુઓમાં સમધારણ, છતાં તેઓ જ્યારે જ્યારે ગોપીનાથજીની હવેલીમાં જાય, ત્યારે ખાસ કરીને શિયાળામાં સાલમાં મને ઢબૂરીને પોતે સાથે તેડી જાય. ત્યાં પહોંચતાંવેંત મને ખોળામાં બેસાડી હાથમાં તંબૂર લે અને ષડ્જના સ્વરો ભ્રમરોના ગુંજારવ માફક જ્યારે આસપાસના વાતાવરણને સઘન માધુર્યથી આંદોલિત કરી દે, ત્યારે તેમના ખોળામાં એ માધુર્યને સ્વાભાવિક રીતે માણતો હું બેસી રહું અને કીર્તનનાં ઋતુઋતુનાં પદો, તેનાં ભિન્ન ભિન્ન રાગ રાગિણીઓ, તાલ અને લય અને સૂરવિહાર મારા અંતસ્તલને અજાણતાં યે સંગીતકલામાં જે સ્વરોનું સામંજસ્ય રચાય તેનાથી ભરી દે. જરાક મોટો થયો, ત્યારે હવેલીના શણગારો, દેવની વેશભૂષા, તેના ઋતુઋતુના ઓચ્છવો, ફૂલડોલ, બાગ-બગીચા અને ધાતુનાં પરંપરાગત શિલ્પો, ફૂટતા ફુવારાઓ અને મૂર્તિ પાછળની પિછવાઈઓ કલાની વૈવિધ્ય-પૂર્ણ સામગ્રી નેત્ર સમક્ષ પૂરી પાડે અને વસ્તુ, ભાવના અને પ્રસંગોની અનાયાસે એક સંકલના રચાઈ રહે —ને એ બધા સંસ્કારો ત્યારે કશુંક સર્જન કરવાને પ્રેરે.

ભાટિયા-બજારમાં આવેલું માટી અને છાણની ગારથી શીતલ અને પવિત્ર બનેલું ખોરડું—નાનકડું ખોરડું—એ અમારું નિવાસસ્થાન. ઉપર દેશી નળિયાં. તેના બાંકોરાંમાંથી સૂર્યનાં કિરણો ગારવાળી જમીન ઉપર સંતાકૂકડી રમે અને તેનાં ચાંદરડાં પકડવાને હું અહીંથી તહીં દોડું! પણ મુઠ્ઠીમાં ન આવે તે ન આવે! સૂરજના એ સીધા અને પ્રલંબ લીસોટા ચાંદરડાંઓ પાડયા જ કરે અને તેને પકડવા મથતાં છતાં વારંવાર છોભિલો પડી હું ખાલીમુઠ્ઠીએ પાછો ફરું. ક્યારેક પિતાજી ગેલમાં આવી જઈને કહે, "લલુ, તું શું રૂપૈયા પકડી રહ્યો છે. તું મોટો થઈશ, ત્યારે ખૂબ ખૂબ રૂપિયા એકઠા કરશે!" ત્યારે મીઠી વ્રજ ભાષામાં બોલતા પિતાજીને ભાગ્યે જ ખબર હતી કે તેના આ લાડીલા પુત્રના હાથમાંથી રૂપિયા તો પેલા ચાંદરડાંની માફક જ સરકી જ જવાના છે; પરંતુ એમના ઋજુ અને કોમળ વ્યક્તિત્વે અને વૈષ્ણવી કલાના સંસ્કારોએ જીવન-માધુરીની જે અપરોક્ષ દીક્ષા દીધી હતી—તે બીના જ મોટપણે ભારતીય કલાની શોધ અર્થે મને પ્રવૃત્ત કરશે અને જે રૂપાળી સુકુમાર ગોરી આંગળીથી હું પેલાં ચાંદરડાં પકડતો હતો, તે જ આંગળાંમાં વિધાતા કોઈ શુભ ચોઘડીએ સર્જનાત્મક પીંછી મૂકી દેશે. સમજણો થયો એટલે શાળાએ જતો થયો ને ભાવસિંહજી હાઈસ્કૂલમાં પણ દાખલ થયો ને તે વખતના અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી અભ્યાસ પણ કર્યો. પોરબંદરમાં મને કોઈ અહિવાસીના નામથી ભાગ્યે જ ઓળખે; પરંતુ લલ્લુના હૂલામણા નામથી સૌ કોઈ જાણે.

આ હાઈસ્કૂલમાં અભ્યાસ કરતાં એક અવિસ્મરણીય અને નિત્યસંપૂજ્ય એવા કલાગુરુનો મને પરિચય થયો. તેમનું નામ શ્રી માલદેવ રાણા કેશવાલા. બરડામાં વસતી ખમીરવંતી અને કલાપ્રિય મહેર જાતિના એ પુરુષ. પ્રેમ, સૌકુમાર્ય, શૌર્ય અને કલા જાણે એની મુલાયમ પણ પ્રાણવાન પ્રકૃતિનાં અંગો જ. વ્યવસાયે ચિત્રશિક્ષક, પરંતુ વેશભૂષામાં કોઈ રાજવી જેવા લાગે! પોરબંદર પાસે આવેલા બખરલા ગામમાં તથા મિત્રાળામાં એમનો ગરાસ પણ ખરો. માથે આછા પીળા રંગનો શરબતી મલમલનો સાફો, સફેદ અસ્ત્રી અને ચીણવાળો સુરવાળ. પગમાં ચકચકતા રાણીછાપ બૂટ. એમના ભરાવદાર અને પડછંદ વ્યક્તિત્વને ઉપસાવતી નહીં ધોળી, નહીં કાળી એવી મૂછો. ગજવામાં તમંચો, હાથમાં પીંછી ને ઘેર બાર બોરની બંદૂક. એમના વ્યક્તિત્વનું નિદર્શન પ્રતીકાત્મક રીતે કરવું હોય તો તેમના એક હાથમાં શસ્ત્ર અને બીજા હાથમાં કમલ મૂકી શકાય! નર્મદના પ્રેમશૌર્યના સાચા ઉપાસક. પોતાના વિદ્યાર્થીઓ પ્રત્યે અત્યંત માયાળુ. એમના વ્યક્તિત્વ ઉપર એ કદાપિ પોતાના જ્ઞાનથી આક્રમણ ન કરે; પરંતુ અંતરનિહિત શક્તિને સહાનુભૂતિપૂર્વક જાગ્રત કરીને ઘણા જ મધુર ભાવથી દોરવણી આપે. પોરબંદરમાં ત્યારે બે જ જણા સિતાર વગાડે. એક મુસ્લિમ વેશ-ભૂષાના ભારે શોખીન મ્યુનિસિપલ ઇન્સ્પેક્ટર શ્રી નથુભાઈ લંઘા અને બીજા શ્રી માલદેવભાઈ. સંગીતના તો એ મૂળથી જ રસિયા. અસલમાં તો એ ગ્રામપંથકમાંથી પોરબંદરમાં આવેલા; એટલે લોકકલા, લોક-સાહિત્ય અને લોકસંસ્કૃતિ પ્રત્યે ખાસ અભિરુચિ. કલાવૃત્તિને પ્રેરે અને માર્ગદર્શન આપે એવા ગુરુનું સાન્નિધ્ય ચૌદપંદર વરસે મળી જાય એ ખરેખર ઈશ્વરની કૃપા ગણાય. તેમણે મારામાં રહેલા કલાસંસ્કારોને ઉછેરી, યોગ્ય દિશા ન આપી હોત, તો પોરબંદરનો 'લલ્લૂ' 'અહિવાસી' તરીકે જાણીતો ન જ થયો હોત! પોરબંદરના જૂના રાજમહેલ માટેની 'સ્ટેઇન્ડ ગ્લાસ વિન્ડોઝ' માટેનાં પૌરાણિક ચિત્રો તેઓએ સ્વ. મહારાજા ભાવસિંહજી-ના આદેશથી તૈયાર કરીને ઇટાલી કાચમાં ઉતારવા મોકલ્યાં હતાં. પછી તેઓને ભાવસિંહજી હાઈસ્કૂલમાં ચિત્રશિક્ષણનું કાર્ય સોંપ્યું. સૌરાષ્ટ્ર-ગુજરાતના ઇતિહાસમાં (ઈ.સ. ૧૯૦૫ પહેલાં) તે સમયે ભાગ્યે જ બહુ જ થોડી શાળાઓમાં ઐચ્છિક વિષય તરીકે ચિત્રશિક્ષણ દાખલ થયું હશે. સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટસ્ મુંબઈનો, ત્રણ વર્ષનો ચિત્રપરીક્ષાનો અભ્યાસક્રમ તેમણે અરધી સદી કરતાંયે અગાઉ શરૂ કરાવ્યો અને ચિત્રપરીક્ષાના કેન્દ્ર તરીકે પોરબંદરને સ્થાપ્યું. મારી પ્રાથમિક કલાતાલીમ આવા વૈવિધ્યપૂર્ણ અને ઊર્મિશીલ વ્યક્તિત્વ ધરાવતા કલાશિક્ષકની નીચે શરૂ થઈ અને પાંગરી. મારે કહેવું જોઈએ કે એમની તાલીમની જે પદ્ધતિ હતી તે જોકે પશ્ચિમની હતી, છતાં જે ધાર્મિક વાતાવરણે મને બાલપણમાં ઉછેર્યો હતો, અને આ લોકકલાપ્રિય ગુરુના માર્ગદર્શને દેશના લોકો અને લોકકલાનો પરોક્ષ સંપર્ક મેળવ્યો, તેથી જ હું આગળ જતાં પશ્ચિમની કળાનું આંધળું અનુકરણ કરતાં બચી ગયો! આ ગુરુની નીચે મેં એલિમેન્ટ્રી આર્ટ્સ તથા ઈન્ટરમિડિએટ આર્ટસ્‌ની પરીક્ષાના અભ્યાસ માટેની પદ્ધતિસરની તાલીમ લીધી અને તેમાં હું સારી રીતે ઉત્તીર્ણ થયો. વળી, મારી કલાશિક્ષણની ભારતીય વૃત્તિને પોષે એવો એક બીજો શોખ પણ યુવાનીમાં મેં કેળવ્યો હતો. નૂતન પોરબંદરની સ્થાપના કરનાર અને તેને પ્રથમ સોહામણું બનાવનાર જેઠવા વંશના મહારાણા શ્રી સુરતાનજી હતા. સુદામા મંદિર પાસે તેમનો સુરતાનબાગ કરીને એક બહુ જ સુંદર બાગ હતો. તેની અંદર રાજપૂત સ્થાપત્યની યાદ આપતો સુંદર છત્રીવાળો મનોરમ હોજ હતો. આસપાસ વિરામ અર્થે મોટી મોટી છત્રીઓ અને વચ્ચે વૃક્ષોની કુંજો અને પુષ્પછોડોનો મનને ભરી દેતો ગંધમાદન. થોડેક દૂર ફત્તેહપુર સિક્રીના પંચમહાલની યાદ આપતી રાણા સુરતાનજીના ચોરા તરીકે ઓળખાતી ત્રણ માળની ઇમારત. ફત્તેહપુર સિક્રીના સ્થાપત્યની જાણે નાની મનોહર આકૃતિ. તેની કમાનો ઉપર પથ્થરમાં કોરેલું સુંદર ભાસ્કર્ય અને તેની પ્રત્યેક થાંભલીઓ ઉપર વૈષ્ણવ મંદિરના ઘુમટોમાં જોવામાં આવે છે એવી લાકડાની નહીં પણ પાષાણમાં વાદ્યવૃંદને રજૂ કરતી રૂપાળી શિલ્પમૂર્તિઓ! પ્રકૃતિએ દીધો કોકિલાનો ટહૂકાર! બાગના કલાત્મક માઢમાં બેસીને બોલતાં પારેવાંઓના ઘૂઘવાટ અને વૃક્ષકુંજો નીચે મયૂરોની નર્તનલીલા! આ બધું વાતાવરણ મનને ભર્યું ભર્યું બનાવી દે. ગારમાટીથી છવાયેલ અને નળીએલ જૂનાપુરાણા ઘરને છોડી જ્યારે આ બાગમાં બેસું કે હવેલીના રમ્ય ઉત્સવોમાં હાજરી આપું, ત્યારે એક જુદી જ સૃષ્ટિ ખડી થાય! આ બાગ મારું બચપણનું

પ્રેરણા સ્થાન. સમજણો થયો એટલે પિતા સાથે કીર્તન કરતો પણ થયો. વ્રજભાષાની મીઠાશ, કૃષ્ણભક્તિનું માધુર્ય અને કીર્તનસંગીતનું ચિત્રાત્મક સૌકુમાર્ય—એકીસાથે મળે! પછી બાકી શું રહે? ક્યારેક કીર્તન કરતાં આંખમાંથી આનંદનાં અશ્રુઓ વહી જાય ને ભાવની પરકાષ્ટા થાય. બાલકૃષ્ણના વિવિધ વ્યક્તિત્વનું મનોરમ દર્શન, ભક્તિસભર સંગીત અને ભારતીય વાતાવરણને પોષક એવી સભર દર્શનીય હવેલી—એ સર્વ પરિસ્થિતિએ મારી ઊર્મિને માંગલ્ય આપ્યું; સૌંદર્યની પ્રત્યક્ષ દીક્ષા આપી અને મારા ચિત્રને મંગલમય અને વૈવિધ્યપૂર્ણ વાતાવરણમાં રમતું મૂકી દીધું. ઘેર ભક્તિપૂત જીવનની સાદગી અને અકિંચનતા અને બગીચામાં અને હવેલીમાં જીવનની સભરતા. વળી, તેમાં વ્રજભાષાનાં કાવ્યોની શબ્દચિત્રો ઉઠાવવાની અનુપમ શક્તિ ભળી. આ બધાંયે મારા ભારતીય વ્યક્તિત્વને પોષ્યું.

જે. જે. સ્કૂલ ઑફ આર્ટસ્‌ની પોરબંદરમાં રહીને બધી પરીક્ષા તો પસાર કરી; પરંતુ મુંબઈ જઈ ત્યાંની મારે કલાશાળામાં દાખલ થઈ કલાનો વિશેષ અભ્યાસ કેમ કરવો તે પ્રશ્ન ઉપસ્થિત થયો, અભ્યાસ કરવાના પૈસા ક્યાંથી કાઢવા? મુંબઈ જેવા અર્થપ્રધાન અને ઉદ્યોગલક્ષી શહેરમાં ભણવા જતાં, મારા જેવા સાધનહીન વિદ્યાર્થીને નવ નેજાં પાણી ઉતારવાં પડે. ત્યાં પેલા છાપરાનાં કાંણાંમાંથી રૂપિયા જેવાં પડતાં ચાંદરડાંઓ કામ ન આવે! પણ જેવો કલાની સન્નિષ્ઠ ભક્તિ કરવાનો સંકલ્પ કર્યો કે આપો આપ દ્વાર ઉઘડી જ ગયાં! અને એ પ્રથમ ખોલનાર અને પ્રોત્સાહન આપનાર પણ મારા આ પહેલા ચિત્રગુરુ જ. તેઓ પોતે મને મુંબઈ તેડી ગયા અને જાતે જ, બીજા અંગ્રેજ ચિત્રગુરુની સન્નિધિમાં મને મૂકી ગયા. એમનું નામ પ્રિન્સિપલ સોલોમન. પોતે અંગ્રેજ છતાં ભારતીયકલાના ભારે શોખિન. એમનું અંગ્રેજીમાં લખાયેલું 'Moghul Miniature' ઉપરનું પુસ્તક જોયું અને હું ફીદા થઈ ગયો. નાની નાની કાચની પાટીઓમાં મુગલ કલાકારોએ દોરેલાં આ ચિત્રો સૂક્ષ્મતા, રંગવૈવિધ્ય અને માનવછવિ-આલેખની નજાકતભરી કવિતા છે. શ્રી સોલોમનને મારા પ્રથમ ગુરુ સાથે જ્યારે મળવા ગયેલો ત્યારનો પ્રસંગ નોંધવા જેવો છે.

મારો અભ્યાસ ત્યારે કેવળ અંગ્રેજી ત્રણ ચોપડી સુધીનો હતો. મને અધકચરા અંગ્રેજી જ્ઞાનવાળાને, આખાયે પશ્ચિમ હિંદમાં મશહૂર ગણાતી આ કળાશાળામાં દાખલ કરશે કે નહીં તેનો મનમાં લોમવિલોમ થતો હતો. પ્રિન્સિપલ સૉલોમન અને એમનાં પત્નીએ, તેમને ઘેર મળ્યો ત્યારે, મારાં પ્રમાણપત્રો જોયાં—અભ્યાસનાં અને ચિત્રકલાની સિદ્ધિનાં. ઘડીભર એ બંને વિમાસણમાં પડી ગયાં. પ્રિન્સિપલ સૉલોમનને માટે તે વખતે પોરબંદરથી હું બે ચીજો લઈ ગયો હતો. એક હતો આભલાંભરેલો બટવો અને બીજી હતી નવવધૂઓ કપાળને શણગારવા તે જમાનામાં વાપરતી, બંને છેડે સુંદર મકરાકૃતિવાળી, તૈયાર પિયેળ. પ્રિન્સિપલ સૉલોમન અને તેમનાં પત્ની આ બંને ચીજો જોઈને છક્ક થઈ ગયાં અને મિસિસ સૉલોમન તો બટવો મારા હાથમાંથી લઈ નિહાળ્યા જ કરે. પરદેશી દંપતી! ભારત આવ્યાં હતાં, કલાશિક્ષણના કાર્ય અર્થે; છતાં લોકકલા માણવાની અને તેની કદર કરવાની ઉભયની સાહજિક શક્તિ જોઈને હું રાજી થયો. તેમણે મારાં પ્રમાણપત્રો બાજુએ મૂકી દીધાં અને મને દાખલ કરવાની રજા આપી; કારણ કે આ બે ચીજો પસંદ કરવા પાછળની મારી જે તળપદી કલાદૃષ્ટિ હતી, તે જ તેમને મન મોટું પ્રમાણપત્ર હતું. આ પ્રસંગની પાછળ પણ પોરબંદર પંથકના બોખીરા નામના એક નાનકડા ગામડામાંથી આવનારા અને લોકકળા જેમણે તે જમાનામાં ખૂબ ભરી ભરી પીધી હતી તે, મારા પોરબંદરના ચિત્રગુરુનો હાથ હતો! માત્ર હાથ નહીં, પણ આશીર્વાદ હતો. આમ મારા કલાશિક્ષણના બીજા શ્રીગણેશ મુંબઈમાં મંડાયા. આ પ્રસંગે મને સૌરાષ્ટ્ર-ગુજરાતની વિશિષ્ટ લોકકલાના અભ્યાસ પ્રત્યે પ્રેર્યો અને મોટપણે જ્યારે સ્વતંત્ર ચિત્રસર્જન કરતાં શીખ્યો, ત્યારે આ કલાના સંસ્કારો આપોઆપ મારા ચિત્રસર્જનમાં મૂર્ત થયા. સૌરાષ્ટ્ર-ગુજરાતની તળપદી લોકકલાઓની એક વિગત વાર યાદી મેં જુનાગઢ સાહિત્યપરિષદના કલાવિભાગના પ્રમુખ તરીકે તૈયાર કરી છપાવી જ છે. એ સમગ્ર રીતે વાંચી જતાં ભારતીય ચારૂકલા અને કારૂકલા—બંનેને તળપદી લોકકલાથી કેટલી ઉપકારક છે તેનો ખ્યાલ આવી શકશે.

જે. જે. સ્કૂલ ઑફ આર્ટસ્‌ના અભ્યાસ દરમિયાન વિદ્યાર્થી તરીકે તથા ત્યાંથી ઉત્તીર્ણ થયા પછી, કલાધ્યાપક તરીકે ભારતવર્ષનાં જુદાં જુદાં કલાધામો જોવાના મને અનેક પ્રસંગો સાંપડયા. તે દરમિયાન

હિંદનાં શિલ્પ, સ્થાપત્ય, ચિત્રકલા આદિનો પ્રત્યક્ષ અભ્યાસ કર્યો. તે દરમિયાન અંબરનાથ, ઇલોરા, અજન્તા, ઍલિફન્ટા, બાઘ, બિજાપુર, ઉદેપુર, આબુ, બેલૂર, હઠિસિંગનાં દેહરાં, નાશિક, અજમેર, નાલાસોપારા, હેલા-બીડ, રાજસ્થાન અને અન્ય કલાધામોમાં ભિન્ન ભિન્ન શૈલીનાં શિલ્પો તથા ચિત્રોનો પરિચય થયો. તેમાંથી કેટલીક કૃતિઓને રેખાંકિત કરીને મેં 'રેખાંજલિ' નામે પ્રસિદ્ધ કરી છે. અજન્તામાં બે વાર એકેક અઠવાડિયું રોકાઈને તેની કલાકૃતિઓનું આકંઠ પાન કર્યું છે અને કેટલાંક ચુનંદાં ચિત્રોની અનુકૃતિઓ પણ તૈયાર કરી છે. શ્રી ઈ. બી. હેવેલે લખેલાં ભારતીય ચિત્રકલા ઉપરનાં પુસ્તકો, આનંદકુમાર સ્વામી, ડૉ. જેમ્સ કઝિન્સ, જિનરાજદાસ, ઓ. સી. ગાંગુલી અને બીજાં કલાભ્યાસીઓનાં ભારતીય કલા ઉપરનાં લખાણોનો પણ પરિચય મેળવ્યો અને વિદ્યાર્થી અવસ્થા તથા કલાધ્યાપક તરીકે કેટલીક મૌલિક કલાકૃતિઓનું સર્જન કર્યું. બચપણની સ્મૃતિમાંથી અને વૈષ્ણવ મંદિરના વાતાવરણમાંથી કેટલીક સર્જનાત્મક કૃતિઓ જન્મી છે, તેમાં 'મારા પિતા' અને 'કૃષ્ણનામકરણ' નાં ચિત્રો ગણાવી શકાય. રાણા સુરતાનજીના ચોરાનો પેલો જયપુરી હોજ નવા જ રૂપે મારા 'વાસંતી' ચિત્રની પશ્ચાદ્-ભૂમિ બની ગયો છે અને રાજપૂત ચિત્રકલાના સંસ્કારોએ 'સંદેશ' અને 'મીરાંનો મેવાડત્યાગ'—બે ચિત્રો સરજાવ્યાં છે. તેમાંનું પહેલું ચિત્ર તો ખૂબ જ વિખ્યાત બની ગયું છે અને મુંબઈના પ્રિન્સ ઑફ વેઇલ્સ મ્યૂઝિયમમાં સચવાયેલું છે. 'મીરાંનો મેવાડ ત્યાગ' ભારત સરકાર તરફથી ચીનની રાષ્ટ્રીય સરકારને સાંસ્કૃતિક ભેટ રૂપે આપવામાં આવેલું. આ બધી સર્જનાત્મક પ્રવૃત્તિ વચ્ચે યે મારી ભારતીય કલાની ખોજ તો ચાલુ જ રહી છે. કાંગરા શૈલીનાં અને પહાડી રાજ્યોની અન્ય શૈલીઓના કૃષ્ણજીવન અને ગીત-ગોવિંદને લગતાં ચિત્રો, રાગમાલાઓ, ગુજરાતનાં પ્રાચીન શાસ્ત્રગ્રંથનાં અલંકાર-ચિત્રો, નાથદ્વારા શૈલીનાં ચિત્રો આદિ શિષ્ટ અને તળપદી ચિત્રશૈલીઓના અભ્યાસે પણ મનને સભર કરી દીધું છે અને આપણે ત્યાં જે કલાશૈલીઓ અને સંપ્રદાયો પાંગર્યાં હતાં તેનો સાદ્યન્ત અને પ્રત્યક્ષ અભ્યાસ કરવાની તક સાંપડી છે. પરિણામે વૉઇસરીગલ લૉજમાં—હાલના રાષ્ટ્રપતિભવનમાં નૃત્ય-નાટચ અને ચિત્રનાં દિવાલચિત્રો કર્યાં, અભ્યાસ દરમિયાન, તથા અધ્યાપનકાર્ય દરમિયાન હિંદભરના ભીત્તચિત્રોનો અભ્યાસ કરી ભારતીય ભીત્તિચિત્ર-નિર્માણની કલા હસ્તગત કરી. જે. જે. સ્કૂલ ઑફ આર્ટસ્‌માં પ્રિન્સિપલ સૉલોમને 'ઇન્ડિયન ડિઝાઇન'નો જે ખાસ વર્ગ ઊભો કર્યો, તેનું સંચાલન અધ્યાપક તરીકે તેમણે મને સોંપ્યું હતું. આ વર્ગમાં જ ભારતીય કલાના વર્ગોમાં સ્વતંત્ર અને મૌલિક આવિષ્કાર અર્થે અનેક યુવાન વિદ્યાર્થીઓને તાલીમ આપવાનો મોકો મળ્યો અને મુંબઈની કલાશાળાએ સારા એવા ભારતીય કલાકારોનું વૃન્દ ઉત્પન્ન થયું. તેમનાં ચિત્રો પણ મારાં ચિત્રોની સાથે ભારતમાં તેમ જ ભારત બહાર આંતરરાષ્ટ્રીય ચિત્રપ્રદર્શનોમાં પ્રશંસા પામ્યાં. વળી મારા અભ્યાસ કાળ તેમ જ અધ્યાપનકાળનો ગાળો બંગાળમાં ખાસ કરીને ભારતીય કલાના પુનરોત્થાનનો યુગ હતો. અને તેને પ્રતાપે અવનીન્દ્રનાથથી છેક નંદબાબુ સુધીની ભિન્ન ભિન્ન ભારતીય ચિત્રકારોની શૈલીઓનો જન્મ થયો હતો. કેટલાકે અજન્તાની શિષ્ટ ચિત્રશૈલીમાંથી પ્રેરણા લીધી હતી, તો બીજાઓએ બંગાળની પટચિત્ર-શૈલીમાંથી કે દેશની ગ્રામકલામાંથી પ્રેરણા લીધી હતી. આમ તળપદી અને શિષ્ટ શૈલીઓના અભ્યાસની કલાસામગ્રીનો એક નવો જ ફલકવિસ્તાર ઉપસ્થિત થયેલો હતો; અને 'રૂપમ' ઇત્યાદિ કલાવિવેચનનાં સામયિકોએ જેવો નવો પણ પ્રાચીન ભારતીય કલાભંડાર દૃષ્ટિ સમક્ષ ખુલ્લો મૂક્યો હતો, તેના પડઘા પણ દેશના કલામાનસમાં સંભળાતા હતા. વળી, આપણા સ્થાપત્યની ભિન્ન ભિન્ન શૈલીઓ અને નૃત્યકલાઓનો પણ ત્યારે અભ્યાસ શરૂ થઈ ચૂક્યો હતો. ભારતીય સંગીત એના મૌલિક સ્વરૂપે આદર પામતું જતું હતું. આ બધી પરિસ્થિતિએ ભારતીય કલા માટેની એક સર્વલક્ષી સભાનતા જાગ્રત કરી દીધી હતી અને વિષય, સામગ્રી, આયોજન અને ચિત્રશૈલી માટે પ્રેરણા લેવાની અનેક તકો ઉત્પન્ન થઈ હતી અને તેમાંથી મૌલિક કૃતિઓ ઉત્પન્ન કરવાનો પુષ્કળ અવકાશ અને તૈયારીઓ દેશમાં મોજૂદ હતાં. ઉપરાંત દેશમાં વિકસતી જતી રાષ્ટ્રીય ભાવનાએ પણ આપણી કલાનાં મુળિયાંને શોધવાની, તેના વૃક્ષવિસ્તારની કદર બૂઝવાની, અને તેની ઘટાના આશ્રયે બેસી નવનિર્માણ કરવાની ધગશ દેશના કલાકારોમાં ઉત્પન્ન કરેલી હતી. આ બધાંને પ્રતાપે કાશ્મીરથી કન્યાકુમારી સુધી અને દ્વારિકાથી છેક જગન્નાથપુરી સુધી ભિન્ન ભિન્ન મૌલિક શૈલીઓનું,

ભારતીય પરિપાટી પર, નિર્માણ થઈ ચૂક્યું હતું. તેમાં સ્વ. કનૈયાલાલ વકીલ, સ્વ. ધર્મસિંહ વ્યાસ, શ્રી રાયકૃષ્ણદાસ, રવિશંકર રાવલ અને અન્ય કલાવિવેચકો અને કલાવિદો અને કલામાસિકોના તંત્રીઓનો ફાળો અવિસ્મરણીય ગણાવો જોઈએ. સ્વ. શ્રી વકીલ તો તે સમયે 'દૃષ્ટિ' નામનું અંગ્રેજીમાં વિવેચન-સામયિક ચલાવતા અને તેઓ તથા શ્રી ધર્મસિંહ વ્યાસ 'બૉમ્બે ક્રૉનિકલ'ની કટારોમાં અંગ્રેજીમાં કલાવિવેચનો લખતા. રાયકૃષ્ણદાસજીએ બનારસમાં રહીને ખાસ્સો મજાનો 'કલાસાગર' નામનો હિંદીમાં સામયિક કલાસંગ્રહ બહાર પાડતા હતા અને તેના પ્રતાપે ભારતીય ચિત્રો અને મૂર્તિકલા ઉપર વિશિષ્ટ ગ્રંથો પણ હિંદીમાં તેમણે પ્રસિદ્ધ કરેલા. 'કુમાર' કાર્યાલય તરફથી પણ ગુજરાતી ચિત્રકલાના સંપુટો નવોદિત ગુજરાતી કલાકારોની કલાસામગ્રી સાથે બહાર પડેલા હતા. જેમાં કનુ દેસાઈ, સોમાલાલ શાહ, છગનલાલ જાદવ, રસિકલાલ પરીખ અને મારી કૃતિઓ રવિશંકર રાવલનાં ચિત્રો સાથે બહાર પડેલી અને ચિત્રકલાના થોડાક મૌલિક ગ્રંથો પણ બંગાળીમાંથી ગુજરાતીમાં અનુવાદ કરીને 'કુમાર' કાર્યાલયે બહાર પાડેલા.

આ બધા પ્રવાહો અને પ્રેરણામાંથી મેં થોડુંક આચમન જ લીધું છે અને ભારતીયકલાનો મહેલ ચણવા ધાર્યું હતું, છતાં કેવળ એક નાનકડી પણ પ્રસન્ન અને સાત્ત્વિક કુટિ જ રચી શકયો છું. એમ કરતાં કરતાં યે મારા મૌલિક ચિત્રોના પ્રદાન ઉપરાંત 'અજન્તા'માંથી લગભગ હસ્તમુદ્રાઓના અઢીસો પ્રકારોનો આલેખ-સમૂહ મુંબઈમાં રહીને તૈયાર કરેલો છે અને ત્યાંથી અધ્યાપક તરીકે નિવૃત્ત થયા પછી કાશી હિંદુ વિશ્વવિદ્યાલયમાં શ્રી રાયકૃષ્ણદાસ સાથે કાર્ય કરતાં કરતાં ભારતીય ચિત્રોની વિવેચનાના હિંદી પારિભાષિક શબ્દો શોધવાનું તેમ જ 'From Huts to Heaven' નામની દૃષ્ટિપૂર્ણ કલાકૃતિઓનો એક સમુચ્ચય સર્જન કરવામાં પણ ઉદ્યકત બનેલો છું. ભારતીય કલાની એક વિશિષ્ટતા એ છે કે ધરતી ઉપરથી એક સામાન્યમાં સામાન્ય પક્ષી, પ્રાણી કે પશુને ઉપાડી લે છે અને પછી તેને વિશિષ્ટ સ્વરૂપ અર્પી સ્વર્ગના દેવોનું વાહન બનાવી દે છે. ઝૂંપડીનો ઊંદર આમ સ્વર્ગના દેવતા ગણપતિનું વાહન બની જાય છે. ગગનવિહારી ગુરુરાજ ઉપર વિષ્ણુ સવારી કરે છે; ખેતરનો મયૂર ભગવાન કાર્તિકેયના પરિભ્રમણનું વાહન બની જાય છે અને ખેડૂતનો બળદ શિવનો નંદી થઈ જાય છે. આમ પશુ, પંખી અને પ્રાણીઓનું જે ઊર્ધ્વીકરણ આપણી કલામાં થાય છે, તે વિષયને ઉપાડીને 'કુટીમાંથી સ્વર્ગ સુધી'ના કલાસમુચ્ચયનું નિર્માણ કરેલું છે. આમ ભારતીય કલાના સતત અભ્યાસે ઈશ્વરકૃપાથી અને મારા પરમ ગુરુઓના આશીર્વાદથી મારાં ચિત્રો દ્વારા ભારતીય કલાનો પ્રત્યક્ષ સંદેશ ઇંગ્લેન્ડ, ફ્રાંસ, ચીન, થાઈલૅન્ડ આદિ દેશોમાં પહોંચાડી શક્યો છું; અને આ દેશની પણ ચિત્રવિધિઓમાં મારાં ચિત્રો આજ દિવસ સુધી સુરક્ષિત છે. આ બધીય સાધનાને સર્જન દ્વારા પશ્ચિમની કલાના જે સંસ્કારો અભ્યાસ દરમિયાન મારા પર પડયા તેનો સમન્વયાત્મક વિનિયોગ મેં કરેલો છે; છતાં ભારતીય કલાને મેં કયારેય ભ્રષ્ટ થવા દીધી નથી અને હું જે સમજયો છું તે સ્વરૂપે જાળવવા હમેશાં આગ્રહ રાખેલો છે.

છતાં આટલાં અભ્યાસ અને પ્રત્યક્ષ સર્જનથી મને સંતોષ ન હતો. તેથી મેં શ્રી નંદલાલ બોઝ પાસે જઈ ભારતીય કલા વિષે મારી ઉત્તરાવસ્થામાં જાણવાનો વિશેષ પ્રયત્ન કર્યો. છેક વિદ્યાર્થીકાળથી જ તેઓ મારી કૃતિઓ વિષે પ્રસન્નતા દર્શાવતા અને મારો રૂપાળો ચહેરો, પાતળી ડોક અને ભારતીય વેશભૂષાથી સંપન્ન મારી દેહયષ્ટિ તેમના સ્મરણમાં રહી ગયેલી તેથી તેઓ શ્રી સૉલોમન ઉપર જયારે જયારે પત્ર લખતા ત્યારે આ રીતે મારું સ્મરણ આપી વારંવાર મારી કલાપ્રવૃત્તિની પૃચ્છા કરતા. તેમને મેં લખ્યું અને ઈ.સ. ૧૯૪૨માં તેમની રજાથી હું શાંતિનિકેતન રહેવા ગયો. ડિસેમ્બર મહિનો હતો. નંદબાબુએ મને તેમની સમસ્ત ઉષ્માથી વધાવી હૂંફ આપી. એ અગાઉ તેઓ ગુરુદેવ સાથે મુંબઈ પધારેલા, ત્યારે મેં શાંતિનિકેતનમાં સાથે રહીને વિશેષ જાણવા માટે વિનતિ કરેલી; પરંતુ તેમણે મને કહ્યું "હવે તમારે વિશેષ શીખવાનું રહેતું નથી. સમય મળે તો જરૂર ત્યાં આવો. આપણે કલા અને કલાસર્જન વિષે થોડીક સાહજિક વાતો કરીશું." ત્યાં ગયા પછી રોજ અમારું મિલન અને રોજેરોજની કલાવાર્તા શરૂ થઈ ગઈ. તેઓ કેટલીક વાર તો ત્રણ ત્રણ કલાકો સુધી વાતો કરતા રહે અને એ વાતોમાંથી જ મારી ગૂંચો આપોઆપ ઉકલતી જાય! રોજના આ સાહજિક વાર્તાલાપ

દરમિયાન એક વખત તેમણે તેમના વિદ્યાર્થીઓનું ખાસ ધ્યાન દોર્યું હતું કે 'અહિવાસી કેવા સારા શ્રોતા છે!' એમનો આ સહજ ઉદ્‌ગાર એ મારે માટે પ્રમાણપત્ર જ હતું. અંતે એ શ્રાવણનો પણ એક દહાડો અંત આવ્યો અને પ્રશ્નોત્તર શરૂ થયા. તેમાં મારો એક પ્રશ્ન 'મૉડર્ન આર્ટ'—અર્વાચીન ચિત્રકલા—ઉપરનો હતો. આ પ્રશ્નથી એમના પેટનું પાણી પણ ફરક્યું નહીં. શરૂશરૂમાં તો તેમણે એ પ્રશ્નની ઉપેક્ષા કરી, પરંતુ વારંવાર જ્યારે મેં એ પ્રશ્ન પૂછ્યો ત્યારે તેમણે સૂચક ઉત્તર આપ્યો : "અહિવાસી! મને લાગે છે કે મૉડર્ન આર્ટના પ્રશ્ને તમે ગભરાઈ ગયા લાગો છો! અરે! ચોર તો ઘરમાં ઘૂસી આવ્યો છે; હવે બી'વાંથી શું થાય? તમે તમારી પિસ્તોલ તૈયાર કરો. એ પિસ્તોલ તે તમારું ભારતીય કલાચિત્ર. મૉડર્ન આર્ટના ચિત્ર પાસે તમારું આવું કે તે ચિત્ર ગયું સમજો. તમે તે લોકો સાથે નાહકના વિવાદમાં ન પડતા. એથી તેમને મહત્ત્વ મળે છે. પોતાની મૌલિકતા અને ભારતીય કલાશૈલીને વફાદાર રહેવું અને કલાસેવા અને કલાભક્તિ ચાલુ રાખવાં—અને મૉડર્ન આર્ટની ઉપેક્ષા કરવી. ભારતીય કલાસાધકો માટેનો એ જ વ્યવહારુ અને એકમાત્ર રાહ છે."

એમના પ્રશ્નથી સંતુષ્ટ થયો પણ બીજો એક પ્રશ્ન પણ પૂછવાનું મન થઈ આવ્યું. મેં કહ્યું : 'ભારતીય શૈલીનાં ચિત્રો તૈયાર કરીએ છીએ, ત્યારે પશ્ચિમની કલાશૈલીનું શરણું લેવું પડતું નથી; પરંતુ જ્યારે પૉર્ટ્રેઇટ (છવિચિત્રણકલા) ઉપર આવીએ છીએ ત્યારે પશ્ચિમની ચિત્રપદ્ધતિનો તો સહારો લેવો પડે છે, તેનું શું?" તેના ઉત્તરમાં તેમણે પહેલા કહ્યું : "હું પૉર્ટ્રેઇટ કરી જાણતો જ નથી." આથી વળી પાછી મારી મુંઝવણ વધી. પછી તેમણે ધીમેથી ડૉ. કુમારસ્વામીના એક છાપેલાં લેખની નકલ મારા હાથમાં મૂકીને મને કહે : "એ વિદ્વાનની ભાષામાં લખાયેલો છે, એટલે તમને એ નહીં સમજાય. કોઈ સારા અંગ્રેજી વિદ્વાન પાસે એને લઈ જાઓ અને તેમને હિંદીમાં તેનો તરજૂમો કરી આપવાનું કહો. હું તે વખતના શાંતિનિકેતનના હિંદી વિભાગના અધ્યક્ષ પાસે ગયો. તેમણે કહ્યું કે "મૂળમાં આ લેખ જટિલ છે અને તરત સમજાવી શકાય તેવો નથી, છતાં તેને મારી પાસે મૂકી જાઓ. હું તેનો હિંદીમાં અનુવાદ કરી તમને આપીશ."

આ લેખમાં ભારતીય કલાના હાર્દનું વિવરણ કરતાં ઉપનિષદ્‌માંથી એક દૃષ્ટાંત આપેલું હતું તે અનુસાર ઈંદ્ર અને અસુર બંને બ્રહ્મા પાસે ગયા અને 'બ્રહ્મ શું છે'—તે જાણવા બંનેએ પ્રશ્ન કર્યો. બ્રહ્માએ પાણી ભરેલી એક થાળી મંગાવી અને તેમાં બંનેને પોતપોતાના પ્રતિબિંબ જોવા કહ્યું. બ્રહ્માએ કહ્યું : "એમાં જે પ્રતિબિંબ દેખાય છે તે જ બ્રહ્મ છે." પરંતુ ઈંદ્રને તેથી સંતોષ ન થયો. પણ અસુર તો ચાલ્યો ગયો. ઈંદ્રે ફરી બ્રહ્માને પૂછ્યું : "બ્રહ્મ તો નિર્વિકાર, નિરંજન છે, ધારો કે હું મારી એક આંખ ફોડી નાખું અને તેની અંદર ફરીથી જોઉં તો મારા પ્રતિબિંબમાં ફેર પડે ને? ફેર તો વિકારશીલ વસ્તુએ બ્રહ્મ કેમ હોઈ શકે?"

આમ વારંવાર બંને વચ્ચે પ્રશ્ન અને પરિપ્રશ્ન ચાલ્યા, ત્યારે છેવટે બ્રહ્માએ કહ્યું : "પ્રતિબિંબમાં તું જે કંઈ વિકારશીલ મુખ જુએ છે તે બ્રહ્મ નથી. પરંતુ તેની પાછળ જે સ્થાયી, નિર્વિકાર, અને નિરંજન તત્ત્વ છે અને જે વડે તું તારું સ્થૂલ સ્વરૂપ અનુભવી શકે છે તે જ બ્રહ્મ છે." આ દૃષ્ટાંતને કેન્દ્રમાં રાખીને લેખમાં સમજાવ્યું હતું કે ભારતીય ચિત્રકળા વસ્તુ કે વ્યક્તિને સ્થૂલ સ્વરૂપે નથી જોતી પણ તેની પાછળ હોય છે તેને જ જુએ છે; અનુભવે છે અને પછી પોતાની સૂક્ષ્માનુભૂતિને આકાર આપવા મથે છે. બુદ્ધની સ્થૂળ મૂર્તિ તો એક જ હોઈ શકે, પરંતુ તેની ગુણમૂર્તિઓ કેટકેટલી છે? હિંદના બુદ્ધ જુદા; ચીનના જુદા; જાપાનના જુદા અને જાવાના જુદા. છતાં બુદ્ધની જે અનુકંપા, અહિંસા અને શાંતિના આત્મીય ગુણો છે, તે સર્વમાંથી સમાન રીતે વ્યક્ત થાય છે. એટલે ભારતીય પૉર્ટ્રેઇચરમાં માણસના શરીરની કેવળ સ્થૂળ મુદ્રા નહીં, પરંતુ તે શરીરની પાછળ તેનાં જે વિશિષ્ટ વ્યક્તિત્વ અને ગુણસમૃદ્ધિ રહેલાં છે તે, આકૃતિ ભલે વાસ્તવિક ન હોય તોયે, પ્રતીત થાય તો પર્યાપ્ત ગણાય. આ વાત સમજાવીને શ્રી નંદ-બાબુએ પોતાનાં ગાંધીજી ઉપરનાં ભિન્ન ભિન્ન ચિત્રો તથા રેખાંકનો બતાવ્યાં, તે બધામાં સ્થૂળ મુખ-મુદ્રાની દૃષ્ટિએ ક્યાંય સામ્ય ન હતું, છતાં તેમના વ્યક્તિત્વ અને અહિંસાભાવનાં તે ભિન્ન ભિન્ન પ્રતીક

બની ગયાં હતાં અને સહૃદયો એ કલાકૃતિ તરીકે તેમનો સ્વીકાર પણ કરેલો છે. ભગવાન બુદ્ધે પણ એક વાર તેમના મૂર્તિકારોને કહેલું : "હું જેવો દેખાઉં છું તેવો મને ન ઘડતા પરંતુ જેવો છું તેવો મને ઘડજો."

ભારતીય કલા અને છવિચિત્રનિર્માણની આવી અનેક ગૂંચોનું નિરાકરણ કરીને આપણા દેશના પ્રથમ શ્રેણીના આ કલાકાર પાસેથી परिप्रश्नेन सेवया ભારતીય કલા વિષે જાણવાનો આ રીતે અવસર મળ્યો અને વિનમ્રતા અને પ્રેમની મૂર્તિ સમા એ કલાસ્વામીએ જતાં જતાં સ્મૃતિભેટ રૂપે એક ચિત્ર કરી આપ્યું— જે આ લેખ સાથે છાપેલું છે. વળી ભારતીય કલાની શોધ કરતાં કરતાં કેટલાંક રેખાંકનો તૈયાર કરેલાં, તેમાંનાં કેટલાંકની નાની કૃતિઓ પણ અહીં પ્રત્યેક ખાસ વિભાગને મથાળે જોઈ શકાશે.

## LUGAZI AND ITS SURROUDINGS

Between Kampala and Jinja stands a small village called Lugazi. It is the same attractive spot where I had once built a nice thatched cottage to pass our week-ends. It is a land full of undulating hills that fill the place with the music of the utter silence of Mother Nature. A ring of mountains can be seen all around as one stands on this beautiful hill; fertile fields of sugar-canes can now be seen tossing their sprightly heads with the cool breeze that blows in the evening and morning.

I bought plenty of land around this favourite hill of mine and thousands of acres of land which were once barren and unproductive were gradually turned into a fertile plantation of sugar-canes. Even to this day, as one stands upon this hill, now topped by two bungalows and a finely laid-out hill garden, one can see clouds gathering upon the surrounding hills during the monsoon in the evening, making the place still more enchanting as the lightning spreads its wings of fire all around and the stillness of the evening returns with the pattering rains. The scene is not only beautiful but sublime and the place wears for a while an unearthly appearance. The noise of the factory intensifies the stillness of the falling night and peace remains undisturbed even though the hurry and bustle of industrial life has overtaken it.

(From *Dream Half-Expressed*) **—N. K. Mehta**

## ☆ ☆ ☆ પૂર્વની ચિત્રકલા : લક્ષ્ય અને ધ્યેય

**લેખક : કલાકાર શ્રી યજ્ઞેશ્વર શુકલ, એમેરિટસ પ્રોફેસર, 'વનસ્થલી' વિદ્યાપીઠ**

પૂર્વની ચિત્રકલા એટલે મુખ્યત્વે ભારત, ચીન અને જાપાનની કલા. દૂર-પૂર્વ અને મધ્ય-પૂર્વની કલા પણ વિશિષ્ટ સ્વરૂપની છે. છતાંય ભારત, ચીન અને જાપાનની કલામાં જે સ્વરૂપો પ્રત્યક્ષ થાય છે તે ચોક્કસ અને સચોટ છે.

પૂર્વની કલામાં જે એક પ્રકારની એકતા જણાય છે, તે એકતાનો મજબૂત તાંતણો ધર્મ છે. સાથોસાથ ત્રણ મહાન સભ્યતાઓનો પણ તેમાં હિસ્સો છે—ભારતીય, ગ્રીક અને ચીન. પૂર્વની કલાનો ઇતિહાસ બૌદ્ધધર્મના ઇતિહાસથી રંગાયેલો છે.

પૂર્વની કલા આદર્શમયી છે. જગતની ઉચ્ચ કલામાં આદર્શો તો હોય છે જ. છતાંય પૂર્વની કલામાં જે આદર્શો દેદીપ્યમાન છે, તેમાં એક પ્રકારની વિશિષ્ટતા છે; જેમ પશ્ચિમની કલા મોટે ભાગે વાસ્તવદર્શી છે, તેમ પૂર્વની કલા આધ્યાત્મિક છે. પશ્ચિમની કલા બાહ્ય પદાર્થોની આબેહૂબ રજૂઆત કરવામાં તેની સિદ્ધિ માને છે; જ્યારે પૂર્વની કલા પદાર્થની પાછળ રહેલા રહસ્યનું દર્શન કરાવવામાં પોતાની સાર્થકતા સમજે છે. એક મહાન કલાવિવેચકે કહ્યું છે તેમ પૂર્વની કલા આત્માનો આભાસ અને તેની અભિવ્યક્તિ છે, નહીં કે તેનું બાહ્ય સ્વરૂપ. પૂર્વના એશિયાના કલાકારોનું આ કલા ધ્યેય છે, અને એ ધ્યેય સાથે જ હંમેશાં કલાકારોનો આગ્રહ રહ્યો છે.

પશ્ચિમની કલામાં એક પ્રકારની વૈજ્ઞાનિક દૃષ્ટિ છે. વસ્તુનો આત્મા સમજવા માટે તેની પાસે પૃથ્ક્કરણની રીત છે. તેને પોતાના કાયદા અને સિદ્ધાંતો છે; પણ વિજ્ઞાનના કાયદાઓ એ કલાના કાયદાઓ નથી.

કલાકારનો પ્રકૃતિ સાથેનો સંબંધ બેવડો છે. કુદરતનો તે એકીસાથે સ્વામી છે અને ગુલામ પણ છે. ગુલામ એટલા માટે કે પ્રકૃતિને સમજવા માટે તેને ભૌતિકતાનો સહારો લેવો પડે છે; સ્વામી છે કારણ કે પ્રકૃતિનો ઉપયોગ પોતાનાં ઉચ્ચ ધ્યેયોને પ્રાપ્ત કરવા માટે તેનો સાધન તરીકે ઉપયોગ કરે છે.

ધ્યેયને પ્રાપ્ત કરવા માટે પશ્ચિમે અને પૂર્વે જુદાં જુદાં સાધનોનો ઉપયોગ કર્યો છે. પશ્ચિમે દૃષ્ટિગોચર દુનિયાને રજૂ કરવા માટે ઘણાં સાધનનો ઉપયોગ કર્યો છે. દાખલા તરીકે સઘનતાનો આભાસ કરાવવા માટે ચિત્રમાં શિલ્પજન્ય શક્યતાઓનો ઉપયોગ કર્યો છે; લયાત્મકતા માટે રેખા તથા રંગોનો; જ્યારે પૂર્વની કલામાં સાધનનો ઉપયોગ સીમિત છે. પૂર્વના કલાકારો માટે રેખા જ પૂરતી છે; જેના ઉપયોગથી જીવન-પ્રદાન કરતી સૌંદર્યની ભાવના કલાકૃતિમાં ઉત્પન્ન કરી શકે છે.

પશ્ચિમની કલામાં સાદૃશ્યતા બતાવવા માટે ધૂપછાયાનો (Chiaroscuro), 'પર્સપેક્ટિવ'- અને 'ફોરશોર્ટનિંગ'નો, સૂર્યપ્રકાશ અને રંગોની વિવિધતાનો ઉપયોગ થયો છે. દૃષ્ટાંત તરીકે રાફેલ અને મીકેલ આંજેલો, પાઓલો ઉચ્ચેલો અને રેમ્બ્રાંની કૃતિઓ. અનુક્રમે તેમની કૃતિઓ—સિસ્ટાઈન ચેપલના ફ્રેસ્કોઝ, ઉચ્ચેલોનું 'લડાઈનાં દૃશ્યો' અને રેમ્બ્રાંના 'સેલ્ફ પોર્ટ્રેઈટસ', વિન્સેંટ વાન ગોકનો 'આરલેનો પુલ'. કલાકારોની આ ખોજમાં કદાચ મૂળભૂત સંયોજનની ખૂબીઓનો ત્યાગ થયો છે. પૂર્વનો કલાકાર પથ્થરના ટુકડાની કે ધૂળના ઢેફાની ઓથે ઊભા રહેલ 'ચશ્મે નરગીસ'નો માત્ર છોડ ચીતરીને, પાર્શ્વભૂમિકાનો અને અન્ય ઉપકરણોનો ત્યાગ કરીને, ભવ્યતાનો અને જીવનની અનંતતાનો ભાસ કરાવી શકે છે. પૂર્વની કલાનો આત્મા રેખા છે. જેના ઉપયોગથી કલાકાર નાદબ્રહ્મમાં તથા ગતિમાં રહેલ વિશ્વના શાશ્વત લયનો સાક્ષાત્કાર કરાવે છે. પૂર્વની ચિત્ર-કલામાં સફેદ ભૂમિકા પર રેખાનો અને સપાટ રંગોનો પ્રયોગ થયો છે. વિષય-વસ્તુ માટે

ભાગે બૌદ્ધ, હિન્દુ, ઈરાની, ચીની તથા જાપાની છે. શૈલીમાં અજંટા, ગાંધાર, ચીની અને ઈરાની પદ્ધતિઓની અસર છે.

આ દૃષ્ટિએ ભારતીય, ચીની અને જાપાની ચિત્રકલા અભ્યાસનીય છે.

અજંટાની ચિત્રકલા ભારતીય ચિત્રકલાની વારસાગત કલાનો ઉચ્ચત્તમ નમૂનો છે. ત્યાર પછીની ચિત્રકલા ઊતરતી કક્ષાની કલા છે; આ વાત ચોક્કસ છે. એનો અર્થ એવો નથી થતો કે ભવિષ્યની ચિત્રકલા એનાથી પણ ઉચ્ચશૃંગે નહીં પહોંચે. પ્રયોગાત્મક કલા પૂર્ણતાયે કયારે પહોંચશે એ કહેવું તો અત્યારે મુશ્કેલ છે.

અજંટાની ચિત્રકલામાં રેખાનું જોમ છે. એમાં એશિયાની આદિ શૈલી દેખાય છે. તેનું ચિત્ર-સંયોજન જોરદાર છે. તેમાં લાલ, લીલા, પીળા અને સફેદ રંગોનો ઉપયોગ થયો છે. આકૃતિઓ અને ચહેરાઓમાં જીવંતપણું છે, વ્યક્તિત્વ છે. પશુપક્ષીઓનું, ખાસ કરીને, હાથીનું ચિત્રણ ઘણું જ કુશળતાવાળું અને પ્રાણવાન છે. જણાય છે કે ચિત્રકારો ચિત્રના વિષયમાં ઓતપ્રોત થઈ ગયા છે. જોશ અને લાગણીની અભિ-વ્યક્તિ તેમણે દોરેલાં ચિત્રોમાં દેખાય છે. ભીંત-ચિત્રોનું કદ, શક્તિશાળી રેખાંકન તથા ઘણાએક પાત્રોનું વ્યક્તિગત લાલિત્ય ઘણું જ અસરકારક છે. જો કે ઘણી વાર ચિત્ર-સંયોજન ગુંચવણભરેલું જણાય છે. મોટે ભાગે ચિત્ર સંયોજનમાં કાબેલિયત કરતાં સંઘર્ષનો પરિચય થાય છે. ચિત્રોનો વિષય બુદ્ધના જીવન તથા પૂર્વ-જન્મની કથાઓનો છે. આથી તે સમયના ભારતીય જીવનનું દર્શન પણ મળી રહે છે. મૃદુતા અને ધ્યાનના ભાવોનું નિરૂપણ આ ચિત્રોમાં દેખાય છે.

અજંટામાં નારી—દેહનું જે દર્શન થાય છે, તે દુનિયાના અન્ય દેશોના નારીચિત્રણમાં અજોડ છે, અદ્વિતીય છે, અનુપમ છે, શાશ્વત છે. લાવણ્યનું અહીં સંપૂર્ણ દર્શન થાય છે.

ચીની ચિત્રકલામાં ભારતીય 'ધ્યાન-દર્શનશાસ્ત્ર'ની ખૂબ જ છાપ છે. ચિત્રકલાનું માધ્યમ ઘણું જ સાદું—માત્ર કાગળ અથવા રેશમનું ફલક, કાળી શાહી અને તુલિકાઓ, ઘણા જ થોડા રંગો, રેખા કે જેમાં સ્પર્શજન્ય માધુર્ય છે, વિશ્વસનીય શક્તિ છે. રેખામાં કોમળતા છે પણ નબળાઈ નથી. લહીયાપણું તેમાં જરૂર છે, પણ સાથે સજીવતા અને હાસ્યરસ પણ છે. કુખાઈ-છીના "એડમોનીસન્સ ઑફ ધ ઇન્સ્ટ્રક્ટ્રેસ ઇન ધ પેલેસ" નામના મશહૂર ચિત્રના એક ભાગ "શ્રૃંગાર"નું સુંદર આલેખન જોઈને, કોઈ પણ રાજસ્થાની લઘુ-ચિત્રની સુંદરતાની ખ્યાલ આવે (આ કલાકાર ચોથા સૈકામાં થઈ ગયો.) આ ચિત્રકાર જેટલો મહાન હતો તેટલો જ અદ્‌ભૂત હતો. કાવ્ય, ચિત્ર અને મૂર્ખતામાં શિરોમણિ હતો. તેની પીંછીમાં નજાકત છે, લય છે. પીંછી પર કાબૂ છે, જે અજંટાના ચિત્રકારોમાં પણ જોવામાં આવતો નથી. તેની કલા પર ગ્રેકો-ઇન્ડિયન અસર જરાયે દેખાતી નથી.

પૂર્વની કલાનું પૂર્ણપણે ખીલેલું પુષ્પ તો ચીનમાં જ મળે છે, ભારતમાં નહીં. ચીનમાં જ કલાકારોનો સળંગ ઇતિહાસ પ્રાપ્ત છે, સાથે કલા-વિવેચનનો પણ. ભારતીય ચિત્રકલા મોટે ભાગે, અને ખાસ કરીને તો અજંટાની, કોઈ કલાકારની હસ્તીની સાબિતી નથી કરાવતી. એમાં આપણી વિશિષ્ટતા છે કે નહીં તે અલગ વસ્તુ છે, પણ આ હકીકત છે. જોકે મુગલ તથા રજપૂત કલાકારોનાં થોડાંએક નામ જાણવા મળે છે. મોટે ભાગે આપણી કલા anonymous છે.

યુરોપની કલા-પરંપરાનું મૂળ જેમ ગ્રીસ છે, તેમ પૂર્વની કલા-પરંપરાનું મૂળ ચીન છે.

ચીની ચિત્રકલાનો પ્રાતઃકાળ ઈ. સ. ૨૭૦૦નો છે. લેખનકલા અને ચિત્રકલાનો ઉગમ સાથે જ થયો છે. સુંદર લખાણનું (કેલિગ્રાફી) તથા ચિત્રનું મૂલ્યાંકન એકસરખું જ અંકાય છે. છતાંય બન્ને કલાને પોતાનું વ્યક્તિત્વ છે.

ચીની તથા જાપાની ચિત્ર મોટે ભાગે યુરોપના મોટા ચિત્રકારોનાં 'ડ્રોઇંગ્સ' જેવાં લાગે છે. આમાં ચીની કે જાપાનીઝ 'લૅન્ડસ્કેપ કલા'નો સમાવેશ થતો નથી. પૂર્વની ચિત્રકલામાં યુરોપીય પદ્ધતિથી થયેલાં પૂર્ણ-તૈલ ચિત્ર જેવું ક્યાંય દેખાતું નથી.

ચીની ચિત્રકલામાં છબી-ચિત્રણ (પોર્ટ્રેઇટ-પેઇન્ટિંગ) ખૂબ જ વિકસ્યું હતું. તેની શરૂઆત ઈ. સ. ૧૨૩૬માં થયેલી હોવાનું જણાય છે. કૉન્ફ્યૂશિયસના કહેવા પ્રમાણે પૂર્વજોની પૂજા ચીની સમાજનું એક મહત્ત્વનું અંગ હતું. તેથી કરીને પૂર્વજોની છબીઓનું પૂજન અને ચિત્રનો આ પ્રકારનો પ્રચાર ખૂબ જ થયો હતો. કૉન્ફ્યૂશિયસે દેશાભિમાનની ભાવનાને ખૂબ જ મહત્ત્વ આપ્યું હતું. આથી રાજા મહારાજાઓનાં ચિત્રો પણ ખૂબ જ થતાં.

ચીનમાં બૌદ્ધ ધર્મના આગમન પછી ચીની ચિત્રકલામાં ઘણા નવા પ્રવાહો આવ્યા છે. ખાસ કરીને લાઓત્ઝએ ચિત્રકલાને સ્વતંત્રતા, રોમૅન્ટિઝિમ અને દાર્શનિકતાથી રંગી છે. આ ત્રણ તત્ત્વો, ખાસ કરીને, ચીની લૅન્ડસ્કેપ કલામાં જોવામાં આવે છે.

ચીન અને જાપાનની ચિત્રકલાનાં સ્વરૂપોમાં બહુ ફેરફારો નથી. જાપાની સંસ્કૃતિનો મૂળ સ્રોત ચીન છે – કલામાં, સાહિત્યમાં, ભાષામાં તથા લિપિમાં. એટલું જ નહીં, કદાચ જાપાની પ્રજા પણ ચીની છે! એમ કહેવાય છે કે ચીનમાંથી વસ્તીનો એક જથ્થો "ગોલ્ડન-ફ્લીસ"ની શોધમાં નીકળી પડયો. અને જાપાનના ટાપુ પર આવી ચડયો! એ જે હોય તે, પણ જાપાની ચિત્રકલા પૂરેપૂરી ચીની શૈલીથી રંગાયેલી છે. સિદ્ધાંતો અને ધ્યેય પણ એક જ છે.

જાપાને મહાન ચિત્રકારો દુનિયાને આપ્યા છે – જેવા કે કાનાઓકા, કોરીન, સૈશ્યુ, સો-આમી, એઇતોકુ, સૈસો, સાનસૈત્સુ, તાન્યુ, માતાબેઈ, કોયેત્સુ, સોતાત્સુ, કાન્ઝેન, ઓકિયો, ગાન્કુ, મોરીસૈન, બુંચો, હોઈત્સુ, યોસાઈ, મોરોનોબુ, કિયોનોબુ, હારોનોબુ, કોર્યુસાઈ, શુન્સો, કિયોનાગા, ટોયોકુની, યેઈશી, ઉટામારો, હોકુસાઈ, હીરોશીગે.

આ બધા કાલાકારોની કૃતિઓને ૧૨ કાલ (પીરિયડ્સ) તથા શૈલીઓમાં વહેંચવામાં આવી છે:

૧. આરંભિક કાલ, ૨. કામાકુરા કાલ, ૩. આશીકાગા કાલ, ૪. કાનો શૈલી, ૫. ટોસા શૈલી, ૬. લોકકલા (Genere), ૭. અલંકાર શૈલી, ૮. નૂતન કલાપ્રવાહો, ૯. સાગા શૈલી, ૧૦. કોરીન શૈલી, ૧૧. ગાંકુ શૈલી, ૧૨. યુકીયોયે – રંગીન છાપ કલાશૈલી.

આ શૈલીઓમાંથી જે શૈલીઓ મહત્ત્વની છે તેનો અને તેના કલાકારોનો જ અહીં ઉલ્લેખ થઈ શકે તેમ છે.

સૈશ્યુની કલામાં (૧૪૨૦–૧૫૦૬) 'બ્રશ-સ્ટ્રોક્સ'ની ખૂબી છે; જેની કલાને ડચ કલાકાર રેમ્બ્રાંની સાથે સરખાવી શકાય. આ કલાકારે પોતાની આગવી શૈલી વહેતી કરી હતી.

સો-આમી (૧૫મો સૈકો, આશીકા કાલ) અવકાશ અને નીરવતાનો અને ધુમ્મસથી આચ્છાદિત ટેકરા-ઓનો ચિત્રકાર હતો. સૈસો પણ આ શૈલીમાં આવી જાય છે.

માસોનોબુ (કાનો શૈલી ૧૪૫૩–૧૪૯૦)ના 'બ્રશ – વર્ક'માં એક પ્રકારની ઘેરી આછી શાહીનો સુંદર ઉપયોગ થયો છે. ઉપરાંત આ ચિત્રકાર તળાવોમાં કલાકો સુધી હોડીમાં બેસીને ખીલેલાં કમળોનું ચિંતન કરતો.

યેઇતોકુ (કાનો શૈલી ૧૫૪૩–૧૫૯૦) અલંકૃત ચિત્રોનો મહાન કલાકાર હતો. તેની સરખામણી રૂબેન્સ સાથે કરી શકાય. તેણે અશ્વો, વ્યાઘ્રો, સિંહ, સર્પ તથા પ્રકૃતિચિત્રો ઘણાં દોર્યાં છે.

સાનસૈત્સુ (કાનો શૈલી ૧૫૮૯–૧૬૫૧) વર્ષાઋતુનાં ચિત્રો કરવામાં કુશળ હતો.

કોરીન (૧૬૬૧–૧૭૧૬) અલંકૃત શૈલીનો મહાન કલાકાર હતો. તેની ચિત્ર-શૈલી શુદ્ધ જાપાનીઝ લેખાય છે.

કેનઝાને (૧૬૬૩–૧૭૪૩) 'હોલીહોક્સ'નાં સુંદર ચિત્રો દોર્યાં છે.

ગાન્કુ (૧૭૪૫–૧૮૩૪) વ્યાઘ્ર, હરણ અને મયુરનાં ચિત્રો દોરવામાં હોંશિયાર હતો. તેણે પોતાની 'ગાન્કુ' શૈલી પ્રચલિત કરી હતી.

મોરીસો સેન (૧૭૪૭–૧૮૨૧) પ્રાણીઓનો ચિત્રકાર હતો. ખાસ કરીને વાનરોનો. વાનરોની પ્રત્યેક હિલચાલનો અભ્યાસ કરવા માટે આ ચિત્રકારે મહિનાઓ ઓસાકાનાં જંગલોમાં ફળ-ફૂલ પર રહીને ગાળ્યા હતા. વાનરોના ચિત્રકાર તરીકે એ અજોડ ગણાય છે.

મોરોનોબુ (૧૬૨૪–૧૬૯૫)એ પુસ્તકોમાં 'વુડ-કટ' ચિત્રો દોરવાની પ્રથા શરૂ કરી, જેમાં લખાણ કરતાં ચિત્રોને ખૂબ મહત્ત્વ આપવામાં આવ્યું. તેણે મશહૂર અભિનેતાઓનાં અને યોશીવારા શહેરની રૂપ-સુંદરીઓનાં ખૂબ ચિત્રો દોર્યા છે.

હોરોનોબુ (૧૭૧૮–૧૭૭૦)એ 'વુડ-કટ' ચિત્ર શૈલીને પૂર્ણતાએ પહોંચાડી તેનાં 'વુડ-કટ' ચિત્રો, રંગ—આયોજન માટે અભ્યાસનીય છે.

કિયોનાગા (૧૭૪૨–૧૮૯૫) રાત્રીનાં ચિત્રો દોરવામાં મશહૂર હતો. તેનાં ચિત્રોએ અમેરિકન કલાકાર વ્હીસલર પર ખૂબ જ પ્રભાવ પાડયો છે.

ઉટામારો (૧૭૫૪–૧૮૦૬) નારીસૌંદર્યનો અનુપમ ચિત્રકાર હતો. અને સ્રીપાત્રોનું સંયોજનાત્મક ચિત્ર કરવામાં જાપાનીઝ કળામાં તેના જેવી કોઈ ચિત્રકારે સફળતા પ્રાપ્ત કરી નથી.

હોકુસાઈ (૧૭૬૦–૧૮૪૯) અને હીરોશીગે (૧૭૭૯–૧૮૫૮): આ બંને કલાકારોએ 'યુકિયોયે' શૈલીને પ્રકૃતિ-ચિત્રોમાં (લૅન્ડસ્કેપમાં) ટોચે પહોંચાડી. બન્ને મહાન પ્રકૃતિ-ચિત્રકારો (લૅન્ડસ્કેપ પેઈન્ટર્સ) થઈ ગયા.

જાપાનીઝ કલાનું ધ્યેય આત્માની મુક્તિ, જ્ઞાનનો પ્રકાશ, આત્મવિજય છે. 'ઝૅન' આદર્શ, 'ટી—સેરીમની' અને ધ્યાન—આંદર્શના સિદ્ધાંતોએ પણ જાપાનીઝ કળા-ધ્યેયને સિદ્ધ કરવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

માત્ર કલા જ અંતિમ લક્ષ્ય નથી; પરંતુ સૌંદર્યપ્રાપ્તિનું તે સાધન છે. કલામાં આત્માની અનંતતાનો જ વિજય છે.

પૂર્વની કલા સમુચિત સંયોગ, સુસંગતિ, વ્યવસ્થા તથા સમૈકયની પ્રતીક છે. પૂર્વની કલા સમજવા માટે નિર્મલ ચિંતન, ગંભીર ભાવાત્મકતા તથા કલા અને જીવનની એકતા સમજાવવાની આવશ્યકતા છે.

## OUR TEMPLES

It is a sad reminder to me when I write these few lines that almost all the sacred temples I visited were physically very unclean and dirty. Their floors were covered with water and dirt and many pilgrims often slipped and fell down. Their proper control and administration are very necessary. The main streets as well as the bye-lanes were covered with heaps of filth and the great Banaras which produced the finest and most beautiful of clothes and domestic utensils almost wore a dirty appearance in her streets and temples. I wish that some of the aesthetic taste which the weavers of Banarasi *sari* show in producing those nice artistic pieces be reflected at the temples and streets and Banaras might become once more beautiful in all her spheres and walks of life.

—**N. K. Mehta**



'ફ્લાઈંગ ગાંધર્વ' : અજંતા : ૧૭ નં. ની ગુફા, વરંડાની ડાબી બાજુની ભીંત ઉપરનું ચિત્ર ૦ સમય : પાંચમો સૈકો : અનુકૃતિ : ચન્દ્રેશ્વર શુકલ ૦ સચિવાલય, મુંબઈ–મહારાષ્ટ્ર રાજ્ય.

રેખા–લાલિત્ય, ભાવાભિવ્યક્તિ અને ગતિસૂચનનું આ અણમોલ ભિત્તિચિત્ર મનાય છે. ચિત્રનાં પાત્રોને કેટલાક વિવેચકોએ ઈન્દ્ર અને અપ્સરાગણનું એક દલ આકાશમાં સંગીતના સૂરોને વહેતા મૂકતું વિચરતું, ગણાવ્યું છે. અજંતાનાં ઘણાંએક ચિત્રોનાં ફરીથી અવલોકન, મૂલ્યાંકન અને નામકરણ કરવાની ઘણી જરૂર છે. ચિત્રસંયોજનની દૃષ્ટિએ આકાશમાં ગતિનું દર્શન કરવા માટે, ચિત્રનાં બધાંય અંગોને કર્ણ–રેખાવત ગોઠવ્યાં છે. વાદળોની રચના અને આભૂષણોનું ચિત્રણ મુખ્ય પાત્રોની ગતિમાં વૃદ્ધિ કરે છે. નજદિકના પાત્રનું ત્રાંસી આંખે, પ્રેક્ષક તરફ જોવું અર્થસૂચક છે. રંગોની તાઝગી અને અજંતા ભિત્તિચિત્રની શૈલીના અભ્યાસ માટે આ ચિત્ર બહુજ મહત્ત્વનું છે. . . . . . . . . . . .



ચિત્રપરિચય : વાંગખાઈ : ‘ધ્યાન’ : સમય ૧૬૭૯ : છીંગવંશ : આ ચીની લેન્ડસ્કેઇપ–પ્રાકૃતિક દૃશ્ય કલાનું લાક્ષણિક ચિત્ર છે. ચિત્રરચના કર્ણ રેખાવત છે. ચિત્રમાં ત્રણ દૃષ્ટિકોણ છે. નીચે વહેતા ઝરણાથી માંડીને છેક પર્વતની ટોચ સુધી જોનારની દૃષ્ટિ ફરી વળે છે. ચિત્રનું વસ્તુ ‘ધ્યાન’ છે. ચિત્રમાં ઘણી ઝીણવટવાળી વિગતો હોવા છતાં નદીના કિનારેથી ચાલી જતી કેડી, વૃક્ષોની ઘટામાંથી વળાંક લેતો રસ્તો, આગળ જતાં નાનકડો પાણીનો ધોધ, અને ગિરિટોચ–આંખ બધે ફરી ફરીને નીચે નદીના કિનારે એક ઝૂંપડીમાં ચિંતનમગ્ન બેઠેલ સાધુ તરફ આવીને વિરમી જાય છે. તેમાં જ ચિત્ર સંયોજનની ખૂબી છે. ચીની લૅન્ડસ્કેઇપ–કલામાં અને ફિલસુફીમાં મનુષ્યને પ્રકૃતિનું એક નાનુ નગણ્ય અંગ માનેલું છે. એ રીતે મનુષ્યાકૃતિ ખૂબ જ નાના પ્રમાણમાં દોરાએલી છે. ચિત્રમાં આકાશમાં કોઇપણ જાતનો રંગ હોતો નથી; કારણ કે અવકાશને રંગ છે જ નહીં. પાણીને પણ રંગ હોતો નથી, માત્ર થોડીક રેખાથી તેનો પ્રવાહ બતાવાયો છે.

ચાહનો કપ લઇ જતી ઓકીટા : ચિત્રકાર : ઉટામારો : સમય : ૧૭૯૦ નો આરંભ



ઓકીટા આસાકુસા નગરની નાનીવાયા ચાહઘરની દાસી હતી. ખૂબસુરતી માટે તે મશહૂર હતી. ચિત્રમાં તેને ચાહનો કપ લઇ જતી બતાવી છે. શાંતિ અને પ્રસન્નતાની એ સાક્ષાત મૂર્તિ જેવી લાગે છે. આ ચિત્રકારે યોશીવારા શહેરની રૂપસુંદરીઓ અને ચાહઘરની લાવણ્યમયી પરિચારિકાઓમાં સુંદર લુડકટ ચત્રો કર્યાં છે. ચિત્રની ડાબી બાજુ ઉપર એક પટ્ટીમાં કવિતા લખેલી છે; તેમાં 'કાત્સુરા માયા ઝુમી' એવું ઉપનામ છે. એ કવિતાનો ભાવાર્થ એ છે કે નાનીવાયા ચાહઘરમાં વિશ્રામ લેતા યાત્રીઓ નાનીવા બંદરનાં મુસાફરોની જેમ અહીં રોકાતાં નથી. જાપાનીસ અને ચીની ચિત્રોમાં આ રીતે કેટલીકવાર કાવ્ય અને ચિત્રનો સંયોગ કરાય છે અથવા ટૂંકું સારગર્ભ લખાણ અપાય છે. ચિત્રની જમણી બાજુ કલાકારની મહોર-સીલ-છે અને સાથે તેના નામની સહી પણ છે.-ઉટામારો હિત્સુ. મૂળ ચિત્ર અબરખની ભૂમિકા ઉપર ચાર રંગોમાં છપાએલું છે.............................

## ☆ ☆ ☆ ગુજરાતના થોડાક તસ્વીરકારો (ફોટોઆર્ટિસ્ટ)

લેખક : **લેફ. કર્નલ. બલવન્ત ભટ્ટ,** બી. એસસી; એલ.એલ બી. એડવોકેટ, નિવૃત્ત સિવિલજજ, મુંબઈ

**અવકાશમાં ફોટોગ્રાફી :**

૨૦મી જુલાઈ ૧૯૬૯ના રોજ અવકાશયાન એપૉલો–૧૧ના અવકાશયાત્રીઓ પૈકી બે માનવીઓએ ચન્દ્રની ધરતી પર સૌ પ્રથમ પગ મૂકયા. ચાર માસ બાદ ૧૯મી નવેમ્બર ૧૯૬૯ના દિવસે એપૉલો–૧૨, ચન્દ્ર ઉપર ઉતર્યું. એ સિદ્ધિઓ પર મદાર બાંધી જેમ્સ લૉવેલ, ફ્રેડ હેસ અને જોન સ્વિગર્ટે ૧૨મી એપ્રિલ ૧૯૭૦ના દિને એપૉલો–૧૩માં ચન્દ્ર તરફ પ્રયાણ કર્યું. સફરના ત્રીજા દિવસે ૧૪મી એપ્રિલના સવારના ૮ કલાક ને ૩૮ મિનિટે પૃથ્વીથી ૨,૦૬,૦૦૦ માઈલના અંતરે ઊડતા ઊડતા અવકાશયાત્રીઓ લૉવેલ અને હેસ યાનની અંદરથી રંગીન દૃશ્યો પૃથ્વી પર ટેલિવિઝન માટે મોકલી રહ્યા હતા. તેવામાં સ્વિગર્ટે કાંઈક ધડાકો સાંભળ્યો. તપાસ કરતાં જણાયું કે કમાંડ મોડયુલનું એક આખું પડખું તૂટીને છૂટું પડી ગયેલું. તરત જ અવકાશયાત્રીઓએ પૃથ્વી પરના હાઉસ્ટન, ટેકસાસ, ખાતેના સફરના સંચાલકો સાથે રેડિયો દ્વારા સંપર્ક સાધ્યો. તમામ બીના જણાવી. સતત બે કલાક સુધી રેડિયો–સંદેશાની આપલે થઈ. ૧૦ કલાક ને ૩૦ મિનિટે અવકાશયાત્રીઓને પૃથ્વી પર પાછા કરવાનું ફરમાન મળ્યું.

૧૭મી એપ્રિલ ૧૯૭૦ના દિવસે (૧૧ કલાક, ૩૩ મિનિટ ને ૩૮ સેકન્ડે) અવકાશયાત્રીઓ પૃથ્વી પર પાછા ફર્યા! આ ત્રણ દિવસ તેમણે અનુપમ નીડરતા, અગાધ જ્ઞાન, અડગ ધીરજ, અને અલૌકિક બહાદુરી બતાવ્યાં.

એપૉલો ૧૧, ૧૨ અને ૧૩ના અવકાશયાત્રીઓએ કેટકેટલીયે જાતના કેમેરા વડે એકરંગી તેમ જ અનેકરંગી ફોટો-ચિત્રો અને ફિલ્મો ઉતાર્યાં છે. ચન્દ્રગ્રહના વાતાવરણ જેવા કે અતિશય ગરમી-ઠંડી ને છાયા પ્રકાશ–આંખો બાળે તેવા સૂર્ય પ્રકાશ અને અંધકારમાં ફોટોચિત્રો લીધાં છે. તેમાનાં કેટલાંક હિંદના સામયિકોમાં પ્રસિદ્ધ થયાં છે. અવકાશયાત્રીઓ અવલ દરજ્જાના તસ્વીરકારો હોય છે.

બળદગાડાની અને અવકાશયાનની મુસાફરી વચ્ચેનો ભેદ સહેજે કલ્પી શકાય છે. ચંદ્ર પર લઈ જનાર અવકાશયાન અનેક વૈજ્ઞાનિક શોધખોળો પર નિર્ભર છે. અવકાશયાનમાંથી લેવાતી તસ્વીરો અને સીનેફિલ્મોની સફળતા પાછળ પણ ઘણી વૈજ્ઞાનિક શોધખોળોનું પીઠબળ છે.

**ઈલેકટ્રૉનિક કેમેરા :**

આજના ચંદ્રયુગમાં વર્ષો વર્ષ, અરે, મહિને અને મહિને, ફોટોગ્રાફીના વિજ્ઞાનમાં અકલ્પ્ય વિકાસ થયો છે, થતો રહ્યો છે. ઈલેકટ્રૉનિક વિજ્ઞાન-શાખાની ઘણી શોધોને ફોટોગ્રાફીના સાધનોમાં અપનાવી લેવાઈ છે. દિવસે દિવસે નવીન તરેહના ઈલેકટ્રૉનિક કેમેરા યુરોપ, અમેરિકા, જાપાન અને જર્મનીમાં વેચાય છે.

હજુ ગઈ કાલ સુધી, ચિત્ર વિષય પરના છાયા-પ્રકાશ નરી આંખે જોઈ, તોળી, તસ્વીરકાર પોતાનાં જ્ઞાન અને અનુભવના આધારે, એક્સપોઝરની ગણતરી કરતો. છતાંય તે ગણતરી અંદાજે જ થતી. ધીરે ધીરે એક્સપોઝર નક્કી કરવા વિજળીના એકસપોઝર-મીટર શોધાયા. ત્યાર બાદ ફોટો-સેલવાળા મીટરો રચાયા. પણ વિજ્ઞાન એટલેથી અટકે ખરું? આજે કેમેરામાં જ ઈલેકટ્રૉનિક આંખ રૂપી યોજના મુકાઈ છે. ચિત્ર વિષય તરફ કેમેરાનો લેન્સ ધરતાંની સાથે જ છાયા પ્રકાશને અનુરૂપ એક્સપોઝરની ગણતરી આપોઆપ થાય છે, એટલું જ નહીં પરંતુ વિષય અને કેમેરા વચ્ચેનું અંતર માપી યોગ્ય ફોકસિંગ તથા ડાયાગ્રામ અને

એક્સપોઝર માટેની જરૂરી સ્પીડ–બધું જ કૅમેરાનું પેલું ઈલેક્ટ્રોનિક મગજ, ગણતરી કરી, કૅમેરાની તમામ કળો ગોઠવી આપે છે. તસ્વીરકારે તો ફક્ત, એક જ ચાંપ દબાવવાની હોય છે. સવારે કે સાંજે, તડકામાં કે છાયામાં, ઘર બહાર કે ઘરની અંદર, પૃથ્વી, અવકાશ કે ચંદ્ર પર ફોટોગ્રાફરે ફક્ત કૅમેરાને વિષય સામે ધરવાનો રહે છે–બાકીનું બધું કૅમેરા જાતે જ સંભાળી લે છે.

**કૅમેરા અને કલા-ભાવના :**

જુઓ; ફોટોગ્રાફી કેટલી સહેલી બની ગઈ છે? ફોટોગ્રાફરે કંઈ જ કરવાનું રહેતું નથી! યોગ્ય કૅમેરાને મનપસંદ વિષય સામે ધરી, એકાદ નાજુક કળ દબાવો અને તમે સુંદર ફોટો-ચિત્રનું સર્જન કરી શકશો. ઉપર વર્ણવેલી ઘણી ઘણી સુવિધાઓ છતાં સુંદર ફોટો ચિત્રના સર્જન માટે શકયતા જ છે એમ કહેવું પડે. કેમ કે આ તમામ વિજ્ઞાન અને વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ કરનાર તો છેવટ માનવી જ છે. આ સાધનો વડે ધાર્યું પરિણામ મેળવવા માટે માનવીએ એ વિજ્ઞાનની ઉચ્ચ સપાટીએ પહોંચી કામ કરવાનું રહે છે. વિજ્ઞાનનું જ્ઞાન અને વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ કરવાની જરૂરી આવડત ફોટોગ્રાફરે હસ્તગત કરવી આવશ્યક બને છે. ખરી રીતે પ્રત્યેક કલાના ચિરસ્થાયી અનોખા અને મૌલિક સર્જન માટે કલાકારનાં જ્ઞાન-ભંડોળ અને ભાવના મુખ્ય હોય છે. સાધનો સર્જકના હાથા છે. સાધનો ગૌણ સ્થાને છે. સાધનોની ઉત્તમતા કે મૂલ્ય પર ચિત્રસર્જન નિર્ભર નથી જ. કલાકારની ભાવના અને દૃષ્ટિ ચિત્રો સર્જે છે; તેની ભાવના અને દૃષ્ટિકોણના વિકાસને અનુરૂપ તેનાં ચિત્રો સર્જાય છે.

**ભારતમાં ફોટોગ્રાફી :**

ફોટોગ્રાફીનાં જ્ઞાન અને ઉપયોગની જરૂરિયાત કોઈને સમજાવવી પડે તેમ નથી. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ફોટોગ્રાફીને ઓછેવત્તે અંશે સ્થાન છે જ. ભારતમાં પણ ફોટોગ્રાફીનો વિપુલ ઉપયોગ થાય છે. પણ ફોટો-ગ્રાફીનું વૈજ્ઞાનિક અને વ્યવસ્થિત જ્ઞાન આપવાનો કોઈ પ્રબંધ આપણા કેળવણીકારો, કેળવણીની સંસ્થાઓ કે સરકારે હજુ સુધી કરી નથી. ફોટોગ્રાફીનાં અંગ્રેજી પુસ્તકો કે સામયિકો વાંચી, જોઈ અને ફોટોગ્રાફીના અખતરા કરી, ભારતીય ફોટોગ્રાફરો ચિત્રો ઉપજાવે છે. તેમાંય અનેક જાતના અવરોધો આવે છે. છેલ્લામાં છેલ્લી શોધોનો લાભ ભારતના ફોટોગ્રાફરોને મળતો નથી. અવનવા પ્રકારના કૅમેરા, ફિલ્મો, ફોટોગ્રાફીના કાગળો અને રસાયણો ભારતમાં અપ્રાપ્ય છે. ટૂંકમાં કહીએ તો ચંદ્રયુગમાં અવકાશયાનના ઉપયોગને બદલે આપણા ફોટોગ્રાફરો બળદગાડાનો ઉપયોગ કરીને ફોટો-ચિત્રો ઉપજાવે છે. તો પણ ભારતના ફોટોગ્રાફરોની ચિત્રદૃષ્ટિ કોઈ રીતે ઉતરતી નથી. પરદેશના પ્રદર્શનોની ખુલ્લી હરિફાઈમાં ભારતનાં ફોટોચિત્રો સારી સંખ્યામાં ઈનામને પાત્ર ઠરે છે.

**ગુજરાતના તસ્વીરકારો :**

ઉપરની પશ્ચાદ્‌ભૂમિ ખ્યાલમાં રાખી ગુજરાતના કેટલાક ખ્યાતનામ ફોટો-કલાકારો અને તેમની કલાનો ટૂંકો પરિચય આપવાનો આ નમ્ર પ્રયાસ છે.

છેલ્લાં ત્રીસ પાંત્રીસ વર્ષમાં મુંબઈ અને અમદાવાદે ઉચ્ચ કોટિના ફોટો-કલાકારોનો સારો ફાળો આપ્યા છે. તેમાં મુંબઈના શરૂ શરૂના સ્વ. જે. એન. ઉનવાળા, સ્વ. નગીનદાસ નાલાવાલા, સ્વ. ખારેઘાટ, ડી. આર. ડી. વાડિયા, કાર્લ ખંડાલાવાલા અને આર. આર. ભારદ્વાજનો સમાવેશ થાય છે. અમદાવાદના ચંદુ-લાલ શાહ, સદ્‌ગત ધ્રુવકુમાર એન્જીનિયર, દત્તા ખોપકર, કેશુ ખોપકર, બરજોરજી ફનીબંદા, મફતલાલ દુધિયા, શ્રીરામ ભટ્ટ, પ્રાણલાલ પટેલ, કસ્તુર શાહ, સુરેન્દ્ર પટેલ અને બલવંત ભટ્ટનાં નામો ગણાવી શકાય.

ગુજરાતની ફોટોગ્રાફી અને ફોટોગ્રાફરોનો ઇતિહાસ રોમાંચક અને રસપ્રદ છે. તેનો સંપૂર્ણ ખ્યાલ આપવા જઈએ તો પુસ્તક ભરાય. તેમાંના બેચાર તેજસ્વી તસ્વીરકારો તેમની યશસ્વી કારકીર્દિ અને ફોટોચિત્રો વિષે આ નાનકડા લેખમાં થોડોક નિર્દેશ કરવામાં આવે છે. ગુજરાતી કલાકારોના સમુદાયને બે મુખ્ય વિભાગમાં ગોઠવી શકાય. શોખથી ફોટોગ્રાફીની ઉપાસના કરનારા અને બીજા વ્યવસાયી તસ્વીરકારો. તેમાંય વળી બે વિભાગ પડાય. ઉચ્ચ કેળવણી પામેલા અને થોડું ભણેલા. તદ્ઉપરાંત પણ એક ભેદ તેઓમાં તરી આવે છે. તેમાંના થોડા પૈસાપાત્ર અને સુખી કુટુંબના છે, જ્યારે બીજા કેટલાક શ્રમજીવી અને સમાજના નીચલા થરના છે. છતાં આ તમામ ભેદો તેમના અરસપરસના વ્યવહાર અને ભાઈચારાની આડે આવતા નથી. તેઓ કલાસાધનાના એક દોરે બંધાયેલા છે. સર્વમાં કલાની તીવ્ર અભિરુચિ છે. ફોટોગ્રાફીના શોખે તેમને કલાના પૂજારી બનાવ્યા છે; અને તેઓ તેમાં પારંગત છે. પરંતુ પ્રત્યેક કલાકારની કૃતિ, તેના સંસ્કારનું પ્રતિબિંબ, તેમનું આગવું વ્યક્તિત્વ અને મનોવિચાર છતાં કરે છે.

**મુંબઈના કલાકારો :**

સામાન્ય પારસી કુટુંબના સ્વ. જહાંગીરજી ઉનવાલાએ જીવનભર મુંબઈના શૅરબજારમાં ધંધો કરેલો. ફોટોગ્રાફી તેમનો શોખનો વિષય હતો. સ્વ. નગીનદાસ નાલાવાલા ભાટિયા કુટુંબના કૅમેરા અને ફોટોગ્રાફીનાં અન્ય સાધનોના શ્રીમંત વેપારી હતા. કાર્લ ખંડાલાવાલા ખ્યાતનામ બેરિસ્ટર છે. છેલ્લાં દશ વર્ષ ઉપરાંતથી કસ્ટમ ખાતાના મુંબઈના કાયમી કાઉન્સિલર અને મુખ્ય ઍડવોકેટ તરીકે કામ કરે છે. કાર્લની કલાસૂઝ અનોખી ભાત પાડે છે. સારા કલાવિવેચક છે. યુવાવસ્થામાં પેપર નેગેટિવના ખેરખાં તરીકે જાણીતા બનેલા. 'Witch Woman of Manori' નામની કૃતિએ તેમને ફોટોગ્રાફીના ક્ષેત્રમાં બ્રિટિશ એમ્પાયર ચૅમ્પિયનશીપ અપાવેલી. ખંડાલાવાલા ભારતના લલિતકલા ઍકેડૅમીના વાઇસ – પ્રેસિડેન્ટ છે. તેમણે ભારતીય કલા-વિવેચનનાં ચાર પુસ્તકો લખ્યાં છે. ભારદ્વાજ ધંધાધારી ફોટોગ્રાફર છે; પણ દુકાન લઈને બેઠા નથી. જુદાં જુદાં ક્ષેત્રની ફોટોગ્રાફી ઑર્ડરથી કરી આપે છે.

**અમદાવાદના કલાકારો :**

અમદાવાદના કલાકારો અપવાદ બાદ કરતાં, મધ્યમ વર્ગના, મૅટ્રિક સુધી ભણેલા, અને ધંધાર્થી તસ્વીરકારો છે. શ્રી ચંદુલાલ શાહ અમદાવાદમાં કાપડના મોટા વેપારી છે. શોખથી ફોટોગ્રાફી કરે છે. પોર્ટ્રેટ ફોટોગ્રાફીના ઉસ્તાદ છે. બ્રિટનની રોયલ ફોટોગ્રાફિક સોસાયટીના ચંદુભાઈ ફેલો છે. સદ્ગત ધ્રુવકુમાર એન્જીનિયર લેન્ડલોર્ડ હતા. બહુવિધ વિષયોની ફોટોગ્રાફી કરતા. ખોપકર ભાઈઓ, દુધિઆ અને શ્રીદામ ભટ્ટની જોડી, સુરેન્દ્ર પટેલ અને પ્રાણલાલ પટેલ વ્યવસાયી તસ્વીરકારો છે. સુરેન્દ્ર પટેલ ફોટોગ્રાફીના વિવિધ ક્ષેત્રોમાં અખતરા કરવાના શોખીન છે. ફોટોગ્રાફીની ટેકનિકનું તેમને અચ્છું જ્ઞાન છે. 'નિહારિકા': ધ ક્લબ ઑફ ગુજરાત પિક્ટોરિઆલીસ્ટ્સના મંત્રી તરીકે ઘણા વર્ષોથી તેઓ સેવા આપી રહ્યા છે. પ્રદર્શન યોજવામાં અને ગોઠવવામાં તે નિષ્ણાત છે. હાલમાં અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશનના સંસ્કાર-કેન્દ્રમાં ફોટોગ્રાફર તરીકે કામ કરે છે.

ગામડાના ગરીબ પટેલને ઘેર જન્મ લઈ પ્રાથમિક શાળાના શિક્ષક તરીકે શ્રી પ્રાણલાલ પટેલે જીવન-વ્યવસાય શરૂ કરેલો. પરંતુ અંતરના કલાપ્રેમે તેમને ફોટોગ્રાફી તરફ આકર્ષ્યા. મુરબ્બીઓ અને મિત્રોને પૂછી પૂછી, બીજાનું કાર્ય જોઈ, અથાગ પરિશ્રમ વેઠી, સ્વબળે ફોટોગ્રાફી કરવા માંડી. છાપાની ફોટોગ્રાફી હરિફાઈમાં ઇનામો મળતાં તેમને અજબ પ્રોત્સાહન મળ્યું. શિક્ષકની નોકરી તજી ધંધાધારી ફોટોગ્રાફીના ક્ષેત્રમાં ઝંપલાવ્યું. વ્યવસાયમાં ફાવટ આવતાં થોડા જ વર્ષોમાં અમદાવાદમાં સારી નામના મેળવી. મુખ્યત્વે આઉટડોર ફોટોગ્રાફી

કરે છે. તેમનો ગ્રેજ્યુએટ પુત્ર આનંદનો પણ તેમને સારો ટેકો અને સાથ સાંપડયાં છે. જતે દિવસે 'બાપ કરતાં બેટા સવાયા'—એ ઉક્તિને આનંદ સાચી ઠરાવશે.

પ્રાંતીય સ્વરાજ્યના દિવસોમાં મહાત્માજીની દારૂબંધીની હાકલ પડતાં અમદાવાદની દારૂની દુકાનો સદંતર બંધ થઈ. અમદાવાદમાં રેલવેપુરામાં સ્ટેશન સામેના ફ્નીબંદા બિલ્ડિંગમાં આવેલી બરજોરજીની વિલાયતી દારૂની દુકાન બંધ પડી. તેમણે તે ધંધો છોડી દીધો અને બીજા વ્યવસાયની શોધમાં મુંબઈ ચાલ્યા ગયા. એક વખતના દારૂના વેપારી બરજોરજીને નાનપણથી જ ફોટોકલાનો શોખ. પારસી કોમને સુલભ એવી સ્વચ્છતા ફ્નીબંદાની તસ્વીરોમાં આંખે ઉડીને બાઝે. બ્રિટનની ફોટોકલાના તે પૂરેપૂરા હિમાયતી. પાશ્ચાત્ય ફોટોગ્રાફીનું અનુકરણ કરવા પણ ફ્નીબંદા સાહેબ આકર્ષાયા. થોડાં પણ સુંદર ફોટોચિત્રોના સાહેબ સર્જક છે. ફોટોકલાના અઠંગ વિવેચક. અમદાવાદની 'નિહારિકા' અને મુંબઈની ફોટોગ્રાફિક સોસાયટી ઑફ ઇન્ડિયાના તે ઘણા વર્ષો સુધી પ્રમુખ રહેલા. પી. એસ. આઈ.ના માસિક 'ક્લિક'ના તંત્રી પણ બનેલા.

**ફોટોગ્રાફીના બેતાજ બાદશાહ શ્રી ભારદ્વાજ:**

ગુજરાતના ફોટોગ્રાફરોમાં શ્રી આર. આર. ભારદ્વાજ સૌથી મોખરે છે. ભારતભરમાં તેમની જોડીનો તસ્વીરકાર ખોળ્યો જડે તેમ નથી. તેમની આંખ, મન અને કેમેરાની ચાંપ એ ત્રણ વચ્ચે અનુપમ એકરાગ અને અનોખું ઐક્ય-સંધાન છે; એ ત્રણે સાથે જ કામ કરે છે. ભારદ્વાજની દૃષ્ટિમાં ભારતીય સંસ્કૃતિ સભર છે. તેમની આગવી ચિત્ર-પસંદગીમાં કલાકારના કોમળ હૃદયના ધબકારાનો ધ્વનિ સંભળાય છે. તેમની કલાના નમૂનાઓની છાયા-પ્રકાશની રચનામાં ઘેરા અંધારાનાં પડો અને આંખ આંજી દેતા શ્વેત પ્રકાશિત તેજના સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્તરો સમાવાયા છે. લાગણી અને ભાવનાના તે ઉસ્તાદ છે. બાળકની નિર્દોષતા, વિદ્યાર્થીઓની ક્રીડા, યુવાન યુવતીની પ્રેમભાવના, પ્રૌઢોના હાવભાવ, વૃદ્ધની એકલતા અને નિર્બળતાનાં પ્રતિબિંબો શ્રી ભારદ્વાજનાં સર્જનમાં હૂબહૂ રજૂ થાય છે. પૃથ્વીના સર્વ જીવો એમના કેમેરાનું લક્ષ્ય બને છે. માનવીની પાછળ ઘેલા, છતાં તેઓને સ્થળચર, જળચર અને નભોચર પ્રાણી પંખી માટે એટલો જ પ્રેમ છે. ધરતી પર નજરે પડતા અન્ય નિર્જીવ પદાર્થોનાં અનેરાં સ્વરૂપોને ભારદ્વાજ ફિલ્મના ટુકડામાં કંડારે છે. સારા જગતના સરી જતા ભાવોને તેમની કલા શાશ્વત સ્વરૂપે રજૂ કરે છે.

**ભારદ્વાજની જીવન ઝરમર**

અડસઠ વર્ષના યુવાન કલાકાર ભારદ્વાજે લાહોરમાં મૅટ્રિક સુધીનું અક્ષરજ્ઞાન મેળવી લાહોરની આર્ટ સ્કૂલમાં અભ્યાસ સાથે આપમેળે ફોટોગ્રાફીનું પ્રકીર્ણ જ્ઞાન મેળવ્યું. સને ૧૯૨૩માં સરકારી સર્વે ખાતામાં ફોટોગ્રાફરની નોકરીથી જીવનની શરૂઆત કરી. પરંતુ ટૂંક સમયમાં નોકરીને તિલાંજલિ આપી લાહોરમાં ફોટોગ્રાફીનો સ્ટુડિયો ખોલ્યો. તેમનાં કલા અને જ્ઞાનથી પ્રભાવિત થઈ, સને ૧૯૩૭માં અમેરિકન કોડાક કંપનીએ તેમને મોટા પગારથી ભારત ખાતે કંપનીની ફિલ્મના પ્રદર્શક નીમ્યા. નોકરીના થોડાં વર્ષો બાદ, ભારદ્વાજે સ્વતંત્ર ફોટોગ્રાફર તરીકે કારકિર્દી શરૂ કરી. આજે પણ એ જ દરજ્જાથી જીવન વિતાવે છે.

કાશ્મીરથી કન્યાકુમારી અને દિબ્રુગઢથી દ્વારિકાના ખૂણે ખૂણા ખુંદી, ભારદ્વાજની નજરે કરોડો ચિત્રો નિહાળ્યાં છે; અને એક લાખ કરતાં પણ વધુ ફોટો-ચિત્રો સર્જ્યાં છે. દુનિયાભરના ફોટોકલાના ઉપાસકોમાં આટલો મોટો પાક ઉતારનાર બીજો લક્ષાવધિ કલાકાર ભાગ્યે જ જડશે. ફોટોગ્રાફીના બેતાજ બાદશાહ ભારદ્વાજે કલાની ઉપાસના માટે આજીવન ફકીરી લીધી છે. અર્થ તેમને મન સાધન છે; સાધ્ય નથી. કલા-સાધના એ જ ભારદ્વાજનું જીવન લક્ષ્ય છે.

**ગુજરાતની કલા**

પૃથ્વીની સપાટી પર કે પેટાળમાં અસ્તિત્વ ધરાવતાં જીવંત કીટ, પ્રાણી, પક્ષી ને માનવોથી માંડીને નિર્જીવ ઝાડ, પાન, રેતી, પથ્થર, પાણી, બરફ કોઈ પણ પદાર્થ ફોટોગ્રાફીનું લક્ષ્ય છે. કલાકારનું મન પોતાની રુચિ મુજબ ચિત્ર-વિષયની પસંદગી કરે છે અને પોતાનાં જ્ઞાન તથા કારીગરીને અનુરૂપ ચિત્ર-સર્જન થાય છે. ગુજરાતના તસ્વીરકારો અન્ય દેશોની ફોટોગ્રાફીનું આંધળું અનુકરણ કરતાં નથી. પણ તેના અભ્યાસથી દૃષ્ટિ કેળવી ગુજરાતનાં જ કળા, સમાજ અને સંસ્કારનું અનોખું આગવું સ્વરૂપ સમજી, તેના હાર્દને ચિત્રોમાં ઉતારે છે. ઉદાહરણરૂપે ગુજરાતના કલાકારોના પાંચ નમૂના દ્વારા એમની ફોટોકલાની ઝાંખી કરાવવાનો આ નમ્ર પ્રયાસ છે.

**'ડાંગી નૃત્ય'**

ગુજરાતના જીવનમાં લોકનૃત્યનું અનેરું સ્થાન છે. તેમાં સામૂહિક જીવન પ્રતિબિંબ થાય છે. શ્રી ભારદ્વાજના 'ડાંગી નૃત્ય' ચિત્રમાં સ્ત્રી-પુરુષના સહજીવન અને આનંદની પ્રતિતી થાય છે. ખુલ્લા મેદાનમાં સમી સાંજે, આથમતા સૂર્ય પ્રકાશમાં, નૃત્ય કરતાં યુવાન-યુવતીઓને નિહાળતો લોકસમૂહ ચિત્રમાં નજરે પડે છે. મંદ મંદ હવાથી ઉડતા ધૂળના ગોટાઓ નૃત્યની ગતિનો તાદૃશ્ય ચિતાર આપે છે. મુખ પરના બદલાતા ભાવો અને ત્વરાથી સરી જતા અંગન્યાસોને ફોટોગ્રાફી એટલી જ ત્વરાથી ઝડપે છે. 'ડાંગી નૃત્ય' એનો ઉમદા નમૂનો છે.

**'ગોષ્ઠી'**

શ્રી દત્તા ખોપકરના 'ગોષ્ઠી' ચિત્રમાં બે બહેનપણીઓ અન્તરમાં છુપાયેલી વાતોની આપલે કરતી જણાય છે. મારવાડી કોમની સ્ત્રીઓના સાડલા, કાંચળીની ફૅશન, આભલાંના નમૂના, બનાવટ, ડિઝાઈનો, નાકની નથણીઓ, ગળાની કંઠીઓ, બાવડાં કાંડાના કંગનો, આંગળીની અંગુઠીઓ વગેરે ભાત ભાતના રૂપ-શૃંગારની સામગ્રીઓનો ચિત્ર સ્પષ્ટ ખ્યાલ આપે છે. વાસ્તવિક ફોટો કલાના આ સુંદર નમૂનામાં હૃદયના ગૂઢ ભાવ પણ સચોટ સ્વરૂપમાં કલાકારે 'ગોષ્ઠી'માં ઉતાર્યા છે. ગુજરાતના ફોટોગ્રાફરોની પહેલી હરોળમાં શ્રી દત્તાને સ્થાન છે. તેમણે દૃશ્યચિત્રો, પોર્ટ્રેટ, સ્ટુડિઓ અને આઉટડોર ફોટોગ્રાફી ઉપરાંત સમાચાર ફોટો-ગ્રાફીમાં હાથ જમાવ્યો છે. સને ૧૯૪૯ની સાલમાં મુંબઈમાં જૂહુ ખાતાને મહાત્મા ગાંધીની સાયં-પ્રાર્થનાના વિવિધ પ્રસંગોના શ્રી ખોપકરે લીધેલા અઠ્ઠાવીસ ફોટોગ્રાફોનો સંપુટ અમૂલ્ય છે.

દત્તાના કનિષ્ઠ બંધુ કેશુભાઈ દૃશ્ય-ફોટોગ્રાફીમાં પારંગત છે. રોયલ ફોટોગ્રાફિક સોસાયટી ઑફ ગ્રેટ બ્રિટને લેન્ડસ્કેપ-ફોટોગ્રાફી વિષયનાં તેમનાં ચિત્રો ઉપર તેમને ફેલોશિપ એનાયત કરી છે.

**'શ્રમજીવી'**

'શ્રમજીવી'ના સર્જક સદ્‌ગત શ્રી ધ્રુવકુમાર એન્જીનિયર ગુજરાતની સંસ્કાર-સંપન્ન નાગર જ્ઞાતિના શ્રીમંત કુટુંબના નબીરા હતા. અમદાવાદના એલિસબ્રિજ નામના પુલના બાંધકામમાં ધ્રુવકુમારના પિતામહ શ્રી હિંમતલાલે પાયાની કામગીરી બજાવેલી એ ભાગ્યે જ ગુજરાત જાણતું હશે. ધ્રુવકુમારે ફોટોગ્રાફીનાં અનેક ક્ષેત્રોમાં હાથ જમાવેલો. સ્વભાવે શોખીન જીવડા અને તેમાં શિકારનો શોખ. એટલે પૂછવું જ શું? કુદરતમાં ભમવાની ટેવને લીધે, તેમની તીક્ષ્ણ નજર નજદિકથી દૂર–સર્વ અંતરે ચિત્રો નિહાળતી. ભારત અને ભારત બહારના અનેક ફોટોગ્રાફીનાં પ્રદર્શનોમાં તેમણે ઈનામો જીત્યાં છે. 'શ્રમજીવી' ચિત્રમાં અનાજની ગુણોની થપ્પીઓ આડે બેચાર ગુણોના ઢગ પર બેસી બીડીની લહેજત માણતો મારવાડી મજૂર દૃષ્ટિ સમક્ષ

ખડો થાય છે. પાછળથી આવતા તીરછા સૂર્ય પ્રકાશમાં લીધેલ ચિત્રની મુખ્ય વસ્તુની આજુબાજુ રજતરેખા અંકાઈ છે ને વિષમ પશ્ચાદ્‌ભૂમિથી બહાર ઉપસી આવે છે. ફોટો-ટેકનિક પરનો ધ્રુવકુમારનો કાબૂ ચિત્રમાં સ્પષ્ટ દેખાય છે. ચિત્રની તમામ વસ્તુઓની ટેક્ષ્ચર–texture-આંખે ઊડીને બાઝે છે. છાયાપ્રકાશને બંધબેસતું એક્સ્પોઝર આપી, યોગ્ય ડેવલપમેન્ટથી, આદર્શ નેગેટિવ ઉપજાવી છે. અને નેગેટિવની પારદર્શકતા પિછાની તેને અનુરૂપ ગ્રેડના પેપર પર એન્લાર્જમેન્ટ કરવાથી ચિત્રમાંના તમામ રંગભેદ — tones જળવાયા છે. જર્મનીના રોલિફ્લેક્સ કેમેરા વડે લેવાયેલાં ચિત્રોની સારા જગતની હરીફાઈમાં 'શ્રમજીવી' ચિત્ર ઉચ્ચ સ્થાન પામેલું અને એક હજાર ડ્યૂશમાર્ક્સનું ઇનામ જીતી ગયેલું!

**'મળસ્કે અભ્યાસ' :**

ગુજરાતની વણિક કોમોએ જીવનના એક એક અંગને સ્પર્શતા ધંધા હસ્તગત કરેલા છે. જૈનો કાપડ ઉદ્યોગમાં મોખરે છે, લોહાણાઓએ નાણાંવ્યવસાય પોતાના હસ્તક લીધો છે. પંચાલો લોખંડનાં અનેક કારખાનાંઓ ચલાવે છે. દૂધદહીંના વેપારમાં મોદીની મોનોપૉલી છે. 'મળસ્કે અભ્યાસ'ના સર્જક મફતલાલ દૂધિયાનો જન્મ મોદી કુટુંબમાં થયેલો. નાનપણથી સંગીત અને કલાનો શોખ. બાપદાદાની દુકાને બેસી દૂધદહીં વેચવાને બદલે કેમેરા ખભે લટકાવી, ફોટો-ચિત્રો ઉપજાવવાનું તેમને વધુ પસંદ. એકના એક પુત્ર મફતલાલે વારસામાં મળેલ દૂધનો ધીકતો ધંધો વિધવા બહેન અને ભાણાઓને સોંપી, પોતે ભટકતા કલાકાર બન્યા. સદ્‌ભાગ્યે લંગોટિયા દોસ્ત શ્રી જ્યંતિલાલ ભટ્ટ, ગુજરાતના જાણીતા ચિત્રકાર અને શ્રી અરવિંદ આશ્રમનિવાસી કૃષ્ણલાલ ભટ્ટના નાનાભાઈ, જે કલાક્ષેત્રમાં શ્રીદામ ભટ્ટના નામે જાણીતા છે, તેમના સહયોગથી 'ચિત્રા સ્ટુડિયો' કાઢી મફતલાલે ફોટોગ્રાફીના વ્યવસાયમાં ઝંપલાવ્યું.

શ્રી મફતલાલની કલાને અનોખું પાસું છે. તેમના ચિત્ર-વિષયો વિવિધ અને મૌલિક હોય છે. અખતરાના રસિયા છે. Photo montage તેમને આસાન છે. કલાસર્જન માટે તેમનું હૃદય તલસે છે. પરંતુ વાતાવરણ અને સંજોગોના તેઓ કેદી છે. મુક્ત વિહાર તેમને માટે દુષ્કર બન્યો છે. તેમ છતાં વર્ષમાં બે, ચાર, છ પ્રથમ શ્રેણીનાં ચિત્રો સર્જે છે અને પ્રદર્શનોમાં ઇનામો જીતે છે. તેમનાં ચિત્રોમાં કલ્પના મૂર્તિમંત થાય છે. વેદપુરાણોના સમયના ગુરુકુલમાં દિવેલના કોડિયાના ઝીણા પ્રકાશમાં વેદાભ્યાસ કરતા બાળબ્રહ્મચારીની કલ્પના મનમાં ઉદ્‌ભવતાં મફતલાલે 'મળસ્કે અભ્યાસ' ચિત્ર સર્જ્યું. સો વર્ષ ઉપર ગુજરાતનાં ઘરોઘરમાં વપરાતી જૂની પુરાણી લાકડાની ઘોડી પર બળતા દિવેલના કોડિયાના આછા અજવાળામાં વહેલી સવારે નાહીધોઈ, પ્રાર્થના બાદ, પોથીનાં પાનાં વાંચતા બાળનું આ ચિત્ર વિદ્યાર્થીની ધ્યાનસ્થ દશાનો હૂબહૂ ચિતાર આપે છે. ચહેરા પરની આહ્‌લાદક એકાગ્રતા મનોરંજન કરે છે. ચિત્રઆયોજન અને છાયાપ્રકાશની રચના આકર્ષક છે; અને ચિત્ર વસ્તુને ઘનસ્વરૂપમાં રજૂ કરે છે. જોનાર ચિત્ર જોતાં થાકતો જ નથી.

**તળાજાના દરવાજે :**

સૌરાષ્ટ્રના ભાવનગર જિલ્લાના શત્રુંજય પર્વતની સરખામણીમાં બચૂકડી એવી તળાજાની ટેકરી ઓછી જાણીતી, પણ રમ્ય છે. પાદરમાં વહેતી તળાજી નદીનાં કાંઠે બસોત્રણસો ફુટ ઊંચી ટેકરી પર તળાજા નામનું નાનું ગામ વસેલું છે. અસલ ભાવનગર રાજ્યમાં દરિયાકાંઠે આવેલું 'ગોપનાથ'ના મંદિરનું તળાજા પ્રવેશદ્વાર ગણાય છે. ગુજરાતના ગામડાના પ્રતીક સમા ગોમાતા અને પનિહારી 'તળાજાના દરવાજે' ચિત્રનાં મુખ્ય લક્ષ્ય છે. છતાં કલાકાર બલવંત ભટ્ટે ગામડાનું અન્ય વાતાવરણ ઠીક ઠીક સ્વરૂપમાં ઝડપ્યું છે. સને ૧૯૩૦ની સાલમાં દસ રૂપિયે વેચાતા આગ્ફા કંપનીના બૉક્સ ટેન્ગૉર કેમેરા વડે ૩૫ મિલિમીટરની ફિલ્મ પર લીધેલ આ ચિત્ર સુંદર સર્જનમાં સાધનની કિંમત કરતાં કલાકારની વેધક દૃષ્ટિની અગત્યતા પુરવાર કરે છે.

## ☆ ☆ ☆ शिल्पाचार्य श्री अवनीन्द्रनाथ ठाकुर

**श्रीयुत् शंकरदेव विद्यालंकार, प्राध्यापक – गुरुकुल महिला कॉलेज, पोरबंदर**

"जब मैं यह सोचता हूँ कि बंगदेशमें सर्वोत्तम समादरका अधिकारी कौन है, तब मेरे मनमें स्वयंमेव सर्वप्रथम अवनीन्द्रनाथका नाम आता है। उन्होंने देशको आत्मदैन्यके पापसे बचाया है। उन्होंने भारतको अपमानके गर्तसे उठाकर, उसको पुनः उस स्थान पर प्रतिष्ठित किया है, जिसका वह अधिकारी था। मानव-जातिकी उदात्त उपलब्धियोंमें, अपने प्रदानके जिस अंशको भारतवर्षकी ओरसे प्रस्तुत किया जाना था, उसे अवनीन्द्रनाथने स्वीकृत कराया है, उसको मान्यता दिलवाई है। भारतकी कला-चेतनाके पुनः प्रबोधनसे देशमें नवीन युगका अरुणोदय हुआ है। वह अवनीन्द्रनाथ ही है, जिसके समीप समग्र भारतने अपने पाठ नए सिरेसे सीखे हैं। अवनीन्द्रनाथकी उपलब्धियों द्वारा बंगदेशने अपना गौरवपूर्ण स्थान प्राप्त किया है।"

– रवीन्द्रनाथ ठाकुर

* * *

ठाकुर-परिवार सारे बंगदेशमें अपने आभिजात्य, शील, विद्या-वैभव और शुभ-संस्कारोंके लिए विख्यात है। लक्ष्मी और सरस्वती दोनोंकी ही इस कुटुम्ब पर बड़ी कृपा रही है। इसी ठाकुर-कुटुम्बमें महर्षि देवेन्द्रनाथ ठाकुरके पौत्रके रूपमें ७ अगस्त सन् १८७१ को, जन्माष्टमीके दिवस, अवनीबाबूका कलकत्तेमें जन्म हुआ। इनके पितृदेव श्री गुणेन्द्रनाथ ठाकुर बड़े रसदर्शी और गुणज्ञ महानुभाव थे। कवीन्द्र रवीन्द्र अपनी जीवन-स्मृतिमें उनका शब्द-चित्र उठाते हुए लिखते हैं–

"सौन्दर्य-बोध और गुणग्राहितासे उनका भरा हुआ सुंदर शरीर और मन मानो छलकता रहता था। नाट्य-कौतुक और आमोद–उत्सवके नाना संकल्प उनमें पनप कर नये नये विकास पानेकी चेष्टा किया करते थे।"

इनके दादा गिरीन्द्रनाथजी अच्छे चित्रकार थे और यूरोपीय शैलीमें निसर्ग-चित्र (लैण्ड-स्केप) बनानेमें उनकी विशेष ख्याति थी। साथ ही वे प्रवीण संगीतज्ञ और नाट्यकार भी थे। ऐसी कला-संपदा और साहित्यश्रीसे भरे हुए वातावरणमें अवनीन्द्रनाथकी शिक्षा प्रारंभ हुई। छः वर्षकी नन्ही उमरमें ही इनको नार्मल स्कूलमें भेजा गया। वहाँ पर अध्यापक महाशय अंग्रेजीका एक शब्द अशुद्ध रूपमें उच्चारण करते थे। उसे आग्रहपूर्वक सुधारनेका प्रयत्न करने पर आपको चपेट खानी पड़ी और फलतः आपने स्कूल छोड़ दिया और घर पर ही शिक्षा प्राप्त करने लगे।

नव वर्षकी उमरमें इनके अभिभावक चन्द्रनगरके रमणीय स्थान पर गंगातीर पर रहने गये। ये सुंदर पुष्पों और गलीचोंसे सुसज्जित हवेलीमें रहते थे और उसके सामने ही मयूर, बत्तख, बगुले आदि रम्य पंखियोंसे भरा हुआ नदी-तीर निहारा करते थे। एक ओर वाटिकाकी सुषमा लहराया करती थी। वहीं पर वे पिताजीकी पेंसिलें और कूचियाँ उठाकर चित्र बनाया करते थे। इतनेमें अपार हितैषी इनके पितृदेवका एकाएक अवसान हो गया और सारे परिवारको पुनः कलकत्ता आ जाना पड़ा।

कलकत्ता आते ही संस्कृत विद्यालयमें जाकर पढ़ना प्रारंभ कर दिया। छुटपनसे ही संस्कृतके प्रति अच्छा झुकाव और प्रेम होनेसे, उसमें वे अच्छी प्रगति पाने लगे। एक बार सरस्वती-स्तवन पर लिखी हुई संस्कृत कविता पर पारितोषक भी प्राप्त किया। अंग्रेजी भाषाका ज्ञान अभी कच्चा था, उसे सेंट

झेवियर कॉलेजमें जाकर पक्का कर लिया। इसी अरसेमें बीस वर्षकी उमरमें श्रीयुत् भुजंग-भूषण चट्टोपाध्यायकी सुपुत्री सुहासिनीदेवीसे आपका विवाह हो गया। इन दिनोंकी इनकी प्रारंभिक चित्रणाकी चीजें "साधना" पत्रिकामें प्रकाशित हुईं। रविबाबूकी "चित्रांगदा", स्वलिखित "शकुन्तला" तथा "खीरेर पुतुल" (पनीरकी गुडिया) की सजावटके लिए भी कुछ चित्र बनाये।

### यूरोपियन चित्रकारोंके संपर्कमें

यह था वह समय जब भारतमें आँग्ल-शासन पूरी तरह स्थापित हो चुका था। राजनीतिक दृष्टिसे पराजित भारतीय बड़ी आत्मग्लानि और आत्मावसाद अनुभव कर रहे थे। यूरोपियन रीति-नीति, रहन-सहन, शिक्षा-दीक्षा और साज-सज्जाको नये पढ़े-लिखे लोग बुरी तरह अपना रहे थे। अनुकरणका बोलबाला था। कलकत्तेके अमीर-उमरा, जमींदार, धनीमानी पुरुषोंकी हवेलियाँ और कोठियाँ विदेशी ढंगके उपस्कर (फर्नीचर) और साज-सामानसे भरी जा रही थीं। तथाकथित संभ्रान्त-जन विना समझे-बूझे ही अपने प्रासादों और उपवनोंके प्रांगणोंमें ग्रीक और रोमन शिल्प-कृतियोंका ठठ्ठ जमा कर रहे थे।

इस समय तरुण अवनीन्द्रनाथ सिन्योर गिल्हार्डी नामक एक इटालियन चित्रकारसे यूरोपीय शैलीके तैलरंगी चित्रोंकी तालीम प्राप्त कर रहे थे। ये महाशय उन दिनों कलकत्तेकी सरकारी कलाशालाके उपाध्यक्ष थे। अवनीबाबूने पूरे पुरुषार्थके साथ तैलरंगी चित्रोंका विधान सीख लिया। कलकत्तेके बाहर जाकर इस शैलीके वहुतसे चित्र उन दिनों अवनीबाबूने तैयार किये थे। कोई दो वर्ष पश्चात् चार्ल्स पामर नामक एक अच्छे अंग्रेज चित्रकारने कलकत्तामें आकर, इनके निवास-स्थानके समीप ही अपना चित्रालय (स्टुडियो) खोला। अवनीबाबू पामर महाशयसे भी चित्र-शिक्षा पाने लगे। इस प्रकारके निजू शिक्षणके लिए इन कलाकारोंको खासी अच्छी दक्षिणा देनी पड़ती थी। यूरोपियन शैलीका चित्र-विधान भले प्रकार सीख लेने पर भी इनके मनको परितोष और समाधान नहीं प्राप्त होता था। वे स्वयं लिखते हैं — "मैं अशांत हो उठता था। मेरे हृदयमें उमंगें उठती थीं। मैं उन्हें अनुभव करता था, परन्तु उनको प्रकट नहीं कर पाता था। आगे क्या हो? मैं प्रायः आश्चर्यमें डूब जाता था।"

### दृष्टिमें परिवर्तन

सन् १९०० की बात है। अवनीबाबू मुंगेर गये। वहाँ जाकर एकाएक उनके मानसमें परिवर्तन आ गया। उन्होंने तैलरंगी शैलीसे चित्र वनाना छोड़ दिया। उनकी दृष्टिमें एक मौलिक परिवर्तन आ गया। उन्होंने जलीय रंगोंसे चित्रांकन प्रारंभ किया। चित्रोंके विषय भी वदल गये। जीवित पदार्थों तथा निसर्गकी वस्तुओंको उन्होंने अपना विषय बनाया। तथापि कलाकारके रूपमें उनकी दृष्टिमें एक आमूल-चूल परिवर्तन और परिपूर्ण चेतनाका जागरण तो अभी आनेवाला था। यह परिवर्तन एक आकस्मिक घटनासे हुआ। एक दिन जोडासाँकोमें अपने पैत्रिक घरकी पुस्तकशालामें इनको एक छोटी-सी हस्तलिखित पुस्तक मिली, जो इंडो-पर्शियन शैलीके चित्रोंसे सज्जित थी। उसकी लिखावट भी अनुपम थी। वह कलात्मक हस्तपोथी अवनीबाबूके लिए मानो दैवी-प्रेरणाका स्रोत बन गई। उनके कल्पनाशील मानसके लिए वह सौन्दर्यके ऐसे रूप और नमूने प्रदर्शित करनेवाली सिद्ध हुई, जिनका उन्होंने कभी स्वप्न भी नहीं किया था।

बस इसके बाद अवनीन्द्रबाबूके जीवनका ध्येय भारतकी परम्परागत कला-लक्ष्मीका समुद्धार करना ही हो गया। उन्होंने घूम-घूम कर पुरानी कलाओंके नाना नमूने देखने प्रारंभ किये। अजन्ता, इलोरा तथा राजपूत शैलीके अतिरिक्त ग्राम-कुटिरोंकी भित्तियों पर अंकित लोक-कलाओं तथा कन्थाओं (गुदड़ियों) पर बनाये चित्रांकनों तकका सूक्ष्म निरीक्षण किया। स्वदेशी कला-दाक्षिण्यके प्रति अद्भुत प्रीति उपजती गई और प्राच्य-पद्धति पर चित्रकर्म निर्वाधरूपसे चलने लगा।

તેમના નાના ભાઈ રમેશચંદ્ર પંડિત તબલા-તરંગ, જલતરંગ અને વાયોલિનના સારા વાદ્યકાર હતા અને તેઓ વારંવાર એમની સાથે એ નેપાલયાત્રામાં સાથ આપવા જતા. ઈ.સ. ૧૯૩૩માં ફરી પાછા એમની સાથે ઈટાલીના પાટનગર ફ્લૉરેન્સમાં ભરાયેલી સંગીતની આંતરરાષ્ટ્રીય પરિષદમાં તેઓએ ભાગ લીધો. એ પ્રસંગ દરમિયાન ઓમકારનાથજીની હિંદુસ્તાની સંગીતની ગાયકીએ અને શાસ્ત્રજ્ઞ તરીકેની સંગીતચર્ચાએ સુપ્રસિદ્ધ ગાયકો અને સંગીતના અઠંગ શાસ્ત્રજ્ઞોને પ્રસન્ન કરી દીધા. પશ્ચિમના સંગીત સાથેનો સંપર્ક, તેના ગાયકો અને શાસ્ત્રવિદો સાથેનો અલભ્ય સમાગમ અને સંગીત-વિદ્યાનિપુણોની ગાયનવાદન સમૃદ્ધિ, આ અવસરથી તેમના શાસ્ત્રાભ્યાસની ક્ષિતિજો વિકસી અને ફ્લૉરેન્સના સંગીતજ્ઞો અને તેના સરમુખત્યાર બેનિટો મુસોલિનીનું દિલ જીતી, તેઓ જર્મની પહોંચી ગયા અને ત્યાંના ચુનંદા શ્રોતૃવૃન્દને પોતાની સંગીત-કલાનો જુદે જુદે સ્થળે પરિચય કરાવ્યો. એ પછી ભારતીય સંગીતના પ્રતિનિધિ તરીકે તેમ જ તેના સુપ્રતિષ્ઠિત સાધક તરીકે તેમણે વેલ્સની મુલાકાત લીધી અને એમનો સંગીતસમારોહ ચાલતો હતો, ત્યાં ભારે કરુણ સમાચાર સાંપડયા. પ્રસૂતિ સમયે તેમનાં પ્રિય પત્ની અને નવજાત બાળકનું એકાએક મૃત્યુ થયું હતું. શૂન્યમનસ્ક થઈને, પોતાના બધા સમારંભો સંકેલીને એ ઘેર પાછા ફર્યા. જીવનમાં પ્રથમ વાર સાંપડેલ આ દ્વિવિધ કારુણ્યથી ભરૂચના ઘરમાં આ પરમ ઊર્મિલ અને પ્રેમી કલાકારને બિલકુલ ગોઠતું નહીં અને તેથી તે સર્વની વિસ્મૃતિ અર્થે તેમણે ભરૂચનો વસવાટ બંધ કર્યો અને મુંબઈનો વસવાટ ચાલુ થયો. ત્યાં તેમણે 'સંગીત નિકેતન'ની સ્થાપના કરી; પરંતુ પત્નીના અનન્ય પ્રેમે અને બાળકના મૃત્યુએ એક ચિર વિરહની યાતના અને સંવેદના આ સિંહ જેવા ગણાતા પુરુષના હૃદયમાં ભારોભાર પૂરી દીધી હતી. એ બધી વેદનાને ઢાંકવા અને તેમાંથી થોડી મુકિત મેળવવા એમણે પરિશ્રમપૂર્ણ રીતે અનેકવિધ સંગીત-પ્રવૃત્તિઓમાં ઝંપલાવ્યું અને એમના હૃદયની સંવેદના ઉપર સંગીતનું અમૃતજળ સિંચીને તેને શાંત અને સ્વસ્થ બનાવવાના આંતરબાહિર પુરુષાર્થમાં તે લાગી ગયા. જુદે જુદે સ્થળેથી ગાયન અર્થે તેમને નિમંત્રણ મળવા લાગ્યાં અને તેમની વિદેશયાત્રાઓ પછી અવારનવાર સત્કાર સમારંભો પણ યોજાવા લાગ્યા. તેમની સંગીતકાર તરીકેની કીર્તિનું એક વિશાળ મોજું દેશમાં ફરી વળ્યું અને ઠેરઠેર તેમની ગાયકીને અભિનંદીને તેમ જ તેમનું પૌરુષપૂર્ણ ઓજસ્વંતુ ગાયન સૂણીને તેમનું બહુમાન કરવામાં આવ્યું. ત્યારથી સંગીત અને સંગીતસેવા એ જ એમનું જીવન, કુટુંબ અને દુનિયા બની ગયાં. એમના આ યશઃપૂર્ણ કાળ દરમિયાન પોતાના પ્રિય શ્રોતા-વૃન્દની સંગીતતૃષાને તૃપ્ત કરવાને દેશમાં એકીસાથે ચાળીશ હજાર માઈલની એમણે સંગીતયાત્રા ખેડી અને સારું એવું ધન કમાયા. આ બધું ગાયનકાર્ય કરવા ઉપરાંત ધૂમકેતુ જેવી આ ઝડપી અને ઓજસપૂર્ણ યાત્રાઓ દરમિયાન સંગીતશોધન, શાસ્ત્રગ્રંથોનું અધ્યયન અને રોજિંદી નિયત કલાકોની રિયાઝ માટે તેઓ સમય અને શક્તિ બંનેને ફાજલ પાડી શકતા. તે તેમના પ્રાણમય સ્વરૂપની વિરાટ સિદ્ધિની પ્રતીતિ કરાવી આપે છે. ઈ. સ. ૧૯૩૮માં તેમણે 'સંગીતાંજલિ'નો પ્રથમ ભાગ પ્રસિદ્ધ કર્યો અને હિંદુસ્તાની સંગીત માટેની શાસ્ત્રપૂત અને અનુભવગમ્ય અભ્યાસસામગ્રી ઊંડાં અધ્યયન અને અવગાહન પછી ઉત્પન્ન કરી.

ઈ. સ. ૧૯૪૭થી ૧૯૫૦ વચ્ચેના ગાળા દરમિયાન ગુજરાત સાહિત્ય સભાએ પંડિતજીનું જાહેર સન્માન કર્યું અને અમદાવાદની એ સંસ્થાએ એમને રણજીતરામ સુવર્ણચંદ્રક પ્રદાન કરી ગુજરાતના આ ગૌરવશીલ કલાકારનું બહુમાન કર્યું. તે પ્રસંગે તેમણે ખૂબ જ કાવ્યમયવાણીમાં અને શાસ્ત્રપૂત શૈલીમાં ભારતીય સંગીત ઉપર દાર્શનિક અને સપ્રયોગ વાર્તાલાપ આપ્યો. પછી પોરબંદરમાં 'પથદીપ'ની વિનંતીથી અને મારા અંગત આગ્રહથી કલાપ્રેમીઓની ઈચ્છાને હમેશાં શિરસાવંદ્ય ગણતા આ મહાન સંગીતજ્ઞે પોરબંદરની મુલાકાત લીધી; કીર્તિમંદિરનાં દર્શન કર્યાં અને 'પથદીપ'ના ઈતિહાસમાં અવિસ્મરણીય એવું ભારતીયસંગીત ઉપરનું મનભર અને હૃદયને પુલકિત કરી દે તેવું શબ્દશ્રુતિપૂર્ણ વ્યાખ્યાન આપી, ત્યાંના સંગીતરસિકો અને શ્રોતા-

જનોને છક્ક કરી દીધા. ત્રણ દિવસના તેમના ત્યાંના નિવાસ દરમિયાન 'પથદીપે' તેમના પ્રત્યે બહુ જ આદર દર્શાવ્યો ને એ સમારંભને તેમણે વર્ષો પછી 'જીવનનું સંભારણું' કહીને બિરદાવ્યો એની વાત તો અગાઉ આપેલ છે. એના વિગતવાર વર્ણન માટે વાચકોને 'એ બુલંદ સ્વર સાંભળવા મળતો નથી'—એ લેખ 'અભીપ્સા'માં ફરીથી વાંચી જવા વિનંતી કરીએ છીએ. આ મહાપુરુષનું ઋણ આપણા દેશ ઉપર કેટલું છે અને તેમના જેવા અનન્ય કલાકાર આપણી વચ્ચે ન હોવાથી આપણા સંગીત જગતે શું ખોયું છે તેની કલ્પના વાચક ઉપર છોડું છું.

ઈ. સ. ૧૯૫૦માં બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં કૉલેજ કક્ષાએ સંગીતનો અભ્યાસ કરવા દેશમાં સૌ પ્રથમ 'કલાસંગીત ભારતી'ની સ્થાપના થઈ. ત્યારે ગુજરાતના બે પુત્રો તેમાં નિયુક્ત થયા. સંગીત-વિભાગમાં પંડિત ઓમકારનાથજી ઠાકુર અને કલાવિભાગમાં શ્રી જગન્નાથ અહિવાસીજી. ઓમકારનાથજી ઠાકુરને આ વિભાગનું આચાર્યપદ આપવામાં આવ્યું અને તેઓ લલિતકલા વિભાગના ડીન પણ નિમાયા. ચાળીસ વર્ષ પર્યંત લાગલગાટ, તેમણે સંગીતવિદ્યાની શાસ્ત્રપૂત અને સક્રિય ઉપાસના કરેલી, તેને પરિણામે સંગીતની શાસ્ત્રનિરૂપિત અને ક્રિયાનિરૂપિત પદ્ધતિ વચ્ચેની વિસંગતિ દૂર કરવાનો અને તે બંને વચ્ચેનો મેળ સાધવાનો તેમણે એ દરમિયાન ભગીરથ પુરુષાર્થ કર્યો અને ઉચ્ચ સંગીત-શિક્ષણના વિચાર અને કાર્ય માટે તેમણે અધ્યયન અને શિક્ષણની અદ્યતન પદ્ધતિનું સર્જન કર્યું. સંગીતના અધ્યયન-અધ્યાપન અર્થે 'સંગીતાંજલિ'ના છ ભાગો પ્રસિદ્ધ કર્યા, જેને વિદ્યાપીઠની કક્ષાએ શિક્ષણ અને સ્વાધ્યાય અર્થે ઉપયોગમાં લઈ શકાયા. આ સઘળા વિભાગીય ગ્રંથો લગભગ ૨,૦૦૦ પૃષ્ઠોમાં વહેંચાયેલા છે. આ રીતે સાત વર્ષ સુધી બનારસ હિંદુ વિદ્યાપીઠમાં રહીને સંગીતના શિક્ષણ અને તે અર્થેની પદ્ધતિનું તેમની અધ્યયનપૂત બુદ્ધિપ્રભાએ તથા ક્રિયાપૂત કંઠે આયોજન કર્યું; તેને પાર પાડ્યું અને અમલમાં મૂક્યું. ઈ.સ. ૧૯૫૭માં આ કાર્ય પૂરું કરી એમણે કૉલેજના સંશોધન અને અવગાહનના કાર્યમાંથી મુક્તિ લીધી; છતાં ઍમેરિટસ પ્રોફેસર ઑફ મ્યૂઝિક તરીકેનો તેમનો કૉલેજ સાથેનો સંપર્ક ચાલુ રહ્યો.

સામાન્ય રીતે ગાયકોના જીવનમાં હોય છે, તે કરતાં જુદી જ રીતે ઓમકારનાથજી વ્યાયામના મોટા શોખીન હતા. નાનપણથી જ તેમને તરવાનો, મલ્લકુસ્તી કરવાનો, ડૂબકીદા રમવાનો અને મર્દાની રમત-ગમતોમાં ભાગ લેવાનો ભારે શોખ હતો. આ શોખને પરિણામે તેમનો બાંધો સુગઠિત હતો; વ્યક્તિત્વ પ્રભાવશાળી બન્યું હતું અને અખૂટ શક્તિભંડોળ તેમના પ્રાણશરીરમાં ભારોભાર ભરેલો હતો. એને લઈને જ અથાક પરિશ્રમ કરવાની શારીરિક, માનસિક અને પ્રાણતંત્રની એ અપ્રતિમ શક્તિ ધરાવતા હતા અને તેને પ્રતાપે જ દુષ્કર સંગીતયાત્રાઓ ને સાતત્યપૂર્ણ રિયાઝ દ્વારા એ અનન્ય સ્વરસાધનાની સિદ્ધિને પામી શક્યા હતા. એમના પ્રતિભાશાળી દર્શનીય વ્યક્તિત્વ અને સાધનાની સિદ્ધિનું મૂળ એમની વ્યાયામપરસ્તીમાં હતું અને તેમની મર્દાના ગાયકીનો પૌરુષસંઘોષ એ બધાં તત્ત્વોને આભારી હતો. ઈ.સ. ૧૯૫૨માં અફઘાનિસ્તાનમાં તે આપણા સાંસ્કૃતિક પ્રતિનિધિ તરીકે પ્રતિનિધિમંડળમાં સામેલ થયા હતા અને ઈ.સ. ૧૯૫૩માં બુડાપેસ્ટમાં ભરાયેલી આંતરરાષ્ટ્રીય શાંતિપરિષદમાં પણ તેઓને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. ઈ.સ. ૧૯૫૪માં એમણે જર્મનીમાં ભરાનાર તે જ સંસ્થાના અધિવેશનમાં ભાગ લીધો હતો અને પછીનાં વર્ષોમાં અનુક્રમે ઝેકો-સ્લોવેકિયા, નોર્વે, સ્વીડન અને રશિયામાં ભારતીય પ્રતિનિધિ તરીકે હાજર રહેવાનું બહુમાન પ્રાપ્ત કરેલું હતું. એમના બુલંદ નાદવૈભવે સર્વ પ્રતિનિધિઓ ઉપર મોહની ભૂરકી છાંટી હતી અને સાબિત કરી દીધું હતું કે સંગીતને પ્રાદેશિક સીમાડાઓ હોતા નથી અને વિશ્વશાંતિ માટે કાર્ય કરવાની તેમાં અમોઘ શક્તિ છે.

પંડિતજી મૂળ તો હદ્દુ અને હસુભાઈઓએ ગ્વાલિયરમાં સંગીતની જે સુપ્રસિદ્ધ પરંપરા સ્થાપી હતી, તે ગુરુઘરાનાના શિષ્ય હતા. આ બંને મુસ્લિમ બાંધુઓ નીચે પંડિત વસુદેવરાય દીક્ષિતે સંગીતશિક્ષણ લીધું

હતું. તેમણે તે ગાયકીનું સ્વરૂપ પોતાના શિષ્ય બાલકૃષ્ણ બુઆ ઇચ્છલ કરંજીકરને આપ્યું હતું; અને તેમની પાસેથી તેમના શિષ્ય પંડિત વિષ્ણુ દિગંબરજીએ સંગીતશિક્ષા પ્રાપ્ત કરેલી હતી. એટલે વયોવૃદ્ધ સંગીતકાર બાલકૃષ્ણ બુઆ ઇચ્છલ કરંજીકર ઓમકારનાથજીના દાદાગુરુ થાય. આ ઘરાના અને ગુરુપરંપરાની ગાયકી સંગીતનાં જુદાં જુદાં ભારતીય સ્વરૂપોનો અભ્યાસ માગી લે છે. તેમાં ખ્યાલ, ધ્રુપદ, ધમાર, ટપ્પા અને બીજા અન્ય ગંભીર પ્રકારોનો સમાવેશ થાય છે. ગાયકીના આ બધા પ્રકારો પંડિત ઓમકારનાથજીને શીખવા પડેલા હતા; પરંતુ એમની ગુરુપરંપરામાં ઠુમરી ગાયકી શીખવવામાં આવતી ન હતી, કારણ કે તેમાં રહેલા કામુક ઊર્મિશીલ ઉદ્રેકને લઈને ચારિત્ર્યસંપન્ન ગુરુગણ સંગીત દ્વારા એ ભાવ ઉત્પન્ન કરવાથી દૂર રહેતો અને શુચિ પ્રસન્નતા અર્થે કે ઈશ્વરઆરાધના અર્થે જ સંગીતને સરસ્વતી—પૂજાનો વિધિ ગણી ઠુમરીને નિષિદ્ધ માનતો—જોકે પ્રણયની મસ્ત, હિલ્લોલમય અને આર્દ્ર ભાવનાને વ્યક્ત કરવામાં આ ગાયકીનો ફાળો નાનોસૂનો નથી. એટલે જ પંડિતજીની ગાયકીમાં માધુર્યનું સ્થાન ઓજસ લેતું અને સ્ત્રૈણ અને મૃદુતાનું સ્થાન પૌરુષપૂર્ણ બુલંદ સ્વરસાધના લેતી.

તેઓ માત્ર રસસિદ્ધ અને શાસ્ત્રપૂત ગાયક ન હતા; પરંતુ સંગીતશાસ્ત્રના અને તેના મૂળ ગ્રંથોના ઊંડા અભ્યાસી હતા. શાસ્ત્ર અને વ્યવહાર વચ્ચે જ્યારે જ્યારે તેમને સંગીતમાં અસંગતિ ભાસતી, ત્યારે ત્યારે તે મૂળ ગ્રંથો તરફ વળતા અને ભરતનાટ્યશાસ્ત્રમાં આપેલાં સંગીત ઉપરનાં છ પ્રકરણોનો વારંવાર અભ્યાસ કરતા અને આ અસંગતિનો તાગ લેવા મથતા. શાસ્ત્રના અવગાહન અને સંગીતના સક્રિય વ્યવહારની દ્વિમુખી અને સમન્વયમૂલક પ્રતિભાને લઈને તેમણે અથાક પ્રયત્ન અને અધ્યયન બાદ 'પ્રણવભારતી'—સ્વરશાસ્ત્રનો એક બૃહદ્ ગ્રંથ લખ્યો; જેમાં તેમણે ષડ્જ, મધ્યમ, ગ્રામ અને શ્રુતિવિષયક પ્રાચીન ગ્રંથોમાં જે ગૂંચ પ્રવર્તતી હતી તે ઉકેલવાનો હિંમતપૂર્વક પ્રયત્ન કર્યો અને પ્રતિપાદિત કર્યું કે સંસ્કૃત અર્થ સૂચવે છે તેમ પ્રત્યેક શ્રુતિને પોતાની ધ્વનિશક્તિ હોય છે અને તેનો માનવીના પ્રાણતંત્ર ઉપર વિશિષ્ટ સંસ્પર્શ પણ હોય છે. રાગવિજ્ઞાન ઉપરનો તેમનો બીજો ગ્રંથ તેમનાં અવિરત ધૈર્ય અને ઊંડા સંશોધનનું ફળ છે. તે રાગ-ગાયકીના પાયા રૂપે રહેલ શ્રુતિઓના સંકુલ જાળાંને ઉકેલે છે. તેઓએ આ ગ્રંથમાં ભારપૂર્વક કહેલું છે કે આજેયે ભારતીય સંગીતકારો જાણતાં કે અજાણતાં શાસ્ત્રનિર્દિષ્ટ ૨૨ શ્રુતિઓનો તેમની ગાયકીમાં વિનિયોગ કરે છે અને તેમના મતે આ બંને ગ્રંથો સંગીત જગતને તેમનું મોટામાં મોટું પ્રદાન તેઓ ગણે છે.

પદાર્થતત્ત્વ અને પ્રાણીજગત ઉપર સંગીતની અસર થાય છે તેના પ્રયોગો કરવાની તેમની ખ્વાહીશ અછતી રહી નથી. તેમણે દૂધ આપતી ગાય ઉપર સંગીતપ્રયોગ કરેલો અને મુરલીની શ્રુતિઓની અપરંપાર રેલમછેલને લઈને ગાયોના ઉપર અસર થતી હતી એમ તેમની માન્યતા હતી. ખાસ કરીને રાગ સારંગની અસર, એ પ્રાકૃતિક રાગરચના હોઈને, પ્રાણીઓ ઉપર સવિશેષ થાય છે એમ એમણે પ્રતિપાદિત કરવા પ્રયોગો કર્યા હતા. કૃષ્ણની મુરલીની અસર પણ ગોપગોપિકાઓ અને ગૌધેન પર કેવી અજબ હતી તેનું કદાચ તેમાં જ રહસ્ય હશે એમ તેમનું કહેવું હતું. એટલે જ ભરવાડોમાં અને ગોપાલોમાં પણ વાંસળી કે પાવા વગાડવાની પ્રથા ચાલી આવેલી છે. એક વખત લાહોરના પ્રાણીસંગ્રહસ્થાનમાં તાજેતરમાં લાવેલ જંગલી વાઘને સ્વરસાધના દ્વારા નરમઘેંશ કરવાનો તેમણે પ્રયોગ કરેલો હતો. તેમણે એ પ્રસંગે વાઘની સમક્ષ વાયોલિન લીધું અને ધીમે ધીમે સ્વરહેલી વરસાવવાનું શરૂ કર્યું. શરૂઆતમાં તો એ ભીષણ વાઘ લોહીને અસ્તવ્યસ્ત કરી દે એવી ત્રાડો નાખવા માંડ્યો અને સમગ્ર પ્રાણીસંગ્રહસ્થાનને એની જંગલી ગર્જનાથી ત્રસ્ત કરવા લાગ્યો, પરંતુ કોમલ ગંધારના સ્વરો ધીમે ધીમે દૃઢતાપૂર્વક વાયોલિન દ્વારા એ રેલાવવા લાગ્યા તેમ તેમ વાઘની ત્રાડો શાંત થવા લાગી અને તે નરમઘેંશ થઈ ચૂપ થઈ ગયો. પંડિતજીની જગ્યાએ બીજું કોઈ હોત તો આમ થયું હોત કે નહીં તે કહેવું મુશ્કેલ છે; છતાં એટલું તો ચોક્કસ છે કે પંડિતજીનું ભવ્ય

વ્યક્તિત્વ, તેમની અભયતા અને જોનારને મહાત કરી દે એવો એમનો સિંહસીનો, તેમ જ તેમના સ્વરજ્ઞાનની આરાધના—એ બધાં તત્ત્વોએ ભેગાં મળીને ભાગ ભજવેલો હોય એમ ગણી શકાય. વનસ્પતિસૃષ્ટિ ઉપરના તેમના પ્રયોગો પણ જાણીતા છે. અનામલાઈ યુનિવર્સિટીના ડૉ. સિંઘે જ્યારે સ્વરશક્તિનાં ચોક્કસ પરિણામો મેળવ્યાં, ત્યારે તેમને તે દિશામાં પ્રયોગો કરવાની ખૂબ જ ચાનક ચડી હતી અને પોરબંદરના વ્યાખ્યાન દરમિયાન તેમણે એવું કહેલું કે યોગ્ય અને સુસજ્જ પ્રયોગશાળા અને ઉપકરણો વસાવી શકાય અને તે દ્વારા પ્રયોગ કરવાની જો સુવિધા સાંપડે તો અણુને પણ વિભાજિત કરવાની સંગીતમાં શક્તિ છે એ સાબિત કરી શકાય. બીમાર અને દુ:ખી દર્દીઓનાં દર્દને નિવારવામાં સંગીતની શક્તિ વૈદકીય ભાગ ભજવી શકે છે, તે બાબતમાં તેમના એક નાગપુરના સંગીતપ્રેમી શ્રીમન્તનો પાંચ ડિગ્રી સુધી ચડેલો તાવ તેમણે સંગીત ગાઈને કેવી રીતે ઉતાર્યો હતો, તેની એ જ વ્યાખ્યાનમાં વાત કરેલી હતી. રોગો ઉપરની સંગીતની અસરની આ વાત ઉપર નિષ્ણાત વૈદ્યો અને ડૉક્ટરો હસતા હતા; પરંતુ તેમણે ડૉક્ટરોને તે પ્રયોગ તેમની જાત ઉપર અજમાવી જોવાનો અનુરોધ કર્યો હતો. ભરૂચના ડૉ. જી. એન. વૈશ્નવ તથા અમદાવાદના ડૉ. અમીનના અનિદ્રાના રોગની સારવાર કરીને તેમણે આ હકીકત સિદ્ધ કરી આપી હતી. અલ્લાહાબાદમાં પણ મેજર ડૉક્ટર રણજિતસિંહજીને તે જ્યારે મળ્યા હતા, ત્યારે તેમણે અનિદ્રાના રોગની તેમની પાસે ફરિયાદ કરી હતી. તેમણે તેમની સમક્ષ ગાયું અને બાર મિનિટમાં મેજર ઘસઘસાટ ઊંઘી ગયા અને ખાસી મજાની અઢી કલાકની ગુલાબી નિદ્રા લીધી. તે વખતે અનિદ્રાના પ્રતિકાર અર્થે અતિ કોમલ ધૈવત સાથે પુરિયા રાગ ગાયેલ હતો.

એ જે નર્મદા માતાના આજીવન ભકત હતા, તે નદીની માફક જ તેમનું જીવન વહેતું, વંકવોળામણું, સિદ્ધિનાં શિખરો ઉપર આરોહણ કરતું, તુમુલ તોફાનમાંથી પસાર થતું, છતાં નિત્ય વિકસતું અને ગૌરવશીલ હતું અને અંતે જેમ એ નદી એનાં સંપૂર્ણ પ્રાકટ્ય અને વિકાસ પછી ગંભીર રવ સાથે સમુદ્રના વિશાળ બાહુમાં સમાઈ જાય છે, તેમ પરમ સિદ્ધ આ સંગીતમાર્તંડનો જીવનનદ પરમાત્મારૂપી અપાર સમુદ્રમાં આખરે સમાઈ ગયો છે. હિંદુસ્તાની સંગીત જ્યાં સુધી જીવશે, ત્યાં સુધી પંડિત ઓમકારનાથજીની કીર્તિ અવશ્ય જીવંત રહેશે. પિતાએ તેમની પાસેથી બચપણમાં જે અપેક્ષા સેવી હતી, તેને અનેક અર્થમાં ચરિતાર્થ કરીને વિદ્યા, વાણી અને સંગીતની દેવી સરસ્વતીના તે અનન્ય ઉપાસક બન્યા, તે માટે જ જીવ્યા, તે માટે જ મર્યા અને આપણ સૌને માટે અપ્રતિમ વારસો મૂકી ગયા.

## ART AND MAN

It is not necessary that every man should be an artist. It is necessary that every man should have his artistic faculty developed, his taste trained, his sense of beauty and insight into form and colour and that which is expressed in form and colour, made habitually active, correct and sensitive. It is necessary that those who create, whether in great things or small, whether in the unusual masterpieces of art and genius or in the small common things of use that surround a man's daily life, should be habituated to produce and the nation habituated to expect the beautiful in preference to the ugly, the noble in preference to the vulgar, the fine in preference to the crude, the harmonious in preference to the gaudy. A nation surrounded daily by the beautiful, noble, fine and harmonious becomes that which it is habituated to contemplate and realises the fullness of the expanding Spirit in itself.

(From *The National Value of Art*) **Sri Aurobindo**

# ☆ ☆ ☆ હિંદુસ્તાની સંગીત : એક ચર્ચા

ભાગ લેનાર : **શ્રી શિવકુમાર જોષી, ડૉ. નટુભાઈ મહેતા, શ્રી રમણભાઈ ચતવાણી, શ્રી રતિલાલ છાયા**

શ્રી શિવકુમાર શુક્લ ભારતના પ્રસિદ્ધ ગાયક અને સંગીતજ્ઞ પુરુષ છે. તેમણે સંગીતની તાલીમ અમાનત અલીખાન સમા ગુણી ગાયક અને જ્ઞાની ગુરુ પાસેથી મેળવેલી છે. તેઓ ગોંડલના વતની અને સૌરાષ્ટ્રના યશસ્વી સંતાન છે. દસેક વર્ષ પહેલાં, સુવિખ્યાત કલામર્મજ્ઞ અને સંગીતવિવેચક સ્વ. ડૉ. ડી. જી. વ્યાસની ચાહના મેળવી, તેઓ 'મહારાજા શ્રી સયાજીરાવ યુનિવર્સિટી ઑફ બરોડા'ના 'ફેકલ્ટી ઑફ મ્યૂઝિક'ના 'રીડર' નિમાયા હતા. શાસ્ત્રપૂત ગાયનકલા અને સંગીતશાસ્ત્રના અધ્યાપન-સંશોધનકાર્ય દ્વારા તેમણે કેટલાક નામી શિષ્યોનું મંડળ ઊભું કરેલું છે. તેમાંના શ્રી દેવગાંધર્વને સાંભળવાનું સદ્‌ભાગ્ય 'ગાંધર્વ કલામંડળ'ના ઉપક્રમે પોરબંદરને થોડા દિવસ અગાઉ સાંપડેલું હતું. શ્રી શિવકુમાર શુક્લની સંગીતશિક્ષણની શૈલીમાં એક દૃષ્ટિ-પૂર્વકની મૌલિકતા છે અને તેથી તેમની એ સહજપ્રતિભાના બળે તેઓ હિંદુસ્તાની સંગીતને જડ પરંપરામાંથી ઉગારી લે છે અને તેના હાર્દને વળગી રહીને શિક્ષણશૈલી દ્વારા શિષ્યોમાં સંગીતકલાનો નવો ઉન્મેષ જાગ્રત કરી શકે છે. વિશેષમાં, સંગીતભાવનાને વ્યક્ત કરતી તેમની કેટલીક સરસ ચીજો અને બંદીશ તેમના ગુરુ પાસેથી તેમને વારસામાં મળેલી છે; એટલે એ ઉભયનો આશ્રય લઈને અવિધિસરની બેઠકમાં તેઓ સંગીત ઉપર બોલે છે, ત્યારે એમનો વાર્તાલાપ એમની સ્વસ્થ, ભાવપૂર્ણ અને વિશિષ્ટ ગાયકી જેવો જ આનંદપૂર્ણ અને આસ્વાદનીય બની જાય છે.

એવી એક યોજેલી બેઠકમાં એમની સંગીતચર્ચા સાંભળવાનું સદ્‌ભાગ્ય, થોડા મિત્રો સાથે, મારે ત્યાં તેમના સંબંધી ડૉક્ટર નટુભાઈ મહેતાના સૌજન્યને લઈને સાંપડેલું. એ ચર્ચા દરમિયાન સંગીતના જુદા જુદા ઘરાના બાબતમાં કેટલીક તાત્ત્વિક પણ મહત્ત્વપૂર્ણ વાતો થઈ. તેમણે સમજાવ્યું કે પ્રત્યેક પ્રતિભાશીલ ગાયક પોતાની શૈલી એના વિશિષ્ટ વ્યક્તિત્વમાંથી જ સરજે છે. પછી એની શિષ્યપરંપરા એણે સ્થાપેલા ઘરાનાનો આશ્રય લઈને સંગીતની ઉપાસના કરે છે; પણ સાચો શિષ્ય તો એ કહેવાય કે જે ગુરુપરંપરાનું પોતાનામાં અવતરણ કરતાં છતાં, તેનું નિષ્પ્રાણ અનુકરણ કરતો નથી. આવો પ્રત્યેક નૂતન ગાયક, સમર્થ પુરુષનો શિષ્ય હોવા છતાં, પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ ધરાવે છે અને જ્યાં સુધી તેની નિજી અનુભૂતિના કેન્દ્ર સમા પોતાના જ આત્મામાંથી એ પોતાના સર્જન દ્વારા કશુંક નવું કહેવું છે, તે કહેતો નથી, ત્યાં સુધી તેની સાધના અને વિદ્યા બંને કૃતાર્થ થતી નથી. બીજી બધી કળાની જેમ અનુકરણ એટલે મરણ એ સંગીતકલામાં પણ સાચું જ છે; તેથી ગુરુપરંપરાએ ઘૂંટાવેલી શૈલીને અતિક્રમીને, એ પોતાની વિશિષ્ટતા એમાં પ્રસ્થાપિત નથી કરતો, ત્યાં સુધી એનું સંગીત ગુરુએ આપેલ સંગીતનાં બહિર્ અંગોનું જ ઉચ્ચારણ બની રહે છે; અને તેનામાં નિજી પ્રતિભાનું બીજ પાંગરતું નથી. કોઈ પણ ઘરાનાના પ્રત્યેક શિષ્યે ધ્યાન રાખવાનું હોય છે કે ઓમકારનાથજી એક જ થઈ શકે છે; ખાં સાહેબ અબ્દુલ કરીમખાન પણ એક જ થાય છે; બધા થઈ શકતા નથી; તેથી જ ગુરુએ શિષ્યમાં રહેલો મૌલિક પ્રતિભાનો તણખો પ્રજ્જવલિત કરવાનો હોય છે. 'જ્યારથી મેં સંગીતશિક્ષણ હાથમાં લીધું ત્યારથી આ શિક્ષણની દૃષ્ટિ મેં સ્વીકારેલી છે અને તેનાં મધુર ફળો મને પ્રાપ્ત થયાં છે', એમણે આ પ્રશ્નનો ઉપસંહાર કરતાં આ અનુભવ-વચનો કહ્યાં.

સંગીતના બે પ્રકારો—માર્ગીય સંગીત અને સુગમ સંગીતની ફિલસૂફી વિષે ચર્ચા નીકળતાં તેમણે કહ્યું : 'સુગમ સંગીત એ દ્વૈતભાવ કે અનેકત્વનું સંગીત છે. તેમાં ગાયક શ્રોતા સમક્ષ અભિમુખ બને

છે અને તેની ગ્રહણશક્તિને લક્ષમાં રાખીને જ ગાનનું સર્જન કરે છે; પરંતુ માર્ગીય સંગીતની દૃષ્ટિ જુદી જ છે. 'માર્ગ' શબ્દનો ભારતીય તત્ત્વજ્ઞાનની પરિભાષામાં ખાસ અર્થ છે. તેનો ઉચ્ચાર કરતાં ભારતીય અધ્યાત્મ સાધનાના ત્રણ માર્ગો દૃષ્ટિ સમક્ષ ખડા થાય છે—ભક્તિમાર્ગ, જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગ. શાસ્ત્રીય સંગીતનું અવલંબન લઈને જ્યારે ભક્તિમાર્ગીય ગાયક તેના ઇષ્ટદેવતાનું આરાધન કરે છે, ત્યારે તે ભક્ત અને ભગવાન વચ્ચેની સ્વરગોષ્ઠિ બની જાય છે. આવા સંગીતના શાસ્ત્રપૂત સ્વરો દ્વારા ભક્ત પોતાના પ્રભુનાં જ ચરણોને સૂરની પાંખ દ્વારા સ્પર્શવા મથે છે અને છેવટે સ્વરનું વિમાન તેને સાયુજ્યના વિતાનમાં મૂકી દે છે, ત્યારે તેને સંતૃપ્તિ વળે છે. જ્ઞાનમાર્ગ એ અહંકાર અને મનના નાશનો માર્ગ છે. આત્મામાં અને સર્વત્ર વિરાજતા એવા પરબ્રહ્મની જ ઉપાસના એમાં કરવાની હોય છે અને ઉપાસક અને ઉપાસ્ય વચ્ચેની તેમાં એકતા સાધવાની હોય છે—બલ્કે બંને વચ્ચેનું અંતર ભૂંસી નાખીને અંતે બ્રહ્માનુભૂતિની સૃષ્ટિ સિદ્ધ કરવાની હોય છે. તેમણે કહ્યું કે જ્યારે આવી તત્ત્વપરંપરાનો શિષ્ય મારી પાસે આવે છે, ત્યારે તેનું ગાન આખરે આત્માનો ઉદ્ગાર બની રહે એટલી માટે મારા ગુરુએ આપેલી અહંકારનાશની ઉદ્બોધન કરતી ચીજથી એનું શિક્ષણ શરૂ થાય એમ કરું છું; કારણ કે માર્ગીય સંગીતની જે પરાકાષ્ઠા તેણે સિદ્ધ કરવાની હોય છે, તે આવી ચીજોનાં રાગબદ્ધ રટણ, સ્મરણ અને ગાયન દ્વારા જ થઈ શકે છે અને પછી તે પોતાનાં શક્તિ, સૂઝ અને તત્ત્વાનુભૂતિ અનુસાર પોતાના આત્માનું સંગીત સરજે છે : એમાં વાસના કે ઊર્મિનો સ્થૂળ સંસ્પર્શ હોતો નથી; પરંતુ આત્માનુભૂતિના અમૃતમય માર્ગ તરફ જવાનો અને ક્રમે ક્રમે તેને સિદ્ધ કરવાનો નિત્ય પ્રયત્ન રહે છે. ત્રીજો માર્ગ તે કર્મમાર્ગ. આ માર્ગને અનુલક્ષીને સંગીતકારનો પ્રથમ ધર્મ રિયાઝ અને આખરી ધર્મ આત્મખોજનો જ બની જાય છે. માર્ગીય સંગીતમાં ગાયક કેવળ કલાકાર નથી રહેતો, પરંતુ સાધક પણ બની જાય છે; તેથી તેનું સંગીત કેવળ સ્વરનું ગણિત ન રહેતાં સાધકના આત્માનો પવિત્ર ઉદ્ગાર બની જાય છે. 'શાસ્ત્રીય સંગીતને માર્ગીય સંગીત શા માટે કહેવાય છે, તેનો કંઈક અંશે ઉત્તર આ ચર્ચામાં સમાયેલો છે;' તે તેમણે એમની વિશિષ્ટ છટાથી આ વાતની ચર્ચા સમેટતાં ઉમેર્યું.

હિંદુસ્તાની સંગીતની વાત નીકળતાં તેમણે કહ્યું કે ભારતીય સંગીતનું પ્રથમ સ્વરૂપ તો ધ્રુપદ ગાયકી જ કહી શકાય. એક રીતે એ સમૂહગાન હતું; પરંતુ ક્રમે ક્રમે મુગલ યુગમાં તાનસેન આદિ નવનવોન્મેષશાલી ગાયકોના પ્રભાવે ખ્યાલ ગાયકી અસ્તિત્વમાં આવી, અને તેની સાથે નૂતન બંદીશો અને રાગરાગિણીઓનું વૈયક્તિક સ્વરૂપ વિકાસ પામ્યું: મુગલ દરબારમાં સંગીત દાખલ થયું અને સૂરવિહાર તેનું આગવું લક્ષણ મનાવા લાગ્યું. ત્યારે માર્ગીય સંગીત સભાલક્ષી બન્યું અને શ્રોતાઓને દૃષ્ટિ સમક્ષ રાખીને તેનો વિકાસ થવા લાગ્યો. મનુષ્યજીવનના સ્થૂળ ભાવો પણ તેમાં ઉમેરાયા અને મુગલ શાહજાદાઓ અને ગુણીજનોના મનોરંજન અર્થે તેનો ઉપયોગ થવા લાગ્યો. અત્યારની પરિભાષા વાપરવી હોય તો એ રીતે એ 'બિનસાંપ્રદાયિક' બન્યું; છતાં શાસ્ત્રીય સંગીતના સીમાડાનો તેણે ત્યાગ કર્યો નહીં. સ્થૂળ ઉપભોગના આ વિલાસપ્રચુર યુગમાંય સ્વામી હરિદાસજી જેવા માર્ગીય સંગીતના સન્નિષ્ઠ અને શુચિ ઉપાસકે તેનો આત્મા જાળવી રાખ્યો અને આપણું માર્ગીય સંગીત એ રીતે સ્થૂળ અભિનિવેશમાંથી બચી ગયું. આ યુગ દરમિયાન કૃષ્ણજીવનનું અવલંબન લઈને તેમ જ સૂફીભાવને અનુલક્ષીને સંગીતની ચીજો રચાઈ અને બંનેમાં રહેલ વિશિષ્ટ સાધર્મ્યને લઈને સ્થૂળ ભાવોની આરાધના આખરે સૂક્ષ્મની અનુભૂતિમાં પલટાઈ ગઈ અને 'ઇશ્કે મિજાઝી'નો ગાયક અંતે 'ઇશ્કે હકીકી'ના ગાનમાં તલ્લીન થઈને આત્માનુભૂતિને પામ્યો.

સંગીતનું શિક્ષણ આપતી જુદી જુદી યુનિવર્સિટીઓ વિષે પ્રશ્ન ઉપસ્થિત થતાં તેમણે કહ્યું કે બહુ જ થોડી યુનિવર્સિટીઓ એ કાર્ય કરી રહેલ છે, એ આપણા દેશનું અને સંસ્કૃતિનું દુર્ભાગ્ય કહેવાય. વડોદરાની યુનિવર્સિટીમાં તો અનુસ્નાતક કક્ષા સુધી સંગીતનું શિક્ષણ અપાય જ છે. દક્ષિણની સુવિખ્યાત

અનામલાઈ યુનિવર્સિટીમાં પણ તે સદ્‌ભાગ્યે ચાલે છે. દિલ્હી યુનિવર્સિટીએ તે કાર્ય શરૂ કર્યું છે અને મુંબઈમાં તે કેવી રીતે નિયોજવું તેનો વિચાર ચાલે છે. સ્વ. પંડિત ઓમકારનાથજી ઠાકુર સમા સંગીતમાર્તંડ વિદ્વાન ગાયકે કાશી હિન્દુ વિદ્યાપીઠમાં સારું એવું કાર્ય કર્યું અને પૂર્વમાં કલકત્તામાં 'રવીન્દ્ર ભારતી' દ્વારા રવીન્દ્ર-સંગીતનું શિક્ષણ ચાલે છે. સંગીતકલાનાં ઉત્થાન અને સંશોધનના આ સમયમાં ભારતીય સંગીત વિષે ભિન્ન ભિન્ન મંતવ્યો પ્રવર્તે,—ચર્ચા, ઊહાપોહ અને વિરોધાભાસી દૃષ્ટિબિંદુઓ રજૂ થાય એ સ્વાભાવિક છે; તેથી ગભરાવાની જરૂર નથી. એ તો એ જાગ્રત થતાં કલાજીવનની જીવતી જાગતી નિશાનીઓ છે. એથી ઊલટું સંગીતનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં કાર્ય કરતી વ્યક્તિઓએ ઉદારતા જ કેળવવી રહી. છેક સામગાનથી માંડીને સ્તોત્રો, પદો, ભજનો, લોકગીતો, લોકઢાળો, નૃત્યગીતો, અભંગો, પવાડાઓ, પ્રભાતિયાં, ગઝલ, ઠુમરી, ટપ્પા, દ્રુપદ અને ખ્યાલ ગાયકીમાં દક્ષિણનું કર્ણાટક સંગીત ઉમેરીએ, એટલા બૃહદ અને વૈવિધ્યપૂર્ણ વિસ્તારમાં આપણું લોકસંગીત અને માર્ગીય સંગીત થપરાયેલું છે અને સ્થળ, કાળ, સંસ્કૃતિ, ધર્મ, સમાજ અને સાધનાની કક્ષા અનુસાર એનાં એટલાં બધાં વિપુલ સ્વરૂપો અને શૈલીઓ ઉત્પન્ન થયાં છે કે તેમાં બહુ જડત્વપૂર્વક વિચાર કરવો એ ઉચિત ન ગણાય. છતાં એક વાત અવશ્ય સ્મરણમાં રાખવાની છે કે પ્રત્યેક ભારતીય કલા માણસની આધ્યાત્મિક સાધના સાથે તાલ મિલાવે છે અને તે અનુસાર સંગીતકારની સાધના જેટલી તીવ્ર તેટલી તેની સંગીતની ફલશ્રુતિ ઉત્તમ; જીવનના સારતત્ત્વનું તેનું અવગાહન જેટલું ઊંડું તેટલી તેની કલાનું ઊંડાણ વધારે: ને એની સાધનાનો વ્યાપ જેટલો વિશ્વસ્પર્શી, તેટલાં તેનાં ગાનનાં વ્યાપકતા અને સભરતા સવિશેષ. માનવ-વ્યક્તિત્વ હંમેશાં જ્ઞાતમાંથી અજ્ઞાત તરફ, સ્થૂળમાંથી સૂક્ષ્મ તરફ અને શરીરભાવમાંથી દિવ્યત્વ તરફ ક્રમશ: ગતિ કરે છે અને તેના વિકાસ સાથે જ કલાનાં સ્વરૂપ અને આત્માનો પણ વિકાસ થયાં જ કરે છે. તેને લઈને જ આપણા લોકસંગીતમાં છેક સાદા ભાવોથી આત્મ-સાક્ષાત્કાર સુધીના સંકુલ અને સૂક્ષ્મ ભાવો અનેક સ્વરૂપે, અનેક શૈલીમાં વ્યકત થયેલા છે. તેથી બેશક સંગીતના લોકભોગ્ય પ્રકારો આપણે સ્વીકારીએ, પરંતુ તેની પરાકાષ્ઠા તો આપણને શાસ્ત્રપૂત અને સાધના-સિદ્ધ માર્ગીય સંગીતમાં જ મળશે; તે વાત આજના 'સુગમ-યુગ'માં વિસરવા જેવી નથી.

સંગીતનું માધ્યમ સ્વર છે; એને શબ્દ સાથે નિસ્બત ન હોવી જોઈએ એવી વાત કાઢતાં તેમણે કહ્યું : 'આ વાત વાદનકલા માટે સાચી છે, પરંતુ ગાયનકલા માટે બરાબર નથી. ભારતીય સંગીતની અનેક ચીજો શબ્દબદ્ધ થઈને તરેહ તરેહની બંદીશમાં સચવાઈ રહી છે; એટલે શબ્દનો સંગીતમાંથી છેદ ઉડાડી શકીશું નહીં. જે વ્યવહાર્ય છે, તેની સાથે તાત્ત્વિકનો મેળ મળવો જોઈએ. ગીતમાં ગૂંથાયેલા ભાવને પામવા શબ્દનું અવલંબન ભારતીય સંગીતમાં જરૂરનું છે. ઘણી વાર એક જ શબ્દને, શબ્દગુચ્છને કે શબ્દ-ચરણને ભિન્ન ભિન્ન સ્વરોની શય્યામાં રમાડી ગાયક અર્થ અને ભાવ ઉભયનું સમૃદ્ધ વૈવિધ્ય ઉત્પન્ન કરે છે અને ગીતની અભિવ્યક્તિમાં સમૃદ્ધિ અને વિસ્તૃતિ લાવે છે. જો શબ્દ ન હોત તો તેમ થઈ શકત નહીં; કારણ કે સ્વર તો આખરે મોઘમ ભાવોનો સૂચક છે—સ્પષ્ટ અર્થ ધ્વનિ ઉત્પન્ન કરી શકતો નથી. સાચો સંગીતકાર પહેલાં શબ્દના અર્થ દ્વારા સ્ફૂટ થતો ભાવ સ્વર દ્વારા ઘૂંટે છે અને એ ભાવ સ્વરારૂઢ થઈ જાય, પછી શબ્દનું અવલંબન છોડી દે છે. હિન્દુસ્તાની સંગીતમાં શબ્દ અને સ્વરનું અર્ધનારી નરેશ્વરનું રૂપ છે એ વાજબી જ છે, પરંતુ ગીતના વિસ્તાર સાથે શબ્દ કરતાં સ્વરોની માત્રા વધી જાય છે અને તાન, આલાપ, ગમક, મીંડ અને તરાના સુધી સ્વરની સૃષ્ટિનો અભિનય પથરાઈ રહે છે.'

હિન્દુસ્તાની અને પશ્ચિમના સંગીતની સરખામણી કરતાં તેમણે એક સરસ દૃષ્ટાંત આપ્યું. વડોદરા યુનિવર્સિટીની સંગીતકૉલેજના સુપ્રસિદ્ધ તબલાવાદક શ્રી સૅકસના થોડા વખત ઉપર સાંસ્કૃતિક પ્રતિનિધિ તરીકે રશિઆ ગયેલા હતા, ત્યારે ત્યાંના વાદ્યવૃન્દ-નિયામકે, તેમનું વૃન્દવાદ્ય-સંગીત સાંભળવાને તેમને નોતર્યા.

આ વાદ્યવૃન્દ મંડળીમાં સેંકડો સંગીતકારો એક નિયત અને સ્વરલિપિબદ્ધ પુરાણી ચીજને વગાડી રહ્યા હતા. તેનું શ્રવણ ચાલતું હતું તે દરમિયાન શ્રી સેક્સનાને એક રશિયન મિત્રે પૂછયું: 'તમારા સંગીતમાં અને અમારા સંગીતમાં મૂલગત ભેદ શો છે?' શ્રી સેક્સનાએ તેના ઉત્તરમાં એ રશિયન મિત્રને ઉત્તર આપ્યો તે ઘણો જ સૂચક છે. શ્રી સેક્સનાએ આ પ્રશ્નના ઉત્તરમાં કેટલાક વળતા પ્રશ્નો પૂછયા અને તેના ઉત્તરોમાં જ ભારતીય સંગીતનું સારભૂત તત્ત્વ સમાયેલું છે એ રસિક વાચક જોઈ શકશે. શ્રી સેક્સનાએ પેલા રશિયન મિત્રને પૂછયું : 'આ વાદ્યકારો જે ચીજ વગાડી રહ્યા છે, તે કેટલા વર્ષોથી વગાડે છે?' 'કદાચ સેંકડો વર્ષોથી,' પેલા રશિયન મિત્રે જવાબ આપ્યો. 'આ તમારા વાદ્યવૃન્દમાં કદાચ ભિન્ન ભિન્ન વયના વાદકો હશે?' શ્રી સેક્સનાએ ફરી પૂછયું : 'હા, એમાં ચોવીસપચ્ચીસ વર્ષના જુવાન માણસોથી છેક બોંતેર વર્ષના બુઝર્ગ વાદકો પણ છે.' પેલા રશિયન મિત્રે ઉત્તર આપ્યો. 'ત્યારે તેનો એવો અર્થ થયો કે આટલાં સમય અને વય ગયા છતાં આ વાદ્યકારો કોઈ સર્જકની એકની એક જ ચીજ અને તે પણ બાંધેલી ચીજ ઘૂંટતા આવેલા છે. એમાં સર્જક તરીકે એમનો પોતાનો કહેવાય એવો ઉદ્ગાર શું? તેઓ તો એક સાંગીતિક ચીજના ચક્રના આરા માત્ર છે. તમારી સંગીતકલામાં આટલા વર્ષે અને આટલી વયે નિજી ભાવની અભિવ્યક્ત કરવાની તેમને સ્વતંત્રતા ન મળે એ ભારે આપત્તિ કહેવાય. બરાબર ભારતીય સંગીત અહીં જ જુદું પડે છે. તેમાં પ્રત્યેક વાદ્યકાર કે સંગીતકાર નિજી અભિવ્યક્તિ માટે સ્વતંત્ર છે. પ્રત્યેક રાગરાગિણીના નિયત સ્વરો તો અમારે ત્યાં પણ છે; છતાં એ સ્વરોનું અવલંબન લઈને એક જ ચીજ જુદા જુદા ગીતકારો કે વાદ્યકારો વગાડશે કે ગાશે, તો રાગ એક હોવા છતાં સૂરવિહારના સ્વાતંત્ર્યને લઈને રાગસ્વરૂપનું વૈવિધ્ય શ્રોતાઓને પ્રાપ્ત થશે. અમારે ત્યાં પ્રત્યેક સંગીતકાર કે વાદ્યકાર નિયત સ્વરોનું અવલંબન લેતો છતાં એક રીતે મુક્ત છે. તેના સંગીતના આવિષ્કારનો અનુબંધ તેની વ્યક્તિગત સાધના સાથે જોડાયેલો છે અને આ સાધનાને વ્યક્ત કરવાને તે સૂરવિહારનો આશ્રય લે છે; એટલે જ એનું સંગીત સ્વરલિપિજડ પરંપરાગત ચોકઠાથી મુક્ત રહીને આગળ વધે છે. મુક્તતાના અવકાશ વિના કોઈ પણ કલા તેના આત્યંતિક સુંદર રૂપે પ્રગટ થઈ શકતી નથી અને એટલા માટે ઘરાનાપ્રાપ્ત પરંપરાગત સંગીતમાં રાગના પાયાના સ્વરોનું અવલંબન આવશ્યક છતાં, કલાકારના અભિવ્યક્તિના સ્વાતંત્ર્ય ઉપર વિશેષ ભાર આપવામાં આવેલ છે; એટલે જ ઓમ્કારનાથની ભૈરવી અને ખાન સાહેબની ભૈરવી મૂલગત સ્વરોનું અવલંબન લેવા છતાં ભિન્ન ભિન્ન સ્વરૂપ લઈ લે છે અને સમર્થ ગાયકો એકને એક ચીજ, એક જ રાગરાગિણીમાં ગાયા છતાં, તેને વૈવિધ્યપૂર્ણ અને આહ્લાદક સ્વરૂપ આપી શકે છે. આ છે ભારતીય સંગીતની વિશિષ્ટતા. શ્રી સેક્સનાના આ ઉત્તરમાં જે ભેદ સ્પષ્ટ થયો છે, તે આજે જ્યારે આપણે સંગીતને લિપિબદ્ધ કરી રહ્યા છીએ, ત્યારે ખ્યાલમાં રાખવા જેવો છે.

ગુજરાતનું સદ્ભાગ્ય છે કે આવા સુપ્રસિદ્ધ ભારતીય ગાયક અને સંગીતજ્ઞ પુરુષને થોડા વર્ષથી મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીએ પોતાની ફૅકલ્ટી ઑફ મ્યુઝિકના 'સાંગીતિક પ્રશાખા'ના અધ્યક્ષ અને આચાર્યપદે નીમેલા છે. ભારત-વિખ્યાત આ ગુણસંપન્ન સંગીતકારને તથા સંગીતાચાર્યને આ બહુમાન બદલ અભિનંદન આપીએ. એમના જેવા ગુણી પુરુષને પ્રિન્સિપાલપદે આરૂઢ કરીને જે સુકૃત્ય કરવું જોઈએ તે થએલું છે. શ્રદ્ધા છે કે એમના હાથમાં ભારતીય સંગીત સલામત છે. ફક્ત એમનું કાર્ય ઘનિષ્ટ અને ફલવાળું થાય એટલા ખાતર હાઈસ્કૂલના આઠમા ધોરણથી વિકલ્પે સંગીતનો અભ્યાસક્રમ દાખલ કરીને, તેને સ્નાતક અને અનુસ્નાતક કક્ષા સુધી સંકલિત કરવામાં આવે, તો આ બધી યુનિવર્સિટી-ઓના કાર્યને માટે દૃઢ આધારનું નિર્માણ થાય અને સમયના યોગ્ય પટમાં પથરાયેલું સંગીતશિક્ષણ આપણા સંગીતોદ્ધારના કાર્યમાં વિશેષ સઘન અને પોષક બને એવી ઇચ્છા સાથે આ ચર્ચાનોંધનું સમાપન કરીએ.

## GURUKUL MY BIGGER FAMILY

For my family and for myself, this Gurukul has been a holy field of daily pilgrimage. It is, as it were, an expansion of our very family—a larger home. As the head of this family, my duty has been to pray with the pupils, eat with them, participate in their activities and look after them during illness that very rarely visits them. For me, to long for the Gurukul or have a sight of it is like yearning to feel the joy of meeting one's own child. Nowhere else do I feel such joy and peace of mind which I experience at the Gurukul. It is a place of sacred emotions for me. When I see girls concentrating on their studies and working with high ideals of service, I visualize how marvellous is the mother's power that embraces the Universe. It is essential that we should bring them out and develop hidden powers in our women and foster divine and blissful motherhood. Girls have a tremendous receptive capacity and they quickly assimilate what is given to them and they act up to any good things that are suggested to them. They have a natural inclination for fine arts.

**N. K. Mehta**



નૃત્ય-મગ્ના
સરસ્વતી
શિલ્પ: હેલેબીડ : મહીસૂર
: આલેખક :
જગન્નાથ અહિવાસી

# સાહિત્ય

। अमृतां · आत्मनः · कलाम् ।

संसार–विष–वृक्षस्य
द्वे फले अमृतोपमे ।
काव्यामृत–रसास्वाद:
सँल्लाप: सज्जनै: सह ।।

## ☆ ☆ ☆ કવિની શ્રદ્ધા

લેખક : **શ્રી ઉમાશંકર જોષી,** કુલપતિ, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ

अविभक्तं विभक्तेषुની વિવિધતામાં એકતાની યુગયુગથી સાધના કરી રહેલા આપણા ભારતદેશની રાજધાનીમાં આપણે ગુજરાતી બોલનારા ભારતવાસીઓ આ સાહિત્ય-સંમેલનમાં ભેગા મળ્યા છીએ.

આપણી સ્મૃતિ—આપણું હૃદય સૌ પ્રથમ રાજઘાટ પહોંચી જાય તો એ સ્વાભાવિક છે. સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ પછીના સમયમાં આપણા જીવનમાંથી અનેક ક્લેશો પ્રગટવા પામ્યા. એ શમાવવાના પુરુષાર્થના મહાન પ્રતીક સમું રાજઘાટ છે. પુરાણા સમયમાં એક મહાનુભાવ—શ્રીકૃષ્ણ યમુનાને તટે જન્મ્યા હતા—જીવનભર ભારતની સેવાનાં કાર્યોમાં ગૂંથાયેલા રહ્યા—ક્યારેય સત્તાસ્થાન સ્વીકાર્યું નહીં—પોતે નિઃશસ્ત્ર રહી લોકકલ્યાણનાં સૂત્રો ધર્મ સંભાળે એ એમણે જોયું અને અંતે સૌરાષ્ટ્રને સમુદ્રતીરે પારધીશર ઝીલીને વિદાય લીધી. ધર્મગોપ્તા પુરુષોત્તમના જવાની રાહ જોઈને ઊભેલો જગતવ્યવહારમાં પ્રવેશવા ટાંપી રહેલો કલિ પ્રવર્તમાન થયો. આપણા જમાનામાં બીજા એક મહાત્મા સૌરાષ્ટ્રના સમુદ્રતટે જન્મ્યા. નિઃશસ્ત્ર યુદ્ધ જગવીને માનવધર્મની સ્થાપના કરી સ્વજનની ગોળી ઝીલીને યમુનાને તીરે પોઢ્યા. એક આખું ચક્ર જાણે પૂરું થયું.

હજીયે આવશે ના કે અંત એ કલિચક્રનો?

માનવજાતના કલહો, સંઘર્ષો આજે તો કદાચ પહેલાં કદી ન હતા તેવા ઘેરા બન્યા છે, કહો કે સતત સર્વનાશના ભય નીચે જીવવાની ટેવ માનવજાતિ અત્યારે કેળવી રહી છે.

માનવ-ઇતિહાસની આવી ક્ષણે જો કોઈના મનમાં વિચાર આવી જાય કે સાહિત્ય જેવી સંસિદ્ધિઓનું ખરેખર મહત્ત્વ કેટલું, તો મને નવાઈ ન લાગે. જો કે ખરો પ્રશ્ન તો એ છે કે આ જમાનામાં કે બીજા ઓછા કે વત્તા કસોટીભર્યા જમાનામાં કોઈ કવિ (સૌ સર્જક સાહિત્યકાર–કલાકાર માટે આ શબ્દ હું વાપરું છું) કાવ્યસર્જનને પોતાનું મુખ્ય જીવનકાર્ય બનાવવા શાથી પ્રેરાતો હશે? કવિ જેવા સંવેદનશીલ જીવ માટે તો કોઈ પણ સમય એ પૂરતો વિષમ હોવાનો. કઈ શ્રદ્ધાને જોરે કવિ ચાલતો હોય છે?

શ્રદ્ધા શબ્દમાં શ્રદ્નો અર્થ સત્ય આપવામાં આવ્યો છે. શ્રદ્ધા એટલે સત્ય ધારણ કરવું. સંસ્કૃત શ્રદ્ અને લૅટીન credo (–"હું શ્રદ્ધા રાખું છું") એક છે. મોનિયેર વિલિયમ્સ ગ્રીક kardia (="હૃદય") સાથેના સામ્યની સંભાવના ચીંધે છે. વસ્તુનું હૃદય (the heart of matter) હાથમાં હોવું એનું નામ શ્રદ્ધા.

કવિની શ્રદ્ધા શી હોય છે?

કવિની શ્રદ્ધા શબ્દમાં છે, બલકે એની શ્રદ્ધાના બીજા પહેલુઓ દેખાય તો તે બધા પણ મૂળમાં પડેલી શબ્દમાંની એની શ્રદ્ધા સાથે સંકળાયેલા છે.

શબ્દ માણસે ઉપજાવ્યો હોય ભલે ઉપયોગ માટે, પણ કવિતામાં એનો ઉપયોગ એણે આનંદ માટે કર્યો છે. સંભવ છે કે શબ્દના જન્મથી જ એની આનંદ આપવાની શક્તિ માણસને મુગ્ધ કરી રહી હોય. પહેલવહેલો શબ્દ યોજનારની જીભ પર એનો સ્વાદ કેવો વળગી રહ્યો હશે એનો કંઈક ખ્યાલ બાળકોને નવા નવા શબ્દને વારંવાર જીભ પર રમાડતાં જોઈને આવે છે. છેક નાનપણની મારી એક સ્મૃતિ એવી છે કે મારી બા કોઈને મારે વિષે કહેતાં હતાં—મને એમનો અવાજ સંભળાય છે—કે જેને આ "હમણાં"ને બદલે "અત્યારે" કહે છે. કોણ જાણે મને એ "અત્યારે" શબ્દ બોલવાનું એટલું બધું ગમતું હતું કે બસ કોઈ કેફમાં હોઉં એમ આખો વખત "અત્યારે" "અત્યારે" બોલ્યા કરતો હતો.

પણ વ્યવહારમાં યોજાતાં, શબ્દો લપટા પડી જતા હોય છે. આખાં ને આખાં શબ્દઝૂમખાં, વાક્યોનાં વાક્યો કેવળ માનસિક અચેતનતાના–વિચારહીનતાના પુરાવા સમાં ઉદ્‌ગારાઈ રહ્યાં હોય છે, મગજને કશી જ તસ્દી આપ્યા વગર, આયતાં મળેલાં વચનોનું શુકોચ્ચારણ થઈ જતું હોય છે. એક ગુજરાતી લેખકે રિક્ષાવાળા સાથેનો એક મુસાફરનો આખો ઝઘડો છાપાંના મથાળાની ભાષામાં નિરૂપીને આ પરિસ્થિતિની હાસ્યાસ્પદતા સારી રીતે પ્રગટ કરી હતી.

કવિની રચનામાં શબ્દે શબ્દ જીવંત હોય છે. કવિ કેવળ લોકબોલી (dialect)નો ઉપયોગ કરતો નથી. ઊંડામાં ઊંડી વ્યક્તિવિભાષા (idiolect; idioma–વ્યક્તિ) વાપરી રહ્યો હોય છે. કાવ્યમાં એકએક શબ્દ પોતાની અર્થચ્છાયા—પોતાના અર્થરણન સાથે જાણે કે નવો અવતાર પામે છે. આમ, કવિ માનવ-વાણીને સંજીવની પાય છે. જે ભાષામાં કવિતા રચાવી બંધ થાય તે અનુર્વર બની જાય, ખોટકાઈ ગયેલા યંત્ર સમી માનવસમાજને કશા ખાસ કામની ન રહેવા પામે.

કવિનો શબ્દ પોતાનું આગવું બળ મેળવે છે આખા સંદર્ભમાંથી. એથી તો કોષમાં આપેલો શબ્દનો અર્થ, કવિતાને પામવાના આપણા પ્રયત્ન વખતે, કાંઈક અપૂરતો હોય છે; એટલું જ નહીં, પણ કોઈ વાર ભ્રામક પણ હોય છે. કાવ્યના કુલ અર્થસંદર્ભના પ્રકાશમાં કાવ્યના પ્રત્યેક શબ્દની અર્થસંપત નક્કી થતી હોય છે.

શબ્દ એ મૂળ તો અવાજ છે અને અર્થનો સંકેત કરે છે. કાવ્યનો સમગ્ર શબ્દસંદર્ભ જે આનંદ-વસ્તુ બની રહે છે તેમાં એનું નાદતત્ત્વ એ માત્ર ભૂમિકા જ પૂરી પાડે છે એવું નથી, એ પોતે એક મહત્ત્વનો ઘટકઅંશ બની રહે છે.

કાગળ શોધાયો, લિપિ શોધાઈ, મુદ્રણયંત્ર શોધાયું અને આપણે ચશ્માં ચઢાવીને કવિતા વાંચીએ છીએ. પણ આંખ તો બિચારી બધું તરત જ અંદરના કાનને સોંપી દેતી હોય છે. પણ કાનથી જ નહીં, કવિતા લોહીથી વાંચવાની હોય છે. કોઈ અદ્‌ભુત કાવ્યકૃતિમાં બ્રહ્માંડ ભરી દે એવો રણકો હોય, પણ પહેલો એ ઊઠે છે આપણા લોહીમાંથી.

કાવ્યને એક શબ્દનિર્મિતિ તરીકે જોઈએ છીએ ત્યારે એ કાવ્ય હોય છે એમાં કદાચ ઘણો બધો ફાળો એના સંગીતતત્ત્વનો લાગે છે. ललितलवंगलतापरिशीलन જેવી લચકીલી સંગીતભંગિઓની વાત નથી કરતો. संगीताय प्रहतमुरजाः—જેવામાં કાલિદાસ જેવા ચોથી શ્રુતિ લઘુ રાખી તે પછી જોડાક્ષર યોજીને, ઢોલક ઉપર કોઈ માથું એક તરફ નમાવી દાંત ભીડીને થાપી મારતું હોય એવો અનુભવ પ્રત્યક્ષ કરાવતા હોય, તેની પણ અહીં વાત નથી. વેદના ઋષિ नादो नदस्य એ ઉદ્‌ગાર દ્વારા એક મહાખીણ ભરીને ગાજતા, એ ખીણથી એ ખુલ્લા ગગનમાં ઊભરાતા-છલકાતા નાદથી પોતાના આત્માને ભરી રહે છે એનું પણ સ્મરણ કરવાનો ઉપક્રમ નથી. આ અને ગૌડી-વૈદર્ભી રીતિઓનાં પોતપોતાનાં આગવાં પ્રદાનો એ બધું ય કાવ્ય-કૃતિમાં હશે. પણ જે સૌથી મોટી વસ્તુ છે તે તો આખા કાવ્યની એક કલાકૃતિ તરીકે જે સંગીતમયતા છે તે છે. દરેક કાવ્યકૃતિની એક ગુંજ હોય છે; અને એ પ્રગટતી હોય છે કવિની સર્જકવ્યક્તિતાના કેન્દ્રમાં રહેલી સંગીતિમાંથી.

છંદ એને માટે અનિવાર્ય છે એવું નથી, જોકે છંદ આખી રચનામાં સંયમ, વ્યવસ્થા, પુનરાવર્તનને લીધે ઉપજતી એક જાતની ભૂરકી, એ બધાંનો સહેજે લાભ મેળવી શકે છે. પણ આપણા અનેક આચાર્યોએ काव्यं गद्यं पद्यं च—કાવ્ય પદ્યમાં તેમ જ ગદ્યમાં હોય એમ કહ્યું છે. મુક્ત છંદ યોજીને અથવા છંદોમુક્તિ મેળવીને પણ કાવ્યરચના થઈ શકે. પણ આજે જેને 'અછાંદસ' કહીએ છીએ તે રચનાઓ નકાર દ્વારા પણ

છંદનું સૂચન કરે છે, કારણ કે ગદ્ય કરતાં એ બિલકુલ ભિન્ન હોય છે. ગદ્યખંડ કરતાં એમની ગુંજ જુદી તરી આવતી હોય છે.

આપણી બોલચાલની ભાષાનો નાદવૈભવ તો ગદ્યખંડ કે ગદ્યદેહધારી કાવ્યને મુકાબલે સામાન્ય રીતે પાતળો હોવાનો. તેમ છતાં આધુનિક યુગનું એ એક વલણ રહ્યું છે કે સામાન્ય બોલચાલની ભાષા (પદ્ય-નાટકમાં તો સવિશેષ) યોજવી. પદ્ય એવું શોધવું જે બોલચાલની ભાષાના સીમાડા પર ચાલે અને જરૂર પડયે પંખાળા ઘોડાની જેમ ઉડ્ડયન કરી શકે.

'ભાષા પામવી શી રીતે?'—ફ્રેંચ કવિ રિમ્બો મૂંઝાઈને પૂછે છે. વર્ડ્ઝવર્થે કહેતાં કહી દીધું હતું કે સામાન્ય માનવીની ભાષા કાવ્યમાં અપનાવવી. પણ કવિ અપનાવે એટલે સામાન્ય માનવીની ભાષા સામાન્ય રહેવા પામતી નથી. વર્ડ્ઝવર્થનું જ એક કાવ્ય શરૂ થાય છે : I wandered lonely as a cloud "રખડતો 'તો એકલો વાદળ સમો હું." 'રખડતો'તો'—એ તો ગમે તે બોલી બેસે. 'એકલો' પણ વસ્તુસ્થિતિ જણાવતાં અથવા કાંઈક આત્મદયા પ્રગટ કરવા જતાં કોઈ ઉમેરે. પણ 'વાદળ સમો' એવું સામાન્ય માનવી ન બોલે. 'રખડતો 'તો એકલો' એટલું આપણા સૌની જેમ કહ્યા પછી કવિની વાણી તરત જ 'ટેક-ઑફ' —ઉડ્ડયન કરે છે 'as a cloud'—'વાદળ સમો.' શબ્દો સામાન્ય માનવી વાપરતો હોય એવા સાદા હોય એ સાચું, પણ કવિ યોજે ત્યારે આખી શબ્દરચના અસામાન્ય બની જતી હોય છે, અને એમાં મુખ્ય અર્પણ કવિની શબ્દરચનાના નાદતત્ત્વ ઉપરાંત એની ચિત્રો દ્વારા-કલ્પના (images) દ્વારા કામ લેવાની શક્તિનું હોય છે. 'રખડતો'તો એકલો' એટલું કહ્યું એનું મન માનતું નથી, 'વાદળ સમો' એ ઉપમા દ્વારા એ આપણને આખી પરિસ્થિતિ પ્રત્યક્ષ કરાવે છે.

કલ્પનો, ઉપમા, રૂપક આદિ કાવ્યની વાણીને અ-લૌકિકતા અર્પે છે. કાવ્યદેહે લોકવાણી અલૌકિકતા ધારણ કરે છે. કાલિદાસનો કામી નાયક દુષ્યન્ત શકુંતલાના દર્શને મધુ नवमनास्वादितरसम् એ રૂપકથી પોતાનો મનોભાવ પ્રગટ કરે છે. રાજપીપળાનાં જંગલોનો કોઈ અનામી લોકકવિ એ જ ભાવ—

> કોરી ગાગર મધે ભરી,
> કાંઈ ઉપર ચીતર્યા મોર—

—એ ચિત્રથી તરતો મૂકે છે.

કાવ્યની ભાષા પ્રત્યક્ષીકરણમાં રાચે છે. પદે પદે આકારો સામે મળવાના. પણ જેમ દરેક શબ્દના કે પંક્તિના પોતાના સંગીત કરતાં આખી કૃતિની સંગીતમયતા એ મુખ્ય છે, તેમ કાવ્યમાં સતત ડોકિયાં કરતા અનેક આકારો કરતાં આખી કાવ્યકૃતિની આકૃતિ એ મહત્ત્વની વસ્તુ છે.

કાવ્યનો શબ્દસંદર્ભ શબ્દનાં બે તત્ત્વ वाक અને અર્થનો—નાદસંદર્ભ અને અર્થસંદર્ભનો—બનેલો હોય છે અને એ બંને કાવ્યમાં, બલકે કાવ્યરૂપે, અર્ધનારીનટેશ્વરની જેમ સંયુક્ત—એકાકાર થઈ ગયેલાં જોવા મળે છે. આ એકાકૃતિ એ કાવ્ય છે.

આસ્વાદની ક્ષણે એ એકાકૃતિ આપણા અનુભવનો વિષય બને છે. પણ એ અનુભવ પૂરો થયા પછી જ્યારે કાવ્યશાસ્ત્રવિનોદ કરતા હોઈએ છીએ ત્યારે કાવ્યનાં ભિન્ન ભિન્ન ઘટકતત્ત્વો આપણી ગોષ્ઠિનો વિષય બને છે. આસ્વાદ એકાકૃતિનો, વિવેચન અંશોનું. વિવેચન ઉપર આ હંમેશનો શાપ કે છે એણે સમગ્રાકૃતિ, જે આસ્વાદક્ષણે જ અનુભવગમ્ય હોય છે, તેને છોડીને કાવ્ય-અંશોની વાતો કરીને સંતોષ માનવો રહે છે.

આમાં મુખ્યત્વે સામગ્રી અને આકાર એવા બે માર્ગે વિવેચન વળી જતું જોવા મળતું હોય છે. પણ હમણાં જ જોયું તેમ આકૃતિ એ શબ્દની—નાદ અને અર્થની—સર્વ સામગ્રીમાંથી નીપજતી હોય છે.

(૨)

આકાર એ આંખનો વિષય છે અને શિલ્પ, સ્થાપત્ય આદિ આંખની કળાઓના આકારની વાત કરીએ છીએ ત્યારે આકાર માટે કામમાં લીધેલી નોખી સામગ્રીનો વિચાર કરવો શકય છે. પણ કવિતા કાનની કળા છે. એને માટે 'આકાર' શબ્દ વાપરીએ ત્યારે શિલ્પસ્થાપત્યની જેમ તેની સામગ્રીનો ખ્યાલ કરવો યથાર્થ નહીં લેખાય. કેમ કે કવિતા શિલ્પ-સ્થાપત્યના જેવી ચક્ષુગમ્ય કળા નથી, પણ સમયમાં વિસ્તરતી રચના છે. અક્ષર પછી અક્ષર, શબ્દ પછી શબ્દ, વાકય પછી વાકય, એમ સમયમાં આગળ વધતો આખોય શબ્દ-સંદર્ભ એકવાકયતા-એકાકૃતિતા પામે ત્યારે એ કાવ્ય બને છે. કવિતા માટે આંખનો શબ્દ 'આકાર' આપણે ભલે વાપરીએ, એ આકારમાં એકેએક શબ્દના નાદ અને અર્થનું પૂરેપૂરું અર્પણ છે, એકેએક શબ્દની નાદ-સંપત્તિ અને અર્થસંપત્તિએ જ ક્રમે ક્રમે આકૃતિ ઉપસાવી હોય છે. એટલે કવિતામાં શિલ્પ-સ્થાપત્યની જેમ આકારથી જુદી સામગ્રી વિચારવાનું રહેતું નથી. કાવ્યમાં આકાર બહિરંગ નથી, અંતરંગ છે.

કવિની પ્રથમ પહેલી શ્રદ્ધા શબ્દમાં એટલે કે એ શબ્દના કાવ્યરૂપમાં-કલા-આકારમાં છે. પણ કાવ્યનો શબ્દસંદર્ભ એ નાદસંદર્ભ અને અર્થસંદર્ભનો બનેલો છે, અને અર્થસંદર્ભમાં કવિએ સંવેદેલો ભાવસંદર્ભ, ભાવનાસંદર્ભ અને શબ્દસમાજની સરજત હોઈ આખોય સમાજસંદર્ભ પ્રવેશતો હોય છે. કાવ્યની આકૃતિ બંધાવા જ પામે એમાં આ બધાં વાનાં ભાગ ભજવી ચૂકયાં હોય છે.

કવિનું ભાવસંવેદન, કવિની ભાવનાસંપત્તિ, કવિનું ધર્મદર્શન એ ઉત્કટ અને ગહન હોય તો તેનો પાસ એની કવિતામાં વરતાયા વગર રહેવાનો નહીં. એના સામાયિક ખ્યાલો, તત્ત્વજ્ઞાનવિષયક માન્યતાઓ એ પણ એની કવિતામાં અંશભૂત થવાનાં. આ બધી વસ્તુઓ એની રચનાને વધુ માતબર કરી રહેતી હોય એવું પણ જોવા મળે છે.

તે તે અંશ કવિની રચનાને એકાકૃતિ થવા આડે પણ આવી શકે, પણ જે દાખલાઓમાં સફળ એકાકૃતિ થવા પામતી હોય છે, તેમાં જે કાવ્યમાં આ બધાં વાનાં વધુ પ્રમાણમાં પ્રવેશ્યાં હોય છે તે બીજાં કાવ્યો કરતાં વધુ સમૃદ્ધ રચના નીવડવા સંભવ છે.

અહીં પ્રશ્ન એ થાય છે કે કવિની પોતાની એક માનવ તરીકેની માન્યતાઓ, ફિલસૂફી, શ્રદ્ધા હોય તો તેનો એના કાવ્ય સાથે કેવા પ્રકારનો સંબંધ હોય છે? કવિ તરીકે એને જેમાં શ્રદ્ધા છે તે તો છે શબ્દ, બલકે શબ્દસંદર્ભ, કાવ્યકૃતિ — જેનું એ સર્જન કરતો હોય છે. એના શબ્દની સદ્ધરતા-પ્રમાણભૂતતા (validity) તો એ કાવ્યકૃતિ હોય એમાં છે, પણ સાથે સાથે એનું મૂલ્ય (value) પણ ધ્યાનમાં લેવાયા વિના રહેતું નથી.

કાવ્ય એ એક સ્વયંપર્યાપ્ત, આત્મનિર્ભર સૃષ્ટિ છે અને એનું મૂલ્ય કાવ્યેતર કારણો પર આધારિત ન હોવું જોઈએ, એ વિચારનો આગ્રહ, કાવ્યમાં ભળતી વસ્તુઓ પ્રવેશી જતી જણાય ત્યારે, સાહિત્યજગતમાં રાખવામાં આવતો જોવા મળતો હોય છે અને કલા ખાતર કલા જેવા આત્યંતિક વાદનું સ્વરૂપ પણ ધારણ કરતો હોય છે.

પણ કાવ્ય તરીકેની પ્રમાણભૂતતા — 'validity' અને મૂલ્ય — value' પરસ્પર-વિરોધી વસ્તુઓ નથી. એ બે અંગ્રેજી શબ્દોનો એક જ લૅટિન ધાતુ valere (=મજબૂત હોવું) સાથે સંબંધ છે. જે કારણોએ કાવ્યની કલાકૃતિ તરીકે 'પ્રમાણભૂતતા' દૃઢ બને છે તેમાં 'મૂલ્ય'નો પણ ફાળો સંભવે છે. જે કવિઓ શતાબ્દીઓ સુધી સહસ્રાબ્દીઓ સુધી માનવજાતને વહાલા થઈ પડયા છે. તેમની કાવ્યરચનાઓ જોઈએ છીએ તો તે કલાકૃતિઓ તરીકે તો સંગીન હોય છે જ, પણ તે 'કાવ્યરચનાઓ'નું મૂલ્ય પણ માનવજાતિને હૈયે વસ્યું હોય છે.

એથી એલિયટે સૂચવ્યું કે કોઈ કૃતિ એ કાવ્ય છે કે કેમ એ કાવ્યકલાનાં ધોરણે નક્કી થાય, પણ એ કાવ્યકૃતિ મહાન છે કે કેમ તે તો જીવનના સંદર્ભમાં જ નક્કી કરવાનું રહે.

બીજી લલિત કળાઓમાં શુદ્ધ કળા સિદ્ધ કરવાનું સંભવિત હશે તેટલું કાવ્યકળામાં નથી. કવિનું માધ્યમ શબ્દ એ સામાજિક નીપજ હોઈ એના અર્થ-અંશમાં સમાજને અનેક બિંદુએ સ્પર્શતો સંદર્ભ પ્રવેશે છે. કવિની જીવનદૃષ્ટિ, કવિની માનવી તરીકેની શ્રદ્ધા—એનો સ્પંદ પણ એ અર્થઅંશમાં વરતાવાનો. શબ્દ કાવ્યમાં એનો એ રહેતો નથી, સંદર્ભવશાત્ બદલાય છે, તે છતાં કવિ માટે એના વિશિષ્ટ માધ્યમને કારણે, 'શુદ્ધ કવિતા' એ લગભગ અશક્ય આદર્શ છે.

શબ્દના નાદસંદર્ભને સૂક્ષ્મ રીતે યોજીને, અર્થસંદર્ભને ભોગે પણ ભાષાના સંગીતતત્ત્વનું અવલંબન લઈને, કલાકૃતિ આપવા જતાં માલાર્મે જેવા કવિને અપૂર્વ પ્રકારની સફળતા મળવા છતાં એવી કાવ્યસૃષ્ટિ અંગત બની જવાનો ભય રહે છે. અર્થસંદર્ભને પોતાનાં આગવાં પ્રતીકો દ્વારા સૂક્ષ્મ રીતે યોજવા જતાં રિલ્કે જેવા કવિની રચનાઓને માટે પણ એવો જ ભય ઊભો થાય છે.

કાંઈક સમતુલાની કવિતાકલામાં અપેક્ષા છે. લૅટિન ભાષામાં vates શબ્દ કવિ તેમ જ પયગંબર બંને માટે વપરાયો છે. કવિએ નર્યા કાવ્યકલાના ઉપાસક બનવાનું નથી, કેવળ પયગંબર બનવાનું નથી, કદાચ બંને એકીસાથે બનવાનું છે.

રીમ્બો, એથી, અનુરોધ કરે છે: "હું કહું છું કે આપણામાં જોવાની—દર્શનની શક્તિ હોવી જોઈએ. આપણી જાતને આપણે દૃષ્ટા બનાવવી જોઈએ." શંકરે વ્યાખ્યા આપી જ છે કવિઃ क्रान्तदर्शी—આરપાર જોઈ શકે એ કવિ. સાહિત્યાચાર્ય ભટ્ટતૌતે કહ્યું છે नानृषिः कविः, ઋષિ નથી તે કવિ નથી. ऋषिश्च किल दर्शनात्, ઋષિ બને છે દર્શનની શક્તિથી. दर्शनात् वर्णनात् चाथ कविः, કવિ બને છે દર્શનની શક્તિની સાથે સાથે વર્ણનની શક્તિ હોય ત્યારે.

કાવ્યમાં દર્શન સીધેસીધું નહીં પણ વર્ણનરૂપે—પ્રત્યક્ષીકૃત વસ્તુરૂપે હોય. કાવ્યમાં વિચારોના સ્ફટિકો ન રહેવા પામ્યા હોય. ઊર્મિદ્રવરૂપે એ પ્રસ્તુત થયા હોય. વિચાર બુદ્ધિનો વિષય જ ન રહેતાં લાગણીવત્ બનીને મૂર્તતા પામતો હોય. કાવ્યમાં thinking એટલે thinging વિચારણા એટલે વસ્તુનિર્મિતિ.

આપણા જ્ઞાની કવિઓમાં આનાં અનેક ઉદાહરણો મળે છે. નરસિંહ મહેતા આ આખા વિશ્વપ્રપંચ અંગેનો પોતાનો ખ્યાલ માત્ર પાંચ શબ્દોમાં એક અપૂર્વ ચિત્ર આપણી આગળ ખડું કરી દઈને આપે છે:

બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.

કબીરસાહેબ માયાની અપરંપાર શક્તિનો, એક આબેહૂબ ચિત્ર આંકી આપીને, નિર્દેશ કરે છે:

रमैया की दुलहने लुटल बजार ।

પરમાત્માની નવવધૂએ આખી બજારમાં લૂંટલૂટા કરી દીધી છે, મોટા મોટા મુનિઓ, તપસીઓ, સિદ્ધોની બધી સંપત પડાવી લીધી છે,—એ કાંઈક હાસ્યપ્રેરક ચિત્ર માયાના દુર્દમ્ય સામર્થ્યને સચોટ રીતે પ્રત્યક્ષ કરાવી રહે છે.

કાવ્યમાં જે સંક્રાન્ત કરવાનું છે તે તો છે કાવ્ય, ફિલસૂફીસંભાર નહીં. પ્રાપ્ય છે કાવ્યાનુભૂતિ, માત્ર તત્ત્વવિચાર નહીં. કાવ્ય, આનંદશંકર ધ્રૂવે દર્શાવ્યું છે તેમ, अमृता आत्मनः कला—આત્માની અમૃત (૧. અમર, તેમ જ ૨. સુધામયી) કલા છે. કાવ્ય આપણી માત્ર લાગણીને, આપણી માત્ર બુદ્ધિને કે આપણી સંકલ્પશક્તિને સ્પર્શતું નથી, આપણા સમગ્ર સંવિતને, આપણા આત્માને વ્યાપી વળે છે. કાવ્યના પણ એકાદ અંશને જ આપણે આસ્વાદતા નથી. કૃતિની અખિલાઈને આપણા વ્યક્તિત્વની અખિલાઈ વડે આપણે અનુભવીએ છીએ. એક ઉત્તમ કાવ્યના અનુભવ પછી, આપણું ઊર્મિતંત્ર કે વિચારતંત્ર વધુ સમૃદ્ધ થયું એટલું જ બનતું નથી, આપણું આખુંય સંવિત્તંત્ર, આપણી સમગ્ર ચેતના, કહો કે, નવો અવતાર પામે છે.

હિંદ પશ્ચિમના સંપર્કમાં મુકાયું તે પછી રાજા રામમોહન રાયના સમયથી હિંદનો પ્રબોધકાળ (રિનેસાંસ) શરૂ થયો. હિંદની બધી ભાષાઓએ પ્રફુલ્લન ફ્લન અનુભવ્યું. છેક ગાંધીયુગ સુધી એ પ્રબોધકાળ ચાલ્યો. સાહિત્યક્ષેત્રે મબલક ફસલનો એ કાળ હતો. બેંતાલીસની 'હિંદ છોડો'—લડત, બંગાળનો દુષ્કાળ, બીજું વિશ્વયુદ્ધ, અણુબૉમ્બ, હિંદની સ્વાતંત્ર્યપ્રાપ્તિ, દેશના ભાગલા, સ્વાતંત્ર્યોત્તર સમસ્યાઓ—આ બધી ઘટનાઓ ભારતવાસીની ચેતનાને વળી એક નવા વળાંક પર લઈ આવી છે. એક નવો બીજો પ્રબોધકાળ જાણે આરંભાતો ન હોય. પહેલા પ્રબોધકાળમાં પરશાસનની ધૂંસરી ફગાવવાની હતી. ભારતની જિજીવિષા ત્યારે સક્રિય બની. ભારતીયતાની ખોજનો એ સમય હતો. આજે એ ખોજ પૂરી થઈ છે એવું નથી, પણ જાગ્રતિ-કતાની ખોજનો સાહસભર્યો પુરુષાર્થ આપણે યુગ બળથી પ્રેરાઈને આદરી ચૂકયા હોઈએ એવાં ચિહ્નો દેખાય છે. બંગાળીના, તમિળના, તેલુગુના લેખકને કોઈ એની ભાષાના કે ભારતના લેખક તરીકે બિરદાવશે તો એથી એને હવે ભાગ્યે જ સંતોષ થશે. એને તો દુનિયાનાં સાહિત્યિક ધોરણોથી પોતે મૂલવાય એ જોઈએ છે. જે અર્થમાં કોઈ આધુનિક ફ્રૅંચ કે જાપાની કવિ કવિ છે તે અર્થમાં પોતે કવિ છે કે નહીં એ જાણવામાં જ એને રસ છે.

દુનિયા સાંકડી થતાં આમ બનવું અનિવાર્ય છે. પણ પોતાનાં મૂળિયાં પોતે ખોઈ ન બેસે એ પણ એણે જોવું જોઈએ. પોતાની ધરતીમાં એનાં મૂળિયાં જેટલાં ઊંડાં હશે તેટલો ઊંચો વિશ્વકવિ એ થઈ શકવાનો. આમ, ભારતીયતા, એક નવતર રીતે, એ હવે સિદ્ધ કરવાનો.

દરેકને પોતાનો યુગ કપરો લાગતો હોય છે. યુગે યુગે કળિનાં વર્ણનો લખાતાં હોય છે. આપણે ત્યાંના કળિકાળના ગરબા જુઓ. આજનો આપણો સમય સુરાસુરબળોના સંઘર્ષની દૃષ્ટિએ અપૂર્વ જ હશે એમ માનવાની જરૂર નથી. તેમ છતાં કોઈક લાક્ષણિકતાઓ આ યુગની હોઈ શકે. યુરોપે 'રિનેસાંસ' (૧૫મી સદી) પછી જીવનના કેન્દ્રમાંથી ભગવાનને ઉઠાડીને માનવને બેસાડયો. આજે હવે એ સ્થિતિ આવી છે, જ્યારે કેન્દ્રમાં માનવ નહીં પણ એનું શરીર દેખાય છે. જીવનધોરણ એ આરાધ્ય દેવ છે, આજના જગતની બંને છાવણી-ઓમાં ભગવાનને સંદર્ભમાળખા તરીકે ન સ્વીકારીએ એટલે માનવ પણ પદભ્રષ્ટ થવાનો, એનું શરીર પ્રાધાન્ય પામવાનું. શરીરને માટે, ગરીબાઈ જેટલી જ સમૃદ્ધિ પણ આપત્તિરૂપ છે. અમેરિકા તો ઠીક, સ્વીડન સમૃદ્ધ છે પણ એનાથી સમૃદ્ધિનો ઓથાર વેઠાતો નથી; આત્મહત્યાનો આંક ત્યાં સૌથી ઊંચો છે. શરીરકેન્દ્રી જીવનરચનાનું માહાત્મ્ય આપણા યુગમાં વધતાં એકલ-વાયાપણું, પરાયાપણું, બેહૂદાપણું, નિ:સારપણું, એ બધી મનોરુગ્ણતાઓ વકરવા માંડી હોય એવું ચિંતાભર્યું દૃશ્ય દેખવા મળે છે. વિજ્ઞાને ખડકેલી સગવડો એ તો એને વધુ ઉત્તેજના આપનાર બની બેસે એ સ્વાભાવિક છે.

દરેક જમાનાને એનાં સંશયો, હતાશા, નિરાશા, નાસ્તિકતા હોય છે. ગીતામાં શ્રદ્ધાની સાથે એનો વિરોધી શબ્દ અસૂયા આપવામાં આવ્યો છે. (श्रद्धावाननसूयश्च, ૧૮–૭૧; श्रद्धावन्तोऽनसूयन्तः ૩૦–૩૧ શ્રદ્ધા એટલે સત્યનો સહજભાવે સ્વીકાર; અસૂયા એટલે બબડાટ, ઈર્ષ્યા. શ્રદ્ધા એટલે नेति, અસૂયા એટલે नास्ति. આ નજર આગળ જોઈએ છીએ તે પણ નહીં, એનાથીય કંઈક અદકું, કંઈક વિશેષ, એમ કહીને નેતિવચન કંઈક અગોચરની સ્થાપના કરે છે, સ્વીકૃતિ ઉચ્ચારે છે. જે કંઈ આગળ લાવીને મૂકો તેના પર નાસ્તિવચન છેકો મૂકે છે એટલું જ નહીં, એ વાતનો મોટે મોભારે મહિમા કરે છે. પણ આવા શૂન્યવાદ માટે લાંબો વખત તમાચા મારીને મોં લાલ રાખવાનું મુશ્કેલ છે. કશાને ટકવા ન દો તો શૂન્યવાદે લડવું પછી કોની જોડે? એલિયટે લેસ્લી પૉલ સાથેના વાર્તાલાપમાં કહેલું: "શૂન્યવાદ જે વસ્તુઓને ધિક્કારી કાઢે છે તેમની ગેરહાજરીમાં એને પોતાને જ ટકવું અશક્ય છે. શૂન્યવાદને પોતાને પણ નાબૂદ થવું રહે છે." શૂન્યવાદ પોતે કંટાળારૂપ બની બેસે છે. આજનાં સામૂહિક રંજનસાધનો માણસને પગભર—હૃદયભર કરી શકે

એવું પણ નથી. એલિયટ કહે છે : 'મને લાગે છે કે શુદ્ધ ભૌતિક સંસ્કૃતિનો અંજામ, એણે યાંત્રિક સિદ્ધિઓ અને સામૂહિક રંજનસાધનો ઉપજાવ્યાં હોવા છતાં—અલબત્ત, આણુબૉમ્બના સ્ફોટથી ખરેખર વિનાશ ન ઊતરે તો—નર્યા કંટાળામાં આવવાનો. ધર્મ વગરની પ્રજા અંતે જોવાની કે જેને માટે જીવવું ગમે એવું એની પાસે કશું નથી.'

કવિતા અર્વાચીન યુગમાં ધર્મનું સ્થાન સંભાળે એવી ઇચ્છા મૅથ્યુ આર્નોલ્ડે અને આઈ. એ. રિચાર્ડ્ઝે પોત પોતાની રીતે કરી છે. તેટલી બધી જવાબદારી ભલે કવિતા ન ઉઠાવે, ન ઉઠાવીયે શકે, તેમ છતાં કવિતાનું જન્મવું એ જ આધ્યાત્મિક સજીવતાનો પુરાવો છે. એ અર્થમાં આપણા યુગમાં કવિતા પણ યંત્રવૈજ્ઞાનિક સભ્યતાની વચ્ચે માનવીય ગૌરવથી ઊભા રહેવાના માનવના પ્રયત્નમાં જરૂર ઉપકારક નીવડશે. કવિ ગાય છે એનો અર્થ જ એ કે એને જીવનમાં, આ વિશ્વમાં માનવજીવન એ એક મહાન બક્ષિસ છે એ વાતમાં, શ્રદ્ધા છે.

અંતે, શબ્દની વાત કરતાં કરતાં મૌનના મુકામ પર આવવાનું રહે છે. નૈષ્કર્મ્યની સિદ્ધિ કર્મના ઝંઝાવાત વચ્ચે પામવાનો કીમિયો ગીતા બતાવે છે. કાવ્યરચનાની—શબ્દસાધનાની વચ્ચે નૈ:શબ્દસિદ્ધિ પામવાની છે. આ અંગે સ્મરણ થાય છે વ્યાસનું—મહાભારતમાં પોતપોતાનાં નાનાંમોટાં અનેક અર્પણો કરી છૂટનાર વિશાળ કવિવૃંદની વચ્ચે એ કાવ્યનું કાઠું બાંધનાર જે કોઈ મુખ્ય હોય તે કવિઋષિનું, અને એમને વિષે ઉચ્ચારાયેલા શ્રીકૃષ્ણના વચનનું.

વ્યાસ વિષે શ્રીકૃષ્ણ કહે છે : मुनीनामप्यहं व्यासः, મુનિઓમાં હું વ્યાસ છું. મુનિ એટલે તો મૌનપરાયણ તપસ્વી. આવડું મોટું મહાભારત રચનાર વ્યાસ એ મૌનપરાયણ ઋષિઓમાં શ્રેષ્ઠ?

કૌરવો અને પાંડવોના પિતા ધૃતરાષ્ટ્ર અને પાંડુના જન્મમાં વ્યાસને નિમિત્ત બનવું પડયું હતું. મહાભારત કથાની રેખાએ રેખા સાથે વ્યાસનું, લોહીસંબંધને લીધે, તાદાત્મ્ય છે. જે ક્લેશદાવાનલ પ્રગટયો તેને ન તો પોતે, ન શ્રીકૃષ્ણ જેવા પુરુષોત્તમ પણ ખાળી શક્યા. જે સૃષ્ટિનું સર્જન થવામાં પોતાને સ્થૂળ નિમિત્ત બનવાનું આવ્યું હતું, તેનું વિસર્જન પણ પોતાની નજર આગળ થતું એમણે જોયું. એ મૌનમાં ડૂબી ન જાય તો બીજું થાય પણ શું? પણ આખા સર્જનક્રમને આત્મામાં ધારણ કરનારના હૃદયમાં મૌન 'મહાભારત'નો વિરાટ કાવ્યાકાર પામે છે. વ્યાસ ભગવાનનું મૌન ત્રૈકાલિક જીવનમાં સ્ફુરતી પરમાત્મલીલાના ગાનના શ્રીમદૂર્જિત—સુંદરભવ્ય ફુવારારૂપે ઊછળી રહે છે.

માનવવાણીનો આવો ઉપયોગ કરી શકનાર કવિ આ પૃથ્વીની વિદાય લીધા પછી જરૂર એમ કહેતો કહેતો જવાનો—

'અમૃત લઈ આવ્યો અવનિનું.'

## ☆ ☆ ☆ શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી'માં પ્રભુનાં દર્શન

લેખક: **શ્રી સુન્દરમ્; શ્રી અરવિંદ આશ્રમ,** પોંડિચેરી (જૂનાગઢ ગુજરાતી સાહિત્ય પરિષદમાં પ્રમુખસ્થાનેથી આપેલા વ્યાખ્યાનમાંથી)

પ્રભુ જેવું કં છે ખરું? એ પ્રશ્ન જ્યારે માનવને ઉત્કટ રીતે ઊઠેલો છે ત્યારે તેનો જવાબ અવશ્ય મળેલો છે. બેશક, પ્રભુ માનવને, સૌ કોઈને માટે હંમેશાં પ્રગટ નથી. नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः (ગીતા, ૭.૨૫). પણ એ પ્રગટ થાય છે, જ્યારે અને જ્યાં એની રુચિ થાય ત્યાં, यमेवैष वृणुते तस्य विवृणुते तनूं स्वाम्. અને પછી વેદનો ઋષિ બોલી ઊઠે છે, वेदाहमेतम् पुरूषम्. કુરુક્ષેત્રમાં અર્જુનના આત્માને આ મિલનની આકાંક્ષા જન્મે છે, પ્રભુનું ऐश्वरं रूपम् તેને જોવાની ઇચ્છા થાય છે ત્યારે તેને દિવ્યચક્ષુ આપી પ્રભુ પોતાનું એ રૂપ દર્શાવે છે.

પ્રભુની જેવી રીતે આત્મ-નિગૂહનની ક્રિયા છે. તેવી જ રીતે આત્મ-પ્રકટનની પણ ક્રિયા છે. પ્રભુની આ દિવ્ય ચેતના વિશ્વની આવશ્યકતા પ્રમાણે વિશ્વમાં પ્રગટ થતી રહેલી છે. આમ તો આ આખું વિશ્વ એ પોતે જ પ્રભુનું રૂપ છે, પરંતુ એ બધું યોગમાયામાં અને તેણે સર્જેલા અંધકારમાં ડૂબેલું રૂપ છે. એ અંધકારમાં, કારાગારની કરાળ દીવાલોની અંદર, મહામેઘલી રાતે, પ્રભુ પોતાની જ્યોતિ પ્રગટ કરે છે. અને જગત સાથે તે અનેક રીતના, સર્વ રીતના સંબંધોમાં આવે છે. આ સચ્ચિદાનંદ મહાતત્ત્વ વિશ્વમાં, વિશ્વના વ્યાપારમાં પોતાના ઊર્ધ્વ સત્ ને, ઊર્ધ્વ ચિત્ ને, ઊર્ધ્વ દિવ્ય આનંદને અરૂપ રહીને તેમ જ સરૂપ બનીને મૂકતું રહે છે, સક્રિય કરતું રહે છે, ક્રમે ક્રમે પોતાની વધુ ને વધુ સ્થાપના કરતું રહે છે અને પોતાના વિશ્વરૂપ આવિર્ભાવને વધુ ને વધુ મૂળ દિવ્ય કોટિના રૂપ તરફ લઈ જતું રહે છે. પ્રભુ પોતાના પરમ સત્‌ને હિરણ્મય પાત્રથી ઢાંકીને બેઠેલા છે, અને માનવની પ્રાર્થના થતાં એ ઝળહળતા સુવર્ણની આંગી ઉતારીને તેની પાછળના શુદ્ધ રૂપમાં પ્રગટ થાય છે. પોતાના પરમ ચિત્ ને, પરમ ચિતિને તે દુર્ગા અને કાલી રૂપે, સરસ્વતી અને લક્ષ્મી રૂપે જગતના વ્યવહારમાં વહેતી કરે છે અને કામાદિખલદલનું ભંજન કરે છે. તો વળી આ સત્ અને ચિત્‌ના પૂર્ણ સામર્થ્યને ધારણ કરી પોતાની શક્તિથી અસુરોનું અને દનુજોનું નિકંદન કરતા તે માનવના નેત્ર અને હૃદયના વિરામરૂપ રામ રૂપે અને પ્રાણીમાત્રના કર્ષણ રૂપ મહાકૃષ્ણ રૂપે પ્રગટ થાય છે. એમની દ્વારા વ્યક્ત થતા સત્યથી પૃથ્વીનું ધારણ થાય છે, એમની દ્વારા ક્રિયામય થતી શક્તિથી સપ્ત તાલ અને રાવણનાં દશ શિર છેદાય છે, ટચલી આંગુલિ પર ગિરિ ગોવર્ધન તોળાય છે, તો સુદર્શન-ચક્રથી શિશુપાલનું મસ્તક ધરણી પર ઢળે છે અને આભમાંનો સૂર્ય આચ્છાદિત બની દિવસની રાત્રિ સર્જાય છે અને તે દ્વારા દિવ્ય હેતુ સધાય છે. અને એ પ્રભુનું 'કંદર્પ અગણિત રુચિર શુચિ છબિ'વાળું મધુર રૂપ ભક્તના હૃદયને પરમ શાતા આપે છે, તો એ રુક્મિણીના અંતરને આકર્ષતો 'ભુવનસુંદર' અખિલ સૌંદર્યનિધિ કૃષ્ણ આત્મામાત્રને પોતાની રાસલીલામાં રસથી અભિસિંચિત કરે છે. માનવનાં અજ્ઞાન અને અહં આગળ તે લુપ્ત પણ થઈ જાય છે, તો પ્રાયશ્ચિત્તના તપોઅગ્નિ આગળ તે પાછો પ્રગટ પણ થાય છે અને માનવ-અજ્ઞાનનાં સર્વ વસ્ત્રો હરી તેને પ્રકાશના વાઘા સજાવે છે.

પરમ તત્ત્વની આવી બહુવિધ લીલા જેટલી કાવ્યમાં ગૂંથાઈ છે, તેથીયે અધિક તે સૂક્ષ્મ અનુભૂતિ અને સાધનાનો વિષય બનેલી છે. 'ધ્યાનાવસ્થિતતદ્‌ગતેન મનસા' યોગીઓ તેને જોતા રહેલા છે, તો તપ અને આરાધનાથી પુનિત બનેલાં ચક્ષુ વડે યોગના અન્ય સાધકો તેને પ્રત્યક્ષ જોતા અને અનુભવતા પણ રહેલા છે. એવી કોઈ અનુભૂતિનું વર્ણન કરતો ભક્ત નરસૈંયો ગાઈ ઊઠે છે:

'નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો,'

તો મીરાં જેવાં અનેક હૃદયો ઉદ્‌ગારી ઊઠે છે :

'આધી રાત પ્રભુ દરસન દીનો જમુનાજી કે તીરા.'

આવી એક અનુભૂતિનું કોઈક વધારે સૂક્ષ્મતા અને ગહનતાવાળું અને ગુહ્ય સત્યના ઉપર પૂરેપૂરું મંડિત દર્શન અહીં આપવા મન થાય છે. એ છે શ્રી અરવિંદે પોતાના મહાકાવ્ય 'સાવિત્રી'માં આપેલું અશ્વપતિને થયેલા પ્રભુના સાક્ષાત્કારનું વર્ણન. આ મહાકાવ્યમાં માત્ર કથાનો જ તંતુ નથી, પરંતુ એ કથાવસ્તુના પ્રતીક દ્વારા વિશ્વની ગુહ્ય વાસ્તવિકતાનો આપણને પ્રથમ વાર ઉપલબ્ધ થતો એક વિસ્તૃત, સાંગોપાંગ, અને કહી શકીએ કે, પ્રમાણભૂત એવો આલેખ છે. આપણાં મહાકાવ્યોની સૃષ્ટિમાં સૂક્ષ્મ જગતો અને પરલોકોના ઉલ્લેખો આવતા રહે છે. માત્ર ઉલ્લેખો નહીં પણ એ બધા પરલોકો આપણા આ ભૂલોકના જેવા જ પ્રત્યક્ષ, ચક્ષુગમ્ય હોય તેવી રીતે સંકળાયેલા અને વ્યવહારનો વિષય બનેલા છે, અને તે એટલે સુધી કે એની પાછળ કશું ગુહ્ય કે સૂક્ષ્મ તત્ત્વ હોય તેવી કશી છાયા ઉત્પન્ન થતી નથી. શ્રી અરવિંદે એમની યૌગિક અનુભૂતિઓને આધારે આ સ્થૂલ વિશ્વની પાછળ જે સૂક્ષ્મ ગુહ્ય વાસ્તવિકતા રહેલી છે તેની આપણને પહેલી વાર સાચી પિછાન આપી છે એમ આપણે આ કાવ્યમાં જોઈ શકીએ છીએ અને આ કાવ્ય દ્વારા એ ગહનતાઓના મૂર્ત સ્પર્શમાં આવી શકીએ છીએ.

આખા વિશ્વને તેના સ્થૂલ અને સૂક્ષ્મ, ગુહ્ય અને ગુહ્યતમ સ્વરૂપમાં ત્રણે કાળની ગતિમાં પોતાનો વિષય કરતા આ મહાકાવ્યનો કથાતંતુ અને પાત્રસૃષ્ટિ આ પહેલાંનાં મહાકાવ્યોની સરખામણીમાં ઘણાં અલ્પ છે. લગ્ન પછી એક વર્ષમાં મૃત્યુ જેના ભાવિમાં છે એવા સત્યવાનને વરેલી સાવિત્રી, અશ્વપતિ રાજાની પુત્રી, યમના ઉપર વિજય મેળવી એની પાસેથી સત્યવાનને પાછો મેળવે છે અને જગત માટે દિવ્ય સૃષ્ટિની સ્થાપનાનું કાર્ય આરંભે છે એ એનું કથાવસ્તુ છે. સાવિત્રી, તેના પિતા રાજા અશ્વપતિ અને તેની રાણી, સાવિત્રીએ પોતાના જીવનસાથી તરીકે પસંદ કરેલો એક વખતનો રાજકુમાર સત્યવાન, ત્રિકાલજ્ઞ નારદમુનિ, પરમાત્મા અને તેમની મૂર્ત શક્તિરૂપ મા ભગવતી અને આ સ્થૂલ વિશ્વના એકમાત્ર નિયંતા એવા યમદેવ એ આ કથાનાં સક્રિય પાત્રો છે, અને બાકીમાં તો બ્રહ્માંડની એકેએક વસ્તુ, સ્થૂલ અને સૂક્ષ્મ સૃષ્ટિઓ અને તેનાં તત્ત્વો અને સત્ત્વો, બ્રહ્માઓ, દેવો, અસુરો અને રાક્ષસો, સ્વર્ગો અને નરકો, અનેકાનેક જગતો, અને છેવટે એમાં આ કાવ્યના વાચકો, પૃથ્વીના સર્વ માનવો 'આપણે'—એ બધાં આ કાવ્યમાં યથાતથા નિજ નિજ સ્થાને પોતાનો ભાગ ભજવતાં રહે છે.

આમાં કથાની અંદર કથાવસ્તુના કાલાનુક્રમે સૌથી પ્રથમ સક્રિય થનારું પાત્ર તે અશ્વપતિ રાજા છે. એ માત્ર એક નાનકડા રાજ્યનો રાજા નથી, પણ શ્રી અરવિંદે આ પ્રાચીન કથાના વસ્તુને માનવજાતિ માટે એક નવા દિવ્ય દર્શનના ધબકારથી ભરી દઈને તેને એક સાંકેતિક પ્રતીકાત્મકતા આપી છે તે મુજબ, આમાં આવતાં સર્વ પાત્રોની માફક અશ્વપતિ પણ એક મહા વિશ્વવિભૂતિ તરીકે રજૂ થાય છે. એ માત્ર નિઃસંતાન એવો સંતતિકાંક્ષી રાજા નથી, પરંતુ પૃથ્વી પર એક મહાકાર્ય લઈને અવતરેલો ઊર્ધ્વસૃષ્ટિનો મહા આત્મા છે :

> A thinker and toiler in the ideal's air,....
> His was a spirit that stooped from larger spheres....
> A colonist from immortality. (૧.૩.પૃ.૨૨*)

કોઈ આદર્શની હવામાં રમમાણ મહાચિંતક અને કર્મયોગી એવો એનો આત્મા કોઈ બૃહદ્ બ્રહ્માંડોમાંથી પૃથ્વી ઉપર આવેલો હતો, અમૃતત્વના પ્રદેશમાંથી તેનું સંસ્થાન સ્થાપવાને તે પૃથ્વી ઉપર આવ્યો હતો. આ સ્થાપના માટે તેણે પછી યોગ આદર્યો. માનવ તરીકે, માનવની પૂરી પ્રકૃતિમાં ઊતરેલા અને તેમાં લીન

*'સાવિત્રી' મહાકાવ્યની જૂની બે ભાગની આવૃત્તિ (૧૯૫૦)ના પૃષ્ઠાંક અત્રે આપવામાં આવ્યા છે.

અને લુપ્ત થઈ ગયેલા આત્મા તરીકે તેણે એક દીર્ઘકાલીન સાધના દ્વારા પ્રથમ પોતાનો આત્મસાક્ષાત્કાર કરી પ્રકૃતિમાંથી મુક્તિ સાધી લીધી.

His centre was no more in earthly mind,....
He neared the still consciousness sustaining all. (પૃ.૩૧)

પૃથ્વીના પાર્થિવ મનમાંથી નીકળી તે વિશ્વને ધારણ કરનારી શાંત ચેતનામાં પહોંચ્યો. પૃથ્વી ઉપર રહ્યાં રહ્યાં શકય તેટલી પૂર્ણ આત્મસિદ્ધિ તેણે પ્રાપ્ત કરી લીધી. અને ત્યાંથી પછી પૃથ્વી પારના અજ્ઞાતના ભીષણ જોખમોથી ભરેલા પ્રદેશો માટે તે નીકળી પડયો, કોઈ નવા જ સ્થળ અને કાળમાં.

He broke into another Space and Time. (પૃ. ૮૪)

અને ત્યાંથી પછી શ્રી અરવિંદ અશ્વપતિને આપણા સ્થૂલ સ્થલકાળથી પર એવાં જે અનંત બ્રહ્માંડો આવેલાં છે તેની એક દીર્ઘ યાત્રાએ લઈ જાય છે. લગભગ બસો પૃષ્ઠના ૧૫ સર્ગોના બનેલા બીજા પર્વમાં —બ્રહ્માંડયાત્રીનું પર્વ—શ્રી અરવિંદ આપણને વિશ્વના અનેક ગુહ્ય વાસ્તવિકતાવાળા પ્રદેશો, ઉચ્ચતમ સ્વર્ગો અને નિમ્નતમ પાતાળો અને તે સર્વથી ઉપર વિશ્વસર્જનના છેક કેન્દ્રમાં બેઠેલી પરમાત્માની દ્વિદલ ચેતના સુધીની વાસ્તવિકતાઓમાં લઈ જાય છે. અને ત્યાંથી પછી એ મૂર્ત સાકાર બનેલાં બ્રહ્માંડોથી, વ્યક્ત સૃષ્ટિથી ઉપર અશ્વપતિની ગતિ શરૂ થાય છે. ચૈતન્યના પ્રદેશની એક અકલ્પ્ય એવી પ્રલંબ યાત્રા બાદ અશ્વપતિ વિશ્વના મૂલતમ તત્ત્વમાં પહોંચે છે અને ત્યાં તેને પરમાત્માનું દર્શન થાય છે અને પછી તેમની શક્તિનું દર્શન, તેની અનુભૂતિ, અને તેનામાં તેનો અવતાર થાય છે. આપણાં પુરાણોએ પરમાત્માના પરમ સ્વરૂપ વિષ્ણુથી માંડી બીજા અનેક દેવોનાં વિવિધ રૂપો વર્ણવ્યાં છે, એ રૂપોની સૂક્ષ્મ વાસ્તવિકતા છે જ. પરંતુ શ્રી અરવિંદ આપણા આ પરિચિત નામરૂપધારી દેવો કરતાં વધારે સૂક્ષ્મ રીતના તથા ઊર્ધ્વ સ્વરૂપના પરમ તત્ત્વનું આપણને જે દર્શન આપે છે તેવું દર્શન જગતના સાહિત્યમાં કયાંય અંકિત થયેલું નથી. અશ્વપતિને થયેલા એ મહાદર્શનનો પરિચય કરી આપણે પણ એ મહાદર્શન કરીએ.

સર્વ, વ્યક્તમાત્ર સૃષ્ટિથી પર રહેલા અવ્યક્તની સીમા ઉપર પહોંચવું એ કેવી તો વિરાટ ઊર્ધ્વગમનની પ્રચંડ ક્રિયા માગી લે છે અને તે પછી જ વિશ્વની આદિમ મૂળ પરમ સત્તા, પરમાત્મા આપણને પ્રત્યક્ષ થાય એ વસ્તુની ભૂમિકા પ્રથમ શ્રી અરવિંદ બાંધી આપે છે. આપણે હવે આ મહાકાવ્યના ત્રીજા પર્વ—મા ભગવતીના પર્વમાં પહોંચીએ છીએ. 'અજ્ઞેયની આરાધના'ના તેના પ્રથમ સર્ગમાં શ્રી અરવિંદ અશ્વપતિને મહાશૂન્યના ઉંબર પર મૂકી આપે છે.

Alone and fronting an intangible Force....
His spirit faced the adventure of the Inane. (૩. ૧, પૃ. ૨૭૯)

અશ્વપતિ, કેવળ એકલો, કેમ કે આટલી દીર્ઘતમ ગુહ્યતમ સાધનામાં એની સાથે ભૂતલનું કોઈ તત્ત્વ આવી શકે તેમ નથી, કોઈ અગ્રાહ્ય એવી શક્તિ સંમુખ ખડો છે, એનો આત્મા મહાશૂન્યની સાહસયાત્રા માટે સજ્જ બન્યો છે. અને એ મહાશૂન્યના પ્રદેશમાં એ પ્રવેશે છે ત્યારે શું બને છે? 'રૂપની કોઈ સૃષ્ટિઓ હવે તેના સાથમાં રહેતી નથી. ચિત્તની દીર્ઘતમ યાત્રા અંત પામી જાય છે, કર્મ પાછળની મહા સંકલ્પશક્તિ નિષ્ફળ નીવડી થંભી જાય છે, અવિદ્યાએ રચેલાં કમઠાણો ભાંગી પડે છે, અને આ વિશ્વને ધારણ કરતો આત્મા પણ કોઈ તેજોમય અપૂર્ણતામાં મૂર્છિત થઈ જાય છે.' ચેતના એક એવી નકરી ભીષણ નીરવતામાં બેસી જાય છે કે જેમાંથી પછી જીવનનાં નામરૂપોનું ગૌરવ, જીવનની મધુર સંવાદિતાઓ અલ્પ વસ્તુઓ બની જાય છે, અને બધું લુપ્ત થઈને એક સૂક્ષ્મ આનંદમય અભાવ છવાઈ જાય છે. એટલું જ નહીં, વિશ્વના જે બ્રહ્માઓ છે તેમનાં નામરૂપો પણ હવે શેષ રહેતાં નથી. એમણે યોજેલાં અને રચેલાં સુગ્રથિત મહાન બ્રહ્માંડોથી પર થતો થતો અશ્વપતિ આગળ વધે છે. એ બ્રહ્માંડોને એક પછી એક ભાંગીને ભુક્કા કરી નાખવામાં આવે છે:

The Demiurges lost their names and forms,
The great schemed worlds that they planned and wrought
Passed, taken and abolished one by one. (એજન)

વિશ્વમાત્રનું આમ પૂર્ણ વિસર્જન થયા પછી અશ્વપતિને હવે આ દર્શન થાય છે:

The universe removed its coloured veil,
And at the unimaginable end
Of the huge riddle of created things
Appeared the far-seen Godhead of the whole. (એજન)

વિશ્વ સમસ્તના પ્રભુ ત્યાં દૃષ્ટિગોચર થયા. ક્યાં? કેવી રીતે? વિશ્વ અત્યાર સુધી પોતાના ઉપર જે રંગીન બુરખો ધારણ કરીને બેઠેલું હતું તે હવે તેણે હટાવી લીધો, અને એ આવરણની પાછળ, આ સરજાયેલી સૃષ્ટિની જે પ્રચંડ સમસ્યા છે તેના કલ્પનાતીત એવા સીમાડે (કવિ અહીં માત્ર સૃષ્ટિના સીમાડે એમ નથી કહેતા, પણ આ સૃષ્ટિ જે આપણે માટે મહા પ્રશ્નરૂપ છે એ પ્રશ્નરૂપ સૃષ્ટિઓનો કલ્પનામાં પણ ન આવે તેવો જે સીમાડો છે ત્યાં, આ સૃષ્ટિઓની છેલ્લામાં છેલ્લી અવસ્થાએ) પ્રભુ દેખાય છે, કેવા, દૂર દૂરથી નજરે પડતા—far-seen, દૂરતમે તદ્દૂરે. એ છે વિશ્વના પરમ વિષ્ણુ, નારાયણ. પણ એનું નામ પાડયા વિના જ કવિ આગળ વધે છે, કેમ કે આપણે શેષશાયી વિષ્ણુના શંખ ચક્ર ગદા પદ્મ ધારનાર નાભિકમલવાળા રૂપથી પણ આગળ જઈએ છીએ. તો હવે આ પ્રભુનાં કેવાં દર્શન થાય છે?

His feet firm-based on Life's stupendous wings,
Omnipotent or lonely seer of Time,
Inward, inscrutable, with diamond gaze. (એજન)

અશ્વપતિને પ્રથમ તો પરમાત્માનાં ચરણ દેખાય છે. એ ચરણ જીવનતત્ત્વની વિરાટ પાંખો ઉપર સુદૃઢ રીતે મંડાયેલાં છે, વિષ્ણુને આપણે ગરુડ ઉપર, ગગનગામી મહાબલ જીવનશક્તિ ઉપર સવારી કરતા કલ્પેલા છે, પણ આ મહાતત્ત્વ એ જીવન-ગરુડની પાંખો ઉપર ઊભેલું છે. એને બેસવાની જરૂર નથી. એનામાં એવી પોતાની શક્તિ છે કે આ ગતિમાન પાંખો ઉપર પણ તે દૃઢ રીતે પોતાની જાતને નિબદ્ધ રાખી શકે છે. એમાંથી જ પ્રભુની સર્વશકિતમત્તા વ્યક્ત થાય છે. અથવા કવિ વિકલ્પ રૂપે બીજું વર્ણન આપે છે કે એ કાલના કેવળ એકમાત્ર એકઅકેલા દૃષ્ટા છે. એ જો સર્વશક્તિમાન છે તો પછી એમનું સમોવડિયું કોઈ તત્ત્વ હોઈ શકતું નથી, એટલે એ પોતે સર્જેલા કાળના એકમાત્ર દૃષ્ટા છે. પણ તે માત્ર પોતાના જગતને આંખો માંડીને જોયા કરે છે એમ નથી. એમની દૃષ્ટિ, એમની ચેતના પોતાની અંદર પણ સ્થિર બેઠેલી છે, inward. અને ત્યાં તેમની ભીતરમાં એ પોતે શું શું છે, શું શું અનુભવી રહેલા છે, તો કે તે આપણને અગમ્ય છે, inscrutable. પરંતુ તે અંતઃસ્થ હોવા છતાં વિશ્વ ઉપર દૃષ્ટિ ઢાળી રહેલા છે. કેવી? હીરકની. હીરકથી વધારે પ્રકાશમાન કોઈ બીજું સ્થૂલ તત્ત્વ નથી. એવી વેધક પ્રકાશમય દૃષ્ટિવાળા પરમાત્મા દેખાયા. અને પછી અશ્વપતિએ શું જોયું? એ પરમાત્મા અને એમણે સર્જેલાં આ બ્રહ્માંડો એ બે વચ્ચે શો વ્યવહાર થતો હતો?

Attracted by the unfathomable regard
The unsolved slow cycles to their fount returned
To rise again from that invisible sea. (એજન)

વિશ્વમાં ભમી રહેલાં, મંદ મંદ ગતિએ ચાલતાં, જેનો કોયડો હજી ઉકેલાયો નથી એવાં આ ચક્રગતિમાં ઘૂમતાં બ્રહ્માંડો પ્રભુની એ હીરકમય દૃષ્ટિના અગાધ ભાવથી આકૃષ્ટ થયેલાં પોતાના એ મૂળ ધામમાં—

પરમાત્મામાં પહોંચી રહ્યાં છે. અને ત્યાં પહોંચી તે લય પામી જતાં નથી, એ અદૃશ્ય સાગરમાંથી તે પાછાં ઊઠી આવવાનાં છે.

આમ, અશ્વપતિને પરમાત્માનાં દૃઢતમ ચરણ અને હીરકપ્રભ ચક્ષુનાં, એમની અગમ્ય અકલિત આંતરિકતાનાં, વિશ્વમાત્રને પોતાના તરફ ખેંચી રહેલા તેમના મહાન સંકર્ષણ બળનાં, અને વિશ્વમાત્રને પોતાનામાં લેતા અને પાછા પોતામાંથી વિસૃષ્ટ કરતા પ્રભુનાં દર્શન થાય છે. પરમાત્માનું જે વ્યક્ત મૂલતમ સત્ત્વ છે તે આ જ હશે ને?

અશ્વપતિની વિશ્વયાત્રા, આમ, આ વિશ્વના મહા સર્જકનાં દર્શનમાં સમાપ્ત થાય છે.

અને આ દર્શન પછી શું થાય છે? અશ્વપતિને આખું વિશ્વ એ પરમાત્મામાં લીન થઈ જતું દેખાય છે. એક વિલક્ષણ, ભવ્ય, અવિચલ, નીરવ શાંતિ જગત અને આત્મા બંનેને ખંખેરી નાખે છે. એક નરી નિઃસંગ વાસ્તવિકતા અને તેના આત્માની તીવ્ર શોધના ઉત્તર રૂપે તેની સામે આખરે આવીને ઊભી રહી જાય છે. એમાં કશી ક્રિયા નથી, કશી ગતિ નથી. જીવનનો પ્રશ્ન એના મૌન આગળ જીવનના હોઠ ઉપર જ થંભી જાય છે, જંપી, મરી જાય છે.

પરંતુ અશ્વપતિની યાત્રાનો અંત શું અહીં આ મૌનમાં જ છે? પ્રભુ તરફથી આ જ શું છેલ્લામાં છેલ્લો ઉત્તર છે? ના. પરમ નિર્વાણ એ કાંઈ પ્રભુનો છેલ્લો શબ્દ નથી, એ કાંઈ જીવનનો અંતિમ અર્થ નથી. આ મહાન અગમ્ય જગતનો અર્થ એ નથી. ના, આ પરમ શાંતિની અંદર એક પરમ શક્તિ રહેલી છે. એ શક્તિનાં દર્શન અને અનુભૂતિ હવે અશ્વપતિને થાય છે.

For one was there supreme behind the God.
A Mother Might brooded upon the world;
A Consciousness revealed its marvellous front
Transcending all that is, denying none:
Imperishable above our fallen heads
He felt a rapturous and unstumbling Force. (૩. ૨, પૃ.૨૮૪)

પ્રભુની પાછળ કોઈ બીજું પણ ઊભેલું હતું. કોણ? આખાયે જગત ઉપર એક માતૃ મહાશક્તિ ઢળતી ઢળતી ઝૂકી રહી હતી. એ ચેતના હવે પોતાનું અદ્‌ભુત રૂપ અશ્વપતિને બતાવે છે. એ વસ્તુમાત્રથી પર હતી. પણ પેલી વિશ્વોને શૂન્યમાં ઢાળી દેતી નિઃસંગ વાસ્તવિકતા કરતાં આ જુદી હતી. એ કશાનો ઇનકાર કરતી ન હતી. આપણાં ઝૂકેલાં નત મસ્તકો ઉપર અશ્વપતિ અનુભવે છે કે એક અવિનાશી આનંદસભર અને સ્ખલનરહિત શક્તિ આવી રહેલી છે. (કવિ આ કાવ્યમાં 'આપણને', માનવમાત્રને પાત્ર તરીકે આ રીતે ઠેકઠેકાણે લાવતા રહે છે.)

The undying Truth appeared, the enduring Power
Of all that here is made and then destroyed,
The Mother of all godheads and all strengths
Who, mediatrix, binds earth to the Supreme. (૩. ૨, પૃ.૨૮૫)

આ દર્શન દેતી મહા માતૃશક્તિ એ એક એવું સત્ય છે કે જે કદી મૃત્યુ પામતું નથી. અહીં સર્જાતી અને પછી વિસર્જાતી સર્વ ચીજોની પાછળની એ સ્થાયી શક્તિ છે. એ જ સર્વ દેવોની અને સર્વ બલોની માતા, જનેતા, જનની છે. એ જ પ્રભુ અને માનવની વચ્ચે મધ્યગા છે, અને પૃથ્વીને પ્રભુની સાથે સાંકળવાનું કામ એ કરે છે. અને એનું દર્શન થતાં વિશ્વનો કોયડો હવે ઊકલી જાય છે. ઉપર જેને huge riddle of created things કહી હતી, unsolved slow cycles કહ્યાં હતાં, તેનું નિરાકરણ હવે અશ્વપતિને દેખાય છે:

The Enigma ceased that rules our nature's night. (એજન)

આપણી પ્રકૃતિની રાત્રિ પર રાજ્ય કરતો મહા પ્રશ્ન વિરમી ગયો. હવે જે શૂન્ય આકાશો દેખાતાં હતાં તેમાં એક હૃદય ધબકતું અનુભવાય છે, ઊર્ધ્વનાં ધવલ આધ્યાત્મિક ધામોમાંથી એક પ્રખર પ્રેમ વહી આવતો અનુભવાય છે, એ આવીને અવિદ્યાના પેટાળમાં રહેલાં ગ્લાનિ, શોકને ખતમ કરી દે છે, એના સ્મિતમાં વેદના વિરમી જાય છે.

> A Heart was felt in the spaces wide and bare,
> A burning Love from white spiritual founts
> Annulled the sorrow of the ignorant depths;
> Suffering was lost in her immortal smile. (એજન)

વિશ્વની મહાજનનીનું દૈવી સ્મિત અશ્વપતિને દેખાય છે, ખાલી અને નિષ્પ્રાણ દેખાતા અવકાશોની અંદર એક હૃદય દેખાય છે, આધ્યાત્મિક તત્ત્વોનાં ધામોમાંથી વહી આવતો એક જ્વલંત પ્રેમ અનુભવાય છે. આમ, જે પરમ વાસ્તવિકતા જીવનના પ્રશ્નને ઠંડો કરી નાખતી હતી તેમાં એક ઉષ્મા, એક હૃદયનો ધબકાર દેખાતો થાય છે. એ સ્મિતમયી મહા જનનીનું અનંતવિધ કાર્ય કવિ વર્ણવે છે. અને અશ્વપતિનો આત્મા હવે કેવળ એને સમર્પિત થઈ જાય છે.

અને હવે એના હૃદયની કથા, અને વ્યથાની કથની શરૂ થાય છે. દૂર સુદૂર, વિશ્વના ચરમ સીમાડે પરમાત્મા દેખાયા, આ સર્વ અવકાશોને ભરતી મા ભગવતી દેખાઈ. પણ પોતે જે પૃથ્વીના પ્રતિનિધિ તરીકે અહીં આવ્યો છે અને એ પૃથ્વી માટે જે કાંઈ તેની મનીષા છે–

> Her light, her bliss he asked for earth and men. (૩. ૨. પૃ.૨૮૭)

તેનું શું? એનું જલતું અંતર એની પાસે આ ધા નાખી રહ્યું છે.

> This was the fiery point that called her now. (એજન, પૃ. ૩૦૨)

અખંડ ધીરજ ધરીને એ એક મૂંગી પ્રાર્થનાને પ્રભુ તરફ વહેતી રાખે છે, અને ત્યાંથી, એ પ્રભુના ખાલી વિરાટ દરબારોમાંથી જવાબ લઈને કોઈ આશાનાં પગલાં આવે છે કે નહીં તે સાંભળવાને તે આતુર બનીને બેસે છે, પ્રભુ તરફથી, મા ભગવતી તરફથી કોઈ શબ્દની રાહ જુએ છે. અને આ રાહ ક્યાંય લગી જોવાતી રહી. એ ભીષણ ઊર્ધ્વતાઓમાંથી કોઈ શબ્દ નથી આવતો, એ કાલાતીત ચક્ષુઓ હજી બિડાયેલાં જ છે. વરસો પર વરસો વીતે છે અને એનું હૃદય કોઈ શૂન્ય અસહાયતાના ભાર હેઠળ દબાતું રહે છે.

> But from the appalling heights there stooped no voice;
> The timeless lids were closed; no opening came.
> A neutral helpless void oppressed the years. (૩. ૩, પૃ.૨૮૮)

પણ પછી એકાએક કાંઈ બને છે. એકાએક, કેમ કે ઘણી વસ્તુઓ ગુહ્યની સૃષ્ટિમાં તૈયાર થતી રહી હોય છે તેની આપણી બાહ્ય ચેતનાને કશી ગતાગમ હોતી નથી. અને એ જે બનેલું કવિ વર્ણવે છે તે માત્ર કવિતા નથી, કલ્પનાની સરજત નથી, આધ્યાત્મિક જગતની એ એક મહાન, જીવંત, વિરલ, ક્રાંતિ-કારક અને સ્વાભાવિક અનુભૂતિ છે.

તો શું થયું?

> Then suddenly there rose a sacred stir.

પ્રલંબ પંક્તિ-પ્રવાહમાં પથરાતા રહેલા અંગ્રેજી બ્લૅન્ક વર્સમાં શ્રી અરવિંદે સભાન રીતે એક નવી શૈલી યોજી છે. એ રીતે ઘણી પંક્તિઓમાં વાકય કોઈ અસરકારક ચોટપૂર્વક પંક્તિને અંતે જ પૂરું થઈ જતું હોય છે.

એકાએક એક પુનિત સંચાર ઉત્પન્ન થયો. એ મહા શૂન્યમાં જે નિષ્પ્રાણ જે નીરવતા પડેલી હતી, તેમાં જે એકલતા અને વિરાટ વિસ્તાર હતાં તેમાં એક શબ્દ આવ્યો, કોઈ પ્રેમીજનની પદ-પગલીના જેવો કંપતો કંપતો, અને આત્માનાં અવકાશ જેને સાંભળવા આતુર બેઠેલાં હતાં તેમાં તે સંભળાયો.

અશ્વપતિને એક અપૂર્વ અનુભૂતિ શરૂ થાય છે.

Amid the lifeless silence of the Void
In a solitude and an immensity
A sound came quivering like a loved footfall
Heard in the listening spaces of the soul;
A touch perturbed his fibres with delight. (૩. ૪. પૃ. ૩૦૩)*

અનુભૂતિ ક્રમે ક્રમે વિકસતી જાય છે. પ્રથમ એક કશોક સંચાર ઊઠતો દેખાય છે. પછી એક અવાજ આવે છે, પછી એક સ્પર્શ આવે છે, અને અશ્વપતિના શરીરના તંતુઓને આનંદનો એક ક્ષોભ આપી જાય છે; આ શું છે? આ ક્યાંથી આવે છે?

An influence had approached the mortal range.

માનવના પ્રદેશની અંદર કોઈ એક પ્રભાવક તત્ત્વ આવી રહ્યું છે, કશુંક આવે છે; આપણા નિત્યના અનુભવોની સીમામાં જે કદી આવેલું નથી એવું આ કંઈક છે એટલું સંવેદન જન્મે છે. પણ એ અમૂર્ત સંવેદન તરત જ એક મૂર્ત આકાર લે છે.

A boundless Heart was near his longing heart.

અત્યાર લગી અગ્નિ જેવી ઝંખનાથી ધધકતા તેના હૃદયની પાસે આવીને કોઈ નિ:સીમ હૃદય ચંપાઈ જાય છે, અને તરત એક અકલ્પ્ય એવું કંઈક બને છે—

A mystic Form enveloped his earthly shape.

એક ગુહ્ય આકૃતિ આવીને અશ્વપતિના પાર્થિવ દેહને આવરી લે છે. એ કોણ છે, શું છે? કવિ તરત જ તેનું નામ પાડી દે છે, સ્ત્રીવાચક શબ્દ વાપરીને,

All at her contact broke from silence's seal;

અત્યાર લગી મૌનના આગળામાં ભીંસાઈ રહેલું તેનું આખું સ્વરૂપ એ મૌનમાંથી મુક્તિ અનુભવે છે, આત્મા અને શરીર બંને પેલા (Her—મા ભગવતીના) સ્પર્શ સાથે એકરૂપ થઈ રોમાંચિત થઈ જાય છે, કોઈ અકથિત આનંદની ઝડપમાં આવી જાય છે.

Spirit and body thrilled identified,
Linked in the grasp of an unspoken joy,
Mind, members, life were merged in ecstasy.

મન, ઈન્દ્રિયો, પ્રાણ બધું આનંદઉદ્રેકમાં નિમજ્જિત થઈ જાય છે અને આ અનન્ય આનંદની ઉત્કટતા કવિ અપૂર્વ છટાથી વર્ણવે છે—

Intoxicated as with nectarous rain
His nature's passioning stretches flowed to her

---

* આ અને એની ઉપરની એક તથા આ પછીની પંક્તિઓ બીજો ઉલ્લેખ ન આવે ત્યાં સુધી હવે ૩જા પર્વનો ચોથા સર્ગ—'The Vision and the Boon'માંથી છે.

Flashing with lightnings, mad with luminous wine.
All was a limitless sea that heaved to the moon.

કોઈ અમૃતની વર્ષા જાણે થઈ છે. એની પ્રકૃતિ મદમત્ત બની ગઈ છે, એ પ્રકૃતિના ધખધખતા વિસ્તારો (પ્રકૃતિનું માત્ર એકાદ અંગ નહીં, પણ જેટલાં જેટલાં રૂપમાં એ પ્રકૃતિ વિસ્તરીને પડેલી છે તે બધું) પ્રવાહની માફક મા ભગવતી તરફ વહેવા લાગ્યા, વીજળીઓના ઝબકારા થવા લાગ્યા, કોઈ તેજોમય મદિરાએ આવીને તેમને ગાંડા બનાવી દીધા. આખોય અશ્વપતિ, એનું તમામ સત્ત્વ એક અસીમ સાગર બનીને એ મહા ચંદ્ર તરફ ઊછળી રહ્યું. અનુભૂતિ આગળ વધે છે:

A divinising stream possessed his veins,
His body's cells awoke to spirit sense,
Each nerve became a burning thread of joy:
Tissue and flesh partook beatitude.

ઉપરથી આવતો આ સ્પર્શ એના શરીરની અંદર એક ઘણું વ્યાપક સંવેદન બની જાય છે. એ સ્પર્શ તે એક દિવ્યતા સર્જતો પ્રવાહ છે, એ ઊતરીને તેની નસોનો કબજો લે છે, એના શરીરના કોષોમાં આત્માનું ભાન જાગે છે, એનો પ્રત્યેક જ્ઞાનતંતુ આનંદથી સળગતો તંતુ બની જાય છે. એનાં મજ્જા અને માંસ પણ પરમાનંદમાં લીન થાય છે.

અને હવે તો આ દિવ્ય સર્જક પ્રવાહ શરીરથી નીચે આવેલી અવચેતન ગુહાઓમાં પણ પ્રવેશે છે:

Alight, the dun unplumbed subconscient caves
Thrilled with the prescience of her longed—for tread
And filled with flickering crests and praying tongues.
Even lost in slumber, mute, inanimate
His very body answered to her power.

પ્રકાશિત બનેલી, એ ધૂંધળી, અતાગ રહેલી અવચેતનાની ગુહાઓ રોમાંચિત થઈ ઊઠી. એમને ખબર પડી ગઈ કે જે પગલીને તે ઝંખી રહી હતી તે હવે આવી છે, એ ગુફાઓમાં અગ્નિની જ્વાલાઓ સળગવા લાગી, એ અગ્નિની જિહ્વાઓ જાણે પ્રાર્થના કરી રહી હતી. અશ્વપતિનું શરીર નિદ્રામાં ડૂબેલું હોય, મૂંગું, નિષ્પ્રાણ ઢળેલું હોય ત્યારે પણ એ મા ભગવતીની શક્તિને જવાબ વાળવા લાગ્યું.

અને આમ પોતાના સ્પર્શથી અશ્વપતિના તંતુએ તંતુને રણઝણાવી રહેલી મા ભગવતી છેવટે તેની ભીતરમાં આવીને બિરાજે છે:

The One he worshipped was within him now:

જેની તે આરાધના કરી રહ્યો હતો તે હવે તેની ભીતરમાં આવી ગઈ હતી.

દૂર દૂર, સૃષ્ટિઓની સીમાને સાવ છેડે દેખાયેલા પરમાત્મા અને તેનામાં ઊતરી આવેલી એ પરમાત્માની મહાશક્તિ મા ભગવતી, વિશ્વના બે છેડા જોડાઈ ગયા હતા. પ્રભુ માત્ર દૂર જ રહેતા નથી, દર્શન આપીને ત્યાંથી વિરમી જતા નથી, તેમની શક્તિ જ્યાં આપણે હોઈએ છીએ ત્યાં, સૃષ્ટિના દૂરતમ છેડા ઉપર પણ આપણને મળી આવે છે, મળવા આવે છે, આપણને વીંટીને ઊભી રહે છે, આપણા રૂપને પોતાની ગોદમાં લે છે અને એથીયે આગળ વધી આપણી ભીતર આવી ત્યાં બેસે છે.

એક પરમ ઘટના બની ગઈ. વિશ્વવ્યાપક મહાસત્તા જે વિશ્વના દૂરતમ સીમાપ્રાન્તે છે તો તે માનવની નિકટતમ, તેના ભીતર સુધી આવી પહોંચનારી છે. માનવની સીમિત ચેતનાને બહાર ખેંચીને, મુક્ત કરીને તે દૂરમાં દૂર લઈ જાય છે, તો એ ચેતનાની સીમામાં તે ઊતરી તેની અંદર પોતાનું પ્રતિષ્ઠાન પણ કરે છે.

પરંતુ મા ભગવતીનું કાર્ય માત્ર તેની ભીતરમાં ઊતરવાથી સમાપ્ત થઈ જતું નથી. એ જેટલી અંદર આવીને રહેનારી છે તેટલી તે બહાર પણ છે. અને અશ્વપતિનાં ચક્ષુ સમક્ષ પછી મા ભગવતીનું અલૌકિક સ્વરૂપ પ્રગટ થાય છે.

Flame-pure, ethereal-tressed a mighty Face
Appeared and lips moved by immortal words;

એક વિરાટ મુખ ત્યાં દેખાયું. અગ્નિની જ્વાલા જેવું તે પવિત્ર હતું, કોઈ સ્વર્ગીય કેશ તેના ઉપર ઝૂલી રહ્યા હતા અને તેના હોઠમાંથી દિવ્ય વાણી વહેવા લાગી. આ સૂક્ષ્મ અનુભૂતિને કવિ જરા વધારે યૌગિક સ્વરૂપે બતાવે છે:

A shape was seen on threshold Mind, a Voice
Absolute and wise in the heart's chamber spoke:

પ્રભુ અને માનવની વચ્ચે ઉંબર જેવા આવી રહેલા મન ઉપર, મન-ઉંબર ઉપર એક આકૃતિ દેખાઈ, અને એનો એક પરમ સત્તાશીલ અને જ્ઞાનપૂર્ણ સ્વર હૃદયના મંદિરમાં બોલી રહ્યો.

આ છે માનવના અને પ્રભુના મિલનની પૂર્ણાહુતિ. આપણે એ દિવ્ય કેશધારી વિરાટ મુખાકૃતિનાં દર્શન કરીને અટકીશું, અશ્વપતિની માફક તેની આરાધના કરીશું અને તેની વાણી દ્વારા પ્રભુનાં દિવ્ય હેતુ અને કાર્યનું શ્રવણ કરીશું.

## THE VOICE OF THE IN MOST TRUTH

But poetry is the mantra only when it is the voice of the inmost truth and is couched in the highest power of the very rhythm and speech of that truth. And the ancient poets of the Veda and Upanishads claimed to be uttering the mantra, because always it was this inmost and almost occult truth of things, which they strove to see and hear and speak and because they believed themselves to be using or finding its innate soul rhythms and the sacrificial speech of it cast up by the divine Agni, the sacred Fire in the heart of man. The mantra, in other words, is a direct and most heightened, an intensest and most divinely burdened rhythmic word which embodies an intuitive and revelatory inspiration and ensouls the mind with the sight and the presence of the very self, the inmost reality of things and with its truth and with the divine soul-forms of it, the Godheads which are born from the living Truth. Or, let us say, it is a supreme rhythmic language which seizes hold upon all that is finite and brings into each the light and voice of its own infinite.

(From : "The Future Poetry") —**Shri Aurobindo**

## ☆ ☆ ☆ સાહિત્યક્ષેત્રનું ભાવિ

લેખક : **શ્રી અનંતરાય રાવળ,** અમદાવાદ

અત્યારે વિજ્ઞાન અને યંત્રોદ્યોગની અભૂતપૂર્વ પ્રગતિના યુગમાં જગત એટલી ઝડપથી પરિવર્તન પામી રહ્યું છે કે એની આવતી કાલની રૂખ વિચારવાનું બૌદ્ધિક કુતૂહલ સહેજે સૌ વિચારશીલોને થાય. પ્રજાના પ્રેય અને શ્રેયની ચિંતા સેવનારાઓને એ વિચારવાની પોતાની જવાબદારીય લાગે. આ દૃષ્ટિએ સાહિત્યક્ષેત્રનું ભાવિ આપણને વિચારવા પ્રેરે એવો વિષય છે.

સાહિત્ય સૌનું ક્ષેત્ર છે. ભણેલા અને વાંચી શકનારાઓનું તો ખરું જ, પણ મુદ્રણકળાના આગમન પહેલાં સૈકડો વર્ષો સુધી સાંભળીને અને યાદ કરીને, એને લલકારીને પેઢી-દર-પેઢી જીવતું ને ફરતું રાખનારા આપણા પૂર્વજોએ બતાવ્યું છે તેમ આજની દૃષ્ટિએ અભણ ગણાય તેવાઓનું પણ છે. આમ એ સર્વભોગ્ય સાર્વજનિક સંસ્કાર-વસ્તુ છે. સાહિત્ય સૌનું એટલા માટેય ગણાય કે તેમાં નિરૂપણ કોઈ ને કોઈ રીતે માનવીના સ્થાયી ભાવોનું થયું હોય છે અને તેથી એવા ભાવોવાળા, એટલે કે એવા ભાવ અનુભવવાની શક્તિવાળા માનવીને એમાં રસ પડે જ છે. સર્જક કે વિવેચક તરીકે નહીં, તો વાચક કે ભાવક તરીકે પણ આથી જ, સાહિત્ય, ભાષા, દેશ, કળા વગેરેની મર્યાદાઓથી પર જગત આખાની સર્વકાલીન સર્વભોગ્ય સંસ્કાર-સંપત્તિ છે. ભારતના 'શાકુન્તલ' નાટકને માથે મૂકીને જર્મન ફિલસૂફ-કવિ ગ્યોઇથે નાચ્યો હતો અને આપણે સૉફોક્લિસ કે શેક્સપિયરનાં નાટકો વાંચીને આજે અહીં ડોલી ઊઠીએ છીએ તે, આથી.

આવા આપણા સૌના સહિયારા રસના વિષય સાહિત્યના ક્ષેત્રનું ભાવિ વિચારવા જતાં આપણે ઘણીવાર એના વર્તમાનને અને ક્યારેક તેથીય પાછળ જઈ એના ભૂતકાળને સ્પર્શ કરવો પડશે. આ અનિવાર્ય છે. વર્તમાનને ભૂતે જ ઘડયો હોય છે, અને વર્તમાનમાં જ ભાવિનાં બીજ પડયાં હોય છે, ત્રણે કાળ આ રીતે આંતરસંબંધે સંકળાયેલા હોય છે. વસ્તુતઃ ત્રણ કાળ આપણે માનવીઓએ સમજણની સગવડ અર્થે જુદા જુદા ગણ્યા છે, બાકી તત્ત્વમાં એ છે મહાકાળની અખંડ લીલા, એની સતત ગતિનો અખંડ પ્રવાહ.

આપણી વાતનો વિચાર શરૂ કરતાં મને પ્રથમ યાદ આવી જાય છે મૅકૉલેનું એક વિધાન — 'As Civilisation advances, Poetry almost necessarily declines'—સંસ્કૃતિની પ્રગતિ સાથે કવિતાનો હ્રાસ થવાનો. આનું કારણ, હેઝલિટના શબ્દોમાં, આવું છે: 'જ્ઞાન અને સંસ્કૃતિ કલ્પનાશક્તિને મર્યાદિત કરી નાખે છે અને કવિતાની પાંખો કાપી નાખે છે.' Knowledge and Refinement tend to circumscribe 'the limits of Imagination, clip the wings of poetry. કવિતાનો જન્મ થાય છે માનવીની વિસ્મય અનુભવવાની શક્તિમાંથી સંસ્કૃતિના પ્રસાર અને વિકાસ સાથે કાર્યકારણબુદ્ધિથી બધું તપાસીને સમજાવતી બુદ્ધિની કામગીરી વધતાં વિસ્મયનું વર્તુળ સાંકડું થતું જાય. પણ ત્યારપછીના સાહિત્યે મૅકૉલેનો વરતારો ખોટો પાડયો છે. વૃન્દાવનમાં તો ગોપીભાવ જ પ્રવર્તતો હોય, ત્યાં તમે હજુ સ્ત્રી-પુરુષના ભેદ સાચવી રહ્યા છો, તે ધન્ય છે તમને, એમ જીવા ગોસાઈને મીરાંબાઈએ સંભળાવ્યું હતું. તેમ વિજ્ઞાન અને બુદ્ધિવાદના આ યુગમાં 'વાહ ભાઈ! હજીય તમે કવિ છો!' એમ કોઈ ભલે કહે, કવિતા ખાસ્સી લખાયે જાય છે અને હજી સુધી તો એનો સૂર્ય અસ્તાચલે ગયો નથી. માનવીમાં સંવેદનશીલ હૃદય, કલ્પનાશક્તિ, સૌંદર્યરતિ અને વિસ્મય અનુભવવાની શક્તિ જીવતાં રહેશે ત્યાં સુધી તો કવિતાનો ગુંજારવ જગતમાંથી સદંતર લુપ્ત થવાનો કોઈ ભય નથી. જ્યાં પહેલાં સૈકાઓ સુધી પદ્યનું એકચક્રી શાસન પ્રવર્તતું હતું તેના પર ધીમે ધીમે નહીં, ઝડપથી, ગદ્ય પોતાની સત્તા વધારતું રહ્યું છે, તેણે કવિતાને પદ્યથી આગળ વધી ગદ્યનો વિશાળ પ્રદેશ ખુલ્લો કરી આપ્યો છે, રમવા

માટે. એટલે બહુ થાય તો પદ્ય ઓછું લખાય, પણ કવિતા ગદ્યમાં પેસવાની અને ઘાટદાર ચોટદાર–વાર્તા, એકાંકી, નવલકથા આદિનો વેશ લઈ સહૃદયોનાં હૈયાંને હલાવ્યાં કરવાની, ભાવિમાં, વર...સો સુધી. એની ખેરિયતને કોઈ જોખમ કલ્પી ફફડી ઊઠવાની જરૂર નથી.

તમે પારખી ગયા હશો કે કવિતાની વાત કરતાં કરતાં તેમાં મેં પદ્ય ઉપરાંત ગદ્યમાં પ્રયોજાતાં રસાત્મક કે સર્જનાત્મક એટલે આનંદલક્ષી સાહિત્ય સ્વરૂપોનો સમાવેશ કરી નાખ્યો. આપણા દેશમાં સૈંકડો વર્ષો પહેલાં કાવ્યશાસ્ત્રીઓએ કાવ્યની જે વ્યાખ્યા આપી છે, તેમાં ક્યાંય છંદને–પદ્યરચનાને તેનું પ્રાણપદ, અવિનાભાવી, અનિવાર્ય અંગ કે લક્ષણ ગણ્યું જ નથી. કવિતાએ પૂર્વ તેમ પશ્ચિમમાં સૈંકડો વર્ષો સુધી પદ્યરચનાનો આશ્રય લીધો છે, પણ તેમાંથી એ હવે મુક્ત પદ્ય, પદ્યમુક્તિ અને ગદ્યની દિશામાં વળી છે, એ અત્યારે જોઈએ છીએ. એ વલણમાં ગદ્ય અને પદ્ય વચ્ચેની ચોકાબંધી તોડી નાખતાં ગૌરવ તો પ્રયોજાતાં સાહિત્યસ્વરૂપોમાં અંતર્હિત સાહિત્યતત્ત્વનું જ, એટલે તે રૂપે મૂર્ત થતી વાણીની કલાનું જ, થશે અને વધશે, એ હવે ચોખ્ખું દેખાય છે. અલબત્ત, સાહિત્યસ્વરૂપોનાં ઘાટ, રંગ અને કલા-સંવિધાન, એનાં વસ્તુ-વિષયરૂપી અંતઃસામગ્રી અને સર્જકની મુદ્રા એટલે pose, અને પ્રધાન મનોભાવ એટલે mood અવશ્ય ફરતાં રહેવાનાં. જગત ઝડપથી બદલાતું જાય છે, અને સાહિત્યકાર તો પોતે જેમાં શ્વાસ લે છે, તે cultural weather–સંસ્કાર-હવામાં થતા રહેતા ફેરફારો નોંધતા બૅરોમીટર જેવા સંવેદનતંત્રનો સ્વામી હોય છે એટલું જ નહીં નવા નવા ઉન્મેષ પ્રગટ કરતી સર્જકપ્રતિભાનું એને વરદાન મળેલું હોય છે. તેથી શબ્દની કલાની પોતાની સૌંદર્યસાધનામાં નવાં સાહસ ને પ્રયોગોય એ ખેડતો રહે છે, તેથી આમ બને એ સ્વાભાવિક જ છે.

સાહિત્યસ્વરૂપો પરત્વે જોઈએ તો કવિતામાં હવે પુરાણો અને મહાકાવ્યો તથા આખ્યાનોનો યુગ ગયો છે અને ઊર્મિકાવ્યોનો જ અત્યારે ચાલે છે. એ કાવ્યો પણ અત્યારે વિસ્તારમાં ટૂંકાં થતાં ચાલ્યાં છે. તેનું કારણ કવિઓની કાવ્યસાધનાની, એટલે કવિતાના ઉપાદાનભૂત શબ્દના કલાત્મક, સૌંદર્ય-સાધક અનુત્તમ વિનિયોગની, સભાનતા વધી છે, એ છે. નવતર કવિતા આ કારણે તેમ જ અંગ્રેજ, દાર્શનિક (metaphysical) કવિઓ તથા ફ્રેન્ચ પ્રતીકવાદી કવિઓની અસરને તથા આ વિજ્ઞાનયુગે ઉપજાવેલી જીવનસંવેદનાને લીધે, વિશેષ બુદ્ધિપ્રધાન પણ બની છે. કોઈ એક ભાવના દોરમાં પરોવેલી, બહારથી અસંબદ્ધ લાગે એવાં કલ્પનોનો મનોવિજ્ઞાન પુરસ્કૃત મુકત સાહચર્ય (free association)ને ભજતો ભેળ, અલંકારોની પણ ચાહીને બનાવેલી ખીચડી, ભવ્યની સાથે જ તુચ્છની, અને ગાંભીર્યની સાથે જ વ્યંગ ને વિરોધાભાસની, આત્મિકની સાથે જ ભૌતિકની એકત્ર રજૂઆત, શબ્દનો અતિસભાન ઉપયોગ, અને આકારનો આગ્રહ આ બધાં પાશ્ચાત્ય નવી કવિતાનાં લક્ષણો આપણી સાંપ્રત કવિતા પણ દેખાડવા માંડી છે. આવી કવિતાનો ભાવક વર્ગ આથી ઘણો મર્યાદિત બની ગયો છે. દલપતરામની કવિતાને છંદ જ માનનારી માન્યતા પછી હૃદયોર્મિજન્ય કવિતાને ખરી કવિતા માનવાનું વલણ વધ્યું. પણ 'કલાપી' જેવાની ઊર્મિલતા અને નાનાલાલ જેવાના કલ્પનાવિહાર અને ભાવનાવિહાર સામેની પ્રતિક્રિયારૂપે ઠાકોરની વિચારપ્રધાન કવિતાનું વર્ચસ્વ વધ્યું. વિચારભારે કવિતાનું આકર્ષણ જરાક ઓછું થતાં ગીતોનું ચલણ વધ્યું. એમ સાહિત્યક્ષેત્રમાં ક્રિયા-પ્રતિક્રિયાનો સિદ્ધાંત જીવનની માફક પ્રવર્તતો હોય છે. એની રૂએ એમ માની શકાય કે હજુ થોડો વખત કવિતા ચાલુ વલણો દેખાડયા પછી પાછી ભાવ અને ભાષાની અસંકુલ સાદગી તરફ વળવાની. પશ્ચિમમાં એ વલણ શરૂ થયું પણ છે, જે અહીં પણ યથાકાળે આવવું જોઈએ.

જેમ કવિતામાં તેમ ટૂંકી વાર્તા અને નવલકથામાં પણ તેમનાં શુદ્ધ કલાસ્વરૂપની સિદ્ધિ માટેની મથામણ અને આગ્રહ વધતાં એ બેઉ સ્વરૂપો પણ વધુ સઘન અને ટૂંકાં બનતાં ચાલ્યાં છે. પશ્ચિમની નવી કવિતાનાં થોડા સમય પર દર્શાવેલાં લક્ષણો આ સાહિત્યસ્વરૂપોમાં પણ ઊતરતાં જોવાય છે. જેમ્સ જૉઇસે

વધારેલા આંતરચેતનાના પ્રવાહ (Stream of Consciousness)ના મહિમા પછી આ બંને કથાત્મક સાહિત્યસ્વરૂપોમાં પણ એનો મહિમા વધ્યો છે. જેનું પરિણામ એક કાળે દેહમાં હાડપિંજરની જેટલાં અગત્યનાં મનાયેલ વસ્તુનાં, એટલે વસ્તુભૂત ઘટનાનાં, તત્ત્વના તિરોધાન અને લોપમાં અને તેની સોત્સાહ હિમાયતમાં આવ્યું છે. વાર્તામાં પ્રતીક પણ વણી તેને કાવ્યકોટિએ પહોંચાડવાનો પુરુષાર્થ થાય છે. આને લીધે આ સાહિત્યસ્વરૂપો પણ તેના આસ્વાદ તથા મર્મગ્રહણ માટે વાચકોનાં મનબુદ્ધિ પર વધુ પડતો ભાર નાખતાં થયાં છે. આ વલણનો અતિયોગ થતાં ભાવિ વાર્તા અને નવલકથા ફરી ઘટના તરફ અને વાર્તાના વાર્તાતત્ત્વ તરફ વળે તો નવાઈ નહીં.

બીજાં સાહિત્યસ્વરૂપોમાં જીવનચરિત્ર, એક રીતે વ્યક્તિના જીવનનો પ્રમાણભૂત ઇતિહાસ તેનો વિષય હોઈ પ્રધાનપણે વિજ્ઞાન કે શાસ્ત્ર-કોટિનું ગણાય, તેમ છતાં તેમાં શાસ્ત્રની ને ઇતિહાસની શુષ્કતા ટાળવા સર્જકકલ્પનાના ઉપયોગની હિમાયત થતાં આન્દ્ર મોર્વા, એમિલ લુડવિગ અને લિટન સ્ટ્રેચી જેવાઓને હાથે જે કૃતિઓ સરજાઈ તે નવલકથાની માફક વાંચી શકાય તેવી રસાત્મક બની છે. પણ કલ્પના અને રસાત્મક-તાનો અતિયોગ જે પ્રતિક્રિયા સ્વાભાવિક રીતે જ જન્માવે તે હવે શરૂ થઈ છે, જે આપણે ત્યાં પણ આવે, જોકે આપણે ત્યાં આગલા વલણનો અતિરેક દેખાય એટલું બધું લખાયું જ નથી. નાટકમાં સિનેમાના ટેક-નિકની અસરે, રેડિયોની વિશિષ્ટ જરૂરતે, સગવડે તથા મર્યાદાએ, તથા રંગભૂમિની પ્રકાશ, ધ્વનિ, સંનિવેશ વગેરેની વધેલી સગવડે સર્જકપ્રતિભાને માટે ઘણો અવકાશ સાધી આપ્યો છે. પણ એ અભિનયનો વિષય બનતું સાહિત્યસ્વરૂપ હોઈ, સિનેમા, રેડિયો અને હવે ટેલિવિઝન આવશે ત્યારે તે-આ બધાં કેટલાક પ્રમાણમાં તેનું કાર્ય બજાવતાં હોઈ, તે પચાસ વર્ષ પહેલાંનું વર્ચસ્વ ગુમાવી બેસશે. આમ છતાં કશા વ્યવધાન વિના નટવર્ગના સીધા અભિનયનું દર્શન કરાવતી રંગભૂમિ સાવ લુપ્ત થઈ શકે એમ તો છે જ નહીં. આથી એની જરૂરત સંતોષવા નાટકો પણ લખાતાં તો રહેવાનાં જ, પણ એની સંખ્યા તથા ગુણવત્તા ઓછાં રહેવાનાં એવું એનું ભાવિ કલ્પી શકાય છે. એનું કારણ એ સાહિત્યસ્વરૂપ એના સર્જક પાસે, એમ જ કહોને, અષ્ટાવધાનની શક્તિ માગે એવું છે, માટે અઘરુંય છે.

સાહિત્યના વિષય પરત્વે વિચારીએ તો જણાશે કે પ્રણય, પ્રકૃતિ, પરમેશ્વર અને સ્વભૂમિ કે સ્વરાષ્ટ્ર જગતભરના સાહિત્યના સનાતન વિષયો રહ્યા છે. નિરૂપણકલામાં જમાને જમાને થોડો ફેર પડે એટલું જ. 'જગનાં સહુ શાસ્ત્ર સમાપ્ત થશે, પણ પ્રેમ-પુરાણ ન લુપ્ત થશે.' એમ બોટાદકરે અને 'સુણવી-કરવી ગમે ન કોને, રસની કે રસિકાની વાતડી?' એમ નાનાલાલે કહ્યું છે તે ખોટું નથી. પ્રેમ માનવ સ્ત્રીપુરુષોના રસ ને આનંદનો સનાતન વિષય છે. કારણ એવું વિજાતીય આકર્ષણ સનાતન છે. પ્રકૃતિ સૃષ્ટિના સર્જનહારનું સુંદર સ્વરૂપ છે. ઈશ્વર પ્રત્યેનું એના જ અંશરૂપ માનવચૈતન્યનું આકર્ષણ પણ ઈશ્વરી યોજનાનો ભાગ છે. દેશ પ્રત્યેનું મમત્વ પણ માનવીમાં મૂળથી રહેલું છે. ભાવિ સાહિત્ય આ વિષયોથી ચાતરીને આમતેમ ફંટાવા ચાહે તોય તેના વર્તુળમાંથી બહાર નીકળી જવું તેને માટે શકય નથી. એટલું ખરું કે અત્યારની જીવન-સંવેદના તથા સર્જનનો મનોવ્યાપાર સર્જકને બહારની દુનિયા કરતાં આંતરવિશ્વનો યાત્રિક વધુ પ્રમાણમાં બનાવે છે, જે તેના સર્જનવ્યાપારને વધુ પ્રમાણમાં આત્મિક કે આધ્યાત્મિક (Spiritual) બનાવતો જશે એમ કલ્પાય છે. અને એ તો સારું જ થશે. અત્યારના વિસંવાદ, કઢંગાઈ, હતાશા, કલેશ વગેરેને બદલે વિશ્વસમસ્તમાં અંતર્ગૂઢ સૌંદર્ય ને સંવાદનો તે દ્રષ્ટા બનશે અને અન્યને જોવાની તે આંખ આપશે, તે એનો પરમ ધર્મ છે, ને અધિકાર છે. ભવિષ્યમાં આને લીધે ધર્મનું સ્થાન સાહિત્ય લે એમ આથી બને.

સાહિત્યને કલા માનવા-મનાવવાનો આગ્રહ હવે વધતાં કેટલાંક વર્ષો પૂર્વે સાહિત્યકારોને જે ઉપાલંભ 'ત્યારે હાય રે હાય કવિ તને સંધ્યા ને સાગરનાં ગીત શેણે ગમે?' એ ભાષામાં દર્દ ને પ્રણય સાથે સંભળા-

વાતો તો તે અસ્થાને હતો એમ અત્યારની દૃષ્ટિ કહેશે. પણ કવિની વેદનશીલતા તેની આસપાસના વાસ્તવિક જીવનની અભદ્રતા ને અસુંદરતા તથા દુઃખ, અન્યાય વગેરે પ્રત્યે ટાઢીબોળ રહે એ શક્ય નથી. કવિ અધ્ધર નહીં, પણ અમુક જીવનસંદર્ભમાં કે જીવનપરિવેશમાં જીવે છે. તેથી તેનાથી આણભીંજાયો રહી શકે નહીં. પણ ઉપરના જેવા આગ્રહથી એનું સર્જન સમાજલક્ષી બની જાય-અને તે કલાતત્ત્વ તથા તેના કવિધર્મ અને કવિકર્મને ભોગે-તે બરાબર નહીં એમ અત્યારે મનાય છે. છતાં કલાધર્મની અત્યાસક્તિ સાહિત્યને જીવનવિમુખ કે સમાજવિમુખ બનાવી ન બેસે તેની સાવચેતીના સૂર આજના વલણની પ્રતિ-ક્રિયારૂપે કેટલાક વખત પછી સંભળાવા માંડે તો નવાઈ નહીં. એ જ રીતે સાહિત્યકલાને સૌંદર્યની જ નહીં, તે દ્વારા સત્ય ને શિવને ઉપાસવાની ચીમકી પણ અપાય તે એટલું જ શક્ય છે. આજના સાહિત્યકારનો ક્રોધ, હતાશા, અવસાદ, વિદ્રોહ વગેરેનો પ્રધાન મનોભાવ સત્યપ્રતિષ્ઠિત હોવા છતાં ખોટી રીતે વધુ ખેંચેલો જણાઈ તે તેનાથી પોતે જ કંટાળી સુસ્થ, વિધાયક કે રચનાત્મક દૃષ્ટિ અને વલણ અપનાવવા પ્રેરાય એમ પણ બને.

પણ જેમાં માનવીનું આંતરચૈતન્ય જ કામ કરે છે તેવાં ક્ષેત્ર વિષે કોઈ જબરી ને ચોક્કસ આગાહીઓ કરવી એ મિથ્યા છે. એ ચૈતન્ય કંઈ નવા ધડાકા પણ કરી બેસે. એટલું ખરું કે સાહિત્યના ક્ષેત્રમાં ઊંધુંચત્તું ગમે તે ને ગમે તેટલું થાય, ત્યાં આખરે તો सौन्दर्यमेव जयते नासौन्दर्यम्.

## RHYTHM

THE rhythm that springs from aesthetic inspiration is what we call the rhythm of life; the special character and quality of sensibility to be embodied is inherent in that rhythm. Its presence in a picture can be seen in a vital line, the primal rhythm can be felt as a whole in that line, a single stroke assures the unity and distinction of the picture.

Originating from this primal line of life's rhythm, through other strokes, a sense of all-round rhythm spreads throughout the body of the picture. Its purpose is to hold and support the original vital rhythm, to distribute it equally through many-branching paths; thanks to the perfect adaptation of similar and contrary lines a wave or tremor of the original life rhythm can be felt everywhere in the picture.

Rhythm broken into bits gives us the sense of 'ornament' or design. The flow of a river; its waves; then the foams that break; the foam-blossoms; the scattering spray, it is like that. It is because of this design that the rhythmic vibration can be felt here, there and everywhere. This too is a characteristic of fine art. and therefore needed.

(From: 'VISHVABHARATI QUARTERLY') **—Nandalal Bose**

## ☆ ☆ ☆ 'વસન્ત-વિલાસ', ગુજરાતી ફાગુકાવ્ય

લેખક : ડૉ. કાન્તિલાલ બ. વ્યાસ, એમ. એ., ડી. લિટ્

કેટલીક કૃતિઓ કોઈ મંગલ ક્ષણે પ્રકટતી હોય છે. અચાનક જ વર્ષાની કોઈ સુંદર સાંજે આકાશમાં મેઘધનુષ્ય ખેંચાય અને લોકોનાં મનને આહ્લાદથી, મુદાથી ભરી દે, એમ કાલાવધિની કોઈક ક્ષણે અત્યંત મનોહારિણી કૃતિઓ જાણે સ્વયં નિર્માણ પામતી હોય છે. એમની કલ્પના, સંયોજન, રસ, અલંકૃતિ, સર્વ કાંઈ અનોખું–અત્યંત સારું હોય છે. એમનાથી સાહિત્યમાં એક નવું જ સ્વરૂપ નિર્માણ થાય છે. કવિ-કુલગુરુ કાલિદાસનું મેઘદૂત કે, જયદેવનું ગીતગોવિન્દ, અદ્યાવધિ અજ્ઞાત કવિનું વસન્તવિલાસ કે કાન્તનાં ખંડકાવ્યો આવી સાહિત્યની દુનિયામાં વધામણી સમી મંગલ ઘટનાઓ છે.

વસન્ત-વિલાસ ઘણી રીતે વિલક્ષણં સૌન્દર્યવતી રચના છે. તે પ્રાચીન ગુજરાતી કવિતા કામિનીના હૈયા-પરના કંઠહારમાં ઝૂલતા હીરા સમી છે. એથી જ વસન્ત-વિલાસના આદ્ય સંપાદક, પ્રાચીન ગુજરાતી કાવ્ય-સાહિત્યના મર્મજ્ઞ વિદ્વાન સદ્. દી. બ. કેશવલાલ હ. ધ્રુવે એની આલોચના કરતાં કહ્યું છે કે "વસન્ત-વિલાસ ચમક ચમક થતી ચાંદરણીના જેવું કાવ્ય છે. કવિની બાની અત્યંત મધુર અને ભાવભરી છે. ઉજ્જવલ શબ્દાલંકાર અને અર્થાલંકાર તેના માધુર્યનું અને રસનું પોષણ કરે છે. શૈલી સંસ્કારી છે. . . ."[1] 'વસન્તવિલાસ'નો હૃદયરાગ, એનું માધુર્ય, એનું પદલાલિત્ય સર્વ કંઈ મનોહર છે. . . . વસન્ત-વિલાસમાં કડીએ કડીએ જીવનનો ઉલ્લાસ ઊભરાઈ જાય છે."[2] સદ્. દી. બ. ધ્રુવની આ પ્રશંસા સર્વથા સમુચિત છે.

સંસ્કૃત, પ્રાકૃત અને પ્રાચીન ગુજરાતીના પ્રકાંડ પંડિત અને પ્રાચ્ય વિદ્યાના ધુરંધર વિદ્વાન આચાર્ય શ્રી જિનવિજયજીએ એનું મૂલ્યાંકન કરતાં કહ્યું છે કે "Vasanta Vilasa is one of the brightest gems of Old Gujarati literature among the best literary compositions in Old Gujarati. Vasanta Vilas holds the pride of place by its delicate portrayal of sentiments, its beauty of descriptions, its subtle music and delicate style."[3] આટલી જ અસાધારણ પ્રતિષ્ઠા પુરાતન યુગમાં પણ વસન્તવિલાસની હતી. એની રચના પછી તરત જ એક પ્રશિષ્ટ કૃતિ તરીકે એ સ્થાન પામ્યું હશે એમ લાગે છે. પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ઉપદેશ-તરંગિણી જેવી મહત્ત્વની કૃતિઓએ વસન્ત-વિલાસ માંથી અવતરણો ટાંકયાં છે,[4] અને પંદરમા સોળમા શતકની લગભગ તમામ ફાગુસ્વરૂપની કૃતિઓમાં વસન્ત-વિલાસના ફરી ફરીને પડઘા સંભળાયાં કરે છે.

વસન્ત-વિલાસની આટલી બધી પ્રસિદ્ધિનું મુખ્ય કારણ તો એનાં અંગ-ઉપાંગ સર્વમાં રહેલી કોઈ અનિર્વચનીય મનોરમતા છે. વસન્તવર્ણનનો એનો વિષય જ શૃંગારનો વિભાવ હોઈ, અતિ આકર્ષક છે, તો એની શૈલી નિતાન્તસુંદર છે, અને એનો મધ્યચરણ યમક અને વિલંબિત સુરાવલીઓવાળો પદ્યબંધ અત્યંત મધુર છે. વસન્ત-વિલાસની આ પ્રકારની છંદોરચના પછીના અનેક ફાગુકવિઓએ અપનાવી છે, પણ કોઈને એમાં વસન્ત-વિલાસ-કાર જેટલી સફળતા મળી નથી. એની બીજી એક ધ્યાન ખેંચતી વિશેષતા

---

૧. જુઓ : 'હાજી મહમ્મદ સ્મારક ગ્રંથ', સંપા૦ ર. મ. રાવળ, ૧૯૨૨, પૃ. ૧૮૭–૧૮૮.

૨. જુઓ : દિ. બ. કે. હ. ધ્રુવ સંપાદિત પ્રાચીન ગુર્જર કાવ્ય, ૧૯૨૭, પ્રસ્તાવના, પૃ. ૧૪–૧૫.

૩. જુઓ : 'Vasanta Vilasa–An Old Gujarati Phagu', ed. K. B. Vyas foreword by Muni Shri Jinvijayji

૪. જુઓ : એજન, પ્રસ્તાવના, પાદટીપ ૪૦.

પ્રત્યેક પ્રાચીન ગુજરાતી સાથે એ પ્રકારનું નિરૂપણ કરતા સંસ્કૃત મુક્તકોનો અનુબંધ છે. એનો વ્યાપ ઈ.સ.ના પ્રારંભથી બારમા તેરમા શતક સુધીનો, કાલિદાસથી માઘ અને શ્રીહર્ષ સુધીનો, શાકુન્તલ, કુમારસંભવથી નૈષધીયચરિત સુધીનો છે. એમાં કોક કોકનભ રતિ-રહસ્ય જેવા એ યુગના રસિક સમાજમાં લોકપ્રિય ગ્રંથમાંથી, તેમ એ યુગની પ્રશિષ્ટ કાવ્ય રચનાઓમાંથી, અને રાજશેખરનાં કર્પૂરી-મંજરી આદિ સુપ્રસિદ્ધ પ્રાકૃત નાટકોમાંથી શ્લોકો ઉદ્ધૃત કર્યા છે, પણ એકેય જૈન મહાકાવ્યનો કવિએ સ્પર્શ કર્યો નથી, એ કૃતિનાં કર્તૃત્વ અને સ્વરૂપ માટે ખૂબ સૂચક બીના ગણાય.

સંસ્કૃત કાવ્યના વસન્તવર્ણને અને નારીસૌન્દર્યનાં વર્ણનોએ કવિને ખૂબ પ્રેરણા આપી છે. સંસ્કૃત કાવ્યસાહિત્યની આ સૌન્દર્યશ્રીનું આકંઠ પાન કરીને પોતાના ચિત્તંત્રમાં એને પરિપૂર્ણપણે આત્મસાત્ કરીને કવિએ એના મુખ્ય મુખ્ય અંશો પ્રાચીન ગુજરાતી દુહાઓમાં ઉતાર્યા છે. ભાલણે જેમ બાણની મહાન કથા કાદમ્બરીમાંથી મહત્ત્વના અંશોનું ગુજરાતીમાં અવતરણ કર્યું, અને એમ કરતાં અજાણતાં જ આખ્યાનનું નૂતન સ્વરૂપ નિર્માણ કર્યું, તેમ વસન્તવિલાસકારે સંસ્કૃત વસન્તવર્ણન અને નાયિકાવર્ણનને પ્રાચીન ગુજરાતીમાં અવતાર આપતાં, સહજ, જ એક નૂતન કાવ્યસ્વરૂપ નિર્માણ કર્યું, જેને પછીના યુગમાં ફાગુકાવ્યનું અભિધાન પ્રાપ્ત થયું.

વસન્તાવતારસમયે, વસન્તનાં લોકગીતો ગાવાનો પ્રચાર હતો. એ પ્રથા મારવાડમાં હજીયે ચાલુ છે. પ્રાચીન ગુજરાતી અને રાજસ્થાનીમાં અને એનીયે પૂર્વેના ભારતમાં આવાં લોકગીતો સ્ત્રીઓ અને પુરુષો એકત્ર થઈને દાંડિયારાસ લઈને ગાતાં. આવાં લોકગીતોને 'ફાગ' કહે છે. એ શબ્દ મૂળ તો (દેશ્ય) फल्गु છે, જેનું फग्गु (=વસન્તોત્સવ) એ રૂપે સંસ્કૃતીકરણ થયું છે.

વસન્તના વર્ણન નિમિત્તે ઉદ્ભવેલા આ કાવ્યસ્વરૂપમાં વસન્તનું વર્ણન અને શૃંગારની નિષ્પત્તિ જ પ્રધાન લક્ષ્ય હોય એ સ્વાભાવિક છે. "ફાગુકાવ્યોમાં વસન્તના વર્ણનથી આરંભ થતો; વસન્તાવતારસમયે વનની શોભા અને ઉન્માદક વાતાવરણ એમાં વર્ણવાતું. પ્રેમીઓને અત્યંત રમણીય અને આહ્લાદક લાગતી વસન્ત વિરહીજનોનાં હૈયાં કેવી રીતે દળી નાંખતી એનું કવિસમયાનુસાર વર્ણન કરાતું. ત્યાર પછી સ્ત્રીઓનું વર્ણન આવતું. નારીદેહના સૌન્દર્યનું વર્ણન, એના શૃંગાર-પ્રસાધનનું વર્ણન, એ ફાગુનું અતિ મહત્ત્વનું અંગ મનાતું. સુંદરીઓ વસન્તની પુષ્પસમૃદ્ધિથી વિહસતા વનમાં વિવિધ પ્રકારની ક્રીડા કરે—કદંબડાળે ઝૂલે, જલક્રીડા કરે, રાસ ખેલે—તે સર્વનું ઉત્સાહપૂર્ણ વર્ણન આવતું. કાવ્યના અંત ભાગમાં સુંદરીઓનું એમના રમણ સાથેનું મિલન અને એ મિલનનો આનંદ વર્ણવવામાં આવતો. મંગલ આશીર્વચનથી કાવ્યની સમાપ્તિ થતી."[૫]

"ફાગુ કાવ્યનું આવું જે મૂળ સ્વરૂપ અજ્ઞાતકર્તૃક વસન્તવિલાસ કે વિરહદેસાઉરીફાગુ જેવાં પ્રાચીન ફાગુકાવ્યોમાં સચવાયું છે. એમાં સમય જતાં સાંપ્રદાયિક છાયા પ્રવેશી. કેટલાંક જૈનેતર ફાગુકાવ્યોમાં કૃષ્ણ અને ગોપી કે કૃષ્ણરુક્મિણી નાયકનાયિકારૂપે લેવાયાં અને વસંતાવતારસમયે એમની વિવિધ પ્રકારની વનક્રીડા અને પ્રેમકેલી વર્ણ્ય વિષય બની."[૬]

જૈન કવિઓએ આ કાવ્યસ્વરૂપને સવિશેષ સાંપ્રદાયિક રૂપ આપ્યું, તે એટલે સુધી કે શૃંગારના વાહન રૂપ આ કાવ્યસ્વરૂપ તીર્થંકરો, ગણધરો અને મહાન સૂરીશ્વરોની વૈરાગ્યવૃત્તિ કે ઉપશમના નિરૂપણનું એક સાધન બન્યું."[૬] એમાં નારીસૌન્દર્યનું અછડતું વર્ણન હોય, વસન્તનું વર્ણન તો ભાગ્યે જ હોય, એનું મુખ્ય લક્ષ્ય આચાર્યો કે તીર્થંકરોના કામવિજય, ઉપશમ જ હોય; શૃંગારની તો એમાં છાયા સરખી પણ ન હોય.

પ્રાચીન ગુજરાતીમાં આવા જૈન ફાગુઓ વિપુલ સંખ્યામાં મળે છે,—જ્યારે જૈનેતર કે બ્રાહ્મણ ફાગુઓ ગણ્યાગાંઠ્યા જ—આઠદસથી વધુ નહીં.

---

૫. જુઓ : 'વસન્ત-વિલાસ,—પ્રાચીન ફાગુ 'કાવ્ય', કાન્તિલાલ બ. વ્યાસ, ૧૯૫૭, પૃ. ૩
૬. એજન, પૃ. ૪.

આ સર્વમાં વસન્તવિલાસ શિરમોર છે. એનું અનેક દૃષ્ટિએ અસાધારણ મહત્ત્વ છે. એનું ભાષા-સ્વરૂપ જેવું અત્યંત મહત્ત્વનું છે તેવું જ એનું કાવ્યતત્ત્વ અત્યંત સુમનોહર છે. પ્રાચીન ગુજરાતી રચના-ઓમાં એ અગ્રસ્થાને વિરાજે છે.

વસન્તવિલાસની કોઈ પણ પ્રતિમાં કર્તાનું નામ મળતું નથી, એટલે એના કર્તા વિષે અને એના સમય વિષે કૃતિના આંતરિક સ્વરૂપ ઉપરથી જ વિચાર કરવાનો રહે છે. દિ. બ. ધ્રુવે કૃતિના આંતરિક સ્વરૂપ પરથી વસન્તવિલાસના રચયિતા વિષે આવી કલ્પના કરી છે : "આ શૃંગારી કાવ્યનો કર્તા અંધારપછેડો ઓઢી અગોચર રહ્યો છે, તેથી તેની જાતભાત વિષે કલ્પના કરવી જોખમભરેલી છે; તથાપિ વસન્તવિલાસમાં કડીએ કડીએ જે જીવનનો ઉલ્લાસ ઊભરાઈ જાય છે તે ઉપરથી અટકળ થાય છે કે તે કવિ સંસારથી કંટાળેલો વિરાગી નહીં, પણ વિશ્વના વૈભવમાં પરિપૂર્ણ રસ લેનારો રાગી પુરુષ હશે.... સમગ્ર કાવ્યમાં કોઈ પણ સ્થળે જૈન ધર્મનો સુવાસ સ્ફૂરતો જોવામાં આવતો નથી, તેથી એ જૈનેતર એટલે વૈદિક કવિ હોય."[૭]

દિ. બ. ધ્રુવની આ કલ્પના સાધારણ છે, કારણ કે વસન્તવિલાસમાં જૈન ધર્મસાહિત્યની બિલકુલ અસર નજરે પડતી નથી. કૃતિનું વસ્તુ, એનું મંગલાચરણ, વચ્ચે વચ્ચે ટાંકેલાં સંસ્કૃત-પ્રાકૃત સુભાષિતો, પ્રતિઓના આરંભ અને અંત–એમાંનું કશું જ જૈન સાંપ્રદાયિક અસર દર્શાવતું નથી. વસન્તવિલાસકારે કુમારસમ્ભવ, શાકુન્તલ, નૈષધીયચરિત, શિશુપાલવધ, અમરુશતક આદિ સુપ્રસિદ્ધ બ્રાહ્મણ કાવ્યનાટિકાદિમાંથી પોતાના વિચારભાવના સમર્થન માટે સુભાષિતો ટાંક્યાં છે, પરંતુ એક પણ જૈન કૃતિ-માંથી સુભાષિત લીધું નથી એ આ સંદર્ભમાં અતિ સૂચક હકીકત છે.

આન્તર પ્રમાણો ઉપરથી, ખાસ કરીને તો એના ભાષાસ્વરૂપ ઉપરથી વસન્તવિલાસનો સમય આશરે વિ. સં. ૧૪૦૦નો અટકળી શકાય છે.

"વસન્તવિલાસ"નો પ્રધાન રસ છે શૃંગાર. આરંભમાં વસંતના ઉદ્દીપક ઉપસ્કરનું વર્ણન કરતાં સંભોગ-શૃંગારનું અછડતું આલેખન કરી, પછી કવિ વિરહિણીની મનોવ્યથાનું વર્ણન કરતાં વિપ્રલંભનું હૃદયભેદક નિરુપણ કરે છે. કાવ્યના અંતે વિયોગિની નારીને પ્રિયતમનું મિલન થતાં કાવ્ય પાછું સંભોગશૃંગારની છોળોથી છલકાઈ રહે છે. રસની નિષ્પત્તિમાં, આ વસન્તવર્ણનનું કાવ્ય હોવાને કારણે, અન્ય અંગોની અપેક્ષાએ ઉદ્દીપન વિભાવના નિરુપણ ઉપર સવિશેષ ભાર આવ્યો છે. એથી કાવ્યરસમાં એક વિશિષ્ટ આસ્વાદનો અનુભવ થાય છે. એમાં શૃંગારની મધુરતા છે, ગૌરવ છે, લાલિત્ય છે, છતાં અમરુ કે ભર્તૃહરિનાં શૃંગાર-શતકોની ઉત્કટ માદકતા નથી. વસન્તવર્ણનની શોભા કવિએ પ્રધાનપણે ગાઈ છે એ ખરું; પણ એમાં કવિનો ઉદ્દેશ વસન્તવર્ણનને કવિકુલગુરુના ઋતુસંહારની માફક રસરાજ શૃંગારની પાશ્ચાદ્ભૂમિ બનાવવાનો સવિશેષ છે એમ લાગે છે."[૮]

વસન્તવિલાસના વસન્તવર્ણનના થોડાક શ્લોકો જોયા વિના આ આસ્વાદ પૂર્ણ થયેલો નહીં લાગે.

વસન્તના પદ્મિની–પરિમલને વહી લાવતા વાયુઓનું વર્ણન કરતાં કવિ કહે છે કે:–

> पदमिनी परिमल बहकइं लहकइं मलय समीर।
> मयणु जिहां परिपंथीय पंथीय धाइं अधीर।। (દુહો ૫)

"પદ્મિનીઓના પરિમલ પ્રસરી રહ્યા છે, અને મલય સમીર મંદસુમંદ વાય છે. (આવી વસન્તશ્રીની અવગણના કરીને ઘર તજીને ભમતા) પથિકજનોનો માર્ગ જ્યાં મદન રુંધે છે ત્યાં તેઓ અધીરા બનીને (ઘર ભણી) દોડે છે."

---

૭. જુઓ : દિ. બ. કે. હ. સંપાદિત, 'પ્રાચીન ગુર્જર કાવ્ય', પ્રસ્તાવના, પૃ. ૧૪–૧૫.

૮. જુઓ : 'વસન્તવિલાસ – પ્રાચીન ફાગુ કાવ્ય', સંપા. કાન્તિલાલ બ. વ્યાસ, ૧૯૫૭, પૃ. ૧૫.

આની સાથેના સંસ્કૃત શ્લોકનો લય જુઓ, એની વર્ણનસમૃદ્ધિ જુઓ–એ કેવાં હૃદયંગમ છે!

भिन्दन्तश्चन्दनालीं कमलमुकुलजां धूलिमुद्धूलयन्त –
श्चुम्बन्तश्चूतवीथीं परिमलबहुलां श्चम्पकान्कयन्तः।
आरादाराम सीमातटघटित घटी यन्त्रनिर्मुक्तवारां
धारामाराधयन्तः श्रमजलरिपवो वान्त्यमी गन्धवाहाः।। (શ્લોક ૫)

"ચન્દનવૃક્ષોની હારને ભેદીને આવતા, કમલમુકુલોની (સુરભિત) રજને ઉડાડતા, આમ્રરાજિને ચૂમતા, પરિમલથી સભર ચંપક વૃક્ષોને કંપાવતા, પાસેના ઉપવનને છેડે મૂકેલા રહેંટમાંથી વહેતા જલની ધારાઓને સ્પર્શતા, શ્રમજન્ય સ્વેદબિંદુઓને હરતા, આ સુગંધી વાયુઓ વાય છે."

ઘણી વાર સંસ્કૃત શ્લોકની શોભા પ્રાચીન ગુજરાતી દુહાને અતિક્રમી જાય છે. પછીનો જ દુહો અને શ્લોક જુઓ–એમાં વસંતના વાયુઓની શોભાનું વર્ણન આગળ ચાલે છે :

मानिनीजनमनक्षोभन शोभन वाउला वाइं।
निधुवनकेलिकलामीय कामीय अंगि सुहाइं।। (દુહો ૬)

"માનિની સ્ત્રીઓનાં મનને ક્ષુબ્ધ કરી નાંખતા (અર્થાત્ પરવશ કરી નાખતા) મનોહર વાયુઓ વાય છે. સુરતવિલાસથી શ્રમિત બનેલા (कलामीय=ક્લાન્ત) કામીજનોનાં અંગોને (આ વાયુઓથી) શાતા વળે છે."

कावेरी तीर भूमिरूह भुजगवधू भुक्तमुक्तावशिष्टः
कर्णाटी चीन पीनस्तनवसन दशान्दोलनस्पन्द-मन्दः।
लोलल्लाटी ललाटालक-ललितलतालास्य-लीला विलोलः
कष्टं भो दाक्षिणात्यः प्रसरित पवनः पान्थकान्ताकृतान्तः।। (શ્લોક ૬)

"કાવેરી તીરે આવેલાં વૃક્ષો ઉપરની સર્પિણીઓએ પાન કર્યા પછી અવશિષ્ટ રહેલો, કર્ણાટકી (સુંદરીઓ)ના પીન સ્તનના રેશમી અંશુકોને ડોલાવતાં મંદગતિ બનેલો, લોલ લાટી (લાટ દેશની નારી)ના લલાટ ઉપર લલિત રીતે ફરકી રહેલા અલકલતા (વાળની લટ)ને નૃત્ય કરાવવામાં વિલોલ એવો, દાક્ષિણાત્ય પવન વાઈ રહ્યો છે, જે, અરેરે, પાંથનારીઓના (પથિકજનોની વિરહિણી સ્ત્રીઓના) કૃતાન્ત કાળ (સમો) છે."

વસંતશ્રીથી મંડિત વનમાં વિલાસીજનોએ કેવા કેવા વિલાસોનું આયોજન કર્યું છે! એમણે વનમાં કદલીગૃહો બનાવ્યાં છે, એને બારણે તલિયાતોરણ લટકાવ્યાં છે, જલક્રીડા માટે ત્યાં સુવાસિત જલથી ભરેલી વાપિકાઓ છે, ક્રીડાભૂમિ ઉપર કેસરઘોળ્યાં પાણીએ છંટકાવ કર્યો છે, અને ત્યાં ચંપાનાં વૃક્ષોની ડાળીઓ

वनि विरच्यां कदलीहर दीहर मंडपमाल।
तलीया तोरण सुन्दर वंदरवाल विशाल।। (દૂહો ૮)
खेलन वावि सुखालीय जालीय गउषि विश्राम।
मृगमद्पूरि कपूरिहिं पूरिहिं जल अभिराम।। (દૂહો ૯)
रंगभूमी सजकारीय झारीय कुंकुमघोल।
सोवनसांकल सांधीय बांधीय चंपकि दोल।। (દૂહો ૧૦)
तिहां विलसइं सवि कामुक जामुक हृदयचइ रंगि।
काम जिस्या अलवेसर वेस स्वइं वर अंगि।। (દૂહો ૧૧)

ઉપર સોનાની સાંકળે હિંડોળા બાંધ્યા છે. આવી સુંદર વિહારભૂમિઓમાં કામદેવ સમાં પુષ્પાભરણો ધારેલા વિલાસીજનો મુક્ત હૃદયે વિહાર કરે છે.

પ્રિયતમથી રિસાયેલી માનિનીઓને કોયલ કેવી રીતે મનાવે છે એનું કવિએ વર્ણન કર્યું છે :

कोइलि आंबुलाडालिहिं आलिहिं करइ निनादु।
काम तणूं करि आइसु आ इसु पाडए सादु।। (દુહો ૨૩)

थंभण थिय न पयोहर मोह रचउ म गमारि।
मान रचउ किस्या कारण तारुण दीह बिच्यारि।। (દુહો ૨૪)

પ્રકૃતિનાં અન્ય અંગોનું કવિસમયાનુસાર કરેલું વર્ણન પણ અત્યંત ચેતોહારિ છે. કવિએ એક દુહામાં મધુકરોને કામદેવની વિજયયાત્રા પ્રસંગે ફૂંકાતા શંખની ઉપમા આપી છે, અને પછીના દૂહામાં એમને કામદેવના બંદિજનોની સાથે સરખાવ્યા છે :

घूमइं मधुप सफेसर केसरमुकलि असंखय।
चालतइ रतिपति सूरइं पूरइं सुभट कि शंख।। (દુહો ૨૯)
बडलि विलूधला महूअर बहूअ रचइं झणकार।
मयण रहइं किरि आणंदिण बंदिणं करइं कइवार।। (દુહો ૩૦)

ચંપાની કળીને કવિએ કામના માર્ગને દીપિત કરતી દીપશિખાનું ઉપમાન આપ્યું છે. કેસૂડાંની ડાળી વિરહિણીને કાળજા ખેંચી કાઢનારા મદનના વાંકા, તીક્ષ્ણ આંકડા જેવી લાગે છે, અને શાલ અને અશોકનાં પત્રો તલવાર સમાં ભયંકર જણાય છે.

વસંતમાં વિરહિણીની સ્થિતિ કેવી દયાજનક થાય છે એનું એક શ્લોકમાં કવિએ અત્યંત હૃદયસ્પર્શી વર્ણન કર્યું છે :

रात्रिः कल्पशतायतेऽपि दिवसो मन्वन्तराब्दायते
शीतांशु र्दहनायते मलयजो लेपः स्फुलिङ्गायते।
आहारो गरलायते प्रतिपदं कामोऽपि वैरायते
प्रेयस्याः प्रियविप्रयोगसमये किं किं न दुःखायते।। શ્લોક (૩૯)

વસન્ત-વિલાસના ઉત્તરાર્ધમાં દૃશ્ય બદલાય છે. વિરહિણીનો પ્રિયતમ દૂર દૂરની ભૂમિમાંથી પાછો આવે છે. એને જોતાં વિરહિણીના મનમાં આનંદ માતો નથી. સ્વામીના મિલનમાં પોતાનું સર્વ ભાન એ ભૂલી જાય છે. સ્વામીનું મિલન એની દીર્ઘકાળની વિરહવ્યથાને શમાવે છે.

પછી તો એ સુંદર વસ્ત્રાભૂષણો સજીને પ્રિયતમની સાથે વસન્તશોભાએ સભર વનમાં રાસ રમે છે. આ સર્વનું કવિએ અતિ ચેતોહારિ વર્ણન કર્યું છે. કાવ્યના અંત ભાગે નાયિકા લાડમાં પ્રિયતમને એના પ્રવાસ દરમિયાન આચરેલા બહુકામુકત્વ વિષે ઉપાલંભ આપે છે. છેલ્લા મંગલ આશીર્વચનથી (धनु धनु ते गुणवंत वसन्तविलासु जि गाइ)થી કાવ્યનું સમાપન થાય છે.

આ નાની સરખી કૃતિમાં જાણે બે હજાર વર્ષના સંસ્કૃત સાહિત્યમાં નિરુપિત નિસર્ગશ્રીનો પરિમલ મહેકી રહે છે, અને અનેક કવિજનોએ લડાવેલા નિસર્ગથીયે રમણીયતર નારીસૌન્દર્યનું એક મનોરમ ચિત્ર સોહી રહે છે.

# લિપિનો વિકાસ

શ્રી. બચુભાઈ રાવત, તંત્રી–કુમાર, અમદાવાદ,

**આમ** જોવા જઈએ, તો તો આપણી અત્યારની ગુજરાતી લિપિનો ઇતિહાસ એ
એક સૈકાનો જ ગણાય; પણ એના મૂળ સુધી પહોંચીએ તો સોળમી સદીના વિમલ
પ્રબંધમાં જે ૧૮ લિપિઓની યાદી આપી છે તેમાં 'ગુર્જર' લિપિને ગણાવી છે. એનો
જૂનામાં જૂનો નમૂનો અમદાવાદના ભો. જે. વિદ્યાભવનના ગ્રંથ સંગ્રહમાં સં. ૧૬૪૮માં
લેખો એવા 'આદિ પર્વ'નો ગણી શકાય. બીજી અનેક બાબતોની પેઠે લિપિની શોધમાં
પણ કદાચ આપણો ભારતદેશ જ પહેલો આવે છે; એટલું જ નહીં, પણ ભારતે યોજેલી
મૂળ બ્રાહ્મી લિપિ ઉચ્ચારશાસ્ત્રની રીતે દુનિયાની સર્વ લિપિઓમાં સૌથી સંપૂર્ણ વૈજ્ઞાનિક,
શુદ્ધ અને ચોક્કસ છે એવું પશ્ચિમના વિદ્વાનોએ પણ હવે તો કબૂલ્યું છે. આપણી ગુજ-
રાતી લિપિ જેમાંથી લેખન સુલભ સ્વરૂપે વિકસી તે દેવનાગરી અને તે પણ જેમાંથી
વિકસી તે બ્રાહ્મી.

બીજી બધી રીતે ઉચ્ચારક્રમ પ્રમાણે લખાતી આપણી લિપિની શાસ્ત્રીયતામાં એક ઊણપ છે: 'ર'ની પછી કાનો લખીને 'રા' કરીએ છીએ, દીર્ઘ 'ઈ', હ્રસ્વ 'ઉ' વગેરે ચિહ્નો પણ અક્ષરની પછી જ લખીને 'રી', 'રુ' એમ કરીએ છીએ, માત્ર હ્રસ્વ 'ઇ'નું ચિહ્ન અક્ષરની પહેલાં લખાય છે. આ અનિયમિતતા ટાળવા માટે દીર્ઘ 'ઈ'નું જ ટૂંકું તથા તેનાથી થોડું જુદું પડતું ચિહ્ન તેની પછી લખ્યું હોય તો? એ સ્થિતિ તથા સૂચના આ સામેના મથાળામાં બતાવ્યાં છે.

કદાચ માન્યામાં ન આવે, પણ જંગલી દશાના ગુફાવાસી માણસે સંસ્કૃતિ તરફ જે પહેલાં પગલાં માંડ્યાં તેમાંનું એક તે લિપિની શોધ. તેની શરૂઆત, અલબત્ત, નિશાનીઓ કે ચિત્રોથી થઈ. પોતે મારેલાં બલિષ્ઠ ને ભયંકર જંગલી પ્રાણીઓનાં ચિત્રો, એ વિજયની કથા કહેવા માટે ગુફાઓની ભીંતો પર કે હાડકાં ને હાથીના મોટા દાંત ઉપર તે કોતરી ગયો છે. એવી લગભગ દોઢસોએક જેટલી ગુફાઓ, અને ચિત્રો કોતરેલાં અસંખ્યાત હાડકાં, હાથીદાંત, પાંચીકા વગેરે મળી આવ્યાં છે.

તે પછી માણસ બોલતાં શીખ્યો અને તેણે ભાષા વિકસાવી તેની સાથો સાથ, પોતાની વાત જેઓ હાજર ન હોય તેમને પહોંચાડવાની કે તેમને માટે મૂકી જવાની જરૂર પણ તેને લાગી. આ માટે પણ તેણે પ્રથમ ચિત્રોની સંજ્ઞાઓ યોજી. જોકે ક્યાંક ક્યાંક બીજી પદ્ધતિઓ પણ ઉપજાવી. પેરૂના લોકો વિવિધ રંગની ને લાંબીટૂંકી દોરડીઓ પર જુદીજુદી સંખ્યા ને આકારની ગાંઠો વાળીને પોતાનો એ વ્યવહાર ચલાવતા, જે ક્વિપુને નામે ઓળખાય છે. ક્યાંક વળી લાકડીઓ પર આંકા પાડીને, તો ક્યાંક રંગીન મણકા તથા છીપલાંને દોરીથી ગૂંથીને નોંધો રાખતા તથા સંકેતો મોકલતા. ઑગહામ નામની પદ્ધતિમાં, એક સળંગ લીટી દોરીને તેની ઉપર, નીચે તથા તેને છેદીને નાનીનાની લીટીઓ, જુદી જુદી સંખ્યામાં માંડીને એક લિપિ ઉપજાવેલી!

પણ આ સૌમાં વધુ વિકસીને વ્યાપક તો થઈ ચિત્રલિપિ. અને તેનાં મૂળ ઇજિપ્ત, ભારત તથા ચીનમાંથી મળી આવે છે. ઇજિપ્તના પિરામિડોમાંથી મળેલા અવશેષો ને પ્રાચીન મંદિરોની ભીંતો પરના ચિત્રલેખો, તથા ભારતના મુંએ-જો-ડેરો ને હરપ્પા વગેરે સ્થળેથી મળી આવેલી મુદ્રાઓ (સીલ) પરની આકૃતિઓ તેની શાખ પૂરે છે. ચીનની તો આજની લિપિ જ એની મૂળ પ્રાચીન ચિત્રલિપિની સીધી વારસ છે.



આજથી હજારો વર્ષ પહેલાં જંગલી દશાનો ગુફાવાસી માણસ પોતે મારેલાં બલિષ્ઠ ને ભયંકર જંગલી પ્રાણીઓનાં ચિત્રો, એ વિજયની કથા કહેવા માટે ગુફાઓની ભીંત પર કોતરી ગયો છે એ તેના કથયિતવ્યની અભિવ્યક્તિ તરીકે લિપિનું મૂળ કહી શકાય. તેના અનુસંધાનમાં જ, પાછળથી ચિત્રો અને નિશાનીઓના રૂપમાં વિવિધ દેશોમાં ચિત્રલિપિ વિકસી. આ ઉપર દસેક હજાર વર્ષ પહેલાં દોરાએલાં એવાં જંગલી હાથી, ગોધો, સાબર વગેરેનાં ચિત્રો આપ્યાં છે.



એ જ પદ્ધતિએ ચિત્રોમાં લખાએલો એક પત્ર ઉત્તર અમેરિકામાં સુપીરિયર સરોવરને કાંઠેથી મળી આવેલો આ ઉપર આપ્યો છે. તેમાં જણાવ્યું છે, કે પાંચ લાંબી હોડીઓમાં બેસીને એકાવન માણસો સરોવર પાર કરી ગયા છે. સાથે તેમનો સરદાર (ઘોડેસવાર તરીકે બતાવેલો) પણ હતો. એ આક્રમણ ત્રણ દિવસ ચાલ્યું હતું તે, આકાશની આકૃતિની ત્રણ કમાનો નીચે ત્રણ સૂર્યબિંબથી બતાવ્યું છે. ગરુડ (પરાક્રમ) અને કાચબો (માંગલ્ય) એ બે પ્રતીકો સમજાવે છે કે કાફલાની બહાદુરીથી યુદ્ધમાં ફતેહ મળી. ચિત્તા જેવું નીચેનું વિચિત્ર પ્રાણી એમના સરદારનું નામ સૂચવે છે; અને છેલ્લે ચીતરેલા સાપનો અર્થ એ છે કે દંગલમાં એક માણસ મરાયા વિના સૌ સલામત પાછા આવ્યા.

જોકે, પછી તો ચિત્રલિપિમાંનો એકલો ચિત્ર-સંકેત માણસને પોતાના વિચારો દર્શાવવા માટે સાંકડો પડવા લાગ્યો. એક ઊભી લીટીને બે પડખે બે હાથ, ને નીચે બે પગ દર્શાવતી નાની રેખાઓ દોરે, એટલે માણસનું ચિહ્‌ન થયું; અને નાનકડા કુંડાળા વચ્ચે ટપકું મૂકે એ સૂર્યની સંજ્ઞા. સરોવરને કાંઠે હરણનો શિકાર કર્યો છે, એવું દર્શાવવા માટે એક કૂંડાળામાં પાણીનાં લહેરિયાં, હરણનાં ચિત્રો તથા ભાલા અને માણસની આકૃતિ ચીતરે એટલે એ કથન સમજાઈ જતું!

પરંતુ એટલેથી કાંઈ વિચારોનો આખો પ્રદેશ વ્યક્ત થાય? સાંભળવું, બોલવું, હર્ષ, શોક, બહાદુરી, બીકણપણું વગેરે ભાવ વ્યક્ત કરવાનું શું? આ મુશ્કેલી દૂર કરવા માટે ચિત્રલિપિ (જે પિકટોગ્રાફ કહેવાય છે) વિકાસની દિશામાં એક પગલું આગળ વધી. સાંભળવાની ક્રિયા માટે કાનનું ચિત્ર, ને બોલવા માટે મોંની આકૃતિ ચીતરાવા લાગી. સિંહનું ચિત્ર જે અત્યાર સુધી માત્ર એ પ્રાણી દર્શાવવા પૂરતું જ વપરાતું તે પરાક્રમ, જોમ, ચપળતા, ઉગ્રતા, શક્તિ વગેરેની સંજ્ઞા તરીકે વપરાવા લાગ્યું; 'શબ્દો' અથવા 'વાણી' દર્શાવવા માટે મુખની આકૃતિમાંથી હવા નીકળતી હોય એવું સંજ્ઞાચિત્ર યોજાયું; અને આમ ચિત્રલિપિએ-પિકટોગ્રાફે સંજ્ઞાલિપિ કે સંકેતલિપિ (આઈડીઓગ્રાફ)નું સ્વરૂપ ધારણ કર્યું.



મથાળે: ગુફાઓની ભીંતો પરના આલેખો પછીના કાળના સૌથી પુરાતન લિપિ-અવશેષ તે જુદા જુદા ઘાટના પાંચીકા (ગોળ પથ્થરો) પર ચીતરેલી વિવિધ આકૃતિઓ. એ ઉકેલવા માટેનું કોઈ સાધન, અલબત્ત, આજે ઉપલબ્ધ નથી.





'દોરડીનું 'લેખન': કિવપુ

અમુક દેશોમાં લિપિની શોધ થયા પહેલાં લોકો એક લાકડી ઉપર જુદા જુદા રંગની દોરડીઓ વડે નાની મોટી ગાંઠો વાળીને પોતાના સંદેશા, નોંધો, હિસાબો વગેરે 'લખતા'. એમાં દક્ષિણ અમેરિકાના પેરુના લોકોએ શ્રેષ્ઠ સિદ્ધિ મેળવેલી, અને હજી આજે પણ ત્યાંના ગોપ લોકોમાં એ પ્રચલિત છે, ને તે કિવપુને નામે ઓળખાય છે. એમાં ગાંઠ જેમ લાકડીની વધુ નજીક તેમ તેનું મહત્ત્વ વધારે. વળી દોરડીઓના રંગ પ્રમાણે તેના જુદા જુદા અર્થ થતા. કાળી ગાંઠનો અર્થ મૃત્યુ, ધોળી દોરડી શાંતિ માટે, લાલ યુદ્ધ અથવા ભય માટે, પીળી સોના અથવા ખંડણી માટે, લીલી પાક અથવા અનાજ માટે, એમ સમજાતું. રંગવિહીન દોરડીઓ હિસાબો માટે વપરાતી, જેમાં એક સેરની દોરી દશક માટે બે સેરની સેંકડા માટે અને ત્રણ સેરની હજારની સંખ્યા માટે વપરાતી...એ જ રીતે રંગીન મણકા તથા છીપો પરોવેલી માળાઓ દ્વારા પણ 'લેખન' થતું જેનું ચિત્ર ડાબી બાજુ આપ્યું છે. અમેરિકાના આદિવાસી રેડ ઇન્ડિયન લોકોમાં પ્રચલિત આ માળાઓની લેખનપદ્ધતિ 'વામ્પુમ' નામે ઓળખાય છે.




વિવિધ દેશની ચિત્રલિપિઓ
સરખામણી માટે આપેલા થોડા નમૂના

આવી સંજ્ઞાલિપિ અનેક સૈકાઓ ચાલ્યા બાદ માણસને એની પણ મર્યાદાઓ ખૂંચવા લાગી. એને થયું કે લિપિએ જો ભાષાની સાચેસાચી અભિવ્યક્તિ થવું હોય તો આ ગૂંચવાડો ન ચાલે; પણ મોંમાંથી નીકળતા જુદાજુદા ધ્વનિ અનુસાર જ તેની સંજ્ઞાઓ હોવી જોઈએ, અને તેના પહોળા, સાંકડા, લાંબા, ટૂંકા, મૃદુ, કઠોર વગેરે ઉચ્ચારો પણ તેમાં વ્યક્ત થવા




મિસર દેશની ચિત્રલિપિ હાઇરોગ્લિફ

હાઈરોગ્લિફનો મૂળ શબ્દાર્થ તો ઈશ્વરના અક્ષર. એ પરથી ઇજિપ્તની પવિત્ર મનાતી પ્રાચીન ચિત્રલિપિને જૂના લેખકોએ એ નામ આપ્યું જે આજે પણ પ્રચલિત છે. એ લિપિ અક્ષરરચનાના સમય પહેલાંની છે અને ચિત્રોની સંજ્ઞાઓ વડે તેમાં લખાણો થયાં છે. એ સંજ્ઞાઓના થોડા નમૂના, તેના અર્થઉકેલ સાથે અહીં આપ્યા છે. પહેલાં તો આ લિપિ કોઈ ઉકેલી શકતું નહીં, પણ ઈ. સ. ૧૭૯૯માં 'રોઝેટ્ટા સ્ટોન' નામની પથ્થરની એક એવી લાટ મળી આવી કે જેમાં એ ચિત્રલિપિની સાથોસાથ તેનો શબ્દાર્થ ધરાવતું ગ્રીક લખાણ પણ હતું. એ લખાણમાં ઇજિપ્તના બાદશાહ ટોલેમીની રાજ-આજ્ઞાઓ હતી, જે તેના સામ્રાજ્યની બધી રૈયત પાળી શકે તે માટે બે ભાષામાં ઉતારેલી હતી. બ્રિટિશ મ્યૂઝિયમમાં સંગ્રહાએલી એ તકતી આ લખાણો ઉકેલવા માટે અગત્યની ગુરુકૂંચીરૂપ બની ને આજે તો તે દુનિયાભરમાં નામચીન છે. (તેના ચિત્ર તથા વાત માટે જુઓ આગળ)



લંબગોળ તકતીમાં લખેલું મિસરની 'ક્લિયોપેટ્રા' રાણીનું નામ. ઉપરથી નીચે આ રીતે વંચાય છે: મથાળે ચોથિયું વર્તુલ=K; સિંહ=L; બરૂની કલમ =E; ગાળિયાવાળું દોરડું=O; બારીનું બારણું=P; ગરુડ=A; હાથ=T; મોં =R; અને છેલ્લે ગરુડ=A; તેને પડખે ચીતરેલું ઇંડું એમ દર્શાવે છે કે એ નામ સ્ત્રી જાતિનું છે અને છેલ્લી આકૃતિ એમ સૂચવે છે કે તે કોઈ મહાનુભાવ વ્યક્તિ છે.

K L E O P A T R A




ચિત્રલિપિમાં સિંહ (Lion)ને માટેના સંજ્ઞાચિત્રમાંથી તેનો પ્રથમાક્ષર L કયા ક્રમે વિકસતો ગયો તે દર્શાવતો આલેખ: A–મિસરની ચિત્રલિપિ હાયરોગ્લિફમાં 'લ' માટેનું ચિહ્ન; B–તેના પરથી હાયરાટિક લિપિમાં રચાએલું રૂપ; C–તે પરથી ફીનીશિયન લિપિમાં 'લામેધ' અક્ષર માટે ઊતરી આવેલું રૂપ. D–એ પરથી પ્રાચીન ગ્રીક લિપિમાં L; E–છેલ્લું લાટિન રૂપ.

જોઈએ. આ વિચારને મૂર્ત કરવા તેણે ધ્વનિલિપિ(ફોનોગ્રાફ રાઇટિંગ)ની યોજના કરી, અને એની સંપૂર્ણતાનો યશ ભારતવાસીઓને ફાળે જાય છે. 'ઍરેબિક ફિગર્સ'ને નામે ઓળખાતા ૧ થી ૯ અને ૦ સુધીના અંકની સંજ્ઞાઓ દુનિયાને ભારતે જ આપી છે અને ભારતમાંથી જ તે અરબસ્તાનમાં ગએલી એ વાત જેમ આજ મોડીમોડી કબૂલાઈ છે, તેમ શુદ્ધ ઉચ્ચારાનુસારી અને ચોકસાઈભરેલી ધ્વનિલિપિ યોજનાર પણ સૌ પ્રથમ ભારત છે એમ કબૂલ્યા વિના હવે કોઈનો છૂટકો નથી.

એમ તો ઇજિપ્તની ચિત્રલિપિ (હાયરોગ્લિફ)માં પણ થોડાં ધ્વનિચિહ્નો છે; અને હાલ જે દેશ સીરિયાને નામે ઓળખાય છે ત્યાંના પ્રાચીન ફીનીશિયન લોકોએ યોજેલી ફીનીશિયન લિપિ, તેમ જ પશ્ચિમની સેમેટિક લિપિ પણ ચિત્રલિપિ પરથી ઊતરી આવેલાં ધ્વનિચિહ્નોની જ બનેલી છે; પરંતુ પશ્ચિમના વિદ્વાનોએ આજ સુધી જે એમ કહ્યા કર્યું છે કે ભારતની લિપિ એ ફીનીશિયન, સેમેટિક વગેરેમાંથી ઊતરી આવેલી છે એ વિધાન હવે કાશીપ્રસાદ જયસ્વાલ અને ડૉ. લૅંગ્ડન વગેરે જેવા વિદ્વાનોએ સજ્જડ દાખલાદલીલો સાથે તોડી પાડીને પુરવાર કર્યું છે કે ભારતની લિપિઓ તેનું સ્વતંત્ર ને પોતીકું સર્જન છે, એટલું જ નહીં પણ પશ્ચિમની લિપિઓ સાથે તેના કેટલાક અક્ષરોનું જે મળતાપણું છે તે તો ભારતવાસીઓ જે પુરાતન કાળથી પરદેશો જોડે ધૂમ વેપાર ખેડતા આવેલા છે તેઓની લિપિની અસર ત્યાં પડવાને લીધે છે,—જેમ અહીંના એક અરબસ્તાન મારફત ત્યાં ગયા તે રીતે. બંને વચ્ચે ધરમૂળનો ફેર તો એ છે કે પશ્ચિમની ને ભારતની વર્ણમાળાઓ જ જુદી જુદી છે. પશ્ચિમની લિપિઓ બધી એ.બી.સી.ડી. ક્રમની વર્ણમાળા પર યોજાઈ છે, જે ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ અધૂરી ને અવૈજ્ઞાનિક છે. જ્યારે ભારતની વર્ણમાળા 'અ આ ઇ ઈ' વગેરે સ્વરાક્ષરી તથા 'કખગઘ' વગેરે વ્યંજનક્રમમાં વાચાના સંપૂર્ણ ધ્વનિપ્રદેશને વૈજ્ઞાનિક રીતે આવરી લે છે. 'ક ખ ગ ઘ'નું જૂથ એ કંઠસ્થાની ઉચ્ચારોનું છે, અને તેમાં યે પેટા વિભાગ તરીકે 'ક'નો મહાપ્રાણ વ્યંજન 'ખ', 'ગ'નો મહાપ્રાણ વ્યંજન 'ઘ' વગેરેની બારીક રચના છે. આ બધું સિદ્ધ કરે છે કે ભારતની લિપિ અન્ય દેશોની જેમ ધીરે ધીરે જરૂર પ્રમાણે વિકસતી ગઈ નથી, પણ કોઈ પ્રતિભાશાળી ભેજાએ વિચારપૂર્વક યોજેલું એક સંપૂર્ણ સર્જન છે.

પરંતુ એનો અર્થ એ નથી કે ભારતમાં આજે કોઈ પણ ફેરફાર થયા વિનાની એકલી એ પુરાતન લિપિ જ પ્રચલિત છે. વસ્તુતઃ ભિન્નભિન્ન ભાષાઓ બોલતા આપણા આ વિશાળ ઉપખંડમાં આજે વિવિધરૂપ તથા મરોડની પંદરેક જેટલી લિપિઓ લખાય છે: ગુજરાતમાં ગુજરાતી, મહારાષ્ટ્રમાં મોડી, દક્ષિણના દેશોમાં કન્નડ, તમીળ, તેલુગુ ને મળયાળમ, પૂર્વના દેશોમાં બંગાળી, ઉડિયા, કૈથી ને મિથિલ, ઉત્તરમાં કાશ્મીરની શારદા, પંજાબની ગુરુમુખી, ઉર્દૂ તથા હાલ જેમાં હિંદી લખાય છે તે દેવનાગરી વગેરે. એમાંથી માત્ર ઉર્દૂ લિપિ મુસ્લિમોના આગમન સાથે આવેલી ફારસી-અરેબિકનું રૂપ છે. બાકીની બધી આ દેશની જ સરજત છે, અને તેમાંના મોટા ભાગની લિપિઓ તે દેવનાગરીમાંથી જ પ્રાંતભેદે બનેલાં રૂપ છે. એ કઈ કઈ, ને એનાં રૂપ કેમ ઘડાયાં એ કહેતાં તો ઘણો વિસ્તાર થઈ જાય; એટલે આપણે તો માત્ર આપણી ગુજરાતીની, અને તે જેમાંથી ઊતરી આવી છે તે દેવનાગરી લિપિની જ વાત કરીશું.

અને એ દેવનાગરીનું પણ આજનું રૂપ પુરાતન કાળમાં હતું તે જ કાયમ રહ્યું છે એવું નથી. એમાં પણ કાળનાં વહેણ અને લખવાનાં સાધન તથા લઢણ અનુસાર ફેરફાર થતા જ આવ્યા છે. એનું જે પ્રાચીન રૂપ મળી આવે છે તે અશોકના ઈ. પૂર્વે ૨૦૦ વર્ષ પરના શિલાલેખોમાંનું, જેમાં સૌથી જૂનો લેખ છે જૂનાગઢ પાસે ગિરનાર પરનો. પણ એ રૂપ એવું છે કે આજની દેવનાગરી જોડે મૂકો તો તમને માન્યામાં ન આવે કે તે એમાંથી ઊતરી આવેલી છે, એટલા બધા ફેરફાર તેમાં થતા આવ્યા છે. એ લિપિ 'બ્રાહ્મી'ના નામથી ઓળખાતી એવું પ્રાચીન ગ્રંથોમાંથી જાણવા મળે છે. બૌદ્ધ ધર્મના 'લલિતવિસ્તર' નામના ગ્રંથમાં લખ્યું છે કે એ સમયમાં ભારતમાં ૬૪ લિપિઓ પ્રચલિત હતી, જેમાં બ્રાહ્મી, ખરોષ્ઠી અને દ્રવિડી એ ત્રણ મુખ્ય હતી. આ વિષયમાં આપણા વિદ્વાન સંશોધક જૈન મુનિશ્રી પુણ્યવિજયજીના 'લેખનકળા' નામક લેખમાંથી પ્રસ્તુત ભાગ અત્રે ઉતારવા જેવો છે:

"ભારતીય લિપિ અત્યંત પ્રાચીન તેમ જ સ્વતંત્ર છે. એની ઉત્પત્તિ ક્યારે ને શામાંથી થઈ એ કહેવું શક્ય નથી, છતાં ઉપલબ્ધ થતાં દૃષ્ટ પ્રમાણોને આધારે એટલું નિર્વિવાદ છે કે ઈ. પૂર્વે પાંચ સૈકા પહેલા ભારતીય લિપિ પૂર્ણતાને પ્રાપ્ત કરી ચૂકી હતી. ઘણાખરા પાશ્ચાત્ય વિદ્વાનોએ ભારતીય લિપિમાત્રને 'સેમેટિક' લિપિમાંથી ઉત્પન્ન થયાનું મનાવવા પ્રયત્ન કર્યો છે, પરંતુ એ વાત સચોટ દલીલો દ્વારા અસત્ય પુરવાર કરાઈ છે.

ચાઈનીઝ ભાષામાં રચાએલા 'હા યુઅનચુ લિન' નામના

બૌદ્ધ વિશ્વકોશમાં બ્રાહ્મી, ખરોષ્ઠી આદિ લિપિઓની ઉત્પત્તિ વિષે લખતાં તેમાં બૌદ્ધ ગ્રંથ 'લલિતવિસ્તર' પ્રમાણે ૬૪ લિપિઓનાં નામ આપ્યાં છે, જેમાં પહેલું ખરોષ્ઠી (ક્યિઅ–લુ–સે–ટો=ક–લુ–સે–ટો=ખરો–સ–ટ=ખરોષ્ઠ)છે. 'ખરોષ્ઠ'ના વિવરણમાં લખ્યું છે કે 'લખવાની કળાની શોધ ત્રણ દૈવી શક્તિવાળા આચાર્યોએ કરી છે. તેમાં સૌથી પ્રસિદ્ધ બ્રહ્મા છે. જેમની લિપિ (બ્રાહ્મી) ડાબી બાજુથી જમણી બાજુ લખીવાંચી શકાય છે. તેના પછી ક્યિઅ–લુ(ક્યિઅ–લુ–સે–ટો=ખરોષ્ઠનું ટૂંકું રૂપ) છે, જેની લિપિ જમણીબાજુથી ડાબીબાજુ વાંચી શકાય છે. સૌથી ઓછા મહત્ત્વના ત્સં–કી છે, જેની લિપિ (ચીની) ઉપરથી નીચે અર્થાત્ ઊભી વાંચી શકાય છે. બ્રહ્મા અને ખરોષ્ઠ ભારતવર્ષમાં થયા છે અને ત્સં-કી ચીનમાં થએલા છે.

---

પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં મુખ્યત્વે કરીને બ્રાહ્મી અને ખરોષ્ઠી એ બે લિપિઓ જ પ્રચલિત હતી. બ્રાહ્મી લિપિ ડાબી બાજુથી જમણી બાજુ લખાતી. પણ ખરોષ્ઠી લિપિ ઉર્દૂ, અરબી, ફારસી આદિ લિપિઓની જેમ જમણી બાજુથી ડાબી બાજુ લખાતી હતી. ખરોષ્ઠી લિપિ જમણી બાજુથી ડાબી બાજુ હોઈ તે 'સેમેટિક' વર્ગની છે; એનો પ્રચાર ઈ. સ. ની ત્રીજી શતાબ્દી સુધી પંજાબમાં હતો. તે પછી એ ભારતવર્ષમાંથી સદાને માટે અદૃશ્ય થઈ ગઈ અને તેનું સ્થાન બ્રાહ્મી લિપિએ લીધું; તેમ છતાં હિંદુકુશ પર્વતના ઉત્તરના દેશોમાં તેમ જ ચાઈનીઝ તુર્કસ્તાન આદિ દેશોમાં, જ્યાં બૌદ્ધ ધર્મ ને ભારતીય સભ્યતા પોતાનો પગ જમાવી રહી હતી ત્યાં, સદીઓ સુધી તે ચાલુ હતી.

ઇતિહાસવેત્તાઓની એ માન્યતા છે કે ઇરાનવાસીઓ સાથે હિંદુસ્તાનના વ્યાપારિક સંબંધને લીધે તેમ જ તેમના રાજત્વકાળમાં તેમની સત્તા નીચે રહેલા હિંદુસ્તાનના ઇલાકાઓમાં તેમની રાજકીય લિપિ 'અરમઇક'નો પ્રવેશ થયો હશે અને તેમાંથી ખરોષ્ઠી લિપિની ઉત્પત્તિ થઈ હશે. દાખલા તરીકે જેમ મુસલમાનોના રાજ્ય દરમિયાન ફારસી લિપિ આ દેશમાં દાખલ થઈ અને તેમાં કેટલાક અક્ષરો ઉમેરાઈ ઉર્દૂ લિપિ બની.

અરમઇક લિપિમાં ફક્ત ૨૨ અક્ષરો



રોઝેટ્ટા સ્ટોન

ઈજિપ્તની ચિત્રલિપિ 'હાયરોગ્લિફ'ને ઉકેલવામાં ગુરુચાવીરૂપ બનેલી કાળા પથ્થરની જગવિખ્યાત લાટ આ 'રોઝેટ્ટા સ્ટોન' હાલ બ્રિટિશ મ્યૂઝિયમમાં છે. એના ઉકેલની કથા પણ રસિક છે. અઢારમી સદીનાં અંતિમ વર્ષ લગી દુનિયાભરમાં કોઈને ભાન પણ ન હતું કે 'હાયરોગ્લિફ' એ ઇજિપ્ત દેશની ચિત્રલિપિ છે. મિસરનાં પ્રાચીન મંદિરો પરની એ આકૃતિઓને સૌ એ દેશનાં ધાર્મિક સુશોભનો જ માનતા. ઈ. ૧૭૯૯માં નેપોલિયન ઈજિપ્તમાં જે શોધક ટુકડી લઈ ગયો તેમાં તોપખાનાના એક અમલદારને એલેક્ઝાન્ડ્રિયાથી થોડા માઈલ દૂર રોઝેટ્ટા ગામ પાસે આવેલા ફોર્ટ સેંટ જુલિયનનાં પ્રાચીન ખંડિયેરોનું ખોદકામ કરતાં કાળા બેસાલ્ટ પથ્થરની આ લાટ મળી આવી. તેના પર ત્રણ જુદાજુદા પ્રકારનાં લખાણો જોઈને એટલું તો કલ્પી શકાયું કે એ ત્રણે લખાણો એક જ પાઠનાં જુદાંજુદાં રૂપ છે (મથાળાનું હાઇરોગ્લિફમાં, વચ્ચેનું સંસ્કારી મિસરીઓની લખાવટ 'ડિમોટિક'માં, અને છેલ્લું ગ્રીક લિપિમાં). પણ કોઈ એને ઊકેલી શક્યું નહીં ને લાટ ફ્રૅન્ચ મોકલી આપવામાં આવી. બે વર્ષ બાદ ૧૮૦૧માં ઍલેક્ઝાંન્ડ્રિયા અંગ્રેજોને તાબે થતાં લાટ એમને હાથ ચડી તેઓ તેને લંડન લઈ ગયા. તેની છાપ પરથી ફ્રાંસના લિપિશાસ્ત્રી શાંપોલિયોંએ તે લિપિ બેસાડી. અનુભવે તે જાણતો હતો કે મિસરીઓ પોતાના રાજવીઓનાં નામની મહત્તા દર્શાવવા તેની ચોમેર લંબગોળ કૂંડાળાં આલેખતાં. આવાં કૂંડાળાંવાળાં 'ટોલેમી' ને 'ક્લીઓપેટ્રા'નાં નામ તેણે શોધીને ગ્રીક લિપિના અનુવાદમાંના તેવા અક્ષરોની મદદથી બેસાડ્યાં. ('ક્લીઓપેટ્રા'ના એવા નામાક્ષરો માટે જુઓ આકૃતિ.) આમ, તેના હાથમાં ચિત્રલિપિના બાર અક્ષરો ઉકેલવાની ચાવી આવી. એટલે પછી કામ સરળ થયું.





ભારતમાં (હાલ પાકિસ્તાનમાં) સિંધુ નદીને કિનારે પાંચેક હજાર વર્ષ પર ફાલેલી સંસ્કૃતિના મુંએ-જો-ડરોના અવશેષોમાંથી મળી આવેલી માટીની મુદ્રાઓ પર આવાં પશુઓ તથા દેવોનાં ચિત્રોને મથાળે તે કાળની લિપિ પણ કોતરેલી છે. એ ભારતની સૌથી પુરાતન લિપિના અવશેષ છે.

ઈ. પૂર્વે ત્રણેક હજાર વર્ષ પર, હાલના ઈરાકના સ્થળે થઈ ગયેલા બૅબિલોનિયાના પુરાતન જાહોજલાલ સામ્રાજ્યમાં પાતળી ઈંટો જેવી માટીની તકતીઓ પર લખીને તેને પકવીને કાયમ રાખતા. આવી ૩૦,૦૦૦ ઈંટો પર લખેલો આસીરિયાનો એક ઇતિહાસ પણ ખોદકામમાંથી મળી આવ્યો છે. પાછળથી લેખનની સરળતા માટે તેઓ કાચર આકારના લોખંડના ખીલા વાપરતા, જે પરથી એ લિપિ આજે 'ક્યુનિફૉર્મ'ના નામે ઓળખાય છે. ઉપરના ચિત્રમાં ડાબી બાજુની તકતી માટી પર હાથે લખેલા લખાણની છે; અને જમણી બાજુની તકતીમાં એ જ લખાણની લોખંડના ખીલા વડે પાછળથી કોતરેલી નકલ મળી આવેલી તે આપી છે, તે પરથી એ બંનેના ઘાટમાં પડેલો ફેર સમજાશે. એ લખાણનો અર્થ આ પ્રમાણે છે: 'અક્કડ પ્રદેશના નરેશ અને ઊરના રાજા ઊરૂક પાસે, તેની રાણી બેલ્ટિસે. આ મંદિર પોતાના સ્મરણમાં બંધાવડાવ્યું.' આજના યુગમાં એ લિપિ કેવી રીતે ઉકેલાઈ તેની વાત પણ રસિક છે. તેમાં 'રોઝેટ્ટા સ્ટોન' જેવું કોઈ સાધન મળી આવ્યાનો સુભગ બનાવ નહોતો બન્યો, પણ ગ્રોટફેન્ડ નામના જર્મન વિદ્વાનના પરિશ્રમનું એ ફળ છે. હકીકત એવી છે કે પ્રાચીન ઇરાનમાં પણ તેના પડોશી બેબિલોનિયા જેવી જ આ લિપિ પ્રચલિત હતી. ત્યાંનાં ખંડેરોના ઐતિહાસિક લેખો ઉકેલવા મથતા ગ્રોટફેન્ડને એક સંજ્ઞા વારંવાર આવતી જણાઈ, તે પરથી તેણે અનુમાન કર્યું કે એ સંજ્ઞા 'રાજા'ને માટે વપરાતી હોવી જોઈએ. તે પરથી, એ 'રાજા' શબ્દને પડખે આવતા શબ્દો ઈરાનના એ કાળના રાજાઓ 'ડરાયસ', 'ક્ઝર્સિસ' વગેરેનાં નામના જ હોય એમ એણે કલ્પ્યું; અને પછી એ રાજાઓનાં પુરાતન નામના અક્ષરો એ અક્ષરોની જગ્યાએ બેસાડવા તે મથ્યો. તેમાં ડરાયસના પુરાતન નામ Darivush અક્ષરો એક શબ્દની નીચે તે બેસાડી શક્યો. આ નીચે પહેલી




લીટીમાં તે આપ્યા છે. આમ તેના હાથમાં સાત અક્ષરોની ચાવી આવી ગઈ, પછી તો કામ સહેલું બની ગયું, અને એ જ અક્ષરો બીજા રાજાના નામ નીચે બેસાડતાં માત્ર પહેલો અક્ષર જ ખૂટતો લાગ્યો (જુઓ ઉપલી આકૃતિમાં બીજી લીટી). એ અક્ષર 'ક્ઝર્સિસ'ના પ્રાચીન નામ Kashiarshaનો Ka જ હોવો જોઈએ એ સૂઝતાં વાર લાગે તેમ ન હતું. અને આમ આખી લિપિ તેણે બેસાડી.

---

હોઈ તેમાં સ્વરોની અપૂર્ણતા અને હ્રસ્વ-દીર્ઘના ભેદનો અભાવ તેમ જ સ્વરોની માત્રાઓનો સદંતર અભાવ હોવાથી એ લિપિ ભારતવર્ષની ભાષાને માટે યોગ્ય ન હતી. તેથી ઈ. સ. પૂર્વ પાંચમી શતાબ્દીની આસપાસ તેમાં અક્ષરોની સંખ્યા વધારીને તેમ જ કેટલાક અક્ષરોને આવશ્યકતા પ્રમાણે બદલીને અને સ્વરોની માત્રાઓની યોજના કરીને તેના ઉપરથી 'ખરોષ્ઠી' લિપિ તૈયાર કરી હોય. સંભવ છે કે આ લિપિને વ્યવસ્થિત રીતે તૈયાર કરનાર, 'ચાઈનીઝ બૌદ્ધ વિશ્વકોષ'માં લખ્યા મુજબ, 'ખરોષ્ઠ' નામનો આચાર્ય (બ્રાહ્મણ) હોય, જેના નામથી લિપિનું નામ 'ખરોષ્ઠી' પડ્યું હોય તેમ જ એ પણ સંભવ છે કે તક્ષશિલા જેવી ગાંધારના કોઈ પ્રાચીન વિદ્યાપીઠમાં આ લિપિનો પ્રાદુર્ભાવ થયો હોય.

ઈ. સ. પૂર્વે ૫૦૦ થી લઈ ૩૫૦ સુધીની ભારતવર્ષની તમામ લિપિઓની સંજ્ઞા 'બ્રાહ્મી' છે. તે પછી તેની લેખનપ્રણાલી બે વિભાગમાં વહેંચાય છે, જેને 'ઉત્તરી' ને 'દક્ષિણી' નામથી ઓળખવામાં આવે છે. ઉત્તરી શૈલીનો પ્રચાર વિંધ્યાચલથી ઉત્તરના દેશોમાં રહ્યો છે, જેમાં ગુપ્તલિપિ, કુટિલલિપિ, નાગરી, શારદા, બંગાળીનો ને દક્ષિણ શૈલીની લિપિઓમાં પશ્ચિમી, મધ્યપ્રદેશી, તેલુગુ, કનડી, ગ્રંથલિપિ, કલિંગલિપિ, તમીળલિપિ અને વટ્ટેળુત્તુલિપિઓનો સમાવેશ થાય છે.

ભારતીય આર્ય પ્રજાએ બુદ્ધિમત્તાભર્યાં અને સૌથી મહત્ત્વનાં બે કાર્યો કર્યાં છે. એક બ્રાહ્મી લિપિની રચના અને બીજું ચાલુ પદ્ધતિના અંકોની કલ્પના. દુનિયાભરની પ્રગતિશીલ જાતિઓની લિપિઓ તરફ નજર કરતાં તેમાં ભારતીય આર્ય લિપિના વિકાસની ગંધ સરખી નથી દેખાતી. ક્યાંક તો એક જ ચિહ્ન—અક્ષરમાંથી અનેક ધ્વનિઓ પ્રકટ થાય છે અને કેટલાએક ધ્વનિઓ માટે એક કરતાં અધિક ચિહ્નો વાપરવાં પડે છે; એટલું જ નહીં પણ એ વર્ણમાળામાં કોઈ વાસ્તવિક

બ્રાહ્મીમાંથી વિકસેલી નાગરી અને તેમાંથી ગુજરાતી    બ્રાહ્મીમાંથી વિકસેલી નાગરી અને તેમાંથી ગુજરાતી





**પશ્ચિમમાં લિપિવિકાસ** દાખવતો આ કોઠો ન્યૂયૉર્કની કાલ્કહૉફ કંપનીએ તૈયાર કરેલો તેમના સૌજન્યથી અત્રે ઉતાર્યો છે, એમાં ઈ. પૂર્વે ૧૦૦૦માં ફીનીશિયન લોકોએ યોજેલી લિપિ પરથી ઉત્તરોત્તર અનેક તબક્કાઓમાંથી પસાર થઈને ગ્રીક અને રોમન રૂપમાંથી આજના અક્ષરોનાં પહેલી તથા બીજી એબીસીડીનાં રૂપ ક્રમ વિકસ્યાં તે દર્શાવ્યું છે. તે પહેલાં બૅબિલોનિયનો, ઇજિપ્શીઅનો તથા ભૂમધ્ય સમુદ્રના કિનારા પરની બીજી જાતિઓ વિવિધ ચિત્રલિપિઓ કે સંજ્ઞાલિપિઓ વાપરતી. પણ દુનિયા આખીમાં વેપાર ખેડતા ફીનીશિયનો વ્યવહારુ લોકો હતા; એમણે એ બધી ચિત્રલિપિઓમાંથી વધુ પ્રચલિત અને સરળ સંજ્ઞાઓ પકડી લઈને એક સહેલી લિપિ યોજી કાઢી. શરૂઆતના પહેલા ખાનામાં આજના અંગ્રેજી અક્ષરોના ઉચ્ચાર આપ્યા છે, ને તે પછી ગ્રીક નામ; ત્યાર બાદ સેમિટિક નામ અને તેના અર્થ આપતાં બે ખાનાં છે. તે પછીનાં ત્રણ ખાનાંમાં ઇજિપ્તની ચિત્રલિપિનો સંજ્ઞાલિપિમાં થયેલો વિકાસ દર્શાવ્યો છે. પછી ત્રણ ખાનાં બાદ સેમિટિક અને ફીનીશિયન લિપિઓ ને તે પછીનાં ખાનાંઓમાં તેમાંથી હાલના અક્ષરોના વિકાસના તબક્કા બતાવ્યા છે.

---

શાસ્ત્રીય ક્રમ જ દૃષ્ટિગોચર થતો નથી. જ્યારે ભારતીય આર્ય પ્રજાની બ્રાહ્મી લિપિ હજારો વર્ષ પૂર્વે જ એટલી ઉચ્ચ હદે પહોંચી ગઈ હતી કે એની સરસાઈ જગતભરની લિપિઓમાંની કોઈ પણ લિપિ આજ સુધી કરી શકી નથી. એમાં પ્રત્યેક ધ્વનિને માટે જુદાંજુદાં ચિહ્નો હોવાને લીધે જેવું બોલાય છે તેવું જ લખાય છે અને જેવું લખવામાં આવે છે તેવું જ બોલાય છે; તેમ જ વર્ણમાલા–અક્ષરોનો ક્રમ પણ બરાબર વૈજ્ઞાનિક પદ્ધતિએ ગોઠવાએલો છે. આ વિશિષ્ટતા બીજી કોઈ લિપિમાં નથી.

આ જ પ્રમાણે પ્રાચીન કાળમાં સમગ્ર સંસારની અંકવિદ્યા પણ પ્રારંભિક દશામાં હતી. ક્યાંક તો અક્ષરોને જ ભિન્નભિન અંકો માટે કામમાં લેતા, તો ક્યાંક એકમ, દશક, સો, હજાર ઇત્યાદિ માટે ૧ થી ૯ સુધીના અંકો માટે જુદાંજુદાં ચિહ્નો કરવામાં આવતાં; એટલું જ નહીં પણ એ ચિહ્નો દ્વારા ફક્ત લાખ નીચેની જ સંખ્યા જણાવી શકાતી. પ્રાચીન ભારતમાં પણ અંકો માટે આ જ જાતનો ક્રમ હતો, પરંતુ ગૂંચવણભર્યાં અંકોથી ગણિતવિદ્યામાં વિશેષ વિકાસ થવાનો સંભવ ન લાગવાથી ભારતવાસીઓએ વર્તમાન અંકક્રમ શોધી કાઢ્યો, જેમાં ૧ થી ૯ સુધીના નવ અંકો અને ખાલી સ્થાનસૂચક શૂન્ય(૦)




ચીનના લોકો પીછી વડે લખતા હોવાથી શબ્દચિત્રની મૂળ સંજ્ઞાઓની આકૃતિમાં સ્વાભાવિક રીતે ફેરફાર થઈ ગયો છે. ઉપરની આકૃતિમાં પહેલાં મૂળ સંજ્ઞા, અને પછી, તેને પીછીથી લખતાં પ્રકટેલું રૂપ, એમ જોડાજોડ આપ્યાં છે. પછી થોડા ફેરફાર સમય વીત્યે તેમ જ પ્રાંતભેદે પણ થયા કર્યા છે.




ઉપરના ચિત્રમાં ચીનની લિપિના થોડા શબ્દો આપેલા છે. અમુક શબ્દોને માટે તો મૂળ સ્વતંત્ર સંજ્ઞાઓ જ છે; ને બીજા શબ્દો એવી બેત્રણ સંજ્ઞાઓ ભેગી કરી યોજાયેલા છે. દાખલા તરીકે 'ખેતર'ની સંજ્ઞાને પડખે 'માણસ' ચીતર્યો એટલે એ 'ખેડૂત' થયો. 'સૂર્ય' અને 'ચન્દ્ર' એ બંનેને સાથે ચીતર્યા એટલે 'પ્રકાશ' શબ્દ બન્યો. 'બારણા' પાસે 'કાન'નું ચિત્ર મૂકીને 'સાંભળવું' શબ્દ યોજ્યો; અને બારણા પાસે 'મો' ચીતરીને 'ભિખારી' કલ્પ્યો. 'મોં'માંથી 'હવા' નીકળતી બતાવીને 'શબ્દ' ઠરાવ્યો; અને 'માણસ' તથા 'શબ્દ'નાં ચિત્રોને જોડાજોડ મૂકીને 'સત્ય' શબ્દ યોજ્યો,—એવું દર્શાવવા કે માણસના મોંમાંથી પડતો શબ્દ સાચો જ હોવો જોઈએ. 'સ્ત્રી' અને 'બાળક'નાં ચિત્રો ભેગાં કરીને 'શુભ' શબ્દ યોજ્યો. 'છાપરા' તળે 'ડુક્કર' (ખોરાકનું સૂચક) ચીતરીને 'ઘર' ઠરાવ્યું; અને 'છાપરા' નીચે 'સ્ત્રી' તથા 'ડુક્કર' ચીતર્યાં એટલે 'લગ્ન' થયું. ઘરનું 'છાપરું' ને 'સ્ત્રી' એ બે મળે એટલે 'શાંતિ'. ચિનાઈ ભાષામાં આવાં કુલ ૪૩,૦૦૦ શબ્દચિત્રો છે!

સંશોધકો ને લિપિશાસ્ત્રીઓ ભગવાનલાલ ઇંદ્રજી, વલ્લભજી-હરિદત્ત, ગૌરીશંકર હીરાચંદ ઓઝા વગેરેએ તૈયાર કર્યા છે. તે પરથી યોજેલો મોટો નકશો આ સાથે આપ્યો છે.

લિપિના આવા વિકાસમાં લખવાનાં સાધન તથા લઢણ મુખ્ય ભાગ ભજવે છે. કાગળની શોધ થયા પહેલાં ગ્રંથો તાડપત્ર પર લખાતા. ઉત્તર ભારતમાં એ શાહી વડે લખાતા, પણ દક્ષિણમાં લોખંડના સોયા વડે કોતરાતા; અને એમાં સીધા લીટા કોતરવા જતાં તાડપત્રો ફાટી જતાં હોવાથી અક્ષરોની આડીઊભી લકીરોને સહેજ ગોળાકાર આપવો પડતો. તમીળ, તેલુગુ, કન્નડ, તુલુ-મળયાળમ વગેરે આજની દક્ષિણ ભારતીય લિપિઓ ગોળાકારી સ્વરૂપ ધારણ કરીને દેવનાગરીથી જુદી પડી છે તે આ કારણે.

બ્રાહ્મી લિપિમાંથી આમ જે અનેક લિપિઓ વિકસતી ગઈ તેનું વંશવૃક્ષ આ સાથે આપ્યું છે જે વિશદ રીતે બતાવે છે કે કેવળ ભારતની જ નહીં પણ સિલોન, મધ્ય એશિયા, હિંદી ચીન તથા છેક કોરિયા સુધીની લિપિઓ તેમાંથી પ્રકટી છે. ભારતમાં પણ, ઉપર દર્શાવ્યું તેમ, લખાવટના ફેરને કારણે તેના 'ઉત્તર ભારતીય' અને 'દક્ષિણ ભારતીય' એવા બે ફાંટા પ્રચલિત થયા; અને ઉત્તર ભારતીય

આ દસ ચિહ્નોથી અંકવિદ્યાનો સંપૂર્ણ વ્યવહાર ચાલી શકે છે. આ અંકોનો ક્રમ જગતે ભારતવર્ષ પાસેથી જ જાણ્યો છે અને વર્તમાન સમયમાં ગણિત તથા એનાથી સંબંધ ધરાવનાર બીજાં શાસ્ત્રોમાં પ્રગતિ થઈ છે એ આ અંકોની શોધને આભારી છે."

વિખ્યાત અરબી મુસાફર અલ-બેરૂનીએ પણ લખ્યું છે કે વચ્ચેના ગાળામાં હિંદના લોકો પોતાની લિપિ ભૂલી ગયા હતા, જે તેમને પરાશરના પુત્ર મહર્ષિ વ્યાસે ફરી સંપડાવી. એ વ્યાસ ઈસ્વી સન પૂર્વે ૩૧૦૦માં થઈ ગયા, એ હિસાબે આપણી લિપિની શરૂઆત ૫૦૦૦ વર્ષ જૂની ગણાય. તે પછી, એમ કહેવાય છે કે, આપણા મહાવિદ્વાન પાણિનિએ તેને વ્યવસ્થિત કરી. પણ ટૂંકામાં એટલું નક્કી, કે આપણી ગુજરાતી લિપિ એ દેવનાગરીનું રૂપ છે. અને દેવનાગરી મૂળ બ્રાહ્મી ઉપરથી ઊતરી આવેલી છે. એ બધાં રૂપના ફેરફાર કેવા ક્રમથી અને કઈ રીતે થયા તેના પ્રમાણભૂત ને પદ્ધતિસર નકશા પણ આપણા વિદ્વાન

ફાંટામાંથી પછી પૂર્વમાં બંગાળી, ઉડિયા, મૈથિલી, આસામી, નેપાળી, મણિપુરી વગેરે લઢણોની લિપિઓ વિકસી, અને પશ્ચિમ પ્રાંતોમાં આજની નાગરી, કાશ્મીરી, ટાકરી, ડોગરી, જોનસારી, ગુરુમુખી, સિરમૌરી, મંડીઆલી, ચમીઆલી, કૈથી, મહાજની, રાજસ્થાની, ગુજરાતી, મોડી વગેરે લિપિઓ વિકાસ પામી.

આ વિવિધ વિકાસ, ઉપર કહ્યું તેમ, પ્રાંતપ્રાંતની લખાવટની જુદી જુદી લઢણોને કારણે થયો. અંગ્રેજીની રોમન લિપિમાં જેમ છાપવાની પહેલી-બીજી 'એબીસીડી' અને લખવાની ત્રીજી-ચોથી 'એબીસીડી'નાં રૂપ જુદાં જુદાં છે, તેમ આપણે ત્યાં પણ આ બધી પ્રાંતલિપિઓ એ મૂળ નાગરીનાં જ જુદાં જુદાં લેખનસુલભ રૂપો છે. પહેલી-બીજી 'એબીસીડી'માં લખવું હોય તો લખતી વખતે વારેવારે કલમ ઉઠાવવી પડે; એટલે તેને ત્વરા તથા સરળતાથી લખવા માટે ત્રીજી-ચોથી 'એબીસીડી'નું સળંગ આકારનું લેખનસુલભ રૂપ મળ્યું, એવું જ કાંઈક દેવનાગરી



જૂનામાં જૂની બ્રાહ્મીનો ગિરનારમાંનો અશોકનો શિલાલેખ



શિલાલેખો, અશોકના શિલાલેખોની લિપિની વાચના ( મૅકમિલન તરફથી પ્રકાશિત શ્રી રાધાકુમુદ મુખર્જીના પુસ્તકમાંથી સાભાર )

પરથી આ જુદી જુદી પ્રાંતલિપિઓમાં પ્રકટ્યું. અટપટા ખાંચા-ખચકાવાળી દેવનાગરી લિપિ લખવામાં કપરી છે. આથી, પ્રાંતેપ્રાંતના લોકોએ પોતપોતાની રીતે એ નાગરી લિપિનાં અવનવાં લેખનસુલભ રૂપો વિકસાવ્યાં.

ભારતની આ બધી લિપિઓમાં ગુજરાતી, એ દેવનાગરીનું વધુમાં વધુ નજીકનું, વફાદાર, સૌથી વધુ સરળ અને છતાં સૌથી સુંદર રૂપ છે, એમ પ્રાંતીયતાના ખોટા અભિમાન વિના પણ કહી શકાય. મૂળ નાગરી અક્ષરોને જાણે સહેજસાજ રંદો મારીને સુડોળ બનાવ્યા હોય એવી ચારુતા ગુજરાતે એમાં આણી છે. આથી, દેવનાગરી લિપિ ઉકેલી શકનારો ભારતના કોઈ પણ પ્રાંતનો વતની ગુજરાતી લિપિ વધુ સરળતાથી ઉકેલી શકે છે. વ્યવહારચતુર ગુજરાતીઓએ એમાં બે ફેરફાર કર્યા: પહેલો અને મુખ્ય એ, કે નાગરીને મથાળે લખાતી શિરોરેખા એમણે કાઢી નાખી. બ્રાહ્મીમાંથી વિકસ્યા પછી એ આવી છે. લખવામાં તો એ અડચણ રૂપ હતી જ. આજે પણ નાગરી લેખનમાં ઘણાખરા એ શિરોરેખા પડતી મૂકતા થઈ ગયા છે, ( ક્યાંક વળી સળંગ લીટી દોરીને તેની નીચે અક્ષરો લટકાવી દેવામાં આવે છે, ) અને એ રીતે એ લગભગ ગુજરાતી જેવી જ લખાય છે. માત્ર ફેર નવેક અક્ષરોનો પડે છે. એ ફેર જો નાબૂદ થઈ જાય તો ગુજરાતી એ શિરોરેખા વિનાની નાગરી જેવી જ બની રહે.

અને એ ગુજરાતી રૂપ પણ છેલ્લા થોડા સૈકાની જ સરજત છે. બ્રાહ્મીમાંથી ક્રમશઃ ફેરફારો થતા જઈને દેવ-નાગરીનું જે ઘડતર થયું તે ગુજરાતમાં લગભગ નવમી સદીથી શરૂ થઈને પાંચમી સદી સુધીમાં પૂર્ણતા પામ્યું અને ઉપર જણાવ્યું છે તેમ તેના ખાંચાખચકાવાળા રૂપને કારણે તેનું ગુજરાતી રૂપમ સરલીકરણ થવાની પ્રક્રિયા ચાલી. એ રીતની 'ગુર્જર' લિપિનો સૌ પહેલો ઉલ્લેખ, શરૂમાં જણાવ્યું છે તેમ સોળમી સદીમાં થયેલો મળી આવે છે અને તેનો વપરાશ ( ગ્રંથો તામ્રપત્રો, સિક્કા આદિ પ્રશિષ્ટ વ્યવહાર સિવાય) હિસાબ કિતાબ, કાગળ પત્રો, આદિ રોજિંદા વાણિયા વહેવારમાં થતો હોઈને વાણિયાશાહી કે મહાજન લિપિ તરીકે ઓળખાતી. પણ લખવામાં તે સરળ અને ઝડપી હોવાથી તથા દેવનાગરીના જેટલી જ ઉચ્ચારક્ષમ ચિહ્ન સામગ્રી તેમાં ઊતરી હોઈ ધીમે ધીમે ગ્રંથલેખનમાં પણ વપરાવા લાગી. પછી છાપખાનાની શરૂઆત થતાં તેનો પ્રચાર વધ્યો. ઈસ્ટ ઇંડિયા કંપનીના કાળમાં પહેલું છાપખાનું નાખવાર ભીમજી પારેખ, મુંબઈમાં પહેલું વર્તમાનપત્ર શરૂ કરનાર પારસીઓ, ને શિલાછાપનાં પુસ્તકો છાપનારાઓએ મુદ્રણમાં તેની શરૂઆત કરી. શિલાછાપ સુધી તો સળંગ લીટી દોરીને તે પર અક્ષરો લખવાની 'વાણિયા-શાઈ' ઢબ ચાલુ હતી; પરંતુ બીબાં થયાં એટલે એ શિરોરેખા-ના અવશેષરૂપ છેલ્લું નિરર્થક વળગણ પણ નીકળી ગયું અને ગુજરાતી લિપિનું આજનું રૂપ નિશ્ચિત થયું.

પરંતુ આ પછી સમસ્ત ભારતની રાષ્ટ્રીય એકતાની ભાવના પ્રકટતી ગઈ તેની સાથે એક નવા વિચારનો ઉદય થયો: 'સંસ્કૃત કુટુંબની તમામ ભાષાઓ માટે જો એક જ લિપિ વપરાય તો વિચારવિનિમયની દૃષ્ટિએ અને દેશના જુદા જુદા પ્રાન્તોને એકત્ર કરવાની દૃષ્ટિએ ઘણી સગવડ થાય.' સ્વરાજ્યનું સ્વપ્ન સાકાર થયા પછી દેશ માટે એક રાષ્ટ્રલિપિ કરવાનો પ્રશ્ન પણ નજર સામે હતો. એવી દેશવ્યાપી લિપિ તે, અલબત્ત, નાગરી જ છે, કેમ કે સર્વ પ્રાંત લિપિઓ તેનાં જ રૂપ છે. પરંતુ

તેનો સાર્વત્રિક પ્રચાર કરવા માટે તેની થોડી મુશ્કેલીઓ દૂર કરવાની જરૂર છે. એ માટે પ્રયત્ન કરનારાઓમાં બે દેશહિત-ચિંતકો એવા હતા કે જેમની પોતાની માતૃલિપિ નાગરી ન હતી. એક હતા બંગાળના ન્યાયમૂર્તિ શારદાચરણ મિત્ર અને બીજા મહાત્મા ગાંધીજી. ગાંધીજી પહેલાં ગુજરાતમાં રણછોડભાઈ ઉદયરામ ને કેશવ હર્ષદ ધ્રુવે પોતાનાં પુસ્તકો દેવનાગરીમાં છપાવવાનું પગરણ કરેલું એની નોંધ પણ લેવી જોઈએ.

એ દિશામાં પહેલો વ્યાપક વિચાર ઈ. ૧૯૩૪માં ઈન્દોર મુકામે મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે મળેલા હિંદી સાહિત્ય સંમેલનના અધિવેશનમાં થયો, અને નાગરી લિપિને રાષ્ટ્રવ્યાપી કરવી હોય તથા મુદ્રણ(છાપકામ)માં, મુદ્રાલેખન(ટાઇપરાઇ-ટિંગ)માં, અને નવા શીખનારાઓ માટે તેને સરળ તથા સુલભ બનાવવી હોય તો તેમાં થોડા સુધારા કરવાની જરૂર સ્વીકારાઈ. તેને માટે એક લિપિ-સુધાર-સમિતિ સ્થપાઈ. જેમાં અનેક પ્રાંતના પ્રતિનિધિ હતા. પરંતુ ઉત્તર પ્રદેશના કેટલાક રૂઢિવાદી લોકોએ આવા સુધારાઓનો વિરોધ કર્યા કર્યો. અંતે અમુક વર્ષના પ્રયત્ન બાદ લિપિ-સમિતિના એવા થોડા સુધારા પસાર થયા કે જેને પરિણામે નાગરી લિપિનો પ્રચાર વેગપૂર્વક કરી શકાય, અને જે લિપિના ઐતિહાસિક વિકાસને અનુકૂળ હોય તથા તેનું નાગરીપણું ખંડિત ન થાય.

આ બાજુ ગુજરાતમાં પણ એ દિશામાં થોડા પ્રયત્નો શરૂ થયા હતા. છેક ઈ. ૧૯૦૫માં પહેલી ગુજરાતી સાહિત્ય પરિ-ષદમાં શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયાએ પોતાના 'લિપિ' ઉપરના નિબંધમાં રજૂ કરેલા વિચારો પછી સ્વ. બળવંતરાય ઠાકોર અને મટુભાઈ કાંટાવાળાએ તેમ જ શ્રી કેશવરામ શાસ્ત્રી-એ પોતપોતાનાં મંતવ્યો રજૂ કર્યાં હતાં. પણ લિપિમાં સુધારા કરવાના વિચારની શરૂઆત ઈ. ૧૯૨૮ની સાહિત્ય પરિષદમાં કાકાસાહેબ કાલેલકરે 'રાષ્ટ્રીય લિપિ' પર મોકલેલા નિબંધ પછી થઈ; અને ૧૯૩૧માં સ્વ. કિશોરલાલ મશરૂવાળાએ તો, પોતાની દૃષ્ટિએ ફેરવવા યોગ્ય તેટલા અક્ષરોનાં ખાસ બીબાં તૈયાર કરાવીને પોતાનાં લખાણો આગ્રહપૂર્વક એમાં છપાવવા માંડ્યાં.

પણ એમની એ લિપિ દર્શનરમ્ય ન બની. એમાં નાગરી-કરણ કરેલા અક્ષરો બીજા અક્ષરો જોડે એકરસ થઈને ભળી જતાં જુદા તરી આવી આંખને ખૂંચવા લાગ્યા. એમાં મુખ્ય કારણ નાગરી અક્ષરોને અતિ તત્ત્વશુદ્ધ રાખવાનો આગ્રહ હતો. આ મુશ્કેલી દૂર કરવા કાકાસાહેબે થોડો સુધારો કર્યો: નાગરીમાંથી જે ક્રમવિકાસને માર્ગે ગુજરાતી મરોડ ઊતરી આવ્યો એ માર્ગરેખા પકડી રાખીને નાગરી અક્ષરોને સહેજ ગુજરાતી મરોડ આપવાનો. આ લેખકના યોજેલા એવા ગુજ-રાતી ઢાળના નાગરી અક્ષરોવાળી 'નાગરીકૃત ગુજરાતી' કાકા-સાહેબે પોતાના લેખો છાપવામાં વાપરવા માંડી, અને 'કુમાર' માં વર્ષો સુધી એ છપાઈ.

મહારાષ્ટ્રમાં તો છેક સ્વ. લોકમાન્યના સમયથી ત્યાંની દેવનાગરી લિપિ(જેને મહારાષ્ટ્રીઓ બાળબોધ લિપિને નામે

## બ્રાહ્મી લિપિનુ વંશવૃક્ષ

બ્રાહ્મી—
- મધ્યકાલીન પ્રાથમિક સિંહાલી—એમાંથી નીકળી સિલોનની **સિંહાલી**
- મધ્ય એશિયાઈ—એમાંથી નીકળી ઍગ્નિયન, કુચિયન, ખોતાની.
- ગુપ્ત: ઉત્તર ભારતીય
  - ઉત્તર ભારતીયની એક શાખામાં ખીલી **તિબેટી** અને **કોરિયન.**
  - બીજી શાખામાં ખીલી સિદ્ધમાત્રા તથા **દેવનાગરી.**
  - ત્રીજી શાખા તે પશ્ચિમી શૈલી જેમાં ખીલી: **જૌનસારી, સિરમૌરી, ટાકરી, મંડીઆલી, ડોગરી, ચમીઆલી, મહાજની, કૈથી, મોડી,** [**ગુજરાતી, બિહારી** તેમ જ **ગુરુમુખી, મુલતાની, સિંધી** વગેરે લાંડા] શૈલીના પ્રકારો
  - ચોથી શાખા પૂર્વી શૈલી જેમાં વિકસી: પ્રાથમિક બંગાળી, પ્રાથમિક નેપાળી, મૈથિલ, **બંગાળી, ઉડિયા, મણિપુરી, આસામી** વગેરે
  - મૌર્ય
- દક્ષિણ ભારતીય લિપિઓ: દ્રવિડી, આંધ્ર, કલિંગ, વટ્ટેળુત્તુ; દક્ષિણ હિંદી **તમીળ, તેલુગુ, કન્નડ, તુળુ-મળયાળમ,** ગ્રંથ.
- ઇન્ડોનેશિયન
  - હિંદી ચીનની ચમ્સ, ખ્મેર વગેરે.
  - **સીઆમી અને બીજી શાન લિપિઓ.**
  - મૉન, પ્યુ, **ચકમા, બર્મી** વગેરે.
  - કાવી (પ્રાથમિક જાવાનીઝ) લિપિઓ: રેન્ડિયાગ, બાટક, લમ્પૉંગ, સેલીબીસ (બગીનીઝ), **જાવાનીઝ,** તેમજ પ્રાથમિક ફિલિપ્પાઈન લિપિઓ.

ભારતે શોધેલી મૂળ બ્રાહ્મી લિપિમાંથી નીકળેલી ઉત્તર ભારતીય અને દક્ષિણ ભારતીય લિપિઓ ઉપરાંત સિંહલ દેશ (એટલે સિલોન) તથા બ્રહ્મદેશ તેમજ ઇન્ડોનેશિયાના હિંદી ચીન, સિયામ, જાવા, સુમાત્રા આદિ પ્રદેશની લિપિઓ પણ મૂળ બ્રાહ્મીમાંથી જ નીકળી છે તે આ વંશવૃક્ષ બતાવે છે. એમાં જેટલી લિપિઓ આજે પ્રચલિત છે તે ઘેરા અક્ષરોથી દર્શાવી છે.






ઓળખે છે તે)ને લેખનસુલભ અને મુદ્રણસુલભ બનાવવાના વિચારો શરૂ થયા હતા. વીર સાવરકર અને બીજાઓએ એ દિશામાં અમલી વિચારો પણ કરેલા. મરાઠી સાહિત્ય સંમેલનના ઠરાવો પછી 'અ'ની બારાખડી જેવા કેટલાક સુધારા તો ત્યાં વ્યાપક પણ થયા છે. શ્રી વિનોબાજીએ પોતાના જેલવાસ દરમ્યાન આ વિષય પર અધ્યયન કરીને 'લોકનાગરી' નામની જે લિપિ ઉપજાવી તેમાં તો તેઓ એકબે પગલાં આગળ પણ ગયા. આજે પણ તેઓ એ લિપિને નિષ્ઠાપૂર્વક વળગી રહ્યા છે.

છેલ્લે ઈ. ૧૯૪૮માં મુંબઈ સરકારે પણ આ બાબત હાથ ધરી, અને મુંબઈ રાજ્યમાં ચાલતી બે લિપિઓ—ગુજરાતી અને બાળબોધ—ને એકબીજીની નજીક લાવવા માટે એ બંનેમાં કેવા સુધારા ક્રમશઃ અમલમાં આણવા જોઈએ તે વિચારવા સારુ કાકાસાહેબ કાલેલકરના અધ્યક્ષપદે એક સમિતિ નીમી, જેમાં શ્રી કિશોરલાલ મશરૂવાળા, વિનોબાજીના ભાઈ શિવાજી ભાવે, શ્રી કેશવરામ શાસ્ત્રી તથા આ લેખના લેખક વગેરે હતા. એ સમિતિનો સર્વાનુમત અહેવાલ પણ બહાર પડ્યો છે.

લિપિ સુધારણાના આ બધા પ્રયત્નોની પાછળના આશયનો સાર આટલો હતો: (૧) ઉચ્ચાર શાસ્ત્રની દૃષ્ટિએ તેમ જ વૈજ્ઞાનિક રીતે દુનિયાની બધી લિપિઓમાં સૌથી સંપૂર્ણ એવી આપણી લિપિમાં કાળાંતરે લખાવટને કારણે જે સહેજસાજ અનિયમિતતા આવી ગઈ છે તેને સુધારીને શાસ્ત્રશુદ્ધ કરવી; (૨) શિક્ષણના અતિશય પછાત એવા આ દેશમાં અક્ષરજ્ઞાનના વ્યાપક પ્રચારને માટે નવા શીખનારાઓ તથા પ્રૌઢોને વધુ સરળ થઈ પડે એવું તેનું રૂપ કરવું; (૩) છાપકામ તથા ટાઇપરાઇટિંગ વગેરેમાં બીબાં ને ચાવીઓની મર્યાદિત સંખ્યામાં સમાઈ શકે એવી રીતે તેની અક્ષરસંખ્યા કમી કરવી; અને (૪) આખા ભારત દેશના સર્વ પ્રાંતોના લોકોને લેખનવાચનમાં સુલભ એવી સર્વમાન્ય રાષ્ટ્રલિપિનું એમાંથી નિર્માણ.

આને માટે દેશભરમાં અનેકવિધ ફેરફારો સૂચવાયા છે. (ગુજરાતમાં એવા પ્રકાર શ્રી કેશવલાલ કા. શાસ્ત્રી તથા શ્રી કરણસિંહ ચુડાસમાએ સૂચવેલો. હિંદીમાં તો હજી સૂચવાયે જાય છે. પણ મુંબાઈ સરકારની લિપિસમિતિએ જે પ્રશ્નાવલિ તૈયાર કરેલી તેમાં તેના સારરૂપ લગભગ બધા મુદ્દા આવી જાય છે, એ પ્રશ્નો નીચે મુજબ હતા:

(૧) દેવનાગરીને માથે આવેલી શિરોરેખા તેનું આવશ્યક અંગ નથી એ પાછળથી આવેલી છે, અને લખવામાં ઘણા લોકો એ જતી પણ કરે છે. તો એને કમી કરવી?



ઉપર: પશ્ચિમમાં વપરાતા 'રોમન' તથા 'ઍરેબિક' આંકડા કેવી રીતે ઉદ્ભવ્યા તે દર્શાવતી આકૃતિ.
એમાં રોમન અંક, મથાળાના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે, આંગળાંની નિશાની પરથી યોજાયા હોવાનું મનાય છે, અને 'અરબી' આંકડા (જે મૂળ ભારતનું સર્જન હોઈ અરબસ્તાન મારફત પશ્ચિમમાં પહોંચ્યા) આડી ઊભી રેખાઓમાંથી કઈ રીતે વિકસ્યા તે નીચેના ચિત્રમાં દર્શાવ્યું છે. એમાં નીચે જુદી આકૃતિમાં બતાવ્યા મુજબ અંગ્રેજી પાંચડાની સંજ્ઞા, અંગૂઠો બહાર રાખેલી મૂઠીની બહિર્રેખામાંથી, ઉદ્ભવી મનાય છે.



દેવનાગરીના અંકની ઉત્પત્તિનો ક્રમવિકાસ

(૨) એ શિરોરેખા નીકળી જાય તો દેવનારીના 'ઘ' અને 'ધ' તથા 'મ' અને 'ભ'ને ઉકેલવામાં ગૂંચવણ થવાનો સંભવ છે. વળી 'ખ' તો 'રવ' જેવો જ વંચાવાનો. 'લ' પણ કદાચ ગુજરાતી 'ભ' જેવો બની જવાનો. માટે એનાં નવાં રૂપ ઠરાવવાં.

(૩) આજની લિપિની શાસ્ત્રીયતા પૂર્ણ કરવા માટે તેને ઉચ્ચારક્રમ પ્રમાણે જ લખવી જોઈએ, અને તેમ કરવા માટે તેમાં આવેલી અનિયમિતતા દૂર કરવી જોઈએ. દાખલા તરીકે 'કા' લખવું હોય તો ક્+'આ'ના સંકેત તરીકે 'ક'ની પછી કાનો લગાડીએ છીએ; 'કી'માં દીર્ઘ ઈનું ચિહ્ન પણ એ જ રીતે 'ક'ની પછી લાગે છે, 'ર' અને 'રૂ' માં હ્રસ્વ તથા દીર્ઘ બંને વરડુ પણ અક્ષરની પછી જ પડખામાં લખાય છે. માત્ર હ્રસ્વ 'ઈ'નું ચિહ્ન



દેવનાગરીનાં પ્રાંતભેદે યોજાએલા સર્વ લિપિસ્વરૂપોમાં ગુજરાતી લિપિ, એ દેવનાગરીનું સૌથી વધુ નજીકનું, સરળ ને ચારુદર્શન રૂપ છે, એવા લેખકના વિધાનની તાદશ પ્રતીતિ કરાવવા યોજાએલા આ આલેખમાં ભારતની એવી છ મુખ્ય પ્રાંતલિપિઓના બધા અક્ષરો બારાક્ષરી તથા અંકો આપ્યા છે. જે તે લિપિઓ શીખવા માટે પણ ઉપયોગી બની રહે એમ છે

જ અક્ષરની 'પહેલાં' લખાય છે. જેમ કે, 'શક્તિ' એમાં શ, ક, અને ત બોલાય પછી જ ઇ બોલાય છે, છતાં, એનું ચિહ્ન તો ક અને ત બંનેની પહેલાં લખાઈ જાય છે! આ અનિયમિતતા ટાળવા માટે હ્રસ્વ 'ઇ'ને પણ અક્ષરની પછી લખવી જોઈએ. અને તે માટે તેનું હાલનું ચિહ્ન ફેરવ્યા વિના છૂટકો જ નથી; નહિતર 'સ્ફટિક' શબ્દને એ નવી રીતે લખવા જતાં 'સ્ફટકિ' એવો નવો ગોટાળો થવાનો સંભવ છે.

(૪) એ જ રીતે 'મધ્યાહ્ન' 'વિહ્વલ' જેવા જોડાક્ષરોમાં ઉચ્ચારક્રમ પ્રમાણે 'હ'ની પછી 'ન' તથા 'વ' આવવાને બદલે તેની નીચે લખાય છે; તેમજ અરધો 'ર' દર્શાવતી રેફની સંજ્ઞા અક્ષરને મથાળે લખાય છે જેમ કે 'કર્મ'. એનો એક વિચિત્ર દાખલો 'કાર્ત્સ્ન્યેન' શબ્દ છે. એમાં 'ર'નું ઉચ્ચારણ 'કા' પછી તરત આવે છે. જ્યારે લખવામાં ત્, સ્, ન્, યે આટલા અક્ષરો પછી રેફ દેખાય છે. પરિણામે, 'કા' વાંચ્યા પછી ઉપરની રેફ શોધીને પછી જ બાકીનો જોડાક્ષર જોવો પડે છે. એને બદલે 'કા' પછી 'ર' લખ્યો હોય, તો ઉચ્ચારક્રમ સચવાય ને 'ર' માટે વપરાતી વધારાની રેફની આકૃતિ ઓછી કરી શકાય: કાર્‌ત્સ્ન્યેન',

(૫) વળી આજની લિપિમાં અનુસ્વાર, ચંદ્રબિંદુ, માત્રાઓ વગેરે આપણે અક્ષરોને 'માથે' લખીએ છીએ ને વરડુંનાં ચિહ્નો, ઋકારનું ચિહ્ન, વગેરે અક્ષરોની 'નીચે' જોડીએ છીએ. આમ બીજાં ગોઠવવામાં ત્રણ માળ કરવા પડે છે, જેમાં મુખ્ય અક્ષર વચલે માળે હોય છે. બીજાં

ગોઠવવાની આ અડચણ દૂર કરવા માટે નવા શીખનારાઓની સરળતા માટે તથા વધારાનાં ચિહ્નો કમી કરવા માટે બધા અક્ષરો તથા ચિહ્નો એક જ સરખી લીટીમાં ગોઠવવામાં આવે તો?

(૬) જોડાક્ષરો કરવામાં ખ, ગ, ચ વગેરે જેવા કાનાવાળા અક્ષરોમાંથી તેનો કાનો ઉડાવી દઇને પડખે અક્ષર સહેલાઈથી જોડી શકાય છે: 'વખ્ત' 'લગ્ન' 'અચ્યુત' વગેરે. પણ ટ, ઠ, ડ, ઢ, વગેરે જેવા કાના વિનાના અક્ષરોને જોડતાં એકની નીચે બીજો મૂકવો પડે છે. 'વિઠ્ઠલ', 'દ્વારકા', 'બુદ્ધ', 'ચિહ્ન' વગેરે. એને માટે હલન્ત ચિહ્ન વાપરીને અક્ષરોને ખોડા બનાવીને જોડાક્ષરો કરવાનું રાખ્યું હોય તો નવા શીખનારને રાહત રહે જેમ કે: 'વિડ્ઠલ' 'દ્‌વારકા' 'ચિહ્‌ન' વગેરે.



ઈ. ૧૭૯૭માં તા. ૨૯ જાન્યુઆરીના 'ધ બૉમ્બે કુરિયર' પત્રમાં છપાયેલી આ જાહેરખબરનાં બીબાં, એ ગુજરાતી લિપિમાં સૌ પ્રથમ બનેલાં જૂનામાં જૂનાં બીબાંનો નમૂનો છે. મૂળ 'વાણિયાશાઈ'ને નામે ઓળખાતી એ લિપિની ભાષા પારસી-ગુજરાતી છે.



જમણી બાજુ: ઈ. ૧૮૫૫માં શિલાછાપથી છપાયેલા પુસ્તકમાંની લિપિનો નમૂનો, જેમાં શિરોરેખાને સ્થળે સળંગ લીટી લખાતી. પાછળથી લેખન તથા બીબાંમાં તે પડતી મુકાઈ.

(૭) વળી જોડાક્ષરની બાબતમાં 'ર' તો ત્રણ રીતે લખાય છે: 'કર્મ'માં રેફ માથે આવે છે; 'ક્રમ'માં તેની ત્રાંસી રેખા અક્ષરના પેટમાં પહેલાં લગાડાય છે; ને 'ટ્ર'માં વળી અક્ષરની નીચે. તેને બદલે 'કર્‌મ' 'ક્‌રમ' અને 'ટ્‌ર' એમ રાખીએ તો?

(૮) સ્વરોની આકૃતિમાં પરાપૂર્વથી ધીમે-ધીમે ફેરફાર થતા આવ્યા છે. દાખલા તરીકે જૂના પત્રોમાં 'ઓ' માટે 'ૐ' જેવી આકૃતિ વપરાતી. આજના 'ૐ'માં એનું રૂપ સચવાઈ રહ્યું છે. એ રૂપ નીકળી જઈને જ આજનો 'ઓ' બનેલો છે. ગુજરાતી ને મોડી લિપિઓએ તો દેવનાગરીના 'ए' અને 'ऐ' રૂપો છોડી દઈને 'અ' ઉપર જ એક અને બે માત્રા ચડાવી 'એ' તથા 'ઐ' કરી નાખ્યાં છે. તો આ જ ન્યાયે હવે બાકીના 'ઇ' 'ઈ' અને 'ઉ' 'ઊ'

→ નાગરી લિપિમાં બનાવાયેલાં જૂનામાં જૂના બીબાંનો નમૂનો આમાં. 'ર', 'શ' (ક્ષ), 'વ' તથા 'ખ' વગેરેનાં રૂપ જુઓ.



हिंदुस्तान में कारगुज़ारी के लीऐ हिंदी ज़बान और ज़बानों से ज़ीआदः दरकार है

हिंदुस्तानी ज़बान कि जिसका ज़िक्र मेरे दाइरे में है उसको हिंदी - उरदू और रेख़्तः भी कहते हैं और यिह मुरक्कब अरबी और फ़ारसी औ संस्कृत या भाषा से है और यिह पिछली अगले ज़माने में तमाम हिंद में जारी थी

लखनौ में होनेवाली ६१ वीं कांग्रेस के मौके पर खादी और देहाती धन्धों तथा दस्तकारीयों की जो नुमाइश होगी वह आम तौर पर सभी के लिओ लेकिन खास तौर पर देहात के भाई-बहिनों के लिओ बहुत ही फायदेमन्द और उनके बडे काम की होगी। यह

એ રીતે શિશરેખા વિનાની દેવનાગરી બીબાં પણ વધુ વાચનસુલભ છે.







કોઈને શિશરેખા વિનાની દેવનાગરી અડવી લાગતી હોય તો તેમની આંખના ટેકા માટે અંગ્રેજી લિપિની 'સેરીફ' જેવી ટૂંકી રેખાવાળી લિપિની ભલામણ મુંબાઈ સરકારે નીમેલી લિપિ સમિતિએ કરેલી, તે ડાબી બાજુના ચિત્રમાં આપી છે. જમણી તરફની આકૃતિમાં આ લેખકે નાગરીથી તદ્દન જુદા પડતા નવેક અક્ષરોનું નાગરીકરણ કરેલા (એટલે કે દેવનાગરીને અરધે રસ્તે પાછા જઈને મળતા) અક્ષરોવાળી જે ગુજરાતી લિપિ સમિતિના રિપોર્ટમાં આપી છે તે દર્શાવી છે. તે અગાઉ કાકાસાહેબ કાલેલકરની સૂચનાથી એવી નાગરીકૃત ગુજરાતીનાં બીબાં પણ તૈયાર થયેલાં, અને એમાં જ કાકાસાહેબના લેખો 'કુમાર' માસિકમાં છપાતા.



प्रिय महोदय,

निवेदन है कि 'किशोर' के इस अंक में हम कार्तिक मास के 'कुमार' में प्रकाशित आचार्य काका कालेलकर लिखित 'लिपिनो टूंक इतिहास' का अनुवाद प्रकाशित कर रहे हैं। आशा है, आप इसकी अनुमति देकर हमें अनुगृहीत करेंगे।

नति।

भवदीय

—हंसकुमार तिवारी

संपादक 'किशोर'

ઘણા હિંદીભાષીઓ શિરોરેખા વિનાની દેવનાગરી લખે છે, તેનો એક નમૂનો. એના 'અ' 'ક'-વગેરે પરથી પ્રતીત થશે કે ગુજરાતે કેટલી વફાદારી તથા સાહજિક સરળતાથી પોતાની લિપિ દેવનાગરીમાંથી સરજાવી છે.

પણ ફેરવી નાખીને 'અિ' 'અી' તથા 'અુ' 'અૂ' લખવામાં આવે તો 'અની બારાખડી' સંપૂર્ણ થાય: અ, આ, અિ, અી, અુ, અૂ, અૃ, એ, ઐ, ઓ, ઔ, અં, અ:. મહારાષ્ટ્રમાં આ સુધારો તો ક્યારનો ચાલુ થઈ ગયો છે અને મુંબઈ સરકારે તથા હિંદી સાહિત્ય સંમેલને રાષ્ટ્રભાષાના પ્રચાર માટે પણ તેને માન્ય રાખ્યો છે.

(૯) નાગરી લિપિની શિરોરેખા નીકળી જાય તો પછી તેની અને ગુજરાતીની વચ્ચે માત્ર થોડા અક્ષરોનો મરોડભેદ રહે છે. તેને ઓછો કરી નાગરીની નજીક લઈ જવામાં આવે તો ગુજરાતી લિપિ રાષ્ટ્રભરના નાગરી જાણનારાઓ માટે સુવાચ્ય બની જાય. એ અક્ષરો આટલા છે: અ, ક, ચ, જ, ઝ, દ, ફ, બ, ભ. ઉપરાંત 'ખ' તથા 'ધ'ને શરૂઆતમાં મીંડાં વાળવાનાં.

(૧૦) આંકડાઓની બાબતમાં માત્ર દક્ષિણ ભારતીયોના સંતોષને ખાતર બંધારણમાં અંગ્રેજી આંકડા થોડા સમય માટે સ્વીકાર્યા છે. (વસ્તુતઃ 'એરેબિક ફિગર્સ'ના નામથી ઓળખતા એ આંકડા ભારતમાંથી જ અરબો દ્વારા યુરોપમાં જઈ જગતમાન્ય થયા છે.) બાકી ગુજરાતી અને દેવનાગરી અંક વચ્ચે નજીવો જ ફેર છે, તે પણ કલમ (૯)ની રીતે મિટાવી દઈ શકાય.

આ મુદ્દાઓ પર વિચાર કરીને મુંબઈ સરકારે નીમેલી સમિતિએ, ગુજરાતી-મરાઠી બંને લિપિઓને નજીક લાવવા માટે તેમાં સુમેળ સાધવાના હેતુથી થોડા વિકલ્પો સૂચવીને અહેવાલ પેશ કરેલો; પણ તે વિષે આગળ કશું અમલી પગલું નથી ભરાયું.

ગુજરાતી સાહિત્ય પરિષદે પણ નવ અક્ષરોને નાગરીરૂપ આપવા માટે એક વાર કરેલા ઠરાવ વિષે કશો ઉત્સાહ નથી બતાવ્યો.

બીજી બાજુ ઉત્તર પ્રદેશના રૂઢિવાદી લોકોને પણ બહુ આકરા સુધારા મંજૂર ન હતા. આથી તેમણે લખનૌમાં ૧૯૫૩માં ભારતનાં તમામ રાજ્યોના મુખ્ય પ્રધાનોની એક પરિષદ એ માટે બોલાવી, ને ચર્ચાને અંતે મુખ્ય બે સુધારા કરવાનું ઠરાવ્યું: એક તો હ્રસ્વ 'ઇ'ની નિશાની અક્ષરની પછી લખવાનો અને તે માટે હાલની દીર્ઘ 'ઈ' ની નિશાનીને અરધી ટૂંકી કરવાનો બીજો સુધારો કર્યો જોડાક્ષરનો: કાનાના ચિહ્નવાળા એટલે કે ગ, પ, શ જેવા અક્ષરોમાંથી કાનો પડતો મૂકીને, અને કાના વિનાના અક્ષરો જોડતી વખતે તેની નીચે હલન્તનું (ખોડાનું) ચિહ્ન મૂકીને જોડાક્ષરો કરવાનું ઠરાવ્યું. (પરંતુ તેમાં પણ ક, ફ અને હનો થોડો અપવાદ રાખ્યો.) દાખલા તરીકે 'લગ્ન'

१ वर्ण-सुधार : ॲ=ख

२ बाराखडी नोट : रु, रू

३ मोडी वेली : की (ह्रस्व), की (दीर्घ)

४ स्वराखडी : अ, आ, अी, अी, अु, अू अीत्यादी

५ बींदु-ज़ोडी : वेदांत (वेदान्त), वेदांत

६ साघात ज़ोडाक्षरें पाय-मोड · स्व रा ज्य

७ नीराघात ज़ोडाक्षरें

(अ) 'या' काना : तुमचा (च्या)

(आ) 'ये' मात्रा : मोळीचीकें (क्ये)

(अी) महा-प्राण : 'म (म्ह), 'न (न्ह), 'व (व्ह)

८ दंत-तालव्य : च़, ज़, झ़

९ ह्रस्व 'अे' : देहे-दुःख हें सूख मानीत जावें

१० शीरोरेखा छापणा त असो, लीहीणा त नसो.

अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ऐ
ओ औ अं अः क ख ग घ ङ च
छ ज झ ञ ट ठ ड ढ ण त थ द
ध न प फ ब भ म य र ल व
श ष स ह क्ष ज्ञ ळ
१ २ ३ ४ ५ ६ ७ ८ ९ ०

ઈ. ૧૯૫૩માં લખનૌમાં મળેલી અખિલ ભારત લિપિસમિતિએ છેલ્લી સૂચવેલી તથા મધ્યસ્થ સરકારે માન્ય રાખેલા સુધારાવાળી 'પ્રમાણિત' દેવનાગરી લિપિ; જેમાં 'ખ' 'ધ' અને 'ભ' એ અક્ષરોમાં ફેરફાર સૂચવાયો છે.

←ડાબી બાજુ : દેવનાગરી લિપિને ઉચ્ચારાનુસારી તથા શાસ્ત્રશુદ્ધ બનાવવા માટે શ્રી વિનોબાજીએ એ નિયમો ઠરાવીને પોતાની 'લોકનાગરી' લિપિ યોજી તે દસે નિયમો એ જ લિપિમાં છાપેલા અહીં ડાબી બાજુ આપ્યા છે.

'પ્રમાણ', 'આશ્ચર્ય'; અને અક્કડ', 'વિઠ્ઠલ' 'બુદ્ધ' વગેરે.

પંડિત ગોવિંદ વલ્લભ પંતે કેન્દ્રીય પ્રધાનમંડળ પાસે આ સુધારાઓને માન્યતા અપાવી, પરંતુ રૂઢિવાદીઓએ ફરી પાછી તેને અભરાઈ પર ચડાવડાવી દીધી. 'અ'ની બારાખડી જેવો થોડો અમલ દેખાય છે માત્ર મહારાષ્ટ્રનાં થોડાં સામયિકોમાં અને વર્ધાના રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિનાં મુદ્રણોમાં. જોકે કાકાસાહેબ કાલેલકરે પોતાના તંત્રીપણા નીચે ચાલતા 'મંગલ પ્રભાત' માસિકમાં તેને સુરેખ રૂપ આપ્યું હતું ખરું. ગુજરાતમાં પણ 'મિલાપ' માસિકે ઉત્સાહપૂર્વક સુધારા શરૂ કર્યા, પણ એમાં વધારે પડતા ઉત્સાહી થઈ ને ધ્વનિશાસ્ત્ર, શુદ્ધ લેખન, વ્યાકરણ તથા એકવાક્યતાની દૃષ્ટિએ કેટલાક બગાડા પણ કર્યા. પાછળથી એ આગ્રહ મુદ્રણમાં ઢીલો કરી નાખ્યો.

રાષ્ટ્રની જરૂરત અને લેખન-મુદ્રણનાં સાધનોને અનુરૂપ લિપિમાં ફેરફાર થતા રહેવા જોઈએ; તે સરળ તથા સર્વજન-સુલભ પણ હોવા જોઈએ; પરંતુ તે શુદ્ધિ અને શાસ્ત્રીયતાને ભોગે હરગિજ નહીં. તેમજ લાખ્ખો લોકોની ચાલુ લઢણો તથા મહાવરાને એક ઝટકે ફેરવી નાખીને પણ નહીં. એ તો આગામી સર્વજનસુલભતાને ખાતર પ્રચલિત સર્વજનસુલભતાને ઝબ્બે કરવા જેવું થાય. આવા પ્રશ્નોમાં તો 'ધીરે ધીરે સુધારાનો સાર' સમજાવતા કવિ દલપતરામની નીચેની પંક્તિઓ નજર સામે રાખવા જેવી છે કે

> લાખો કીડી પર લાડવો આખો મેલીએ તો·મરી જાય,
> ભૂકો કરી ભભરાવીએ તો તે ખાસ્સી રીતે ખાય.
> સજ્જન હો સંભળાવજો રે ધીરે ધીરે સુધારાનો સાર.

એ રીતે આ બાબતમાં ફેરફારની અગત્ય અનુસાર તેનો ક્રમ અમુક સમયમર્યાદામાં વહેંચી નાખી સરકારી દરજ્જે તેના ચુસ્ત અમલની શરૂઆત થવી જોઈએ. રેલવેઓ, પોસ્ટ ઑફિસો ને સરકારી કચેરીઓનાં પાટિયાં; સરકારી જાહેરાતો, ગૅઝેટો તથા પ્રકાશનો; અને કોર્ટકચેરીઓનાં દફતરો વગેરે એ ક્રમમાં, ચાલુ પેઢીની ઉમરના નિશ્ચિત ગાળામાં એ ફેરફાર વહેંચી નાખવો જોઈએ. બીજી બાજુ, નવું અક્ષરજ્ઞાન લેતાં બાળકોને પ્રૌઢોની બાળપોથીઓ, વાચનમાળાઓ તથા અનુષંગી સાહિત્યમાં તેનો ફરજિયાત અમલ શરૂ કરવો જોઈએ; પણ તે નવા શીખનારા પૂરતો જ મર્યાદિત રહે, જેથી ચાલુ પેઢી વ્યવહાર રૂંધાયા વિના નવી પેઢી તૈયાર થતી આવે, એ બંનેના સંધિકાળે તે સમરસ થઈ જાય.

આપણી બાબતમાં આપણે ગુજરાતી અને દેવનાગરી બે લિપિના ફેરફાર વિચારવાના છે. દેવનાગરીની શિરોરેખા તદ્દન કાઢી નાખવાથી ચાલુ હિંદી વાચકોની આંખને એ અડવી લાગે એ સ્વાભાવિક છે. તે માટે સળંગ શિરોરેખાને બદલે અંગ્રેજી અક્ષરોની સેરિફ જેવી ટૂંકી લીટીઓ નવા નાગરી અક્ષરોને મથાળે રાખવામાં આવે તો જૂની ઢબે ટેવાયેલાઓ તથા ચાલુ વાંચનારાઓને ટેકો મળે. એ જ રીતે, જો દેવનાગરી જેવી સમસ્ત ભારતની રાષ્ટ્રલિપિ શિરોરેખા જેવું પોતાનું અગત્યનું અંગ છોડી દેવા જેટલી તૈયાર થતી હોય, તો ગુજરાતે પોતાના જુદા પડતા નવ-દસ અક્ષરોનું મુદ્રણ ટાઈપરાઈટિંગ પૂરતું નાગરીકરણ કરી અરધે રસ્તે મળવા આવવું જોઈએ. એ નાગરીકરણ એટલે નાગરીમાંથી ગુજરાતીના થયેલા ક્રમ-વિકાસની રેખા પર, ગુજરાતી અક્ષરો સાથે એકરસ થઈ રહે એવું નાગરીકરણ. આ લખનારની શ્રદ્ધા છે કે જતે દહાડે શિરોરેખા વિનાની નાગરી અને નાગરીકૃત ગુજરાતી બંનેનો સંગમ થઈને તેમાંથી ફરી પ્રકટેલી હાલ જેવી ગુજરાતી લિપિ જ રાષ્ટ્રલિપિ બની રહેવાની છે.

ભારતના રાષ્ટ્રીય ઐક્યની દૃષ્ટિએ સમગ્ર દેશની એક લિપિ કરવાની હોંશમાં હમણાં હમણાં રોમન લિપિ (પશ્ચિમના દેશોમાં ચાલતા અંગ્રેજી અક્ષરોની લિપિ)ને જ રાષ્ટ્રલિપિ તરીકે સ્થાપવાની હિલચાલ શરૂ થઈ છે. તેની પાછળ કદાચ એ ખ્યાલ પણ છે કે દક્ષિણ ભારતમાં અંગ્રેજી શિક્ષણનો પ્રચાર બહોળો હોવાથી એ લોકો દેવનાગરી કરતાં રોમન લિપિથી વધુ પરિચિત છે. તેમ જ ત્યાંના લોકો હિંદીને 'આક્રમણ' સમજીને એ ભાષાની લિપિ પ્રત્યે વૈમનસ્યપૂર્વકનો પૂર્વગ્રહ રાખે છે એમને સંતોષી શકાય. પણ આવા નજીવા કારણ માટે, એક શાસ્ત્રીય રીતે ખીલેલી અને સર્વથા સંપૂર્ણ રૂપને પામેલી લિપિ (દેવનાગરી)ને ત્યજીને અપૂર્ણ—અધૂરી રોમન લિપિ સ્વીકારવી એ તો નરી સાંસ્કૃતિક પીછેહઠ છે. આ વિષયમાં કાકાસાહેબ કાલેલકરે એમના 'મંગલ પ્રભાત' પાક્ષિકમાં વિગતે ચર્ચા કરી છે.




**જગતની વિવિધ લિપિઓ :** દુનિયાનાં આજે જે સંખ્યાબંધ ભાષાઓ, બોલીઓ અને લિપિઓ ચાલે છે તેનો અભ્યાસ એ એક અતિ રસમય વિષય છે. તેનો વધારેમાં વધારે સંપર્ક અને ઉપયોગ બાઇબલ સોસાએટીઓએ સાધ્યો છે એમ કહી શકાય. ખ્રિસ્તી ધર્મના પ્રચાર અર્થે મથતી એ મંડળીઓએ દુનિયાની લગભગ બધી જ મુખ્યમુખ્ય ભાષાઓ અને લિપિઓમાં બાઈબલના અનુવાદો કરી છપાવ્યા છે. એ પૈકી સૌથી વધુ વ્યાપક અને અગ્રણી 'બ્રિટિશ ઍન્ડ ફૉરેન બાઇબલ સોસાએટી'એ




આજ સુધીમાં ૮૨૬ ભાષાઓ અને ૮૦ લિપિઓમાં બાઇબલના અનુવાદો બહાર પાડ્યા છે તેની ચયનિકામાંથી ચાળીસ વિવિધ લિપિઓના નમૂના આ બે પાનાઓ ઉપર આપ્યા છે. પહેલા પાના ઉપર ભારત તથા પડોશી દેશોની લિપિઓ છે, અને બીજા પાના ઉપર એશિયાના તથા અન્ય દેશોની લિપિઓ છે, જેનાં નામ દરેકના ખાનામાં ગુજરાતીમાં આપેલાં છે. મોટા ભાગનાં ખાનાંઓમાં છેડે જમણી બાજુ આપેલી સાલ તે, એ લિપિના સ્વરૂપનો સમય દર્શાવે છે. ચાળીસ લિપિઓ પૈકીની ચાર ઉપરથી નીચે ને બે જમણેથી ડાબે લખાય છે.

# ☆ ☆ ☆ મધ્ય-યુગના મર્મી કવિ-સાધકો

લેખક : શ્રી જયન્તીલાલ આચાર્ય, અમદાવાદ

૧. "આખી પૃથ્વી વેદ છે, સૃષ્ટિ કુરાન છે. કેટલાક શુષ્ક કાગળોના જથ્થાને પરિપૂર્ણ જગત માનીને, પંડિત અને કાજી લોકો નકામા પીડાય છે. સાધકનું અંતર જ કાગળ છે. તેમાં પ્રાણના અક્ષરોથી સત્ય ઝળહળી રહ્યું છે. સર્વે હૃદયોના મિલનથી જે વિરાટ માનવ-બ્રહ્માંડ રચાય છે તેમાં પરિપૂર્ણ વેદ અને કુરાન ઝળહળે છે. બહારની કૃત્રિમતાની અટકાયત દૂર કરીને," હે પ્રાણ, કોટિ બ્રહ્માંડનું સત્ય જુઓ. જગતમાં તો કાગળના નિષ્પ્રાણ અક્ષરોના પાઠકો જ જણાય છે! હે રજજબ, જીવને જીવને જે પ્રાણમય વેદ છે તે જ તું પઢ."

—રજજબ

૨. "વિસ્મૃતિ અને મોહ—અચેતનાનો ત્યાગ એ જ વિરતિ છે. ભગવાન છે આનંદસિંધુ. પ્રત્યેક જીવ છે તેમનું એક એક બિંદુ. આ જે પાર્થક્ય છે તેના મૂળમાં જીવનો 'આધાર ઘટાત્મક' અહં રહ્યો છે. આ અહંનો લોપ થતાં જ યોગ થવાનો સંભવ છે. મૃત્યુથી આ વિચ્છેદમૂલક ઘટનો લોપ થતો નથી, તેનો સાધનાથી ક્ષય કરવો જરૂરી છે."

—બાબાલાલ

૩. "હે બુલ્લા, તને લોકો જણાવે છે કે તું જઈને મસ્જિદમાં બેસ. મસ્જિદમાં બેસવાથી શો લાભ જો અંતરમાં જ નમાજ ન હોય તો? સહજમાં કંઈક સમજવા જાઉં છું ત્યાં તો પંડિતો ધમાલ મચાવે છે. હે બુલ્લા, મુક્તિ નથી મક્કા ગયે, જ્યાં લગી હૃદયમાંથી અહંકાર ટળે નહીં ત્યાં લગી. ગંગામાં નાહ્યે પણ મુક્તિ નથી. જ્યારે અહંકારને દૂર કરીશ ત્યારે જ મુક્તિ મળશે. હે બુલ્લા, પ્રભુના પ્રેમમાં જ મત્ત રહે. તારી નિંદા થવી હોય તેટલી થાઓ.

—બુલ્લેશાહ

૪. "નાથયોગીઓએ અનંત શૂન્યને 'ચિત્ત' દ્વારા અને 'સુખ' દ્વારા સભર કરવાનું ઇચ્છયું. પણ એમ તે કંઈ તે ભરાય? અને તેથી અમારે તેમાં પ્રેમને ઉમેરવો પડયો. તરત જ સુખ આનંદ બની ગયું! અને 'સત્' વગર 'ચિત્ત' કેમ સંભવે? આ રીતે સત્માં, ચિત્તમાં અને આનંદમાં પ્રેમ ભળવાથી તે અનંત શૂન્ય પૂર્ણ થઈ ઊઠયું. અમારું બધું કામકાજ એ પરિપૂર્ણ શૂન્યથી ચાલે છે. સુખ તો થઈ એક નાની ચીજ, તેનાથી કંઈ અનંતનું અંતર ભરપૂર થાય? નાની ચીજ હોવાને કારણે તે વાતવાતમાં મલિન થઈ જાય છે.... શૂન્યમાં જ મળી સુખરીત. ક્ષુદ્રભાવ ઊતર્યો માટીમાં. અને પછી આ માટીના દેહનો મહિમા ચાલ્યો. એમ તે કંઈ સાધના આગળ વધે? સુખને આનંદમાં રૂપાંતરિત કરો, પ્રેમની સાથે તેનો યોગ સાધો અને જોશો કે બધું જ શુદ્ધ મુક્ત થઈ જશે."

પૂ. ક્ષિતિમોહન સેને ઉતારેલી 'બાઉલવાણી'માંથી

ભારતભૂમિ સાધનાભૂમિ છે; તેને ખૂણે ખૂણે સાધનાની પીઠો, ગુપ્ત કે જાણીતી આવેલી છે. આ સાધનાનું વહેણ અખંડભાવે વહેતું આવે છે. આપણે જાણીએ છીએ કે ગંગા નદીનું મૂળ ગંગોત્રીના જાણીતા તીર્થધામથી પણ દૂરસુદૂર બરફથી ઢંકાયેલા પહાડોમાં આવેલું છે. ત્યાંથી ઉદ્ભવતું જળ ઠેઠ નીચે ઊતરતું ભારતનાં શહેરોને પવિત્ર કરતું વહી રહ્યું છે. તેવી રીતે ભારતના પ્રાચીન ક્રાન્તદર્શી મનીષી કવિઓની સ્વાનુભૂત વાણીની અમૃતધારાનું પાન કરીને કેટલાય સાધુસંતોએ તેને જનસાધારણને માટે સહજભાવે

વહેતી કરી છે. આ રીતે જે દુર્લભ હતું તે સુલભ થાય છે, જે તત્ત્વપૂત હતું તે સહજ સરળ બને છે, જે અધિકારી પૂરતું હતું તે સર્વસાધારણને ગમ્ય થાય છે. આને જ રવીન્દ્રનાથે ભારતની 'સ્વકીય સાધના' કહી છે અને એને જ આપણે મૂળ ઇતિહાસ ગણ્યો છે.

આ ધારા એકધારી વહેતી હોવા છતાં બહારથી તેમાં જળનો ભરાવો થવાથી ભરતી કે ભરાવો ઓછો કે નહિવત થતાં ઓટ જણાય છે. ઇતિહાસમાં આવા તબક્કાઓને સુવર્ણયુગ કે અંધકારયુગ કહેવામાં આવે છે.

આવો એક ઉછાળો આપણે જેને મધ્યયુગ કહીએ છીએ ત્યારે આવ્યો. આ મધ્યયુગ એટલે પશ્ચિમમાં જેને મધ્યયુગ કહેવાય છે તે નથી. દક્ષિણમાંથી ત્યાંનું ભક્તિનું એક વિશિષ્ટ તત્ત્વ લઈને રામાનંદ ત્યારે ઉત્તર ભારતમાં આવ્યા, એટલે આશરે ઈ. સ. ૧૪૦૦ની આસપાસ. ત્યારથી આપણે આ મધ્યયુગની શરૂઆત ગણી શકીએ. આ રીતે તેઓ યુગગુપ્ત ગણાય અને તેમનું દ્વાદશ શિષ્યમંડળ એક નવીન ધર્મ-ચક્રપરિવર્તન, અથવા કહો કે ભિન્ન ભિન્ન સાધનાઓનો સમન્વય સાધનારું યુગમંડાણ લાવ્યું.

રામાનંદ આવ્યા ત્યારે મુસલમાનોનાં આગમન, પ્રભાવ તેમ જ સંહતબળને લઈને હિંદુ સમાજ પરા-ભૂત થઈ ગયો હતો, તેની પ્રાણશક્તિ ક્ષીણ થઈ ગઈ હતી. તે સમયે કોઈ સમન્વયકારી બળ ન હતું. બહારથી હણાયેલો સમાજ મુસલમાનોના પ્રત્યાઘાતથી અનુપ્રાણિત થયો અને સૂફી સાધકો જેવા કે અલ–હુજવીરી તેમ જ ચિશ્તીના સમભાવી વલણથી એક નવું જોમ પ્રગટયું. બન્ને કોમના સાચા ધર્મસાધકોના સમન્વયથી એક વિશિષ્ટ પ્રકારની મરમીસાધના જન્મી, જેનાં ઉજ્જ્વલ દૃષ્ટાંતો કબીર, દાદૂ ઇત્યાદિ મરમીઓ છે. રાષ્ટ્રની નહિ પરંતુ હૃદયની પીઠ પર બંને કોમના મરમીઓ એક થયા અને આ તે વખત પૂરતી તો એક મહાન સિદ્ધિ હતી. મધ્યકાળના મરમીઓનું આ મહત્ત્વનું પ્રદાન ગણી શકાય.

તદુપરાંત રામાનંદે જાતિપંક્તિભેદ દૂર કર્યો. તેમના પ્રથમ બાર શિષ્યોમાં ઘણા હલકા વર્ણના હતા. વળી, નારી પણ સાધનાને માટે અધિકારી છે એ સ્વીકારાયું. ગમે તે વર્ણનો માણસ હોય પણ જ્યારે તે ભગવાનનું શરણ સ્વીકારે છે, ત્યારે તેની પૂર્વની જાતિ નવીન દીક્ષિત જીવનમાં લીન થઈ જાય છે એમ તે વખતે માન્યતા પ્રવર્તી. આમ સાધના જીવનલક્ષી છે, તેના તરફ સમાજના સૌ કોઈ અભિમુખ થઈ શકે છે, એ એક નવપ્રદાન થયું. અહીં બાઉલવાણીનો એક પ્રસંગ ટાંકવો યથાર્થ ગણાશે. બાઉલો કહે છે કે, જો આપણે આપણી ખાળનું પાણી ગંગાના પાણીમાં રેડીએ તો તે ગંગાજળ થઈ જાય છે, પણ જો ગંગાના પાણીને આપણા ખાળમાં આણીએ તો તે આપણા ખાળનું ગણાય, તેવી રીતે માણસ પોતાની સાધનાને કોઈ બૃહદ્ સાધનામાં ભેળવે તો તે બૃહદ્ બની જાય છે અને બૃહદ્‌ને પોતાની સંકીર્ણ પ્રણાલિકામાં ભેળવે તો તે બૃહદ્ મટી જઈને સંકીર્ણ થઈ જાય છે. આ રીતે એક વિરોધી સંસ્કૃતિની સાધનાને સ્વીકારવાથી, આત્મસાત્ કરવાથી, એક નવીન બલવતી સાધના પ્રગટ થવા પામી.

મધ્યયુગના મરમીઓ જીવન કે તેની જવાબદારી પ્રત્યે ઉદાસીન ન હતા; કારણ કે તેઓ જીવન જેવું છે તેવું સર્વાંગભાવે સ્વીકારતા. સંસારમાં રહ્યા છતાં તેઓ જળકમળવત્ રહેવા લાગ્યા; અર્થાત્, તેઓ સંસારમાં હતા, પણ સંસારના નહોતા. ઉચ્ચજીવન ગાળવું હોય તો સંસારનો ત્યાગ કરવાની જરૂર નથી; મુક્તિ તો અંતરની વસ્તુ છે, ભગવાન અંતરમાં અંતર્યામી તરીકે વિરાજી રહ્યા છે. સંન્યસ્ત લઈને ભગવાં કપડાંથી માત્ર કાંઈ વળવાનું નથી, ભગવો રંગ હૃદયને લગાડવાનો છે. આવી આંતરજીવનની, કેટલીક અનુભવને લઈને સત્ય ઠરેલી વાતો સ્વીકારાવા લાગી. મધ્યયુગના નિરક્ષર ઘણા કવિમરમીઓની વાણીમાં આનાં ઉદાહરણો મળે છે. કબીરની વાણી તો સૌને મોખરે જ્વલંત જ્વાળા સમી ઝળહળે છે.

આ જે સંતપરંપરા હતી તેના મુખ્યત્વે બે પ્રકાર છે : એક શાસ્ત્રને માનીને તેને સંમત સાધના કરનારા અને બીજા પોતાના અનુભવને આધારે ગુરુની દોરવણી નીચે સાધના કરનારા. મધ્યયુગના ઘણાખરા મરમીઓ અનુભવને સત્ય માનીને આગળ વધનારા હતા. આને લઈને જેમ પ્રાચીન કાળમાં અધ્યયનની બાબતમાં ગુરુનું

અનન્ય સ્થાન હતું તેમ મધ્યયુગમાં પોતાની સાધનાને દોરવણી આપનાર તરીકે ગુરુનો મહિમા વિશેષ આકાર ધારણ કરવા લાગ્યો. કેટલાય નિરક્ષર હીનકુલોત્પન્ન મરમીસાધકો થઈ ગયા, જેમની કશી જ માહિતી આપણને મળતી નથી. કેટલાકે પોતાની વાણી ગુરુને નામે જ રચી છે. આચાર્ય ક્ષિતિમોહન સેન જણાવે છે કે કબીરનો દીકરો કમાલ અને તેમની પુત્રી કમાલી બંનેય મહાન સાધકો થઈ ગયાં. જ્ઞાનદાસ કરીને વળી એક ઉત્તમ કવિ અને મરમી થઈ ગયા. તેમની વાણી ભાગ્યે જ સાંભળવાની મળે છે.

આ કવિમરમીઓએ અથવા મરમીકવિઓએ પોતાની વાણી પોતાની સ્વભાષામાં રચવાથી તે તે ભાષાને સર્વત્ર એક શક્તિ, એક સમૃદ્ધિ મળી છે. ઉત્તર ભારતના સંતો પર સૂફી સાધકોની અસર થવાને કારણે એક નવીન પરિભાષા જન્મી. આંતર અનુભૂતિને દર્શાવવાને માટે તેમણે સ્થૂળ પ્રતીકો યોજ્યાં. પરિણામે અભિવ્યક્તિનાં સ્થૂળ અને સૂક્ષ્મ એમ બે સ્વરૂપો થયાં. શૂન્ય શિખર, ત્રિવેણી સંગમ, સનમ, ગગન, એવા ઘણા શબ્દો વિશિષ્ટ રીતે યોજાવા લાગ્યા. કાયાયોગની પણ એક પરિભાષા જન્મી. આંતરિક સાધના અને અનુભૂતિ પ્રત્યે સચ્ચાઈ અને વફાદારીને લઈને તેમની વાણીમાં એકવેધકતા, ઓજસ્ પ્રગટયું. વાણી સ્વયંભૂ સ્ફુરી. રવિદાસ, મીરાં, અખો, ભાણ, મીઠો, ઢાઢી એવાં પ્રાંતે પ્રાંતે દૃષ્ટાંતો મળશે. મધ્યયુગની મરમીસાધકોની વાણીના હસ્તલિખિત ગ્રંથો ઘણાખરા અપ્રગટ જ પડયા છે. જેમના સંપ્રદાય કે પંથ ચાલે છે તેમના મુખ્ય મુખ્ય સ્થળે અપ્રગટ વાણીના ગ્રંથો વાંચવામાં આવે છે. અનુયાયીઓ તેને જ શાસ્ત્રવાક્ય માનીને પોતાના જીવનનું માર્ગદર્શન મેળવે છે. મને લાગે છે કે ભારતના મધ્યયુગના મરમીસાધકોની વાણી જેમ છે તે જ સ્વરૂપે પ્રગટ કરવામાં આવે તો તેમાંથી ભાષા, સંસ્કૃતિ, સાધના, ભક્તિ, જ્ઞાન, અગમ્યવાદ એમ અનેક રીતે તેમાંથી તુલનાત્મક રીતે જાણવાનું મળે. શીખલોકોના 'ગ્રંથસાહેબ' આવું એક જાણીતું દૃષ્ટાંત છે. કબીરના કહેવા પ્રમાણે ભાષા વહેતું પાણી છે એ વાતની સાક્ષી મધ્યકાળના સર્વ પ્રાંતના મરમીકવિઓ પૂરી પાડે છે.

અહીં એક મહત્ત્વનો પ્રશ્ન વિચારણીય છે. આચાર્ય ક્ષિતિમોહન સેન જણાવે છે કે, "તે વખતે ભારતમાં સૂક્ષ્મ વિચારબુદ્ધિનો કે તીક્ષ્ણ ચિંતનશક્તિનો અભાવ હતો એમ નથી. ઉચ્ચ શ્રેણીના ચિંતનશીલ પુરુષો ન્યાય, દર્શન, કળા, સાહિત્ય વગેરેની અનેકવિધ ચિંતનધારાથી, પોતાની અસાધારણ તલસ્પર્શી વિશ્લેષણશક્તિથી જગતને આશ્ચર્યમાં ગરકાવ કરતા હતા. પરંતુ અભાવ હતો માત્ર એક, અને તે યથાર્થ જીવનની યોગદૃષ્ટિનો, એક મહાન આદર્શનો. તે સમયે આ આદર્શ, દૃષ્ટિશક્તિ અને સર્જનશક્તિ ક્ષુદ્ર, ક્ષીણ અને સંકીર્ણ થઈ ગયાં હતાં."* આ અભાવને દૂર કરવા માટે તે સમયે કેવા કેવા પ્રયત્નો થયા, ભારતના વિશાળ પટ પર તે કઈ છાપ અંકિત કરી ગયા, એ પણ તે સમયની સાધનાનો, તેને સ્પર્શ કરતો એક મહત્ત્વનો મુદ્દો છે.

શ્રી અરવિંદ તેની આ પ્રમાણે રજૂઆત કરે છે.* મુસલમાનો ભારતમાં આવ્યા પછી જે પ્રશ્ન ઊભો થયો તે મુખ્યત્વે બે સભ્યતાઓની વચ્ચેના સંઘર્ષનો પ્રશ્ન હતો. આ સંઘર્ષનો ઉપાય બે રીતે થઈ શકે તેમ હતો : (૧) બંને સંસ્કૃતિઓ કોઈ ઉચ્ચ અધ્યાત્મભાવિ સાધનામાં સમન્વિત થાય, અથવા (૨) ધાર્મિક વિરોધને વેગળો રાખીને રાજકીય રાષ્ટ્રભાવનાની જાગૃતિ સંભવે. શ્રી અરવિંદ જણાવે છે કે અકબરે ઇસ્લામના દૃષ્ટિબિંદુથી પ્રેરાઈને તે પ્રયત્ન કરી જોયો. પરંતુ તેમનો ધર્મ બૌદ્ધિક તેમ જ રાજકીય દૃષ્ટિબિંદુથી પ્રેરિત હોવાને કારણે તે બંને કોમોની ધાર્મિક ભાવનાને પ્રભાવિત કરી ન શકયો અને ધર્મથી ઉચ્ચ કોઈ આધ્યાત્મિક કક્ષાએ ઉન્નતિ પામ્યો નહીં. એટલે તે સમયે તે પ્રયાસ સફળ થયો નહીં. ક્ષિતિબાબુ જણાવે છે કે, ઈ. સ. ૧૫૮૬માં દાદૂની સાથે શહેનશાહ અકબરનો ફતેહપુર સિક્રીની પાસે ચાળીસ દિવસ સુધી વાર્તાલાપ થયેલો. દાદૂના મુખ્ય શિષ્યો રજજબ અને જનગોપાલના મત પ્રમાણે દાદૂની સાથે થયેલા આ વાર્તાલાપને પરિણામે અકબરશાહે હિજરી સનને બદલે ઈલાહી સનને નામે નવો સંવત શરૂ કરેલો. વળી તેમણે પોતાના નામ અંકિત થયેલી મુદ્રાઓને ઠેકાણે ભગવાનના નામની મુદ્રાઓ કાઢી. મુદ્રાની એક બાજુ 'અલ્લાહુ અકબર'

* 'મધ્યયુગની સાધના ધારા', ગુજરાત વિદ્યાસભા, પૃ ૪

* 'The Foundations of Indian Culture પૃ ૪૩૩

અને બીજી બાજુ 'જલ્લ જલાલુહ' અંકિત કરવામાં આવ્યું. અકબર પર દાદૂની ઘણી સારી છાપ પડી હતી, પણ તેનું કંઈ વિશેષ પરિણામ આવ્યું નહીં. ગુરુનાનકે આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી પ્રયાસ કર્યો, પણ આખરે તેમનો પ્રયાસ શીખસંપ્રદાયમાં પરિણમ્યો. ત્યાર પછી રામદાસ સ્વામીની પ્રેરણા તળે શિવાજીએ પુનરુત્થાનનો વાવટો ફરકાવ્યો, પણ અંતે તે પેશ્વાશાહીમાં પરિણમ્યો. અહીં નોંધવું જરૂરી છે કે દાદૂ જન્મથી મુસલમાન હોવા છતાં તેમણે 'બ્રહ્મ સંપ્રદાય' પ્રવર્તાવ્યો હતો.

ઉપર જણાવેલી બાબતની અસર સમાજ પર તેમ જ તે સમયની સર્વ પ્રકારની અભિવ્યક્તિ પર પડેલી. તેમાંથી બંને કોમોના સાધકો, મરમીઓ તેમ જ કવિઓ 'મુક્ત શી રીતે હોઈ શકે? આ દૃષ્ટિબિંદુથી તે સમયના કવિઓનો અભ્યાસ કરવામાં આવે તો તેમાંથી આપણને ઘણું જાણવાનું મળે.

આ બધી પરિસ્થિતિનો ઉપસંહાર કરતાં આચાર્ય ક્ષિતિમોહન સેન જણાવે છે કે "અનેક પ્રકારની સાધના દ્વારા, બધા ધર્મોમાં ભ્રાતૃભાવ અને યોગસ્થાપન કરવાની તેમની બધાની તીવ્ર ઇચ્છા હતી. વારંવાર એક સાધક પછી બીજા સાધકે આ જ પ્રયાસ કર્યો છે. વારંવાર આંશિકભાવે સફળ કે નિષ્ફળ થયા છે, તોયે પ્રયાસ છોડ્યો નથી. . . .આ અભ્યાસ પરથી આપણને સમજાય છે કે બધા ધર્મોની સાથે ભાઈચારો સ્થાપવા, બધી સાધના અને માનવોની સાથે ઐક્ય સ્થાપવા તેમને કેવી વ્યાકુળતા હતી. મનમાં થાય છે કે જાણે આ મૈત્રી એ જ ભારતની (ભગવન્નિર્દિષ્ટ) શાશ્વત સાધના છે. જ્યાં લગી તે પૂરી નહિ થાય ત્યાં લગી ભારતની મુક્તિ નથી."[૧]

---

૧. 'મધ્યયુગની સાધનાધારા',

## AFRICA : THE LAND OF SAFARI

The following morning, when I woke up, I saw the brilliant sunshine of this tropical country against the background of cloud-ridden crests of the surrounding hills, and the orange gold of the rising sun illuminated the emerald green of coniferous trees. I soon found that I was at Emali, 3,718 feet high. And as the train passed from lesser heights to greater ones, the air became cooler and I protected myself with a woollen blanket. As the sun rose higher, the crystal-clear window panes of my carriage flashed before my eyes, fast receding panorama of retreating jungles with their wild denizens. I could see frolicking deer, running zebras and wild buffaloes scratching their heads against the leafy trees. A flock of wild ostriches came goose-stepping through the forest and giraffes stopped for a while with their long weird necks and looked wistfully at the passing train. It was Africa, the land of dense forests and happy *Safari*, where tourists liked to spend their holidays and hunt wild animals. But to me it was a different land—a land of commercial enterprise and youthful adventure.

**—N. K. Mehta**

(From ' Dream Half-Expressed ' )

# ☆☆☆ શ્રી અરવિંદનો ગુજરાતી કવિતા પર પ્રભાવ

લેખક : **શ્રી 'ઉશનસ્'** : આચાર્ય, વલસાડ કૉલેજ, વલસાડ,

આખાયે વિશ્વમાં મધ્યયુગીન 'અચલાયતનો' તૂટતાં નૂતન પ્રકાશની જે લહર ફેલાઈ ગઈ ત્યાર-પછીનો માનવજાતિનો સૌથી પ્રમુખ ઉદ્‌ગાર 'મુક્તિ'નો રહ્યો છે; આખા પૃથ્વીગ્રહ પર આ શબ્દ જાદુની માફક મોહિની ફેલાવે છે; આ ગાળાનો સૌથી અણગમતો શબ્દ 'બંધન' છે. નૂતન ચૈતન્ય બંધન નામે તોડીફોડી નાખવા સર્વત્ર આક્રમક બનતું જણાય છે; આપણા ભારતમાં તો બધા જ સ્થૂલ અને સૂક્ષ્મ અર્થમાં 'ગુલામી' પ્રવર્તતી હતી; પ્રજાચૈતન્ય જ પરાધીનતાની મૂર્છામાં હતું; આપણે આંતરબાહ્ય બધી જ રીતે ગુલામ હતા; અને 'પરાધીનતા હોય તો સ્વપ્ને પણ સુખ ન મળે' એવું કાંઈ અહીં કોઈ સંતકવિ ગાઈ ગયો છે. સામ્રાજ્યવાદી શાસન જો સફળ થાય તો તેના પરિણામસ્વરૂપ શાસિત પ્રજામાં સ્વાતંત્ર્યની ભાવનાનો બીજવિક્ષેપ કર્યા વિના રહેતું નથી. બર્કે બ્રિટિશ પલામૅન્ટમાં તેના ભાષણમાં કહ્યું હતું કે, 'In imperialism nothing fails like success.' તે આ અર્થમાં. અંગ્રેજી સુશાસનને પરિણામે જે શૈક્ષણિક વિદ્યાપીઠોત્થ રૅનેસાં અહીં પ્રવર્તમાન થયું તેના ભારતીય પ્રતિશબ્દરૂપે અંગ્રેજી સલ્તનતની સંધ્યાએ ગાંધીજી, રવીન્દ્ર અને અરવિંદની ત્રિમૂર્તિનો ઉન્મેષ પ્રગટ્યો. આ ત્રિમૂર્તિએ ગુલામી અને સ્વાતંત્ર્ય બંને શબ્દોનું ગહન અર્થઘટન કરી આપ્યું એટલું નહીં આપણી સ્વતંત્રતાની લડતની મકસદ ને મંઝિલ તમામનો ભારતીય નકશો ઉપસાવી આપ્યો. આપણે જે નૂતન ભારતનું નિર્માણ કરવા માગતા હતા તે તસવીરનાં રૂપરંગ-ચહેરોમ્હોરો બરાબર પ્રગટ કરી આપ્યો. આ દર્શન-વર્ણન એમણે એવું તો કર્યું કે આપણી ઉપનિષદ્-બાંધી ભૂમાસુખની વ્યાખ્યાને અનુરૂપ થઈ રહી, આ ત્રણેની લડત. એમનો સંદેશો—એમનો રાષ્ટ્રવાદ સંકુચિતતાની તમામ સરહદોને વટાવી ગયા અને એ લગભગ જાગતિક સુખનો, સાર્વભૌમ સુખનો ઢંઢેરો બની રહ્યા. માનવજાતનો મુખ્ય ને સ્વાભાવિક પુરુષાર્થ 'સુખ' માટે છે. આ સુખની વ્યાખ્યા ભારતમાં આ પ્રમાણે કરવામાં આવી છે : 'नाल्पे सुखं, भूमैव सुखम्' જે અખિલ છે તેમાં જ સુખ છે; અલ્પ ને ખંડમાં સુખ નથી; પરિણામે આ ત્રણે જણનો કાર્યક્રમ કેવળ રાજપ્રકરણી ને રાષ્ટ્રીય બનવાને બદલે વૈશ્વિક ને સર્વાંગીણ બની રહ્યો. એ માનવજાતની મુક્તિનો, એટલે જ તો, સુખનો કાર્યક્રમ બની રહ્યો. અહીં જ્યારે આ ત્રિપુટી દ્વારા આવો આવો ક્રાંતિકારી વિચાર થતો હતો ત્યારે પશ્ચિમમાં માર્ક્સ-લેનિનનો લોહિયાળ ક્રાંતિનો માનવજાતના સુખનો બીજો ઉદ્દામ વિચાર એક જુવાળની માફક વિશ્વમાં ફેલાતો જતો હતો; આ ત્રણ વિભૂતિનો કાર્યક્રમ ભારતમાં તો આ લોહિયાળ કાર્યક્રમનો વિકલ્પ બન્યો એટલું જ નહીં, એણે આખા વિશ્વમાં પણ 'બીજો રસ્તો' હોવાનું આશ્વાસન ઊભું કર્યું; વિનોબાજી કહે છે તેમ નિરીશ્વર તામસી 'સામ્યવાદ' સામે સેશ્વર આત્મવાદી સાત્ત્વિક 'સામ્યયોગ'નો આદર્શ રજૂ કરવામાં આવ્યો છે. જગત સુખની final છેવટે તો આ બે વચ્ચે જ ખેલવાની છે. સામ્યવાદ ઈશ્વરને રૂખસદ આપી કેવળ માનવકલ્યાણનાં સ્વપ્નો સેવે છે; ભારત ધર્મ અને આત્માને વચ્ચે રાખી માનવસુખની બુનિયાદ નાખવા મથે છે.

આધુનિક કવિતા વિષય પરત્વે ગાંધીજી અને અભિવ્યક્તિ પરત્વે પ્રો. ઠાકોરના ખભે ચડીને ચાલે છે એ ઉક્તિ મુખ્યત્વે તો સાચી છે. પણ ગાંધીજી એટલે ભારતીય દૃષ્ટિએ વિષય અને ટાગોર એટલે પશ્ચિમી દૃષ્ટિએ અભિવ્યક્તિ એમ સમજવામાં કોઈ આપત્તિ નથી. ગાંધીજી, રવીન્દ્ર અને શ્રી અરવિંદ એમ ત્રણે મળીને ભારતીય દૃષ્ટિકોણ ઊભો થાય છે. સત્યં શિવં સુંદરમ્ એમ એક ત્રયી છે, તો કર્મ, ભક્તિ અને જ્ઞાન એમ એક બીજી ત્રયી છે. ગાંધીજી એટલે સત્ય અને કર્મ, રવીન્દ્ર એટલે ભક્તિ અને સૌંદર્ય, શ્રી અરવિંદ એટલે શિવમ્ અને જ્ઞાન. આમ સમીકરણો થયાં અને તેમાં કશુંક તાત્ત્વિક દૃષ્ટિએ સત્ય પણ જોઈ શકાશે; આપણી આધુનિક પંડિતયુગોત્તર ગુજરાતી કવિતામાં આ ત્રિવેણીસંગમનું તીર્થ પ્રગટ્યું છે;

આપણી ગાંધીયુગની આધ્યાત્મિક ચેતનાની લટત્રયી છે. ત્રણે લટો એકબીજામાં ગૂંથાઈ-ગૂંચવાઈ પણ ગયેલી છે; અને એ સાવ સ્વાભાવિક પણ છે. આપણે આ ત્રિલટગુંફનમાંથી માત્ર શ્રી અરવિંદલટનો જ વિચાર કરીએ.

શ્રી અરવિંદ ગાંધી-તિલકની કક્ષાના મહાન દેશભકત છે. શ્રી અરવિંદે માથા સાટે ક્રાંતિસંગ્રામમાં ઝુકાવ્યું હતું; એ લડત દરમ્યાન એમણે ઊંડી સૂઝથી જોઈ લીધું કે ભારતની આઝાદી જો માનવજાતિના સ્થાયી ને શાશ્વત સુખની પીઠિકા બનવાની હોય તો રોગના બાહ્ય ઉપચારો દ્વારા તેનું નિવારણ શક્ય નથી; પ્રશ્નના મૂળમાં જવું જોઈએ. રોગની સંપૂર્ણ ને આમૂલ ચિકિત્સા થવી જોઈએ. શ્રી અરવિંદ માનવજાતના રોગનું મૂળ પકડી પાડે છે; તે છે સાંપ્રત માનવપ્રકૃતિ ને ઉપાય છે પ્રકૃતિનું સંપૂર્ણ રૂપાંતર; એટલે કે 'યોગ; પૂર્ણયોગ. એમણે સૂત્ર ઉચ્ચાર્યું 'માવજાતને યોગ પાછો આપવો પડશે.' એમણે, ભગવાન બુદ્ધ પછી એમણે જ જોયું કે માનવજાતનું દુઃખ છે 'જુદાઈ'; જે મૂળભૂત રીતે છે તેનાથી 'જુદાઈ'; અને 'જોડાણ', અદ્વૈત જ એનો ઉપાય છે. જોડાણ એટલે જ યોગ;; પૂર્ણ જોડાણ એટલે પૂર્ણયોગ. શ્રી અરવિંદે આ જૂનો યોગ માનવજાતિના સુખમાં નૂતન રીતે પ્રયોજ્યો; એમનું પોંડિચેરીગમન બુદ્ધના મહાભિનિષ્ક્રમણ જેટલું જ માનવ સુખસાધના તરફનું મહાન પ્રસ્થાન હતું; કોઈ કાયરનું પલાયન ન હતું. કાર્યક્રમના કેન્દ્રમાં ભૂગર્ભ-ગમન હતું. કોઈ પણ જહાલ ક્રાંતિકારીના ભૂગર્ભમાં જવા જેવું જ, બરાબર એના જેવું જ પ્રગતિશીલ; એના જેવું જ જહાલ; માર્કસે બોધેલા વાસ્તવવાદ જેટલું જ વાસ્તવવાદી Surrial નહીં, Super-real, Realityના કેન્દ્રમાં પ્રતિષ્ઠિત. આમ યોગ એ માનવજાતિના સુખનો સક્રિય રીતનો વાસ્તવવાદી કાર્યક્રમ છે. શ્રી અરવિંદે જોઈ લીધું કે માનવજાતિના પ્રશ્નો ભૂખ-પ્યાસ, ઘર ને કપડાં જ નથી; પ્રશ્નો એનાથી હજી ગહન છે. પ્રશ્નોનો પ્રશ્ન ક્યાં છે? केन एकेन उपादेन सर्वं सिद्धं भवति" એ શું છે? માનવજાતનું દુઃખનું કારણ છે એનું પ્રાકૃત મન. મનને મનસાતીતમાં પલટાવી નાખવું; એટલે કે સ્વરૂપાન્તર Transformation એ જ વિશ્વરૂપાંતર; Revolution—યુગપલટો એટલે જ વિશ્વપલટો; આ સિવાયનું બધું; ઊણું-અધૂરું જ. બુદ્ધ-ઈશુની કરુણાપૂર્ણ માનવતા જ માનવનું આખરી ધ્યેય ન હોઈ શકે; પણ તેથીય આગળ કદમ ઉઠાવવાં પડશે; ક્યાં?

શ્રી અરવિંદનો જવાબ : 'One step more and I am god' એક વધુ કદમ ને દિવ્યતા. ઈશુ-ગાંધી પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારવા મથતા હતા; પણ શ્રી અરવિંદે કહ્યું કે, પૃથ્વીને જ આંતરપ્રક્રિયા દ્વારા સ્વર્ગમાં સ્ફુટ થવાનું છે. ગાંધીજીની પ્રવૃત્તિ કેન્દ્રગામી છે; શ્રી અરવિંદની કેન્દ્રોત્સર્ગી. આવું ધરમૂળનું વૈજ્ઞાનિક રીતે શ્રદ્ધેયચિંતન કવિઓને ન આકર્ષે તો જ નવાઈ. ગાંધીયુગમાં ગાંધીપ્રભાવ વચ્ચે પણ આ ચિંતન સક્રિય હતું ને પ્રભાવક હતું. અલબત્ત એ ગાંધીવાદ જેવું બુલંદ નથી. A still small voice within જેવું આભ્યંતર છે; પણ એ સંભળાતું રહ્યું છે. પૂજાલાલનો 'પારિજાત' પ્રગટ થયો ત્યારે ગુજરાતી કવિતાએ કશાક આવિર્ભાવનો સ્પંદ અનુભવ્યો; પારિજાત અલબત્ત કોઈ મોટા કવિની કૃતિ ન હતી; તોપણ એણે ઠાકોર, રામનારાયણ અને વિષ્ણુપ્રસાદ જેવાની પ્રશસ્તિ કેમ પ્રાપ્ત કરી? એ ગાંધીવાદી કૃતિ ન હતી; એ શ્રી અરવિંદ-દર્શનની પ્રથમ બુલંદ અભિવ્યકિત હતી; એ આવિર્ભાવની પ્રથમ બુલંદ અભિવ્યક્તિ લેખે જ હવે તો તે ઈતિહાસમાં ટકશે; પણ 'પારિજાતે' એનું ઐતિહાસિક કામ પતાવ્યું હતું. શ્રી અરવિંદની પરિભાષાની એ Primer બની. ગુજરાતી ભાષાએ એક નવું જ ઓજસ્ અનુભવ્યું. પૂજાલાલથી વધુ શક્તિશાળી એવા બે પ્રમુખ કવિઓ શ્રી સુંદરમ્-ઉમાશંકર ગાંધીદર્શનનો બોજો વહેતા પોઠી હતા. તેમાં શ્રી સુંદરમ્‌ને પ્રગટ ને બુલંદ ગાંધીવાદી હતા તે શ્રી અરવિંદનાય બુલંદ ઉદ્‌ગીતિ બની રહ્યા; શ્રી સુંદરમ્‌ની સત્યની શોધવૃત્તિ નર્મદ જેવી આક્રમક, કાન્ત જેવી ગહન ને કલાપી જેવી આર્ત્ત છે. શ્રી સુંદરમ્‌નું સાબરમતીથી પોંડિચેરીપ્રસ્થાન એક કાર્યક્રમમાંથી બીજા કાર્યક્રમમાં ઉગ્રતર પ્રવેશ જેવું છે. અને ગુજરાતના સંસ્કારજીવનનું મહત્ત્વનું પ્રકરણ પણ છે. એમની 'વસુધાથી' દેવસુધાની આ યાત્રા વિશે જિજ્ઞાસુએ મારો શ્રી સુરેશ દલાલ સંપાદિત 'તપોવન'માંનો 'યાત્રા' વિશેનો લેખ જોઈ જવો જોઈએ. એ આખીય વાત ફરીથી

અહીં કહેવી ઉચિત નથી. પણ શ્રી અરવિંદ દર્શનની કલાયુકત ઉદ્ગીતિ — કહો કે એક શિખર—સુંદરમ્‌ની
'યાત્રા'માં સદાકાળ માટે અંકિત થએલ છે. શ્રી સુંદરમ્ ગુજરાતના શ્રેષ્ઠ અરવિંદ પ્રભાવિત કવિ છે. હજી
સુધી તો શ્રી અરવિંદનું 'શિવમ્' ગુજરાતીમાં શ્રી સુંદરમ્ દ્વારા 'સુંદરમ્' પણ બન્યું છે.

અહીં એક વાત નોંધવા જેવી મને લાગે છે. શ્રી અરવિંદદર્શન ગુજરાતી સાહિત્યમાં અંબુભાઈ પુરાણી
દ્વારા ગદ્યમાં આવ્યું હતું, પણ તે ફેલાયું છે 'પારિજાત' પછી, ને શ્રી અરવિંદની શાસ્ત્રીય ચર્ચા કે શિબિરો
ને સાધનાથી નહીં, તેટલું તેમની કવિતાના સીધા સ્પર્શથી થયું છે. દીવાથી દીવો પ્રગટે એમ. વધુ તો એ
એક એસ્થેટિકસના ભાગરૂપે પમાયું છે. સાધકોનીય બહાર. શ્રી સુંદરમે પાંડિચેરીથી 'દક્ષિણા' ત્રૈમાસિક શરૂ
કર્યું એમાં જે કાવ્યો પ્રગટવા લાગ્યાં તેમાં એવા કવિ પણ લખતા હતા જે રીતસરના સાધકો હતા નહીં;
એટલું જ નહીં શ્રી અરવિંદ—દર્શનથીય અનભિજ્ઞ હતા. શ્રી સુંદરમ્ શાળાના પ્રજારામે 'પદ્મા' ને 'નાન્દી'
દ્વારા, અનુવાદો ને સ્વતંત્ર સર્જન દ્વારા એ તંતુને કલામાં ઝંકૃત કર્યો છે. પ્રમુખ બીજા કવિઓમાં શ્રી
જયંત પાઠક, રાજેન્દ્ર, હરીન્દ્ર, સુરેશ દલાલ, ભરત ઠક્કર, રતિલાલ છાયા, દિનેશ માહૂલીકરની કવિતામાં એનું
અસરણન છે. કયાંક સાધક લેખેનું, ને વધુ તો aesthetic અનુભૂતિ જેવું. આમાંના કેટલાક શ્રી
અરવિંદની કંઠીવાળા નથી ને કયારેક સામ્યવાદી નિરીશ્વરરીતિની કૃતિઓ પણ લખતા માલૂમ પડયા છે; કેટલાક
તો કેવળ હતાશ ને નષ્ટ છે. પૂજાલાલ, સુંદરમ્, પ્રજારામ, ભરત ઠક્કર ને દિનેશ માહુલીકર સ્પષ્ટ રીતે
અરવિંદવાદી કવિઓ છે; જયારે બીજા વિશિષ્ટ ક્ષણે વિશિષ્ટ મનોદશાના કવિઓ છે; પણ કેવળ કલાની
દૃષ્ટિએ વિચારીએ તો કેટલાક ઉત્તમ ઉદ્ગાર પોંડિચેરીના આશ્રમ બહાર ગોંડલમાં પ્રગટયા છે. શ્રી મકરંદ દવે
સનાતન રીતિના મરમી કવિ છે. એમનું 'આવો' ભજન અરવિંદ-દર્શનના લેબલ વગર જ સુંદરમ્ કક્ષાના
તીવ્ર ઉદ્ગાર કાઢે છે :

'પડે પડ પ્રજાળો વહાલા વેગથી,
આપો અમને અગનના શણગાર.' (આવો)

આપણી રૂઢ ભજનરીતિ અને અરવિંદદર્શન—વિશેષની રીતિ કેટલાં લગોલગ ચાલે છે એ જોઈ જવા ભાવકે
મકરંદનાં 'સંજ્ઞા' ને 'સંગતિ' જોવાં જોઈએ.

રવીન્દ્રનાથની 'ગીતાંજલિ'માં જે પ્રાઞ્જલવાણીની પ્રેમલક્ષણાભક્તિ પ્રગટ થઈ તેથી યુદ્ધત્રસ્ત માનવ-
જાતને શાતા વળી હતી; એવું જ આશ્વાસક ને સંતર્પક ગાન શ્રી અરવિંદદર્શનની કવિતાનું છે. રવીન્દ્ર-
અરવિંદના ભેદ એટલે જ ગીતાંજલિ ને ગીતાના ભેદ. એક સહજ સાધના છે, જયારે બીજો તો કાર્યક્રમ
છે, ઉગ્ર ને ચુસ્ત. આપણી ત્રસ્ત ને ગ્લાનિપૂર્ણ વિશ્લથ મનોદશામાં શ્રી અરવિંદદર્શનયુક્ત કવિતા આપણને
શાંતિ અર્પે છે. શ્રી અરવિંદદર્શન માત્ર અત્યારે તો સામ્યવાદી નિરીશ્વરતાની મહાપ્રવૃત્તિ સામે ટકી રહ્યું
છે ને માનવજાતિને આવતી કાલનો વિકલ્પ પૂરો પાડે છે. આજે ગુજરાતી કવિતા 'છિન્નભિન્નતા ને
હતાશાની, લાગણીની નિષ્ક્રિય મરુભોમ બની છે ત્યારે શ્રી સુંદરમ્ આદિનું આ શ્રદ્ધાગાન આશ્વાસક નીવડે
તેવું નરવું ને પ્રવૃત્તિપ્રેરક દેખાય છે.

શ્રી અરવિંદ પ્રભાવિત કવિતાએ ગુજરાતી ભાષાને શું આપ્યું, એનું ટકાઉ પ્રદાન શું? તો શું કહીશું?
આ દર્શન-પ્રભાવિત કવિતાએ જ અરવિંદનું, અન્યથા દુર્બોધ, દર્શન સહજ ને સરલ કરી આપ્યું છે. ગુજરાતી
ભાષાને સુવર્ણ રણકાયુક્ત પ્રબલ ને સ્નાયુબદ્ધ ભાષા આપી છે. શ્રી અરવિંદની પરિભાષા હસ્તામલકવત્ કરી
આપી છે. શ્રી અરવિંદના ને માતાજીની કૃતિઓના કેટલાક અધિકારીઓના હાથે અનુવાદ થયા છે.
કેટલાંક ઉત્તમ સઘન સૉનેટો તો કેટલાંક 'મેરે પિયા' જેવાં પ્રાંજલ ગીતો આપ્યાં છે. દયારામ પછી
ગુજરાતીમાં એકાએક ફૂટી નીકળેલ પાર્થિવ રસ વચ્ચે આધ્યાત્મિક પીઠિકા દૃઢ રીતે સ્થાપી આપી છે.
વિશ્લથ ને વિરતિપૂર્ણ ચૈતન્યમાં અમૃતની તાજગીપૂર્ણ લહર ફેલાવી છે. ઈશ્વરને વચ્ચે રાખી માનવજાતને
સામ્યવાદથીયે વિશેષ સુખી કરી શકાશે એવી શ્રદ્ધા ચીંધી છે ને માનવજંતુને પરમાત્માના પાટવી વારસદાર

તરીકેનું ગૌરવ આપ્યું છે. પશ્ચિમની સામે હજીય જગદ્ગુરુ થવા માટેની ભારતની લાયકાતનું વધુ એક પ્રમાણપત્ર મેળવ્યું છે; એટલું જ નહીં ડાર્વિનના વૈજ્ઞાનિક પ્રગતિવાદ સાથે ભારતીય વૈજ્ઞાનિક પ્રગતિવાદની સંકલિત વિચારણા રજૂ કરી છે; એટલું જ નહીં માનવજાતિ માટે હજીય ઊંચા પુરુષાર્થની આશાસ્પદ પ્રેરણા ને કાર્યક્રમ આપ્યાં છે. યોગ એટલે જ કર્મનું કૌશલ; તો યોગ દ્વારા કવિકર્મનું કૌશલ કેમ ન વધે? આ પ્રશ્નનો કવિઓ દ્વારા બરાબર ઉત્તર અપાય તો આ દિશાની કવિતાને કૃતકતાનું ઓઠું નહીં પડે, કારણ કે યોગ અને કલાનો હેતુ એક જ છે.—સ્વરૂપનું સંધાન.

## AMIDST THE ROARING LIONS

It was past midnight, when we had covered twenty miles from Jinja. All the while, crickets and insects hummed their monotonous tune in the lonely forest and beasts of prey roared or screamed at us. At any moment, a lioness or a lion would peep out of the dreary bushes and stare at us with its fiery mane. There were no asphalt roads in those days. Unmetalled roads circuitously made a long detour through thick forests, and bullocks pulled the native carts through the uneven and winding jungle-paths. Beasts of jungle often attacked unfortunate travellers and devoured them in broad daylight. When Iganga was only ten miles away, the man saw, in the dim light of the lantern he carried in his hand, a lion and a lioness walking in front of us. The royal couple of the jungle looked at us, stared at the lantern-holder and roared at us. The man with the lantern got panicky and ran away into the jungle throwing away the burning lantern on the ground. The lantern soon caught fire and it burned more violently. I lost no time in taking stock of the situation I was in, tried to climb up a nearby tree, but could not do so, as it was thorny. The lions got frightened at the burning lantern and filled the whole jungle with their resounding roars that echoed across the turbulent sky. I was speechless and prayed that I might be saved from this deadly predicament. It was really God's grace that I did not succumb to the disastrous situation, but kept myself calm. The labourers, who ran away into the thick jungle, began shouting in order to scare away the lions. Unmoved and undaunted the lions went back into the thick bushes of their own accord. The men returned but could not utter a word. On my part I also kept a discreet silence. They again placed me into the palanquin and continued to move along the rocky path, till we reached Iganga after midnight.

( From "Dream Half-Expressed" ) **-N. K. Mehta**

## ☆ ☆ ☆ 'સરસ્વતીચંદ્ર'માં શ્રી. ગો. મા. ત્રિ.નું સંસ્કૃતિદર્શન

પ્રાધ્યાપક : **શ્રી. ઉપેન્દ્ર છ. પંડ્યા, એમ. એ.**

'સરસ્વતીચંદ્ર'ની જે મહત્તા છે તે મુખ્યત્વે કલાકૃતિ તરીકે જ છે. એમાં જે અભિવ્યક્ત થયું છે ને જે રીતે અભિવ્યક્ત થયું છે, તે બંને અસાધારણ છે, મહાન છે. શબ્દાર્થની જેમ આ બંને સંપૃક્ત છે. તેમ છતાં અહીં તો ધર્મ ને સંસ્કૃતિ વિશે 'સરસ્વતીચંદ્ર'માં ગોવર્ધનરામે જે કંઈ સીધી-આડકતરી રીતે એમના વક્તવ્યમાં દર્શાવ્યું કે સૂચવ્યું છે તે જ તારવવા-તપાસવાનો પ્રયાસ છે.

ભારતીય સંસ્કૃતિમાં ઐહિક જીવનની કયાંય ઉપેક્ષા નથી, પણ ભારતના સંસ્કૃતિ-ઘડતરમાં સૌથી વધુ ભાગ ધર્મે ભજવ્યો છે. ધર્મ જ સંસ્કૃતિના પર્યાય જેવો બની રહ્યો છે. ગોવર્ધનરામ જેવા ચિંતકસર્જકનું દર્શન આથી જ—ભૂતકાળ કે વર્તમાનકાળ જ નહિ, ભવિષ્યની દૃષ્ટિએ પણ—ધર્માભિમુખ કે ધર્મપ્રધાન હોય તો તે સ્વાભાવિક છે.

પણ ધર્મનું તત્ત્વ કંઈ ઓછું ગહન છે? જ્ઞાનની ભૂમિકા ઉપર, શુદ્ધાશુદ્ધ વિચારની ભૂમિકા પર, માણસ કંઈ જુદું જ માનતો હોય ને એનું આચરણ એથી સાવ જુદું—વિપરીત કે વિરુદ્ધ દશાનું હોય! મહાભારતકાર વ્યાસે માર્મિકતાથી નીરખ્યું છે તેમ, ભાઈ-ભાઈ વચ્ચેના યુદ્ધનું—પાંડવો સાથેનાં યુદ્ધનું—પરિણામ કેવું અનર્થકારી, અતિવિનાશક આવશે તે શું દુર્યોધન નહોતો જાણતો? એ જીતવાની આશા રાખતો હોય તોયે એ વિજય પરાજય જેટલો જ વસમો થઈ પડવાનો હતો. વિદુર જેવા ય એને સમજાવે છે, ત્યારે એ તો લાચારીથી કહે છે: "જાનામિ ધર્મં ન ચ મે પ્રવૃત્તિ:, જાનામ્યધર્મં ન ચ મે નિવૃત્તિ:"—"ધર્મ શું છે તે હું જાણું છું પણ પાળી નથી શકતો કે ને અધર્મ શું છે તે જાણું છું છતાં તેમાંથી પાછો ફરી શકતો નથી." આ સ્થિતિ વત્તેઓછે અંશે સૌ માનવીઓની છે. એમ તો અર્જુનનું જ પાત્ર જુઓને! આટલો જ્ઞાની, આટલો સમજણવાળો, પણ લડાઈ ખરેખર મંડાઈ ત્યારે ફરી બેઠો! સગાસંબંધી સામે લડવામાં ધર્મ નથી તે એને સમજાયું, પણ સામે પક્ષે જે સદંતર અધર્મ હતો તેને દૂર કરવાનો ધર્મ એના જેવા વીરને ન સમજાયો. કૃષ્ણ જેવાએ સાચી કર્તવ્યબુદ્ધિ એનામાં ન જગાડી હોત તો?

પણ, ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'માં તેના નાયક-નાયિકા એવાં ઘડયાં છે જે પોતાને સૂઝતા ધર્મનું પાલન કરવાને સતત ઉદ્યુક્ત છે; એટલું જ નહિ, પણ ધર્મપરાયણ જીવન જીવવામાં જ એમની દૃષ્ટિએ સાર્થકતા છે. સુંદરગિરિના સાધુઓ ને સાધવીઓ દ્વારા, એમને અપાયેલા પંચરાત્રિનિવાસ દરમિયાન બંનેને પોતાના મહાધર્મનું ભાન થાય છે ને તેથી પોતાના સ્નેહમય સહજીવન પરત્વે છેવટનો નિર્ણય એ જે કરે છે તે જેટલો ધર્મથી પ્રેરાયેલો છે તેટલો જ તેમને—સરસ્વતીચંદ્રને વિશેષ કરીને—પોતાના ભવિષ્યના મહાધર્મ પ્રતિ લઈ જનારો છે.

ગો.મા.ત્રિ.એ આ ગ્રંથમાં, ગૃહ, ધર્મ, રાજ્ય, શિક્ષણ, સમાજ, રાજકારણ, સંસ્કૃતિ પરત્વે જે વિચારણા રજૂ કરી છે તે માત્ર ગુજરાત પૂરતી સીમિત નથી રહી, એમાં સર્વત્ર ભારતીય જીવનદૃષ્ટિ કેન્દ્રરૂપે છે; ને છતાં તેમાં પુરાઈ જવાને બદલે, જેના સંપર્કમાં ભારતને આવવાનું થયું તે પશ્ચિમી દૃષ્ટિના પ્રકાશમાં ભારતીય જીવનપદ્ધતિ ને મૂલ્યોનું યથાશક્ય શોધન ને સંવર્ધન કરવાનો પ્રયાસ પણ થયો છે. એટલે ભારતીય જીવનદૃષ્ટિના નવઘડતરની દૃષ્ટિએ આ પ્રયત્ન સહેજે નોંધપાત્ર બની રહે છે.

'સરસ્વતીચંદ્ર'કારની દૃષ્ટિએ આ ધર્મતત્ત્વ હવા જેટલું સૂક્ષ્મ તેમ વાયુ જેટલું સર્વસંચારી ને પરમ ચૈતન્યદાયી છે; માટે જ જીવનના તળથી ઘૂમટ સુધી અણુએ અણુમાં તે વ્યાપી જવું જોઈએ. જીવનના

ચતુર્વિધ પુરુષાર્થોમાં ધર્મ અગ્રેસર છે એટલું જ નહીં, ઇતર પુરુષાર્થો પણ ધર્મપ્રેરિત હોય, એનું પ્રતિફલન પણ ધર્મરૂપ હોય. એ વિના મુક્તિ પણ મિથ્યાભાસ જેવી બની રહે, અથવા આચાર્ય આનંદશંકરના શબ્દોમાં કહીએ તો, "સિપાઈના પહેરા બદલાય તેમ વ્યવહાર અને પરમાર્થના, વા ધર્મ, અર્થ અને કામના પહેરા બદલાતા નથી. ધર્મના અંતઃપ્રવેશથી અર્થ અને કામ પવિત્ર અને સપ્રયોજન બને છે. ".[1] ગો.મા.ત્રિ.ની ધર્મભાવનાની વિશેષતા એ છે કે એમણે જીવનના સર્વ પ્રાણ-પ્રશ્નોમાં એને કેન્દ્રસ્થ ગણી છે. તે વ્યવહાર-જીવનમાં પણ જ્યાં મતિ મૂંઝાઈ જાય ત્યાં એનું અવલંબન લેવામાં જ એમણે માનવજીવનનું પરમ શ્રેય માન્યું છે.

એમની ધર્મદષ્ટિ જેટલી વ્યાપક ને ઉદાર છે, જેટલી દૂરગામી છે, તેટલી વસ્તુના હાર્દમાં ઊંડે સુધી જનારી પણ છે. ગોવર્ધનરામે આ ચર્ચામાં ધર્મને નામે પણ જે અધર્મ થાય છે, અતિધર્મ થાય છે, ધર્મ વિશેની ગેરસમજથી, ધર્માંધતાથી, જીવનના કર્તવ્ય-કર્મો પ્રત્યે ઉદાસીનતા જન્મે છે, તે પ્રત્યે કેટલીક સાચી ટીકા કે ટકોર, બંને કર્યાં છે.

એમની દૃષ્ટિએ જો ઐહિક જીવન ધર્મપરાયણ બનવા છતાં પાંગળું ને દરિદ્ર હોય, તો એનો અર્થ એ થયો કે માનવસમાજમાં જીવનના ચારે પુરુષાર્થોની સમ્યક પ્રતિષ્ઠા થઈ નથી; તેથી એવું જીવન સાચા અર્થમાં ધર્માનુરૂપ ન ગણાય. આપણે વધુ પડતા ધર્મપરાયણ બની જઈ, જીવનનાં બીજાં અંગોની ઉપેક્ષા કરી, ઈહ જીવન ઉપર ઓછો ભાર મૂક્યો, આ જગતનો નિષેધ કરી, બ્રહ્મને જ સત્ય માની, જીવનમાં નિષ્ક્રિયતાને નોતરી, આપણે વધુ પડતા આત્મપરાયણ, અંતર્મુખ ને એકાંતસેવી બની ગયા; તેથી જ આપણો સાંસ્કૃતિક હ્રાસ થયો. એટલે જ, ભગવાં કાઢીને પણ હૈયે ભગવો રંગ લગાવીને, સરસ્વતીચંદ્ર સંસારમાં પાછો આવે છે; અને એમાં જ ગો.મા.ત્રિ.ની દૃષ્ટિએ સાધુજીવનની સાર્થકતા છે. ગો.મા.ત્રિ.ની ધર્મભાવના આમ ઐહિકતાનો તિરસ્કાર કરતી નથી એટલું જ નહિ, ઐહિક જીવન સમુન્નત બને, ચારે બાજુથી વિકસે, એ એને અત્યંત ઇષ્ટ છે, પણ આ ઐહિક જીવનની ઉન્નતિ ઉચ્ચતર જીવનને અનુરૂપ હોય, અવરોધરૂપ ન હોય. માણસ તેના ધર્માનુભવમાં સાવ અકર્મણ્ય બની જાય, આ જગત પ્રત્યે ઉદાસીનતા કેળવે તે ઇષ્ટ નથી. એટલે જ સુંદરગિરિ પર પહોંચી આત્મમંથન અનુભવતાં, પોતે કરેલો ગૃહત્યાગ આત્મઘાતી પગલું હતું એમ સરસ્વતીચંદ્રને લાગે છે ને તેથી એ સ્વગત બોલે છે: "આ એક વિશ્વરૂપ શરીર એક આત્માથી સંધાયું છે, ઊભું છે, અને એ આત્માની ઇચ્છાથી શાંત થશે . . . આ સર્વ વ્યક્તિશરીરો—વ્યષ્ટિરૂપો—તે એક જ સમષ્ટિશરીરના અવયવ છે. હું જેને મારું શરીર કહું છું તે આ મહાન શરીરનો અંશ છે અને તેથી મારું નથી. એ જ મારું શરીર કુટુંબનો અંશ છે. . . . આ દેશનો અંશ છે, મનુષ્યલોકનો અંશ છે . . . એનો વ્યય પુણ્યકાર્યને અર્થે કરવો એ વ્યય નથી . . . સરસ્વતીચંદ્ર! તેં કયા પુણ્યકાર્યને અર્થે આ દુષ્ટ વ્યય કર્યો?"[2] આમ ગો.મા.ત્રિ. દર્શાવે છે કે સમાજ વ્યષ્ટિનો બનેલો છે એમ કહેવા કરતાં, વ્યષ્ટિ તો સમષ્ટિશરીરનાં અવયવો છે, એના અંગરૂપ—અંશરૂપ છે, એમ કહેવું વધુ સયુક્તિક છે: ને તેથી વ્યક્તિમાત્ર સમષ્ટિના કલ્યાણ માટે મથે એ અતિ સ્વાભાવિક છે, કેમ કે સમષ્ટિ દ્વારા જ વ્યષ્ટિ-અંગ પોષાતું અને રક્ષાતું હોય છે.

આમ ગોવર્ધનરામની ધર્મભાવનાની વિશેષતા એ છે કે એ લોકસંગ્રહ—લોકકલ્યાણ તરફ વારેવારે વળે છે, એને જ સતત ને સર્વથા કેન્દ્રમાં રાખે છે. એમની દષ્ટિએ લોકકલ્યાણની ઉપેક્ષા, પરમ માનવસત્યની અવગણના દ્વારા જ થઈ શકે. 'ચંદ્રકૌશિક'માં દર્શાવ્યું છે તે આ લેખકે 'સરસ્વતીચંદ્ર'માં નિરૂપ્યું છે તેમ, ધર્મ,

---

૧. "આપણો ધર્મ" (પ્ર. આ. પૃ. ૫૫).

૨. 'સરસ્વતીચંદ્ર' તા. ૪, પૃ. ૮–૯

ભલે બધાં ભુવનોને ધારી રહે; પણ એનેય ધારણ કરનાર—બધાંના આધારરૂપ—છેવટે તો સત્ય છે.[3] 'મનુષ્યના જીવનનો ને તેના સર્વ ઉચ્ચાગ્રહોનો સ્તંભ સત્ય ઉપર ટકેલો છે." એ સત્યધર્મ જ સર્વોપરિ છે. ને એ માટે માનવીનો પુરુષાર્થ જરા પણ મોળો પડવો જોઈએ નહિ. મહાભારતકારે રાજાના ધર્મને ઉત્થાન-ધર્મ કહેલો છે; એ એનો નિત્યધર્મ છે. આ ઉત્થાનધર્મ સૌ માનવીઓ માટે પણ છે. કેમ કે "જો લેતાં આવડે તો પૃથ્વીમાં સોનાના ફૂલની વાડીઓ ઠેકાણે ઠેકાણે છે. શૂર, વિદ્વાન ને સેવા કરી જાણનાર તે ફૂલો ચૂંટે છે."[4] પણ આ માટે પુરુષાર્થ કર્યા વિના કશું ન વળે, કશું ન મળે. તેથી જ 'ઉરે ઓ એકલી તું—તું!' ગાતો સરસ્વતીચંદ્ર સુંદરગિરિને શૃંગે પહોંચી નવી જ દૃષ્ટિ પામે છે ને "જનપશુજગના કલ્યાણયજ્ઞ પર હોમું અંગ સૌ મારાં", એ પ્રકારનો દૃઢ સંકલ્પ એના દેશબાંધવોનું દુ:ખ દેખીને કરે છે.

ગોવર્ધનરામ લોકકલ્યાણની ભાવનાને અર્થે માણસને આમ સત્યવ્રતી ને પુરુષાર્થી બનેલો જોવા ઝંખે છે. એમની દૃષ્ટિએ આ માટે એકલા પ્રતિકાર — Remedial — ધર્મ પૂરતા નથી, ઉદ્‌ભાવક — Constructive— ધર્મ પણ જોઈએ. ગો.મા.ત્રિ. આ જ ગ્રંથમાં જણાવે છે તેમ, "... જે મનુષ્યોની બુદ્ધિ અને વિદ્યા વધે છે તેમનો અધિકાર વધે છે અને જ્ઞાતિના, લોકાચારના, શાસ્ત્રના, અને મહાત્માઓના અધિકાર ખસવા માંડે છે."[5] પરંપરાના દાસ બનવાનું એમને ઇષ્ટ નથી જ. સંયુક્ત કુટુંબની, નારી જીવનની, લગ્નજીવનની, જ્ઞાતિની, સામાજિક સંબંધોની, જે કંઈ સમસ્યાઓ હોય તે તોડવી તો સહેલી છે, પણ જે તોડયું તે જોડવા માટે, સમજી વિચારીને, એ એમનું કહેવાનું છે. ભારતની જે અધોગતિ થઈ છે, તે પરતંત્ર દશાને એ પામ્યો છે, તેમાંથી એને મુક્ત કરવા માટે દેશકલ્યાણની ભાવનાવાળાં સ્ત્રીપુરુષોની તો ઘેરેઘેર જરૂર છે. ગોવર્ધનરામ રાષ્ટ્રીય ભાવનાના ઉદ્રેકથી કહે છે; "ગુરુત્વાકર્ષણ સર્વ પરમાણુઓમાં પરોવાઈ જાય છે તેમ દેશમાં વિદ્વાનો જોઈએ છે, દેશવત્સલ પુરુષો જોઈએ છે, શ્રીમાન પુરુષો જોઈએ છે, વિચારકો જોઈએ છે, ઉત્સાહકો જોઈએ છે, કાર્યગ્રાહી પુરુષો જોઈએ છે, સુધારકો જોઈએ છીએ છે, લોકવર્ગના પ્રીતિપાત્ર જનો જોઈએ છે. અંગ્રેજોના પ્રીતિપાત્રજનો જોઈએ છે, ઉદરચિંતાથી મુક્ત ને અવકાશવાળા જોઈએ છે, અને બીજું ઘણું ઘણું જોઈએ છે."[6]

આમાં એકલા પુરુષની પ્રગતિથી પણ ન ચાલે એ તો દેખીતું છે. બધે ગુણસુંદરીઓ નથી, કુમુદોને કુસુમોય નથી; ગંગાભાભી ને કુમુદ કે સુંદર કરતાંય વધુ કરુણ જીવન કેટલાંયે જીવે છે ને ઊંકારોયે કરતાં નથી. સ્ત્રીજાતિના આ ઉદ્ધાર અર્થે આપણું લગ્નજીવન, કુટુંબજીવન, રાષ્ટ્રીયજીવન, કેટલાક ધરમૂળથી ફેરફાર માગે છે.

પોતાને અતિ પ્રિય એવી પંચમહાયજ્ઞની ભાવના દ્વારા ગોવર્ધનરામ આપણા જીવનની મર્યાદા, દષ્ટિની સંકુચિતતા, સામાજિકતાનો અભાવ ને નારી પ્રત્યેની પુરુષોની ગુરુતાગ્રંથિ (Superiority Complex) દૂર કરવા મથે છે. હિંદુ સંસારમાં માતાપિતા પોતાની જ ઇચ્છા મુજબ સ્ત્રી-પુરુષ પુત્ર-પુત્રીને દોરવા—ઘડવા મથે છે. તે પણ બરાબર નથી. પોતાનાં સંતાનોને માતાપિતા પોતાના તરફના કર્તવ્યબંધનમાં સમજ-અણસમજથી બાંધે છે, તેથી સંતાનોના બીજા યજ્ઞો — મનુષ્યયજ્ઞ, ભૂતયજ્ઞ, દેવયજ્ઞ, બ્રહ્મયજ્ઞ — અધૂરા રહે છે કે એમાં વિઘ્ન આવે, તે પણ અધર્મ જ છે. હકીકતે પુત્ર પુરુષાવસ્થા પામે પછી તે માતપિતાથી અનાજ્ઞેય ગણવો જોઈએ.

---

૩. એજન, પૃ. ૪૬
૪. એજન, પૃ. ૯૪
૫. એજન, પૃ. ૭૮૧
૬. એજન પૃ. ૧૪૫

પિતા એને જ એ વિદ્યાદાન આપે, આપવું જોઈએ. તે તો જાતે ઉત્પન્ન કરેલા બાળકને ધાવણ આપવા જેવું, પોતે વાવેલા છોડને પાણી પાવા જેવું છે. પુત્ર તેના બીજા યજ્ઞો અધૂરા હોય તે તેથી એમાંથી છૂટવા મથે ત્યારે રોવા બેસવું એ તો 'ભસ્મને અગ્નિ કહેવા જેવું' છે. જો આ પુત્ર પરત્વે, તો પુત્રી પરત્વે આથીયે વિશેષ કાળજી રાખવાની રહે છે. લગ્ન વિષે કશી જ સમજદારી ન ધરાવતી પુત્રીને તેની અપક્વ અવસ્થામાં પોતાની ઇચ્છા મુજબ ગમે ત્યાં પરણાવી દેવી એ તો અત્યાચાર જ છે: કેમ કે સ્ત્રી તો સમાજના સંપ્રત્યયોને કારણે લગ્નના બંધનમાં જીવનભર બંધાયેલી જ રહે છે. ગૃહજીવનની ધરી પણ સ્ત્રી જ છે. માટે જ બાળકની બુદ્ધિ માતાપિતાની બુદ્ધિમાં કેદ ન થવી જોઈએ. તેને માટે "વિદ્યા એ અન્ન છે, વિચાર એ વ્યાયામ છે, સ્વતંત્રતા એ તેના પ્રાણનું પોષણ કરનાર પવન છે, ઉત્સાહ એ એની ક્રીડાભૂમિ છે, અને સંસારનું અવલોકન એ એને જીવન આપનાર પાણી છે."[7] કુમુદસુંદરી પ્રત્યેની સાચી ફરજ સરસ્વતીચંદ્ર જેવો ભાવનાશાળી જુવાન પણ ન સમજ્યો તે અતિથિયજ્ઞમાં આવા આમંત્રિત અતિથિની આહુતિ આપવા જેવું થયું. અરે, કુમુદનાં માતાપિતા પણ ન સમજ્યાં, સરસ્વતીચંદ્રના આવા અનુભવ પછી પણ ન સમજ્યાં; ને બીજી વખતે પણ ઘર સારું છે માટે વર પણ સારો જ હશે એમ માની લીધું. કુમુદને પૂછવાનુંયે ન રાખ્યું, ને એનું જીવન બીજી વાર હોમાઈ ગયું. એટલે જ ગો.મા.ત્રિ. આ યજ્ઞ-ભાવના નવયુગના સંદર્ભમાં સાચી રીતે સમજવા-સમજાવવા મથે છે. પ્રીતિથી સધાતા અદ્વૈત વિના જ્યાં સ્થૂલ શરીરો જ વિવાહથી જોડાય છે ત્યાં માત્ર "અનિત્ય આતિથેય" જ છે, એમ લેખક જણાવે છે. આમંત્રિત અતિથિ (સ્ત્રી)ની યોગ્યતા વિચારવાની હોય તોયે તે આમંત્રણ કરવા પહેલાં વિચારવાની છે, આમંત્રણ પછી તે વિષે વિચારવું એ તો સર્વથા અધર્મ્ય જ છે. સરસ્વતીચંદ્ર ગૃહત્યાગનો એકપક્ષી નિર્ણય લીધો, કુમુદને પૂછયું પણ નહિ, તે અનુચિત જ હતું.

પણ આ યજ્ઞભાવનાયે ખોટી સમજાયાથી ઘણી વાર અહિત થાય છે. સર્વભૂત પ્રત્યે દયા રાખવાનો સૌનો ધર્મ છે; તેમ છતાં આ દયા એવી તો ન જ હોય કે જેથી યજ્ઞ-પશુ કે યજ્ઞવેદી માટે ભય ઊભો થાય અથવા મહાયજ્ઞ જ બંધ કરવો પડે. બીજી રીતે કહીએ તો દયા પણ સાધન છે, સાધ્ય નથી. પણ સીતા જેવાં સીતાયે આ વીસરી ગયાં ને તેથી તે રાવણના હાથમાં ગયાં. આમ ધર્મમાં એવો અતિરેક ન થવો જોઈએ કે ધર્મ અતિધર્મ બની જાય ને તેથી જે ધર્મ સાચી રીતે બજાવવાનો હોય તે જ ખંડિત થાય.

ધર્મને આમ અતિધર્મનો જેમ ભય છે, તેમ ધર્માભાસનો પણ ભય છે. નિઃસત્ત્વ કે નિઃસાર રૂઢિઓ ધર્માભાસ જેવી બની રહે છે. દ્રોણ જેવા વિદ્યાગુરુ જેનું અન્ન ખાધું તેના પક્ષમાં રહેવાનો પોતાનો ધર્મ માને: ભીષ્મપિતામહ જેવા પણ સત્ય કે માનવકલ્યાણની દૃષ્ટિએ ન વિચારતાં કૌરવોને પક્ષે રહે, ત્યારે પ્રાચીન પરંપરા, ડહાપણ ને પુરાણ અનુભવની મૂર્તિ જેવા ભીષ્મપિતામહ પણ કાં ધૂંધળું જુએ છે, કાં જે વિચારે છે તેને આચારમાં મૂકવાનું બળ ધરાવતા નથી એમ માનવું પડે. છતાં ગોવર્ધનરામ દર્શાવે છે કે ભીષ્મપિતામહની જેમ આવી રૂઢિઓ ખખડી ગયા પછી પણ શરશય્યા પર જીવે છે. પણ આવી રૂઢિઓના દેહમાં અનેક છિદ્રો પડવાથી તે દૈવત વિનાથી બની રહે છે ને એટલું જ પૂરતું છે; કેમ કે એ સાવ તોડી નાખવામાં ઉપાય કરવા જતા અપાય થઈ જાય. આ રૂઢિઓને ગો.મા.ત્રિ. રાફડાના પોલા ઢગ સાથે સરખાવે છે. ભારતની પ્રજા, રાફડામાંના જંતુની જેમ સદીઓથી જીવી રહી છે ને તે એ રાફડા ઉપર પણ નવા

---

૭. એજન, પૃ. ૧૭૭

यथा प्रियन्ते भुवनान्यपूर्ति ।
सत्यं च मां तत्सहितं विभति ।।
सुवर्णपुष्पितां पृथ्वी मित्वन्ति पुरुषाम्मयः ।
शूरश्च कृतविघश्च यश्च मनानि सेवितम् ।।

બેટ ને થરના થર બંધાતા ગયા છે: પણ એની નલિકાઓમાં કેટલેક સ્થળેથી રંગીન-રજોગુણી પ્રકાશ દેખાય છે, તો કેટલેક સ્થળેથી શાંત શ્વેતપ્રકાશ પણ દેખાય છે. તમોબુદ્ધિવાળા જંતુરૂપ મનુષ્યોએ પાડેલાં દરથી, ઊધઈ ને કરોળિયાનાં જેવાં જાળાંથી આ માટી મૂળ જર્જરિત થઈ ગઈ છે. વળી હવે તો પાશ્ચાત્ય સંસ્કૃતિના પવનો જોસભેર ચોમેર ફૂંકાવા લાગ્યા છે ને એના ઝપાટાથી જ જ્ઞાતિના થાંભલાઓ કંપવા લાગ્યા છે, પોલાણમાંથી માટી ખરવા લાગી છે ને તેના એવા ઢગલા થવા માંડ્યા છે કે તેને આંખો મીંચીને તોડવા મથનારા કેટલાયે એમાં દટાઈ ગયા છે. એની નીચે જેમ અળશિયા છે તેમ જ્યાંથી રંગીન પ્રકાશ આવતો હતો તે નળીઓના વડવાઈ જેવાં મૂળ પર શાસ્ત્રકારો, સ્મૃતિકારો ને પુરાણકારોરૂપી-સંરક્ષકબુદ્ધિ ધરાવતા — નાગલોક લટકી રહ્યા છે. એ વિષધર છે, પણ એ જ મણિધર છે. એટલે રાફડાઓ તોડતાં આ મહામૂલ્યવાન માણસો, રત્નો, એ સાત્ત્વિક શુભ્ર પ્રકાશના સ્તંભો, સદંતર નાશ ન પામે તેની પણ કાળજી રાખવાની છે. અર્થાત્ ભારતીય સંસ્કૃતિમાં જડ જેવું ઘણુંયે હતું ને છે; પણ કશું નિર્ભેળ સારું કે નિર્ભેળ ખરાબ હોતું નથી; એટલે કુહાડા, કોદાળી ને પાવડા લઈ તોડી-ઉશેટી નાખતાં પહેલાં જોવાનું એ છે કે તોડનારી શક્તિ એળે ન જાય, જે ક્ષણિક ને સત્ત્વહીન છે તેની ભેગું જે સ્થિર, સંગીન તે સાત્ત્વિક છે તે ઉશેટાઈ ન જાય. એ કરતાં ધીરજથી, કુનેહભરી — સંનિષ્ઠાભરી, સૂઝ દ્વારા, વિજ્ઞાનના — નૂતન બળોના — નવા રસાયણ દ્વારા આ રાફડા એની મેળે ઓગળી જશે ને જે સત્ત્વ હશે તે ઉપર આવી ટકી રહેશે. લેખકના જ શબ્દોમાં જોઈએ તો: "It is resultless and needlessly dangerous to delve these hollow crumbling all-absorbing hillocks. Follow rather the lights that have created them. . . . Bring but the rich chemicals that will melt and not destroy these sandy piles."[૮]

આ સાથે, જૂની રૂઢિઓનું ઉચ્છેદન કરી પશ્ચિમના અંધ અનુકરણમાં રાચવું એ પણ એવી જ બીજા છેડાની ભૂલ છે. પશ્ચિમી સંસ્કૃતિમાંથી આપણે ઘણું લેવા જેવું છે તે ખરું: પણ પશ્ચિમને આપવા જેવુંયે આપણી પાસે ઓછું નથી. એટલે વધુ પડતા પશ્ચિમથી અંજાયા વિના આપણા દેશકાળને અનુરૂપ રચના આપણે કરવાની છે. હકીકતે ધર્મ પણ બે પ્રકારનો સંભવે છે; જેને દેશકાળનું કોઈ બંધન નથી તેવો સર્વવ્યાપી સનાતન ધર્મ ને દેશકાળથી જે આબદ્ધ છે, સીમિત છે, તેવો વિશેષ ધર્મ. આ વિશેષ ધર્મની વ્યવસ્થા પણ લોકકલ્યાણને અર્થે જ મૂળ તો હોય છે. પણ "સનાતન ધર્મ આહાર જેવો છે; વિશેષ ધર્મ ઔષધ જેવા છે. ઔષધકાળે ઔષધ અને આહાર-કાળે આહાર રાખવા એવી સનાતન ધર્મની જ વ્યવસ્થા છે." એ રીતે લગ્નમાં પ્રીતિ સનાતન ધર્મના અંગ જેવી છે. પણ ભારત દેશમાં બાળલગ્ન વ્યાપક બન્યાં એ તો દેશકાળાનુરૂપ વિશેષ ધર્મની વ્યવસ્થા હતી ને તેથી તેનું મહત્ત્વ સાપેક્ષ જ હોય, સર્વકાલીન નહિ. સનાતન ધર્મની દૃષ્ટિથી જ સાધુઓ કુમુદના લગ્નસંબંધને નિહાળે છે.

સરસ્વતીચંદ્ર ને કુમુદસુંદરી સુંદરગિરિના સાધુસાધ્વીઓની વચમાં રહે છે. સિદ્ધલોકમાં વિહરે છે, ને એ અવસ્થામાં સંસારના સંપ્રત્યયોથી — લોકમાન્ય ધર્માધર્મથી મુક્ત છે—. એટલે જ મોહિની મૈયા પ્રમાદધન સાથેના કુમુદના લગ્નને 'વંચનાલગ્ન' ગણે છે; કેમ કે પ્રીતિમૂલક સંબંધની દૃષ્ટિએ એનો સાચો પતિ પ્રમાદધન નહિ, પણ સરસ્વતીચંદ્ર છે. પ્રમાદધન તો માત્ર એના શરીરનો સ્વામી છે ને તેથી 'જાર' છે. એટલે સુધી એ તો કુમુદને સમજાવે છે. પણ સંસારના સંપ્રત્યયોનો ત્યાગ કુમુદ માટે એટલો સરળ નથી. તેથી સુંદરગિરિનાં સાધુસાધ્વીઓ આ બે વ્યથિત હૃદયોનો સૂક્ષ્મ સમાગમ ઇષ્ટ ને આવશ્યક માને છે. એમના સ્થૂળ સમાગમ બાબત એ સર્વથા નિ:સ્પૃહ છે. આ સાધુસાધ્વીઓ માને છે કે જ્યાં સુધી આ બે સંતપ્ત હૃદયોના સૂક્ષ્મ કામ તૃપ્ત ન થાય ત્યાં સુધી હૃદયગ્રંથિઓ ભેદાવાની નથી; ને તેથી નથી તો એમનું કલ્યાણ થવાનું,

---

૮. એજન, પૃ. ૫૯૯

નથી જગતનું કલ્યાણ એમનાથી શક્ય બનવાનું. આ બંનેના સૂક્ષ્મ શરીરનો સમાગમ રચવામાં ચંદ્રાવળી મૈયા જે ભાગ ભજવે છે તે અસાધારણ છે. ગો.મા.ત્રિ.ની ધર્મભાવના ને લોકકલ્યાણનો આદર્શ કેવાં સંયુક્ત છે, ને કોઈ સંસારીજન ન કહી શકે, ન કરી શકે, તે કહેવા-કરવામાં, સરસ્વતીચંદ્રને કુમુદનો પતિ ને પ્રમાદધનને 'જાર' ગણવામાં, આ સાધ્વીઓ ને સાધુઓ સંસારની રૂઢિથી પર જઈ કેવો પ્રગલ્ભતાભર્યો અભિગમ ધરાવે છે, તે પણ જણાશે. જે વિચારણા અન્યથા કોઈએ સ્વીકારી નથી, પ્રમાદધનને કોઈ 'જાર' કહે તે કુમુદ કદી સ્વીકારત નહિ, તે સાધુજનો દ્વારા નવી દૃષ્ટિથી રજૂ થતાં, એને માટે વિચારણીય બને છે. સુંદરગિરિ પર જ આ બે આત્માઓનું આવું એકાંત મિલન શક્ય બને છે, એ પણ ખાસ નોંધપાત્ર છે. જો કે સુંદરગિરિ પર પણ શાંતિદાસ ને શંકાપુરી જેવા સાધુ શંકા ઉઠાવે છે ને આવું દુઃસાહસ કરવાની, ઘૃત ને અગ્નિ ભેગાં કરવાની, શી જરૂર છે એમ પૂછે છે. સાધુઓના પવિત્ર સ્થળમાં એકાંતમાં પંચરાત્રિનિવાસ આ બે હૃદયોને આપવો તે કેટલું અ-રૂઢ ને અઘાતક છે તે આ પરથી સમજાશે.

તેથી જ ગો.મા.ત્રિ. આ બંને પાત્રોને અતિ ઉન્નત ભૂમિકાએ લઈ જાય છે ને બંને આત્માઓ સિદ્ધલોકની યાત્રાએ જાય છે, તે વેળા કુમુદની સાસુ સૌભાગ્યદેવી પણ કુમુદને પ્રમાદધનના આતિથેયમાંથી મુક્ત કરે છે ને તેજોમય સિદ્ધલેપ એમના મસ્તકે રેડે છે. સરસ્વતીચંદ્રની માતા ચંદ્રલક્ષ્મી પણ સરસ્વતીચંદ્રના પિતૃયજ્ઞને સમાપ્ત થયેલો ગણે છે ને સરસ્વતીચંદ્રના હૃદયમાં "નવા મહાન મનુષ્ય-યજ્ઞના અગ્નિ" સળગતા દેખે છે. એમના ઊર્ધ્વ પ્રયાણપથમાંથી, કુમુદસુંદરીની પિતામહી ધર્મલક્ષ્મી બંનેને આવકારે છે. તે સરસ્વતીચંદ્રને જામાતા ગણી તેની આંગળીએ ચિંતામણિની મુદ્રા ને કુમુદને કંઠે પારસમણિથી જડેલું મંગળસૂત્ર પહેરાવે છે. દુઃખસહન એ મહાતપ છે ને લોકયાત્રાને કાળે જે જે દુઃખો પડે છે તે દુઃખોમાં કલ્યાણનાં બીજ જાતે જ રોપાય છે એમ જણાવી દુઃખનો કેવો મહિમા છે, તે એ સમજાવે છે. સાધુ-સાધ્વીઓ ઉપરાંત આ ત્રણે ધર્મનિષ્ઠ સંસારી પાત્રો દ્વારા લેખક કુમુદ-સરસ્વતીચંદ્રના અદ્વૈતને આમ સમર્થન આપે છે. સિદ્ધલોકની યાત્રામાં નાગલોક આ બંનેની આસપાસ એવી ચૂડ ભેરવે છે કે બંને એકમેકની સાથે જોડાય છે; આમ નાગલોકરૂપી શાસ્ત્રકારો પણ જાણે આ અ-રૂઢ અ-લૌકિક આ લગ્નને અનુમોદન આપે છે!

સંસારીજનોમાં—સરસ્વતીચંદ્ર કુમુદમાં—સાધુજનો આટલો બધો રસ લે છે તે એમના અંતરના અગ્નિને હોલવવા મથે છે, કેમ કે સાધુજનોની દૃષ્ટિએ આ પરિદૃશ્યમાન સકલ જગત——આ લક્ષ્ય સંસાર અલક્ષ્યની જ વિભૂતિ છે, એનું પ્રકટરૂપ છે. લક્ષ્ય વસ્તુ જ્યારે આવિર્ભાવ પામે છે ત્યારે તે યજ્ઞરૂપે જ્વલમાન થાય છે. તેથી સાધુજનોની દૃષ્ટિએ સંસારમાં આ યજ્ઞભાવના સર્વત્ર વ્યાપેલી છે. વેદાંતમાં આ જગતનો જે નિષેધ કરવામાં આવ્યો છે તે પારમાર્થિક દૃષ્ટિએ છે, વ્યાવહારિક દૃષ્ટિથી નહિ. પણ આપણે ત્યાં એનો અવળો અર્થ થયો. ગોવર્ધનરામની દૃષ્ટિએ, સમષ્ટિ સાથેના સંબંધને કર્તવ્યથી સાધુજનો પણ મુક્ત નથી. સાધુસંન્યાસીને વ્યવહારનું બંધન નથી તે માત્ર પોતાને માટે, પણ જગતના કલ્યાણ માટેની તેની પ્રવૃત્તિ નષ્ટ થતી નથી. 'પંચદશી'માંથી તેમ જ મનુસ્મૃતિમાંથી અનેક આધારો આપીને લેખક દર્શાવે છે કે જ્ઞાની-અજ્ઞાની, સાધુ-અસાધુ સૌને માથે લોકકલ્યાણનો ધર્મ રહેલો છે. રાફડાઓને જેમ કીડીઓ સંચિત કરે છે તેમ મનુષ્યે સર્વભૂતોની પીડા નિવારતાં નિવારતાં ધર્મનો સંચય કરવો જોઈએ. પ્રવ્રજિતને જ એટલા જ માટે સંસારમાં ઠેકઠેકાણે પ્રવાસ કરવાનો છે ને લોકપ્રત્યેનો પોતાનો ધર્મ યજ્ઞ-ભાવનાથી આચરવાનો છે.

ભારતીય ધર્મ ને સંસ્કૃતિની વિશેષતા એ છે કે સ્થળકાળના બંધનથી જ જે પર છે તે ધ્રુવતત્ત્વ તરફ આપણા ધર્મશોધકોની—તત્ત્વપ્રબોધકોની નજર હંમેશાં મંડાયેલી રહી છે; એટલે માત્ર લક્ષ્યયજ્ઞ નહિ પણ જે અલક્ષ્ય યજ્ઞ કહેવાય તેવા દેવયજ્ઞ ને બ્રહ્મયજ્ઞની, ભારતે ઉપેક્ષા કરી નથી. પશ્ચિમી માનસ બહુધા જીવન પ્રત્યે આદરની ભાવના—Reverence for life—કેળવે છે. ને તે ખોટી નથી; પણ ભારતે એથીયે ઊર્ધ્વ જઈને Renunciation of life—માનવકલ્યાણ માટે જીવનના પરિત્યાગની ભાવના કેળવી છે. અલબત્ત જે પ્રત્યક્ષ

થયેલું સત્ય છે—ઋત છે—તેનો મહિમા ભારતીય સંસ્કૃતિમાં પાછળથી ઓછો થતો ગયો. મનુષ્યાદિ સર્વ પ્રાણીઓના સંસાર, તેમની વ્યવસ્થાનો પ્રવાહ, તેનું અવલોકન ને શોધન, ઋતથી ભરેલો આ ગતિમય સંસાર-સર્વ લક્ષ્યદૃષ્ટાઓનું કાર્ય છે. ઉત્પત્તિ, સ્થિતિ ને લયવાળા અસંખ્ય પદાર્થોનું અનંત સંઘચક્ર લક્ષ્ય દૃષ્ટાઓની ખોજનો વિષય છે. ઋતંભરા પ્રજ્ઞા ધરાવતા યોગીને સમગ્ર પ્રજ્ઞાલોક એક સાથે સ્ફુટ થાય છે.

प्रज्ञाप्रासादमारुह्य अशोच्यः शोचतो जनान् ।
भूमिस्थानिव शैलस्थः सर्वान् प्राज्ञोनुपश्यति ।।

અર્થાત્ આવો પ્રાજ્ઞપુરુષ, પ્રજ્ઞાના પ્રાસાદ પર આરોહણ કરીને સૌનું અનુશોચન કરે છે, જો કે પોતે જાતે તો અશોચ્ય હોય છે. પર્વત પરથી માણસ જેમ છેક નીચે તલભૂમિને જુએ છે તેમ તે સૌ લોકોને જુએ છે; આ શ્લોક દ્વારા આવા પુરુષનું કર્તવ્ય સુંદર રીતે સૂચવાયું છે.

પણ માનવકલ્યાણથીયે ઊર્ધ્વ પરમ સત્ય છે. જેમ વૃક્ષશાખામાં બબ્બે પાંદડાં સાથે સાથે ને સામસામાં આવે છે, તેમ આવા પ્રજ્ઞાપુરુષની તપોવૃક્ષની શાખામાં ઋત ને સત્ય સામસામાં ઊભાં રહે છે ને ફળપુણ્ય સાથે ધર્મ ઉદય પામે છે. તે કાળે સમાધિ પણ ધર્મમેઘરૂપે ઉદય પામે છે ને જગતના કલ્યાણ માટે એ મેઘ અનેક અમૃતધારાઓ જગતના શિર પર વર્ષે છે. સરસ્વતીચંદ્રમાં પણ આવો એનો-વિસ્તાર થાય છે ત્યારે તે કલ્યાણગ્રામની યોજના માટે સંકલ્પશીલ બને છે. એણે સુંદરગિરિ પર કુમુદને કહ્યું હતું તેમ કુમુદનું દુ:ખ એને વીંછીના દંશ પેઠે સાલતું હતું; પણ પોતાના દેશબાંધવોની દીન વ્યથિત અવસ્થાનું દુ:ખ તો એને ચારે પાસથી પવન પેઠે બાંધી લેતું હતું.

સરસ્વતીચંદ્ર—ગોવર્ધનરામનો આદર્શ પુરુષ—આમ માત્ર જ્ઞાની, માત્ર ચિંતક નથી; પણ લોકકલ્યાણની ભાવના જીવનમાં ફલવતી કરવા મથનાર કાર્યકારી જન છે. ગોવર્ધનરામે આ માટે સૌથી વધુ આશા યુવાન-માં—વિદ્વાન યુવાનમાં મૂકી છે, કેમ કે ભાવિના ઘડતર માટે એમને સૌથી વધુ આશા આવા જ્ઞાનને આચ-રણમાં મૂકનાર યુવાનમાં છે એટલે જ એ સરસ્વતીચંદ્ર પાસે કહેવડાવે છે કે જેવી જીવ, બ્રહ્મ ને ઈશ્વરની ત્રિપુટી છે તેવી જ ક્રિયા, ધર્મ ને જ્ઞાનની ત્રિપુટી છે.

પણ ભારત દેશમાંથી ધર્મ ચાલી જતાં ચારે પાંડવો, ધર્મરાજની પાછળ પશ્ચિમમાં જતા રહ્યા છે ને પાંચાલીરૂપી પ્રજા ભારતમાં અસહાય, ઉપેક્ષિત ને આકુળ છે, તે ચિત્ર રજૂ કરતાં ગો.મા.ત્રિ. સંકોચાયા નથી. ભારત દેશ ક્લેશગ્રસ્ત, દુ:ખગ્રસ્ત દ્રવ્યાદિ સાધનહીન, શસ્ત્રહીન ને વિદ્યાહીન, તેમ ધર્મહીન પણ છે. પણ લેખક એથી નિરાશ નથી. કુરુક્ષેત્રમાં પરશુરામની છાયા—માથા પરના આકાશના જેવી—ચોમેર ફરે છે. ભગવાન પરશુરામ—ભારતની પરમ ચેતના, સત્યસ્વરૂપ પરમ તત્ત્વ—શાંત જ્યોતિરૂપે—મેઘરૂપે આ દેશમાં ફર્યા કરે છે. ને તે સતત આ દેશની ચિંતા કરે છે, એટલે ભયનું કોઈ કારણ નથી. વળી ભ્રષ્ટ બ્રાહ્મણ રૂપ અશ્વત્થામાએ આ દેશમાં જે અવ્યવસ્થા મચાવી છે તેનો અંત હવે નજીક છે. પણ ભારત ઋત ને સત્ય બંને વીસરી ગયું છે. એની પુન:પ્રતિષ્ઠા થતાં ધર્મરાજ યુધિષ્ઠિરને તેમની પાછળ દૃષ્ટિ જિષ્ણુતા ને કર્મના પ્રતીક જેવો અર્જુન ને તેના ભાઈઓ તુરત આવી લાગશે. અંગ્રેજોરૂપી કપિલોક હનુમાનના જ વંશજો છે, અર્જુનનો ધ્વજ પણ કપિકેતન છે ને તેથી આ કપિલોક દ્વારા પણ ભારતનું કલ્યાણ જ થશે એવી શ્રદ્ધા લેખક વ્યક્ત કરે છે. ગો.મા.ત્રિ.ના આ સંસ્કૃતિદર્શનમાં કેટલુંક આજે પણ ભવિષ્યદર્શન જેવું લાગે છે. સંભવ છે કે એ સિદ્ધ થાય, ન પણ થાય. છતાં ગોવર્ધનરામે જે ભાવના પ્રગટ કરી છે તેનું મૂલ્ય ઓછું ન જ હોય. હવે સર્વે વર્ણો સમાન હશે, એમ કહેવામાં ગોવર્ધનરામની દૃષ્ટિ ઘણી સ્વચ્છ છે ને વિચારપૂત છે. "હવે મનુષ્યમાત્ર ચાતુર્વર્ણ્ય લાવશે: શરીરમાં, ધૈર્યમાં, અને શૌર્યમાં ક્ષત્રિય થશે; દક્ષતામાં અને વ્યવહારમાં વૈશ્ય થશે. લોકસેવામાં શૂદ્ર થશે; અને મનોવૃત્તિમાં, વિકારહીનતામાં, નિરહંકારમાં, વિદ્યામાં

બુદ્ધિમાં, તપમાં, આર્યતામાં અને તેજમાં બ્રાહ્મણ થશે." ભવિષ્યમાં શસ્ત્રાસ્ત્રોની જરૂર નહિ રહે, બ્રાહ્મયુગ પ્રવર્તશે એમ પણ લેખક શ્રદ્ધાપૂર્વક જણાવે છે. આજે એ દર્શન ભલે હજી દૂરનું લાગે, પણ આખું વિશ્વ પ્રથમ વિશ્વયુદ્ધ થયું ત્યારથી જગતમાંથી યુદ્ધ દૂર થાય એ માટે આઠે પ્રહર ઝંખી રહ્યું છે, જગતના સૌ શાંતિદૂતો, સર્જકો, દ્રષ્ટાઓ, ચિંતકો એ જ મહાસ્વપ્નને જોઈ રહ્યા છે, એનો કોણ ના પાડશે? એટલે જ બ્રાહ્મણધર્મને તપ, તેજ ને ત્યાગના—સેવાના પ્રતીકરૂપે ગણીને લેખક કહે છે: "તારા અશ્વત્થામાનો ઉદ્ધાર થયે એના મણિલાભ પછી એ જે બ્રહ્મ શિરોસ્ત્રના પ્રભાવ દર્શાવશે તે એ યુગને અપૂર્વ લાભ આપશે. આ પેલા રાફડાઓના પરિપાક થયા પછી તેની નીચેના નાગલોક અને તેમના મણિના આવિર્ભાવ, અને તારા પિતામહનો ઉદ્ધાર—એ સર્વ, પાંચાલી, તારા પુત્રો પાસે સર્વ સંસારના આ નવા યુગની વ્યવસ્થાના મહાયજ્ઞમાં અધ્વર્યુનું કામ કરાવશે. એ યુગ બ્રાહ્મયુગ થશે. તેમાંની સર્વ પ્રજામાં સર્વ દેશોમાં બ્રાહ્મણત્વ હશે ને મનુષ્યોનાં શાસ્રાસ્ત્ર કેવળ ભૂષણરૂપ થઈ જશે. . . . હવેના યુગમાં ક્ષત્રિત્વ નાશ નહિ પામે પણ બ્રાહ્મણત્વના ઉપકારક સાધનરૂપ સર્વ મનુષ્યોમાં ક્ષત્રિયત્વ રહેશે ને બ્રાહ્મણત્વની આજ્ઞાથી સર્વ મનુષ્યોનાં શસ્ત્રાસ્ત્ર સર્વત્ર શાંત થઈ જશે . . . તારાં શસ્ત્રાસ્ત્ર ખરી પડયાં છે તે એ અશસ્ત્રયુગ આવે છે તેનાં પગલાંનો ધબકારો પ્રથમથી દૂરથી સંભળાયો સમજ."[1]

આ સ્થિતિમાં "નિષ્કામ લોકસેવાનો મહાયજ્ઞ" ભારતમાં શરૂ થશે, સત્ય ને ઋતનું ભારતમાં પોષણ થશે. આવતા યુગને માટે ભારત જ અધિકારી થશે, આ "સ્વપ્ન નથી પણ સત્ય છે", "નવા યુગની પૂજાને સમયે તેની આરતી તું જ કરીશ"—એવી શ્રદ્ધાપૂર્વક ગો.મા.ત્રિ. પાંચાલીરૂપ ભારતની પ્રજાને પરશુરામ રૂપ વિભુ સત્ય દ્વારા જણાય છે. આ ઉકિતમાં કોઈ પ્રકારનું મિથ્યાભિમાન નથી જ; કેમ કે સુંદરગિરિનાં સાધુસાધ્વીઓની જેમ, 'સર્વ વમળ વચ્ચે સ્વસ્થ અને નિર્ધન જીવન ગાળી જીવવાની કળા" ભારતમાં છે. એ અમૂલ્ય કળાનો પાશ્ચાત્ય સંસર્ગથી નાશ થશે તો મહાહાનિ થશે." ગો.મા.ત્રિ.ની ધર્મભાવનામાં આમ સમસ્તનું કલ્યાણ અનુસ્યૂત છે; પણ કલ્યાણની આ ભાવનાયે ધર્મ-નિરપેક્ષ નથી. લેખક વિદ્યાચતુર દ્વારા જે કહે છે તે એટલે જ ઘણું માર્મિક છે: "એક જીવના અધર્મથી સર્વ જીવનું કલ્યાણ થતું હોય તો તે કલ્યાણમાં અકલ્યાણનું બીજ રોપાયું' ગણવું. એક જીવના ધર્મથી અનેક અનેક જીવોને દુ:ખ થતું હોય તોપણ તે જ માર્ગે સર્વના ઉત્કર્ષ ગણવો. . . . પોતે અધર્મ કરે છે તેથી જગતનું કલ્યાણ થશે એવું માનનાર જીવ મૂર્ખ છે. . . . સર્વ જગતને જોઈ શકવાની શક્તિ વગરનો ક્ષુદ્ર જીવ, એ જગતનું કલ્યાણ કયાં છે ને કયાં નથી એ જાણવાની શક્તિ શી રીતે પામવાનો હતો?"

આમ આ સમગ્ર કૃતિ લેખકની સમુદાર ધર્મદષ્ટિથી ઓતપ્રોત છે ને માટે જ 'સરસ્વતીચંદ્ર"નું વાચન કોઈ પરમતીર્થની પરકમ્મા જેવું બની રહે છે.

પાંચાલીને ઉદ્દેશીને ધર્મરાજ સત્યધર્મની જે પિછાન આપે છે તેમાં ગો.મા.ત્રિ.ની ધર્મદષ્ટિનો નિષ્કર્ષ છે:—

"હું ક્રિયાહીન શુષ્ક જ્ઞાન નથી, જ્ઞાનહીન કર્મ નથી, નીતિહીન ભક્તિ નથી; કેવળ પરલોકવાચક ક્રિયા નથી, કેવળ કલાન્વેષી નીતિ નથી; પૃથ્વીની માટી ને આકાશના જળ જેવા ઐહિક આમુત્રિક જ્ઞાનમાંથી પ્રગટ થયેલા નીતિવૃક્ષ ઉપર હું પુષ્પ પેઠે ઉદય પામું છું, ને મારી પાછળ ફળ પેઠે અર્જુનની ક્રિયા પ્રકટ થાય છે. એ ક્રિયાનું કારણરૂપ કર્તવ્યભાન તે હું છું."

---

૧. એજન પૃ. ૭૧૭

# ☆ ☆ ☆ ગુજરાતી કવિતામાં સંસાર–સુધારણા

લેખક : **શ્રી. ડૉ. બિપીન ઝવેરી,** પ્રિન્સિપાલ, ધર્મેન્દ્રસિંહજી કૉલેજ, રાજકોટ

સંસારસુધારણા બહુ પ્રાચીન વસ્તુ છે. રામનું એકપત્નીવ્રત એ સંસારસુધારણાનું પગલું. વિધવાએ (પ્રાચીનકાળની વાત છે) નવો પતિ શોધવાને બદલે જૂના પતિમય બની વૈધવ્ય પાળવું તે સંસારસુધારણાનું પગલું. અને વિધવાની ઇચ્છા હોય તો તેને પરણવા દેવી તે પણ સંસારસુધારણા જ.

સંસારસુધારો પહેલો શરૂ થયો, ગુજરાતી ભાષા તે પછી શરૂ થઈ. ગુજરાતી ભાષાનો—ગુજરાતી કવિતાનો પ્રારંભ ૧૧૮૫થી. એટલે, ત્યારથી માંડી આજ સુધીની કવિતાની વિચારણા આ મથાળા નીચે કરવી પડે. વળી બુદ્ધ વગેરેની સુધારકમાં ગણના કરીએ તે રીતે અખો, માંડણ, ભોજો વગેરેની પણ સંસારસુધારક કવિઓમાં ગણના કરવી પડે.

પણ સંસારસુધારણાના વિચારનો પ્રારંભ બ્રિટિશકાળથી ગણવાની રૂઢિ છે. વ્યાપક સમાજસુધારણા પણ કદાચ તે જ કાળથી શરૂ થઈ. માટે આ લેખમાં આપણે તે જ તારીખને સુધારાની પ્રારંભક ગણીશું.

**દલપતરામ :**

આપણા સૌથી પહેલા સમાજસુધારક કવિઓ નર્મદ અને દલપત. તેમાંયે કાલક્રમે દલપતરામ પહેલા આવે.

ધીરે ધીરે સુધારાનો સાર, સજન સંભળાવજો રે

એવો ઉપદેશ આપનાર દલપતરામની કવિતામાંનો સંસારસુધારો સમજવા માટે તેમના મનોઘડતરનો ખ્યાલ મેળવી લેવો જરૂરી છે.

તેમના પિતા ડાહ્યાભાઈ વેદિયા, કર્મઠ બ્રાહ્મણ, ઔદિચ્ય ત્રવાડી ને સ્વભાવે ઉગ્ર. તેમણે પોતાના પુત્ર દલપતને કચ્છ-ભૂજના સ્વામીનારાયણી ગુરુ પાસે ભણવા મૂક્યા. અને દલપતરામ સ્વામીનારાયણી બન્યા. અંગ્રેજી ભણતર કશું જ નહિ. પણ ફૉર્બસ જેવા અંગ્રેજનો પાસ ખરો. મુંબઈ, સુરત, અમદાવાદ નહિ પણ વઢવાણ જેવા તે કાળે ઘણા પછાત દેશી રજવાડાના ગામમાં જન્મ ને ભૂજ જેવા પછાતતર દેશીય ગામમાં ભણતર. પ્રકૃતિ અતિશય શાંત ને સ્વસ્થ.

આ સૌ કારણે દલપતરામને સુધારક ગણીએ તો પણ સૌમ્ય સુધારક ગણવા પડે. પણ તેઓ સારા સુધારક પુરવાર થાય છે.

તેમનાં સુધારાવિષયક કાવ્યોમાં શિખરસ્થાને બિરાજે છે 'વેનચરિત્ર'. આખ્યાનશૈલીએ રચાયેલા આ કાવ્યમાં યુવાન રાજાને એક વિધવાનો સંપર્ક થાય છે. ત્યાગમૂર્તિ વિધવાને વૈધવ્યથી સંતોષ નથી એવો નવો જ બોધ રાજાને થાય છે. જે સ્થિતિ એક વિધવાની છે તે વ્યક્તિગત રહેલી છે કે સાર્વત્રિક? આ પ્રશ્નના ઉકેલ માટે રાજકુમારનો અધિકારી એક સરસ યુક્તિ યોજે છે. એ રાજકુમાર મારફત ગામની સૌ વિધવાઓને ઉજાણીએ નિમંત્રે છે. ત્યાં ઘરેણાં, પ્રસાધનનાં સાધન, ઉત્તમ પરિધાન વગેરેનો પૂરતો જથ્થો રખાવે છે. વિધવાઓ આ સૌ પરિધાન કરે છે, અને જીવનનાં ખાણીપીણી, હાસ્યવિનોદ, વાહન વગેરે આનંદ ભરપટ્ટે માણે છે. રાજકુમારને ખાતરી થાય છે કે વિધવાઓ બલાત્કારે વૈધવ્ય પાળે છે. રાજકુમાર ઘટતો સુધારો કરાવે છે.

સાદાસીધા, ભલાભોળા દલપતરામનું આ સમર્થ સુધારક કાવ્ય છે. લાંબા મહત્ત્વાકાંક્ષી કાવ્યમાં સુધારાનો ઉદ્દેશ તેણે સારી રીતે પાર પાડયો છે.

બાકીનાં સુધારા-કાવ્યોમાં તેમનું સૌથી જાણીતું કાવ્ય છે 'યાદવાસ્થળી.' મદ્યના પાનથી આ યાદવા-સ્થળી સર્જાઈ. આમ આ કાવ્ય મદ્યપાન-નિષેધનો સુધારો સાધે છે. વ્યસનનિષેધનાં બીજાં કાવ્યો પણ તેણે

રચ્યાં છે. બાકીનાં સુધારા-કાવ્યોમાં તેણે ચોરી, વ્યભિચાર ઇત્યાદિનું ખંડન કરેલું છે. મધ્યકાલીન કવિઓએ પણ આવો ઉપદેશ ઓછેવત્તે અંશે આપ્યો છે.

**નર્મદ :**

સુધારક કવિ તરીકે નર્મદાશંકરનું નામ ઘણું મોટું છે. વ્યભિચાર, વ્યસનો ઇત્યાદિ વિરુદ્ધનાં કાવ્યો ઉપરાંત એણે સંસારસુધારકોએ ઉપદેશેલા નીચેના વિષયો પોતાનાં કાવ્યોમાં છેડયા છે :

બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કજોડાં, વિધવા-પુનર્લગ્ન.

મરણ પછીના ખોટા ખર્ચ,
પરણ વખતના ખોટા ખર્ચ.

આ કાવ્યોએ સમાજ પર કેટલી અસર કરી તે જાણવાનું આપણી પાસે કોઈ સાધન નથી. વસ્તુત: દલપત કરતાં નર્મદની કવિતા વધુ દુર્બોધ અને માટે ઓછી લોકપ્રિય. આ અવસ્થામાં એની અસર માપવાનું કામ અતિશય મુશ્કેલ છે. મારો મુગ્ધ અંદાજ એવો છે કે દલપતરામના 'વેનચરિત' કરતાં નર્મદનાં સૌ સુધારક-કાવ્યોનો સરવાળો પણ વધુ અસરકારક નહિ નીવડયો હોય (અલબત્ત, થોડી અસર તો થઈ જ હશે) આ સત્ય હોય તો, કટુ સત્ય છે. પણ આ સત્ય હોય તો તે અપનાવ્યે જ છૂટકો.

**નવલરામ :**

આ બે પછી ત્રીજું મોટું નામ છે નર્મદના સમકાલીન નવલરામનું. નવલરામની 'બાળગરબાવળી' વગેરેમાં સુધારાનાં કાવ્યો પણ મળે છે. એનું સૌથી સચોટ, સૌથી રસિક અને સૌથી અસરકારક કાવ્ય છે 'જનાવરની જાન.' બકરીબાઈના બાળબેટડાને પરણાવતું આ કાવ્ય છે—

જાન ચોપગાંની જોડી બે પગાં સારુ,
નવલ સમજે તો સાર, નહિ તો હસવું બહુ વારુ.

આ ત્રણ સુધારકયુગના મહારથી. પણ સુધારકયુગના અતિરથી, અશ્વારોહી, પાળા ઘણા હતા, ને એમાંના ઘણાખરાએ સંસારસુધારાનાં કાવ્યોમાં પોતાનો ઓછોવત્તો ફાળો આપ્યો છે. તે વખતે સમાજસુધારાનો વંટોળ હતો. એ વાવાઝોડાએ પોતાની સાથે મોટાભાગના કવિઓને ઉપાડયા હતા. ને એ કવિઓ હોંશે હોંશે એ વાવાઝોડા સાથે ઘસડાયા હતા.

હવે વિચારીએ સુધારકયુગનો અનુગામી પંડિતયુગ. નવાઈ જેવું છે, પણ આ યુગમાં પણ સુધારાનાં કાવ્યો ચાલુ રહે છે.

**ગોવર્ધનરામ :**

મણિલાલ નભુભાઈની જેમ ગોવર્ધનરામ સુધારક અને સંરક્ષક બંને હતા. માટે—

ગોવર્ધન વળી ગુપ્ત લડે, થઈ સુધારાસાથી

એ પંક્તિ માત્ર અર્ધસત્ય છે; બીજી રીતે કહેતાં અસત્ય છે. ગદ્યમાં તેમણે વિધવા કુમુદને પરણાવવાનો વિચાર રાખેલો. તે ખાતર જ તેને વિધવા બનાવેલી. પુનર્લગ્ન દ્વારા તેઓ બુદ્ધિના કજોડાનો ઉપાય સૂચવવાના હતા. પુનર્લગ્ન પ્રત્યેનો તેમનો આ પક્ષપાત 'સ્નેહમુદ્રા'માં પણ જોવા મળે છે. યાદ કરો 'પરદેશી સજ્જન !' વગેરે જાણીતી પંકિતઓ. એમાં સ્ત્રીસન્માનની નૂતન ભાવનાનાં પણ દર્શન થાય છે.

**કલાપી :**

કલાપીનું 'વિધવા બહેન બાબાંને' વૈધવ્યની પવિત્રતાનું ગાન કરે છે. આમ એ કાવ્ય સુધારકો પ્રત્યાઘાતી ગણે તેવું છે. 'હૃદયત્રિપુટી'માં પત્ની ઉપરાંત પ્રિયાને ચાહવાની વાત છે. આ વાત બહુપત્નીવાદી હોઈ સંસારસુધારાની વિરુદ્ધ છે. આ રાજવીકવિના હૈયાને સુધારો સ્પર્શ્યો નથી એમ કહેવામાં હરકત નથી.

**નરસિંહરાવ :**

પંડિતયુગના પહેલા સાચા કવિ નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા. એના પિતા ભોળાનાથ પહેલાં દેવી-ભક્ત હતા. દેવીની ભક્તિ કુળપરંપરાથી ચાલી આવેલી. પણ તેઓ પલટાયા, અને ધીરે ધીરે પ્રાર્થનાસમાજી બન્યા; સુધારક બન્યા. તેમના પુત્રો તેમના કરતાં સવાયા સુધારક હોય તે સ્વાભાવિક છે.

સુધારક ન. ભો. દિ.ના જીવનમાં એક દુઃખકર બનાવ બની ગયેલો. કહેવાય છે તેમ તેમનાં કૉલેજમાં ભણતાં પુત્રી મુશ્કેલીભરી પરિસ્થિતિમાં મુકાયાં. દયારામ ગિદુમલ નામના સાધુપુરુષ સિંધી ન્યાયાધીશે તેમનો હાથ પકડયો. પણ પુત્રપુત્રીના મૃત્યુના જેવો જ આ બનાવ નરસિંહરાવના ચિત્તને આઘાતજનક નીવડયો. લાંબા કાળ સુધી તેઓ અને તેમનાં પત્ની સુશીલાએ એ આઘાતનો ભાર વેંઢાર્યા કર્યો.

કવિતાતત્ત્વને નર્મદ-દલપત કરતાં વધુ સમજવાનો નરસિંહરાવનો દાવો અને એ દાવામાં તથ્યાંશ પણ ઘણો. એટલે કયો વિષય કાવ્યક્ષમ અને કયો અકાવ્યક્ષમ તેનો તેમને ખ્યાલ ખરો. (આનું તો આવું છે : વિષયની કાવ્યક્ષમતા એ મતભેદનો વિષય છે. તમે એમ કહો કે વિષયની માવજત પર જ એની કાવ્ય-ક્ષમતાનો આધાર છે તો તે સાથે પણ હું પૂરો સંમત છું. છતાં અમુક વિષય કાવ્યને વધુ સહેલાઈથી અનુરૂપ થાય, અમુક એટલી સહેલાઈથી ન થાય એટલું તો વાચક સ્વીકારશે જ.) એટલે, નર્મદ-દલપત અને તે પંથના અનુયાયીઓની જેમ નરસિંહરાવ આ વિષયોમાં ઝટ ઝુકાવે—કાવ્ય માટે ઝુકાવે એમ આપણે ન માનીએ.

અને એમ પણ માનીએ કે ઝુકાવે તો તે 'વેનચરિત'ની જેમ વિષયને રસપ્રદ અને કાવ્યક્ષમ બનાવીને. પણ તેમણે તેમ કર્યું નથી. 'ફસાયેલી વિધવા' વિશેનું તેમનું કાવ્ય છે, અને તેય તેમના 'નૂપુરઝંકાર' (૧૯૧૪) જેવા લગભગ અંતિમ કાવ્યસંગ્રહમાં. આ ઉપરાંત, યુવતીઓને ફસાવી જનાર યુવક તેમનાં ત્રણેક કાવ્યોમાં દેખા દે છે. તેમના મન પરના ભારણનો આ પડઘો છે.

આ બધાંનું કાવ્યમૂલ્ય કેટલું? કશું જ નહિ. અને સુધારમૂલ્ય? તે પણ નગણ્ય.

**રમણભાઈ નીલકંઠ :**

નરસિંહરાવના ભાણેજજમાઈ રમણભાઈ, નરસિંહરાવ કરતાંયે કટ્ટર સુધારક. રૂઢિચૂસ્તો પાછળ તો આદુ ખાઈને મંડેલા. તેમણે ચાળીસેક કાવ્યો લખ્યાં છે, અને તેમાંનાં કેટલાંક તો સારાં છે. પણ, રમણભાઈ કવિ સાથે વિવેચક પણ ખરા. એ બરાબર સમજતા કે સુસંસારસુધારો કવિતાને યોગ્ય વિષય નથી. આથી ગદ્યમાં 'ભદ્રંભદ્ર' અને 'ધર્મ અને સમાજ' મારફત સુધારો કરતાંયે પોતાનાં કાવ્યોને સુધારાના સંસ્પર્શથી અકાવ્યક્ષમ ન થવા દીધાં. આ તેમની વિવેકબુદ્ધિનો ઉત્તમ વિજય છે.

પણ 'રાઈનો પર્વત'ના શ્લોકો તેમાં અપવાદરૂપ છે. આપણા લેખકોમાં રમણભાઈ સૌથી મોટા સ્ત્રી-સન્માનવાદી. 'રાઈનો પર્વત'નો એક મહત્ત્વનો હેતુ સ્ત્રીસન્માનનો છે. અને માટે રમણભાઈના નાયક અને ઉપનાયક ઉપનાયિકાની સાથે લલકારે છે:—

> સ્ત્રી જાતિની અવદશા પરિહારવાને,
> એવો હુતાશન મહા પ્રગટાવીશું કે
> તેની પ્રચંડ જ્વાલની માંહી થાશે.
> અજ્ઞાન સ્વાર્થ વળી દુર્મતિ સર્વ ભસ્મ,

**કાન્ત :**

પંડિતયુગના ઇતર કવિઓમાં રમણભાઈના સમકાલીન જેવા છે કાન્ત. તેમણે પણ રમણભાઈના જેવી જ નીરક્ષીર વૃત્તિ અપનાવી છે. સુધારાનાં નીરને કવિતાના ક્ષીરમાં ભળવા દીધું નથી.

**નાનાલાલ :**

સુધારાનો સૌથી સમર્થ કવિ નથી નર્મદ કે નથી દલપત. એ કવિ છે નાનાલાલ.

નાનાલાલનું સૌથી પહેલું કાવ્ય 'વસંતોત્સવ.' જે સમાજમાં સ્નેહલગ્નનું શમણુંયે નહોતું એ સમાજમાં આ કવિએ 'વસન્તોત્સવ' દ્વારા સ્નેહલગ્નનો ભરપટ્ટે પ્રચાર કર્યો. વળી, કાવ્યના અંત તરફ આવતા પ્રયોગ 'બળ્યું આવશે'નો અર્થ હું આ ઘટાવું છું : કવિ લગ્નની વિધિને આવશ્યક ગણતા નથી. બે આત્મા એકબીજાને પસંદ કરે એટલે લગ્નવિધિ પૂરી થઈ. વિધિની બહુ ઇચ્છા હોય તો ગંધર્વવિધિ કરી લે તે પર્યાપ્ત. આ સૌ તેમણે ખૂબ કાવ્યક્ષમ રીતે રજૂ કર્યું છે—'વેનચરિત'ની જેમ કથાના અંશરૂપે.

૧૮૯૮માં 'જ્ઞાનસુધા'માં ને ૧૯૦૫માં પુસ્તકાકારે પ્રકટ થયેલા આ કાવ્યમાં કવિએ કરેલો સુધારાનો પ્રારંભ ૧૯૦૯માં 'ઇન્દુકુમાર'ના પ્રાકટય સાથે ફરી કાવ્યક્ષમ રીતે આપણી સમક્ષ પ્રકટ થાય છે. એમાં તેમણે સંસારસુધારાના નીચેના વિષયો સરસ રીતે છેડ્યા છે :

**સ્નેહલગ્ન :** કાન્તિકુમારીના પાત્ર દ્વારા કવિએ બતાવ્યું છે કે કન્યાને સ્નેહલગ્ન કરવાનો અધિકાર છે; સ્નેહલગ્ન માટે કન્યા તો ઝંખે, અને એ ઝંખના યોગ્ય છે.

કન્યા કોઈના સ્નેહમાં પડે તે યોગ્ય છે તેવો પુરસ્કાર પણ તેમણે કાન્તિના ઇન્દુ પ્રત્યેના પ્રેમ દ્વારા કર્યો છે.

**વૈધવ્ય :** નેપાળી જોગણ દ્વારા તેમણે દાખવ્યું છે કે,

> સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી.

અને

> દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પુણ્ય નથી.

અત્યાર સુધીમાં આવો સુષ્ઠુ વિચાર રમણભાઈએ આંશિકરૂપે ગદ્યમાં મૂકેલો, પણ તેને આવો સચોટ, સુંદર કાવ્યદેહ તો નાનાલાલે જ આપ્યો. સાચી દૃષ્ટિ પણ એ જ છે. વિધવાથી પરણાય જ નહિ એ રૂઢિચુસ્તોનો આગ્રહ તે દુરાગ્રહ. વિધવા માત્રને પરણાવી દો તે "એક બળાત્કાર (બળજબરી) કાઢી તેને સ્થાને બીજો બળાત્કાર" દાખલ કરવાની જ યોજના. સાચો ઉકેલ એ કે જેના પ્રાણ પરવશ પડે તે પરણે, જેના પ્રાણ પરવશ ન પડે તે વૈધવ્ય પાળે.

સ્નેહલગ્નની વિધવા જીવનમાં કરે શું? નિસાસા નાખે? ઓટલા ભાંગે? ઓશિયાળી બનીને જીવતર ખેંચી કાઢે? કવિ ન્હાનાલાલ કહે છે : ના, એ સમાજસુધારક-પ્રેરક અને,અથવા સાધક બનીને રહે.

'ઇન્દુકુમાર'માં નાનાલાલે કજોડાના પ્રકાર પણ સૂચવ્યા છે. વય ઉપરાંત વિદ્યા અને સ્વભાવનાં કજોડાંનો નિર્દેશ એ કાવ્યમાં જોઈ શકાય છે.

'જયાજયન્ત' (૧૯૧૪)માં પણ કાવ્યની ઇમારતમાં સુધારો વણાઈ ગયેલો છે. કન્યા ધન અને સત્તાને સોંપવી કે ગુણને? કાશીરાજની રાણી ધન, સત્તા અને કુળને પસંદ કરે છે, કાશીરાજ ગુણને. અને એ બેની ખેંચતાણમાંથી આખું નાટક આકાર પામે છે. બ્રાહ્મણ સેવતી અને ક્ષત્રિય કાશીરાજનાં લગ્ન અને કદાચ જયા અને જયન્તનાં મનોલગ્ન પરથી ભાસે છે કે કવિને અનુલોમ-પ્રતિલોમ લગ્નોમાં પણ વાંધો જણાતો નથી. આ પણ, ઉઘાડા પ્રચાર કે ઉલ્લેખ વિના કવિએ દાખલ કરેલો સુધારો છે.*

નાનાલાલના સંસારસુધારાનું એક અતિ ઉજ્જવલ પાસું સ્ત્રીસન્માનનું છે. તેમનાં દાંપત્યસ્તોત્રોમાં, 'કુલયોગિની'માં, 'સૌભાગ્યવતી'માં એમની એ ઉદાર છતાં આર્યસંસ્કારમંડિત સ્ત્રીસન્માનવૃત્તિનાં દર્શન થાય છે.

ગુજરાતના સૌ કવિઓમાં નાનાલાલે સંસારસુધારો ખૂબ બળપૂર્વક ગાયો છે, અને સૌથી વધુ કલાત્મક રીતે ગાયો છે.

---

* વિશેષ માટે જુઓ મારો લેખ, "કવિ નાનાલાલની લગ્ન ભાવના," નવચેતન, દીવાળી અંક, સં.

**બ. ક. ઠાકોર :**

બળવંતરાય કલ્યાણરાય ઠાકોરના ગદ્યમાં કદીક સમાજસુધારાનો અણસાર દેખાય છે, પણ પદ્યમાં તેઓ સમાજસુધારાથી ચીલો ચાતરીને ચાલ્યા છે.

**મુનશી :**

પંડિતયુગ અને ગાંધીયુગની સીમાસંધિ પર ઊભેલા કનૈયાલાલ માણેકલાલ મુનશીએ કાવ્યો રચ્યાં નથી એટલે એમને વિશે વિચારવાનું રહેતું નથી.

સુધારાનો પ્રવાહ આખા પંડિતયુગને વળોટીને સહેજે ૧૯૩૦ સુધી ચાલુ રહે છે. ખાસ કરીને કસ્બાનાં ગામો અને નાનાં ગામોના કવિઓ સંસારસુધારાના વિષયો ઉપર કાંઈ ને કાંઈ લખતા. (૧૯૩૦ના સત્યાગ્રહે કવિઓનું ધ્યાન બીજી તરફ વાળ્યું.) એવાં કાવ્યોની યાદી આપીએ તો આ આખો લેખ એ નામાવલિથી ભરાઈ જાય. પણ, એ વસ્તુ કેટલી વ્યાપક હતી તેનો ખ્યાલ પંડિતયુગના માત્ર ચારેક વર્ષનાં સુધારક કાવ્યોની નામાવલિ જોવાથી આવશે. પહેલાં કર્તા, પછી 'સંગ્રહ', અંતે 'કૃતિ કે કૃતિઓ' એ ક્રમમાં નામો આપ્યાં છે :

૧. ૧૯૧૪ હોરમસજી સોરાબજી મિસ્ત્રી, 'મધુરિકા'માં "ના કર તું શરાબની સોબત!"
૨. ૧૯૧૫ વોરા ભોગીલાલ રતનચંદ, 'શિયળનો ખજાનો યાને ફેશનનો ફુવારો."
૩. ૧૯૧૫ પંડ્યા અંબાલાલ જેશંકર, 'પ્રવીણવિલાસી'માં ખોટા સુધારાએ કરેલી સમાજની દુર્દશા.
૪. ૧૯૧૫ (બીજી આવૃત્તિ) 'મણિકાન્ત કાવ્યમાલા.' 'બાળલગ્ન વિશે,' 'કન્યાવિક્રયનો કબાલો,' 'કન્યાવિક્રય,' મદ્યપાન વિરુદ્ધનાં ત્રણ, કેફવિરુદ્ધનું એક.
૫. ૧૯૧૫ શાહ વાડીલાલ ઈશ્વરલાલ, 'મધુરમોહિની,' મદ્યપાન વિશે બે, 'બાળલગ્નની બળતરા,' 'કન્યાવિક્રય.'
૬. ૧૯૧૫ દવે નાનાલાલ ડાહ્યાભાઈ, 'સુધારો આવ્યો.'
૭. ૧૯૧૫ શુક્લ કહાનજી ઘેલાભાઈ, 'પ્રકાશ પંચોતેરી,' 'ખોટી ફેશનથી થતી અધોગતિ,' 'સાચો સુધારો.'
૮. ૧૯૧૬ પટેલ ડાહ્યાભાઈ બાબરભાઈ, 'ફેશનની ફીશિયારી.'
૯. ૧૯૧૬ કવિ ત્રિભુવન નારણજી, 'ત્રિભુવનતરંગ'માં "હિંદુબાઈઓનો સુધારો" (ખોટી ફેશન વિરુદ્ધનું,) વ્યસન વિશે બે.
૧૦. ૧૯૧૬ વ્યાસજી મગનલાલ ઉર્ફે આનંદરામ દયારામ, 'દારૂથી થતી દુર્દશા' (મદ્યબંદી વિશેનાં કાવ્યોનો સંગ્રહ).
૧૧. ૧૯૧૬ વકીલ રણછોડલાલ માણેકલાલ, 'કાવ્યામૃતવાણી,' 'જ્ઞાતિઓમાં ચાલતા દુષ્ટ રિવાજો,' 'બાળવિધવાવિલાપ,' 'મરણ પ્રસંગે જ્ઞાતિવરા નહીં કરવા વિશે.'
૧૨. ૧૯૧૭ પંડ્યા મોહનલાલ ગરબડભાઈ, 'મોહનમાળા ભાગ ૨,' 'વર્તમાન સમયના કહેવાતા સુધારા (પણ હડહડતા કુધારા)" વિરુદ્ધનું કાવ્ય, વૃદ્ધલગ્ન વિશેનું કાવ્ય.
૧૩. ૧૯૧૭ નીજરિયા ભીખાભાઈ કાળિદાસ, 'પાટીદાર સુબોધ કાવ્યમાળા'માં "બાળલગ્ન," "જ્ઞાતિસુધારો," "કન્યાવિક્રય," "બાળલગ્નની બલા," "જ્ઞાતિવરા."
૧૪. ૧૯૧૭ ત્રિવેદી લાલશંકર ઈશ્વરભાઈ, સમાજસુધારા અને ખોટી ફેશનમાં વિકૃત સમાજજીવન વિશેનાં કાવ્યો.
૧૫. ૧૯૧૭ વૈદ્ય ભોગીલાલ છગનલાલ, 'હૃદયોદ્‌ગાર'માં "શરાબના શોખીનોને," "દીકરીનો દુશ્મન."

૧૬. ૧૯૧૭ સાંકળચંદ પિતાંબરદાસ શાહ, 'કાવ્યકલ્લોલ'માં "આર્ય અબળાનો પોકાર," "સ્ત્રીકેળવણી વિશે બાળાઓની વિનંતી," "બાળલગ્નનો પરિહાર," "વૃદ્ધવિવાહ અને કન્યાવિક્રયનો પરિહાર," "ચાલતા જમાનાનો ચિતાર," "સપ્ત મહાવ્યસન નિષેધક પદો."

૧૭. ૧૯૧૭ મંગલદાસ દામોદરદાસ શાહ, 'સંગીત મંગલબિંદુ'માં "બીડીના અવગુણ વિશે," "કન્યાવિક્રય વિશે," "કન્યાવિક્રય," "બાળલગ્નથી થતા ફાયદા."

૧૮. ૧૯૧૮ રસિક ઉર્ફે સૂરજમલ તલકચંદ શાહ, 'મંગળમાળ'માં "કન્યાવિક્રયની ક્રૂરતા."

૧૯. ૧૯૧૮ ઇસ્માઈલ રસૂલભાઈ, 'કનકમાળા ઉર્ફે ગઝલનો ભંડાર'માં "જુગારીને વિનંતી."

૨૦. ૧૯૧૮ લાલશંકર ઈશ્વરલાલ ત્રિવેદી તથા શંકરલાલ પીતાંબર વ્યાસ, 'પ્રવીણાવિલાસી કાવ્યમાળા' ભાગ બીજોમાં "ખોટી ફેશન."

૨૧. ૧૯૧૮ પંડિત હરિશંકર વિદ્યાર્થી, 'સુબોધ સંગીતાવલિ'માં "બાળલગ્ન બંધ કરો," "કોરી કેળવણી." "ધર્મની દુકાનો (દૂષિત થયેલ ધર્મ)".

૨૨. ૧૯૧૮ મુનિ વિનયચંદ્રજી, 'ગઝલગુલતાન'માં "સુધરેલા જમાનાના સુધરેલા મનુષ્યોની વર્તણૂક," "બીડીથી થતી ખુવારી."

૨૩. ૧૯૧૮ સંપાદક રાવચંદ દામોદરદાસ શાહ 'ગુરુગુણરત્નમાળા' (જૈન સંસ્થાનું પ્રકાશન) "કન્યાવિક્રય કરનાર માબાપ પ્રત્યે પુત્રીનો શાપ," "સ્ત્રીકેળવણી વિશે," "કન્યાવિક્રય નિષેધક."

૨૪. ૧૯૧૮ મણિકાન્ત ઉર્ફે શંકરલાલ મણિલાલ પંડ્યા, 'સંગીત મંગળમય'માં "સુધરેલાનો સંતાપ," "કન્યાવિક્રયનો કબાલો," "ચાલુ જમાનાનો સુધારો."

૨૫. ૧૯૧૮ નરોત્તમ ધનજીભાઈ પટેલ, 'સદ્બોધ સિંધુ'માં "ચાલુ જમાનો," "બાળલગ્ન કરનારા" "વ્યસની મૅનેજરોને આમંત્રણ," "મફતનો તમાસો [કુરિવાજો]," "કૅફી ચીજો ઉપર"

૨૭. ૧૯૧૮ વૈદ્ય સોમચંદ જેઠાલાલ શાહ, 'કળિયુગ કાવ્યમાળા'માં "ભણીને ભૂલા પડ્યા," 'નવા જમાનાની ફૅશનથી સામાજિક પાયમાલી."

૨૮. ૧૯૧૯ મણિકાન્ત ઉર્ફે શંકરલાલ મગનલાલ પંડ્યા, 'સંગીત સુબોધ બિંદુ'માં "તંબાકુની બીડી વિશે," "કન્યાવિક્રય વિશે," "દારૂના દુર્ગુણ વિશે."

૨૯. ૧૯૧૯ પ્રકાશક મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે (પાંચમી આવૃત્તિ) 'નવીન ચતુર સુંદરસ્ત્રીવિલાસ મનહર રસિક ગરબાવળી ભાગ ૧ થી ૬'માં "કૅફીના વાયરાના મહિના," "કજોડાવાળી સ્ત્રીના વિલાપ વિશે ગરબી."

૩૦. પાઠક બદરપુરવાળા, 'દીનદુહિતા' (બાળકન્યા અને વૃદ્ધ પુરુષનાં કજોડાનાં લગ્નનું દુ:ખ).

૩૧. કવિ સુંદરદાસ પૂંજાભાઈ, 'સુંદર સંગીત', "કૅફને તિરસ્કાર," "અફીણનો હેવાલ."

૩૨. કવિ અંબાલાલ પ્રહ્‌લાદજી, 'અક્કલનું પડીકું ઉર્ફે શિખામણની સોટી', "ચા" (તેનાં દૂષણ), "દારૂડિયાને મરતી વખતે તેની સ્ત્રીએ રૂબરૂમાં કરેલું રૂદન," "સટોરિયાની સ્ત્રીએ ધણીની રૂબરૂમાં કૂટેલો કોમિક રાજિયો," "જુગારીને ઝાડૂ."

આ યાદી સંપૂર્ણ નથી.

**મણિકાન્ત કાવ્યમાલા :**

પંડિત યુગમાં 'મણિકાન્ત કાવ્યમાલા' ખૂબ લોકપ્રિય હતી. તેમાંનું નીચેનું કાવ્ય હરેક બાલાને મોઢે હતું :

શશિકાન્ત મારા લગ્નની કંકોતરી આ વાંચજો
કંકુ નથી મમ રક્તના છાંટા પડ્યા આ માનજો.

આ કાવ્યમાં માતાપિતાએ સ્નેહીને મૂકીને અન્યત્ર પરણાવેલી યુવતીનો હૃદયસ્પર્શી વિલાપ સરલસફલ વાણીમાં આલેખાયેલો છે.

**ગાંધીયુગ :**

ગાંધીયુગે પ્રજાનું માનસ સમાજસુધારા તરફથી રાજકારણ તરફ વળ્યું. રમણભાઈ વગેરે સુધારકોની ફરિયાદ છે—ગટુભાઈ ધ્રુએ મને એ કહેલું—કે આને લીધે સંસારસુધારાનું કામ અધૂરું રહી ગયું.

૧૯૨૧થી રાષ્ટ્રભક્તિનાં, સત્યાગ્રહનાં, લડતનાં કાવ્યો શરૂ થયાં, ને ૧૯૩૧થી તેમાં જુવાળ આવ્યો. અલબત્ત, આગળ આપણે જોયું તેમ, તે પછી પણ સંસારસુધારણાનાં કાવ્યો લખાયાં હશે ખરાં. છતાં, ૧૯૩૦ને સંસારસુધારાનું હંસગીત ગણી શકાય. વળી, ૧૯૩૦ સુધીનાં એ સૌ સુધારાવિષયક કાવ્યોમાં દલપત કે નાનાલાલ જેવી કોઈ અસાધારણ ગુણવત્તા નથી.

લગભગ એ કાળથી સંસારસુધારામાં અમુક નવા વિષયો ઉમેરાય છે. ઉ. ત. હરિજનમુક્તિ. બુદ્ધ-મહાવીર અને નરસિંહ મહેતાએ ઉપદેશેલો હરિજનઉદ્ધાર ગાંધીજીને હાથે જ સાચું બળ ને ગતિ પામ્યો. આથી ભારતની વિવિધ ભાષાઓમાં હરિજનઉદ્ધારનાં કાવ્યો રચાયાં છે. જેમ કે દક્ષિણ ભારતમાં કવિ અસનનાં કાવ્યો. પણ ગુજરાતના એ જાતના સાહિત્યમાં "ઢેડના ઢેડ ભંગી" વગેરેમાં ગદ્ય જેટલું બળવાન છે તેટલું બળવાન પદ્ય નથી. કદાચ, સુધારો કવિતા દ્વારા ન પ્રરૂપાય એ સમજ પ્રજામાં વધતી ચાલી છે, અને માટે પણ આ જાતનાં કાવ્યો ઓછાં લખાયાં હશે.

ગાંધીજીએ નશાબંદીના સુધારાને પણ વેગ આપ્યો. મારા મન પર એવી છાપ પડી છે કે હરિજન-મુક્તિ કરતાં નશામુક્તિનાં કાવ્યો વિશેષ પ્રમાણમાં રચાયાં છે.

સ્ત્રીસન્માન ઉપર સુધારકોએ—ખાસ કરીને પંડિતોએ, અને તેમાંયે નાનાલાલ અને રમણભાઈએ ઘણો ભાર મૂક્યો છે. ગાંધીજીએ નારીઉત્થાનનું કામ તે કરતાંયે વિશેષ કર્યું છે. નાનાલાલનો ઉદ્દેશ મુખ્યત્વે મૌખિક હતો, ક્રિયાશીલ સુધારો પત્ની પૂરતો સીમિત હતો. રમણભાઈનો સ્ત્રીસન્માનનો ઉપદેશ પણ મુખ્યત્વે મૌખિક હતો, અને ક્રિયાશીલ સુધારો પોતાના કુટુંબ પૂરતો મર્યાદિત હતો. ગાંધીજીએ સ્ત્રીને કાર્યમાં ને જાહેરજીવનમાં જોતરીને સ્ત્રીસન્માનનું કાર્ય પાર પાડ્યું, અને તે આખા ગુજરાત અને આખા ભારતની સ્ત્રી પરત્વે. જીવન અને ક્રિયામાં ઊતરેલું આ નારીસ્વાતંત્ર્ય (emancipation of woman) ગદ્ય ને પદ્ય એકેમાં પ્રતિનિધિત્વ પામ્યું નથી. આ જરા અજબ વસ્તુ છે. કદાચ કોઈ સમર્થતર સાહિત્યકારની સમર્થ પ્રતિભા એ માટે આવશ્યક હોય. ગમે તેમ, આ જરા અજબ વસ્તુ છે, અને તેનાં કારણો કોઈએ શોધવાં જોઈએ.

## DECORATIVE ARTS AND CRAFTS OF INDIA

It is not necessary to dilate on the decorative arts and crafts of India, for their excellence has always been beyond dispute. The generalised sense of beauty which they imply is one of the greatest proofs that there can be of the value and soundness of a national culture. Indian culture in this respect need not fear any comparison: if it is less predominantly artistic than that of Japan, it is because it has put first the spiritual need and made all other things subservient to and a means for the spiritual growth of the people. Its civilisation, standing in the first rank in the three great arts as in all things of the mind, has proved that the spiritual urge is not, as has been vainly supposed, sterilising to the other activities, but a most powerful force for the many-sided development of the human whole.

[*"The Significance of Indian Art"*] **—Shri Aurobindo**

## ☆ ☆ ☆ આયુર્વેદમાં કવિતા

લેખક : શ્રી મુકુંદરાય વિ. "પારાશર્ય" ભરતકુંજ, ભાવનગર

'પ્રાચીન ભારતીય જીવન પોતે જ કવિતા હતું અને તેથી તેમની સર્વ પ્રવૃત્તિમાં તેમ જ વાઙ્મય વ્યાપારમાં પણ કવિતા જ નીતરતી.' આવી એક ઉક્તિ મેં મારા નાનપણમાં સાંભળેલી. એ વાત ખરી હોવાનો સંભવ મને લાગે છે. પ્રાચીન ગ્રંથકારોએ મહાકાવ્યો, નાટકો વગેરે પદ્યમાં રચ્યાં છે એટલું જ નથી; પણ અધ્યાત્મગ્રંથ, અર્થશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, છંદ અને જ્યોતિષશાસ્ત્રના ગ્રંથો, વ્યાકરણશાસ્ત્રના ગ્રંથો, શબ્દકોશો, આયુર્વેદ, હસ્તિવેદ વગેરે પરના ગ્રંથો, રાસાયનિકશાસ્ત્ર પરત્વેના ગ્રંથો વગેરે, સામાન્ય રીતે શુષ્ક કહી શકાય તેવા કઠિન બૌદ્ધિક જ્ઞાનના ગ્રંથો પણ રસમય પદ્યમાં રચ્યા છે.

જ્યાં વિચાર જ પ્રધાન અને અણિશુદ્ધ તર્કરૂપે નિરૂપવાનો હોય છે તેવા ન્યાય, ધર્મ, વ્યાકરણ તથા આયુર્વેદવિષયક ગ્રંથોને પદ્યમાં મૂકવા, એ વિષયને વિશદ નહિ પણ અસ્પષ્ટ અને શિથિલ કરવા જેવી પ્રવૃત્તિ આજના બુદ્ધિમાનોને પહેલી નજરે લાગે, કદાચ હાસ્યાસ્પદ પણ લાગે. પરંતુ એ પ્રાચીન ગ્રંથોના પરિશીલન પછી તો એવું જણાય છે કે એ ભયસ્થાનનો પૂરો ખ્યાલ ભારતના એ પ્રાજ્ઞ ઋષિવરોને સંપૂર્ણ હતો, એટલું જ નહિ પરંતુ દીર્ઘદૃષ્ટિએ તેઓએ એ પણ વિચાર્યું હોય તેમ સંભવે છે કે તેવા અતિ કઠિન વિચારો, સિદ્ધાંતોને જો કાવ્યત્વનો ઓપ આપી પદ્યમાં નીરૂપ્યા હોય તો માનવહૃદયમાં તે દૃઢતર રીતે અંકિત થાય, સ્વાત્મ્ય થાય અને સંસ્કૃતિના પ્રવાહમાં એ વિચાર ભૂંસાઈ ન જતાં, કાલથી અપરિછિન્ન કાવ્યત્વને કારણે, માનવજીવનને ઉન્નત કરીને પોતે જળવાઈ રહે. તર્કપ્રધાન જ્ઞાનાત્મક બુદ્ધિ અને સુખદુઃખાત્મક સંવેદનશીલ લાગણીપ્રધાન હૃદય એ બંને આમ તો એક જ માનવજીવનની અનુભૂતિનાં આવશ્યક બે પાસાં છે. એટલે એ બેવડે દોરે નિરૂપાયેલ અનુભવ ઉપકારક રીતે વધુ જળવાય એ સંભવ તેમણે સ્વીકાર્યો છે. આ કારણે આધુનિક બુદ્ધિપ્રધાન વર્ગ જે વિષયે આજે વિચારતો થયો છે તેવા સૂક્ષ્મતમ વિચારો પ્રતિભા-સંપન્ન કાવ્યરૂપે પદ્યમાં નીરૂપાયેલા પ્રાચીન ગ્રંથોમાં જળવાઈ રહ્યા છે. ઉદાહરણાર્થે —

(૧) सर्वं परवशं दुःखं सर्वं आत्मवशं सुखम्।

(मनुस्मृति)

[અર્થ : જે જે બાબતમાં પારકા પર આધાર રાખવો પડે તે તે બધું જ દુઃખદાયક છે. અને જેનો જેનો

(૨) धर्मार्थकाममोक्षाणां आरोग्यं मूलमुत्तमम्।

(चरक–संहिता १–१–१५)

[અર્થ : ધર્મ, અર્થ, કામ અને મોક્ષ—આ ચારેય પુરુષાર્થ સિદ્ધ કરવા માટે આરોગ્ય એ ઉત્તમ કારણ છે.]

આવા મૂળભૂત વિચારને સાદા સરળ શબ્દોમાં છતાં એવી ચોટદાર રીતે રજૂ કર્યા છે કે એક વાર વંચાયેલું કે સાંભળેલું તે વાક્ય વિચારવાનના મનમાંથી ખસે નહિ. હાલમાં સંસ્કૃત ભાષા આપણને સમજાતી બંધ થતી જાય છે તે કારણે ભાષા સમજાવાથી જે આસ્વાદ્ય લાગે તે ન સમજાવાથી નકામું લાગે. પ્રત્યેક બાબતમાં ભોક્તાપણાની પણ અધિકાર-પાત્રતા જોઈએ છે.

એક ભાષામાંથી બીજી ભાષામાં કેવળ સ્થૂળ વ્યાવહારિક વાત કે વિચારને ઉતારવો સરળ હશે પણ ભાવને તથા સૂક્ષ્મ વિચારને ઉતારવો કઠિન છે. અને ભાવસભર વિચારને યા વિચારસભર ભાવને ઉતારવો તે કઠિનતર છે. મૂળના ભાવ કે વિચારના પ્રાબલ્યને અંગે ભાષાંતરમાંથીયે ઘણું મળે. ઈશ, કઠ, મુંડક વગેરે ઉપનિષદોનો પ્રભાવ જુદી જુદી ભાષામાં થયેલ ભાષાંતરો દ્વારા પડેલ છે ને પડે છે, છતાં ઔપનિષદિક મૂળ

ભાષાના જાણનારને તેમાં જે કક્ષાએ હૃદયંગમતાનો અનુભવ થાય તે અન્યને ન થઈ શકે, તેવું વિધાન ઔપનિષદિક ભાષાને સારી પેઠે ભણ્યા પછી પશ્ચિમનો વિદ્વાન પણ કહે છે.

આયુર્વેદગ્રંથો પણ એ કવિતામય જીવનની નીપજ હોવાથી તે ગ્રંથોમાંયે વિચારના તળમાં કાવ્ય પથરાયેલું છે. ઉપમા દઈને કહેવું હોય તો એમ કહેવાય કે આયુર્વેદનું બૌદ્ધિક જ્ઞાનરૂપી હોડું પ્રસન્ન જીવનની ઊંડી ને વિશાળ સરિતાના પ્રવાહમાં વિહાર કરતું સહજતાથી તર્યે જાય છે.

ચરકસંહિતામાં સાંખ્યદર્શનની પદ્ધતિથી પ્રકૃતિ-પુરુષના વિવેક વડે દેહસંયુક્ત આત્માની નિરામય અવસ્થાનું વર્ણન કર્યું છે. એથી સ્પષ્ટ ફલિત થાય છે કે પ્રાચીન આયુર્વેદાચાર્યોએ સ્વસ્થ પુરુષનો વિચાર દેહની પુષ્ટતા પરથી કર્યો નથી. ઈ. સ. પૂર્વેના સૈકાઓમાં સુશ્રુતે આપેલો સ્વસ્થની વ્યાખ્યાનો નીચેનો શ્લોક ઘણો જાણીતો છે. એ શ્લોકને વાગ્ભટ્ટ તથા ભાવમિશ્ર જેવા અનુગામી સમર્થ વૈદ્યોએ પોતાના ગ્રંથમાં ઉતાર્યો છે.

समदोष समाग्निश्च समधातुमलक्रियः।
प्रसन्नात्मेन्द्रियमनः स्वस्थ इत्यभिधीयते ।।

અર્થ : જે માણસના વાત, પિત્ત વગેરે દોષ; અગ્નિ, ધાતુ અને મળ, સર્વ સમાન પ્રમાણ અને ક્રિયાવાન હોય, જે પોતાના શરીરને હિતકારક ક્રિયા કરતો હોય અને જેનાં દેહ, ઇંદ્રિયો તથા મન પ્રસન્ન રહેતાં હોય તે માણસ સ્વસ્થ કહેવાય છે.

આ શ્લોકમાં કેવળ દેહ પુષ્ટ અને બલસંપન્ન હોવાની વાત નથી, તેમ તે સાથે મન તરવરાટવાળું હોવાથી અર્થ સારે છે, તેમ પણ નથી. શરીર અને મન બંને બલસંપન્ન હોવા ઉપરાંત તેમની કોઈ પ્રકૃતિ કથળે નહિ તેવાં દૃઢ હોવાં ઘટે તથા તે બંનેની ગતિ આત્મકલ્યાણ તરફની હોવી ઘટે. મન અને દેહ, એ બંને જેનાં સાધન છે તેવો દેહમાં રહેલો આત્મા પ્રસન્ન ક્રિયાવાન અને હિતપથગામી હોવો જોઈએ, તેવી આવશ્યકતા-પાત્રતા આયુર્વેદ માગે છે. ઉત્તમ માનવસમાજના હિત માટે, સમાજની પ્રત્યેક વ્યક્તિના હિતોપાર્જન માટે, 'સ્વસ્થ'ની આ વ્યાખ્યા હૃદયંગમ અને કાવ્યસભર છે.

આ વ્યાખ્યા ઉપરાંત જીવનના મૂળભૂત ઉદ્દેશો અને તેને સિદ્ધ કરવા માટે ઉપર્યુક્ત વ્યાખ્યાને અનુસરતું નિરામય શરીર તથા મન બનાવવા સાથે વધુ બલ-ઓજસ્‌થી સંપન્ન કરવા માટે, વ્યક્તિ તથા સમાજનાં પરમ સુખ, શાંતિ અને સમૃદ્ધિની સિદ્ધિ માટે નિયમો આયુર્વેદ ગ્રંથોમાં નિરૂપ્યા છે. તેમાં રાત્રિચર્યા, દિન-ચર્યા, ઋતુચર્યાનાં વર્ણનો છે. શારીરિક દોષો પ્રકોપે નહિ તેમ જ માનસિક રોગ ન ઉદ્‌ભવે તે માટે પ્રથમથી પાળવાના નિયમો અને જાળવવાના આદર્શો છે. જેને સદાચાર તરીકે ગણવામાં આવે છે તે મૂળ તો મરીને પછી પરમાત્માને પામવાનો ધાર્મિક આચાર નથી પણ વસ્તુતઃ સમષ્ટિગત ચૈતન્યની એકતાની સમજણ સાથે આ જીવનમાં શરીર તથા મનની નિરામયતા તેમ જ વ્યક્તિ અને સમાજની શાંતિ તેમ જ સુખપૂર્વકનું દીર્ઘાયુષ્યમય જીવન ભોગવવાની વ્યવસ્થાનું વ્યવહારુ આચરણ છે. આવી આચારમય જીવનવ્યવસ્થાનું કાવ્યસભર દર્શન આયુર્વેદના ચરકસંહિતા, અષ્ટાંગહૃદય વગેરે ગ્રંથોમાં અત્રતત્ર નિરૂપાયેલું છે.

આયુર્વેદના આજે ઉપલબ્ધ ત્રણ પ્રાચીન ગ્રંથો તે અગ્નિવેશસંહિતા અથવા ચરકસંહિતા, સુશ્રુતસંહિતા અને અષ્ટાંગહૃદય છે. અગ્નિવેશના ગુરુબંધુઓ ભેળ, જાતૂકર્ણ, પરાશર, હારિત અને સારંગપાણિ હતા. તે દરેકે સ્વતંત્ર આયુર્વેદસંહિતા રચેલી અને તત્કાલીન તજ્જ્ઞોએ માન્ય કરેલી તેવું ચરકસંહિતામાં સ્પષ્ટ છે. પણ એ સંહિતાઓમાંથી ભેળસંહિતા ખંડિત અવસ્થામાં મળી છે. હારિતસંહિતા મધ્યકાલીન કોઈ વૈદ્યને હાથે એવું પ્રતિસ્કરણ પામી છે કે તેનું પ્રાચીનત્વ લુપ્ત થયું છે, સુશ્રુતસંહિતામાં દર્શાવેલ છે તે પ્રમાણે સુશ્રુતના સમકાલીન ઔપધેનય, ઔરભ્ર તથા પૌષ્કલાવત પ્રત્યેકે પ્રમાણભૂત શલ્યતંત્રની રચના કરેલી પણ તે આજે નામશેષ છે.

ગુપ્તયુગથી અર્વાચીન ન કહી શકાય તેવી એક કાશ્યપ સંહિતાની ખંડિત પ્રત નેપાળમાંથી મળી છે. તે ઉપરાંત અનેક પ્રાચીન આયુર્વેદ ગ્રંથકારોનાં નામ અને તેમની કૃતિમાંથી વાક્યોના, આયુર્વેદ ગ્રંથોના ટીકાકારોએ ટીકામાં ઉતારા કર્યા છે તે પરથી એટલું જરૂર અનુમાન તારવી શકાય છે કે પ્રાચીન ભારતમાં, ગુપ્તયુગ સુધીમાં પણ ઘણા ગ્રંથો આયુર્વેદના પ્રમાણભૂત ગણાતા તેવા હતા; પણ અનેક કારણોએ, કાળપરિબળે, નાશ પામ્યા છે. ચરક, સુશ્રુત અને વાગ્ભટ્ટના ગ્રંથો બચ્યા છે. એને ગુરુત્રયી કહેવાય છે. આમાંથી ચરક-સુશ્રુત વિષે આપણને વધુ માહિતી નથી; પણ વાગ્ભટ્ટ વિષે તો ગ્રંથાન્તરગત તથા બહિર્ પ્રમાણ છે કે તે સમર્થ વૈદ્ય હોવા ઉપરાંત વૈયાકરણી, કવિ તથા કાવ્યકોવિદ હતા. તેનો વાગ્ભટ્ટાલંકાર ગ્રંથ કાવ્ય-અલંકાર પર ઘણો જાણીતો છે. તેની કાવ્યશક્તિનો પરિચય અષ્ટાંગહૃદયના સામાન્ય અર્થવાળા શ્લોકોમાં પણ તેણે ઉત્પન્ન કરેલા પદલાલિત્યથી જોવા મળે છે. દૃષ્ટાંત તરીકે

शशांक-लेखा सविडंग-मूला
सपिप्पलीका सहुताशमुक्ता ।
सयोमला सामलका सतैला
कुष्टानि कृच्छ्राणि निहंति लीढा ।। चिकित्सास्थानम्, अ. १९ श्लो. ४६ ।।

અર્થ તો સામાન્ય છે. બાવચીને ૧ વાવડીંગ અને પુષ્કરમૂળ સાથે, ૨. લીંડીપીપર સાથે, ૩. ચિત્તા સાથે, ૪. મંડુર સાથે, ૫. આંબળાં સાથે, ૬. વિડંગતેલ સાથે ચાટવાથી તે કૃચ્છસાધ્ય કુષ્ટને પણ મટાડે છે. આ ભાવાર્થ સાદો હોવા છતાં કેવળ શ્રવણમનોહર યમકાદિ વડે ઉપજાતિ છંદમાં ઉપસાવ્યો છે!

અનુષ્ટુપ ઉપરાંત, ઉપજાતિ, ઇંદ્રવજ, વસંતતિલકા, આર્યા, ગીતિ, માલિની, શાલિની, વૈશ્વદેવી પુષ્પિતાગ્રા, શાર્દૂલવિક્રીડિત, મંદાક્રાન્તા, હરિણી વગેરે છંદોને નિર્દોષ, પ્રસન્ન બાળક જેવા બનાવી એ પોતાના હાથમાં રમાડે છે. વૃત્તોનું આવું વૈવિધ્ય વાગ્ભટ્ટના પુરોગામી ગ્રંથોમાં નથી. વળી એ પણ તદ્દન સ્વાભાવિક છે કે આયુર્વેદ જેવા વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય પરિભાષાવાળા ગ્રંથમાં નિર્બંધ યથેચ્છ કલ્પનાવાળી ભાવપ્રધાન કાવ્યસરિતા ન હોય, તે છતાં એ ગ્રંથોના પરિશીલનથી આપણને સાશ્ચર્ય આનંદ થાય તેટલા પ્રમાણમાં ગ્રંથકારોએ પદ્યરચનાને મધુર પ્રાસાદિક અને અર્થના દૃઢીકરણ માટે ઉપમા સાદૃશ્યાદિ અલંકાર વડે સજી છે. ગુરુત્રયીથી ઓળખાતા આ ત્રણેય ગ્રંથોમાં પુષ્કળ પ્રમાણમાં એ જોવા મળે છે. જેમ કે—

इदमेवमुदारार्थमज्ञानां न प्रकाशकम् ।
शास्त्रं दृष्टिप्रणष्टानां यथैवादित्यमण्डलम् ।।
—चरक, सूत्रस्थानम् अ – ३०. श्लो. ८५

અર્થ : જેઓની દૃષ્ટિ નષ્ટ થઈ છે તેઓને, જેવી રીતે સૂર્યમંડળ પ્રકાશ કરતું નથી,—સૂર્યપ્રકાશથી મળતું દર્શન તેને કોઈ થતું નથી, તેવી રીતે ઉદાર અર્થવાળું હોવા છતાં આ શાસ્ત્ર, જેને જ્ઞાન મેળવવાની દાનત નથી તેને પ્રકાશદાતા-જ્ઞાન દેનારું બનતું નથી.

यथाह्यल्पेन यत्नेन छिद्यते तरुणस्तरुः ।
स एवाति प्रवृद्धस्तु छिद्यतेऽति प्रयत्नतः ।।
एवमेव विकारोपि तरुणः साध्यते सुखम् ।
विवृद्धः साध्यते कृच्छाद् साघ्यो वाऽपि जायते ।।
—चरक, निदानस्थानम् अ–५ श्लो. १४–१५

અર્થ : નવું ઊગતું ઝાડ અલ્પ યત્નથી કાપી શકાય. વધ્યા પછી અતિ યત્ને કાપી શકાય. તેવી રીતે વિકારરોગ પણ નવો થતો હોય તેવામાં જ અટકાવવો સહેલ છે. વધ્યા પછી એ રોગ મુશ્કેલીથી મટે અથવા નયે મટે.

(૩)

यथा खरश्चन्दन भारवाही
भारस्य वेत्ता न तु चन्दनस्य।
एवं हि शास्त्राणि बहून्यधीत्य
चार्थेषु मूढाः खरवद्वहन्ति ॥

—सुश्रुत, सूत्रस्थानम् अ. ४ श्लो–३

અર્થ : જેમ ચંદન વૃક્ષના લાકડાના ભારાને ઊંચકનાર ગધેડો એ ચંદનના ભારાના બોજાને જાણે છે પણ ચંદનના ચંદનપણાને કે તેની સુવાસ વગેરે ગુણોને જાણતો નથી તે રીતે ઘણાં શાસ્ત્રોનું અધ્યયન કર્યા છતાં તેના અર્થ કે તેની ઉપયોગિતાને જે જાણતા ન હોય તેવા મૂઢ લોકો શાસ્ત્રજ્ઞાનનો નકામો ભાર વેઠે છે. શાસ્ત્રોના ચમત્કારને તેઓ સમજી શકતા નથી.

આવાં થોડાંક નહિ પણ અસંખ્ય ઉદાહરણો ચરક-સુશ્રુતની સંહિતામાંથી આપી શકાય. પણ અહીં ઉદાહરણોનો સંગ્રહ કરવો અભિપ્રેત નથી. અહીં તો કાવ્યમય ઉન્નત જીવનદર્શનવાળા આયુર્વેદાચાર્યોની કવિતાનાં અલ્પ દર્શન કરવા-કરાવવાનાં છે. અને એ દર્શાવવું છે કે જે પ્રકારની ઉન્નત દૃષ્ટિ ઋષિવરો જેવા આયુર્વેદાચાર્યોમાં હતી તે પછીના ગ્રંથકર્તાઓમાં નથી. દાખલા તરીકે વાગ્ભટ્ટ સમર્થ વૈદ્ય છે, સમર્થ કવિ છે. તેનું પદલાલિત્ય ચરક-સુશ્રુત કરતાં ઊંચી કોટિનું છે, તે છતાં તેની દૃષ્ટિમાં ભોગપરાયણવૃત્તિનું પ્રમાણ પૂર્વાચાર્યો કરતાં વધુ દેખાય છે. દા. ત. નીચેના હરિણી છંદમાં પદલાલિત્ય વડે શૃંગારનું ઉદ્દીપન કરતો મદાત્યય-ચિકિત્સામાં મૂકેલો શ્લોક જોઈએ :

रहसि दयितामंके कृत्वा भुजान्तरपीड़ना—
त्पुलकिततनुं त्रातस्वेदां सकम्पपयोधराम्।
यदि सरभसं सीधूद्गारं न पाययते कृती
किमनुभवति क्लेशप्रायं ततो गृहतंत्रताम् ॥

—अष्टांगहृदय, चिकित्सा-स्थानम् अ. ७ श्लो. ८८

અર્થ : એકાંતમાં બંને ભુજાઓની વચ્ચે આશ્લેષમાં દાબવાથી જેનાં અંગાંગ પુલકિત થઈ ઊઠયાં છે, જેને સ્વેદનાં બિંદુ પ્રકટે છે અને જેનાં પયોધર કંપિત થઈ રહ્યાં છે તેવી પ્રિય યોષિતાને પોતાના અંકમાં લઈને જો પ્રવીણ પુરુષ આગ્રહ વડે મદ્યનો એક ઘૂંટડો પાતો નથી, તો પછી ક્લેશપ્રાય થાય તે રીતે ગૃહસ્થાશ્રમનું કષ્ટ શા માટે વેઠે છે?

મદ્યપાન પ્રત્યેની આવી અભિરુચિ અને સ્ત્રીપ્રસંગમાં તેના વિનિયોગનું દર્શન આપણને ચરક-સુશ્રુતમાં મળતું નથી.

પછીના સમયમાં આયુર્વેદની જ્ઞાનશાખામાં વિસ્તાર દેખાય છે. નાડીવિજ્ઞાન તથા ભસ્મો અને રસોનું વિજ્ઞાન શાર્ઙ્ગધર જેવા ગ્રંથોમાં મળે છે. પણ ઉપર્યુક્ત જીવનનું ઉન્નત દર્શન ઝાંખું પડતું લાગે છે. આદર્શ મનના નિર્મળ વિકાસનો નહિ પણ શારીરિક બલસંપત્તિનો લાગે છે અને વૃત્તિ જીવનમાં સાધનભાવ રાખનાર નહિ પણ ભોગભાવ રાખતી દેખાય છે. 'વૈદ્યજીવન' નામે અમુક વૈદ્યવર્ગમાં વખણાતા લોલિંબરાજના ગ્રંથમાંથી બે ઉદાહરણો લઈએ :

येषां न चेतो ललनासु लग्नं
मग्नं न साहित्य-सुधा-समुद्रे
ज्ञास्यन्ति ते किं मम हा प्रयासान्
अन्धो यथा वारवधू-विलासान् ॥

—वैद्यजीवन, उल्लास—१. श्लो. ४०

અર્થ : જેમનું ચિત્ત લલના-સ્ત્રીઓમાં સંલગ્ન થયું નથી અને સાહિત્યની સુધારૂપી સમુદ્રમાં ડૂબ્યું નથી તેઓ, આંધળો જેમ વારાંગનાના હાવભાવ આદિ વિલાસને જાણી શકતો નથી તેમ અરે, મારા આ શ્રમને શું જાણશે?

प्राणप्रेयसि मा पिबन्तु पुरुषाः पित्तज्वर-व्याकुला
नाना वल्लिजलं विलम्बिफलं पाने विषाद प्रदम्।
तत्तैः किं क्रियतां चिकित्सकषते मुग्धे सुखं सेव्यतां
सद्यस्तापहरः सुधाधिकतरः कान्ताधरः केवलम्॥

—वैद्यजीवन, उल्लास १. श्लो. ४०

અર્થ : પ્રાણ સમાન વહાલી હે સ્ત્રી, જે પુરુષો પિત્તજ્વરથી પિડાયેલા હોય તેમણે જુદી જુદી ઔષધિઓના ક્વાથ કે જે પીવાથી દરેક વખતે ઘણું કષ્ટ થાય છે અને ફાયદો ઘણી લાંબી મુદતે કરે છે, તે પીવાં નહિ. સ્ત્રી કહે છે કે હે ચિકિત્સક, તો શું કરવું? પતિ અને વૈદ્ય ઉત્તર દે છે : હે મુગ્ધે, તાપને તરત જ હરી લેનાર અને અમૃત કરતાં પણ અધિક સ્વાદવાળો સ્ત્રીનો અધર માત્ર તેમણે સુખથી સેવવો.

પણ આવાં ઉદાહરણો અન્ય આયુર્વેદ ગ્રંથોમાંથી ભાગ્યે જ સાંપડે તેવી આયુર્વેદ ગ્રંથકારોની પરંપરા જળવાઈ છે.

આયુર્વેદના ગ્રંથો જેમ સંસ્કૃતમાં તેમ ભારતની અન્ય ભાષાઓમાં પણ ઘણાખરા પદ્યમાં રચાયા છે. ગુજરાતી ભાષામાં આવા પ્રયાસો થયેલા છે. પ્રસિદ્ધ વૈદ્યરાજ ઝંડુ ભટ્ટજીના ભાઈ મણિશંકર વિઠ્ઠલજીએ તથા જટાશંકર વિઠ્ઠલજીએ પદ્યમાં થોડું આયુર્વેદજ્ઞાન ગ્રથિત કરેલું. ગુજરાતી સાહિત્ય પરિષદમાં લીલીઆ-મોટાના વૈદ્યરાજ હરિલાલ પ્રભુરામે ચિકિત્સા માટેના પ્રયોગોને વસંતતિલકાની રમણીય પદાવલિમાં નિબંધ તૈયાર કરી છપાવેલો. આયુર્વેદમાંના આ કવિતાપ્રવાહને વહેતો જોવાનું આપણું અને આપણા અનુગામીઓનું સદ્ભાગ્ય ટકી રહો, એ શુભેચ્છા.

## MY BOYHOOD-DAYS

Monday was our usual day to collect dues from the village. As I entered the village street for this business, sprightly Maher women would greet me in their traditional style and speak sweetly when they understood the purpose of my visit. A raised coloured seat of wood, decorated with green parrots, and a red back support with a soft cushion was offered to me and before I said a word about my mission, they would answer in clear, ringing, sincere tone: "Nanu, my dear, do come next Monday. We have no cash to offer but will give you *ghee* worth that amount." Then they sent greetings to the members of my family and extended an invitation to my mother to visit their 'humble cottages'. These visits were quite interesting, for as I left their houses, they would affectionately fill my pockets with *til*-seeds and I would forget the pain of not receiving the dues on these visits. I thus basked in the sunshine of their affection and warmth of their unaffected sincerity.

(From: "*Dream Half-Expressed*") **—N. K. Mehta**

## ☆ ☆ ☆ પારસી–સાહિત્યકારોનું ગુજરાતી સાહિત્યને પ્રદાન

લેખક : **શ્રી મિનુ દેસાઈ**, તંત્રી 'મુંબઈ સમાચાર' મુંબઈ,

### (૧) પારસી કવિઓ

આગલા પારસી કવિઓનો ઈતિહાસ, તેમના કાવ્યગ્રંથોના રસાસ્વાદ તથા તેમની વ્યાપક સર્જનશક્તિ જો વિસ્તારપૂર્વક રજૂ કરવામાં આવે તો એ એક અત્યંત રસપ્રદ હારમાળા બની જાય, એટલું જ નહિ પરંતુ ગુજરાતી કવિતાસાહિત્યના કોઈ પણ નિષ્ઠાવાન અભ્યાસીને માટે ખૂબ જ શ્રેષ્ઠ સંશોધનક્ષેત્ર પણ મળી રહેવા પામે. અત્રેથી તો એવા થોડાક અત્યંત ગણતરીના પારસી કવિઓ, આજથી સદી બે સદી પહેલાં કેવી કવિતા લખતા હતા તેનો નમૂનારૂપ આસ્વાદ જ લઈશું.

આપણે સૌ પ્રથમ 'મનસુખ'ની કવિતા લઈશું. ઈ. સ. ૧૮૨૭માં એ જન્મેલા અને ૧૯૦૨માં એમનું અવસાન. જો કે 'મનસુખ'ના સમય પહેલાં પણ પારસીઓ ગુજરાતી કવિતા લખતા. તેમાં શ્રી રૂસ્તમ પેસોતન ખાસ ઉલ્લેખનીય છે. એમની પહેલાં જે કવિતા લખાતી તેના વિષય માત્ર જરથોસ્ત ધર્મનાં શિક્ષણ અને બોધ જ રહેતાં. શ્રી રૂસ્તમ પેસોતનનો સમયકાળ સોળમી સદીનો અંત અને સત્તરમી સદીનો આરંભ હતો. ૧૬૭૬માં વીરરસથી સભર રચનાઓ એ કવિ કરતા. અલબત્ત, તેમાં મુખ્યત્વે તો પ્રસિદ્ધ ઈરાની શાયર ફિરદોશી તૂશીના 'શાહનામા'નાં પાત્રો જ કવિતાના મુખ્ય વિષયરૂપ રહેતાં. એમની રચનામાં ફારસીની સાથે કોઈ કોઈ વાર સંસ્કૃત શબ્દો પણ આવી જતા. ઉચ્ચ વર્ણનશક્તિને લઈને શ્રી રૂસ્તમ પેસોતનની કવિતા વિશેષ ધ્યાન ખેંચતી. ઈરાની સ્ત્રીનાં આભૂષણ વર્ણવતાં એ કેવી ઉપમા વાપરતા એ વિષે થોડુંક વિચારીએ.

સ્વ. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ આ બાબત ઉપર વિવેચન કરતાં જણાવ્યું હતું કે, "કવિએ સંસ્કૃત અને ગુજરાતી શબ્દો વડે પોતાના કાવ્યનો પાયો રચ્યો છે. રચનાનો ઘાટ અવસ્તા, પહેલવી અને ફારસી શબ્દો અને વાકયોથી ઊભો કર્યો છે, તેથી એ કાવ્યનો અર્થ અને ખૂબી સાધારણ ગુજરાતી જાણનારને સમજવાં મુશ્કેલ થઈ પડે છે. અસલી ઈરાની સ્ત્રીઓનાં સૌંદર્ય અને આભૂષણો, એનું વર્ણન, જાણે કોઈ સંસ્કૃત ગ્રંથમાંથી જ લીધા હોય એમ લાગે છે."

શ્રી કનૈયાલાલ મુનશીએ પણ 'ગુજરાત ઍન્ડ ઇટ્સ લિટરેચર'માં નોંધ્યું છે કે, "સુરતના એરવદ રૂસ્તમ પેશોતનની રચનાઓ પર સંસ્કૃતની અસર જોવાય છે, એટલું જ નહિ પણ પારસીઓએ અપનાવેલા હિંદુ રીતરિવાજોની છાપ પણ એની ઉપર રહેલી છે."

આ કવિના પણ પહેલાં ઈ. સ. ૧૪૫૧માં શ્રી બહેરામ લખમીધર નામના પારસીએ કવિતાના થોડાક પ્રયોગો કર્યા હતા. પરંતુ તેમાં મુખ્યત્વે અનુવાદ જ હતા. ત્યાર પછી સત્તરમી સદીમાં શ્રી કાઉસ મીરઝાં ખુશરો (૧૭૧૬), કાઉસ મુનઅજમ (૧૭૧૭) અને કાઉસ જલાલ (૧૭૧૮) એ ત્રણેએ કવિતાના અવનવા પ્રયોગો કર્યા. આ ત્રણે કવિની તે સમયના શ્રેષ્ઠ વિદ્વાનોમાં ગણના થતી. અરેબિક, ફારસી અને પહેલવી ભાષાઓના એ ત્રણે પંડિત ગણાતા. સમ્રાટ અકબરના રાજ્યઅમલ દરમિયાન 'ઇયઝદાની' નામનો એક ઈરાનીસમૂહ દિલ્હીમાં આવી ચડયો હતો. તેઓ પાસે 'દબેસ્તાન' અને 'સારેસ્તાન' નામના બે અત્યંત મૂલ્યવાન ગ્રંથોની હસ્તપ્રત હતી, જે બંને ગ્રંથો શ્રી દસ્તુર કાઉસ ફરેહન મુનઅજમે ભારે જહેમતે પ્રાપ્ત કર્યા. અને એના સરળ અનુવાદ પ્રગટ કર્યા. એ બધી ગુજરાતી ભાષા ખૂબ જ વિચિત્ર અને અથાગ પરિશ્રમે જ વાંચી શકાય એવી હતી. 'મુંબઈ સમાચાર'ના સ્થાપક સ્વ. શ્રી ફરદુનજી મર્ઝબાનજીએ "સારું ગુજરાતી લખવાની હવે જરૂર છે", એમ કહીને ગુજરાતીમાં ગદ્ય અને પદ્યનો નવો યુગ શરૂ કર્યો. 'નોશાકરી પીલાં'ના વિદ્વત્તાભર્યા ગ્રંથમાં લેખકે વાજબી રીતે નોંધ્યું છે કે, "એટલું તો કબૂલવું જ પડશે કે ધારા

પામેલી ગુજરાતી ભાષા લાવવાનો ચીલો ફરદુનજીએ પાડી ચૌદમા શતકની પારસી-ગુજરાતીનો મૃત્યુઘંટ વગાડી દીધો."

પ્રસિદ્ધ ફારસી ગ્રંથો 'ગુલિસ્તાન' અને 'બોસ્તાન'નો સ્વ. ફરદુનજીએ ગુજરાતીમાં કરેલો અનુવાદ પણ એમની મૌલિક કવિતારચના જેટલો જ સુંદર છે.

૧૮૩૯માં જન્મેલા શ્રી રૂસ્તમ ગુસ્તાસ્પ ઈરાની એક ઉલ્લેખનીય કવિ હતા. કવિ નર્મદાશંકરના એ મિત્ર હતા. વીર નર્મદ અંગે શ્રી રૂસ્તમ ઈરાની ગર્વપૂર્વક નોંધે છે કે, "કવિ નર્મદાશંકર લાલશંકર, જેમણે મને એકલા એક મીતર (મિત્ર) તરીકે પોતાની ઉદાર રૂપી વાણીથી પીંગળ કાયદાની કેળવણી આપી છે તે વિશે એ કવિનો હું જાહેરમાં ઉપકાર માનું ચ."

આ કવિએ 'રૂસ્તમી કવિતા' નામક તેમના કાવ્યસંગ્રહમાં 'પ્રભાતિયું' ઉપરાંત તોટક, શિખરિણી, મોદક, ઠુમરી, કાફી, રેખતો, લલિત તથા સારંગ વગેરે છંદો અને રાગોના સફળ પ્રયોગો કર્યા છે. 'સમયની બલિહારી' ઉપર કવિએ અફસોસની વાણી ઉચ્ચારતાં લખ્યું હતું કે,

પણ જમાના પાસ કંઈ ન ઓસતવાર,
જમાનાથી સઉ ચીજો ખુવાર-ખુવાર,
'મિસર'ના મીનારા, 'ઈરાન'નું તેજ,
'રૂમ'ની શાયબી, 'દિલ્હી'ના પેજ,
'તરક'નું જનુન ને 'ચીન'ની ચઢતી,
આવી છે જમાનાથી તારાજ થતી.
રૂસતમી બલ ને હરકયુલસી તોર,
આખીર જઈ શુતાં અંદર ઘોર.
'હાફેજી' શીરીની 'ફિરદુશી' ઝનુન,
'હાતમી' શખાવત, 'વીકરમી' પુન,
નાબુદ, નાબુદ, ભશંમ, ભશંમ,
આજ તેમની કિરતીના ઊડેચ દંમ"

ઈતિહાસનું સામાન્ય જ્ઞાન અને થોડાક પ્રયત્ન સાથે ઉપલી લીટીઓ સમજી શકાશે. માનવીનું તમામ ઐશ્વર્ય કાળની થપાટ આગળ કેવું ભોંયભેગું થઈ જાય છે તેનો ચિતાર આપવાનો કવિનો પ્રયત્ન છે.

આ સિવાય બીજા અસંખ્ય કવિઓને હાલ તુરત બાજુ ઉપર રાખી, ૧૮૨૭માં જન્મેલા કવિ મનસુખને જોઈશું. એમનું સાચું નામ તો શ્રી મંચેરજી કાવસજી લંગડાના. 'મનસુખી ગંજનામું' એ લગભગ પાંચસો પાનાનો મોટા કદનો એમનો કાવ્યસંગ્રહ, તે સમયે સૌ ઘરઘર વાંચતાં અને લગભગ બધા જ જાહેર સમારંભોમાં તેમાંથી રજૂઆત થતી. એમની કવિતામાં માનવજીવનને ઉન્નત બનાવવા નીતિના કેવા નિયમો આવશ્યક છે તે ઉપર વિશેષ ઝોક રહેતો. એક જ અવતરણ મૂકીશું :

"જેમ આફતાબ જોઈ ચેરાગ નહીં ખોહતો સબર;
તેમ જરૂર જેટલું જ મલે તો કરજે શોકર.
જેમ હર પંખી ધરાવેચ પાંખ અને પર
પણ નથી પાંખ ને પરમાં ઉડવાનો હુનર;
તેમ નહીં ઠરતો ખાલી અસબાબ ઉપઓગી.
અસબાબદારબી જોઈએ છે. ખુદ ઉદીઓગી.

લોહોડું જો હોએ છે જાતી જ જોહરદાર
તો બને છે તેની જ બહુ કીંમતી તલવાર;
તેમ હોએ છે જે પાદશાહ મરદીમાં જ તીખો
તો ચાલેચ તેના જ નામનો જગમાં સીકો."

આ કવિતારચનામાં કલ્પના યા ભાષાબળનો અભાવ વર્તાશે, છતાં એ સમયનું પારસી 'જીવન, વાતાવરણ અને પરિસ્થિતિ તથા શિક્ષણનો પાયો'—એ બધાંનો વિચાર કરીશું તો આ કવિની રચનામાં ઠીક ઠીક માધુર્ય જોવા મળશે. ઈ. સ. ૧૯૦૨માં એ કવિનું અવસાન નીપજ્યું હતું. ત્યાર પછી પણ એમની કવિતા સારા પ્રમાણમાં વંચાતી રહી હતી.

શ્રી જમશેદજી નસરવાનજી પિટીટ ઈ. સ. ૧૮૫૮માં જન્મેલા અને સારા કવિ તરીકે પ્રખ્યાત થઈ ગયા. એમનો સુપ્રસિદ્ધ ગ્રંથ 'હમરી મઝેહ.' ઝાકળનું ટીપું જોતાં કવિના મનમાં જાગેલા ભાવ શ્રેષ્ઠ ઉપમાઓથી ભરપૂર છે. એની છેલ્લી પંક્તિ ખાસ જોવા જેવી છે. હાથમાં ગુલાબ લઈ પસાર થતી એક સૌન્દર્યવાન સ્રીને જોતાં એ જ કવિ શ્રી જ. ન. પિટીટ, વર્ણનાત્મક શૈલીમાં સુરેખ કલ્પનાબળ દાખવે છે:—

"લટકતો ગોલાબ એક હાથે ધરી
ચાલતી તે ઝાડોમાં લેહકો કરી,
ગાલો પર બેઠેલો હસતો રતાસ
જોઈને લજવાતો તે હાથનો ગોલાબ.
ગમીમાં ગયેલો તે હેઠળ નમી,
દુ:ખી થઈ ઝુમાયલો જમીન ગમી,
જેમ જેમ તે ઝાડીમાં લેતી'તી વાટ,
પગ હેઠલ પાતરાંઓ કરતાં ઘોંઘાટ.
વેલા, જે દબાતા પગની હેઠલ
જોવા એની ખુબસુરતી ઉઠે પાછલ."

'મ્હારી મઝેહ'ની રચનાઓ અંગે પાછળથી વર્તમાનપત્રોમાં સામસામી ચર્ચા અને ટીકાઓ ખૂબ થયાં હતાં. મહાકવિ નાનાલાલ શ્રી જ. ન. પીટીટની કવિતાના પ્રશંસક હતા. ૧૦–૧–૨૬ને દિન મળેલી એક પારસી સાહિત્યસભામાં મુખ્ય મહેમાનપદેથી શ્રી નાનાલાલે સ્પષ્ટતા કરી કે "મ્હારી મઝેહ"ના ભાષાપદના અને છંદપદના ચૂંથણાયે બદલ ભીતરની રસપરીક્ષા પ્રધાનપણે થઈ હોત તો પારસી ગુજરાતીની ચર્ચામાં કટુતા ન આવત. ઔદિચ્યો કે શ્રીમાળી બ્રાહ્મણ, શ્રીમાળી વાણિયા, દશા કે વીસા શ્રીમાળીઓ, સકળ શ્રીમાળીઓ કરતાં યે મહારા પૂર્વજો કરતાં યે પારસીઓ ઓછા ગુજરાતી નથી."

શ્રી જહાંગીરજી ખુરશેદજી વીકાજી તે સમયના એક જાણીતા કવિ હતા. 'નાજુક' ઉપનામે એ કવિતા લખતા. ઈ. સ. ૧૮૬૯માં જન્મેલા અને ૧૯૪૨માં અવસાન પામેલા આ કવિની કવિતામાં ભકિતની સાથે વિચારોનું માર્દવ જોઈ શકાય છે:

"ગરૂડપાંખે તેની તું તેજી નિહાલ;
ગોક્લગાયમાં જો તેની ધીરજની ચાલ.
ને મોરમાં જો તું એના મનની મરોડ;
ને કાગડામાં તેની સાદાઈ કઠોર,
હાથીમાં જો તેના હાથની મોટાઈ,
ને કીડીમાં જો એની બારીક બીનાઈ;

વરસાદમાં વરસતી જો તેની મેહેર,
ખેતરોમાં જો તેની લીલા લેહેર,
તડકામાં જો નેકીની તેનો ઉજાસ,
રાતમાં તેની કાળજી અને ચોકી તપાસ."

આ ઉપરાંત શ્રી દાદી તારાપોર, શ્રી જેહાંગીર અરદેશર તાલ્યારખાન, શ્રી જેહાંગીર સોરાબજી તાલ્યા-રખાન, શ્રી સોરાબ પાલમકોટ, શ્રી ફિરોઝ બાટલીવાળા અને તે પછી બહેરામજી મલબારી. આ બધા કવિઓ વિષે વિસ્તારપૂર્વક તેમની રચનાઓના પ્રકાશમાં વિવેચન કરાય. એ ઉપરાંત એ સમયના પારસી કવિઓએ કવિતામાં હાસ્યના જે અકેકા અવનવા પ્રયોગો કર્યા છે તે તો લગભગ હસતાં હસતાં થકવી દે તેવા છે. આ બધા ઉપર પણ સરસ પ્રકાશ પાડી શકાય તેમ છે.

શ્રી બહેરામજી મલબારીનાં પ્રવેશ સાથે જૂની પારસી કવિતાની રચનાકળાએ ક્રાંતિકારી પલટો લીધો. મલબારીએ જ ખાતરી કરાવી આપી કે કવિતારચના માટે શુદ્ધ ભાષા, તેજસ્વી કલ્પના અને છંદપ્રભુત્વ હોવું જ જોઈએ. મલબારીએ હિંદુ તત્ત્વજ્ઞાન અને હિંદુ સંસ્કૃતિનો આવકારદાયક સુમેળ સાધવાથી, એમની કવિતાથી જ પારસી લેખકોમાં 'સાચી કવિતા'નો યુગ શરૂ થયો.

સુપ્રસિદ્ધ ભાષાશાસ્ત્રી સ્વ. શ્રી જે. ઈ. સંજાના વારંવાર સહુ કોઈને કહેતા કે, "ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યના વિશાળ પ્રદેશમાં જેને 'પારસી ગુજરાતી' તરીકે ઓળખવામાં આવે છે તે ગુજરાતી ભાષાશાસ્ત્રનો એક નોંધનીય પ્રકાર છે અને તે ઉપર કાળજીપૂર્વક સંશોધન હાથ ધરીને તેને લગતી તમામ માહિતી પ્રગટ કરવાની ઘણી આવશ્યકતા છે."

## ૨. પારસી નવલકથાકારો

"વિવેચનકારની શક્તિની એક મુખ્ય કસોટી જ એ ગણાવી જોઈએ કે સાહિત્યના કોઈ એક ગ્રંથ કે ગ્રંથકારનું કર્યું, સર્વમાન્ય બની જાય એવું સત્ય, અત્યાર સુધી ગૂઢ રહેલું તે પહેલી જ વાર, એણે પોતાની વિવેચનકૃતિમાં મૂર્ત કર્યું અને તે પણ વાચકને આનંદ આપે એવા મનોહર આકારમાં મૂર્ત કર્યું."

—વિશ્વનાથ મ. ભટ્ટ

આપણા એક સંનિષ્ઠ વિદ્વાનના ઉપલા શબ્દો અનુસારનો કોઈ નિષ્ઠાવાન વિવેચક હશે તો તેને એક હકીકતનો અવશ્ય સ્વીકાર કરવો જ રહ્યો કે ગુજરાતની સૌ પ્રથમ નવલકથા શ્રી નંદશંકરકૃત 'કરણઘેલો' નહીં પરંતુ શ્રી સોરાબશા દાદાભાઈ મુનસફનાએ લખેલી 'હિંદુસ્થાન મધ્યેનું એક ઝૂંપડું' છે.

શ્રી વિશ્વનાથ ભટ્ટના ઉપલા શબ્દોને મળતા વિચારો એક બીજા વિચારકે વ્યક્ત કર્યા હતા કે "કોઈ એક હકીકત વર્ષોથી ચાલતી આવી હોય અને તે ઉપર સર્વસંમત મહોર પણ મરાઈ ચૂકી હોય, છતાં ઘણે મોડેથી પણ એ હકીકત દોષયુક્ત છે એમ આધારભૂત રીતે જો દર્શાવાય તો વિના વિલંબે પેલી 'સર્વસંમત મહોર' ભૂંસી નાખવી એનું નામ વિવેચકની નિષ્ઠા."

કદાચ માહિતીના અભાવે કે પછી ગમે તે કારણે શ્રી વિશ્વનાથ ભટ્ટથી માંડીને આજ સુધીના લગભગ બધા જ વિવેચકો અને અભ્યાસીઓનો આ મત છે કે 'કરણઘેલો' ગુજરાતની પ્રથમ નવલકથા છે. 'કરણઘેલો'માં પારાવાર ખામીઓ હોવા છતાં શ્રી વિશ્વનાથ ભટ્ટ કહે છે કે 'કરણઘેલો' એટલે ગુજરાતની જેવી તેવી તો પણ પહેલી કૌતુકપ્રિય નવલકથા.'

જોકે 'કરણઘેલો'ની પ્રકાશન સાલ અંગે પણ મતભેદ છે. 'ખુદ કરણઘેલો'ની શતાબ્દી આવૃત્તિમાં જ પ્રકાશન સાલ ૧૮૬૮ છપાઈ છે. અલબત્ત, એ વર્ષ ખોટું છે, કારણ ૩૧મી માર્ચ ૧૮૬૭ના 'ગુજરાત મિત્ર'માં એની વિસ્તૃત સમીક્ષા શ્રી નવલરામે કરી હતી, એટલે ૧૮૬૬ને જ સાચું વર્ષ ગણવું રહ્યું.

પારસી કોમ અંગે સો વર્ષ પહેલાંની પણ કોઈ આધારભૂત માહિતી મેળવવી હોય તો 'પારસી પ્રકાશ' છે. મુંબઈની પારસી પંચાયત દર વર્ષે વિશાળ ખર્ચ કરીને એકેએક મહત્ત્વના પારસી પ્રસંગની નોંધ રાખે છે. આ 'પારસી પ્રકાશન'માં તેના સંપાદક શ્રી બમનજી પટેલ સ્પષ્ટ શબ્દોમાં નોંધે છે કે "ભરૂચવાલા શેઠ સોરાબશા દાદાભાઈ મુનસફનાએ 'હિંદુસ્થાન મધ્યેનું એક ઝૂંપડું' એવા નામનું ભરુચ મધ્યે ગુજરાતીમાં શિલાછાપ ઉપર એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું." ('પા. પ્ર.' ગ્રંથ–૨ : પૃ–૩૭) 'કરણઘેલો'ને શ્રી વિશ્વનાથ ભટ્ટ જેમ 'જેવી તેવી' કહે છે, તેમ 'હિંદુસ્થાન મધ્યેનું એક ઝૂંપડું'ને 'જેવી તેવી' કહેતાં પણ પ્રામાણિક વિવેચકને બે વાર વિચાર એટલા માટે કરવો પડશે કે 'પારસી પ્રકાશ'ના એ જ ગ્રંથમાં શ્રી પટેલ આગળ નોંધે છે કે "એ પુસ્તક ૧૮૬૨માં ભરુચ વર્તમાન પ્રેસમાં છપાયું હતું અને ઈ. સ. ૧૮૬૬માં તેની બીજી આવૃત્તિ તથા ૧૮૬૭માં ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ હતી."

શ્રી મધુસૂદન હી. પારેખે 'ગુજરાતી વાર્તા સાહિત્યમાં પારસી લેખકોનો ફાળો' એ મહાનિબંધ લખી ગુજરાત યુનિવર્સિટીની પીએચ. ડી. પ્રાપ્ત કરી છે. આ મહાનિબંધ સ્વ. શ્રી જે. ઈ. સંજાના જેવા બહુશ્રુત વિદ્વાને પણ વાંચ્યો હતો. એમાં શ્રી પારેખે જે નોંધ કરી છે એ જ નોંધ વિસ્તારપૂર્વક એમણે 'સંસ્કૃતિ' માસિકના સપ્ટેમ્બર ૧, '૬૬ના અંકમાં પૃ. ૩૩૬ ઉપર રજૂ કરી છે.

એક હકીકતનો સ્વીકાર કરવો પડશે કે શ્રી મુનસફનાની એ નવલકથા મૌલિક નથી, પરંતુ એ જમાનાના સૌ લેખકો કરતા હતા તેમ શ્રેષ્ઠ અંગ્રેજી નવલકથાનું ભાષાંતર જ લાગે છે. એમ તો 'કરણઘેલો' પણ મૌલિક કૃતિ નથી જ. શ્રી નંદશંકર પણ અંગ્રેજી લેખકોની અસરથી મુક્ત ન હતા. મૅકોલે એમનો પ્રિય લેખક. એમને માટે તેઓ પોતે જ કહેતા : "મૅકોલે તો અમારું બાઈબલ," અને એટલા જ માટે શ્રી વિશ્વનાથ ભટ્ટ કહે છે તેમ " 'કરણઘેલો'ના ગદ્ય પર મૅકોલેની શૈલીની જબરી અસર સ્પષ્ટ રીતે જોઈ શકાય છે."

આ પારસી લેખકની ભાષા તથા શૈલી પણ તે જમાનાનાં શિક્ષણ અને વાતાવરણની અસરના પ્રકાશમાં તપાસતાં કોઈ પણ રીતે ઉલ્લેખનીય નથી એમ તો ન જ કહેવાય. શ્રી મધુસૂદન પારેખ એટલા માટે જ કહે છે કે "વાર્તાકાર પારસી હોવા છતાં વાર્તાના ગંભીર વિષયને અનુરૂપ એવી શિષ્ટ બોલી યોજવાનો તેમણે પ્રશંસનીય પ્રયાસ કર્યો છે. ખાસ ધ્યાન ખેંચે એવા પારસી બોલીના શબ્દો આ વાર્તામાં ખૂબ થોડા છે. વાર્તાના વિચારોને તેમ જ ભાષાઓને સમર્થ રીતે વ્યક્ત કરી શકે તેવી વાર્તાકારની ભાષાશૈલી છે. અલબત્ત, વાર્તા શિલાછાપમાં રજૂ થઈ હોવાને કારણે એમાં મુદ્રારાક્ષસની પાર વિનાની કરામતો જોવા મળે છે. ભૂલભરેલી વાક્યરચનાઓ, કેટલાક ખોટા શબ્દપ્રયોગો વગેરે પણ આ વાર્તામાં જણાશે. આ બધી વાર્તાની મર્યાદા ગણવી હોય તો ગણી શકાય, પરંતુ વાર્તા લખાઈ તે જમાનામાં હજી મુદ્રણકળા વિકાસ પામતી હતી. ગુજરાતી ભાષા પણ પાંગરતી હતી. તે કાળમાં આ પારસી વાર્તાલેખક આવી મનોહર વાર્તા, એ જમાનામાં શિષ્ટ કહી શકાય તેવી શૈલીમાં, લખી શકયા છે તે જ વસ્તુ લક્ષમાં લેવી ઘટે છે. ઈ. સ. ૧૮૬૨માં પ્રગટ થયેલી આ વાર્તાની માત્ર પાંચ જ વર્ષમાં, એ જમાનામાં, ત્રણ ત્રણ આવૃત્તિ પ્રગટ થાય તે ઉપરથી પણ એની લોકપ્રિયતાનું માપ કાઢી શકાય."

તે જમાનાનાં પારસી લેખકનાં પુસ્તકો હમણાં છેક ૧૯૩૦ સુધી તો ખૂબ રસપૂર્વક વંચાતાં. શ્રી વિજયરાય વૈદ્ય જેવા વિદ્વાનને પણ પ્રામાણિક ઉલ્લેખ કર્યા વિના ચાલ્યું નથી કે "મને તે દિવસો યાદ આવે છે કે જ્યારે મેં બારતેર વરસના બુચા તરીકે ૧૯૦૯–૧૦ની સાલમાં ગુજરાતી સાહિત્યનું, મારી નિશાળના અભ્યાસ સિવાયનું વાચન શરૂ કર્યું હતું. અમો એ વખતના કિશોરોના હાથમાં 'નીલમ અને માણેક' જેવી હિંદુ લેખકોની, સારી ન કહેવાય તેવી નવલકથાઓ આવી પડતી અને વંચાતી, પણ મારે સારે નસીબે અમારા 'વાણિયા' પાડોશીના ઘરમાંના જે પુસ્તકાલયનો અમે છૂટથી ઉપયોગ કરતા હતા તેમાંથી એ વર્ષો દરમ્યાન મેં "બહારોતની ખુરશે" વાંચેલી, જહાંગીર મર્ઝબાનનું 'મોદીખાનેથી માર્સેલ્સ' વાંચ્યું હતું,

અને પીજામકૃત Charly's Aunt ના રૂપાન્તર 'માસીનો માકો' ઉપરાંત તેમની વાર્તાઓ 'વારસે નાકબૂલ', લોર્ડ લીટનકૃત The Disowned ઉપરથી, અને 'નસીબની લીલી' વગેરે પણ વાંચી હતી.

"પારસી સાહિત્યકારોના પુસ્તકનો આધાર તો અંગ્રેજી વાર્તાઓ ઉપર ઘણી વાર હોય; પણ એ વર્ષોમાં વાર્તા કે હાસ્યનાં લખાણ, જે કાંઈ રસ પડે તેવાં અમારે હાથ ચડતાં તેનો મોટો ભાગ પારસી લોકોનો જ હતો.

"વાંચનાર સમજી શકશે કે આજે, ચાળીસ વરસ ઉપર કહ્યા તે અનુભવો વીત્યા બાદ, હું કયા કારણે બચપણના એ સુખી દિવસોને યાદ કરું છું. જિંદગીની શરૂઆતમાં જે પ્રકારનાં સાહિત્યે, સાહિત્યપ્રેમને પોષ્યો હોય તે, એટલે પારસી સાહિત્યના આ ઇતિહાસને આપણી સૌની માતૃભાષાના મુકાબલે નાના ભંડારમાં સત્કાર આપતાં મને સવિશેષ આનંદ તો એ માટે થાય છે કે ઉપર મુજબ મને એ જૂના દિવસોની મીઠી યાદ આપે છે." ('પારસી સાહિત્યનો ઇતિહાસ' પૃ. ૧–૨ : 'સત્કારવચન', તા. ૧–૧–૪૯)

ઉલ્લેખનીય, પારસી નવલકથાકારોમાં આમ શ્રી મુનસફનાને તમામ ગુજરાતી નવલકથાકારોના અગ્રસ્થાને મૂકી શકાય તેમ છે. એમના પછી જે બીજા પારસી નવલકથાકારો આવ્યા તેમાં અત્યંત લોકપ્રિય લેખક હતા શ્રી કેખશરૂ નવરોજજી કાબરાજી. જોકે આમ તો એ પ્રથમ પત્રકાર હતા, પરંતુ સાચા અર્થમાં સાહિત્યકાર પણ હતા. કવિશ્રી ખબરદારે શ્રી કાબરાજીને "પારસી સાહિત્યતણા લેખકોના બાગતણો માળી શ્રેષ્ઠ" કહી બિરદાવ્યા હતા.

શ્રી કેખશરૂ અને તેમના નાના ભાઈ શ્રી બમનજી બંને સારા વાર્તાકારો અને એટલા જ સારા નાટયકારો હતા. ઈ. સ. ૧૮૪૨થી ૧૯૦૪ના પોતાના જીવનકાળ દરમ્યાન શ્રી કાબરાજીએ પારસી સંસારજીવનના એકેએક પાસાને આવરી લેતી કૃતિઓ સર્જી હતી, જેમાં 'ગુલીગરીબ' 'દારાશાના', 'સોલી શેઠની સુનાઈ' મુખ્ય હતી. એ બધામાં પણ શ્રી કાબરાજીની એક નવલકથા 'દુખ્યારી બચુ'એ તો એ જમાનાના વાચકવર્ગના જીવન પર એવી અદ્‌ભુત છાપ પાડી હતી કે અનેકે પોતાના ખોરવાયેલા જીવનસંસારને સુધારી લેવાની સમજદારી પ્રાપ્ત કર્યાનો ઉઘાડો એકરાર, લેખકને પત્રો લખીને કર્યો હતો.

શ્રી વિજયરાય વૈદ્ય શ્રી કાબરાજીની સર્જકશક્તિ અંગે જણાવે છે કે "કાબરાજીની સર્જક વાઙ્‌મયની આ કૃતિઓ છે તો રૂપાન્તરો, પરંતુ વાર્તા કે નાટકનું વસ્તુ અંગ્રેજીમાંથી એક વાર લીધા પછી, તેમની કલ્પનાશક્તિએ મૂળ પાત્રો અને પ્રસંગો સાથે જે સજીવ તાદાત્મ્ય સાધ્યું જણાય છે તેને લીધે, પારસી–સાંસારિક છતાં સૌ કોઈને રસપ્રદ થયેલી અને થાય તેવી એ રચનાઓમાં જે ગાઢ કરુણરસ કે સ્વાભાવિક હાસ્યરસ યથાપ્રસંગે અનુભવાય છે, મેળાઓ કે બીજા જાહેર પ્રસંગોનાં જે વિગતભર્યાં રસાળ શબ્દચિત્રો તેમણે દોર્યાં છે, વિશેષે કરીને સ્ત્રીપાત્રોના આલેખનમાં જે 'કાવ્યશક્તિ. . .અને મનહર જબાન' તેમની હતી–એ સર્વ માતબર ગુણોને લીધે જ કહેવાયું છે કે એ રચનાઓ એક શૈલીસ્વામીની છે અને પુનર્મુદ્રણને પાત્ર છે." (ગુજરાતી સાહિત્યની રૂપરેખા, પૃ. ૧૮૫–૮૬)

એ જ ગ્રંથમાં શ્રી વિજયરાય નોંધે છે કે "વળી પારસી સમાજ પર તો એ નવલો તથા નાટકોએ કેટલીક સીધી, એ સમયે થવી આવશ્યક હતી, તેવી અસર કરી હતી. (૧૮૬૦–૬૫નું) એ સમાજનું એકંદર કૌટુમ્બિક જીવન નૈતિક દૃષ્ટિએ વધારે શુદ્ધ, સુખી અને રસિક, તથા સાંસારિક દૃષ્ટિએ હાનિકારક કે હાસ્યાસ્પદ રીતરિવાજોથી (૧૮૮૦–૯૦ સુધી ને પછી) મુક્ત થયું, તે રૂડા પ્રતાપ મુખ્યત્વે કેખશરૂ કાબરાજીની જીવન્ત, પ્રગતિપ્રેમી અને ઝમકદાર કલમના."

જોકે સ્વ. શ્રી રમણભાઈએ તે જમાનાની પારસી નવલકથાઓને "કૃત્રિમતાના ઘણા અંશવાળી' ગણાવી હતી. સાચું છે કે તે સમયની પારસી નવલકથાઓ કૃત્રિમતાથી ભરપૂર હતી, છતાં તે જમાનાની 'કરણઘેલો' કેવા પ્રકારની નવલકથા છે તે વર્ણવતાં શ્રી વિશ્વનાથ ભટ્ટે જે શબ્દોનો ઉપયોગ કર્યો છે, તે

શબ્દો તે જમાનાના લગભગ બધા જ પારસી લેખકોની નવલકથાઓને પણ લાગુ પડે છે. શ્રી વિશ્વનાથ નોંધે છે કે "સમગ્ર દૃષ્ટિએ જોતાં એમાં ('કરણઘેલો'માં) અનેક ખામીઓ છે એ ચોક્કસ છે. એનું વસ્તુ છેક જ સાદું અને પાંખું છે. ખરેખર જીવન્ત કહી શકાય અને વાચકહૃદયમાં સદાને માટે વસી જાય એવું એક પણ પાત્ર એમાં નથી. સંવાદનું તત્ત્વ એમાં નામનું જ છે અને એકંદરે એનો વાર્તારસ ખૂબ પાતળો છે, તેમ એની સર્ગશક્તિ ખૂબ મર્યાદિત છે."

પારસીઓ ભારતમાં આવ્યા ત્યારે–આજથી તેરસો વર્ષ પહેલાં–તેમની માતૃભાષા ફારસી હતી. સાહિત્ય પણ એ જ ભાષામાં બધું રચાતું. તેની સાથે અવેસ્તા અને પાઝંદ ભાષા પણ સાહિત્યનું મુખ્ય અંગ હતાં. ધીમે ધીમે તેમનાં સંસ્કાર અને સંસ્કૃતિને સમયના રંગ અનુસાર પારસીઓ બદલતા થયા અને ભાષાના ક્ષેત્રે પણ ગુજરાતીને સાચી રીતે તેઓ અપનાવતા થયા. પ્રથમ ગુજરાતી અખબાર 'મુંબઈ સમાચાર'ના સ્થાપક સ્વ. શ્રી ફરદુનજી મર્ઝબાનજીએ ગુજરાતી ભાષાને ક્રાંતિકારી પલટો આપવામાં વિશાળ ફાળો આપ્યો છે.

શ્રી ફરદુનજી મર્ઝબાનજીની ભાષાસુધારણાની ભાવનાને સાચા સ્વરૂપે અપનાવનારા લેખકોમાં શરૂઆત કરનાર 'હિંદુસ્થાન મધ્યેનું એક ઝૂંપડું'ના લેખકને જ ગણાવવામાં ઝાઝા ખોટા પડવાનો ભય નથી.

જોકે એ પહેલાં પણ ઈ. સ. ૧૭૮૪માં જન્મેલા અને ૧૮૭૦માં અવસાન પામેલા, ઉર્દૂ–અરબીના એક શ્રેષ્ઠ જાણકાર શ્રી ડોસાભાઈ શો. મુનશીએ ઈ.સ. ૧૮૪૧માં કાંઈક અપદ્યાગદ્ય શૈલીમાં 'ઇન્દ્રસભા' નામનું વાર્તાનું પુસ્તક પ્રગટ કર્યું હતું. એ જ ગાળા દરમ્યાન શ્રી નશરવાનજી તહેમુલજી દૂરબીન, કે જેઓ માત્ર પાંત્રીસ વર્ષની વયે અવસાન પામેલા (ઈ. સ. ૧૮૧૨–૪૭), તેમણે 'અરેબિયન નાઇટ્સ'નો ફારસી તથા અરેબિકમાંથી વાર્તાસ્વરૂપે ગુજરાતી અનુવાદ પ્રગટ કર્યો હતો. ત્યારપછી શ્રી ફરામજી દાદાભાઈ પાંડે (૧૮૫૨–૯૧), જેઓ તે જમાનામાં સારા નિબંધો–કે જેમાંથી કાંઈક બોધ મળી રહે–તે લખવા માટે વિખ્યાત હતા. તેમણે આંગ્લ લેખક શ્રી સૅમ્યુઅલ વૉરેનની 'The Wife' નવલકથાનો 'તૂટેલાં દિલની તહેમીના'ના નામે કરેલો અનુવાદ, તે સમયનાં પારસીઓ ઉપરાંત હિંદુ અને મુસ્લિમ વાચકોમાં પણ અત્યંત પ્રિય થઈ પડ્યો હતો. ત્યારપછી એ જ લેખકના શબ્દોમાં કહીએ તો એમની 'ઓરીજીનલ' નવલકથા 'શીરીન મડમ'ના શીર્ષક નીચે લખી હતી, કે જે કથાનું ઘડતર, શૈલી તથા સુવાચ્ય ભાષા, એ ક્ષેત્રમાં સ્પષ્ટ વિકાસ દર્શાવતાં હતાં. દૈનિક અખબારમાં 'ચાલુ વાર્તા' સ્વરૂપે પ્રગટ થયા બાદ ૧૮૯૦માં તે ગ્રંથાકારે પ્રગટ થતાં તેને વિશાળ આવકાર મળવા પામ્યો હતો.

સ્વ. શ્રી ફરદુનજી મર્ઝબાનજીના પુત્ર બહેરામજી મર્ઝબાને 'ગુલ સનોવર'નો ઉર્દૂમાંથી અનુવાદ કરી ૧૮૪૩માં પ્રગટ કર્યો અને ૧૮૪૮માં તેમણે 'યુસુફ ઝુલેખાં' તથા ૧૮૭૭માં 'કન્યાદર્પણ' નવલકથાઓ પ્રગટ કરી. અંગ્રેજીની સ્પષ્ટ છાપ છતાં પારસી લેખકોની ભાષા, શૈલી તથા ગૂંથણી, ધીમી પણ સબળ પ્રગતિની દિશા ભણી કદમ ભરતી જતી હતી. શ્રી બહેરામજીના પોતાના અભિપ્રાય અનુસાર તેમની શ્રેષ્ઠ નવલકથા 'રોશનઆરા' હતી, જે ૧૮૯૦માં પ્રગટ થઈ હતી. 'હિંદુસ્તાન મધ્યેનું એક ઝૂંપડું'ના લેખક શ્રી મુનસફના કરતાં અનેક રીતે વિકાસશીલ માર્ગે જતી શ્રી બહેરામજી મર્ઝબાનની કૃતિઓ જોઈ શકાતી હતી.

આજે પારસીઓને પણ ઝાઝી ખબર નથી કે સરસ લેખક તો હતા શ્રી રૂસ્તમ ગુસ્તાસ્પ ઈરાની. ૧૮૩૯માં એમનો જન્મ અને ૧૮૯૨માં અવસાન. તે સમયના એ એક સારા કવિ હતા. ઉપરાંત નવલ-કથાને નવી જ દિશા ભણી વાળવા માટે એ ખાસ ઉલ્લેખનીય છે. 'લોકકથા'નો નવલકથામાં પ્રથમ યોગ્ય પ્રયોગ કરનાર શ્રી ઈરાની હતા, કે જેની કદાચ સ્વ શ્રી ઝવેરચંદ મેઘાણી યા શ્રી ગોકુલદાસ રાયચુરાને પણ માહિતી નહીં હોય. લોકજીવનની કથાને તેજસ્વી કથારૂપે મનોરમ શૈલીમાં ગૂંથીને શ્રી ઈરાનીએ 'સ્વચ્છ, સરળ અને શુદ્ધ ભાષા' જ લખાવી જોઈએ એ સિદ્ધાંતની આગ્રહપૂર્વક પારસી લેખકોને પ્રતીતિ કરાવી આપી

એમની કૃતિઓમાં 'રજપુત વીરરસકથા' ભા. ૧–૨–૩ તથા 'લોક કથા'. 'રાજપુત વીરરસકથા'ની પ્રસ્તાવનામાં લેખક નોંધે છે કે, "મારા મુંબઈ ઈલાકાના પ્રવાસમાં મને રત્નો માગણ, જે તેની જાતિનો અસાધારણ પુરુષ હતો, તેની સાથે મેળાપ થયો હતો. સારો સૌરાષ્ટ્ર દેશ ફરીને જેણે રજપૂત વંશના ઈતિહાસનો ઠીક અભ્યાસ કરેલો એવા આ રત્ના માગણનાં ગગડાટ તથા વીજળી ઠરે તેવાં રજપૂત વીર વૃત્તાંત કોઈ ભાગ્યશાળીના સાંભળવામાં આવ્યાં હશે. એણે મને બાર શૂરવીરોની કથા કહી, તે તેના સઘળા સાબેત પુરાવા ને મુદ્દા સંગાતે કહી. હું રીઝયો, ખુશ થયો, પણ તેની શક્તિની પિછાન કરવામાં હું પાછળ પડયો. વળી આશરે નવેક વર્ષ પર મને ચિતોડવાળા ચામુટભાટ સંગાત દિલ્હી દરમ્યાન મેળાપ થયો. તાજમહાલ મેં અને તેણે ભેગો સંગાથે જોયો. તે જોતાં જ તેની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં અને તે જ રાત્રે તેણે મને સામંતસિંહની કથા કહી. તેનો મહેલ, તેની રાણી, ખજાનાના તેના ભંડાર, દેવાલય અને છેલ્લે મલ્લરાજને હાથે શી રીતે મરાણો તે હૃદયભેદક, વીર ને કરુણ ભેળસેળ કથાથી મારા રૂંવેરૂવાં માંહે જવાળા ખોસી."

કોણ કહેશે કે ૧૮૩૯ માં જન્મેલા એક પારસી લેખકની ઉપલી ભાષા હશે?

એમણે પોતાની પ્રસ્તાવનાઓમાં સ્પષ્ટ ઉલ્લેખ કર્યા છે કે મોઢેથી સાંભળેલી શૂરવીર વાતોનો એમણે ભરપૂર લાભ ઉઠાવ્યો છે, કે જેમ કરતાં "ઈતિહાસને આંચ નહીં આવે" તેની પણ એ જાગ્રત લેખકની ચોકસાઈ ધ્યાનપૂર્વક વિચારવા જેવી છે.

હાસ્ય તો જાણે પારસીઓ જન્મથી જ લઈ આવ્યા હશે કે શું, તે એ લોકોના હાસ્ય તથા કટાક્ષમાં સહેજે ડંખ વિનાનું નિર્દોષ હાસ્ય ઠેર ઠેર જોવા મળે છે. એ બધામાં શ્રી બહેરામજી કાવસજી ખંભાતાએ (ઈ. સ. ૧૮૫૫–૧૮૯૯) લખેલી સળંગ હાસ્યકથા "બહેસ્તનશીન હોમલીબાઈની વાયેજ" તો અસાધારણ શ્રેષ્ઠ છે અને આજે પણ તે જો સળંગ પ્રગટ થાય તો સ્વચ્છ હાસ્યનો એક અવનવો પ્રકાર સાહિત્યના પ્રામાણિક અભ્યાસીને જાણવા મળે. 'બહેસ્તનશીન' એટલે સ્વર્ગસ્થ, અવસાન પામેલી પત્ની, જ્યારે જીવતી હતી ત્યારે પતિને રોજ રોજ જે ચાબખા મારતું ભાષણ આપતી તે 'કર્ટન લેકચર્સ'નો આ સંગ્રહ છે. અંગ્રેજીની સ્પષ્ટ છાપ છતાં પારસી સમાજમાં હૂબહૂ લાગુ પાડી દેવાતી આ નવલકથા વાંચ્યા પછી બીતે બીતે કહું તો તેની પાસે આપણા સ્વ. રમણભાઈ અને શ્રી જ્યોતીન્દ્ર થોડાક ફિક્કા લાગે.

એ પછી વીસમી સદીના પ્રારંભની સાથે સાથે વધારે વધારે પારસી નવલકથાકારો લખતા ગયા કે જે બધામાં સ્વ. જેહાંગીર મર્ઝબાન, પીરોજશાહ મર્ઝબાન (પીજામ), ગુલફામ, રૂ. હો. મિસ્ત્રી, ફકીરજી દમણિયા, 'ફિરોઝગર', સોહરાબ તાતા, દિનશાહ ન. પાવરી, અરદેશર ખ. દેસાઈ, નવલમાદન બરજોર નો. બલસારા, રતનજી ફ. શેઠના, ડોસાભાઈ ગોળવાળા, પેસ્તનજી કાપડિયા વગેરેએ નવલકથાના જુદા જુદા સરસ પ્રયોગો કર્યા. ૯૨ વર્ષના વિદ્વાન શ્રી રૂસ્તમજી પી. મસાની (સર આર. પી. મસાની, શ્રી મીનુ મસાનીના પિતા) જેટલા અંગ્રેજી ભાષાના વિદ્વાન તેટલા ગુજરાતી ભાષાના પણ શ્રેષ્ઠ અભ્યાસી. ખૂબ જ સરળ અને શુદ્ધ ભાષામાં લખેલી એમની નવલકથા 'બોઘલું' એક ગણનાપાત્ર નવલકથા છે.

સ્વ. શ્રી રમણભાઈને પણ પારસી નવલકથાઓ અંગે એટલું તો સ્વીકારવું પડયું હતું કે "પારસી વાચકોમાં આ વાર્તાઓનો ઘણો પ્રચાર છે, અને તેને વહેતી રાખવા જેટલી સેવા આ લેખકો બજાવે છે એમાં શક નથી."

બીજા નવલકથાકારોમાં દોરાબ આર. મહેતા, પીરોજ ર. ઉ. જાલર. ચોકસી, જાલ વાચ્છા, દિનશા નસરવાનજી દસ્તૂર–એ બધાએ નવલકથાના ક્ષેત્રે પારસી અખબારોમાં પ્રયોગો કર્યા છે, જેમાં શ્રી પીરોજ મઉ અને શ્રી દોરાબ મહેતા ખાસ ધ્યાન ખેંચે છે.

પારસી સ્ત્રી-લેખિકાઓ અત્યંત લોકપ્રિય નવલકથાકારો તરીકે પ્રખ્યાત છે, કે જેમાં જરબાઈ બાપુજી વાચ્છા, પીરોજા રૂસ્તમજી કાપડિયા ('જીજી ગોરાણી'), હીરાંબાઈ અરદેશર તાતા, ગુલબાનુ જમશેદજી જીજીભાઈ ('શેલ્મા'), 'સ્ત્રીબોધ'ના સહતંત્રી પુતલીબાઈ જે. કાબરાજી, ભીખાઈજી પાલમકોટ, બાઈઆઈ પાલમકોટ, M. R. S. ની સંજ્ઞાથી લખતાં મહેરબાનુ રતનશા ભોટ, જરબાનુ કોઠાવાલા, હીરાબાઈ શોરાબશા દારૂખાનાવાલા, ગુલજાર વાચ્છા, પેરીન મીરઝાં ('ઝરીન'), મીની તારાપોર, ધનમાય રૂસ્તમજી સૂબેદાર, મ્હેરા ફરેદુન અને જેમની કલમ ઉપર પારસી વાચકો ભારે પ્રશંસા દાખવતા એ ચાર અત્યંત લોકપ્રિય લેખિકાઓ હતાં, સુના કાવસશા ઈરાની, આલુ અરદેશર સુરતી, ઝીણી પેમાસ્તર અને ફ્રેની દલાલ.

પારસી નવલકથાકારોની છેલ્લાં ૧૦૪ વર્ષની આ ઝડપી પણ કંઈક કડીબદ્ધ રૂપરેખા છે. સાહિત્યના જુદા જુદા પ્રકારોનો ક્રમબદ્ધ ઇતિહાસ જ્યારે કોઈ એક જ કલમે તૈયાર થશે ત્યારે પારસી લેખકોના આ સર્જનપ્રવાહની દિશા તરફ કોઈ પણ સ્વતંત્ર અભ્યાસીને એક નજર તો નાખવી જ પડશે; કારણ શ્રી વિશ્વનાથ ભટ્ટના જ શબ્દોમાં કહું, તો "દરેક યુગ પોતપોતાનું નવું વિવેચન માગે છે, કેમ કે યુગનું માનસ, એનો અનુભવ, એનો અધ્યાસપિંડ અને એની ભાવનાઓ આદિ સર્વ જુદું હોય છે."

## BIRTH OF MAHATMA GANDHI KIRTI-MANDIR

Mr. Hofmeyr, Education Minister of the South African Government, who happened to visit India for 'settlement work' was invited by His Highness the Maharaja Saheb Shri Sir Natwarsinhji to pay a visit to Porbandar which he did. He visited Mahatma Gandhiji's birth-place and reverentially suggested that an inspiring memorial should be raised near this old house and the house itself should be bought and preserved as soon as possible. I had entertained such an idea for a long time but his suggestion gave it a new impetus and a Memorial Committee was formed to acquire the old building and buy the necessary space around to raise a fitting memorial. The scheme did ultimately fructify with the advent of India's freedom and the Kirti Mandir was built and offered to the Indian nation later. It was declared open by Sardar Vallabhbhai Patel, the first Home Minister of free India.

[From: *Dream Half-Expressed*] **—N. K. Mehta**

## ☆ ☆ ☆ तपोवनके कवि कालिदास

**प्राध्या० श्री वागीश्वर विद्यालंकार, गुरुकुल कांगडी विश्वविद्यालय, हरद्वार**

आज देशमें जितनी बुराइयाँ व्याप्त हैं उनका कारण किसी न किसी रूपमें शिक्षाका प्रभाव अथवा दूषित शिक्षा ही है। यद्यपि गत युगको वापिस लौटाकर लाया नहीं जा सकता तथापि उसके यथार्थ चित्रको देखकर अतीतकी अच्छाइयोंका ग्रहण तथा बुराइयोंका त्याग तो किया ही जा सकता है। वर्त्तमान शिक्षा-पद्धति तथा परीक्षा-प्रणालीसे शिक्षा-विशारद् अथवा अन्य जन सभी असन्तुष्ट हैं, किन्तु उसे सुधारनेकी चिन्ता तथा सामर्थ्य किसीमें नहीं। इसकी चक्कीमें पिसकर निकले तथा-कथित विद्वानोंमें स्वतन्त्र चिन्तन तथा देशकी आवश्यकताके अनुरूप शिक्षाके स्वरूपको समझनेकी योग्यता ही नहीं। प्रति दो तीन वर्षमें हमारे शिक्षा-मन्त्री बदल जाते हैं। वे नई घोषणाओंके साथ धूमधामसे प्रवेश करते हैं तथा कुछ समय पश्चात् अपनी योजनाओंका पुलिन्दा बगलमें दबा चुपकेसे निकल जाते हैं। शिक्षाके क्षेत्रमें आग लग रही है। छात्र, शिक्षक, प्रबन्धक, अभिभावक — सब असन्तुष्ट हैं।

आजसे लगभग ८०–९० वर्ष पूर्व महर्षि दयानन्दने कुछ मौलिक विचार प्रकट किये थे, जिन्हें क्रियान्वित करनेके लिये श्रद्धेय गुरुवर स्वामी श्रद्धानन्दजी प्रभृति महानुभावोंने गुरुकुलोंकी स्थापना की। उनके दिखाये मार्गपर चलकर स्वर्गीय श्री नानजीभाई कालिदासने भी पोरबन्दरमें एक आदर्श कन्या-गुरुकुलकी स्थापना की। मैं उनकी आत्माका सम्मान करता हुआ कामना करता हूँ कि आपका गुरुकुल उनका उपयुक्त स्मारक सिद्ध हो तथा चिरकाल तक फले-फूले। मेरा विश्वास है कि आज भी देशका उद्धार गुरुकुल शिक्षा-प्रणालीसे ही संभव है। यह ठीक है कि उसमें समयानुसार आवश्यक परिवर्त्तन करने होंगे।

महाकवि कालिदासने जिन तपोवनोंका वर्णन अपने ग्रन्थोंमें किया है वे वस्तुतः उस समयके आदर्श गुरुकुल थे। अगले कुछ पृष्ठोंमें पूर्व भागमें महाकविके शिक्षा-सम्बन्धी विचारोंको विस्तारसे प्रकट करनेका यत्न किया गया है और उत्तर भागमें कविके अपने शब्दोंमें उन तपोवनोंका चित्र पाठकोंके सम्मुख रखनेका यत्न किया गया है जिससे कि कविका भाव अधिक स्पष्ट हो जाये।

यहाँ केवल सम्बद्ध अंशोंका ही अनुवाद दिया गया है। कहीं कहीं प्रकरण जोड़नेके लिये संक्षिप्त पूर्वापर भाग भी दे दिया है। कविके पूरे सन्दर्भका आनन्द-लाभ करनेके लिए पाठकोंको चाहिये कि कविके ग्रन्थोंका आद्योपान्त अध्ययन करें।

महाकवि कालिदास राजकवि थे। उन्हें राज-सम्मान प्राप्त था। अतः वे अवश्य ही बड़े ठाटबाटसे रहते होंगे। तथापि अपने काव्यों और नाटकोंमें ऋषि-मुनियोंके तपोवनोंके वर्णनमें उनका मन जैसा रमा है वैसा नगरों तथा राज-दरबारोंके वर्णनमें नहीं। उनका विश्वास था कि भारतीय संस्कृतिका जन्म तथा विकास नगरोंमें नहीं किन्तु उन तपोवनोंमें हुआ था जहाँ ऋषिगण तप-त्यागका जीवन व्यतीत करते हुए आध्यात्मिक चिन्तनमें लीन रहते थे, जहाँ उनपर वेदोंके गूढ़ रहस्य प्रकाशित हुए थे और उन्होंने उपनिषद् जैसे उच्च कोटिके ग्रन्थोंकी रचना की थी।

इन तपोवनोंमें ऋषिजन समाजके आदर्श, जीवनकी रीतिनीति और आचार-व्यवहारके मूल्योंका निर्धारण कर इनके साँचोंमें उन नवयुवकोंके जीवनको ढाल दिया करते थे, जिन्हें अपने उदाहरण द्वारा समाज-

की नयी पीढ़ीके सम्मुख आदर्श उपस्थित करना होता था। वसिष्ठ, वाल्मीकि तथा विश्वामित्र आदि ऋषि इतने महान् व्यक्ति थे कि वे आवश्यकता पड़ने पर देश तथा धर्म और समाजकी रीतिनीतिको नया मोड़ दे सकते थे। पुराणमें प्रसिद्ध है कि विश्वामित्रने विधाताकी सृष्टिको बदलनेका निश्चय कर लिया था। सत्य तो यह है कि समाजकी व्यवस्थाओंका निर्माण इन तपोवनोंमें होता था और राजा तो उन्हें केवल क्रियान्वित करते थे। इसीलिए दुष्यन्तने कहा था, "राजाको प्रजाओंसे जो कर मिलता है वह तो नश्वर है, किन्तु ये वनवासी प्रजाजनोंमें अपने तपके प्रभावसे सदाचारके स्तरको गिरने नहीं देते। उनका यह धर्म-कर अक्षय है।" शाकुन्तल २–१३।

भारतीय समाजमें धनकी पूजा कभी नहीं हुई। इसीलिए उसमें वैश्यका स्थान तीसरा था। वे अपने धनके बलसे त्यागी ब्राह्मण या निर्लोभ राजशक्तिको खरीद नहीं सकते थे। अतः प्रजाजन भ्रष्टाचार, मुनाफाखोरी या कालाबाजार जैसी बुराइयोंके शिकार कभी न होते थे। राजाओंकी अपेक्षा अकिंचन ब्राह्मण अधिक पूजाका पात्र था। ऋषि याज्ञवल्क्यके आने पर राजा जनक तथा वसिष्ठके पधारने पर दशरथ अपना सिंहासन छोड़ देते थे। ऋषि वसिष्ठके ब्रह्मतेजको देखकर ही राजा विश्वामित्रके मुखसे निकल गया था कि इस क्षत्रिय-बलको धिक्कार है। ब्रह्मतेज ही सच्चा बल है और वे अपना राजपाट त्याग ऋषि बन गये।

कविका कहना है कि निःस्वार्थ ब्राह्मण तथा दुर्धर्ष क्षत्रियका संयोग पवन तथा अग्निके मिल जानेके समान होता है 'पवनाग्निसमागमो ह्ययं सहितं ब्रह्म यदस्त्र-तेजसा'। रघुवंश, ८–४।

कृषि, पशुपालन, व्यापार, उद्योग-धन्धोंमें वैश्यको एकाधिकार प्राप्त था। वह देशके लिए धन उत्पन्न करता था, किन्तु वह उसका दुरुपयोग कर प्रशासनको प्रभावित न कर सकता था। दूसरी ओर ब्राह्मण तथा क्षत्रिय अथवा शासकको उद्योग-धन्धे चलानेकी छूट नहीं थी। विद्वानोंके सर्वाधिक सत्कारको देखकर सात्विक वृत्तिवाले युवक सरस्वतीकी आराधनामें तत्पर रहते हुए पद-प्रतिष्ठा या धनकी आकांक्षा न करते थे। राजाके दण्डका भय अथवा वैश्यके धनका प्रलोभन उन्हें विचलित न कर सकता था।

राजा लोग राजधानीमें रहकर देशका शासन किया करते थे, किन्तु उनकी अन्तिम इच्छा यही रहती थी कि वे कब राजकाजका भार योग्य कन्धों पर डालकर, अपने जीवनकी सन्ध्याको इन शान्त तपोवनोंके वृक्षोंकी शीतल छायामें बितायेंगे। इसीलिए कविने अपने काव्यों तथा नाटकोंमें इनका वर्णन अनेक अवसरों पर बड़े अनुरागसे किया है।

रघुवंशके पंचम, एकादश तथा चौदहवें और पन्द्रहवें सर्गोंमें क्रमशः ऋषि वसिष्ठ, गुरु वरतन्तु, विश्वामित्र तथा महर्षि वाल्मीकिके तपोवनोंका वर्णन बड़ा मनोहर है। कुमारसम्भवके प्रथम सर्गमें शिवजीके आश्रमका, तृतीयमें असामायिक वसन्तावतार, पार्वतीके आगमन, कामदेव द्वारा शर-सन्धान और अन्तमें भस्म हो जानेका वर्णन चित्रपट पर प्रतिक्षण बदलते रोमांचकारी दृश्योंके समान औत्सुक्य-वर्धक है। वहीं पाँचवें सर्गमें हिमालय पर पार्वतीके आश्रम तथा उनकी कठोर साधनाका दृश्य संस्कृत साहित्यकी अमूल्य निधि है।

शाकुन्तलका प्रारम्भ कण्वाश्रमसे तथा समाप्ति मारीचके तपोवनसे होती है। विक्रमोर्वशीयके चतुर्थ अंकमें कुमार-वनका तथा पंचममें महर्षि च्यवनके आश्रमका निर्देश है।

तपोवनों तथा ऋषि-आश्रमोंके प्रति कविके असामान्य अनुरागका कोई कारण अवश्य होना चाहिये। भारतीय आदर्शके अनुसार मानव-जीवनका उद्देश्य इहलोकमें अधिकसे अधिक अभ्युदय तथा परलोकमें

निःश्रेयसकी प्राप्ति माना जाता था। कालिदास इसके लिए राष्ट्रके प्रत्येक व्यक्तिमें उसके स्वतन्त्र व्यक्तित्वके स्वाभाविक विकासको आवश्यक मानते थे। उनकी दृष्टिमें यह तभी सम्भव था जब बच्चोंकी शिक्षा-दीक्षा नगरोंके कोलाहलपूर्ण, प्रलोभनोंसे भरे और ऊँच-नीचकी भेद-भावनासे दूषित वातावरणसे दूर उन परिस्थितियोंमें हो जहाँ उनका मन किसी प्रकारकी कुंठा या घुनटका अनुभव न करे। तपोवनोंके ये निवासी ऐसा जीवन व्यतीत करते थे जो उनके शारीरिक, मानसिक तथा आत्मिक विकासमें सहायक होता था। वे केवल शाब्दिक शास्त्र-विद्यायें ही न पढ़ते थे, किन्तु जीवनोपयोगी सभी विद्याओं और कलाओंकी शिक्षा उन्हें दी जाती थी, जिससे कि वे आत्म-निर्भर, स्वाभिमानी, निर्भय, सदाचारी तथा विश्वस्त उत्तम नागरिक बन सकें। देवर्षि नारदने कौन कौनसी विद्यायें पढ़ी थीं — इस सम्बन्धमें ब्रह्मज्ञानी सनत्कुमारके साथ उनका संवाद ध्यान देने योग्य है। वे कहते हैं कि भगवन् मैंने चारों वेद, इतिहास, पुराण, पितृविद्या (वंशानुक्रमिकता-शास्त्र), राशि (गणित), निधि (भूगर्भ-विज्ञान), वाकोवाक्य (तर्कशास्त्र), एकायन (राजनीतिशास्त्र), देवविद्या, ब्रह्मविद्या, भूतविद्या (मृत्युके अनन्तर जीवात्माकी गतिका शास्त्र), क्षत्रविद्या, नक्षत्र विद्या, तथा सर्व-देवजन-विज्ञान,-आदि सभी कुछ पढ़[1] लिया है। पर मुझे शान्ति प्राप्त नहीं हुई। (छान्दोग्य उपनिषद्, ७–१–१)

ब्रह्मचारी कौत्सने गुरु वरतन्तुके आश्रममें चौदह[2] विद्यायें पढ़ी थीं। श्रीरामने महर्षि विश्वामित्रके आश्रममें रहकर धनुर्विद्याके वे गुप्त रहस्य सीखे थे जो अन्यत्र दुर्लभ थे।

लवकुशने वाल्मीकि ऋषिके तपोवनमें सांग[3] चारों वेद, राजनीति, धनुर्वेद तथा संगीतकी शिक्षा प्राप्त की थी। वहीं उन्हें राजकाज देखने योग्य क्षमता प्राप्त हो गई थी।

महर्षि कण्वके आश्रममें शकुन्तला और उसकी सखियाँ इतिहास[4], पुराण, कविता तथा चित्रकला,[5] आदिमें कुशल हो गई थीं। कविने अपने विक्रमोर्वशीय नाटकमें लिखा है कि उर्वशीने राजा पुरुरवासे उत्पन्न अपने पुत्र आयुको महर्षि च्यवनके आश्रममें भेज दिया था। और उसकी समस्त शिक्षा[6]-दीक्षा वहीं हुई थी। आश्रमसे आते ही राजाने उसका राज्याभिषेक कर स्वयं वन जानेकी तैयारी कर ली थी।

---

१. स (नारद) होवाच। ऋग्वेदं भगवोऽध्येमि यजुर्वेदं सामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यं राशिं, दैवं, निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्यां सर्पदेवजनविद्यामेतद् भगवोऽध्येमि। छान्दोग्य० ७–१।

२. अंगानि वेदाश्चत्वारो मीमांसान्यायविस्तरः
धर्मशास्त्रं पुराणं च विद्यास्त्वेताश्चतुर्दश ।। मनु०।

३. सांगं च वेदमध्याप्य किंचिदुत्क्रान्त-शैशवौ
स्वकृतिं गापयामास कविप्रथमपद्धतिम् ।। रघु० १५–३३।

४. अनसूया – सखि शकुन्तले, अनभ्यन्तरे खल्वावां मदनगतस्य वृत्तान्तस्य। किंतु यादृशी इतिहास-निबन्धेषु कामयमानानां अवस्था श्रूयते तादृशीं ते पश्यामि।

५. अये अनुपयुक्तभूषणोऽयं जनः। चित्रकर्म-परिचयेनांगेषु ते आभरण-विनियोगं कुर्वः। शाकु०, अंक – ४।

६. तापसी – शृणोतु महाराजः। एष दीर्घायुरायुर्जातमात्र एव उर्वश्या किमपि निमित्तमवेक्ष्य मम हस्ते न्यासीकृतः। यत् क्षत्रियकुमारस्य जातकर्मादिविधानं तदस्य भगवता च्यवनेनाशेषमनुष्ठितम्। गृहीतविद्यो धनुर्वेदेऽभिविनीतः। विक्रमोर्वशीय, अंक – ५।

गारद खानार आइनटाके खुँजते हयना कथार पाके,
जेलेर द्वारे जायसे निए सीधे
दले दले हरिण बाड़ी चलली जारा गृह छाड़ि
घुचलो तादेर अपमानेर शाप;
चिर कालेर हाथकड़ि जे घुलाय खसे पड़लो निजे,
लागलो भाले गांधी राजेर छाप।"

अर्थात्—

"गान्धी महाराजके शिष्योंमें अमीर और गरीब दोनों हैं, परन्तु यह भेद रहने पर भी एक स्थान पर हममें मेल है। न गरीबोंको मार पेट भराते और न तो धनवानोंके आगे सिर झुकाते हैं। भय-से उनका चेहरा पीला नहीं पड़ता। जब पुलिस मुक्का दिखा डण्डा हाथमें लेकर हम पर धावा बोलती है तब हम हँसते हुए उस जवानसे कहते हैं—तुम्हारी इन लाल-पीली आँखोंसे बच्चोंकी नींद भले ही टूट जाती हो, हम तुमसे डरनेवाले नहीं। सरल और सीधी भाषामें बातें करते हैं, कूटनीतिसे कोई असुविधा नहीं होती, बातोंके जालमें जेलखानेके कानूनको ढूँढ़ना नहीं पड़ता—वह सीधा जेलखानेके दरवाजे पर दिखाई देता है। जो आज घर छोड़कर जेलखाने पहुँच रहे हैं उनके अपमानके अभिशापका अन्त है। सदाकी हथकड़ियाँ धूलमें आ गिरीं—और शिष्योंके माथे पर गांधी राजकी छाप लग गई।"

रवीन्द्रनाथके प्रति गांधीजीकी असीम श्रद्धा थी। गांधीजी रवीन्द्रनाथको "गुरुदेव" कहकर पुकारते थे। गांधीजी कहते—"गुरुदेवकी ख्याति सूर्यकी किरणोंके समान है। जबतक संसारमें मनुष्य रहेंगे उनकी प्रतिष्ठा बनी रहेगी।"

रवीन्द्रनाथके मनमें गांधीजीके प्रति प्रगाढ़ श्रद्धा थी, यह बात शायद बहुत कम लोग जानते होंगे कि रवीन्द्रनाथने ही गांधीजीको "महात्मा" की उपाधिसे भूषित किया था।

गांधीजीके प्रति रवीन्द्रनाथने श्रद्धा निवेदन करते हुए कहा है—

"मैं किस प्रकार उनकी बातोंका प्रचार करूँ। उनकी सरल आत्माकी तुलनामें मैं तो कुछ भी नहीं हूँ। और जो वास्तवमें महान् हैं उनको महान् बनानेका प्रयत्न करना व्यर्थ है। अपनी प्रतिष्ठाकी छटासे वे उज्ज्वल दिखलाई पड़ते हैं और जब संसार उनके स्वागतके लिए तैयार हो जाता है तब वे जन-समाजके सामने प्रकट हो जाते हैं।

"आज समस्त पूर्व देशोंकी आत्मा गांधीजीमें समा गई है। अति प्राचीन उपदेशोंके अनुसार मनुष्यके नैतिक तथा सामाजिक जीवनमें ही आत्माका विकास और द्वेषभाव तथा युद्धकी तैयारीमें मनुष्योंके शरीर और मन दोनोंका विनाश होता है—यही बात गांधीजी सबको बताना चाहते हैं।"

महात्माजीकी अहिंसा नीतिके सम्बन्धमें रवीन्द्रनाथने कहा है—

"हमारे बीच ऐसे व्यक्ति हैं जो हिंसा-प्रवृत्तिको अपने मनसे निकाल फेंकनेमें समर्थ हैं। इस प्रवृत्तिसे मुक्त होकर हम जीवन-युद्धमें विजय प्राप्त कर सकते हैं, यह बात कितने लोग जानते हैं? यदि महात्माजी एक वीरकी भाँति लड़ते रहते तो हम कदापि उनका आदर न करते, क्योंकि लड़नेके लिए बड़े बड़े महारथी तथा सेनापति प्रकट हुए हैं। मनुष्योंका युद्ध धर्मयुद्धके समान है, आदर्शकी लड़ाई है। अपने अधिकारके लिए लड़ाईमें भी कठोरता तथा वीरता पाई जाती है। यह बात गीता और महा-भारतमें भी है। परन्तु "मरना है, मारना नहीं"—ये विधान तथा आदेश एक बहुत बड़ी बात है, एक महान् वाणी है। काम निकालनेके लिए कूटनीतिकी चाल इसमें नहीं है, धर्मयुद्ध बाह्य जगत्में विजय प्राप्त करनेके लिए नहीं है अपितु हारकर भी विजय प्राप्त करनेके लिए है। अधर्म-युद्धमें मरना सचमुच मरना है, परन्तु धर्मयुद्धमें मरनेके पश्चात् भी बहुत कुछ शेष रहता है। पराजयकी सीमा पार कर "जय" रह जाता है और मृत्युको लांघ कर "अमृत"। अपने जीवनमें जिन्होंने इस बातका अनुभव किया है उनकी बातें हमें सुननी ही पड़ेंगी।

"महात्माजीने अहिंसाकी नीतिको अपनाया है और चारों ओर उनकी जय बोली जा रही है। जिस नीतिको उन्होंने अपने जीवनमें विकसित किया है उसे पूर्ण रूपसे न सही परन्तु स्वीकार करना ही होगा।"

रवीन्द्रनाथने बड़े अच्छे ढंगसे महात्माजीकी इस नीतिको स्वीकार किया है। आज महात्माजी तथा रवीन्द्रनाथ इस लोकमें नहीं हैं, परन्तु महात्माजीकी नीति और रवीन्द्रनाथकी वाणी आज भी हमारे अन्तःकरणमें व्याप्त है।

महात्मा गांधी जब शान्तिनिकेतनमें पधारते थे तब रवीन्द्रनाथ अपने सुरीले कण्ठसे उन्हें गीत सुनाते। रवीन्द्रनाथका निम्नलिखित गीत गांधीजीको बहुत प्यारा था—

जीवन जखन शुकाए जाय,<br>
करुणा धाराय एसो।<br>
सकल माधुरी लुकाए जाय,<br>
गीत सुधा रसे एसो।

कर्म जखन प्रबल आकार<br>
गरजि उठिया ढाके चारिधार,<br>
हृदय प्रान्ते हे नीरवनाथ<br>
शान्त चरणे एसो।

आपनारे जबे करिया कृपण<br>
कोने पड़े थाके, दीन हीन मन,<br>
दुआर खुलिया हे उदार नाथ<br>
राज समारोहे एसो।

वासना जखन विपुल धूलाय<br>
अन्ध करिया अबोधे भूलाय<br>
ओहे पवित्र, ओहे अनिद्र<br>
रुद्र आलोके एसो।

अर्थात्—

"हे ईश्वर! जीवनके सूख जाने पर करुणाकी धाराके रूपमें आप मेरे हृदयमें आ बिराजें। जिस समय सब माधुर्य छिप जाते हैं उस समय संगीत सुधा रससे हृदयको सिंचित करो। कर्म जब विपुलाकार हो चारों ओरसे ढँक लेता है—उस समय हे नाथ, आप शान्त चरणसे आओ, मेरा अनुदार मन जब किसी कोनेमें पड़ा रहता है तब द्वार खोल, हे उदार नाथ! आप राजाकी भाँति उपस्थित हो जाओ, और जब अज्ञानी मन संसारकी अभिलाषाओंसे अन्धा हो जाता है, उस समय हे पुनीत चिर जागृत देवता! आप प्रकाशकी छटाके रूपमें मेरी आँखोंमें आ विराजो।"

कविके मुखसे यह गीत सुनकर गांधीजी तन्मय हो उठते थे, वहाँ स्वर्गीय भाव लहरा उठता। महात्मा गांधीके स्वागतमें आश्रमवासी गांधीजीका प्रिय भजन गाकर सुनाते—

वैष्णव जन तो तेने कहिए<br>
जो पीड़ पराई जाणे रे।<br>
पर दुःखे उपकार करे तोये<br>
मन अभिमान न आणे रे॥<br>
सकल लोकमां सहुने वन्दे<br>
निन्दा न करे केनी रे।<br>
[illegible] ाछ-मन निश्चल राखे<br>
धन धन जननी तेनी रे॥

आज न रवीन्द्र हैं, न गांधी हैं, दोनोंकी स्मृतियाँ भारतके मानस-पटमें सजीव हैं। ये स्मृतियाँ हमारे मनमें नई नई चेतनाओंका संचार करती रहेंगी।



# વિવેચન

रसो वै सः ।।

કંદુક-ક્રીડક

શિલ્પ.: હઠીસિંગ: દેરાસર

અમદાવાદ

આલેખક

**જગન્નાથ અહિવાસી**

## ☆☆☆ પ્રાચીન રસસિદ્ધાન્ત

લેખક : શ્રી જ્યોતીન્દ્ર હ. દવે, મુંબઈ.

'રસ' શબ્દ સૌને પરિચિત છે. એ શબ્દ છેક વેદ જેટલો જૂનો છે. ઋગ્વેદમાં એ શબ્દ અનેક વેળા આવે છે, પણ જુદા જુદા અર્થમાં. કોઈક વાર એનો અર્થ 'પાણી' થાય છે. કોઈક સ્થળે એ 'દૂધ'નો વાચક બને છે, કોઈક પ્રસંગે 'સોમ'ના અર્થમાં પણ એનો પ્રયોગ થાય છે. બ્રાહ્મણ ને ઉપનિષદ ગ્રંથોમાં એનો કંઈક અર્થવિસ્તાર થતો લાગે છે. 'વસ્તુનું સારભૂત તત્ત્વ' એવા અર્થમાં એ વપરાવા માંડે છે. रसो वै मधु। (शतपथ-ब्राह्मण ६-४-४-३-२-७) प्राणो वा अङ्गानां रसः (बृहदारण्यक १-३-१९) वेदा हि रसाः। तेषां एते रसाः (छांदोग्य ३-५-४) તૈત્તિરીય ઉપનિષદ્‌માં એ પરમ તત્ત્વ, પરબ્રહ્મનો વાચક બને છે. रसो वै सः। रसं ह्येवायं लब्ध्वानन्दी भवति। (२-७-१). રસ શબ્દનો અર્થ આમ વિસ્તાર પામતો અંતે કાવ્યના જીવાતુભૂત તત્ત્વનો વાચક બન્યો. શ્રી રસિકલાલ પરીખ કહે છે કે, 'રસ' શબ્દનો પ્રયોગ સંસ્કૃત ભાષા જેટલો જૂનો છે. તેનો મૂળ અર્થ તો 'પાણી', 'પ્રવાહી પદાર્થ' એવો છે. આ પછી સ્વાદ લેતી વખતે—અથવા સ્વાદની આકાંક્ષાએ મોઢામાં પાણી વળે છે માટે તે માટે પણ 'રસ' શબ્દ વપરાય છે. વૈજ્ઞાનિક દૃષ્ટિએ જ્યારે પાંચ ગ્રહણ થતા વિશિષ્ટ વિષયોનો વિચાર થયો હશે ત્યારે જિહ્વાગ્રાહ્ય વિષયને 'રસ' કહ્યો, એટલે કે ગન્ધ, સ્પર્શ આદિ પાંચ ગુણોમાંનો એક ગુણ થયો. આ મૂળ પ્રયોગોમાંથી, ઉપચારથી 'રસ' શબ્દનો પ્રયોગ કાવ્ય અને કલાનાં ક્ષેત્રમાં આવ્યો હોય એમ લાગે છે.

અન્નનો સ્વાદ લેતી વખતે મોઢામાં જે પાણી વળે છે તે સમયે જે એક નિર્વૃતિ, તૃપ્તિ અને એથી સંતોષ કે આનંદ થાય છે તેમ એ શબ્દ કાવ્ય અને કલાના સેવનથી ઉત્પન્ન થતી નિર્વૃતિ, તૃપ્તિ કે આનંદને માટે વપરાયો છે. આ ગમે તેમ હોય તોપણ ખાધા પછી પીવાના વ્યવહારમાંથી તે કાવ્યકલાના વ્યવહારમાં આવ્યો છે. તેનાં પ્રમાણો કાવ્ય–મીમાંસકોએ રસને સમજવા પીણાંનું દૃષ્ટાંત આપ્યું છે તે પરથી તથા ચાવવું, એ શબ્દનો રસના અનુભવના સંબંધમાં ઉપયોગ કર્યો છે તેમાંથી મળે છે." (રસિકલાલ પરીખ–'રસ', કૌમુદી : કાર્તિક, ૧૯૮૫ પૃ. ૧૩૬–૧૩૭, નવમી સા. પ.માં સ્વીકારાયેલો નિબંધ).

वेदोऽखिलो धर्ममूलम्। વેદ એ જ ધર્મનું મૂળ છે. ધર્મનું જ નહીં બધી વિદ્યાઓનું, બધાં દર્શનોનું. શ્રુતિપ્રામાણ્ય દરેક પોતપોતાને માટે મેળવી રહે છે. આપણા રસ મીમાંસકોએ પણ આપ્તવાક્યનો—શ્રુતિવચનનો આધાર શોધ્યો છે. નાટ્ય અને રસની ઉત્પત્તિ વેદમાંથી દર્શાવી છે. ભરતે એના નાટ્ય શાસ્ત્રમાં કહ્યું છે : वाद्यं नाट्यं तथा गेयं चित्रं वादित्रमेव च। वेदमंत्रार्थवचनैः समं ह्येतद् भविष्यति। (३६-२१) या गतिर्वेदविदुषां या गतिर्यज्ञकारिणाम्। या गतिर्दानशीलानां तां गतिं प्राप्नुयाद्धि सः। (३६-२२), न तथा गन्धमाल्येन देवास्तुष्यन्ति पूजिताः। यथा नाट्यप्रयोगस्थैर्नित्यं तुष्यन्ति मंगलैः॥ गन्धर्वं चेह नाट्यं च यः सम्यक् परिपालयेत्। स ईश्वरगणेशानां लभते सद्गतिं पराम्॥ (१७-३०-३१) નાટકની ઉત્પત્તિ વિષે એ કહે છે : महेन्द्रप्रमुखैर्देवैरुक्तः किल पितामहः। क्रीडनीयकमिच्छामो दृश्यं श्रव्यं च यद् भवेत्॥ न वेदव्यवहारोऽयं संश्राव्यः शूद्रजातिषु। तस्मात्सृजा परं वेदं पञ्चमं सार्ववर्णिकम्॥ (१-११-१२) અને પિતામહે—બ્રહ્માએ જવાબ દીધો : धर्म्यमर्थ्यं यशस्यं च सोपदेशं ससंग्रहम्। भविष्यतश्च लोकस्य सर्वकर्मानुदर्शनम्। सर्वशास्त्रार्थसंपन्नं सर्वशिल्पप्रवर्तकम्। नाट्याख्यं पञ्चमं वेदं सेतिहासं करोम्यहम्।

(૧૧-૧૪૬)[1] શારદાતનયે પણ એના 'ભાવપ્રકાશ' અથવા 'ભાવપ્રકાશન' નામના ગ્રંથમાં આનાથી કંઈક ભિન્ન પણ આ જ પ્રકારની નાટચોપત્તિની કથા આપી છે.

આમ નાટય પાંચમો વેદ રચાયો. અને એના જુદાં જુદાં અંગો જુદા જુદા વેદોમાંથી લીધાં. जग्राह पाठ्यमृग्वेदात् सामभ्यो गीतमेव च। यजुर्वेदादभिनयान् रसानाथर्वणादपि। (ना० शा० १-१७)[2] ભરત અથર્વવેદમાંથી આવ્યા એમ કહે છે. બધા રસોમાં મુખ્ય ચાર રસો ગણાવ્યા છે અને બીજા ચારને તેમાંથી ઉત્પન્ન થતા માન્યા છે. એ કહે છે : तेषामुत्पत्तिहेतवोश्च चत्वारो रसाः श्रृंगारो वीरो रौद्रो बीभत्स इति। श्रृंगाराद्धिभवेद्धास्यो रौद्रश्च करुणो रस। वीराच्चैवाद्भुतोत्पत्ति बीभत्साश्च भयानकः। (६-३९)[3] એટલે અથર્વવેદમાંથી આઠે રસ આવ્યા કે પૂર્વોક્ત શૃંગારવીરાદિ ચાર રસો આવ્યા ને તેમાંથી બીજા ચાર નિષ્પન્ન થયા તે સમજવું મુશ્કેલ છે. શારદાતનય એ ચાર પ્રમુખ રસો વેદમાંથી પ્રથમ પરમાત્માએ – બ્રહ્માએ–નિર્માણ કર્યા એમ કહે છે. શૃંગાર સામવેદમાંથી, વીર ઋગ્વેદમાંથી, રૌદ્ર અથર્વવેદમાંથી અને બીભત્સ યજુર્વેદમાંથી. અને એ પ્રત્યેકમાંથી અનુક્રમે હાસ્ય, અદ્ભુત, કરુણ અને ભયાનક ઉત્પન્ન થયા. આમ રસો વેદપ્રમાણિત – વેદમાંથી જ ઉત્પન્ન થયા છે. પરંતુ આ તો રસોત્પત્તિ વિષયક કથા મુનિએ કહી છે. એમણે એ વિષે કોઈ શ્રુતિવચનનું પ્રમાણ આપ્યું નથી. પંડિતરાજ જગન્નાથે તો ગંભીર રીતે રસની શાસ્ત્રીય દૃષ્ટિએ મીમાંસા કરતાં શ્રુતિવચનનું પ્રમાણ ટાંક્યું છે. રસ એટલે શું તે સમજાવતાં એમણે લખ્યું છે: इत्थं चाभिनवगुप्तमम्मटभट्टादिग्रन्थस्वारस्येन भग्नावरणचिद् विशिष्टो रत्यादिः स्थायी भावो रस इति स्थितम्। અભિનવ ગુપ્ત અને મમ્મટના મત પ્રમાણે અજ્ઞાનરૂપી આવરણથી રહિત, ચૈતન્યયુક્ત રતિ આદિ સ્થાયી ભાવ તે રસ છે. પછી એ પોતાનો મત જણાવે છે: वस्तुतस्तु वक्ष्यमाणश्रुतिस्वारस्येन रत्याद्यवच्छिन्ना भग्नावरणा चिदेव रसः। વાસ્તવિક રીતે આગળ જે શ્રુતિવચન આવવાનું છે તે અનુસાર રતિ આદિથી યુક્ત આવરણરહિત ચિત્ત – ચૈતન્ય – એટલે જ રસ. એ પછી એ કહે છે, चर्वणा चास्य चिद्गतावरणाभङ्ग एव प्रागुक्ता, तदाकारान्तःकरणप्रवृत्तिर्वा। પહેલાં કહ્યું તેમ ચિત્તના આવરણનો ભંગ થવો એને જ અથવા અંતઃકરણની વૃત્તિ તદાકાર – આનંદમય બની જાય તેને જ રસની ચર્વણા સમજવી. इयं च परब्रह्मास्वादात्समाधेर्विलक्षणा, विभावादिविषयसंवलित चिन्दानन्दालम्बनात्। भाव्या च काव्यव्यापारमात्रात्। આ ચર્વણા પરબ્રહ્મના આસ્વાદરૂપ સમાધિથી વિલક્ષણ – જુદી જાતની – છે, કારણ કે એ એના આલંબન વિભાવાદિ વિષયોથી યુક્ત એવો આત્માનંદ છે – સમાધિમાં વિષયનું અનુસંધાન રહેતું નથી. ઉપરાંત આ રસ – ચર્વણા કેવળ કાવ્યના વ્યાપારથી જ જન્મે છે. આમાં જો કોઈ શંકા ઉઠાવે

---

૧. વાદ્ય, નાટચ, ગેય ગીત, ચિત્ર એ સર્વ વેદના મંત્રાર્થ તુલ્ય થશે. વેદના જાણકાર, યજ્ઞ કરનારાઓ, દાતાઓ જે ગતિ પામે છે, તે જ ગતિ એ ('એ' એટલે નાટચગીતોનો ઉપાસક) પણ પામશે. નાટચપ્રયોગમાં આવતાં મંગલવચનોથી જેટલો આનંદ દેવોને થાય છે, તેટલો પુષ્પો અને સુગંધી દ્રવ્યોથી તેમની પૂજા કરવામાં આવે તેથી થતો નથી.

પિતામહને ઈંદ્રાદિ દેવોએ કહ્યું, 'જે દૃશ્ય તેમ જ શ્રાવ્ય પણ હોય એવું ક્રીડનીયક (રમવા-ખેલવાનું સાધન) અમારે જોઈએ છે. શૂદ્ર જાતિથી આ વેદવ્યવહાર સાંભળી શકાય નહિ. માટે સર્વવર્ણને અર્થે પાંચમા વેદનું સર્જન કરો.

૨. ધર્મમય, યશસ્વી, ઉપદેશ આપે એવા લોકોના સર્વ કર્મોનું દર્શન કરાવનાર, સર્વ શાસ્ત્રાર્થથી યુક્ત, સર્વ શિલ્પને પ્રવર્તાવનાર એવો નાટચ નામનો પાંચમો વેદ, તેના ઇતિહાસ સહિત હું રચું છું.

૩. ઋગ્વેદમાંથી પાઠચભાગ, સામવેદમાંથી ગીતવિભાગ, યજુર્વેદમાંથી અભિનયનો વિષય અને અથર્વ-વેદમાંથી રસો લીધા.

૪. અને તેના ઉત્પત્તિહેતુ ચાર રસો છે. શૃંગાર, વીર, રૌદ્ર અને બીભત્સ. શૃંગારમાંથી હાસ્ય, રૌદ્રમાંથી કરુણ, વીરમાંથી અદ્ભુત અને બીભત્સમાંથી ભયાનક રસો ઉત્પન્ન થયા.

કે अथास्यां सुखांशभाने किं मानमिति चेत् એ રસ ચર્વણામાં સુખનો અંશ પ્રતીત થાય છે એનું શું પ્રમાણ તો – તેને જવાબ દઈ શકાય કે समाधावपि तद्भाने किं मानमिति पर्यनुयोगस्य तुल्यत्वात्। સમાધિમાં પણ સુખનું ભાન થાય છે એનું શું પ્રમાણ છે – આમ બંને પ્રશ્નો સરખા થઈ રહે છે. પણ સામો જવાબ આપવામાં આવે છે કે सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम्' इत्यादि; शब्दोऽस्ति तत्र मानमिति चेत् (સમાધિમાં જે આત્યંતિક સુખ છે તે ઇન્દ્રિયગમ્ય નથી પણ બુદ્ધિથી સમજી શકાય એવું છે ઇત્યાદિ શબ્દ પ્રમાણ અમારી પાસે છે: अस्त्यत्रापि रसो वै सः रसं ह्येवायं लब्ध्वानन्दी भवति इति श्रुतिः सकलसहृदय-प्रत्यक्षं चेति प्रमाणद्वयम्। તો અમારી પાસે પણ બે પ્રમાણ છે. એક તો શ્રુતિવાક્ય रसो वै सः અને બીજું સર્વ સહૃદયોનું પ્રત્યક્ષ પ્રમાણ. તૈત્તિરીયોપનિષદનું આ વચન પરમાત્મતત્ત્વ વિષયક છે – કાવ્યતત્ત્વ-વિષયક નથી. પણ એમાં કાવ્યના આત્મસ્વરૂપ 'રસ' અને એનો ચરમ ઉદ્દેશ આનંદ-પ્રાપ્તિ બંને આવી જાય છે એટલે એને કાવ્યવિષયમાં પ્રવેશ કરાવી દેવો એ યુક્ત નથી.

**ભરત :**

ભરત-માન્ય રસ-સંખ્યા આઠની છે. એને માટે કોઈ આગમ-વચનનો આધાર આપવામાં નથી આવ્યો, પણ એવો આધાર શોધવો હોય તો છાંદોગ્યમાંથી જડી આવે એમ છે. एषां भूतानां पृथिवी रसः। पृथिव्या आपो रसः। अपामोषधयो रसः। ओषधीनां पुरुषो रसः। पुरुषस्य वाग् रसः। वाच ऋग् रसः। ऋचः साम रसः। साम्न उद्गीथो रसः। स एष रसानां रसतमः परमः परार्ध्योऽष्टमो यदुद्गीथः। ३ ॥

નાટયશાસ્ત્ર અથવા રસચર્ચાને સૌથી પ્રથમ ઉપલબ્ધ એવો કોઈ ગ્રંથ હોય તો તે ભરતનું નાટયશાસ્ત્ર છે. એની પૂર્વે નાટયશાસ્ત્રના લેખકો થઈ ગયા હશે એમ એ ગ્રંથમાં આવતા ઉલ્લેખો ઉપરથી જણાય છે. પાણિનિએ पाराशर्यशिलालिभ्यां नटसूत्रयोः। એ સૂત્રમાં નટસૂત્રનો ઉલ્લેખ કર્યો છે. નટસૂત્રના રચનારા તરીકે એણે શિલાલિ ને દશાશ્વ એ બે નામો ગણાવ્યા છે. ભરતમુનિ એ આપણા નાટયશાસ્ત્ર તેમ જ રસશાસ્ત્રના આદ્ય આચાર્ય ગણાય છે. નાટકના પ્રત્યેક અંગની, અને તેને અંગે સંગીત, નૃત્ય, પિંગળ આદિ સર્વની એણે સવિસ્તર ચર્ચા કરી છે. નાટકમાં એણે રસને સૌથી મુખ્ય સ્થાન આપ્યું છે. છઠ્ઠા તથા સાતમા અધ્યાયમાં એણે વિસ્તારથી રસ વિવેચન કર્યું છે. આ કહે છે[1] नहि रसादृते कश्चिदर्थः प्रवर्तते રસ સિવાય બીજા કશાનો અર્થ નથી. तत्र विभावानुभावव्यभिचारिसंयोगाद्रसनिष्पत्तिः। [2] એ એનું સૂત્ર એની પછીના લગભગ બધા જ રસમીમાંસકો માટેનું આધાર-સૂત્ર બન્યું છે.

ભરતે આમ રસમતની સૌથી પ્રથમ સ્થાપના એના નાટયશાસ્ત્રમાં કરી. એની પછીના ઘણાખરા સાહિત્ય મીમાંસકોએ કાવ્યમાં પણ રસને સૌથી મહત્ત્વનું સ્થાન આપ્યું છે. પણ ભરત પછીના સમયમાં ભામટ, દંડી, વામન આદિ આલંકારિકો થઈ ગયા. તેમણે કાવ્યમાં રસને એવું મહત્ત્વનું સ્થાન આપ્યું નથી. 'રસ' નાટક માટે અત્યંત આવશ્યક, કાવ્યમાં એનું સ્થાન ગૌણ એવો એમનો મત હોય એમ લાગે છે.

ભરતે શરૂ કરેલી નાટયચર્ચા એની પછીના કાળમાં કાવ્યચર્ચા તરફ પણ વળી. સુશીલકુમાર ડે માને છે કે તે કાળે નાટયસંપ્રદાય તથા કાવ્યસંપ્રદાય એવા બે સ્વતંત્ર ભાગો થયા હોવા જોઈએ. આથી નાટયશાસ્ત્રમાં સ્વીકાર પામેલો રસસિદ્ધાન્ત કાવ્યસંપ્રદાયમાં પ્રસિદ્ધ થતાં કંઈક સમય લાગ્યો. આનંદવર્ધનના આગમન પછીથી નાટક તેમ જ કાવ્ય બંનેને અનુલક્ષીને રસચર્ચા થવા લાગી.

---

૧. પૃથ્વી આ ભૂતોનો રસ છે, પાણી પૃથ્વીનો રસ છે. ઔષધિઓ પાણીનો રસ છે. પુરુષ ઔષધિનો રસ છે. વાણી પુરુષનો રસ છે. ઋગ્વેદ વાણીનો રસ છે. સામવેદ ઋગ્વેદનો રસ છે ઉદ્‌ગીથ સામવેદનો રસ છે. એ રસોમાં પરમ મહામૂલો આઠમો રસશ્રેષ્ઠ તે ઉદ્‌ગીથ.

૨. વિભાવ, અનુભાવ અને વ્યભિચારીના સંયોગથી રસની નિષ્પત્તિ થાય છે.

**ભામહ :**

શબ્દાર્થનું સાહિત્ય – શબ્દ ને અર્થની સહિતતા સાથે હોવાપણું એનું નામ કાવ્ય (शब्दार्थौ सहितौ काव्यम्) એમ ભામહ કહે છે. ભામહે કાવ્યમાં અલંકારને મહત્ત્વ આપ્યું છે. शब्दाभिधेयालंकारभेदादिष्टं द्वयं तु नः (काव्यालंकार, परिच्छेद १-१५) એમ કાવ્યમાં શબ્દાલંકાર ને અર્થાલંકાર બંનેને એણે ઈષ્ટ માન્યા છે. રસનો એણે પ્રેયસ,, રસવત્ અને ઊર્જસ્વી એવા અલંકારોમાં સમાવેશ કર્યો છે. रसवद् दर्शितस्पष्टशृंगारादिरसं तथा (का० लं० ३-६९) પ્રેયસ અલંકારમાં મિત્રપ્રેમ, કૃષ્ણપ્રેમ અર્થાત્ ભક્તિ અને ઊર્જસ્વીમાં વીરરસની તેજસ્વિતા, અહંકાર, ગર્વ એનો ઉલ્લેખ કર્યો છે. રસવત્ અલંકારમાં રસ સ્પષ્ટ રીતે હોય છે એમ કહ્યું છે. માધુર્ય, પ્રસાદ, ઓજસ્ આ ત્રણ ગુણોનો એણે ઉલ્લેખ કર્યો છે, રીતિનો ઉલ્લેખ કર્યો નથી. પણ બીજા પરિચ્છેદમાં सैषा सर्वैष वक्रोक्ति: ।। (२-८६) એમ કહીને વક્રોક્તિને અલંકારની મુખ્ય શોભા તરીકે ગણાવી છે.

**દંડી :**

इष्टार्थव्यवच्छिन्ना पदावली – ચમત્કૃતિયુક્ત પદસમૂહ તે કાવ્યનું શરીર ને તેની શોભા વધારનાર તે અલંકાર (काव्यशोभाकरान् धर्मान् अलंकारान् प्रचक्षते। (का० द० २-१) એમ માનનાર દંડી કાવ્યગુણોનો પુરસ્કર્તા છે. શ્લેષ, પ્રસાદ આદિ દસ ગુણ એ વૈદર્ભીરીતિનો પ્રાણ છે એમ એનો મત છે. ભામહ કરતાં રીતિને એ વધુ મહત્ત્વ આપે છે. અને રસને પણ કંઈક વધારે મહત્ત્વ આપે છે. બીજા પરિચ્છેદમાં પ્રેયસ, રસવત્ અને ઊર્જસ્વી એ અલંકારોનું વર્ણન કરતાં એ સર્વ રસોનો ઉલ્લેખ કરે છે. ભામહની પેઠે એણે પણ રસોનો અલંકારમાં જ સમાવેશ કર્યો છે – જોકે ભામહ કરતાં એણે રસને અધિક મહત્ત્વ આપેલું જણાય છે. આઠેય રસોનો એણે ઉલ્લેખ કર્યો છે. 'इह त्वष्टरसायत्ता रसवत्ता स्मृता गिराम्। (२-२९२) એના મતે મુખ્ય રીતિ દ્વારા અથવા ગૌણ રીતે વ્યક્ત થતો રસ અલંકાર બને છે, કારણ કે કાવ્યની શોભા વધારનાર ધર્મ તે અલંકાર, એવી અલંકારની એની વ્યાખ્યા, હોવાથી રસ વડે કાવ્યની શોભા વધતાં તે અલંકાર બની જાય છે.

**વામન :**

કાવ્યાલંકાર-સૂત્રકાર વામન રીતિનો મુખ્ય પુરસ્કર્તા છે. ભામહ તથા દંડીના અલંકાર મત પછી એણે પોતાના સ્વતંત્ર રીતિવાદનો પુરસ્કાર કર્યો. અલંકારને એણે પ્રાધાન્ય આપ્યું જ છે. 'અલંકાર દ્વારા કાવ્યનું ગ્રહણ થાય છે.' काव्यं ग्राह्यमलंकारात्। (का० लं० सू० १-२-६) પણ રીતિ એ જ કાવ્યનો આત્મા છે. रीतिरात्मा काव्यस्य (१-२-६) અને વિશિષ્ટ પ્રકારની પદરચના એટલે રીતિ (विशिष्टा पदरचना रीतिः। (१-२-७) એમ એ કહે છે. એ વિશેષ ક્યાંથી આવે છે? એ કહે છે, विशेषो गुणात्मा (१-२-८) એ વિશેષ તે ગુણોમાંથી ઉત્પન્ન થાય છે. વામને ગદ્ય, પદ્ય, દશરૂપક અર્થાત્ નાટક એ બધાંનો ઉલ્લેખ કર્યો છે. ગુણ અને દોષનું વિસ્તૃત વિવેચન કર્યું છે. રીતિની વિશિષ્ટતા ગુણો વડે આવે છે એમ એ કહે છે. અલંકાર એ ગુણો વડે ઉત્પન્ન થતા સૌંદર્યની વૃદ્ધિ કરવાનું કામ કરે છે, કાવ્ય ગુણવિહીન હોય તો અલંકાર વિદ્રૂપ લાગે. ગુણ નિત્ય તથા અંગભૂત છે. पूर्वे नित्या: (१-३-३) 'કાંન્તિ' નામના ગુણમાં સમાવેશ કર્યો છે.

**ઉદ્‌ભટ (ઈ. સ. ૮૦૦) :**

'કાવ્યાલંકારસંગ્રહ'નો કર્તા.

અલંકાર–મતનો પુરસ્કર્તા છે, છતાં દંડી કરતાં રસની ચર્ચા એણે વધારે વિસ્તારપૂર્વક કરી છે. દંડી તથા ભામહની પેઠે એણે પણ રસનો સમાવેશ, રસવત્, ઊર્જસ્વી અને પ્રેયસ્ એ નામના અલંકારોની અંદર

કર્યો છે. રસવત્ અલંકારની એની વ્યાખ્યા એ બંને કરતાં જુદી છે. 'સમાહિત' નામનો એક વધુ અલંકાર પણ રસ વિષેનો ગણાવ્યો છે. रसभावतदाभासवृत्तेः प्रशमबंधनम्। अन्यानुभावनिःशून्यरूपं यत्तत्समाहितम् ।। (રસ, ભાવ તેમ જ રસાભાસ અને ભાવાભાસ એ અવિકસિત રહ્યા હોય કે બીજા કોઈ કારણસર દબાયેલા રહ્યા હોય તો ત્યાં 'સમાહિત' નામનો અલંકાર થાય છે.) ભરતપ્રોરિત આઠ રસો એણે ગણાવ્યા છે અને એમાં પહેલી વાર નવમા શાંત રસનો ઉમેરો કર્યો છે. (का. लं. ૪–૪) ભરતના નાટયશાસ્ત્ર પર એણે ટીકા પણ કરી છે. ઉદ્‌ભટના કાવ્યાલંકાર ગ્રંથ પર પ્રતીહારેન્દુરાજે ટીકા લખી છે. એનો સમય ઈ. સ. સુમારે ૯૫૦નો છે. એણે ઉદ્‌ભટના કાવ્યહેતુ અર્થાત્ કાવ્યલિંગ એ અલંકારની ચર્ચા પર ટીકા કરતાં સ્પષ્ટ રીતે લખ્યું છે: न खलु काव्यस्य रसानां वा अलंकार्यालंकारभावः किंतु आत्मशरीरभावः। रसा हि काव्यस्य आत्मत्वेन अवस्थिताः शब्दार्थौ च शरीररूपतया। रसाद्यधिष्ठितं काव्यं जीवद्रूपतया यतः। कथ्यते तद्रसादीनां काव्यात्मत्वं व्यवस्थितम्।।[१] પોતાના મતના સમર્થનમાં એ પ્રાચીન વચનનો ઉલ્લેખ પણ કરે છે: અલંકાર મતના પુરસ્કર્તા ઉદ્‌ભટના ગ્રંથનો ટીકાકાર પ્રતીહારેન્દુરાજ આમ એની વિરુદ્ધ રસવાદનો મોરચો માંડે છે.

### રુદ્રટ (૮૦૦–૮૫૦) :

એનું વલણ પણ અલંકારમત તરફ છે. એણે પોતાના 'કાવ્યાલંકાર'માં રસ વિષે ઉલ્લેખ કર્યો છે. सरसं कुर्वन् महाकविः काव्यम् (का० ल० १-४) તેમ જ तस्मात्तत्कर्तव्यं यत्नेन महीयसा रसेन युक्तम्। (૧૨-૨) સ્વતંત્ર વિષય તરીકે રસનું વિવેચન એણે પ્રથમ જ કર્યું છે. ૧૨ થી ૧૪ સુધીના ત્રણ અધ્યાયમાં કેવળ શૃંગારનું એણે વર્ણન કર્યું છે અને બાકીના બીજા બધા રસોનું વર્ણન માત્ર એક જ અધ્યાયમાં કર્યું છે. એના મતે રસોમાં શ્રેષ્ઠ શૃંગારરસ છે. પૂર્વના નવ રસોમાં પ્રેયાન્ નામનો દશમો રસ એણે ઉમેર્યો છે. પણ એથીયે આગળ વધીને એ કહે છે रसनाद्रसत्वमेतेषां मधुरादीनामिवोक्तमाचार्यैः। निर्वेदादिष्वपि तन्निकाममस्ति तेऽपि रसाः। (૧૨-૪) બધા જ ભાવોનું રસન થઈ શકે છે. આસ્વાદ્ય બને છે માટે તે પણ રસો છે.

### રુદ્રભટ્ટ (૯૦૦–૧૧૦૦) :

રુદ્રટના કાવ્યાલંકારમાંના રસ-વિભાગ પર આધાર રાખીને એણે 'શૃંગાર-તિલક' નામના ગ્રંથની રચના કરી છે. રસને એણે પ્રાધાન્ય આપ્યું છે. રસ વિનાનું કાવ્ય કેવું લાગે છે એ જણાવતાં એ કહે છે: यामिनीवेन्दुनामुक्ता नारीव रमणं विना। लक्ष्मीरिव ऋते त्यागान्नो वाणी भाति नीरसा।। (शृं० ति० १-६)[२] ભરતાદિએ રસવિવેચન નાટયને જ બહુધા ધ્યાનમાં રાખીને કર્યું છે તે હું કાવ્યને ઉદ્દેશીને કરું છું એમ પણ એ કહે છે: प्रायो नाट्यं प्रतिप्रोक्ता भरताद्यैः रसस्थितिः। यथामतिमयाप्येषा काव्यं प्रति निगद्यते।। (शृं० ति० १-६) (ભરતાદિએ રસની વાત મોટે ભાગે નાટયને ઉદ્દેશીને કરી છે. હું હવે એ વાત યથામતિ કાવ્યને ઉદ્દેશીને કરું છું.)

---

૧. કાવ્ય તથા રસો વચ્ચેનો સંબંધ અલંકાર્ય (જેને અલંકૃત કરવાનું છે તે) તથા અલંકાર વચ્ચેના સંબંધ જેવો નથી. પરંતુ આત્મા તથા શરીર વચ્ચેના સંબંધ જેવો છે. રસો જ કાવ્યના આત્મા તરીકે રહેલા છે, શબ્દ અને અર્થ તેના શરીર સરખા છે.

૨. કાવ્યનું જીવન રસના અધિષ્ઠાનમાં રહેલું છે. તેથી તે રસાદિને કાવ્યાત્માને સ્થાને ગણ્યા છે

૩. ચંદ્ર વિનાની રાત્રિના જેવી, પ્રિયજન વિનાની રમણી સમી, ત્યાગ વિનાની લક્ષ્મી, રસ વિનાની વાણી લાગે છે.

**આનંદવર્ધન :**

ભામટ, દંડી વગેરેના કાળ દરમિયાન ભરતનો રસમત કંઈક પાછળ પડયો હોય એમ લાગતું હતું. એને ગૌણ સ્થાન મળ્યું હોય એમ જણાતું હતું, ત્યાં આનંદવર્ધને ધ્વનિમાર્ગે એને પ્રધાનપદે ફરીને સ્થાપ્યો. એ ધ્વનિને કાવ્યનો આત્મા ગણે છે. 'ધ્વન્યાલોક'માં અલંકાર, રીતિ, ગુણ, દોષ, વક્રોક્તિ, ઔચિત્ય આદિ સર્વ કાવ્યનાં અંગોપાંગોનો એણે પોતાના ધ્વનિમતમાં સમન્વય કર્યો છે. રસધ્વનિને પ્રધાનસ્થાને સ્થાપી બીજાં તત્ત્વોની યોગ્ય વ્યવસ્થા એણે કરી છે. મમ્મટ, જગન્નાથ આદિ સમર્થ રસમીમાંસકો પર એના ગ્રંથનો એક સરખો પ્રભાવ પડયો છે. સ્વતંત્ર, સૂક્ષ્મ ને તલસ્પર્શી વિચારસરણી અને વિદ્વત્તાભરી પ્રતિપાદન શૈલી વડે સંસ્કૃત સાહિત્યશાસ્ત્રમાં આ ગ્રંથને બહુ ઊંચું સ્થાન પ્રાપ્ત થયું છે. ધ્વનિમત સંક્ષેપમાં—કાવ્યનો સારભૂત આત્મા અર્થ; એ બે પ્રકારનો, વાચ્યાર્થ અને પ્રતીયમાનાર્થ. વાચ્યાર્થ તો જાણીતો છે. મહાકવિની વાણીમાં પ્રતીયમાન અર્થાત્ સૂચિત એવો બીજો અર્થ પણ રહેલો હોય છે. તે કાવ્યના અલંકાર ગુણાદિ અન્ય અવયવો કરતાં જુદો જ તરી આવે છે. અને સ્ત્રીના સમસ્ત અંગમાં વ્યાપી રહેલા લાવણ્યની પેઠે પ્રતીત થાય છે: प्रतीयमानं पुनरन्यदेव वस्त्वस्ति वाणीषु महाकवीनाम् । यत्तत्प्रसिद्धचावयवातिरिक्तं विभाति लावण्यमिवाङ्गनासु ।। (ધ્વ૦ લો૦ ૧-૪) જે કાવ્યમાં વાચક શબ્દ કે તેનો વાચ્યાર્થ એ બંને ગૌણ રહીને અથવા પોતાના અર્થનું સમર્પણ કરી દઈને પેલા પ્રતીયમાન અથવા વ્યંગ્ય અર્થને વ્યક્ત કરે છે, તે કાવ્ય ધ્વનિકાવ્ય, અને એ વ્યંગ્યાર્થ તે ધ્વનિ. यत्रार्थ: शब्दो वा तमर्थमुपसर्जनीकृत स्वार्थौ । व्यङ्क्तः काव्यविशेषः स ध्वनिरिति सूरिभिः कथितः।। ધ્વનિના ત્રણ પ્રકાર છે. એકાદ વિચાર કે કલ્પનાનું સૂચન કરે તે વસ્તુધ્વનિ; ઉપમા, ઉત્પ્રેક્ષાદિ એકાદ અલંકારનું સૂચન કરે તે અલંકારધ્વનિ; ને શૃંગાર, વીર આદિ એકાદ રસનો ભાવ કે રસાભાસ પણ વ્યક્ત કરે તે રસધ્વનિ. આ ત્રણમાં રસધ્વનિ જ મુખ્ય છે. વસ્તુ તથા અલંકાર બંને ધ્વનિનું પર્યવસાન આખરે રસમાં જ થાય છે. (तेन रस एव वस्तुत आत्मा । वस्त्वलंकारध्वनी तु सर्वथा रसं प्रति पर्यवस्येते इति वाच्यादुत्कृष्टौ तौ इत्यभिप्रायेन ध्वनिः काव्यस्यात्मेति सामान्येनोक्तम् । अभिनवगुप्त—प्रथम उद्योत) આગળ વળી સ્પષ્ટ રીતે કહ્યું છે કે इतिवृत्तमात्र वर्णनप्राधान्ये अंगांगिभाव-रहितरसभावनिवंधने च कवीनां एवं विधाति स्खलितानि भवन्ति इति रसादिरूपव्यंग्यतात्पर्यमेवैषां युक्तं इति यत्नोऽस्माभिरारब्धः न ध्वनिप्रतिपादनमात्राभिनिवेशेन (उद्योत ३) એમ પણ કહે છે : कविना प्रबन्धमुपनिबध्नता सर्वात्मना रसपरतन्त्रेण भाव्यम् (भवितव्यम्?) न हि कविः इति वृत्तमात्रनिर्वं-हणेन किंचित्प्रयोजनम्, इतिहासादेव तत्सिद्धेः। (उद्योत ३-१४, पृ० १४८) વળી कथाशरीरमुत्पाद्य वस्तु कार्यं-तथा तथा। यथा रसमयं सर्वमेवैतत्प्रतिभासते। (पृ० १४७). અલંકાર પણ રસની આવશ્યકતા જોઈને આણવા જોઈએ. रसाक्षिप्ततया यस्य बन्धः शक्यक्रियो भवेत् । अपृथग्यत्ननिर्वर्त्यः सोऽलंकारो ध्वनौ मतः।। (२-१७)

**અગ્નિપુરાણ (૮૫૦–૯૦૦) :**

અલંકાર, રીતિ, રસ વગેરેનું વિવેચન કર્યું છે. પરંતુ પ્રાધાન્ય રસને જ આપ્યું છે. वाग्वैदग्ध्यप्रधानेऽपि रस एवात्र जीवितम् । (અ૦ ૩૩૬-૩૩) માં સ્પષ્ટ કહ્યું છે.

**રાજશેખર (૯૨૫) :**

'કાવ્યમીમાંસા'માં રસગુણાદિની વિશેષ ચર્ચા કરી નથી. કાવ્યપુરુષનું રૂપકાત્મક વર્ણન કર્યું છે. શબ્દાર્થ કાવ્યપુરુષનું શરીર, અનુપ્રાસ, ઉપમા આદિ ભૂષણો અને રસ એનો આત્મા.

ભરતના નાટયશાસ્ત્ર પર પાંચ ટીકાકારોના નામનો ઉલ્લેખ શાર્ઙ્ગદેવે 'સંગીતરત્નાકર'માં કર્યો છે. व्याख्यातारो भारतीये लोल्लटोद्भटशंकुकाः भट्टाभिनवगुप्तश्च श्रीमत्कीर्तिधरोऽपरः ।। (सं० र० १-१-१९) આ ટીકાઓ મળતી નથી. પોતપોતાના મત અનુસાર ભરતના રસસૂત્ર પર એમણે કરેલા વિવેચનનો ખ્યાલ અભિનવ ગુપ્તની ટીકા પરથી મળે છે.

**ભટ્ટ લોલ્લટ :**

મીમાંસક હતો. શ્રી શંકુક નૈયાયિક, ભટ્ટનાયક સાંખ્ય મતાનુયાયી હતો.

**અભિનવગુપ્ત :**

સર્વમાં શ્રેષ્ઠ પ્રત્યભિજ્ઞાવાદી હતા.

અભિનવગુપ્તે ભરતના નાટયશાસ્ત્ર પર 'અભિનવ ભારતી' અને આનંદવર્ધનના 'ધ્વન્યાલોક' પર 'લોચન' નામની ટીકા લખી છે. એ પરથી એની ભાવયિત્રી પ્રતિભા—અગાધ વિદ્વત્તા, સૂક્ષ્મ અવલોકનશક્તિ, તત્ત્વાવગાહિની મેધા, અમોઘ પ્રતિપાદન શૈલી ને અદ્‌ભુત સમન્વય-કૌશલ જણાઈ આવે છે. રસ-નિષ્પત્તિ વિષેનો એનો મત એ લગભગ 'આખરી ફેંસલા'—'છેવટના ચુકાદા' જેવો સર્વમાન્ય ગણાય છે. મમ્મટ, જગન્નાથ આદિ પંડિતોએ એને શિરોમાન્ય લેખ્યો છે. એણે શાંતરસને સર્વ રસોમાં શ્રેષ્ઠ સ્થાન આપી, બીજા બધા રસોનો સમાવેશ એમાં જ થાય છે એમ પ્રતિપાદન કર્યું છે. એના મતે શાંત એ જ એક રસ છે, અને બીજા બધા તેના પ્રભેદો છે. નાટયસંપ્રદાય તથા કાવ્યસંપ્રદાય વચ્ચેનો ભેદ કાઢી નાખી બંને વચ્ચેના રસોનું ઐક્ય સાધવા એણે પ્રયત્ન કર્યો છે. પણ મહત્ત્વ તો નાટકને જ આપ્યું છે. प्रीत्यात्मा च रसः तदेव नाटयम्। नाटय एव च वेद इत्यस्मदुपाध्यायः। (લોચન. ૩-૧૦-૧૪) नाटच एव च रसाः। काव्येऽपि नाटचायमान एव रसः काव्यार्थः। (अभि० भा० अ० ६-३३)

**કુન્તક :**

'વક્રોક્તિજીવિત'કાર કુન્તકે વક્રોક્તિને કાવ્યમાં સૌથી મહત્ત્વના અંગ તરીકે સ્થાપી. ભામહ તથા દંડી બંનેએ વક્રોક્તિનો ઉલ્લેખ કર્યો છે; પરંતુ કુન્તકે વ્યાપક અર્થમાં એને એક સ્વતંત્ર કાવ્યતત્ત્વ બનાવ્યું. वक्रत्वं प्रसिद्धप्रस्थानव्यतिरेकि वैचित्र्यम् (સુપ્રસિદ્ધ વસ્તુધર્મ કે વ્યવસ્થા તેનાથી કંઈક જુદાપણાને લીધે આવનારું વૈચિત્ર્ય.)

**મહિમ ભટ્ટ :**

'વ્યક્તિવિવેક'માં ધ્વનિમતનો વિરોધ કર્યો છે. અર્થના બે જ પ્રકાર માન્યા છે. વાચ્ય અને અનુમેય. અનુમાનમાં જ ધ્વનિનો અંતર્ભાવ થાય છે. રસને એણે પણ પ્રાધાન્ય આપ્યું છે. काव्यस्यात्मनि संगिनि रसादिरूपे न कस्यचिद् विमतिः।

**ભટ્ટ તૌત :**

એ અભિનવગુપ્તના ગુરુ હતા. 'કાવ્યકૌતુક' નામના ગ્રંથમાં શાંત મોક્ષાનુકૂલ રસ હોઈને એ સૌમાં અગ્રગણ્ય રસ છે એમ પ્રતિપાદન કર્યું છે. અભિનવગુપ્ત પણ એ જ વાતને અનુસરે છે.

**ધનંજય :**

'દશરૂપક' નાટયવિષયક ગ્રંથ છે. એના ચોથા પ્રકરણમાં રસની સાંગોપાંગ ચર્ચા કરી છે. શાંતરસ કાવ્યમાં ચાલે, પણ અભિનયને પ્રતિકૂલ હોઈ નાટકમાં ન ચાલે એવો એનો મત છે.

**ભોજ :**

'શૃંગારપ્રકાશ', 'સરસ્વતી કંઠાભરણ'. શૃંગારપ્રકાશનાં ૩૬ પ્રકરણ છે. સાહિત્યશાસ્ત્રનો એને વિરાટ ગ્રંથ ગણી શકાય એવો છે. તે વેળાના લગભગ બધા મતો એમાં આવી જાય છે. સાહિત્યશાસ્ત્રના જ્ઞાનકોશ તરીકે એક લેખકે એને ઓળખાવ્યો છે. 'શૃંગારપ્રકાશ'ના રસાયોજ નામના ૧૧મા અધ્યાયમાં રસચર્ચા છે. ૧૩ થી ૧૭ સુધીના અધ્યાયોમાં ભાવ, વિભાવ વગેરેની ચર્ચા છે. સરસ્વતી કંઠાભરણના ૫માં પરિચ્છેદમાં રસની ચર્ચા છે. રસ વિષેનો એનો મત ક્રાંતિકારક કહી શકાય એવો છે. 'બીજા બધા ભલે દસ રસો ગણાવે. અમે તો શૃંગારને જ રસ માનીએ છીએ' એમ એણે કહ્યું છે, રસ એક જ છે, શૃંગાર. શૃંગારનો અર્થ એણે જુદો જ કર્યો છે. आम्नासिषुर्दश रसान् सुधियो वयं तु। शृंगारमेव रसनाद् रसमामनामः।। (શૃં० प्र०) શૃંગાર રસની એ વ્યાખ્યા આપે છે : अप्रातिकूलिकतया मनसो मुदादेर्यः संविदोऽनुभवहेतुरिहाभिमानः। ज्ञेयो रसः स रसनीयतयात्मशक्ते रत्यादि भूमनि पुनर्वितथा रसोक्तिः।। (મનની અનુકૂળ અવસ્થામાં વિભાવ અનુભાવ આદિ વડે જે અભિમાન મનમાં જાગે છે તે જ રસ છે. કારણ કે તેનો જ આસ્વાદ લઈ શકાય છે. ઈતિ આદિ અનેક રસો કહેલા એ ખોટું છે. तच्च आत्मनोऽहंकारगुण विशेषं ब्रूमः। स शृंगारः सोऽभिमानः स रसः। तत एते रत्यादयो जायन्ते। तैश्चायं प्रकर्षप्राप्तैः सप्तार्चिश्चयैखि प्रकाशमानः शृंगारिणामेव स्वदत इति। (શૃ, प्र. Ms. Vol II, P. 300)

કોઈ પણ નામાદિની ઉપાધિ વિનાનો આનંદાનુભવ એ જ રસ. રતિ અથવા હાસની સ્થિતિનું જ્યાં સુધી જ્ઞાન હોય ત્યાં સુધી ભાવક, ભાવ અથવા ભાવનાની સ્થિતિમાં કહેવાય. રસ એનાથી પર છે.

**ક્ષેમેન્દ્ર :**

એની ઔચિત્યવિચારચર્ચામાં સૌથી વિશેષ ભાર ઔચિત્ય પર મૂકે છે. આનંદવર્ધને એની પૂર્વે કહ્યું જ હતું કે अनौचित्यादृते नान्यद रसभंगस्य कारणम्। प्रसिद्धौचित्य बन्धस्तु रसस्योपनिषत्परा। (અનૌચિત્ય સિવાય રસભંગનું બીજું કોઈ કારણ નથી) પણ ક્ષેમેન્દ્રે ઔચિત્ય દૃષ્ટિએ કાવ્યના ગુણદોષની માર્મિક સમાલોચના કરી છે. ઔચિત્યને એ રસજીવિત માને છે. औचितस्य चमत्कारकारिणश्चारुचर्वणे। रसजीवित भूतस्य विचारं कुरुतेऽधुना।। ३।। તેમ જ अलंकारास्त्वलंकारा गुणा एव गुणाः सदा। औचित्यं रससिद्धस्य स्थिरं काव्यस्य जीवितम्।। ९।। ઔચિત્ય એટલે શું તે સમજાવતાં કહે છે : उचितं प्राहुराचार्याः सदृशं किल यस्य यत्।

એ પછી મમ્મટ, શારદાતનય, હેમચંદ્ર, રામચંદ્ર તથા ગુણચંદ્ર (નાટચદર્પણ) છે. શિંગભૂપાલ: એનો ગ્રંથ 'રસાર્ણવ સુધાકર' નાટયવિષયક છે. 'સંગીતરત્નાકર'ના લેખક સારંગદેવે ૧૩૬૨થી ૧૬૯૦ શ્લોકોમાં,—સાતમા તથા છેવટના અધ્યાયના અંત ભાગમાં—રસચર્ચા કરી છે. 'રસતરંગિણી'કાર ભાનુદત્ત૧૪મા શતકના પ્રારંભમાં થઈ ગયો. 'રસમંજરી' નામનો એનો બીજો ગ્રંથ પણ છે. એમાં કેવળ શૃંગારનું જ વિવેચન છે. વિદ્યાનાથના (૧૪મું શતક) 'પ્રતાપરુદ્ર યશોભૂષણ'માં એક સ્વતંત્ર પ્રકરણમાં રસચર્ચા કરી છે. મલ્લિનાથના પુત્ર કુમારસ્વામીએ 'રત્નાપણ' નામની એની ટીકામાં રસનું સૂક્ષ્મ વિવેચન કર્યું છે.

**વિશ્વનાથ :**

રસતત્ત્વને સર્વોચ્ચ આસને સ્થાપ્યું. वाक्यं रसात्मकम् काव्यम्। (રસાત્મક વાકય તે કાવ્ય) એમ એણે પોતાના સુપ્રસિદ્ધ 'સાહિત્યદર્પણ' નામના ગ્રંથમાં સ્પષ્ટ રીતે ઉલ્લખ કર્યો છે.

---

૧. રસમત-પ્રર્વતક ભરત, ૨. અલંકારમત-પ્રર્વતક ભામહ, ૩. રીતિમત પ્રર્વતક વામન, ૪. ધ્વનિમત પ્રર્વતક આનંદવર્ધન, ૫. વક્રોક્તિમત-પ્રર્વતક કુન્તક, ઔચિત્ય પ્રર્વતક ક્ષેમેન્દ્ર, આ બધામાં રસમત અને ધ્વનિમત અથવા ધ્વનિ દ્વારા પ્રતીત થતો રસ—રસ-ધ્વનિ દૃઢ બન્યો. આપણે ત્યાં પણ એનું જ પ્રાધાન્ય સ્વીકારવામાં આવે છે.

રૂપગોસ્વામી : ભક્તિરસામૃતસિંધુ'માં ભક્તિરસને પ્રમુખસ્થાન આપ્યું છે. ઉપરાંત એ ગ્રંથમાં આવેલી 'મધુરાભક્તિ'નું સ્વતંત્ર વિવેચન 'ઉજ્જવલ નીલમણિ' નામનો બીજો ગ્રંથ પણ લખ્યો છે.

મધુસૂદન સરસ્વતી :

આ અદ્વૈતવાદીએ 'શ્રી ભગવદ્‌ભક્તિરસાયન' નામના ગ્રંથમાં ભક્તિને બહુ ઉચ્ચ સ્થાન આપ્યું છે. ઉપરાંત શાંડિલ્યસૂત્ર તથા નારદભક્તિસૂત્ર એ ભક્તિવિષયક બે સૂત્રરૂપ ગ્રંથો પણ છે.

દાક્ષિણાત્ય પંડિત પ્રભાકરે 'રસપ્રદીપ' નામનો કાવ્યગ્રંથ ૧૯ વર્ષની ઉમરે (૧૫૮૩) લખ્યો છે. એમાં એણે કાવ્યપ્રવૃત્તિ રસને માટે જ હોય છે એમ જણાવ્યું છે.

જગન્નાથ :

ભરતથી શરૂ થયેલી રસમીમાંસકોની તેજસ્વી હારમાળામાંનો આ છેલ્લો અત્યંત તેજસ્વી મણકો. रमणीयार्थप्रतिपादक: शब्द: काव्यम्, (રમણીય અર્થનો પ્રતિપાદક શબ્દ તે કાવ્ય) એનો ગ્રંથ 'રસ-ગંગાધર' પંડિતમાન્ય બન્યો છે.

રસની વ્યાખ્યાઓ :

ભરત : अत्र रस इति कः पदार्थः। उच्यते। आस्वादत्वात् (७-१२०; ७-१२९)
स मन्तव्यो रसः स्थायी। दीपयन्तः प्रवर्तन्ते ये पुनः स्थायिनं रसम् (७-१२१)
स्थाय्येव तु रसो भवेत्। (७-१२२) एवमेते स्थायिभावा
रससंज्ञाः प्रत्यगन्तव्याः। (६-४२)*

આનંદવર્ધન : स्थायिनस्तु रसीभावः औचित्यादुच्यते। (ध्व. १-२१) (સ્થાયી ઉચિત રીતે જ રસ તરીકે કહેવાય છે.)

ભોજ : चिरं चित्तेऽवतिष्ठन्ते संबध्यन्तेनुबन्धिभिः । रसत्वं ये प्रपद्यन्ते प्रसिद्धाः स्थायिनोऽत्र ते (स० कं० ५-१९) જે ચિત્તમાં ચિરકાળ રહે છે, અનુબંધીભાવો સાથે જોડાય છે અને જે રસત્વને પામે છે તે જ સ્થાયી ભાવો પ્રસિદ્ધ છે)

મમ્મટ : व्यक्तः स तैर्विभावाद्यैः स्थायी भावो रसः स्मृतः (का० प्र० ४-२८) (વિભાવાદિથી વ્યક્ત થતો સ્થાયી ભાવ તે રસ)

જગન્નાથ : रत्याद्यवच्छिन्ना भग्नावरणा चिदेव रसः। (र० गं० पृ० २७) (રતિ આદિ ભાવથી સંયુક્ત પરંતુ આવરણ વિનાનું ચિત્ત એનું જ નામ રસ)

રુદ્રટ : रसनाद्रसत्वमेतेषाम्। (રસના—આસ્વાદ્યતા—ને કારણે એમનું રસત્વ રહેલું છે)

શારદાતનય : मनसो ल्हादजननः स्यादो रस इति स्मृतः। (भाव० अधिकार २ पृ० ४०) (મનને આનંદ આપનાર આસ્વાદ તે રસ)

કવિકર્ણપૂર : बहिरन्तःकरणयोर्व्यापारान्तरबोधकम्। सकारणादि संश्लेषे चमत्कारि सुखं रसः।। કાવ્યના વિભાવાદિ સાથે ચિત્ત સંયુક્ત થઈને રહે છે અને બાહ્ય તેમ જ આંતરઈંદ્રિયના તેના સિવાયના બીજા બધા વિષયોનો નિરોધ કરે છે ત્યારે જે ચમત્કારપૂર્ણ સુખ ઉત્પન્ન થાય છે તેનું નામ રસ.
આમ રસ એ સ્થાયીભાવ, આસ્વાદ્ય અને આસ્વાદ-આનંદરૂપ આસ્વાદ

---

૧. રસ તે શો પદાર્થ છે? જવાબ આસ્વાદ્ય હોવાને કારણે એ રસ ગણાય છે. તે સ્થાયીને રસ માનવો. જે સ્થાપીને રસ તરીકે દીપાવે છે અને પ્રવર્તાવે છે. સ્થાયી એ જ રસ છે. આમ આ સ્થાયી ભાવોને રસ તરીકે જાણવા.

**રસસંખ્યા :**

આઠની ગણાવી : अष्टौ नाटचे रसा :स्मृताः (નાટકમાં આઠ રસો છે) ઉદ્‌ભટ 'કાવ્યલંકારસંગ્રહ'માં શાંત નવમો રસ ઉમેરે છે. बीभत्साद्‌भुतशान्त श्च नव नाटचे रसाः स्मृताः। (का० सं० ४-४) પાછળથી આવેલો એ શાંત રસ સૌથી મહત્ત્વનું સ્થાન લે છે. અભિનવગુપ્ત એને રસોના શિખરસ્થાને સ્થાપે છે. મોક્ષ એ પરમ પુરુષાર્થ છે અને શાંત મોક્ષપર્યવસાયી હોવાથી એનું સ્થાન સૌથી મોખરે હોવું જોઈએ. બધા રસોનો આસ્વાદ શાંતપ્રાય: હોય છે. તૃષ્ણાક્ષયસુખને એ એનો સ્થાયીભાવ ગણાવે છે. વિષયોપભોગ-રહિત આત્મા જ એનો સ્થાયી છે એમ એ કહે છે. બીજા સ્થાયી ભાવ છે, પણ આત્મા તો સ્થાયિતમ છે.

એ પછી રુદ્રટે 'કાવ્યલંકાર'માં 'પ્રેયાન્'— પ્રેમરસનો ઉમેરો કરે છે. स्नेहप्रकृतिः प्रेयान् (का. लं. ૧૬–૧૮). માબાપ તથા સંતાન વચ્ચેનો, ગુરુશિષ્ય આદિ વચ્ચેનો સ્ત્રીપુરુષભાવથી મુક્ત એવો સ્નેહભાવ Non-sexual love મૈત્રીનો પણ આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. अन्योन्यं प्रति सुहृदोर्व्यवहारोऽयं मतस्तत्र। આ કામમુક્ત (Non-sexual) પ્રેમ ત્રિવિધરૂપે દેખાય છે. (૧) મૈત્રીભાવસરખો, સ્નેહસ્થાયીભાવવાળો રુદ્રટનો પ્રેયસ્, (૨) વાત્સલ્ય અથવા માબાપનો સંતાન પ્રતિ ને મોટેરાંઓનો નાનાંઓ તરફનો, સ્નેહભાવ (વિશ્વનાથે, સાહિત્યદર્પણમાં वत्सलं च रसं विदुः। सा० द० ३-२५१) વત્સલ, વાત્સલ્યસ્થાયી ભાવયુક્ત; ગણાવ્યો છે. (૩) પ્રીતિ, નેતા અને અનુયાયી, રાજા અને દરબારી વગેરે વચ્ચેનો ભાવ. એમાં (૪) ચોથાનો પણ ઉમેરો કરવામાં આવે છે. ભક્તિ-ઈશ્વર માટે તેમ જ વડીલો માટેના આદર તથા પૂજ્યભાવ.

ભોજ આનાથી આગળ જઈને બાર રસો ગણાવે છે. ભરતમાન્ય આઠ ઉપરાંત નવમો શાંત, દશમો પ્રેયાન્, અગિયારમો ઉદાત્ત અને બારમો ઉદ્ધત. એ આઠ ઉપરાંતના આ ચાર રસો યે ચાર પ્રકારના નાયકોના અધિષ્ઠાન તરીકે એણે ગણાવ્યા છે. શાંત—વીરશાંત નાયકનો, પ્રેયાન્ ધીરલલિતનો, ઉદાત્ત અથવા ઊર્જસ્વી ધીરોદાત્તનો અને ઉદ્ધત ધીરોદ્ધતનો રસ છે.

રાજા હરિપાલ એનાથી એક ડગલું આગળ ભરી તેર રસો ગણાવે છે. જાણીતા આઠ રસો ઉપરાંત શાંત, બ્રાહ્મ, વાત્સલ્ય, સંભોગ અને વિપ્રલંભ.

એ ઉપરાંત કેટલાકે મૃગયા, અક્ષ Hobbies ને પણ રસમાં ગણાવ્યા છે. ગર્ધસ્થાયી લૌલ્ય (અયોગ્ય વિષય માટેની લોલુપતા), આર્દ્રતા—સ્થાયી સ્નેહ, આસક્તિસ્થાયી વ્યસન, અરતિસ્થાયી દુ:ખ અને સંતોષસ્થાયી સુખ એ પણ બધા રસપદવીએ પહોંચ્યા છે.

એટલું જ શામાટે? ભરતે રસ શો પદાર્થ છે એનો ઉત્તર આપતાં એ આસ્વાદ્ય છે એમ કહ્યું છે. કદાચ તેના પર આધાર રાખી રુદ્રટે કહ્યું છે, કોઈ પણ ભાવ રસ બની શકે છે. इति मन्तव्या: रसाः सर्वे।। रसनाद्रसत्वमेतेषां मधुरादीनामिवोक्तमाचार्यैः निर्वेदादिष्वपि तन्निकाममस्तीति तेऽपि रसाः।। (का० लं० १२-४) એનો ભાવાર્થ સમજાવતાં નમિસાધુ કહે છે : अयमाशयो ग्रन्थकारस्य। यदुत नास्ति कापि चित्तवृत्तिर्या परिपोषं गता न रसीभवति। भरतेन सहृदयतावर्जकप्राचुर्यात् संज्ञां चाश्रित्य अष्टौ वा नव रसा उक्ता इति। સહૃદય રસિકોને અધિક ઉત્કટતાને કારણે આસ્વાદ્ય લાગે એવા ભાવો તે જ રસ એવી સંજ્ઞા-પરિભાષાનો આશ્રય કહી રસ આઠ કે નવ છે એમ કહ્યું છે.

ભોજે આમ તો બાર રસ ગણાવ્યા છે. પણ એ સૌથી આગળ જઈને સ્થાયી ને વ્યભિચારી ભાવ જ નહીં, પણ અનુભાવ ને વિભાવ પણ રસ થઈ શકે છે એમ કહે છે. અને એ સર્વના પાછા પોતપોતાના વિભાવ, અનુભાવ આદિ દર્શાવે છે.

એક તરફથી રસસંખ્યા આમ વધતી જાય છે તો બીજી તરફથી એનો સંકોચ પણ થવા લાગે છે. એક વિદ્વાને જણાવ્યું છે તેમ સંસ્કૃતમાં રસસંખ્યાની નિયામક બે પદ્ધતિઓ છે. એક પૃથક્કરણાત્મક (Analytical) બીજી એકીકરણાત્મક ( Synthetical) આ બંને પ્રવૃત્તિઓને લીધે રસસંખ્યામાં એક પ્રકારનું સમતોલપણું રહ્યું છે.

नहि रसादृते—એમ ભરતે એકવચનમાં પ્રયોગ કર્યો છે તેથી તત્ત્વતઃ રસ એક જ છે એમ એ સૂચવવા માગે છે એમ અભિનવગુપ્તે એમની ટીકામાં કહ્યું છે; પરંતુ એ યથાર્થ લાગતું નથી. આમ છતાં ભરતે આઠ રસો ગણાવ્યા છે, છતાં શૃંગાર, વીર, રૌદ્ર, બીભત્સ એ ચાર જનક (ઉત્પત્તિહેતુ) રૂપ રસો ગણાવી, બાકીના તેમાંથી ઉત્પન્ન થનારા ગણાવ્યા છે. એમ આઠનો એણે ચારમાં સમાવેશ કર્યો છે. એણે તો ચાર ગણાવ્યા, પણ પછીના એકીકરણ કરવા ઉદ્યુક્ત થયેલા રસાચાર્યોએ તો ખરેખર 'એકીકરણ' જ કર્યું. રસ એક જ છે એમ પ્રતિપાદન કર્યું.

ભરતના નાટ્યશાસ્ત્રના છઠ્ઠા અધ્યાયમાં ૧૦૭–૧૦૮ શ્લોકોમાં શાંત એ મૂળ પ્રકૃતિ છે. રતિ, હાસ, ક્રોધ ઇત્યાદિ એમાંથી ઉત્પન્ન થયેલા હોઈને એના વિકાર છે. શાંતમાંથી જુદા જુદા નિમિત્તે બીજા ભાવો ઉત્પન્ન થઈ એ નિમિત્ત દૂર થતાં પાછા શાંતમાં વિલીન થઈ જાય છે. આ શ્લોકો, વિદ્વાનો માને છે કે પ્રક્ષિપ્ત છે. ઉદ્ભટે એ ઉમેર્યો હશે એમ પણ કેટલાક કહે છે. આમ શાંતિથી-ચૂપકીદીથી શાંત રસ નાટ્ય શાસ્ત્રમાં ઘૂસી ગયો છે એટલું જ નહીં, પણ બધા રસોનો સ્વામી થઈને બેઠો છે. અભિનવગુપ્તે આ શ્લોકો પર ટીકા કરતાં શાંતને સર્વ રસોના પ્રમુખસ્થાને સ્થાપ્યો છે.

ભવભૂતિએ एको रसः करुण एव निमित्तभेदाद्। भिन्नः पृथक् पृथगिव श्रयते विवर्तान्। (ઉ. રાં.)માં રસ એક કરુણ જ કહ્યું છે એ શાસ્ત્રચર્ચામાંથી ફલિત થતું તાત્પર્યવચન નથી, કવિવાણી છે. એણે અભિનવ-ગુપ્ત, ભોજ આદિની પેઠે રસની એકવાક્યતા, શાસ્ત્રીય દૃષ્ટિએ કરવા સારું આ કહ્યું નથી. પરંતુ પોતાના સંવિધાનકને ઉદ્દેશીને આ વચન કાઢ્યું છે. પરંતુ એના પરની ટીકામાં વીરરાઘવ વિસ્તાર કરતાં કહે છે— इदमत्र कवेर्मतम्। यद्यपि शृंगार एक एव रस इति शृंगारप्रकाशादिमतम् तथापि प्राचुर्याद् रागिविरागि साधारण्यात् करुणः एक एव रसः। अन्ये तु तद्विकृतयः। (કવિનો મત અહીં એવો છે. 'શૃંગારપ્રકાશ' આદિમાં શૃંગાર એ જ રસ છે એમ કહ્યું છે તથાપિ એની પ્રચુરતાને કારણે તેમ જ રાગી અને વિરાગી સૌમાં એ સમાનભાવે રહ્યો હોવાથી કરુણ એ જ એક રસ છે. બીજા તેના વિવર્ત છે.

શ્રી ઉમાશંકરનું વલણ પણ કંઈક અભિનવભારતીમાં પ્રતિપાદન કરેલા શાંત તરફ હોય એવું લાગે છે. 'ઉત્તરરામચરિત'ના ભાષાંતરની પ્રસ્તાવનામાં एको रसः करुण एव વિષે લખતાં એ જણાવે છે : "મૂળ શબ્દ બ્રહ્મ છે, તેનો વિવર્ત રામાયણ છે. અને તેનો વિવર્ત ઉત્તરરામચરિત નાટક છે એમ કવિએ કહ્યું છે. એ જ રીતે રસો ભલે આઠ હોય તે બધા જ, સૌ વાઙ્મય રચનાઓ શબ્દ બ્રહ્મના, વિવર્તરૂપ છે. એમ, શાના વિવર્તરૂપ હશે? ભવભૂતિના અભિપ્રાય પ્રમાણે સૌ રસો કરુણના વિવર્તરૂપ છે. વિવર્તવાદમાં માનનાર માટે સૌ રસો પાછળ આવી એક મૂળ વસ્તુ માનવી આવશ્યક રહે, પણ એ મૂળ વસ્તુ કરુણ છે અને તે પોતાનું સ્વરૂપ તજ્યા વિના ખોટી રીતે, અન્ય રૂપે—બીજા રૂપે—ભાસે છે એમ કહેવું સયુક્તિક છે ખરું? ગમે તે રસના અનુભવ વખતે ચૈતન્યની અવસ્થા મૂળમાં કરુણમય હાય છે? રસાસ્વાદ વખતે ચિત્ત દ્રુતિ (દ્રવ, પીગળવું તે) અનુભવે છે એમ માનનારાઓ ભવભૂતિની પેઠે કરુણને મૂળ રસ માની શકે. વિસ્તાર-વિકાસનો અનુભવ થાય છે એમ માનનારાઓ રસગંગાધરકાર પંડિત જગન્નાથ જેવા અદ્ભુતને મૂળ માની શકે. પણ રસ અંગેનો મંત્ર આપનાર ભરતે જ નાટ્યશાસ્ત્ર (૬.૧૦૭)માં કહ્યું છે તેમ શાંત એ જ મૂળ રસ છે. અને समः सर्वेषु भूतेषु स शान्तः प्रथितो रसः। भावा विकारा रत्याद्याः शान्तस्तु प्रकृतिमतः। બીજા ભાવો તે એનાં પરિવર્તનો છે. ભરત નાટ્યશાસ્ત્ર પર ટીકા કરતાં આચાર્ય અભિનવગુપ્તવાદ સૌ રસનો શાંત જેવો જ આસ્વાદ હોય છે—सर्वरसानां शान्तप्राय एव आस्वादः। એમ જે કહે છે તેમાં આખા પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર છે. રસનું સ્વરૂપ જ એવું હોવા સંભવ છે કે જ્યાં ભાવકની સ્વીકાર-પરિહાર-ઉપેક્ષા બુદ્ધિનું શમન થયું છે એવી શાંતની છાયા હેઠળ જ એનો ઉદય થાય છે. સૌ સરિતાઓ સાગરમાં જઈને વિલીન થાય છે એમ સૌ રસો શાંતમાં લય પામે છે. નાટ્યરસ આઠ છે. શાંત નાટ્યરસ નથી, પણ આઠે રસનાં નાટકો અંતે શાંતમાં થઈને પર્યવસાન પામે છે. રસાનુભવ ચૈતન્યની વિશિષ્ટ અવસ્થા હોઈ અભિનવ-

ગુપ્તવાદ આત્મૈવ સ્થાયી કહે છે તેમ ચૈતન્યની ક્ષણભર માટે વિશેષાવસ્થા ભલે ગમે તે ભાસે, એનું સ્થાયી રૂપ તો આત્માનું છે, શાંત-આકાર છે. ભવભૂતિના રસવિચાર સાથે સંમત થઈ ન શકાય તો પણ તેથી એમના નાટકના રસના આસ્વાદમાં તો કોઈ બાધ આવવાનો પ્રસંગ જ નથી. ભવભૂતિના કરુણનો પણ શાંતપ્રાય જ આસ્વાદ છે." (પૃ. ૮૬–૮૭)

ભોજ : અભિમાન એવા અપર નામે ઓળખાતા અહંકારને અથવા શૃંગારને બધા ભાવોનું પ્રભવસ્થાન ગણે છે. એને આત્મરતિ કહી શકાય. આ આત્મરતિ એ જ એક માત્ર રસ છે. રતિ, હાસ વગેરે એમાં પ્રગટ થતાં વિવિધ રૂપો છે. પણ આ નવીન શૃંગાર એ પ્રાચીન શૃંગારરસ (સ્ત્રીપુરુષવિષયક રતિ સ્થાયીવાળો) નથી. रसोऽभिमानोऽहंकारः श्रृंगार इति गीयते। (स० कं० ६-१३)

अभावनोदयमनन्यधिया जनेन यो भाव्यते मनसि भावनया सभावः।
यो भावनापथमतीत्य विवर्तमानः साहं कृतौ हृदि परं स्वदते रसोऽसौ ।।

રસ એટલે આનંદાનુભવ—એને કોઈ નામની ઉપાધિ વળગાડવાની જરૂર નથી. જ્યાં સુધી રતિ, હાસ આદિની અવસ્થાનું ભાવકને ભાન રહે છે ત્યાં સુધી એ સ્થિતિ ભાવ કે ભાવનાની હોય છે. પરંતુ ભાવનાપથથી પર એવી રસની સ્થિતિ છે. એ અહંકારયુક્ત હૃદયમાં આસ્વાદરૂપે પમાય છે.

तच्च आत्मनोऽहंकारगुणविशेषं ब्रूमः स । शृंगारः सोऽभिमानः स रसः। तत एते रत्यादयो जायन्ते तैश्च अयं प्रकर्षप्राप्तैः सप्तार्चिः अर्चिश्चयैरिव प्रकाशमानः श्रृंगारिणामेव स्वदते। (शृं० प्र० पु० २, पृ० ३५६)

આ અહંકારરસ જ આત્મગુણસંપદનું ઉત્કર્ષબીજ છે. બુદ્ધિ, સુખદુઃખ ઇચ્છા આદિનો હેતુ છે. આત્માનો અહંકારવિશેષ સહૃદય રસિકો વડે આસ્વાદાતો રસ નામને પ્રાપ્ત થાય છે. એ હોય તો માણસ રસિક, નહીં તો નીરસ પ્રાચીનોક્તિનો ઉલ્લેખ કરે છે. श्रृंगारी चेत् कविः काव्यै गीतं रसमयं जगत्।) પૂર્વજન્મમાં કરેલાં સત્કૃત્યોના ફ્લસ્વરૂપે એ આત્મામાં સ્વભાવસિદ્ધ થઈને રહે છે. એ મધ્યવર્તી અગ્નિરૂપ છે. બીજા બધા ભાવો પોતપોતાના તેજ વડે જ્યોતિની શિખાઓ પ્રદીપ્ત કરી એના વૈભવને વધારે છે. :

સરખાવો : એમરક્રોમ્બી Function of Poetry in drama નામના નિબંધમાં કહે છે :

"Anyhow the innermost reality, the one with which art is most dearly concerned, is what is called the spiritual reality. For the purpose of this discussion, however, let me use a name which allows it to be more easily handled. Let me call it the emotional reality by which I do not entirely mean the plane of such named and recognisable emotions as love, anger, hate, but rather the general substratum to all existence, emotion nameless and unappointed. This is the layer of flame which is the closest, one can get to the central fire, to the Will to live or whatever you like to call it. And an impression of this profound emotional reality is what art must convey."

ભોજનો અહંકારશૃંગાર ફ્રોઈડના Ego, Id, Libido સાથે સરખાવવા જેવો. મહત્ત્વનો ભેદ, એ કામવૃત્તિયુક્ત નથી, એની પાછળ ફિલસૂફી, દાર્શનિક, તત્ત્વ રહેલું છે. Libido એ બે રીતે વ્યક્ત થાય છે. Ego-libido, Object-libido પ્રથમનો વિષય આત્મા-સ્વનિષ્ઠ. બીજાનો બાહ્ય વિષયો. એ બાહ્ય પદાર્થ પ્રત્યે વળે છે. externalised and directed to an object. Ego-libido અથવા inturned Libido એ ભોજનો અહંકાર, જે આત્મરતરૂપ છે. બહિર્નિષ્ઠ થતો એ જુદા જુદા વિષયો-ભાવોના સંબંધમાં આવી અભિમાન બને છે—Object-libido.

"By the term Libido, Freud designates a quantitative and changeable energy of sex of sexual instinct which is directed to an object. It comprises not only sexual love (રતિ), but self-love (અહંકાર-શૃંગાર), love for parents and children, friendship

and devotion to concrete and abstract ideas." (પ્રેયસ, શ્રદ્ધા, વાત્સલ્ય, ભક્તિ) (Psycho-Analysis of Today, p. 108 Footnote)

આ અહંકારની સાથે સાથે અથવા એની અંદર જ ભોજ પ્રેમન્‌ને પણ રસૈક્ય સાથે ઘટાવે છે. બધા ભાવોના મૂળમાં અહંકારની પેઠે આ પ્રેમન્ (મૂળભૂત સ્નેહ) રહેલો છે. હસવાનું પ્રિય લાગે છે માટે જ માણસ હસે છે, લડવાનું પ્રિય લાગે છે માટે જ લડે છે. सर्वेषामपि रत्यादिप्रकर्षणां रतिप्रियो रणप्रियः परिहासप्रिय इति प्रेम्ण्येव पर्यवसानं भवति (स० कं०) શૃંગારપ્રકાશમાં એણે કહ્યું છે, रसं त्विह प्रेमाण-मेवयमामनन्ति। એને મતે રસની ત્રણ અવસ્થા છે. પૂર્વકોટિ, મધ્યમાવસ્થા અને ઉત્તરાકોટિ. પહેલીમાં અહંકાર માત્ર હોય છે, બીજીમાં એ અહંકાર ૪૯ વ્યભિચારીભાવો રૂપ બને છે અને પ્રત્યેક ભાવ પોતપોતાના વિભાવાદિ વડે પરાકોટિએ પહોંચે છે. એ પછી આ વિવિધ ભાવો પ્રેમના જુદા આકારો—વિવર્તો—બને છે અને પ્રેમરૂપમાં પરિણમે છે અને એ સ્થિતિમાંથી ફરી પ્રથમના અહંકાર-શૃંગાર રસને પામે છે.

કવિકર્ણપૂર પોતાના 'અલંકાર–કૌસ્તુભ'માં આવું જ સમર્થન કરે છે: प्रेमरसे सर्वेरसा अन्तर्भवन्तीत्यर्थं महीयानेव प्रपञ्चः। ग्रन्थगौरवभयाद् दिङ्मात्रमुक्तम्। तथा च

उन्मज्जन्ति निमज्जन्ति प्रेम्ण्यखंडरसत्वतः।<br>
सर्वे रसाश्च भावाश्च तरङ्गा इव वारिधौ।

(અખંડરસ એવા પ્રેમની અંદર સર્વે રસો તથા ભાવો, સમુદ્રમાં તરંગોની પેઠે ઊઠે છે ને શમી જાય છે.)

કાકા કાલેલકર કહે છે, ખરું જોતાં પ્રેમને જ રસરાજ કહેવો જોઈએ. શૃંગાર એ કેવળ એનો આલંબન વિભાવ કહી શકાય. (જીવનભારતી : રસસમીક્ષા, પૃ. ૯૦) આગળ એ કહે છે, 'વીરરસ પરકલ્યાણકારી, સમાજહિતૈષી, ધર્મપરાયણ, આર્યવૃત્તિનો દ્યોતક છે.' વળી આગળ કહે છે, 'કરુણરસ ખરેખર શોકસમ્રાટ છે. પણ એ કરુણરસમાં શોકનો ભાવ હોવો જ જોઈએ એમ નથી. વાત્સલ્ય રસ, શાંત રસ, ઉદાત્ત રસ એ કરુણાનાં જુદાં જુદાં પાસાં છે, બાકી બધા રસો જઈ જઈને અંતે સાગરમાં નદીઓ સમાઈ જાય તેમ શાન્ત રસમાં વિલીન થાય છે. . . . ખરું જોતાં બધા રસોની પરિણતિ યોગમાં જ છે. કલાનું સાધન અને સાધ્ય યોગ જ છે. વળી રૌદ્ર, ભયાનક અને અદ્‌ભુતની મીમાંસા કરતાં કહે છે, 'આ ત્રણે રસો અંતે જો શાંત રસમાં ન લઈ જાય, સમાધાન ન આવે, તો કોઈ એને રસ કહે જ નહીં.' (પૃ. ૧૮૦)

'ભગવદ્‌ભક્તિરસાયન'માં મધુસૂદન સરસ્વતીએ ભક્તિને જ મુખ્ય રસ માન્યો છે.

કવિ કર્ણપૂર ગોસ્વામી રજસ્, તમસ્ અસ્પૃષ્ટ એવા વિશુદ્ધ સત્ત્વના આધારે અપૂર્વ આસ્વાદાંકુર એવો ચિત્તનો કોઈ વિશિષ્ટ ધર્મ ગણાવે છે અને એ જ નિત્યસ્થાયી છે અને એકમાત્ર નિત્યરસ બને છે એમ કહે છે. વિભાવોની પૃથક્કતાથી જ પૃથગ્ધિત્વ આવે છે—સામાજિકોના મનમાં એમ એ જણાવે છે.

રામપ્રસાદ બક્ષી કહે છે, રસાનુભૂતિમાં અદ્વૈતવાદનો સ્વીકાર કરીએ તો કાવ્યને અમુક રસનું કે ભાવનું લેબલ લગાડવાની આવશ્યકતા રહેતી નથી. રસાનુભૂતિ એ અલૌકિક સાત્ત્વિક આનંદરૂપ છે. ('આધુનિક કાવ્ય અને રસસિદ્ધાંત')

આપણી ભાષામાં રામનારાયણ પાઠક, રામપ્રસાદ બક્ષી, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, ડોલરરાય માંકડ, રસિકલાલ પરીખ આદિ વિદ્વાનોએ રસ વિષે લખ્યું છે. પણ તેની ચર્ચા કરવા માટે જુદા જ લેખની જરૂર છે.

* * *

## ☆ ☆ ☆ નવલિકા—ગઈ કાલની અને આજની

લેખક : શ્રી ગુલાબદાસ બ્રોકર, વિલે પારલે

આપણે જેને નવી નવલિકા કહીએ છીએ તેના જન્મને હવે એટલો સમય વીતી ગયો છે કે તેને વિશે આપણે સમજણ અને તટસ્થતાપૂર્વક વિચાર કરી શકીએ, અને તેને તેના પહેલાંના સમયની નવલિકા સાથે સરખાવી, તેમની વચ્ચેનાં સામ્ય અને ભેદને સ્વરૂપની દૃષ્ટિએ નીરખી, કલાની દૃષ્ટિએ યોગ્ય ગણાય તેવા અભિપ્રાય બાંધી શકીએ.

તેમ કરવા જતાં જે પહેલી વાત આપણી નજર સમક્ષ તરી રહે છે તે એ છે કે નવી કહીએ કે જૂની, પણ આપણે નવલિકાને નવલિકા જ કહીએ છીએ. એનો અર્થ એ થયો કે એ બેમાં ગમે તેટલો ભેદ દેખાતો હોય તોપણ કલાના એક પ્રકાર તરીકે, સાહિત્યના એક સ્વરૂપ તરીકે એ એક જ છે. એથી કલાના એ પ્રકારનાં જે સામાન્ય ગુણલક્ષણો હોય તે એ બંને જાતની નવલિકાનાં સામાન્ય ગુણલક્ષણો ગણાય. તે ટૂંકી હોવી જોઈએ, તેની ગતિ એકધારી તેના લક્ષ્યસ્થાન ભણી થતી હોવી જોઈએ અને વાર્તા-સાહિત્યનાં બીજાં સ્વરૂપોમાં જે નિર્વાહ્ય ગણાય, કદાચ, તે પ્રસ્તાર, વિસ્તાર કે આગંતુકતાના અંશો તેનામાં અસ્થાને ગણાય. તે અનુભૂતિના એકમને આકૃતિના સૌંદર્યે અજવાળીને જીવનની સાચી ઓળખ આપતી લઘુદેહી કલાકણિકા બની રહેવી જોઈએ. વળી એ કલાકૃતિ હોવાથી કલામાત્રને સામાન્ય એવાં—જે દ્વારા ચિત્તનો વિસ્તાર સધાય, જેનો જેમ જેમ ઘાટ ઘડાતો જાય તેમ તેમ અનુભૂતિકણ જેમાં પોતાનાં સ્થૂળ અંશોનો ત્યાગ કરીને કશુંક અનનુભૂત અને અદ્‌ભુત હોય તેવું બની જાય, જે બાહ્ય આવરણોને હઠાવી દઈને નિરવદ્ય એટલી જ સત્યમય આકૃતિ સર્જી આપે અને જેનો ભાવક સર્વાત્મથી તેની સન્મુખ થતાં વિગલિતવેદ્યાંતર બની જઈ વિસ્મયનો અનુભવ કરી રહે તેવાં—તત્ત્વો તે ધરાવતી હોવી જોઈએ.

આમ છતાં, પોતાના સ્વરૂપને અને કલામાત્રને સામાન્ય એવાં ગુણલક્ષણો તે ધરાવતી હોવા છતાં, નવી નવલિકા અને એ પહેલાંની એટલે કે જૂની નવલિકા વચ્ચે જે ભેદ છે એ પણ તરત ઊડીને આંખે વળગે એવો છે. એ ભેદને જોવા માટે પણ કાંઈ લાંબે જવું પડે તેમ નથી કે કોઈ અટપટી અને અઘરી તાત્ત્વિક ચર્ચામાં ઊતરવાની પણ જરૂર પડે તેમ નથી. ગયા જમાનાની એકાદ નવલિકા—ધૂમકેતુની 'પોસ્ટ ઑફિસ' કે 'રજપૂતાણી', કે રા. વિ. પાઠકની 'મુકુંદરાય' કે 'જક્ષણી' ઉપર નજર નાખીએ, અને સાથે સાથે જ આજના જમાનાની એકાદ નવલિકા—સુરેશ જોષીની 'ગૃહપ્રવેશ' કે 'કપોલકલ્પિત' કે મધુ રાયની 'ધારો કે', કે 'બાંશી નામની એક છોકરી' પર નજર નાખીએ કે તરત જ એ ભેદ પરખાઈ જાય છે.

આ સંદર્ભમાં મને એક વાત યાદ આવે છે. આપણા એક મૂર્ધન્ય સાહિત્યકાર પાસે એક વખત નવી નવલિકા વિશે મેં લખેલું થોડું લખાણ વાંચતો હતો. ઘણાં વર્ષો પહેલાંની એ વાત છે. ત્યારે હજી એ પ્રકારનાં લખાણોની શરૂઆત હતી એટલે એ નવલિકાના પ્રયોજક તરીકે મેં સુરેશ જોષીનું નામ લખ્યું હતું, અને એ અરસામાં છપાયેલી હસમુખ પાઠકની 'બિલાડી' નામની એક નવલિકાને નવી નવલિકા તરીકે ઓળખાવી હતી. તે મિત્રને એ તો યોગ્ય લાગ્યું, પણ છતાં તેમના મનમાં એક પ્રશ્ન થયો. એ અરસામાં લક્ષ્મીકાન્ત ભટ્ટની અમુક વાર્તાઓ પ્રસિદ્ધ થઈ હતી અને એ ઉત્તમ કક્ષાની હતી એટલે એ પ્રશ્ન સ્વાભાવિક પણ હતો. તેમણે કહ્યું,

'આ તો બરોબર છે, પણ એક નામ તમે ભૂલી ગયા લાગો છો.'

મેં કહ્યું, 'ક્યું?'

'લક્ષ્મીકાન્ત ભટ્ટનું', તેમણે કહ્યું. પછી ઉમેર્યું, 'એ નવી નવલિકા નહીં!'

મેં કહ્યું, 'ના.'

'શી રીતે?' તેમને આશ્ચર્ય થયું.

મેં કહ્યું, 'જુઓ, એમ તો તમે પણ નવલિકા લખી છે અને મેં પણ લખી છે. દલીલ ખાતર આપણે માની લઈએ કે આપણી નવલિકાઓ કલાની દૃષ્ટિએ તદ્દન ઊતરતી કક્ષાની છે ને લક્ષ્મીકાન્ત ભટ્ટની ઉત્તમ કક્ષાની. પણ ધારો કે આપણને વરદાન મળી ગયું અને આપણે પણ ઉત્તમ કક્ષાની નવલિકા લખી શક્યા તો એ લક્ષ્મીકાન્ત ભટ્ટની નવલિકાઓ જેવી થાય ખરી કે નહીં?'

'થાય', તેમણે હસીને કહ્યું.

'પણ એ જ વરદાન નીચે આપણી નવલિકાઓ ઉત્તમ ભલે થાય, પણ સુરેશ જોષીની નવલિકાઓ કે હસમુખ પાઠકની જેવી એ થાય ખરી?'

'એ જાતની ન થાય—રીતિ, નિરૂપણ, વસ્તુને અપાતું પ્રાધાન્ય કે અપ્રાધાન્ય વગેરેની દૃષ્ટિએ.' તેમણે વિચારીને કહ્યું.

'તો પછી આ મેં કર્યું છે એ બરાબર છે?'

'હા.' તે હસી પડ્યા.

નવી અને જૂની નવલિકા આ રીતે તદ્દન ભિન્ન પડી જાય છે એટલે તો જૂની નવલિકા વિશે વિચારણા કરનાર વિવેચકો અને નવી વિશે તેમ કરનાર વિદ્વાનો જ્યારે તેને વિશે લખવા બેસે છે ત્યારે પણ જે જે વસ્તુ ઉપર તેઓ વજન મૂકે છે તે એકબીજાથી ભિન્ન હોય છે.

થોડા દાખલાઓ જોઈએ. ધૂમકેતુ કહે છે :

"ટૂંકી વાર્તા કલ્પના અને લાગણીઓ જગાવીને જે કહેવાનું હોય તેનો માત્ર ધ્વનિ જ—તણખો જ મૂકે છે." (તણખામંડળ ભાગ–૧ની પ્રસ્તાવના)

રામનારાયણ પાઠક કહે છે :

'ટૂંકી વાર્તા જીવનના કોઈ રહસ્યને ઓછામાં ઓછાં પાત્રોથી, ઓછામાં ઓછા બનાવોથી, ઓછામાં ઓછા શબ્દોમાં નિરૂપિત કરે છે.' (સાહિત્ય વિમર્શ, પૃ. ૧૫૫)

ઉમાશંકર જોષી કહે છે :

'ટૂંકી વાર્તા એટલે અનુભૂતિકણ.' (શૈલી અને સ્વરૂપ, પૃ. ૧૧૩) એ વાતને વધારે સ્પષ્ટ કરતાં તે ઉમેરે છે :

'ટૂંકી વાર્તા છે લેખકની વિશિષ્ટ ભાવપરિસ્થિતિએ કથ્ય વૃત્તાંતની મદદથી લીધેલો કલાઘાટ.' (શૈલી અને સ્વરૂપ, પૃ. ૧૧૪)

એ ઉપરાંત મેઘાણી, મડિયા, બ્રોકર, બેટાઈ વગેરે વિવેચકોએ એ વિશે વાત કરતાં આ બધાથી બહુ દૂર ન હોય એવી વાતો કરી છે.

પણ એ જૂની વાર્તા વિશે વિચાર કરનાર વિવેચકોની વાત થઈ. નવી નવલિકાના માણસો જે કહે છે તેમાં જે વસ્તુને વજન અપાય છે તે આનાથી ભિન્ન પ્રકારનું હોય છે.

સુરેશ જોષી કહે છે :

'ટૂંકી વાર્તામાં તો એક Pregnant moment સ્થાન પામે છે (કથોપકથન, પૃ. ૨૧૫), પણ વાર્તાકારે પસંદ કરેલી Pregnant momentમાં ત્રણેય કાળનું telescoping હોય છે.'

મધુ રાય કહે છે :

'લેખક વાર્તા કહેતો નથી. . . કથાવસ્તુને એક તીર મારી એને ભીંત સાથે ખોડી દેતો નથી. કથાવસ્તુના શરીરને કિનારે કિનારે અસંખ્ય તીર મારી ભીંત પર કથાવસ્તુનો આકાર આપે છે. . . . (ગુજરાતીમાં ગદ્ય—સ્વરૂપ અને વિકાસ, પૃ. ૧૦૦)

મહેશ દવે કહે છે :

'અનુભૂતિકણ કે કેન્દ્રબિંદુની શોધમાં આપણા વાર્તાકારોએ નિષ્ફળ સમય બગાડયો છે.' 'પ્રાગૈતિહાસિક અને શોકસભા'નું પ્રાસ્તાવિક લખાણ)

એ ઉપરાંત ચંદ્રકાન્ત બક્ષી, લાભશંકર ઠાકર વગેરે આ વિશે વિચારનાર નવીનોએ પણ જે કહ્યું છે તે આ બધાથી બહુ દૂર હોય તેવું નથી.

તો, આમ પરસ્પર વિરોધાભાસ જેમાં દેખાતો હોય અને છતાં આપણે શરૂઆતમાં જોયું તેમ જેનું લક્ષ્યસ્થાન, ગંતવ્યસ્થાન એક જ હોય તે બે વસ્તુસ્થિતિનો મેળ શી રીતે મળે?

એ વિશે વિચાર કરતાં પેલા મૂર્ધન્ય સાહિત્યકારની વાતચીતમાંના એક વાકયને યાદ કરવા જેવું છે. તેમણે પોતાની અથવા પોતાના યુગની વાર્તા નવી વાત જેવી બની શકે કે નહીં તે વિષે વાત કરતાં આખરે કહ્યું હતું :

"આપણા યુગની વાર્તા એ જાતની ન થાય—રીતિ, નિરૂપણ, વસ્તુને અપાતું પ્રાધાન્ય કે અપ્રાધાન્ય વગેરેની દૃષ્ટિએ."

એ શી રીતે તે જોઈશું?

ગઈ કાલની એટલે કે આગલી પેઢીની વાર્તામાં વાર્તા માટે અનિવાર્ય એવા ઉત્કૃષ્ટતાના બિંદુ સુધી પહોંચવાનું સાધન ઘટના અને એનો ઉચિત વિનિયોગ રહેતું. એ પણ એનાં ઉત્તમ સર્જનોમાં ટૂંકી રહેતી, તેની ગતિ એકધારી તેના લક્ષ્યસ્થાન ભણી થતી અને તેમાં પણ અનુચિત પ્રસ્તાર, વિસ્તાર કે આગંતુકતાના અંશો નહિવત્ રહેતા. તે પણ અનુભૂતિના એકમને આકૃતિના સૌંદર્યથી અજવાળીને જીવનની સાચી ઓળખ આપતી લઘુદેહી કલાકણિકા બની રહેતી.

પણ આ બધું તે સાધતી ઘટનાના વિલક્ષણ અને વિશિષ્ટ સંયોજન દ્વારા. લેખક તેની ઘટનાઓને એવી રીતે ગોઠવી દેતો કે તેમાંથી તેને જે ઉદિષ્ટ હોય તે જ રહસ્ય આપોઆપ ઉપર તરી આવે, કે આજની ભાષામાં કહીએ તો તેણે સર્જવા ધારેલ ભાવજગતને આપોઆપ પમાઈ જવાય તેવી આકૃતિ રચાઈ જાય.

એમ કરવામાં એણે સાવધ ખૂબ જ રહેવું પડતું, કેમ કે ઘટનાનો એ રીતનો ઉપયોગ કરવો સહેલો નથી. તેમાં ખૂબ જ સાવધાની તો એ વાતની રાખવી પડે કે ઘટના પોતે જ તેમાં સર્વોચ્ચ સ્થાન ભોગવતી ન બની જાય, કે ઘટનાના એવા ઢગલા ઊભા ન થઈ જાય કે જેમાંથી ન તો એક સુભગ આકૃતિ રચી શકાય કે ન તો જેમાંથી જીવનનો અર્થસભર ઉચ્છ્વાસ બહાર આવી શકે.

પણ જૂની પેઢીની ઉત્તમ વાર્તાઓ ઘટનાનો આ રીતે સચોટ, સમુચિત અને સાર્થ ઉપયોગ કરી શકતી એ હકીકત છે. સર્જકે સર્જકે શૈલીવૈશિષ્ટ્ય ગમે તેટલું હોય, કે વાતને ઘાટ ગમે તેટલો જુદો જુદો આપવાનો પ્રયત્ન થયો હોય, તોપણ વાર્તાની મુખ્ય સામગ્રી તો તેમાં ઘટનાની જ રહેતી, અને જેમાં ઘટના મહત્ત્વનું સ્થાન ભોગવતી ન હોય તેવી વાર્તા ભાગ્યે જ બનતી. પણ એ મુખ્ય સ્થાન ઘટનાનું

ઘટના તરીકેનું ન હતું એ વાત ભૂલી ન જવી જોઈએ. એ મુખ્ય સ્થાન સાધન તરીકેના તેના ઉપયોગનું હતું. પણ એ સાધન એ એ જમાનાના સર્જકનું મુખ્યતમ સાધન હતું.

નવી વાર્તામાં એ હવે એવું મુખ્ય સાધન નથી રહ્યું, કેમ કે નવી વાર્તાને સિદ્ધ તો એ જ કરવું છે જે જૂની વાર્તાને કરવું હતું, પણ તે માટેનાં સાધનોમાં તેણે ફેરફાર કરી નાખ્યો છે. અને તેનો મુખ્ય પ્રહાર ઘટના ઉપર થયો છે, કેમ કે ઘટના જ જૂની વાર્તામાં આટલું બધું પ્રાધાન્ય ભોગવતી હતી.

એથી તો નવી વાર્તાની શરૂઆત થઈ ત્યારથી તેમાં જે ઉપર સવિશેષ ભાર મૂકવામાં આવે છે તે ઘટનાના હ્રાસ કે લોપ ઉપર મૂકવામાં આવે છે. અલબત્ત, વાર્તાએ વાર્તા બનવું હોય તો તેને અલ્પ પ્રમાણમાં પણ ઘટના વિના તો ચાલે જ નહીં, એટલે ઘટનાનો હ્રાસ કે લોપ જેવા શબ્દો વપરાય ત્યાં ઘટનાની અલ્પતા, અત્યંત અલ્પતા જ એ શબ્દો વાપરનારને અભિપ્રેત છે તે સમજી લેવું જોઈએ.

આ હ્રાસ અને લોપ વગેરે શબ્દોએ શરૂઆતમાં ઘણો ગોટાળો કર્યો હતો અને ઘણી ચર્ચાઓ જન્માવી હતી, પણ આખરે ઉપર કહી તે વાત હવે તો સર્વસ્વીકૃત થઈ ચૂકી છે. એ શબ્દપ્રયોગ પ્રથમ વાર વાપરનાર સુરેશ જોષીએ પણ એ વિશે સ્પષ્ટતા કરી છે. તેમના "આપણી ટૂંકી વાર્તા" વિશેના લેખમાં તે કહે છે;

"આથી ઘટના વિના વાર્તા ન સંભવે એ સાચું," (કથોપકથન, પૃ. ૨૧૨) અને પછી સ્પષ્ટતા કરે છે :

"પણ એ ઘટનાની બંધારણની કળાના પ્રયોજનને અનુસરીને પુનઃરચના થઈ હોવી જોઈએ. આ પુનઃરચનાને જ કારણે આ ઘટનામાં જીવનને બૃહત પરિપ્રેક્ષ્યમાં જોવાની ભૂમિકા ને એને માટેનું focal point આપણને પ્રાપ્ત થાય છે, ઘટનાની અસાધારણતા પ્રકટે છે. આ પ્રકારના પુનર્વિધાનથી વ્યવહારમાં એ જે રીતે અસામાન્ય લેખાતી હોય છે તેના જોરે નહીં." (પૃ. ૨૧૩)

આ થઈ કલામાં અનિવાર્ય એવા transformationની, રૂપાંતરણની વાત. એ સામે કોઈનેયે વાંધો હોય નહીં, કેમ કે ઘટનાનું કે અન્ય કોઈ પણ વસ્તુનું જે છે તે સ્વરૂપે કલામાં મહત્ત્વ રહેલું નથી. અને આગળ કહ્યું છે તેમ પહેલાંની ઉત્તમ વાર્તાઓમાં પણ એ રૂપાંતરણ, એ પુનર્વિધાન તો સધાતું જ. પહેલાંની જ વાર્તાઓમાં શા માટે, જગતની સર્વ ઉત્તમ વાર્તાઓમાં એ પુનર્વિધાન સધાયેલું હોય છે જ —પછી એ ગઈ કાલની હોય, ગઈ સદીની હોય કે હજારો વર્ષ પહેલાંની હોય. વ્યવહારમાં જે રીતે ઘટના ઘટી હોય તે જ સ્વરૂપે તેનો ઉપયોગ કલાકૃતિમાં કરવામાં આવે તો તે reporting થાય, સર્જન ન થાય. એટલે આ tranformation, આ રૂપાંતરણ કે પુનર્વિધાન એ તો જૂની કે નવી વાર્તામાં સમાન અંશ છે, અને છતાં ઘટનાના મહત્ત્વ અને અલ્પત્વને કારણે નવી અને જૂની વાર્તા જુદી તરી આવે છે એ હકીકત છે. અને એ વાત ઉપર જે માત્રામાં વજન મૂકવામાં આવે છે તેને અંગે માત્ર એ એક જ અંગમાં નહિ, પણ તેના અંગેઅંગમાં નવી વાર્તા જૂની વાર્તાથી અલગ તરી આવે છે.

વાત તો માત્ર ઘટનાના વપરાશની માત્રાની અને તેના ઉપર અપાતા વજનની છે, પણ એથી સર્જાતી કલાકૃતિના અંગેઅંગમાં શી રીતે ભેદ પડી જાય છે તે જોવા જેવું છે.

ઉપર જોયું તેમ અગાઉ લેખક ઘટનાને કેન્દ્રમાં રાખીને તેના અનેક permutation અને combination કરીને તેનું પુનર્વિધાન સાધતો, અને તે રીતે પોતાને મનગમતાં પરિણામો લાવતો. પણ અત્યારના લેખકે તો ઘટનાનું એ મહત્ત્વ જ ઓછું કરી નાખ્યું છે અને એથી તેનો એ ઓછામાં ઓછો ઉપયોગ કરે છે. એટલે વાર્તાનું એક મહત્ત્વનું ઘટકતત્ત્વ તેણે પોતાની મેળે હાથમાંથી સરી જવા દીધું હોઈ, તેમાંથી જેટલાનો તે ઉપયોગ કરતો હોય તેનો આધાર લઈ, તે માનસિક અને ચૈતસિક વ્યાપારોમાં ઊંડો ઊતરી જઈ પોતાને અભિપ્રેત ભાવવિશ્વ રચતો જાય છે.

તેથી, એ રીતિએ લખાતી કૃતિઓમાં જે ઉત્તમ નીવડે તેને બેવડો ફાયદો થાય છે. ઘટનાનાં આળ-પંપાળમાં અટવાઈ જવાને બદલે તે તેથી માનસિક-ચૈતસિક વ્યાપારોનું એક વિશેષ ઊંડું એવું પરિમાણ સાધી શકે અને હવે તો અબખે પડી ગયેલી પુરાણી વાર્તાકથનની રીતિને દૂર રાખીને પોતાની કૃતિને એક નવો ઘાટ આપી શકે.

પરંતુ એ શક્ય બને જો લેખક પોતાની આ નવીન નિરૂપણરીતિનો ઉત્તમ ઉપયોગ કરી શક્યો હોય તો જ.

એવો ઉપયોગ કરી શકનાર લેખક પાસેથી અનેક જાતની અપેક્ષા રહે. આછીપાતળી ઘટનાને તાંતણે પોતાનું આખુંયે ભાવજગત સર્જવા મથનાર માણસ પાસે ભાષા ઉપર અદ્‌ભુત પ્રભુત્વ હોવું જોઈએ અને એ ભાષા જેમાં વહેતી હોય તે ગદ્યની દરેકે દરેક ગતિવિધિ વિષે તેને અસાધારણ સૂઝ અને આવડત હોવાં જોઈએ. અત્યારનો વાર્તાકાર અને વિવેચક વાર્તામાં વપરાતા ગદ્યની ઇબારત ઉપર વારંવાર જે વજન મૂકે છે તે આ કારણે. કેમ કે, ઘટનાને દૂર રાખનાર કલાકારને પોતાનું કથન સવિશેષ રીતે એ દ્વારા જ કરવાનું હોય છે—ઘટના આપતી હતી એ રીતિની સગવડનો તેણે સ્વેચ્છાએ ત્યાગ કર્યો હોય છે, એટલે ભાષા ઉપરના એ પ્રભુત્વનો ઉપયોગ ભાષાની બધીયે શક્તિઓની પૂરેપૂરી ખિલવણીમાં થવો જોઈએ, કેમ કે જ્યાં તંતુ જ એટલો સૂક્ષ્મ હોય ત્યાં વણાટ પણ એવો સૂક્ષ્મ હોવો જોઈએ, અને જ્યાં ગહન સ્તરમાં સૃષ્ટિ કરવાની હોય ત્યાં ઓજારો પણ એવાં સૂક્ષ્માતિસૂક્ષ્મ હોવાં જોઈએ કે જે ઊંડામાં ઊંડા સ્તરોને ભેદી શકે. એટલે વ્યંજનાશક્તિની તો પૂરેપૂરી શક્યતાઓ આ કલાકારે ખીલવવી જોઈએ, પણ તે ઉપરાંત વાર્તાને કાવ્યની કોટિ સુધી લઈ જનાર પ્રતીકો, પુરાણકલ્પનો, પ્રતિરૂપો વગેરેનો વિનિયોગ પણ અત્યાર સુધી થયો હોય તેથી ઘણા વધારે પ્રમાણમાં તેણે સામર્થ્યપૂર્વક કરવો જોઈએ. એ બધું થાય ત્યારે જ એ વાર્તા પોતાનું ઉત્તમ લક્ષણ પ્રગટ કરી શકે.

આ બધાંનો જ્યાં વિશેષ ઉપયોગ થાય ત્યાં સ્વાભાવિક છે કે અર્થબોધ એટલી સહેલાઈથી થઈ ન શકે જેટલો અગાઉની કૃતિઓમાં થઈ શકતો હતો. અને એક જ અર્થમાં એ બંધાઈ ન રહે, કેમ કે પ્રતીક કે પ્રતિરૂપ સાહિત્યમાં જ્યારે વપરાય છે ત્યારે કોઈ એક જ વસ્તુની વ્યંજના નથી કરતાં, પણ અનેક વસ્તુઓનું સૂચન કરે છે. એટલે જ્યાં આ બધી સામગ્રીનો સમુચિત અને સાર્થ ઉપયોગ કરવામાં આવ્યો હોય ત્યાં કૃતિ અનેક પરિમાણ સાધી શકે, multi-dimensional બની શકે.

તેનાં સુપરિણામો એ છે કે તેમાં વાચકે પોતે વિશેષ ને વિશેષ સક્રિય અને સચેત થવું પડે છે. લેખક જે પોતાને બતાવે એટલું જ જોવું અને સમજાવે એટલું જ સમજવું એવા નિષ્ક્રિય ક્રમમાં અટવાઈ રહેવાને બદલે આ જાતની વાર્તાના વાચકે પોતે પણ સક્રિય બનવું પડે છે, અને સર્જકના સર્જનવ્યાપારની સાથે સાથે તેણે પણ, ભલે નાનો તો નાનો એવો પણ, કારયિત્રી નહીં પણ ભાવયિત્રી પ્રતિભા ધરાવનાર તરીકે પણ, સર્જક બની જવું પડે છે. એથી તે જ્યારે કૃતિનો આસ્વાદ કરે છે ત્યારે, કદાચ, તેમાં આંતરિક સંતોષ વિશેષ પ્રમાણમાં રહી શકવાની શક્યતા ઊભી થાય છે.

બીજું પરિણામ એ આવે છે કે વ્યંજના – પ્રતીકાદિનો સવિશેષ ઉપયોગ તેમાં થતો હોવાથી ટૂંકી વાર્તા માટે જે અત્યંત આવશ્યક એવું લાઘવ નવી વાર્તા વિશેષ પ્રમાણમાં સાધી શકે છે, કેમ કે ઘટનાઓને બહેલાવવાનું ન હોવાથી અનેક ચીજો તો આપોઆપ તેના કલાદેહને મેદભર્યો બનાવવામાંથી બાકાત થઈ જાય છે, અને દૂરગામી સામર્થ્ય આપતાં આ બધાં સાધનો તેને નાની ને નાની રાખી દે છે. અત્યારની ઉત્તમ વાર્તાઓમાંની ઘણીખરી કદમાં અત્યંત નાની હોય છે તે આ કારણે, એ સમજાતાં ઝાઝી મુશ્કેલી પડે તેમ નથી.

પરંતુ ઓજાર જેમ સુતીક્ષ્ણ અને કારીગરી જેમ સૂક્ષ્મ તેમ તેનાથી કામ પાડનાર કારીગરની જોખમદારી પણ વધારે, અને તે ઓછો સફળ બને તો તેનાં પરિણામ પણ તેને વિશેષ હાનિકારક.

દાખલા તરીકે આપણે જોયું કે નવી વાર્તાના સર્જકને ગદ્યનો વિશિષ્ટ ઉપયોગ કરતાં આવડવું જોઈએ. પણ એ ઉપયોગ, અન્યથા ગમે તેટલો સમર્થ હોય પણ તે જો કૃતિને કલાત્મક નવલિકા ન બનાવતો હોય તો નિરર્થક બની જાય. એ ગદ્ય અને તેની ઇબારત, અને ભાષા અને તેની શકયતા અને એ બધી વસ્તુઓ ઉપર લેખક જો વિશેષ ભાર આપે અને પોતાની શક્તિ એમાં જ પરોવી દે તો પરિણામ એ આવે કે એ બધાંના ફળસ્વરૂપ જે ઉત્તમ નવલિકાનું સર્જન કરવાનું હોય તે કરી ન શકાય. સર્જકની નેમ તો એવી કલાકૃતિ સર્જવાની હોય અને આ બધી વસ્તુઓનો તો એવી કૃતિ સર્જવા માટે જ ઉપયોગ કરવાનો હોય. જો તેમ ન થાય તો ભાવકના હાથમાં ગદ્યનાં રૂપાળાં રૂપાળાં ચોસલાં જ આવે અને નવલિકા તેને હાથતાળી આપીને છટકી જાય.

વળી ઘણી વાર એવુંયે થાય કે એ ચોસલાં કોઈ જાતની સંબદ્ધતાથી સંધાયા વિનાનાં જ રહી જતાં હોય. આ નવી લેખનપદ્ધતિમાં એક વિશેષતા એ રહે છે કે ઘણી વાર તેમાં, તદ્દન અસંબદ્ધ લાગે એવી ઘણીયે વાતો લખાયેલી હોય છે. વાચનારને એમાં પ્રથમ નજરે, કશી સૂઝ ન પડે તેવું પણ બનતું હોય છે. પણ જ્યારે તે વિશેષ અવધાનપૂર્વક એ વાંચે, અને લેખક જો સમર્થ હોય, તો, એ દેખીતી અસંબદ્ધતા કોઈ વિશિષ્ટ પ્રકારની અને સૂક્ષ્મ એવી સુસંબદ્ધતા પોતામાં છુપાવીને બેઠેલી હોય તેવું તેને સ્પષ્ટ સ્વરૂપે સમજાઈ જાય; અને ત્યારે તેમાંથી નિષ્પન્ન થતો રસ વિશેષ આસ્વાદ્ય બની જાય. પણ જ્યારે એમ ન થાય ત્યારે આવી અસંબદ્ધતાનો ખાસ અર્થ રહેતો નથી, કેમ કે કોઈ પણ કલાકૃતિ આખરે તો અમુક પ્રકારનું એકત્વ પામી હોય ત્યારે જ એ નામને યોગ્ય ગણાતી હોય છે.

નવી અને જૂની વાર્તાની નિરૂપણ રીતિમાં આ પણ એક મહત્ત્વનો ભેદ રહેલો છે. જૂની વાર્તામાં વાર્તાના અંકોડે અંકોડા મેળવેલા રહેતા.... અને એ અંકોડાનું સંયોજન વાચકને આનંદ આપતું અને રસબોધ કરાવતું. નવી વાર્તામાં એ અંકોડા એમ જોડાયેલા હોતા નથી, ઘણી વાર. અને છતાં વાર્તા રસબોધ તો કરાવે છે જ, કેમ કે વાચક એ બધાને જોડી શકે, પોતાની રસવૃત્તિ અને આવડતથી, એવી અપેક્ષા એની પાસેથી રહે છે.

એવું પરિણામ લાવવા માટે નવો લેખક ઘણી વાર વાર્તામાં એકબીજાને જોડતી કડીઓ ગોઠવતો હોતો નથી. એમાં એક જાતના કોયડાના ઉકેલનો આનંદ પણ વાર્તાની કલાત્મક રચનાથી પ્રાપ્ત થતા આનંદની સાથે ઉમેરાય છે. પણ એ શકય ત્યારે બને છે જ્યારે લેખક સમર્થ હોય છે, ને કલાની તેનામાં સાચી સૂઝ હોય છે, અને વાર્તામાં ઉત્તમ પ્રકારની કલાકૃતિ થવાની શકયતા હોય છે. એમ થાય છે ત્યારે સમજુ વાચક પોતાની મેળે ખૂટતી કડીઓ જોડી દે છે અને એ દ્વારા મળતો આનંદ મેળવી લે છે. પણ વાર્તામાં જો કલાનું તત્ત્વ સામાન્ય હોય તો લેખકની આ બધી આળપંપાળ નિરર્થક કલેશકર્તા નીવડે છે, કેમ કે તો વાચકને થાય છે કે, આવી ધૂળ જેવી બાબતમાં લેખકે નાહકની આટલી મહેનત શા માટે લીધી? ને તેથીયે વિશેષ તો તેને ગુસ્સો એ વાતનો ચડે છે કે એણે લીધી તો ભલે લીધી, પણ પોતાને પણ એવી મહેનત શા માટે કરાવી? એવે પ્રસંગે એને એ લેખક માટે જ નહીં પણ આવી જાતની નવીનતા માટે પણ થોડો-ઘણો અણગમો આવી જાય તો નવાઈ નહીં.

એ બાબતનો એક દાખલો યાદ આવે છે. થોડાં વર્ષો પહેલાં એક વાર્તા વાંચી હતી. એમાં એક દમિયલ ડોસા પથારીમાં પડયા પડયા કશુંક વાગોળતા હતા. પછી ઓચિંતાના તે હિંડોળા પર દેખાયા. પછી દીકરા સાથે રસ્તા પર કે ઘર બહાર ઝઘડતા. આ બધું કયારે કેમ બન્યું એ કશું કહ્યું ન હતું, પણ સમજાઈ જતું હતું કે એ તો પથારીમાં જ પડયા છે અને આ બધું તો તેમની સ્મૃતિમાં જ બને છે. પણ તેમાં

કંઈ બહુ માલ નહોતો, એટલે આખીયે ચતુરાઈ નિરર્થક બની જતી હતી. આ જાતની નવીનતા જો સામર્થ્ય જોડે જોડાઈ ન હોય તો એટલી જ ભ્રામક છે જેટલી જૂના કાળના લેખકની બીજી જાતની અકલાસર્જક યુક્તિઓ ભ્રામક નીવડતી.

નવી વાર્તા વિષે વાત કરતાં—ગદ્યને ઉત્તમ સામર્થ્યથી વાપરવાની તેની જરૂરત, ભાષાની અખૂટ શક્તિને તાગવા અર્થે નો તેનો ઉપયોગ, પ્રતીક કલ્પનાદિનો પહેલાં કદીયે થતો હતો તેના કરતાં સવિશેષ અને સાર્થ રીતે તેમાં થતો વિનિયોગ, એ બધાંને લક્ષમાં લઈને કોઈ કોઈ વિદ્વાનો એને સાહસ કહીને ઓળખાવે છે અને એની આસપાસ એક જાતનું જાણે રોમાંચક હોય તેવું વાતાવરણ ઊભું કરવાનો પ્રયત્ન કરે છે. જોકે એ લોકો સાવધ રહીને કહે છે ખરા કે કોઈ પણ કલાકૃતિ સર્જવા બેસવું એ 'સાહસ' ગણાય, પણ આ નવીનતામાં એ સાહસ એની પૂર્ણ કલાઓ શોભી ઊઠે છે એમ તેઓ કહેવા માગે છે તે છાનું રહેતું નથી.

તેથી આ સાહસવાળી વાત પણ જરા વિચાર માગી લે છે. એ વિષે વિચાર કરનારને સહેજે સમજાઈ જાય તેમ છે કે જેને જે જાતની આવડતની નૈસર્ગિક ભેટ મળી છે એને માટે એ વસ્તુ 'સાહસ'રૂપે નથી રહેતી, જેને એ ભેટ મળી નથી તે ગમે તેટલું સાહસ કરે તોપણ એ વસ્તુ કરી શકવાનો નથી. એટલે એ 'સાહસ'વાળી વાત, વાતમાં થોડું કાવ્ય ઉમેરી આપવા સિવાય, અન્ય અર્થ સાધતી દેખાતી નથી.

આપણે જોયું કે જૂની વાર્તાના લેખકને ઘટનાના ઢગલા નીચે દબાઈ જવાનો ભય રહેતો, અને એ સાવધ અને સમર્થ ન હોય તો ઘણી વાર એમ જ થતું. એ જ પ્રમાણે નવા લેખકને નવીનતાના અતિરેકમાં ડૂબી જવાનો ભય રહે છે, અને જો તે એવો સાવધ અને સમર્થ ન હોય તો ઘણી વાર એમ જ થાય છે એ પણ હકીકત છે. વળી, લેખક ખરેખર સમર્થ હોય તોપણ અમુક જાતનું વળગણ જો તેને વળગ્યું હોય તો તે ઘણીવાર ગોથું ખાઈ જાય છે. ધૂમકેતુનો દાખલો લો. તેમનામાંનું રોમેન્ટિક તત્ત્વ, આદર્શમયતા વિષેની તેમની થોડી માન્યતાઓ, ગામડું એટલે શુદ્ધ જ અને શહેર એટલે વિકૃત એ જ જાતની તેમની ભાવના, અને કરુણ વિષેના તેમના અંગત ગણાય એવા ખ્યાલો તેમની ઉત્તમ ન હોય તેવી વાર્તાઓને કેવી બનાવી દેતા? એ જ પ્રમાણે આજના સુરેશ જોશીમાં સર્જક તરીકેનાં તેમનાં તરંગમય (Fantasy), પરી-કથાની સૃષ્ટિમાં હોય તેવાં હવાઈપણાનાં, અને કોઈ કોઈ વાર દેખાઈ આવતી કાવ્યાભાસી ઊર્મિમયતાનાં વળગણ તેમની વાર્તાઓને અને તેમનાં પાત્રોને કેવાં બનાવી આપે છે? કદાચ એ પોતે પણ એનાથી અજાણ નહીં હોય, કેમ કે તેમના 'કથાચક્ર'ના પૃ. ૨૯ ઉપર નાયિકા નાયકને પૂછે છે :

"લોહીમાંસની ઘડેલી કોઈ વ્યક્તિને તેં આંખો ખોલીને જોઈ છે ખરી?......શબ્દો, શબ્દો, શબ્દો."

એ વાતમાં માત્ર નાયિકાના એ સમયના અભિનિવેશ કરતાં થોડું વધારે સત્ય રહેલું નથી દેખાતું? એમનાં પાત્રો, ઝાઝે ભાગે, પોતાની ભાષા બોલવા કરતાં લેખકની જ ભાષા બોલતાં હોય છે, પોતાની મેળે વિચારવા કરતાં લેખક દ્વારા જ વિચાર કરતાં દેખાઈ આવે છે, કેમ કે લેખક એ બાબતમાં તેમને ખૂબ જ મદદગાર બને છે.

એ જ પ્રમાણે નવી વાર્તાના બીજા સારા સર્જક મધુરાયને પણ જ્યારથી હાર્મોનિકાનું વળગણ વળગ્યું ત્યારથી તે અતિરેક તેમની વાર્તાને નડયો છે એમ નથી લાગતું? એમની અન્ય સુંદર વાર્તાઓની જોડે આ હાર્મોનિકાવાળી વાર્તાઓ મૂકીએ કે તરત જ દેખાઈ આવે છે કે નવીનતા આમાં છે, પણ સૌંદર્ય પેલીમાં.

એ નવીનતા અનેક વેળા એવા ભુલામણા અને આકર્ષક વેષે આવે છે કે ભાવક તેના આકર્ષણમાં સહેજે અંજાઈ જાય, અને એની પછીતે રહેલા તત્ત્વ તરફ તેની દૃષ્ટિ જાય નહિ. પણ એ દૃષ્ટિ ત્યાં જાય ત્યારે જો એની પાછળ સત્ત્વભરેલું તત્ત્વ ન દેખાય તો તે નિરાશા પામે છે.

નવી શૈલીની વાર્તામાં સામાન્ય વાચક ગૂંચવણ પામે એવાં તત્ત્વો આવે છે. પણ એ ગૂંચવણ, ઉપર જોયું છે તેમ, આભાસી હોય છે એટલે ઝીણવટથી જોનારને એ નડતી નથી. એથી જે એક વસ્તુ સિદ્ધ થાય છે તે એ છે કે ગૂંચવણ એ ઉત્તમતા નથી.

પરંતુ એ ગૂંચવણ, એ સમજવાની મુશ્કેલી, એ અસંબદ્ધતા, એ બધું હોવા છતાં સુરેશ જોશી કે મધુરાય કે ચંદ્રકાંત બક્ષી અને અન્ય નવીનોની ઉત્તમ કૃતિઓ ઉત્તમ નવી વાર્તાઓના નમૂના પૂરા પાડે છે જ—જોકે અહીં પણ સુરેશ જોશીએ લખેલું એક વાક્ય યાદ કરવા જેવું છે. એ કહે છે :

"સરવૈયું કાઢવા બેસીએ તો આંગળીને વેઢે ગણાય અટલી—દસબાર—શુદ્ધ વાર્તા આપણને ભાગ્યે જ મળી હોય તેમ લાગે છે." (કથોપકથન, પૃ. ૨૧૦)

પણ એટલીયે શુદ્ધ કલાકૃતિઓ જો ભાષાને અમુક વર્ષોના ગાળામાં મળે તો તે અફસોસ કરવા જેવો વિષય ન ગણાય. એક વાત તો અહીં વારંવાર ઉચ્ચારણ પામી છે કે જૂની તેમ જ નવી નવલિકાએ પણ એ સ્વરૂપના કેટલાક ઉત્તમ નમૂનાઓ આપણા સાહિત્યને ભેટ ધર્યા છે. એ ઉપરાંત નવી નવલિકાએ મહત્ત્વની કામગીરી એ બજાવી છે કે બંધિયાર બનતાં જતાં આપણા આ પ્રિય કલાસ્વરૂપનાં જળને તેણે ફરી પાછાં નવી દિશામાં વહેતાં કર્યાં છે, અને પોતાની નવીન નિરૂપણ રીતિથી એને નવાં નવાણ આપ્યાં છે. જૂની નવલિકાના મેદને એણે બહુધા ગાળી નાખ્યો છે, અને પ્રતીક કલ્પનો આદિની મદદથી તેની વ્યંજનાશક્તિને સવિશેષ બલવતી બનાવી છે. વાર્તાકથનની આખી પદ્ધતિને જ તેણે ફેરવી નાખી છે, અને એ સ્વરૂપના સર્જકને તેણે એક નવીન દિશા દેખાડી છે.

આ બધું એને ગુણપક્ષે ગણાય. એ હંમેશાં આ સિદ્ધિ મેળવી શકતી નથી તેમ કહીએ ત્યારે એની પહેલાંની વાર્તા એમ કરી શકતી એમ કહેવાનો આશય જરી પણ ન હોય. કલા વસ્તુ જ એવી છે કે એના ઉત્તમ આવિર્ભાવોમાં એ વારંવાર પ્રગટ થતી નથી. એટલે એ વાત કાંઈ નવી વાર્તાનો દોષ છે તેમ ન ગણાય.

છતાં નવી વાર્તાના સર્જકોને છેવટે એક દિશાસૂચન કર્યા વિના રહી શકતો નથી. આપણી નવી પેઢીના સર્જકો વારંવાર બેચાર નામો લીધે રાખે છે. તે નામો છે રિલ્કે, કાફ્કા, સાર્ત્ર અને કામુનાં. તેમાં પણ કાફ્કાના નામનો વાર્તાકારોને સવિશેષ મોહ હોય છે. હું અહીં આ બધામાં એક નામનો ઉમેરો સૂચવવા માગું છું. ખાસ કરીને નવલિકાકારોને એ નામ અને નામધારી સર્જકે કરેલું કામ બહુ જ મદદરૂપ થઈ પડે તેમ છે. એ નામ એ .લોકો ભાગ્યે જ લેતા હોય છે કે એને વિષે ચર્ચાવિચારણામાં ઉલ્લેખ પણ ભાગ્યે જ આવતો હોય છે. એ નામ છે જેમ્સ જોય્સનું.

તેણે 'યુલિસિસ' લખી હતી એ તો સર્વવિદિત છે, પણ ટૂંકી વાર્તાના સર્જકોએ તેના એક માત્ર નવલિકાસંગ્રહ 'The Dubliners"નો અભ્યાસ કરવા જેવો છે. વાર્તા જેમ કલા (art) છે તેમ એ કારીગરી (craft) પણ છે. નવલિકાની કલા તો ઝીણી નકશીની કારીગરી માગે છે. એમાં પણ નવી નવલિકા તો ખાસ. શા માટે એમ થાય છે એનાં કારણો આપણે જોઈ ગયા છીએ. તો ઝીણામાં ઝીણી નકશીની કારીગરી કેવી હોય અને તેનાં પરિણામો કેવાં ઉત્તમ આવી શકે એ જાણવા ઇચ્છનારે જેમ્સ પાસે ગયા વિના છૂટકો નથી.

એની પાસે જવાથી નવા લેખકને એક બીજો ફાયદો પણ થવાનો. ટૂંકી વાર્તા એ ટૂંકી જ હોવી જોઈએ એ ખરું, પણ એ ટૂંકાપણાનું પણ વળગણ ન હોવું જોઈએ. વાર્તા પોતે જ પોતાનું કદ નક્કી કરી આપે, એ વાત પણ જેમ્સની ઘણી ટૂંકી વાર્તાઓની જોડે બેઠેલી વીસમી સદીની ઉત્તમ વાર્તાઓમાંની એક, અને સારી એવી લાંબી એવી 'The Dead' સિદ્ધ કરી આપે છે.

નવો પલટો પામેલી આપણી નવલિકાની કલા હજીયે અનેક નવીન પલટાઓ સાધતી રહો, અને એ રીતે રમણીયતાનાં નવાં નવાં સ્વરૂપો સિદ્ધ કરતી રહો!

## ☆ ☆ ☆ સાહિત્યમાં વાસ્તવલક્ષિતા

લેખક : **શ્રી હસિત બૂચ,** ભાષા શિક્ષણ ભવન, અમદાવાદ

પ્રત્યક્ષ વા બુદ્ધિગમ્ય વાસ્તવ જીવન સાથેનો સાહિત્યકલાનો સંબંધ જમાને જમાને વિચારાતો આવ્યો છે. બાહ્ય જગત તથા પ્રત્યક્ષ જીવનની અનુભૂતિને કલામાં કઈ રીતે કંડારવી, સાહિત્યમાં કઈ રીતે સાક્ષાત્કારવી એ પ્રત્યેક સર્જકના મનમાં રહેલો સવાલ છે. પ્રગટ-અપ્રગટ રૂપે ભાવક પણ એ જ વાતે રસ લેતો હોય છે. ગત અને ભાવિ સાથેના સંબંધ વિના કોઈ જમાનો પોતાના અસ્તિત્વને પૂરું સમજી અને ઘડી શકતો નથી, પરંતુ જે સમજવાનું—ઘડવાનું છે એ તો નિજનું અસ્તિત્વ જ. અર્થાત્ સાંપ્રતમાં રસ અનિવાર્ય છે. સાહિત્યમાં વાસ્તવની હિમાયત આ હકીકતમાંથી જ આવે છે. સાહિત્ય જીવનની એક આંતરગુણી વિશેષ પ્રવૃત્તિ હોવાથી સર્જક અને ભાવક બંનેની અપેક્ષા હોય છે, કે સાહિત્ય સાંપ્રતને જુએ, સમજે, આલેખે અને એ પ્રક્રિયાના આનુષંગિક ફળ રૂપે સાહિત્ય સાંપ્રતના શિલ્પમાં નિગૂઢ નિમિત્ત બને.

તો પછી, વાત સીધી જ છે ને? વસ્તુજગતને શબ્દોમાં આકારી લીધું—જરા રૂપાળી રીતે, ઠીક લિજજત જમાવીને, ત્યાં જ આ પ્રશ્ન ઊકલી જતો નથી? 'ભઈ વાહ, ફક્કડ ચિતર્યું છે મારા વા'લા કવિએ!' એમ ડેલી ઊઠીએ, ત્યાં વાત વળી જતી નથી? ના. વાત એમ, એક ને એક બે સમી, સુતરી નથી. સાહિત્યમાં તો 'ત્રણ અર્ધું બે' થયાની વાત કળી લેવાની હોય છે.

માયનો એ, કે જીવનનું યાથાતથ્ય એ સાહિત્યનું વાસ્તવ નથી. કહેવાયું છે તેમ, જીવનના તથ્યથી સાહિત્યનું સત્ય વધુ વાસ્તવિક છે. એનું સાદું કારણ એ છે કે તે મનથી પમાય છે. મનની એવી અપાર શક્તિને સાહિત્ય પ્રવૃત્ત કરે છે અને ધાર્યું પરિણામ પ્રગટે છે. અખિલાઈના સંદર્ભમાં તે પોતાની રીતે મનને, અમુક ક્ષણો પૂરતુંય, કેન્દ્ર પર એકાગ્ર કરી દે છે. બાહ્ય જગત-જીવનના સંબંધે જ સંભવિત, છતાં સાહિત્ય કંઈ એ સંબંધ માત્રનો જ આલેખ, ઉદ્‌ગાર કે પ્રતિઘોષ નથી. રસનિષ્પત્તિ અને રસાનુભૂતિને તેથી જ આપણા કાવ્યવિદોએ અલૌકિક કહી છે.[૧] એક ગીતમાં શ્રી 'સુંદરમ્' ગાય છે!

> "દેખાતું નૈં તેથી નૈં,
> એ વાત ના સૈ, ના સૈ, મારા ભૈ!"

—અને પછી એ વાતને કવિ આબાદ બહલાવી આપે છે, કે

> "આંજણ પહેલાંની અને આંજણ પછીની આંખ,
> દેખ્યા દેખ્યામાં બહુ ફેર."

ખરું છે; સાહિત્ય-કલા પરત્વે ય વાસ્તવને માત્ર ગોચરત્વની શૃંખલાએ બદ્ધ કલ્પવું ન ઘટે. કવિ કહે છે તેમ આંજણનું જ મૂલ્ય છે. કવિ દલપતરામ રણમલસરના વર્ણનમાં લંબાઈ-પહોળાઈ-પગથી સંખ્યાદિ બરાબર ટાંકી બતાવે છે તોયે એમાં સાહિત્યિક વાસ્તવ નથી સર્જાતું, પણ સ્વ. મણિલાલ દેસાઈની એક વાર્તાનો ઉપાડ નાયિકાના શરીર અવયવોના નામોલ્લેખથી થાય છે, તોયે વાર્તામાં તે વાસ્તવ અંશ, સાહિત્યકૃતિમાં સાર્થ એવો વાસ્તવઅંશ નીવડે છે. અહીં કવિકથી આંજણની વાતની યથાર્થતા ફલિત થાય છે.

વાત ત્યારે એમ છે, કે સાહિત્યના બાહ્ય ઉપાદાનો ભાષા-લયાદિ કે પછી આંતરઉપાદાન લાગણી-રહસ્યાદિ જોઈએ, તો એમાંનું કશું યે એવું નથી, જે યથાતથ ઊતરવા માત્રથી ચરિતાર્થ થાય. સર્જક આ વાત જાણે છે જ; પરંતુ વાસ્તવલક્ષી ભાવક પણ જો સાહિત્યમાં કેવલ યથાતથ ચિતાર ભાળશે, તો બોલી

---

૧. 'કવિતા' (૫૭–૫૮–૫૮). સુરેશ દલાલ.

ઊઠશે, 'ના ભઈ, આમાં વળી સાહિત્ય ક્યાં આવ્યું? તો પછી છાપાનો રિપોર્ટ શું ખોટો હતો? ચોટ વાગતી નથી, વીંધાઈ જવાતું નથી, હૈયે રણક્યા કરે યા ઊંડે મઢાઈ જાય એવું કંઈ નથી, તો પછી, સાહિત્ય-સાહિત્ય શું કરો છો?'

કાવ્યકલાના મર્મજ્ઞોએ આ રગ પારખી છે. કાવ્યસૃષ્ટિને 'અનન્ય પરતંત્રામ્'[2] કહીને અથવા એને Disssociated from its mundane environment[4] યા 'Virtual[3] વર્ણવીને તેઓ સાહિત્ય-કલામાં અપેક્ષિત ચમત્કારિકતા – અનન્યતા – અપૂર્વતા – અપરિચિતતાને ઉપર આણે છે. આગળ વધી તેઓ આવી કોઈક 'અવાસ્તવિકતા'ને સાહિત્યની કસોટી પણ કહે છે. એ પ્રકારે તેઓ કાવ્યની સ્વાયત્તતાનું રહસ્ય સમજાવે છે. તે સાથે તેઓએ એ વાતેય ધ્યાન આપ્યું છે કે આ અનન્યતા, ચમત્કારિકતા – અપૂર્વતા કે સ્વાયત્તતાનું પાયાનું અવલંબન તો છે બુદ્ધિગમ્ય પ્રત્યક્ષ વાસ્તવ જ, આ જગત અને જીવન જ. એવા અનુભૂત વસ્તુવિશ્વના સ્પર્શ – સાક્ષાત્કાર વિના સાહિત્યસૃષ્ટિનું અદ્ભુત રચાતું નથી; એની અપીલ તો સંભવે જ શેની? આ વસ્તુનિષ્ઠા તથા અનન્યપરતંત્રતાના દેખીતા વિરોધના ગર્ભમાં રહેલ છે, કોઈ અજબ મેળ. એ મેળ મૂર્તવત્ વ્યંજિત કરી આપે તે સર્જક, એને કળી લે – Overhear કરી લે તે ભાવક. આ શ્રી આનંદશંકર ધ્રુવે કવિતાને આત્માની કલા તરીકે સમજાવતાં કહ્યું છે, "આમ હૃદયને બદલે આત્મા મૂકવાથી, કવિતાનું લક્ષણ વધારે વ્યાપક બને છે – હૃદય સાથે બુદ્ધિ, કલ્પના, ભાવના, નીતિ ઇત્યાદિ અંશો પણ સંગ્રહી શકાય છે, અને જોકે કાંઈક Vagueness યાને અનિશ્ચિતતા આવે છે તો તે ઉક્ત લક્ષણનું ભૂષણ જ છે, દૂષણ નથી."[5] આચાર્યશ્રીની સારદર્શી દૃષ્ટિની આ નિખાલસતા ઉક્ત વિરોધાભાસના સંદર્ભમાં માર્ગસૂચક થાય છે. સાહિત્યના 'વ્યાપાર' (પ્રાચીનો 'પદાર્થ' શબ્દ આ સંદર્ભમાં નથી યોજતા) અંગે થતી વિચારસ્પષ્ટતામાં જે Vagueness વરતાય છે તે Vagueness નથી એ નોંધવું રહે છે.

તાત્ત્વિક રાહે આ ભૂમિકા સ્વીકાર્યા પછી ય સાહિત્યમાં આદર્શ યા ભાવનાની વિરુદ્ધ વાસ્તવ, કલ્પના, ઊર્મિપ્રાચુર્યની સામે વાસ્તવિકતાનો પ્રશ્ન અવારનવાર ઊભો થતો રહે છે. વસ્તુજગતની સામગ્રી તથા અનુભૂતિને સાહિત્યમાં માધ્યમ – ઉપકરણ લેખે જ અગત્ય છે એ મુદ્દો ભુલાતાં આ વિવાદ ખડો થાય છે. સાહિત્યનું અનન્ય યા અદ્ભુત પણ કૃતક તો ન જ હોય એમાં વાસ્તવલક્ષિતાનો સાર આવી જાય છે. શબ્દ, લય, કલ્પના, સંવેદન, ચિંતન, કથાયમાં કૃતકતા વરતાતાં જ સાહિત્યકૃતિનું અનન્યત્ત્વ નિઃસાર અદ્ધર થઈ જાય છે. આ કૃતકતા વરતાય કઈ રીતે? એ વરતાય છે, કૃતિમાં સમગ્રતયા નિષ્ઠાની sincerityની પ્રતીતિ ન થાય ત્યારે. અફલાતુન પરીકથામાં કશુંક ઊંડું વાસ્તવ કળી લેવાય, વસ્તુજગતના વફાદાર ચિતાર જેવી કથામાં અંતે બધું ઠાલું જણાઈ આવે, નરસિહ મહેતા ઘડપણના ચિત્રાંકનમાં "પાદર થયાં પરદેશ" કહે ત્યાં સાચ અનુભવાય, અથવા 'સિદ્ધહેમ'ના દુહામાં વિરહિણી સ્ત્રી પિયુના આવવાના દિવસો ગણ્યા કરે ત્યાં એની "અંગુલિ જીરણ નખથી થાય" એવું વર્ણવાય તે ગોઠી જાય, કિંતુ શામળ પોતાની નાયિકાને વાર્તામાં 'અક્લની અર્ણવ' કથે ત્યાં ખાટું હસવું આવી જાય, – આ બધું સાહિત્યમાં વાસ્તવ કેવે રૂપે અવતરે તો સાર્થ, તે દર્શાવે એમ છે. ચોકસાઈ અને ચમત્કૃતિના રાસાયણિક એકત્વ વિના સાહિત્ય સિદ્ધ થતું નથી. એવું એકત્વ પ્રતિભા વિના ન સિદ્ધ થાય, ન પરખાય. સર્જક પોતાની કૃતિમાં કેટલે અંશે નિષ્ઠાની – વફાઈની પ્રતીતિ કરાવી શકે છે એ તપાસવામાં સાહિત્ય-કલાના વાસ્તવના પુરસ્કારનું રહસ્ય સમાયેલું છે. એવી વફાઈનો

---

૨. મમ્મટ: 'કાવ્યપ્રકાશ'.
૩–૪. સુસાનલેંગર: 'ફીલિંગ ઍન્ડ ફૉર્મ'.
૫. આ. બા. ધ્રુવ: 'કાવ્ય તત્ત્વવિચાર'–પૃ. ૧૪૩–૧૪૪.

અનુભવ ન થાય, સજ્જ સહૃદયને ય ન થાય, ત્યાં પેલું વાસ્તવ સાહિત્યિક લક્ષ્મણરેખા બહાર સરી જાય છે. એ ય સ્પષ્ટ કરવું જરૂરી નથી કે એમાંનું 'અદ્‌ભુત' પણ ક્યાંયનું રહેતું નથી.

વર્ષાની રમ્ય અનુભૂતિને આલેખે છે શ્રી રાજેન્દ્ર શાહ,

"વર્ષાની ઝરમર પગલીએ
પથ્થરમાંથી વાય કપૂર."[૬]

શ્રી 'ઉશનસ' ગાઈ ઊઠે છે,

"તૃણ વરસી ગઈ વાદળીઓ, ને
ખીણમાં આવી રેલ."[૭]

એ કવિ અન્યત્ર પોતાને તૃણ તથા તારકોથી ખિચોખિચ કલ્પે છે, તેમાં અદ્‌ભુત લાગતું એવું વાસ્તવ છે. આવાં અંકનોમાં કવિસંવિત્‌નું વાસ્તવ છે અને તેથી તે આપણે માટે ય વાસ્તવિક ઠરે છે. અદ્‌ભુત લાગતું એ વાસ્તવ સહુને પ્રતીત થાય એવું વાસ્તવ પુરવાર થાય છે. કવિ નાનાલાલ ચન્દ્રીએ મોકલ્યાં અમૃત જગમાલણી ઝીલે એ ભાવના ગાતાં કહે, કે "ઝીલું તો વહે દશ ધાર!", ત્યારે એમાં નવ નહીં ને દશ ધાર કવિ ઉલ્લેખે જ કેમ, એવો સવાલ આપણને નર્યો અરસિક જ નહીં, વધુમાં કાવ્ય પૂરતો તો અવાસ્તવિક પણ લાગવાનો. એથી અલગ જાતની અવાસ્તવિક ચિત્રણા આપણને મળી આપણા અહિંસક સ્વાતંત્ર્ય જુદ્ધની વીસીમાં. વાર્તા-કવિતામાં જ્યાં નજર પડે ત્યાં સાવરણા – ચીંથરાં – ડૂચા પેપરના – ઠૂંઠાં – ડબલાં – માચિસાદિ હડફટે ચડવા માંડયા અને મનાવા માંડયું કે સાહિત્ય વાસ્વતવાદી થઈ રહ્યું છે! રખે કોઈ મરમી નોંધવું ચૂકે એમ સમજી એમાં ઉપરથી કોઈ રહસ્યસારનું છોગું ય ચડતું રહ્યું અને સંતોષ લેવાતો રહ્યો કે વાસ્તવવાદી વિચારપ્રધાન સર્જન અવતરી ચૂકયું છે! ત્રીજું એવું વિતથ વલણ તે આસ-પાસના પદાર્થો – અનુભવોને ઊર્મિલ પુટ ચડાવવાનું હતું.

વીગત-આલેખન પ્રત્યક્ષ વાસ્તવનું, પણ રંગદર્શિતાની છોળે તરબતર, એવું વલણ વાર્તા, નાટક, કવિતા-દિમાં અપનાવાઈ રહ્યું. એનું પોલાણ જોકે લગભગ તરત કળાવા તો માંડયું જ. આજે હવે સ્પષ્ટ નોંધાયું છે કે આ સર્વ વલણોમાં જેટલો ઉપલકિયો અભિનિવેશ ગાજતો હતો, એટલો આંતરપ્રત્યક્ષ રણકતો નહોતો. આ છેલ્લું વલણ હવે અદૃશ્યવત્‌ થયું છે, પરંતુ વીગતસંભારપુરણીમાં અમુક અંશે જ વાસ્તવપ્રતીતિ કરાવે, જેમ કે ગરોળીનું પેટ – કાનખજૂરાના પગ – વંદાનો તરફડાટ કે પચ પચ પરુનો રગડો જ વાસ્તવ આણસાર આપશે એવો કાવ્યેતર ખ્યાલ સ્વાતંત્ર્યોત્તર સાહિત્યમાંય નથી જ એવું ભાગ્યે કહેવાય. બીજી એક રીતે ય આભાસી વાસ્તવનિરૂપણ આવી પડે છે; જીવન યા કલાના અમુક ખંડને સમગ્રસૂચક માની લેવાની એ રીત. શ્રી લાભશંકર ઠાકર વચ્ચે વચ્ચે કથનાત્મક રૂપે રજૂઆત કરીને ય સમગ્રપણે 'માણસની વાત' કાવ્યમાં અનુભૂત વાસ્તવને કલાક્ષમ સ્વરૂપે મૂર્ત કરી આપે છે, પરંતુ એમની જ નવલકથા 'અકસ્માત' જુઓ. એમાં ક્યાંક અમુક 'વાસ્તવિક' ખ્યાલ વાચના ભારે નિવાર્ય વરવાપણાની હદે પહોંચે છે, પરંતુ વધુમાં નવલકથાનો અંત આયોજિત, પૂર્વ નિર્ધારિત અને અવાસ્તવિક જેવો ય થઈ રહ્યો છે. નાને કદે ય શ્રી રાધેશ્યામ શર્માની નવલકથા 'ફેરો' જે સઘનત્વ અને ઊંડાણ સૂચવે છે, તે 'અકસ્માત'માં મળતું નથી. પરિણામે 'ફેરો'માંનું વાસ્તવ વિશેષ સાહિત્યિક ક્ષમતા દાખવી શકે છે. વાસ્તવ યા ભાવનાત્મકતા, રૂઢિ તરીકે યા ફેશન તરીકે સાહિત્યમાં નિર્વાહ્ય નથી.

છેલ્લા બે વિશ્વયુદ્ધો અને આધુનિક વિજ્ઞાનસિદ્ધિ સાથે બહાર આવેલ પશ્ચિમીસાહિત્ય – દર્શનને પરિચયે અને આંતરરાષ્ટ્રીય ભીંસે આપણે ત્યાં પણ પ્રેરેલી પ્રત્યક્ષ પરિસ્થિતિને કારણે આજના આપણા

---

૬. ધ્વનિ. ૭. છંદ અને સ્પંદ.

સાહિત્યક્ષેત્રે વાસ્તવવાદ વિષે હવે કંઈક વધુ નક્કર, શુદ્ધ, ઊંડું, વ્યાપક વલણ પ્રવેશી ચૂક્યું છે. એ વલણ બાહ્ય વીગત–વસ્તુના વાસ્તવ આલેખન આગળ પૂર્ણવિરામ રચાઈ ગયું માનતું નથી; એ તો એને માધ્યમ–ઉપકરણ લેખે જ ગણે છે. ઈન્દ્રિયથી પર, વિચારોથી પર, કંઈક ઓ પારનું–Beyond લાગે એવું એ વાસ્તવદર્શન છેં. એમાં અભિવ્યક્તિ અને અનુભૂતિ, ભલે વિલક્ષણ જણાય તોયે, અક્ષુણ્ણ પથે કદમ ભરવાનું પસંદ કરે છે. પ્રત્યક્ષ જીવન અને જગતના અત્યાર લગીના સ્વીકારાયેલા સ્વરૂપથી આજે સર્જકને તેનું સ્વરૂપ જુદું થયું જણાય છે–વિચ્છેદ, સડો, કુત્સિતતાને આગળ કર્યા કરે એવું. એટલું જ નહીં, સાહિત્યનાં બાહ્ય ઉપાદાન શબ્દ-લયાદિ ય એને ખોખરાં–બુઠ્ઠાં જણાય છે. અસ્તિત્વવાદ, અધિ-વાસ્તવવાદ, બિટનિકવાદ કે કયુબવાદ આદિ પાશ્ચાત્ય વિચારણાઓનો સાર એ છે કે, આધુનિક જીવન જ વિદ્રોહ પ્રેરે એવું થયું છે. સંવેદનશીલ–બુદ્ધિમંત હવે નિર્ભ્રાંત થયો છે, એટલે કે યથાર્થ વાસ્તવિક થયો છે. સ્વપ્નનું ઘેન હવે એને ખપતું નથી. ઉપર તરતી વિગતો જોયે નહીં, અર્ધજાગ્રત મનનાં ઉપકરણો વડે વાસ્તવ ન્યાળવાની રીત જ સાચી દિશાની છે એમ એ સમજે છે. આ સમજથી વેગળા રહેવામાં વાસ્તવ-વિરોધ છે એમ એ સ્થાપે છે.

કાવ્યસાહિત્ય સૌંદર્યને પૂજતું આવ્યું છે. એ સંદર્ભમાં શ્રી મહેશ દવેની આ વેધક વ્યંગોક્તિ આજે જુદું પરિણામ દાખવે છે :

> "આપણે મેંટલ એસાયલમના સ્વીવોર્ડમાં ઊભા છીએ
> અને
> સૌંદયાનુભૂતિ કરીએ છીએ.
> સૌંદર્ય જેવી કોઈ વસ્તુ જ નથી, ડિયર!"૮

સાહિત્ય અને જીવનમાં ઈશ્વર વિષેની સ્થાપિત વિભાવનાના અનુસંધાનમાં 'અશુભ'ની જાણ કરતા શ્રી મહેન્દ્ર અમીન "ઈશ્વરનું અવસાન થયું છે" એમ લખી કંઈક સમજી લેવા જેવી વાસ્તવિકતા નોંધી આપે છે :

> "આપણા જ યુગમાં બનેલી
> આપણા જ યુગમાં
> સંભવી શકે એવી
> આ
> અપૂર્વ ઘટનાના
> કરુણ સાક્ષી
> બનીએ
> આપણે સૌ!"૯

–હળવી લેખાતી રજૂઆત અહીં ભીતરી સાચકલાઈને વેગે વેધક થયા વગર રહેતી નથી. આ કવિ બીજી એક રચનામાં સ્વપ્નપરી લાવે છે. ઈશના શબની 'પવિત્ર વિચિત્ર' ગંધ ('પવિત્ર' પ્રયોગ શા માટે હશે?) એમ કહીને સવારે સૂર્ય ફિનાઇલ છાંટે છે એમ ઉપસંહાર કરે છે, એ વાતને આપણે વૈયક્તિક–વિલક્ષણ અનુભૂતિ કહી નાખીશું તે હવે ચાલે એમ છે? સભાઓ અને સમિતિઓમાં "મને મુર્દાની બૂ સતાવે" એમ કહેતા શ્રી ઉમાશંકર બીજી એક રચનામાં લખે છે :

> "પડઘાનો દેશ આ;
> શબ્દ નહીં, પ્રતિશબ્દ પૂજાતો જ્યાં."૧૦

---

૮. 'બીજો સૂર્ય,' ૯. વિરતિ'. ૧૦. 'અભિજ્ઞા'.

–કવિ આજના જીવનનું વાસ્તવ અહીં બીજી દિશામાંથી બતાવે છે. એ જ દર્શન શ્રી પ્રિયકાન્ત મણિયાર એક ચોટીલી છબી દોરીને રજૂ કરે છે :

"એક છાપાની હજારો પ્રત સમા સૌ આપણે."[૧૧]

ના 'કેટલાક માને છે તેમ આજની આ વિચ્છિન્નતાની, રિક્તતાની, નિઃસહાયતાની, નિરાશાની કે વ્યગ્રતાની સંવેદના આપણે ત્યાં સર્વથા ઊછીની મનાય એમ નથી. આજની એ નક્કર વ્યાપક સંવેદના છે, કારણ પ્રવર્તમાન જીવનનું એમાં નકરું વાસ્તવ છે. એના સીધા કે વ્યંગાત્મક આલેખનમાં જ્યાં સચ્ચાઈ પ્રજાજવલે છે, જ્યાં તેની વીગતો પ્રતીક બનીને કંઈક વધુ ઊંડું લક્ષે છે, ત્યાં તે ચોટ પકડે છે. સાર્ત્ર યોગ્ય કહે છે કે સાહિત્યમાં cryનું–આક્રોશનું આખર શું મૂલ છે? નર્યા આદિમ વેગને કલામાં સંઘર્યે શું વળવાનું? જરૂર છે એ તો એના Planned creation–સુયોજિત સર્જનની. એમાં જ એ સાહિત્યનું સાચું સ્વતંત્ર ખમીર જુએ છે. વાત સાચી છે. ઉલ્લાસ–આક્રંદ નહીં, તેના સજજ કલાવિધાને જ તાજગી તરવરે છે. એવું કલાવિધાન સર્જકની અનુભૂતિમાંના ઊંડાણ સાથે અવિયોજ્ય સંબંધ ધરાવે છે. એ ઊંડાણની ઊણપ કે એને આભાસે વસ્તુતઃ છીછરાપણું, એના જેવું સાહિત્યમાં બીજું કયું મોટું અવાસ્તવ મળવાનું છે? એકરંગીપણું દોષ નથી જ, પણ જો એ વાદઝનૂનિયું હોય, લઢણગંડુ હોય, ટૂંકમાં મારકણું જ મારકણું થયે કૃતાર્થતા માનતું હોય, તો સાહિત્ય અવાસ્તવની ભેખડે ભરાઈ પટકાવાનું છે. વિલક્ષણ કહો, વિશિષ્ટ કહો, પણ તે સાધારણીકૃત થયું છે કે કેમ તે જોવું જ રહે છે. જો એમાં કોઈક ઊંડું વાસ્તવ હશે, તો જ વિલક્ષણ જણાતી અનુભૂતિ–આકૃતિ સાધારણીકૃત નીવડશે. અમેરિકન આધુનિક સાહિત્ય વિષે માર્મિક અવલોકન કરતા એક લેખમાં[૧૨] શ્રી કીથ ફ્રૉર્ટ કહે છે કે તેનો પાયો ચતુર્વિધ છે : પરંપરિત મૂલ્યોના હ્રાસની માન્યતા, અવગમનના ભંગાણની માન્યતા, સમસ્ત માનવસમુદાયના આધ્યાત્મિક અવસાનની માન્યતા અને પરાક્રમી પાત્રોની હયાતી હવે અસંભવિત હોવાની માન્યતા. તેઓ કહે છે, આ તારતમ્યો અનુભવના નિકષ પર કસ્યા વિના, આધુનિક સ્વીકૃત માર્ગરૂપે લેખક–વિવેચક–ભાવક સ્વીકારી લે છે. આ તારતમ્યોને સાચાં ઠરાવવાની અગત્યતા તેમને મન વધુ છે; વાસ્તવિક જગતને ભાળવાની એમાં ઇચ્છા ઓછી છે. સમાજ બદલાઈ ચૂક્યો છે, તો યે સાહિત્યિક જમાત એ પ્રત્યે બેતમા છે. શ્રી ફ્રૉર્ટ પૂછે છે, "where in contemporary literature do we see an author who is willing to create characters who, in a sense. argue on equal terms with their creators? Reality is controlled by style so that everything points to the validity of the author's opinions." શ્રી ફ્રૉર્ટ વ્યંગ કરે છે કે લેખક જાતે આવી રચનામાં Hero નાયકપદે હોય, ત્યાં શું થાય?

વાસ્તવદર્શનની આધુનિક સૂઝ અગાઉ કરતાં વધુ સૂક્ષ્મ હોવાનું સ્વીકારીને પણ આ લાલબત્તી તરફ ધ્યાન આપવું રહેશે. લેખકે અનુભૂતિ અને અભિવ્યક્તિ પરત્વે નિઃશેષ વફાઈ સેવવી રહેશે. મનુષ્યચિત્ત કે પ્રવર્તમાન જીવનને આ કે તે રૂપે જ જોવું–સમજવું, અન્યથા નહીં જ, એવું ઝનૂન સાહિત્યમાં કશું નીપજાવવાનું નથી. જીવન-જગતનાં ભદ્ર, મધુર, રમ્ય, ભવ્ય પાસાં હવે છે જ નહીં તેથી સાહિત્ય માટે હવે એ નિરર્થક છે એમ પોકારીને અભદ્ર, કટુ, કદરૂપ, ક્ષુદ્રની અનુભૂતિ–અભિવ્યક્તિ જ આજે કલોચિત તથા વાસ્તવિક એવી ગરબડનું સાહિત્યમાં ગૌરવ ન હોય. એથી ઊલટું સ્થાપવું એમાં ય કોઈ તથ્ય નથી. નીપજી આવ્યું, મથનાંતે લાધ્યું તે કેવું નીવડી આવ્યું છે–શી પ્રતીતિ રચી આપે છે એ જ સાહિત્યમાં જોવાનું આવે છે. શ્રી ફ્રૉર્ટ યથાર્થ કહે છે કે લેખકે પોતાના આશયોનો અંકુશ સાહિત્યરચના પર રોપવાનો હોતો

---

૧૧. 'અશબ્દ રાત્રિ'.

૧૨. "Modern Literature And a set of Assumptions": America Review.

નથી; પોતા બહારની સૃષ્ટિના નિરૂપણ પરત્વે તો એમ જ કરવાનું હોય. નહીં તો, એ કહે છે તેમ, વાસ્તવને લેખક પોતાની પાછળ દોરવા પ્રેરાશે. વાસ્તવવાદના પુરસ્કારનો મર્મ છે માત્ર નવાં પરિબળોના પ્રવેશને વધાવવાનો એમ નહીં; વિશેષમાં જીવન અને કલાનાં એવાં પરિબળો કાવ્યરૂપ પામે એ ય છે એનો મર્મ. ટૂંકામાં, વાસ્તવ–વીગતે જ નહીં, સાહિત્ય પરિણામે જ સાર્થ છે. અનુભૂતિ – અભિવ્યક્તિની સાહિત્યોચિત નિષ્ઠા એમાંથી નિતાંત સ્ફુર્યા કરવી જોઈએ. એમાં વાસ્તવ કાવ્યમાં પલટાવું જોઈશે, એ રીતે કે એમાં હોય 'ન સાંધો, ન રેણ.'

## MAHALAXMI

Wisdom and Force are not the only manifestations of the supreme Mother; there is a subtler mystery of her nature and without it Wisdom and Force would be incomplete things and without it perfection would not be perfect. Above them is the miracle of eternal beauty, an unsizable secret of divine harmonies, the compelling magic of an irresistible universal charm and attraction that draws and holds things and forces and beings together and obliges them to meet and unite that a hidden Ananda may play from behind the veil and make of them its rhythms and its figures. This is the power of MAHALAKSHMI and there is no aspect of the Divine Shakti more attractive to the heart of embodied beings. Maheshwari can appear too calm and great and distant for the littleness of earthly nature to approach or contain her, Mahakali too swift and formidable for its weakness to bear; but all turn with joy and longing to Mahalakshmi. For she throws the spell of the intoxicating sweetness of the Divine: to be close to her is a profound happiness and to feel her within the heart is to make existence a rapture and a marvel; grace and charm and tenderness flow out from her like light from the sun and wherever she fixes her wonderful gaze or lets fall the loveliness of her smile, the soul is seized and made captive and plunged into the depths of an unfathomable bliss. Magnetic is the touch of her hands and their occult and delicate influence refines mind and life and body and where she presses her feet course miraculous streams of an entrancing Ananda.

(From '*The Mother*') **—Sri Aurobindo**

## ☆ ☆ ☆ સાંપ્રત કવિતા – પ્રવાહ

લેખક : પ્રા૦ શ્રી જયન્ત પાઠક, એમ. ટી. બી. કૉલેજ, સુરત

આજની કવિતાનાં ગુણલક્ષણો, તેની ગતિદિશા હવે સુસ્પષ્ટ થઈ ચૂક્યાં ગણાય. યુદ્ધોત્તર યુરોપી, અમેરિકી કવિતાઓ જે વળાંક લીધો છે તેની અસર આપણી નૂતન કવિતામાં પણ જોવા મળે છે. કાવ્ય-વિષયક કેટલીક નવીન વિભાવનાઓનો આપણો કવિ પુરસ્કાર કરતો થયો છે ને તે અનુસાર કાવ્યસર્જનની પ્રવૃત્તિ કરે છે. આ નવી તરેહ ઉપરાંત જૂનાં કાવ્યસ્વરૂપોને અભિવ્યક્તિની પરંપરા પ્રાપ્ત રૂઢ લઢણો પણ ચાલુ રહી છે, ને ક્યારેક તો આવાં નીવડેલાં સાધનો પ્રયોજતી કવિતા વધારે સત્ત્વશીલ પણ લાગે છે. છતાં જે નવો પ્રવાહ આવ્યો છે તે હવે પ્રારંભમાં લાગતો હતો તેટલો અલ્પપ્રાણ કે અલ્પજીવી લાગતો નથી; એનાં કેટલાંક તત્ત્વો હવે કાવ્યરસિકોને આકર્ષણ કરતાં થયાં છે ને કાવ્યજ્ઞોને એમાં આપણી ભાવિ કવિતાનો માર્ગ પણ વરતાવા લાગ્યો છે. ટૂંકામાં કહીએ તો આજની કવિતાનાં કેટલાંક લક્ષણો હવે સ્થિર થયાં છે ને આપણી ચાલી આવતી કવિતામાં એકરૂપ થવા લાગ્યાં છે. છેલ્લાં દસબાર વર્ષથી આપણી કવિતામાં જે નવાં પરિબળો પ્રવેશ્યાં છે તેની એકંદર ગતિવિધિ, તેનાં બલાબલો ને શક્યતાઓની કંઈક ઝાંખી કરીએ.

આજની કવિતા વિષે વિચાર કરતાં એક વાત સ્પષ્ટ સમજાય છે કે કવિ કાવ્યવિચારણા પરત્વે વધારે સભાન થયો છે. દેશપરદેશની કવિતાની ને કાવ્યવિભાવનાની એની જાણકારી વધી છે. એ કાવ્ય રચતો હોય છે, ત્યારે એના મનમાં આ કે તે કાવ્યવિભાવના રમતી હોય છે. આ સ્થિતિના લાભ અને ગેરલાભ બન્ને છે. હવે જાણે કાવ્યસર્જનમાં કવિચિત્ત સ્વૈરપણે રમતું નથી; એના મનમાં કવિતાના જે ખ્યાલો ગોઠવાયા છે તેને અનુરૂપ સર્જન કરવાની એને વૃત્તિ થાય છે. કાવ્યરચના માટેની સજ્જતા વધી હશે, પરંતુ આવી સતત સભાનતા એક મર્યાદા બની રહે છે. કાવ્યમાં પ્રતિરૂપો હોય, છંદ હોય કે ન હોય, શબ્દમહિમા ઝાઝેરો–આવું આવું મનમાં રાખીને કાવ્ય સર્જન કરવા જતાં કોઈ વાર કવિતા જ કલમમાંથી છટકી જતી હોય છે. કવિ અને વિવેચક, પોતે કે કવિઓ કયા ખ્યાલથી કાવ્ય રચ્યું તે સમજાવે છે. એકંદરે, કૃતિ કાવ્ય નામને પાત્ર છે કે કેમ તે કહેવાનું ટાળતો જણાય છે. વૃક્ષો ગણવામાં કોઈ વાર તે વનનું સમગ્ર સૌન્દર્ય ચૂકી જતો જણાય છે.

કવિતા શબ્દથી થાય છે, શબ્દમાં થાય છે, શબ્દ દ્વારા કાવ્યાર્થ પમાય છે, રહસ્યાર્થ પમાય છે, ચમત્કાર પમાય છે. શબ્દનો આવો મહિમા સ્વીકારવામાં હરકત નથી; પણ કવિ માટે શબ્દ પણ એક ઉપાદાનથી વધુ નથી એમ લાગે છે. શબ્દ કશુંક કહેવા, કશુંક વ્યક્ત કરવા પ્રયોજાય છે ને આપણે જ્યારે શબ્દનો મહિમા કરીએ છીએ ત્યારે પણ તેણે સર્જેલી ચમત્કાર અર્થસૃષ્ટિને કારણે જ. હા, માત્ર અર્થ (meaning) કવિતાને ઉદ્દિષ્ટ નથી; એ અર્થ સાધવા માટે કવિએ કયાં સાધનો કેવી કુશળતાથી પ્રયોજ્યાં એ જોઈએ સમજીએ ત્યારે જ કાવ્યને પૂરું પામ્યા કહેવાય. રસાસ્વાદ, રસાનંદ તે આવી સમજ ઉપર આધાર રાખે છે. આગળ વધીને કહીએ તો આવી સમજ એ જ રસાનંદ છે. કવિને કશુંક કહેવું છે, એટલે તે કવિતા કરે છે એ ખ્યાલ ભલે જૂનો જણાતો હોય પણ સાચો છે. આમાં અભિવ્યક્તિ અને પ્રત્યાયનના ભેદ પાડીને, માત્ર વ્યક્ત કરવું છે, કોઈને કહેવું નથી, એમ સમજવું બરાબર નથી. કોઈ સારા કવિએ પ્રત્યાયનનો નિષેધ કર્યાનું જાણ્યું નથી. હા, કાવ્યરચના વખતે કવિ તો પોતાના સંવેદનનો પ્રેર્યો આકૃતિ રચે છે ને તે સમયપૂરતો તો તે પ્રત્યાયનનો પ્રકટ વિચાર કરતો નથી; પરંતુ શબ્દનો સ્વભાવ જ

એવો છે કે બીજા સુધી પહોંચ્યા વગર એને જંપ ન વળે. બહુ બહુ તો આટલું કહેવાય કે પ્રત્યાયન સંબંધમાં કવિને પક્ષે કશું સભાનતાથી કરવાનું નથી; પ્રત્યાયનની શક્યતા ને ક્ષમતા એના અભિવ્યક્તિના માધ્યમમાં રહેલી જ છે—જો એ માધ્યમને કવિ કુશળતાપૂર્વક વાપરી જાણતો હોય તો.

આજે એક બાજુ શુદ્ધ કવિતાની જિકર થાય છે તો બીજી બાજુ કાવ્યમાં વાદ અને વિચારસરણી શોધવાના પ્રયાસો પણ થાય છે. ક્યારેક તો વાદ કે વિચારસરણી જ કાવ્યની ઉચ્ચાવ્યતાનો માપદંડ બની જાય છે. અસ્તિત્વવાદ, અતિવાસ્તવવાદ આદિનો પ્રભાવ આપણા કવિચિત્ત ઉપર ઘેરો પડયો છે. એની મુગ્ધતા એને એ તરફ ઉત્સાહથી પ્રેરી રહી છે. સામાન્ય રીતે અસ્પષ્ટતાનું ને નવીનતાનું આકર્ષણ એમાં કામ કરતું જણાય છે. કવિ 'એક સુર્‌રિયલિસ્ટ કવિતા' કે 'લિંગવાદી કવિતા' એવું પોતાની કૃતિમાટે નામ પાડે છે તેમાં એને પેલી મુગ્ધતા ને ઉત્સાહ દેખાઈ આવે છે. આવાં નામાભિધાનમાં વિશેષણ કરતાં વિશેષ્ય જ વધારે મહત્ત્વનું એ વાત ભૂલી જવાતી હોય છે. કવિતાને કશું પારકું નથી, કબૂલ; કવિતાનો સૌથી વધુ આંતરરાષ્ટ્રિયતાનો દાવોય કબૂલ; (આપણે કદાચ આજે એ નવું જાણીએ છીએ એમ પણ નથી; આપણાં કાવ્યસ્વરૂપો ને કાવ્યવિષય જોતાં એ સહેજે જણાય એવું છે.) પણ આપણો કવિ એવી દલીલ કરીને પાછો મુગ્ધ થાય, પારકું છે માટે જ તે સંબંધમાં વિવેકને કામે લગાડવાનો ઇનકાર કરે, ત્યારે તો પેલા દાવાને એ હાણ કરે છે. વાસ્તવમાં માનવભાવો એનાં સુખદુ:ખ, એના હરખશોક, એના વ્યગ્રતા ને ભય—બધું ક્યારેય નહોતું એટલું સહિયારું આજે બન્યું છે. છતાં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે કવિતા સાથે કવિની લોહીની સગાઈ હોય છે. જે કવિને એના ઘરઆંગણે કવિતા જડતી જ ન હોય, એને ભાષા, પ્રતીક, પ્રતિરૂપ, આદિ બીજા દેશો ને સંસ્કૃતિમાંથી જ સાંપડતાં હોય તો એવો વહેમ તો જાય કે કવિ પૂરો પ્રામાણિક નથી કે પછી અધૂરો કવિ છે. કેટલાક વાદો ને વિચારસરણીઓ આપણા કવિને માત્ર બૌદ્ધિક ભૂમિકાએ સ્પર્શે છે, એના સંવિત્‌નું એ કિમપિ દ્રવ્ય બનેલ હોય એમ લાગતું નથી.

આજે આપણી કવિતામાં જૂના નવા બંને ચીલા ચાલે છે; (હા, નવાના પણ ચીલા થવા માંડયા છે.) કોઈ વાર નવાને જૂનામાંથી ઇષ્ટ એવાં તત્ત્વો મળી જાય છે તો કોઈ વાર જૂનાનું નવાથી શોધન થાય છે. આપણાં પ્રતિષ્ઠિત સામયિકો—'સંસ્કૃતિ', 'કુમાર', 'બુદ્ધિપ્રકાશ' જેવાં પણ બંને પ્રવાહોને જગા આપતાં થયાં છે; એમાં માત્ર ગુજરાતી શાણપણ જ છે એવું નથી, તે સામયિકોના સંપાદકોને નવો પ્રવાહ સત્ત્વશીલ ને ગજું કાઢતો જણાયો છે તે કારણ પણ છે જ. 'કવિતા', 'કવિલોક', 'કૃતિ', 'વૈશાખી', 'ડ્રાઉં ડ્રાઉં' જેવાં સામયિકો દ્વારા કાવ્યપ્રવૃત્તિમાં આ નૂતન પ્રવાહ પોતાનો માર્ગ કરતો જોવા મળે છે.

કાવ્યપ્રકારની વાત કરીએ તો આપણાં ગીત, સોનેટ, મુક્તક એમની અભિવ્યક્તિમાં નૂતનતાની ઝલક લઈને આવે છે. ગીતમાં રાજેન્દ્ર કે બાલમુકુન્દ કરતાં વધારે પ્રયોગપ્રિયતા ને રંગરાગીપણું દાખવતા નવા કવિઓ અવનવા ઉપાયો સૌંદર્યસિદ્ધિ માટે યોજે છે. ભાનુપ્રસાદ પંડયા, રમેશ પારેખ, મનહર ચરાડવા આદિ તરુણો ફરી પાછા ગ્રામજીવન ને ગોપજીવનનું રંગરાગી આલેખન કરવા લાગ્યા છે. એક નોંધવા જેવી વાત એ લાગે છે કે દેશની કે દુનિયાની પરિસ્થિતિમાં છેલ્લાં દસ વર્ષમાં ઝાઝો ફેર પડયો નથી, એટલે કે ક્લેશ, વિષાદ, હતાશા માટેનાં કારણો એટલાં જ છે (કદાચ વધ્યાંય હશે!), છતાં નવા નવા કવિઓની કૃતિઓમાં એનો સ્પર્શ ઝાઝો વર્તાતો નથી. આની પાછળ કોઈ પલાયનની મનોવૃત્તિ રહી હશે! ગમે તે હોય, એથી આપણી કવિતાના ઘાટ અને મિજાજમાં એક નવો વળાંક સિદ્ધ થતો આવે છે એમ તો લાગે છે. ગીત કે ગાન એના દૃઢ પ્રચલિત સ્વરૂપથી કેટલું નોખું લાગે છે! સ્વ. મણિલાલ દેસાઈ, આદિલ ને ચીનુ મોદી, રમેશ પારેખની ગઝલરચનાઓ પરંપરાથી અળગી તરી આવે છે. હવે ગઝલ માત્ર એના ફારસી છંદબંધારણ ને રદીફકાફિયાથી જ ઓળખાય કે જુદી તારવી શકાય; બાકી તો એમાં નવાં પ્રતીકો, નવા

ભાવવિચાર, નવાં પ્રતિરૂપો આ કવિઓ પ્રયોજે છે જે અન્ય ગુજરાતી, કાવ્યપ્રકારોના જેવાં જ છે. નવીન ગઝલરચનાઓ આમ ગુજરાતી કવિતાના વિશાળ પ્રવાહ સાથે એકરૂપ થવા જતી જણાય છે. મુક્તકોની આપણી પરંપરામાં હાયકુનો જપાની પ્રકાર ઉમેરાયો છે. એને ગુજરાતીમાં લાવી નિષ્ઠાપૂર્વક એની માવજત કરનાર શ્રી સ્નેહરશ્મિ ને શ્રી ઉશનસ અને બીજા કવિઓનો સાથ મળ્યો છે. જોકે હમણાં હાયકુપ્રવૃત્તિ કંઈક મંદ પડી જણાય છે. કદાચ સત્તર શ્રુતિઓ આપણા બોલકા કવિઓને અપૂરતી લાગી હશે! વ્યંજનાના વિશાળ પ્રદેશમાં મૂકી આપતા, મુખ્યત્વે ચિત્રાત્મક એવા હાયકુથી આપણી મુક્તકશૈલી સમૃદ્ધ બની છે. દૃઢ પદ્યસ્વરૂપો મૂકીને કેટલાક કવિઓએ ઊફરા જવાની હિંમત દાખવી છે. રાધેશ્યામ શર્મા, લાભશંકર ઠાકર, શિતાંશુ, યશવંત ત્રિવેદી આદિ છંદલયના અવનવા પ્રયોગો કરવા ઉપરાંત અછાંદસ રચનાઓ પણ કરે છે. બહિરંગના આવા વૈવિધ્ય જેવું જ વૈવિધ્ય આજની કવિતાના અંતરંગમાં પણ જડે છે. એક બાજુ શ્રદ્ધાનાં, આસ્થાનાં, પ્રણયની મુગ્ધતાનાં, ભક્તિનાં તો બીજી બાજુ અશ્રદ્ધાનાં, હતાશાનાં, વેદનાનાં કાવ્યો રચાય છે. જીવનની જેમ આજની કવિતામાં જાણે શ્રદ્ધા-અશ્રદ્ધા, આનંદવિષાદ, અવસાદ-મસ્તી જેવાં દ્વંદ્વોની લીલા ચાલતી જણાય છે. યુગની પ્રધાન મનોદશા હતાશાની ગણવી હોય તો ગણીએ. આપણી કવિતામાં એના સૂર જેટલા વ્યાપક છે તેટલા પ્રબળ નથી; વિષાદ વ્યક્ત કર્યો, આખા જગત તરફ કોપોદ્‌ગાર કાઢ્યો, જમવાનાં ટેબલ ઉલાળ્યાં કે ઉશેટયાં, તેથી કવિતા થઈ, થઈ જ એવા ભ્રમમાં જે નથી તેને હવે એવું એવું કરતી કવિતા રંક લાગતી હોય તો નવાઈ નહીં. નવા મિજાજની માતબર કૃતિઓ રચી આપીને જ નવકવિ કવિતાની દિશા પલટી નાખ્યાનો, ગુજરાતી કવિતાને સમૃદ્ધ કર્યાનો વાજબી દાવો કરી શકે. કવિતા વિશેના આ કે તે ખ્યાલો આણ્યાનું ગૌરવ લેવું હોય તે લે; તેથી કવિતાનું ભલું ભાગ્યે જ થયું ગણાય. કોઈ કાવ્યપ્રકાર વિવેચનથી પ્રતિષ્ઠિત થઈ શકતો નથી; એ તો થાય છે એ પ્રકારની માતબર કલાકૃતિના સર્જનથી.

જૂનાં નવાં સાધનો પ્રયોજતી આજની કવિતા સંબંધમાં એકબે વાત આશાસ્પદ જણાય છે. કેટલાક કવિઓમાં વિવેકબુદ્ધિ જોવા મળે છે. જૂનાને ને નવાને તેઓ કશી સૂગ રાખ્યા વગર ઔચિત્યદૃષ્ટિએ જુએ છે ને બેમાંથી જે ઠીક લાગે તેને અપનાવે છે. એમને Moderate Modernist કહેવા હોય તો કહીએ. એમની પાસે ભાવિ કવિતા વિશે આશા રાખી શકાય. તેઓ દેખાવો કરતા નથી, કવિતા કરે છે. એક બીજી મોટી વાત એ છે કે જરા ધૃષ્ટ બનીને આ નવકવિઓએ જૂનાની જડતાને હચમચાવી મૂકી છે ને એ જડતા જે જક્કીપણાથી અગાઉ પોતાનો કક્કો ખરો કરાવતી હતી તેને હવે સંકોચપૂર્વક પણ નવાને સમજવાની દિશામાં ગતિ કરતી કરી છે.

## ☆ ☆ ☆ संस्कृत काव्य-शास्त्रमें साहित्य-तत्त्व

**श्री पंडित रेवाशंकर द्विवेदी, आचार्य, संस्कृत कॉलेज, रायपुर, मध्यप्रदेश**

कुछ[1] शीर्षस्थ विद्वानोंने साहित्य शब्दको संस्कृतमें भी आजके ही समान वाङ्मय अर्थमें प्रयुक्त बतलाया है। उनकी इस मान्यताका आधार ११वीं शतीके महाकवि विल्हणके विक्रमांकदेव-चरितका केवल आधा श्लोक है। वह है—

'साहित्यपाथोनिधिमन्थनोत्थं
कर्णामृतं रक्षत हे कवीन्द्राः। १–११ विक्रमांक-देवचरित।

"महाकविवृन्द, आप साहित्य-समुद्रके मंथनसे उद्भूत कर्णामृतकी रक्षा करें।" इन विद्वानोंने यहाँ 'साहित्य'को वाङ्मय और 'कर्णामृत'को काव्यके लिए प्रयुक्त माना है। संस्कृतके विराट् साहित्यमें वांग्मय अर्थमें साहित्य शब्दका केवल एक प्रयोग इस दिशामें आगे बढ़कर विचार करना आवश्यक ठहराता है। यद्यपि विद्वानोंमें यह धारणा इन दिनों इतनी दृढ़ हो चुकी है कि वे उक्त पद्यके 'कर्णामृत' शब्दको 'काव्यामृत' रूपमें बदलकर प्रयोगमें लाने लगे[2] हैं। सत्य यह है कि संस्कृतका काव्यशास्त्र साहित्य शब्दके वांग्मय अर्थमें प्रयोगका विरोध करता आया है। इस प्रकाशमें उक्त पद्यके 'साहित्य' और 'कर्णामृत' शब्द भी अन्यार्थक सिद्ध होते हैं। हम संक्षेपमें संस्कृत काव्य-शास्त्रमें हुए साहित्य शब्द पर विचार तथा उस प्रकाशमें उक्त पद्यका अर्थ प्रस्तुत करते हैं।

साहित्य शब्द मूलतः यौगिक शब्द है, किन्तु संस्कृत काव्य-शास्त्रमें इसे योग-रूढ़ माना गया है। यौगिक रूपमें साहित्य शब्दकी निरुक्ति इस प्रकार है—

'स+हित+य'

यहाँ 'स' शब्द संस्कृत व्याकरणके अनुसार 'सह'[3] और 'सम'[4] या 'समान' शब्दोंका संक्षेप है। 'य' भावार्थक 'ष्यञ्' प्रत्ययका शेष अंश है। 'हित' दोनोंका आधार और प्रधान शब्द है। इसकी निष्पत्ति रखने या धारण करने अर्थकी √ धा[5] जाने, और छोड़ने अर्थकी √ हा अथवा 'हि' धातुमें निष्ठार्थक 'क्त' प्रत्ययके शेषांश 'त'के योगसे होती है। भाववाचक प्रत्यय समासयुक्त प्रकृतिके बाद प्रयुक्त होने पर सम्बन्धके द्योतक हो जाते हैं,[6] अतः 'स' और 'हित'के मिलने पर 'ष्यञ्' उनके सम्बन्धका

---

१. (१) काणे 'ए हिस्ट्री ऑफ संस्कृत पोएटिक्स' सन् १९५१ का संस्करण, पृष्ठ ३२८; (२) कन्हैयालाल पोद्दार—'संस्कृत-साहित्यका इतिहास', सिद्धान्त-खण्डका आरंभ।

२. काशी नागरी-प्रचारिणी पत्रिका २०१७ का अंक—२, 'हिन्दी-काव्योंमें अन्योक्ति' शीर्षक समीक्षामें श्री राममूर्ति त्रिपाठीने साहित्य शब्दको वांग्मय परक मानकर डॉ० संसारचन्द्रकी उत्तम मान्यताका खण्डन किया है तथा 'कर्णामृत'की जगह 'काव्यामृत' पाठ अपनाया है। पं. बलदेव उपाध्यायके 'संस्कृत साहित्यका इतिहास'में संस्करण—५, पृ० १२ पर ऐसा ही पाठ है, यद्यपि वे साहित्यका अर्थ वांग्मय नहीं मानते।

३. तेन सहेति तुल्ययोगे (पा० २।२।२८), वोपसर्जनस्य (६।३।८२ पा.)

४. समानस्य . . . (६।३।८४) इति योगविभागात् सपक्षः साधर्म्यं सजातीयमित्यादि सिद्धम्—काशिका।

५. दधातेर्हिः—(७।४।४२) सूत्रसे धा को 'हि' आदेश।

६. कृत्तद्धित-समासेभ्यः सम्बन्धाभिधानं भावप्रत्ययेन—भर्तृहरि।

द्योतन करता है। इस प्रकार 'सहित' शब्दका अर्थ होता है—'एक साथ स्थापित या ज्ञात और समान रूपसे स्थापित या ज्ञात,' तथा 'साहित्य' शब्दका अर्थ होता है—'उनका सहभाव, साहचर्य या साम्य।' इस दृष्टिसे साहित्य शब्द द्वन्द्व या द्वैतभावकी प्रतीति करानेमें उतना ही सक्षम है जितना निर्द्वन्द्व या द्वैतातीत तत्त्वकी प्रतीति करानेमें ब्रह्म शब्द। इस प्रकार यौगिक अर्थमें शब्दनिरुक्तिकी दृष्टिसे पादुकाओंका जोड़ा भी साहित्य कहा जा सकता है और उनका निर्माता साहित्यकार। संस्कृत काव्यशास्त्रने इसे अपने इस विस्तृत अर्थसे खींचकर, शब्द और अर्थके जोड़े तक सीमित किया। आचार्योंमें इसका श्रेय आनन्दवर्धनको है। उपलब्ध सं० का० शास्त्रमें साहित्य शब्दका प्रयोग पहली बार उन्हींने किया है।[७] उनका वाक्य है—शब्दार्थयोः साहित्येन काव्यत्वे . . . (ध्वन्यालोक ४।६ वृत्ति)

यहाँ साहित्य शब्द केवल सहभावके लिए प्रयुक्त है। यह तथ्य इस पंक्तिके पहलेकी इन पंक्तियोंसे स्पष्ट है—

बन्धच्छायापि अर्थद्वयानुरूपशब्दसन्निवेशः। अनपेक्षितार्थ विशेषाक्षररचनैव बन्धच्छायेति न, एवं हि सति अर्थानपेक्षचतुर-मधुर-वचनरचनायामपि काव्य-व्यपदेशः प्रवर्तेत। शब्दार्थयोः साहित्येन काव्यत्वे . . . ।

'वास्तविक बंध-सौन्दर्य शब्दोंका श्लेष ही है। विशिष्ट अर्थसे रहित अक्षर रचना नहीं। वैसे तो निरर्थक किन्तु सुहावने शब्दोंकी चतुराई भी काव्य कहला सकेगी। काव्यत्व तो शब्द और अर्थ दोनोंके सहभावसे ही संभव माना गया है।'

आनन्दवर्धनने व्यंजनाके अतिरिक्त सभी काव्यतत्त्वोंका उल्लेख उन्हीं अर्थोंमें किया है जिनमें उनके उद्भावकोंको वे मान्य हैं। अतः निश्चित ही आनन्दवर्धनने यह पंक्ति भामहके 'शब्दार्थौ सहितौ काव्यम्' इस काव्य-लक्षणके आधार पर लिखी है। आनन्दवर्धनने अपने निकटपूर्ववर्ती आचार्य उद्भटका उल्लेख सम्मानपूर्वक किया[८] है। अभिनवगुप्तके उद्धरणोंसे यह प्रतीत होता है कि उद्भटने भामहके 'काव्यालंकार' पर 'विवरण' नामक टीका लिखी थी।[९] अभी तक यह टीका मिली नहीं है। आनन्दवर्धनके साहित्य-विवेचनसे ऐसा प्रतीत होता है कि उद्भटने भामहके उक्त काव्य-लक्षणमें आए 'सहित' शब्दका अर्थ सहभावयुक्त ही किया होगा। इस प्रकार साहित्य शब्दका स्रोत भामहका काव्य-लक्षण ही ठहरता है, किन्तु जहाँ तक साहित्य शब्दके प्रयोगका सम्बन्ध है वह अभी तक प्राप्त संस्कृत काव्य-शास्त्रमें पहली बार आनन्दवर्धनने ही किया है।

---

७. काणेने साहित्य शब्दका प्रयोग राजशेखर (९०० शती) से पहले भी होनेकी केवल संभावना व्यक्त की है। आनन्दवर्धनका यह उल्लेख उनसे संभवतः अविदित है। साहित्य शब्दका प्रयोग 'दशकुमार-चरित'के प्रथम उच्छ्वास (पूर्वपीठिका) की अन्तिम पंक्तियोंमें (निर्णयसागर संस्करणके अनुसार २४ वें पृष्ठकी प्रथम पंक्तिमें) कुमारोंकी शिक्षाके प्रकरणमें 'संगीतसाहित्यहारित्वं च लब्ध्वा' इस प्रकार आता है। कदाचित् यह भर्तृहरिके 'साहित्य-संगीत-कलाविहीनः' पद्यकी अनुकृति हो, कारण कि दश-कुमारचरितकी पूर्वपीठिकाके दण्डीकी कृति होनेमें पर्याप्त सन्देह है। भर्तृहरि-शतकका भी प्रयोग अधिक प्रामाणिक नहीं है। उसमें परवर्ती कवियोंने भी अपने पद्य मिला दिए हैं। श्री देशपांडेने अपने मराठीमें लिखित सुव्यवस्थित संस्कृत काव्य-शास्त्रमें 'शब्दार्थांचे साहित्य' अध्यायमें साहित्यका तत्त्वात्मक विवेचन किया है, किन्तु हम वहाँ आनन्दवर्धनका यह प्रयोग नहीं पाते। द्रष्टव्य—'भारतीय साहित्य-शास्त्र', प्रकरण–६।

८. ध्वन्यालोक ३।२६ वृत्ति।

९. ए हिस्ट्री ऑफ संस्कृत पोएटिक्स–काणे, पृ० १२१–२ तथा ध्वन्यालोक-लोचन।

भामह और आनन्दवर्धनके आधार पर साहित्यशब्द शब्द और अर्थके सहभाव तक सीमित होकर भी विवादका विषय बना रहा। शब्दार्थके सहभावका अभिप्राय सामान्यतः शब्द और अर्थका पारस्परिक सहभाव ही होता है। इस दृष्टिसे साहित्य शब्द संपूर्ण वांग्मयका वाचक हो सकता है। व्याकरण[10] और मीमांसा[11] दर्शनमें शब्द और अर्थमें सहज (औत्पत्तिक) सम्बन्ध माना गया है। वाणी और अर्थके सहभाव (दाम्पत्य) की चर्चा काव्योंमें प्रचलित है। कालिदासके रघुवंशका 'वागर्थाविव . . .' इत्यादि मंगल-पद्य इसके लिए प्रसिद्ध है ही। नीलकंठ दीक्षितका निम्नलिखित पद्य भी इसके लिए उल्लेखनीय है—

सव्यं वपुः शब्दमयं पुरारेरर्थात्मकं दक्षिणमामनन्ति।
अङ्गं जगन्मङ्गलमैश्वरं तदर्हन्ति काव्यं कथमल्पपुण्याः॥

—शिवलीलार्णव १।१५।

'शंकर अर्ध-नारीश्वर हैं। उनका वाम भाग वाणी – (पार्वती) मय है और दक्षिण भाग अर्थ – (स्वयं परमेश्वर) मय। इस प्रकार भगवान् शंकरका जग-मंगल श्रीविग्रह ही काव्य है। उसे अल्पपुण्यवाले नहीं पाया करते।'

संस्कृतकाव्य-शास्त्रमें आनन्दवर्धनके परवर्ती आचार्योंमें केवल राजशेखर, कुन्तक, भोज, क्षेमेन्द्र और रुय्यक या मंखने ही इस प्रश्न पर विचार किया है। अभिनवगुप्तका भावुक हृदय इस दिशामें मम्मटके तार्किक हृदयके ही समान मूक है। इन दोनों महाप्रतिष्ठ आचार्योंने 'काव्य-शब्द' को ही महत्त्व दिया, 'साहित्य शब्द' को नहीं। उसका उल्लेख भी उन्होंने नहीं किया, यहाँ तक कि अभिनवगुप्त आनन्दवर्धनके ध्वन्यालोक पर लोचन नामक भाष्य लिखते हुए इस साहित्य शब्द पर विचार नहीं करते, उसे छोड़ जाते हैं; जब कि 'प्रत्यभिज्ञा' के अव्यक्त उल्लेख पर भी वे लम्बा विवेचन करते हैं, जो उस प्रसंगमें आवश्यक नहीं है।[12]

राजशेखर आदि उत्तम आचार्योंमें साहित्य-सम्बन्धी जो विवेचना मिलती है उसमें क्रमिक विकास निहित है। आनन्दवर्धनने भामहके 'सहित' शब्दसे साहित्यकी निष्पत्ति की और उसका अर्थ सहभाव किया। राजशेखरने, जो अभिनवगुप्तके समकालीन हैं अथवा कुछ प्राचीन हैं, उस सहभावको अधिक व्यवस्थित किया। उन्होंने उसमें 'यथावत्' विशेषण लगाया और साहित्य-विद्याके निरूपणमें लिखा—

शब्दार्थयोर्यथावत्सहभावेन विद्या साहित्य-विद्या। काव्यमीमांसा – २।

राजशेखरने साहित्य-विद्याको आन्वीक्षिकी आदि विद्याओंसे अलग पाँचवीं विद्या[13] माना है। इससे स्पष्ट है कि वे साहित्यको इतर वांग्मयसे सर्वथा भिन्न मानते हैं, तथापि इस भिन्नताका तात्त्विक निरूपण नहीं करते। वे 'यथावत्' शब्द देकर आगे इस विषय पर कोई विवेचन नहीं करते। हाँ, उनके काव्य-पुरुष अध्यायसे इस पर कुछ प्रकाश अवश्य पड़ता है। किन्तु साक्षात् साहित्य शब्द पर उनका अलगसे कोई विवेचन नहीं है।

राजशेखरके समकालीन अथवा उनसे कुछ दशक बादके आचार्य कुन्तकने भामहके काव्यलक्षणको पुनः दोहराया। उन्होंने कुछ विशेषताओंके साथ 'शब्दार्थौ सहितौ काव्यम्' ही काव्य-लक्षण माना।

---

१०. अनुविद्धमिव ज्ञानं सर्वं शब्देन भासते।

११. औत्पत्तिकस्तु शब्दस्यार्थेन संबन्धः।

१२. ४–६ ध्वन्यालोककी उद्धत वृत्तिमें आए साहित्य शब्दको लोचनमें प्रतीक रूपसे नहीं अपनाया गया है। जब कि १।८ ध्व० में आए 'प्रत्यभिज्ञेयौ शब्दार्थौ' में आए प्रत्यभिज्ञेय शब्दसे प्रत्यभिज्ञाकी झलक पा उस पर अपने परमगुरु उत्पलाचार्यका प्रत्यभिज्ञा सम्बन्धी पूर्ण पद्य ही उद्धृत कर डालते हैं।

१३. पंचमी साहित्य-विद्येति यायावरीयः। सा हि चतसृणामपि विद्यानां निष्यन्दः॥ का० मी०, अ० २।

पुनः 'सहित' शब्दके अर्थका प्रश्न उठा। कुन्तकने पूर्वोक्त व्याकरण, मीमांसा आदि दर्शनोंकी ओरसे शब्द और अर्थके वांग्मय-व्यापी सहभावको स्वतन्त्र कारिकामें इस प्रकार उपस्थित किया —

शब्दार्थौ सहितावेव प्रतीतौ स्फुरतो यदा।
सहिताविति तावेव किमपूर्वं विधीयते।। वक्रोक्ति-जीवित १।१६ वृत्ति।

'शब्द और अर्थ दोनोंकी प्रतीति सदा साथ होती है। काव्य-लक्षणमें उनके इस सहभावका विधान कोई नवीन स्थापना नहीं है।' कुन्तकने इस आपत्तिको ठीक भी ठहराया। उन्होंने स्वयं कहा —

'एतस्मिन् [वाच्यवाचकलक्षणशाश्वतसंबन्धे] साहित्यशब्देनाभिधीयमाने कष्टकल्पनोपरचितानि गाङ्कुटादिवाक्यानि असम्बद्धानि शाकटादिवाक्यानि च सर्वाणि साहित्य-शब्देनाभिधीयेरन्। तेन पदवाक्य-प्रमाणव्यतिरिक्तं किमपि तत्त्वान्तरं साहित्यमिति विभागोऽपि न स्यात्।' [वक्रोक्ति-जीवित १।१६ वृत्ति।]

'शब्द और अर्थके नित्य संबन्धको साहित्य शब्दका अभिधेय अर्थ मानने पर कर्णकटु 'गाङ्कुटादिभ्यो-ऽञ्णिन्ङित्' [१४] इत्यादि व्याकरणसूत्र, इतना ही नहीं गाड़ी हाँकनेवालोंके ऊल-जलूल वाक्य भी साहित्य कहे जाने लगेंगे, और साहित्य तब व्याकरण, मीमांसा और न्यायसे भी पृथक् सिद्ध न होगा।'

इस प्रकारकी आपत्तियोंका कारण स्पष्ट करते हुए वे अपने पूर्ववर्ती आचार्यों पर फबती भी कसते हैं —

'यदिदं साहित्यं नाम, तद् एतावति निःसीमनि समयाध्वनि साहित्यशब्दमात्रेणैव प्रसिद्धम्। न पुनरस्य परमार्थः मनाङ्मात्रमपि विचारपदवीमवतीर्णः।' — वही

'साहित्य शब्द इस विशाल [काव्य] शास्त्रमें केवल साहित्य शब्दसे ही चर्चित है। इसका तात्त्विक विवेचन हुआ ही नहीं है।'

निश्चित ही कुन्तककी यह पदावली राजशेखर और आनंदवर्धनको इंगित करती है। अन्तमें कुन्तक साहित्य शब्दकी मार्मिक व्याख्या भी करते हैं —

'साहित्यमनयोः शोभाशालितां प्रति काप्यसौ।
अन्यूनानतिरिक्तत्वमनोहारिण्यवस्थितिः।। १।१७ वक्रोक्ति०।

'शब्द और अर्थका सौन्दर्य-निष्पत्तिके प्रति बराबरीका प्रतिस्पर्धापूर्ण जमाव ही साहित्य है।'

यहाँ साहित्यका अर्थ सहभावकी जगह साम्य किया गया है। यह तथ्य इस कारिकाकी विस्तृत वृत्तिसे स्पष्ट है।

उसका संक्षिप्त रूप यह है —

'शब्दार्थयोः सौन्दर्यश्लाघितां प्रति परस्परसाम्यसुभगमवस्थानं साहित्यमुच्यते।'

साम्य भी उन्होंने शब्दका अर्थके साथ या अर्थका शब्दके साथ नहीं, अपितु शब्दका शब्द और अर्थका अर्थके साथ माना है। उनका उल्लेख है —

'तच्च [साहित्यं] वाचकस्य वाचकान्तरेण वाच्यस्य च वाच्यान्तरेण अभिप्रेतम्।'

उक्त कारिकाकी वृत्ति अपने आपमें अपने प्रतिपाद्य साहित्य-तत्वका उत्तम उदाहरण है। कुन्तकने यहाँ आचार्यके साथ कविका भी कार्य किया है। कुंतककी इस साहित्य-संबंधी मान्यतासे आचार्य आनंद-वर्धनकी निम्नलिखित कारिकाका स्मरण होता है —

वाच्यानां वाचकानां च यदौचित्येन योजनम्।
रसादिविषयेणैतत् कर्म मुख्यं महाकवेः।। ध्वन्या० ३।३२।

---

१४. १।२।१ पाणिनिसूत्र।

ગ્રહરૂપે ઘડી એશિયાવાસીઓના હકો અર્થે સવિનય કાનૂન ભંગની લડત ઈ. સ. ૧૯૧૪માં આદરી. તે વખતના આફ્રિકાના વડા પ્રધાન જનરલ સ્મટ્સ સાથે માનપૂર્વક સમાધાન સાધી આ હિલચાલની શક્તિનો વિશ્વને પ્રથમવાર પરિચય આપ્યો હતો. તેથી જ સત્યાગ્રહની જન્મદાત્રી ભૂમિમાં ક્યાંક ગાંધીજીનું સ્મારક થાય એ સૌ કોઈની ઇચ્છા હતી.

આ વિચારને કેન્દ્રમાં રાખીને તે વખતના હિન્દના હાઈકમિશનર શ્રી આપા સાહેબ પન્ત, શ્રી કાકાસાહેબ કાલેલકર અને 'ગાંધી સ્મારકનિધિ'ના સંયુક્ત પ્રયત્નથી શ્રી નાનજીભાઈએ જાતે જઈને ત્યાંના ભારતવાસીઓને તથા બ્રિટિશ સરકારને ઢંઢોળીને કેન્યાના પાટનગર નાઈરોબીમાં 'મહાત્મા ગાંધી મેમોરિયલ એકેડેમી' સ્થાપવાનો ઘનિષ્ઠ પ્રયત્ન કર્યો. તેનાં યોજના અને ભંડોળ માટે એક સ્મારક સમિતિ રચાઈ અને તેને મદદ કરવા અને જાહેર સંપર્ક સાધવા તેમ જ તે વખતની બ્રિટિશ સરકાર સાથે ચર્ચાવિચારણા કરવા ધર્મેન્દ્રસિંહજી આર્ટ્સ કૉલેજના વિદ્વાન પ્રિન્સિપાલ ડૉ. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિકને છ મહિના માટે પૂર્વ આફ્રિકામાં મોકલવાનો પ્રબંધ કર્યો. શ્રી આપા સાહેબ પન્ત તે વખતે હિન્દના પૂર્વ આફ્રિકાના હાઈકમિશનર હતા. કાકાસાહેબ કાલેલકર ગાંધી સ્મારક નિધિના પ્રતિનિધિ હતા. શરૂઆતમાં ચાળીશ સભ્યોની એક બૃહદ સ્મારક સમિતિ ભંડોળ અર્થે નીમવામાં આવી અને તેને આ કાર્ય સોંપવામાં આવ્યું; છતાં અનુભવે સૌને લાગ્યું કે એક નાની, કાર્યક્ષમ અને સુદૃઢ સમિતિ હોય તો કામ વિશેષ ઝડપથી થાય, એટલે એક એવી ઉપસમિતિ પણ નીમવામાં આવી. કાકાસાહેબ કાલેલકરે આ કાર્ય માટે પૂર્વ આફ્રિકાનો એક લાંબો પ્રવાસ કર્યો. વળી તે વખતના ભારત સરકારના ડેપ્યુટી એજ્યુકેશનલ મિનિસ્ટર શ્રી હુમાયુન કબીરે પણ આ પ્રદેશની લોકસંપર્ક તથા કૉલોનીઅલ સરકારના સમાગમ અર્થે મુલાકાત લીધી. આ બાબતમાં ત્યાંની ઈમ્પિરીયલ ગવર્નમેન્ટનો સહકાર મળ્યો. એ બધા પ્રયાસને અંતે 'મહાત્મા ગાંધી મેમોરીયલ એકેડેમી સોસાયટી'એ ૩,૦૦,૦૦૦ (ત્રણ લાખ) પાઉન્ડનું ભંડોળ એકઠું કર્યું અને તેમાં 'ગાંધી સ્મારક નિધિ' દ્વારા જવાહરલાલજીની ખાસ વિનંતીથી હિંદુસ્તાનમાંથી ૧,૦૦,૦૦૦ (એક લાખ) પાઉન્ડનું ભંડોળ ઉમેરવામાં આવ્યું. કૉલોનીઅલ સરકારે આ વાતની કદર કરીને કેન્યા ગવર્નમેન્ટ દ્વારા ૧૦૭,૦૦૦ (એક લાખ સાત હજાર) પાઉન્ડ કૉલોનિઅલ ડેવેલપમેન્ટ અને વેલફેર ફંડમાંથી આ કાર્ય માટે ફાજલ પાડ્યા. સમગ્ર પ્રયત્નને અંતે ત્યાં વસતા ભારતવાસીઓ, ગાંધી સ્મારક નિધિ, અને કેન્યા ગવર્નમેન્ટ દ્વારા પુખ્ત વિચારણાને અંતે આ સ્મૃતિકાર્ય કાયમી બની રહે અને તેના નૈમિત્તિક ખર્ચમાં બાધા ન આવે એટલા માટે એક કૉલેજની સ્થાપના માટે સરકારશ્રીને અર્પણ કરવામાં આવ્યું અને રૉયલ ટેકનિકલ કૉલેજ—નૈરોબીના એક અંગ તરીકે 'ગાંધી મેમોરિયલ એકેડેમી'ને સંલગ્ન કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. તેથી નાત, જાત, ધર્મ અને વર્ણના ભેદ સિવાય આફ્રિકાના યુવાનો અને ભાવિ નેતાઓ ભણીગણીને આફ્રિકાના ઉત્થાનમાં લાગી શકે તે અર્થેનો પ્રથમ સાંસ્કૃતિક અને શૈક્ષણિક પાયો આ રીતે નંખાયો. એક વિશાળ ભવ્ય કૉલેજના મકાનમાં એક વિંગ ખાસ એકેડેમી માટે જુદી રાખવામાં આવી અને તેમાં શ્રી મેઘજી પેથરાજ શાહ દ્વારા રૂપિયા ૩૦,૦૦૦ (ત્રીસ હજાર)ના ખર્ચે મુંબઈના સુપ્રસિદ્ધ કલાકાર શ્રી વી. પી. કરમારકરે સર્જેલી ગાંધીજીની પૂર્ણ કદની ભવ્ય કાંસ્ય પ્રતિમા મૂકવામાં આવી. કૉલેજની ગવર્નિંગ કાઉન્સિલમાં એકેડેમીની સમિતિને પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું. આ ગાંધી સ્મૃતિ એકેડેમી તથા બૃહદ કાંસ્ય પ્રતિમાનું ઉદ્ઘાટન ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન, કે જેઓ તે વખતના ભારતના ઉપરાષ્ટ્રપ્રમુખ હતા, તેમના વરદ હસ્તે કરવામાં આવ્યું અને જે ખંડમાં સત્યાગ્રહનો પ્રથમ જન્મ થયો હતો ત્યાં જ વસાહતી બ્રિટિશ અમલના સમયમાં જ એક ચિરસ્મરણીય સ્મારક રચવાનો વિચાર ઉત્પન્ન કરીને, તેને માટે ભિન્ન ભિન્ન સ્થળેથી સહકાર મેળવીને, અને પોતા તરફથી માતબર રકમનું આ પ્રસંગે પ્રદાન કરીને સત્યાગ્રહના પ્રથમ જન્મની સ્મૃતિને, પૂર્વ આફ્રિકામાં કાયમ કરી



ડૉ. કનૈયાલાલ માણેકલાલ મુનશી મહિલા કૉલેજના પ્રાંગણમાં

મહાનુભાવોનું હસ્તાક્ષર પ્રદાન



શ્રી નાનજીભાઈના એક્યાસીમા જન્મસમારોહના કાર્યક્રમ પ્રસંગે
હસ્તાક્ષર આપતા પૂ. કાકાસાહેબ અને સાક્ષર શ્રી જ્યોતિન્દ્ર દવે



ગુરુકુલ મહિલા આર્ટ્સ કૉલેજ દ્વારા યોજાએલા કવિ-સંમેલનને
ઉદ્બોધન કરતા શ્રી જ્યોતીન્દ્ર દવે



સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના કુલપતિ શ્રી ડોલરરાયભાઈ માંકડ
(મહિલા કૉલેજના પારિતોષિક સમારંભમાં)




ભારતમંદિરના અગ્રભાગનું દર્શન



ભારતમંદિરના ભવ્ય વિશાળ હૉલમાં શ્રી નાનજીભાઈ સાથે માનનીય શ્રી મોરારજીભાઈ અને ગુજરાત રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી બળવંતરાયભાઈ મહેતા



ભારતમંદિરમાં મુંબઈ રાજ્યના રાજ્યપાલ શ્રી મંગળદાસ પકવાસાજી અને શ્રી નાનજીભાઈ



ભારતમંદિરનું નિરીક્ષણ કરતાં ભારતનાં પ્રધાનમંત્રિણી
શ્રીમતી ઇન્દિરા ગાંધી



'અ. સૌ. સંતોકબહેન મહેતા કન્યા છાત્રાલય' (રાજકોટ)ના ઉદ્ઘાટન
પ્રસંગે મુખ્યમંત્રી શ્રી ઢેબરભાઈ અને મંત્રીમંડળ



લોકસભાના અધ્યક્ષ શ્રી અનંતશયનમ્ આયંગર અને શ્રી નાનજીભાઈ
મહર્ષિ દયાનંદ સ્મારકમંદિર (ટંકારા)ના અર્પણયજ્ઞમાં



શ્રી નાનજીભાઈ સાથે ઉદ્ઘાટન કરવા જતા ભારત સરકારના
માનનીય રેલ્વેમંત્રી શ્રી સદોબા પાટિલ



જવાહરલાલ નેહરુ પ્લેનેટેરીઅમના સામીપ્યે શ્રી ધીરેન્દ્રભાઈ મહેતા, સવિતાબહેન,
પૂ. નાનજીભાઈ અને માનનીય શ્રી એસ. કે. પાટિલ



શિખરે ચૌદ ફીટની જવાહરલાલજીની પ્રેરક પાષાણપ્રતિમા સાથેનું પ્લેનેટેરીઅમ




પ્લેનેટેરીઅમની મુલાકાતે ભારતનાં પ્રધાનમંત્રિણી શ્રીમતી ઇન્દિરા ગાંધી,
શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈ અને શ્રી નાનજીભાઈ પરિવાર સાથે



ઉદ્ઘાટન પ્રસંગે વિજ્ઞાન વિદ્યાલયના પ્રવેશદ્વારે સ્વાગત વિદાય



મહર્ષિ દયાનંદ વિજ્ઞાન મહાવિદ્યાલયની ઉદ્ઘાટનવિધિ
કરતા શેઠશ્રી રણધીરભાઈ ખટાઉ

## શ્રી નાનજી કાલિદાસ મહેતા ઇન્ટરનેશનલ હાઉસ (મુંબઈ)ના ઉદ્ઘાટન પ્રસંગે




બૃહદ ભારતીય સમાજના મિલન-સમારોહને ઉદ્બોધન કરતા
માનનીય ભારતપ્રમુખ ડૉ. રાધાકૃષ્ણન



એક્યાસીમા જન્મોત્સવ બાદના પ્રથમ મિલને
શ્રી નાનજીભાઈનું સ્વાગત કરતા પોરબંદરના મહારાણાશ્રી નટવરસિંહજી




શ્રી સતેકબહેન નાનજી કાલિદાસ મહેતા
નર્સરી સ્કૂલ · મોંબાસા



શ્રી નાનજીભાઈએ કંપાલાને અર્પણ કરેલો નગર-ઉદ્યાન



જીંજા નારીસમાજ અને સ્ત્રી-વાચનાલયનાં અધિકારિણી બહેનો સાથે



કંપાલા ટાઉન હૉલના ખાત મુહૂર્ત પ્રસંગે શ્રી નાનજીભાઈ
અને કંપાલાના ગવર્નરશ્રી



કંપાલા ટાઉન હૉલ અને કાઉન્સિલ ચૅમ્બર



નૈરોબીમાં મહાત્મા ગાંધી મેમોરીઅલ ઍકૅડેમીનું ઉદ્ઘાટન કરતા ડૉ. રાધાકૃષ્ણન



મહાત્મા ગાંધીજીની મહાકાય કાંસ્ય પ્રતિમાનું ઍકૅડેમીમાં
અનાવરણ કરતા ડૉ. રાધાકૃષ્ણન

THE MEMORIAL TABLET UNVEILED BY DR. RADHAKRISHNAN




ધ ગાંધી મેમોરીઅલ ઍકેડેમી (નૈરોબી)ના બે આરસલેખો

NEXT TO THE MEMORIAL TABLET IS THE MARBLE TABLET CONTAINING THE FOLLOWING NAMES OF PATRONS & VICE-PATRONS.

**PATRONS**

NANJIBHAI KALIDAS MEHTA
SANTOKHBEN N. K. MEHTA
MULJIBHAI P. MADHVANI
MEGHJIBHAI P. SHAH
C. PARAKH & CO.
NARANDAS RAJARAM & CO. (AFRICA) LTD.
DEVJIBHAI K. HINDOCHA
NANJIBHAI PRABHUDAS MADHVANI
DAYALBHAI MADANJI VADERA
VITHALDAS HARIDAS & CO. (1947) LTD.
SIR CHINUBHAI MADHOWLAL BART.
NARANBHAI P. PATEL, LTD.
KANJEE NARANJEE
SIR DORABJI TATA & SIR RATAN TATA

**VICE-PATRONS**

DHIRENDRAKUMAR NANJIBHAI MEHTA
MAHENDRAKUMAR NANJIBHAI MEHTA
CHANDULAL K. PATEL
C. M. PATEL & SONS
ISHVERBHAI V. PATEL
BHAGWANJI SUNDERJI & CO. LTD.
CHHOTABHAI S. PATEL
PANDYA & CO. LTD.
PREMCHAND BROS. LTD.
THE BANK OF BARODA LTD.
PRAHLAD SINGH GREWAL
TRIBHOVANDAS B. SHETH
JETHA LILA, BANKERS
MAGANBHAI U. PATEL

અને આપણા એક વરિષ્ટ પ્રતાપી પુરુષ, સંત અને લોકનેતા મહાત્મા ગાંધીની સ્મૃતિને પૂર્વ આફ્રિકામાં મૂર્ત કરવામાં આવી. કોઈ પણ વિચારનો આરંભ કરી, તેના મૂર્ત સ્વરૂપને પ્રાપ્ત કરવાને માટે જે પૂર્વ તૈયારી અને પ્રબંધ કરવાની કુનેહ જોઈએ અને એ કુનેહ પ્રમાણે વિધાન કરી, સૌથી પહેલાં પોતે આર્થિક ભોગ આપી અન્યને એ માટે પ્રેરનાર એક કર્મનિષ્ઠ દાતા અને કર્તવ્યપરાયણ પુરુષ તરીકે જે નાનજીભાઈની ખ્યાતિ પ્રવર્તતી હતી તેનું આ સ્મૃતિકાર્ય અને તેની સિદ્ધિ એક અવિસ્મરણીય દૃષ્ટાન્ત છે.

**૧૦-૧૧. કંપાલા ટાઉન હૉલ અને મહેતા લાઈબ્રેરી :**

કંપાલા જેવા રમણીય નગરને જેમ શ્રી નાનજીભાઈએ નગરઉદ્યાન અર્પણ કર્યો, તેમ તેને તે જમાનામાં ભવ્ય કહેવાય એવા એક ટાઉન હૉલનું પણ અર્પણ કર્યું. આ ટાઉન હૉલનો પાયો તે વખતના યુગાન્ડાના ગવર્નરને હાથે નાખવામાં આવ્યો અને તેમાં શ્રી નાનજીભાઈનું વિશાળ તૈલચિત્ર મૂકવામાં આવ્યું. વર્ષોથી આ વિશાળ ટાઉન હૉલનો ત્યાંની જનતા લાભ લઈ રહી છે અને અત્યારે પણ તે નાગરિક પ્રવૃત્તિનું એક અગત્યનું ધામ થઈ પડયું છે. સાથે સાથે મહેતા લાઇબ્રેરીને સંલગ્ન કરીને તેમ જ તેનું આફ્રિકાના સ્વાતંત્ર્ય બાદ નવસંસ્કરણ કરીને પૂર્વ આફ્રિકાના નાગરિકો માટે તે મિલન, અધ્યયન અને ચિંતનનું એક નૂતન સાધન અને સ્થળ બની ગયું છે. પરદેશમાં જઈને વસેલ એક ભારતવાસી તેના નગર પ્રત્યેની આ રીતે નાગરિક તરીકેની ફરજ બજાવે છે તે હકીકત તે જમાનામાં તેઓ કેટલા જાગૃત અને પ્રવૃત્ત હશે તેની પ્રતીતિ કરાવે છે.

**આફ્રિકાની અન્ય સંસ્થાઓ :**

એ ઉપરાંત સંતોકબહેન નાનજી કાલિદાસ મહેતા આર્ય કન્યાશાળા, કંપાલામાં, પોતે સ્થાપીને તેમ જ મોમ્બાસામાં સંતોકબહેન નાનજી કાલિદાસ મહેતા નર્સરી સ્કૂલની પોતે રચના કરીને કેન્યા – યુગાન્ડાની બહેનો માટે શિક્ષણની સુંદર સગવડો ઊભી કરી. વિશેષમાં આર્ય સમાજ મંદિરો, જીંજા લાઇબ્રેરી, હૉસ્પિટલ વૉર્ડ્ઝ, બાલમંદિરો, નારીસંસ્થાઓ અને અન્ય લોકોપયોગી સંસ્થાઓનું સર્જન કરીને આફ્રિકાની પ્રજાની સેવા કરી. એ ઉપરાંત છેક ઈ. સ. ૧૯૫૫ થી ૧૯૬૯ના દશ વર્ષમાં ભિન્ન ભિન્ન સંસ્થાઓ, સમાજો, શાળાઓ, વિશ્વવિદ્યાલયો ઇત્યાદિ સામાજિક, સાંસ્કૃતિક અને શૈક્ષણિક સંસ્થાઓને શ્રી મહેતા પરિવાર તરફથી રૂ. ૧૧,૫૪,૦૫૩-૨૭નું પ્રદાન કરવામાં આવેલ છે. તેનો લાભ લોહાણા કન્યા છાત્રાલય, હિન્દુસભા, યુગાન્ડા સ્પોર્ટ્સ યુનિયન, નૅશનલ થિયેટર, રેડ ક્રૉસ સોસાયટી, લુગાઝી બાલમંદિર, સૅન્ટ્રલ કાઉન્સિલ ઑફ ઇન્ડિયા, ગાંધી મેમોરિયલ ઍકેડૅમી, દેવકુંવરબા આર્ય કન્યા ગર્લ્સ સ્કૂલ, નૈરોબી, વલ્લભવિદ્યાલય, યુગાન્ડા ફાઉન્ડેશન ફૉર બ્લાઈન્ડ, સનાતન ધર્મમંડળ ઍજ્યુકેશન બોર્ડ, લિમુરુ ઇન્ડિયન સ્કૂલ, રેવરન્ડ ફાધર ડૅમોઉલ્ડર, વિદ્યાનાથ શાસ્ત્રી, નાકુરુ લોહાણા મંડળ, લુબેન્ગા ડી, મેકરેરે કૉલેજ, ઑલિમ્પિક ગેઇમ્સ મંડળ, મૅન્ગો ક્લબ, આર્ય ગર્લ્સ બિલ્ડિંગ, લેડી ક્રૉફર્ડ ચેરિટી ફંડ, સનાતન હિંદુધર્મ મંડળ, ન્યામ્બ્યા હૉસ્પિટલ, પરિમલ આર્ટ ઍકેડૅમી, વેસ્ટ નાઇલ ડિસ્ટ્રિક્ટ એજ્યુકેશન બ્યુરો, મોમ્બાસા નર્સરી સ્કૂલ, સૅન્ટ્રલ ફેસ્ટિવલ કમિટી, મેમોરિયલ ક્લીનિક, સાલ્વેશન આર્મી, યુગાન્ડા ડિમ્પીક કંપની, આર્ય કન્યા ગુરુકુળ, સ્કોલરશીપ ફંડ – એકેશિયા એવન્યુ પ્લૉટ, સેઇવ ચિલ્ડ્રન ફંડ, સ્ટોર્મ-ડૅમેઇજ-બ્લૉક્સ, નામિરેમ્બી ચર્ચ, ગ્યાઝા હાઈસ્કૂલ લાઈબ્રેરી, એગ્રિકલ્ચરલ કોમ્પિટિશન વાર્ષિક ભંડોળ, હેરી બૉર્મન લૉજ હોસ્પિટલ, યુગાન્ડા ટીચર્સ એસોસિએશન, સેઇન્ટ એન્ડ્રૂઝ યુનિવર્સિટી, રેડ ક્રૉસ-સ્યૂગર, યુગાન્ડા ક્લબ, લોહાણા યુનિયન, યુથ લીગ, જેઇમ્સ ઓસોગો સ્કૂલ, યુ. પી. સી. સ્કૂલ, એગ્રિકલ્ચરલ શિલ્ડ કોમ્પિટિશન, એન. કે. મહેતા ચૅમ્બર – કંપાલા મ્યુનિસિપલ કાઉન્સિલ, નોમ્મો ગૅલેરી, મોમ્બાસા વૉટર સ્પોર્ટ્સ ક્લબ, યુ. પી. સી. લુગાઝી સ્કૂલ, પબ્લિક નર્સરી સ્કૂલ, આર્ય

કન્યા ગુરુકુળ–ઈલેકિટ્રકલ સ્ટેઈજ, સેઈન્ટ ફ્રાન્સિસ સ્કૂલ–સોરોટી, યુગાન્ડા ફાઉન્ડેશન ફૉર બ્લાઈન્ડ, નાઈલ રાઉન્ડ ટેબલ, મિ. મિલ્સ એજ્યુકેશનલ નર્સરી, નારગોલ સ્કૂલ–ઈન્ડિયા, રોટરી ક્લબ–કંપાલા, મેન્ગો હોસ્પિટલ, મિરીઆ ઑબોટે ચેરિટી ફંડ, આર્ય સેવાસંઘ, પોલિયો ફંડ, ટોરો અર્થકવેઈક ફંડ, મિસિસ પિન્ટો એન્ડ ચિલ્ડ્રન્સ ફંડ, કાબાસાન્ડા મુસ્લિમ કમ્યુનિટિ, લાયન્સ ક્લબ–લુગાઝી, યુગાન્ડા આરગસ શૉપ, વ્હાઈટ સ્યૂગર ડ્રામેટિક સોસાયટી–લુગાઝી, પ્રેસિડન્ટ્સ પોલિયો ફંડ, ચાઈલ્ડ વેલફેર એન્ડ એડોપ્શન સોસાયટી, યુગાન્ડા વિમેન્સ હૉકી એસોસિએશન, યુગાન્ડા મ્યુઝિક ફેસ્ટિવલ, સોશિયલ ટ્રેઈનીંગ સેન્ટર, વિમેન્સ ક્લબ, પાર્લમેન્ટ ઓર્ગેનિઝેશન કમિટી, વિમેન્સ કોરોના સોસાયટી એન્ડ ચર્ચ ઑફ સેઈક્રેડ હાર્ટ ઑફ જિસસ એન્ડ મેરી, કૉમર્સ ગ્રેજ્યુએટ્સ એસોસિએશન, સ્વામીશ્રી શંકરાચાર્ય, યુગાન્ડા મ્યુઝિક ગ્રુપ, કાવલો હોસ્પિટલ, પોપ્સ વિઝિટ ફંડ, આફ્રિકન ક્રિકેટ ક્લબ, ટોરો વૉલન્ટરી કોન્ટ્રિબ્યૂશન ફંડ, ન્યુયો (nuyo) નેશનલ કાઉન્સિલ ફોર સોશિયલ સર્વીસિઝ ઈન યુગાન્ડા, દેસાઈ મેમોરિયલ લાઈબ્રેરી–નૈઈરોબી, યુગાન્ડા એસોસિએશન ઑફ યુનિવર્સિટી, વિમેન્સ નર્સરી ફંડ, ઈત્યાદિ સંસ્થાઓ વ્યક્તિઓ અને સમાજને નાત, જાત, વર્ણ કે ધર્મના ભેદ સિવાય મહેતા પરિવારની દાન-સમૃદ્ધિનો લાભ મળ્યો છે અને આફ્રિકાનું નાગરિક, શૈક્ષણિક, સાંસ્કૃતિક, અને ધાર્મિક જીવન એ સંપત્તિથી મહેકી ઊઠયું છે.

**દેશીની અન્ય સંસ્થાઓ :**

ભારતવર્ષનાં અનેક તીર્થધામો, મંદિરો અને ઘાટોના જીર્ણોદ્ધાર કરીને, તેમ જ અનેક સંસ્થાઓને વિવિધ પ્રસંગે સહાય આપીને તેમણે પોતાની સંપત્તિ વહેતી રાખેલી છે. તેમાં ઉપર રચેલ સંસ્થાઓ ઉપરાંત મહર્ષિ દયાનંદ સ્મારક મહાલય, સંતોકબેન કન્યા છાત્રાલય–રાજકોટ, સ્થાપીને તેમ જ શાંતિનિકેતન, ગુરુકુળ કાંગડી, આર્યકન્યા મહાવિદ્યાલય વડોદરા, મહાત્મા ગાંધી હરિજન આશ્રમ–છાયા, તિલક સ્વરાજ્ય ફંડ, સુરત વનિતા વિશ્રામ, હરિદ્વાર ઔષધાલય અને નારીના ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ, કન્યા છાત્રાલયો અને કન્યા શાળાઓનો અને અન્ય સંસ્થાઓનો સમાવેશ થાય છે. એ સર્વેનો વિગતવાર નામોલ્લેખ કરવો પણ અત્રે અશક્ય છે. એક જ વ્યક્તિ કેવળ પોતે જ ઉપાર્જન કરેલી સંપત્તિમાંથી અગણિત સંસ્થાઓને દાન દ્વારા સ્પર્શી જાય અને પોતે કરોડો રૂપિયા ખર્ચી તેમાંની કેટલીક સુપ્રસિદ્ધ સંસ્થાઓ સર્જે, તેને નિભાવે, જાતે દેખરેખ રાખે અને સંવર્ધન કરે–એ એક વિરાટ પ્રાણવાળા ઉદાત્તચિત્ત પુરુષથી જ થઈ શકે. આ રીતે અનેક સંસ્થાઓના સર્જક, સંવર્ધક અને પોષક તરીકે એક સર્વક્ષેત્રીય દાતા અને શુભનામ નાગરિક તરીકે આ બધી સંસ્થાઓ શ્રી નાનજીભાઈને હમેશાં યાદ કરશે.



: ધ્વનિ :
શિલ્પ : જગનિવાસ : ઉદયપુર
: આલેખક :
જગન્નાથ અહિવાસી

# ધ્વનિ-પ્રતિધ્વનિ

जीवन एक सनातन झरणुँ ।

## ☆ ☆ ☆ જીવન-પ્રસંગોની સૂચિ

**સંપાદકો : સ્મૃતિગ્રંથ સમિતિ**

**ઈ. સ. ૧૮૮૯ : :** ૧૫ જૂન (વિ. સં. ૧૯૪૪, માગશર સુદ બીજ)ના દિને શ્રી નાનજીભાઈનો ગોરાણા, જામનગર રાજ્ય, સૌરાષ્ટ્રમાં જન્મ. પિતા કાલિદાસ; માતા જમનાબાઈ. રઘુવંશીય ક્ષત્રિય લોહાણા જ્ઞાતિ : નૂખ : બદિયાણી. પૂર્વજોનું મૂળ વતન અયોધ્યા. ઈષ્ટદેવતા શ્રી રામચંદ્રજી.

પૂર્વજો ૩૦૦ વર્ષ પહેલાં સૌરાષ્ટ્રના હાલાર વિભાગમાં આવીને વસ્યા. એ પહેલાં ૯૫૦ વર્ષ પૂર્વે તેઓ હિન્દ અને અફઘાનિસ્તાનના સરહદી પ્રદેશના વિસ્તારમાંથી સિંધમાં આવ્યા. ૪૦૦ વર્ષ પહેલાં તેઓએ સિંધ છોડયું અને કચ્છમાં જઈ વસ્યા. ત્યાં યુદ્ધકલા, વ્યાપાર અને કૃષિમાં ખૂબ જ પ્રવીણતા દર્શાવી; પૃથ્વીરાજ ચૌહાણ સાથે શાહબુદ્દિન ઘોરી સામે લડયા અને શૌર્ય દાખવ્યું. અને છેલ્લા ત્રણ શતક દરમિયાન સૌરાષ્ટ્રના નવાનગર રાજ્યમાં વસી વ્યાપાર, કૃષિ અને ગોપાલન સાથે સંબંધ ધરાવતા વ્યવસાયોમાં પડયા.

પરદાદા વીરજી શેઠ, જામરાવલના રાજશાસન દરમિયાન, સલાયા બંદરમાં રહેતા. રાજ્યની પેદાશ એકઠી કરવાનો ત્યારે રાજ્ય ઈજારો આપતું. વીરજી શેઠે કલ્યાણપુર મહાલની ઉત્પન્ન એકઠી કરવાનો ઈજારો મેળવ્યો અને ત્યાર પછી એ જ મહાલના મુખ્ય ગામ રાવલમાં જઈને વસ્યા. વીરજી શેઠને વિશ્રામ અને રાઘવજી નામના બે પુત્રો. પહેલાં શ્રી નાનજીભાઈના પિતામહ. એ પિતામહને ચાર પુત્રો – જીવરાજ, કાલિદાસ, માધવજી અને લાલજી. કાલિદાસના પુત્ર શ્રી નાનજીભાઈ. શ્રી નાનજીભાઈને ચાર ભાંડુઓ. ત્રણ ભાઈ અને એક બહેન. એક બહેન બહુ જ વહેલાં સ્વર્ગવાસ પામ્યાં. કુલ ત્રણ ભાઈઓમાં ગોરધનદાસ પહેલા, પછી શ્રી નાનજીભાઈ અને પછી શ્રી મથુરાદાસ. નાનજીભાઈનું મોસાળ વીસાવાડા. આમ બચપણ ગોરાણા, રાવલ અને વીસાવાડામાં પસાર થયું.

**ઈ. સ. ૧૮૯૮ :** નવ વર્ષની વયે પ્રાથમિક ગુજરાતી બીજું ધોરણ પસાર કર્યું. કિશોર અવસ્થામાં મોસાળ વીસાવાડામાં દ્વારિકા જવા અર્થે આવતાજતા સાધુસંતોનો, પિતાએ અર્પેલા ધાર્મિક સંસ્કારોને લઈને, પરિચય અને સમાગમ થયો. પિતાના વૈષ્ણવ સંસ્કારે જીવનનું માધુર્ય રેડયું અને ગોરાણાની બહાદુર જાતિ મહેર કોમના સમાગમે શૌર્યના સંસ્કારોનું બીજારોપણ થયું. ઓખા મંડળની સરહદે આવેલા રાવલ ગામના સંપર્કથી તેની નદી દ્વારા સૌદર્યના સંસ્કાર ઉદ્દિપન થયા અને ઓખા મંડળના નરબંકડા વાઘેર – બહારવટિયા જોધા માણેક અને મૂળુ માણેકની કથાઓ સાંભળી, અભય અને સાહસિકતાના ગુણો વિકસ્યા. મોસાળ પક્ષે વીસાવાડા પાસે આવેલા સમુદ્રના દર્શને એમને નાનપણથી જ સમુદ્રયાત્રાનો નેડો લગાડયો અને આખરે 'સમુદ્રવીર' બનીને યુગાન્ડામાં શાહસોદાગર અને ઉદ્યોગપતિ બન્યા નહીં, ત્યાં સુધી જંપ લીધો નહીં. ગોરાણામાં પહેલાં બે વર્ષનો પ્રાથમિક અભ્યાસ : કુલ અભ્યાસ ગુજરાતી ચાર ધોરણનો.

**ઈ. સ. ૧૯૦૧ : :** ઈ. સ. ૧૯૦૦માં કાકા ગોરધનદાસ પરદેશ ગયા. શ્રી નાનજીભાઈનું પ્રથમ લગ્ન તેર વર્ષની ઉંમરે. માતાપિતાની પુત્રને દેશમાં જ રાખવાની તીવ્ર ઈચ્છા. પરચૂરણ વ્યાપારમાં જ પુત્ર રહે અને વૃદ્ધાવસ્થાનો સાથી બને એવી ભાવના. એ ઈચ્છાને અધીન બની પિતા સાથે વેપારમાં જોડાયા. પુનઃ ગોરાણા નિવાસ સ્વીકાર્યો અને અગિયાર વર્ષની ઉંમરે ગોરાણા અને પોરબંદર વચ્ચે વ્યાપારની ઋતુ દરમિયાન ગાડાંગડેરા દ્વારા માલ લેવાવેચવા અર્થે આંટાફેરા આદર્યા. સંવત ૧૯૫૬માં મહાદુષ્કાળ આવી પડયો. કુટુંબ મુશ્કેલીમાં મુકાયું અને ફરી પાછા પરદેશ જવાના લોમવિલોમ જાગ્યા.

આખરે માતાની સંમતિ અને મામાનું અનુમોદન મળ્યું; અને સંવત ૧૯૫૭, પોષ મહિનામાં, ૧૩ વર્ષની ઉંમરે પ્રથમ સફર પરદેશ જવા અર્થે ખેડવાનો સંકલ્પ કર્યો અને તે પાર પાડયો.

**ઈ. સ. ૧૯૦૫ :** એક સાદા દેશી વહાણમાં મુંબઈથી ચડી જંગબાર પહોંચ્યા. જંગબારથી માડાગાસ્કર. વચ્ચે ખૂબ જ આકરી કસોટી થઈ. તુમુલ તોફાન, ભારી વર્ષા અને સમુદ્રના ભીષણ લોઢોએ વહાણને જોખમમાં નાખ્યું. ઊંચે આભ – નીચે ધરતી. ભયંકર સ્થિતિમાં કોઈનો સહારો નહીં, આરો નહીં, ઓવારો નહીં. ન મેહ અટકે; ન તુફાન. આ વિકટ પરિસ્થિતિ વચ્ચે અડોલ, સ્વસ્થ અને સાથીઓની સુશ્રૂષા કરનાર જો કોઈ એકલવીર હોય તો તે શ્રી નાનજીભાઈ. રાતે દુહાની રમઝટ સાંભળે. રામાયણની ચોપાઈઓનું શ્રાવણ કરે. આખરે દોઢ મહિના પછી દરિયાઈ પ્રવાહોએ વલણ બદલ્યું. તુફાન અટકી ગયું અને સાગરી પ્રવાહને સહારે વહાણ તણાતું તણાતું એક ફ્રેન્ચ ટાપુ પાસે આવી ચઢયું. જંગબાર અને માડાગાસ્કર વચ્ચેનો એ દ્વીપ. ત્યાં વહાણને મરામત કર્યું. વામી દીધેલો કુવાસ્તંભ, દૂર એક પાદરી પાસેથી લાકડું મેળવી, ફરી તૈયાર કર્યો અને પાંત્રીસ દિવસે વહાણને મરામત કરવાની પ્રક્રિયા પૂરી કર્યા પછી, પુન: માડાગાસ્કર જવા એ જ વહાણમાં ઊપડયા. ત્યાં માડાગાસ્કરમાં મજુંગામા મોટાભાઈ ગોરધનદાસ સાથે વેપારમાં પડયા. ઢચુપચુ વેપાર ખેડયો, ન ખેડયો, ત્યાં મહામારીને લઈને દેશ આવ્યા અને વહાણમાં છવ્વીસમે દિવસે સહીસલામત, કશા પણ વિઘ્ન વિના, વળતી મુસાફરીમાં દ્વારિકા ઊતરી ઘેર આવ્યા.

**ઈ. સ. ૧૯૦૮ :** પૂર્વ આફ્રિકા : યુગાન્ડા – પ્રદેશ! તેનું જીંજા શહેર. કમલી ગામમાં આરબ વ્યાપારીની દુકાને વાર્ષિક રૂપિયા બસોના દરમાયાથી, ઝાંઝીબારની કેશવજી આણંદજી એન્ડ કું.ની પંદર રૂપિયાની મુનિમગીરી છોડી, આ બલોચ વેપારીની દુકાને નોકર તરીકે રહ્યા. તેમનો ઢોરનાં ચામડાં, હાથીદાંત અને અન્ય જંગલી પેદાશોનો વેપાર. શેઠનું નામુંઠામું કરે. ખરીદીવેચાણમાં મદદ કરે. ભીષણ અને ભયંકર જંગલોમાં ઉઘરાણીએ પણ જવાનું. આરોગ્યનાશક જંતુઓ અને ઝેરી માખીઓ અને પગને કોરી ખાય એવી ડૂડુઓ – એક જાતની વિષાણુવાળી કીડીઓ. બ્લૅક વૉટરનો ત્રાસ. એ ઉપરાંત રાની પશુઓને અવારનવાર ગર્જના કરતા અને ત્રાડો નાખતા વનરાજોનું મિલન. વ્યાપારી કામકાજ અર્થે પગપાળા કે સાયકલ ઉપર કમલીથી જીંજા અને જીંજાથી કમલી પગદોડ અને પગતોડ. બે વર્ષમાં પંથકને હાથમાં લઈ લીધો. આબરૂ જમાવી. પ્રતિષ્ઠા એ જ સાચી મૂડી એવો આત્મવિશ્વાસ સંપાદન કર્યો અને બલોચ માલેકની ચાહના મેળવી બે વર્ષ પછી પ્રેમ અને પુરસ્કાર પામી ત્યાંથી છૂટા થયા.

**ઈ. સ. ૧૯૧૧ :** કમલીમાં સ્વતંત્ર વ્યાપારનો આરંભ. હાથે દુકાન ઊભી કરી. છાંદી: દરવાજો જોડયો અને પ્રતિષ્ઠાની પ્રથમ મૂડી અને ઈશ્વરમાં આસ્થા રાખી વ્યાપારનો આરંભ કર્યો. એ પછી નાનજીભાઈનું યૌવન સોળે કળાએ ખીલવા લાગ્યું. આંટ, સાહસિકતા, પ્રયોગશીલતા અને વ્યાપારી સંબંધોનો પ્રસ્તાર–વિસ્તાર થવા લાગ્યો. એકમાંથી અઢાર દુકાનોના માલિક બન્યા. રૂનો વ્યાપાર શરૂ કર્યો. અને યુગાન્ડામાં કપાસના વાવેતરનો પ્રયોગ કરી, અંતે એના રૂને જગવિખ્યાત બનાવી દીધું. ધાર્મિક બાજુએ 'સત્યાર્થ પ્રકાશ' વાંચ્યો. આર્યસમાજના સિદ્ધાન્તો ગમ્યા અને વૈદિક સંસ્કૃતિ અને ભારતીયતાના સંસ્કારોએ યજ્ઞભાવનાના સંસ્કારો પૂરી સ્રીશિક્ષણ, ભારતીય સંસ્કૃતિ અને ઉદાર હિંદુ આચાર-વિચારના તેમને હિમાયતી બનાવ્યા.

**ઈ. સ. ૧૯૧૫ :** કપાસનું વ્યાપક વાવેતર : વ્યાપાર : જીનરીની સ્થાપના : યુગાન્ડા કંપની લિમિટેડનો આરંભ. બુસોગા જિલ્લો કપાસનાં વાવેતર અને ખરીદી માટે વિખ્યાત. કંપનીમાં હિન્દી અને નેટિવો

કામ કરે. કપાસનો નિકાસ–વ્યાપાર. જીનરીની સંખ્યા ૧માંથી ૨૨ની થઈ. યુગાન્ડામાં યંત્રયુગનાં મંડાણ કરવામાં પહેલ કરનારાઓમાંના એક બન્યા; અને એના આર્થિક જીવનનો અને ભાવિ નૂતન સંસ્કૃતિનો પાયો નાખનાર પ્રથમ પ્રહરીઓના સહગામી બન્યા. વર્ષે બે લાખ રૂપિયાની ચોખ્ખી કમાણી શરૂ થઈ. પ્રથમ પત્ની દ્વારા ૨૭ જુલાઈને દિને જ્યેષ્ઠ પુત્ર શ્રી ખીમજીભાઈનો જન્મ થયો.

**ઈ. સ. ૧૯૨૦ :** દીનબંધુ એન્ડ્રૂઝ સાથે જીંજામાં મુલાકાત. ભારતીય વ્યાપારીઓના પ્રશ્નો સમજવા અર્થે તેમનું આગમન. તેમની સલાહસૂચના લીધાં અને હિન્દી વ્યાપારીઓના હક્ક અર્થે ઝૂઝવાની વ્યવસ્થા કરી.

**ઈ. સ. ૧૯૨૧ :** ટાંગાનિકામાં સાહસ કરી ૨૦,૦૦૦ એકર જમીન ખરીદ કરી લગભગ રૂપિયા દશ લાખની મિલકત જમાવી. પુન: હિંદ આવ્યા. ખાંડનું કારખાનું નાખવાની તીવ્ર ઇચ્છા. તેથી કાનપુરમાં કારખાનું જોવા ગયા. નેપાલની સરહદે બર્ડ એન્ડ કંપનીનું જબરજસ્ત કારખાનું પણ જોઈ લીધું. કારખાનાનો ખૂબ જ બારીકીથી અભ્યાસ કર્યો અને યુગાન્ડામાં એવું કારખાનું નાખવાની મહત્ત્વાકાંક્ષા જાગી. એક વખત ચીનગારી પડી, તે હોલવાઈ નહીં. ઉદ્‌ઘાટન સમારંભ યોજાયો અને ત્યારથી પેટાવેલો ચિરાગ આજદિન સુધી પ્રજ્જવલિત રહ્યો. લુગાઝીમાં શેરડીનું વાવેતર કર્યું. સવિતાબહેનને – એમનાં બીજાં પત્ની શ્રીમતી સંતોકબહેન મહેતાએ જન્મ આપ્યો.

**ઈ. સ. ૧૯૨૨ :** કલકત્તામાં હિન્દી રાષ્ટ્રીય મહાસભા – ઇન્ડિયન નેશનલ કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન. લાજપતરાય પ્રમુખ. તેમની સ્પેશિયલ ટ્રેઇનમાં જગ્યા મેળવી કલકત્તા પહોંચ્યા. પૂર્વ આફ્રિકામાં વસતા હિન્દીઓના પ્રતિનિધિ તરીકે તેમાં હાજરી આપી અને રાષ્ટ્રીય લડતની વ્યૂહરચનાનો પરિચય મેળવ્યો. અધિવેશનના સ્વાગત પ્રમુખ લૉર્ડ સિંહા. અસહકારના પ્રસ્તાવની ગાંધીજી દ્વારા મક્કમ અને ગંભીર રજૂઆત. એની બૅસન્ટનો પ્રખર વિરોધ. અંતે ગાંધીજીનો જયજયકાર. પ્રસ્તાવ બહુમતિએ પસાર થયો. એ પછી રામકૃષ્ણ પરમહંસનો આશ્રમ જોયો. બોલપુર જઈ શાંતિનિકેતન જોયું. જૂના સ્નેહી અને ક્રાંતિકારી ગુજરાતી દેશભક્ત નરસિંહભાઈ પટેલનો પુન: ભેટો થયો. શાંતિનિકેતન અને ગુરુ-દેવની આશ્રમચર્યાએ, ત્યાં 'શાકુન્તલ' અને 'કુમારસંભવ'સમાં ભજવાયેલ નાટકોએ ગુરુકુળ જીવનના ઊંડા સંસ્કારોને જાગ્રત કર્યા અને તપ અને આનંદની પુરસ્કર્તા ભારતીય સંસ્કૃતિના સંસ્કારો દૃઢમૂલ બન્યા. મહાત્માજી સાથે ત્યાં વસતા જુદા જુદા દેશભક્તો અને દેશનેતાઓનો પરિચય થયો. સૌંદર્ય અને તપ, સાદાઈ અને મહિમાને ત્યાં એક આસને એકત્રિત થતાં જોયાં અને બન્ને માટેનો પૂજ્ય-ભાવ જાગ્યો. શાંતિનિકેતનને યથાશક્તિ મદદ આપવા વિચાર આવ્યો અને તે પાર પાડ્યો. દેશભક્તિ અને સંસ્કૃતિના સંસ્કારોનું ઉદ્દીપન કરી કલકત્તા છોડ્યું. સત્તર દિવસના શાંતિનિકેતનના નિવાસ પછી વારાણસી ગયા. ત્યાં કાશી હિન્દુ વિદ્યાપીઠ અને તેના આદ્યસંસ્થાપક, હિન્દુ સંસ્કૃતિ અને ધર્મના મહાન ઉપાસક મહામના શ્રી મદનમોહન માલવિયાજીનાં દર્શન કર્યાં., અને દેશવાસીઓની રચનાત્મક શક્તિનો એક વિશેષ પરિચય મેળવ્યો. યુયુત્સા અને રચના : પુન: યુયુત્સા અને પુન: સુરચનાનો જીવનધ્વનિ એમના મનમાં જાગી ઊઠ્યો અને તેના ધ્વનિ – પ્રતિધ્વનિ ત્યાર પછી એમના ઐહિક અને પારમાર્થિક જીવનમાં સંભળાતા જ રહ્યા, અને એક ગતિશીલ પણ રચનાત્મક જીવનની તેઓ દીક્ષા પામ્યા.

**ઈ. સ. ૧૯૨૪ :** લુગાઝી (યુગાન્ડા)માં કાવલો ડુંગરમાળા વચ્ચે શેરડીનું વાવેતર કર્યા બાદ, ઈ. સ. ૧૯૨૪, ઑક્ટોબર વિજયાદશમીના દિને શુભ મુહૂર્તે સ્યૂગર ફેક્ટરીનું ઉદ્‌ઘાટન. યુગાન્ડાના તે વખતના ગવર્નર સર જ્યોફ્રે આર્થરના હસ્તે વિશાળ શમિયાણામાં અનેક આદરણીય અતિથિઓ અને નિમંત્રિત નરનારીઓના સમુદાય વચ્ચે શુભ ઉદ્‌ઘાટન. પાંચ હજાર ભારતીયો તેમ જ નેટિવોની એ પ્રસંગે

ઉપસ્થિતિ. એ જ સમયે બીજા પુત્ર ધીરેન્દ્રભાઈના જન્મની વધાઈનો તાર સંદેશ. પ્રથમ વર્ષનું ઉત્પાદન ૩૦ હજાર ગુણી. પુનઃ ભારત પ્રયાણ. દેશમાં આવી મહારાજા રણજિતસિંહજીની નવાનગરના તે વખતના જામસાહેબની–મુલાકાત લીધી. પોતાનું ઉદ્યોગ સ્થાપનાનું મહાસ્વપ્ન લુગાઝીમાં સિદ્ધ કરી યુગાન્ડાના ચક્રવર્તી વ્યાપારી અને ઉદ્યોગપતિ તરીકે દેશપરદેશમાં કીર્તિ સંપાદન કરી.

ઈ. સ. ૧૯૨૭ : પિતાનું અવસાન અને આઘાત.

ઈ. સ. ૧૯૨૯ : યુરોપનાં પ્રવાસ અને પર્યટન અર્થે પરદેશગમન વ્યાપાર અને હુન્નર ઉદ્યોગનું તીવ્ર નિરીક્ષણ. ઉદયમાન અને પ્રગતિશીલ પ્રજાની રહેણીકરણીની પરખ કરી. તેનાં ગુણો અને મર્યાદાનું પણ યુરોપ યાત્રા દરમિયાન મૂલ્યાંકન કર્યું. ગુણગ્રાહકતા અને મર્યાદાઓના પરિત્યાગ અર્થે મનને સજજ કર્યું. શિસ્ત, નિયમન, વ્યવસ્થાશક્તિ, નિયમિતતા અને વિદ્યાભક્તિના યુરોપના દેશોના સંસ્કારોને આત્મસાત કરવા પ્રેરણા જાગી. છતાં યુરોપનાં ભોગવિલાસ અને ક્ષુલ્લુક વૈભવઘેલછાથી દૂર રહ્યા. એક નવો પ્રાણ, નવી ઉષ્મા, એક નવું જીવનદર્શન લઈને પાછા ફર્યા. ઈજિપ્તનું પાટનગર 'કાયરો' જોયું. પિરામિડો નીરખ્યા. નાઈલના પ્રદેશનો મહિમા જોયો. ઈજિપ્તના રૂના વાવેતરથી મુગ્ધ થયા. નેપલ્સ–રોમ ઈત્યાદિ મહાનગરોની સાંસ્કૃતિક સમૃદ્ધિ જોઈ. એના ભૂતકાળનો મહિમા પ્રીછયો. નવો ખંડ, નવા દેશો, નવી પ્રજા અને નવી રહેણીકરણી નિહાળી વિચારોનું ખુલ્લાપણું કેળવ્યું. પૂર્વ પશ્ચિમનાં ઉત્તમ તત્ત્વોનો જીવનમાં, વ્યાપારમાં, ઉદ્યોગમાં અને સ્વકીય દાનમાંથી ઉત્પન્ન કરેલી સામાજિક, સાંસ્કૃતિક, ધાર્મિક અને માનવ–કલ્યાણની સંસ્થાઓમાં વિનિયોગ કર્યો. આ સમયાવધિ દરમિયાન સંતોકબહેન મહેતા આર્ય ગર્લ્સ સ્કૂલ, કંપાલા, સંતોકબહેન મહેતા નર્સરી સ્કૂલ, મોમ્બાસા, નાનજી કાલિદાસ મહેતા ઈન્ડિયન વૉર્ડ મેન્ગો હૉસ્પિટલમાં બાંધવા સંકલ્પ કર્યો અને તે યથાસમયે પાર પાડયો. નાઈરોબીમાં જ્યુબિલી પાર્ક, ટાઉનહૉલ, મહેતા લાઈબ્રેરી વગેરે ક્રમશઃ પોતાની દાન-સંપત્તિમાંથી બંધાવ્યાં. બીજાં પુત્રી નિર્મળાબહેનનો જન્મ મોમ્બાસામાં આ વર્ષે થયો.

ઈ. સ. ૧૯૩૨ : ત્રીજા પુત્ર શ્રી મહેન્દ્રભાઈનો પોરબંદરમાં જન્મ.

ઈ. સ. ૧૯૩૪ : પોરબંદરમાં મહારાણા મિલ્સ પ્રાઈવેટ લિમિટેડનું પોરબંદરના મહારાણા શ્રી સર નટવરસિંહજીને વરદ હસ્તે ઉદ્‌ઘાટન. ત્યારથી સ્થપાયેલી આ કાપડની મિલ ૧૯૭૦ સુધીમાં ભારતભરમાં ખ્યાતનામ બની ગઈ અને તેનું અદ્યતન સંસ્કરણ થઈ સ્વયંસંચાલિત વિભાગથી પુષ્ટ બની નૂતન વસ્ત્ર સર્જનની પ્રક્રિયાઓનો વિક્રમ તોડી દેશની પહેલી હરોળની મિલોમાં સ્થાન મેળવ્યું. સ્વપ્નદૃષ્ટાનું બીજું સ્વપ્ન સાકાર થયું. 'મહારાણા' નામ ત્યારથી ઉત્તમ વસ્ત્ર સર્જન અને વેશભૂષાનો પર્યાય બની ગયું.

ઈ. સ. ૧૯૩૫ : : વડોદરા આર્ય કન્યા મહાવિદ્યાલયની બહેનોનું પૂર્વ આફ્રિકામાં મિલન. પંડિત આનંદ-પ્રિયજી સાથે મુલાકાત. બહેનોનાં વ્યાયામ પ્રયોગો, વ્યાખ્યાનો અને સાંસ્કૃતિક કાર્યક્રમોની સિદ્ધિ જોઈ મુગ્ધ થયા. પોરબંદરમાં એવું 'ગુરુકુલ' સ્થાપવાનો સંકલ્પ કર્યો. બે લાખ રૂપિયા તે જ વખતે દાનમાં આપ્યા. સવિતાબહેને આવું 'ગુરુકુલ' રચાય તો ઉત્તરદાયિત્વ માથે લેવાની તૈયારી બતાવી. પિતાની સંપત્તિ અને પુત્રીનો સહયોગ ગુરુકુલની સ્થાપનાર્થે એકત્રિત થયાં. પૂ. મહાત્મા ગાંધીજીનાં દર્શન.

ઈ. સ. ૧૯૩૬ : : પુનઃ આફ્રિકા પ્રયાણ. સાઈસલ–કેતકીનાં ઉપવનોનું વાવેતર. લુગાઝીમાં ચાના બગીચાઓ ઉછેર્યા. ચાની ફેક્ટરી પણ સાથોસાથ સ્થાપી. ઑપરેશન, માંદગી : આરામ અને સ્થળફેર




સૌરાષ્ટ્રના મુખ્ય પ્રધાન સાથે ભારતપ્રમુખ માનનીય શ્રી ડૉ. રાજેન્દ્રપ્રસાદજી
પરિવાર સહ જન્મસ્થાનની સાન્નિધ્યે



મહાત્મા ગાંધી કીર્તિમંદિરના આરસમઢ્યા ચોકમાં મહાઅમાત્ય
પંડિત જવાહરલાલ નેહરુ




પૂ. મહાત્મા ગાંધીજીના જન્મસ્થાનના દર્શને
માનનીય ભારતપ્રમુખ ડૉ. રાધાકૃષ્ણન




પૂ. મહાત્મા ગાંધીજીના જન્મસ્થાનના પ્રવેશદ્વારે માનનીય
ભારતપ્રમુખ ડૉ. ઝાકીરહુશેનસાહેબ



આર્યકન્યા ગુરુકુલના ઉદ્દ્ઘાટન-પ્રસંગે પોરબંદરના મહારાણાશ્રી, સ્વ. મહારાણીશ્રી રૂપાળી બા સાહેબ,
અ. સૌ. સંતોકબહેન નાનજીભાઈ મહેતા અને સ્વામીજી શ્રી શંકરાનંદજી



ભારતપ્રમુખ ડૉ. ઝાકીરહુશેનનો પ્રાર્થનામંદિરમાં વાર્તાલાપ



ભારતપ્રમુખ ડૉ. ઝાકિરહુશેનસાહેબ પૂર્વ આફ્રિકાની
ગુરુકુળમાં ભણતી આફ્રિકન વિદ્યાર્થિની બહેનો સાથે



માનનીયા પ્રધાનમંત્રિણી શ્રીમતી ઇન્દિરા ગાંધી ગુરુકુલની મુલાકાતે



આર્યકન્યા ગુરુકુલના 'ગર્લ્સ ગાઈડ' દલનાં બહેનો



આર્યકન્યા ગુરુકુલનો સ્વાગત-વાદ્યસંઘ



સાંસ્કૃતિક પ્રવૃત્તિ અર્થેના કલાત્મક અને
ભવ્ય રંગમંચ સહિતનું
સરસ્વતી મંદિર

નવાનગરના મહારાજા જામસાહેબ શ્રી
દિગ્વિજયસિંહજી ઉદ્‌ઘાટન કરી રહ્યા છે.




સરસ્વતી મંદિરના પ્રવેશદ્વાર
સમીપે સૌરાષ્ટ્રના શિક્ષણમંત્રી
શ્રી નાનાભાઈ ભટ્ટ અને
સૌરાષ્ટ્ર રાજ્યના રાજપ્રમુખ
મહારાજા જામસાહેબ
શ્રી દિગ્વિજયસિંહજી

અર્થે દક્ષિણ આફ્રિકાનો પ્રવાસ – કુટુંબ સાથે. ઉચ્ચ પ્રદેશના સ્વાસ્થ્યપોષક વાતાવરણે તાજગીનો પુનઃ સંચાર. વી. ગોકલ, એ. ગોકલ, અન્ય મિત્રો, શ્રી પુરુષોત્તમ દેવશી અને વજુભાઈ ઠક્કરે ભારે સ્વાગત અને સત્કારની હવા જમાવી. અનેક મિત્રો, સંબંધીઓ અને સગાંકુટુંબીઓનું ભાવભર્યું મિલન માણ્યું. રંગભેદની નીતિના કટુ અનુભવને સ્વમાનપૂર્વક પાર ઉતાર્યા. ફિનિક્સ આશ્રમની મુલાકાત. પ્રીટોરિયા, જોહોનિસબર્ગ, ડર્બન, ઇત્યાદિ નગરોની મુલાકાત. પોરબંદરના શેઠ દાદા અબ્દુલ્લાની ડર્બનની પેઢીના તે વખતના ટેકીલા મેમણ શેઠ શ્રી ઉમરભાઈ ઝવેરીને ભાવપૂર્વક મળ્યા. લૉરેન્સો માર્કિવસની મુલાકાત. પોર્ટુગીઝ શાસનનો પ્રભાવ જોયો.

ઈ. સ. ૧૯૩૭ : પોરબંદરમાં મહારાણાશ્રીના વરદ હસ્તે 'આર્યકન્યા ગુરુકુલ'નું ઉદ્‌ઘાટન. એનો ખાતમુહૂર્તવિધિ અગાઉ એક હરિજન કુમારિકાને હાથે થયેલો. પરમ વિદ્યાવ્યાસંગી અને તપસ્વી ગુરુ પંડિત ચેતરામજી શર્માનો સાથ મળ્યો. સવિતાબહેને જીવનસમર્પણ કર્યું. શાંતાબહેને આચાર્યપદ સ્વીકાર્યું. પહેલે જ ધડાકે રૂપિયા ૪૦ લાખનું ટ્રસ્ટ આ સંસ્થા માટે શ્રી નાનજીભાઈએ જાતકમાઈમાંથી જાહેર કર્યું ને સંસ્થા માટે અનુદાન ન લેવાનો નિર્ણય કર્યો. આરંભની વિટંબણાઓ, વિદ્યાર્થિનીઓની જૂજ સંખ્યા. ક્રમશઃ છેલ્લા ૩૩ વર્ષમાં અભૂતપૂર્વ અને અશ્રુતપૂર્વ વિકાસ સાધી પ્રાથમિક, માધ્યમિક અન કૉલેજ વિભાગ સુધી વિસ્તરી લગભગ ૧૦૦૦ બ્રહ્મચારિણીઓના સંયમપૂત, સંસ્કારી અને આનંદમય અભ્યાસજીવનથી કલ્લોલતું એ ધામ પૂર્વપશ્ચિમનાં શિક્ષણ અને સંસ્કૃતિના પ્રસન્નતાપૂર્ણ સમન્વયનું ધામ બની ગયું. શિક્ષણના વિષયોમાં એસ. એસ. સી. એક્ઝામિનેશન તથા સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના વિદ્યાકીય વિષયો ઉપરાંત વ્યાયામ, પાકશાસ્ત્ર, ચિત્રકલા, સંગીત, નૃત્ય, નાટય, ભરતગૂંથણ, સીવણ ઇત્યાદિ સ્ત્રીસહજ પ્રવૃત્તિનું, તેમ જ ધર્મશિક્ષાનું ધામ બની ગયું; અને વૈદિક આદર્શોના પાયા ઉપર નવા યુગને અનુકૂલ ગુરુકુલ અને અર્વાચીન પબ્લિક સ્કૂલના સમન્વયરૂપ એ બની રહ્યું. એટલું જ નહીં પરંતુ સમસ્ત મહેતા પરિવારનું એ આધ્યાત્મિક કુટુંબ – કુલ – બની ગયું.

ઈ. સ. ૧૯૩૮ : એશિયાના દેશોના પ્રવાસે. સિંગાપોરથી મલાયા. રબરની જન્મભૂમિ. મનીલા શહેરની મુલાકાત. ત્યાંની પ્રાકૃતિક સંપત્તિ અને ઉત્પન્નોનો અભ્યાસ કર્યો. હોંગકોંગ ગયા. ચીન-જપાન યુદ્ધની ઘોષણા. સ્ટીમરમાં રહી યુદ્ધ ખેલાતું, બૉમ્બમારા દ્વારા ભડકે બળતું શહેર જોયું. કાવલુનમાં ઇસ્માઈલ ભાઈનું આતિથ્ય. ત્યાંથી મોન્ટકાર્લો, નાગાસાકી, હીરોશિમા નીરખ્યાં. – શ્રી લલ્લુભાઈ શેઠ સાથે. કૉબે હૉટલમાં નિવાસ. શ્રી ગિધુભાઈ કોટક અને તેમનાં સંબંધીઓનો જપાનમાં સહવાસ. જાપાનની પ્રજાના ઉત્તમ ગુણો જોયા. કરકસર, દેશભક્તિ, ઉદ્યમશીલતા, સૌન્દર્યવૃત્તિ, સ્વચ્છતા, મિતભાષીપણું અને દેશ અર્થેની જાનફેસાનીની અદમ્ય તમન્ના. ત્યાંના નારીજીવનનાં સૌન્દર્ય, સંયમ, ઘરરખ્ખુંપણું અને સામાજિક ઉત્કર્ષની સંસ્થાઓનો અભ્યાસ કર્યો અને તેમની ઉત્કટ દેશભક્તિ અને સ્વાર્પણની શક્તિનો સાક્ષાત્કાર કર્યો. વ્યાપાર, ઉદ્યોગ નીરખ્યા. મૂડી અને મજૂરીના તત્કાલીન સંબંધોનું મૂલ્યાંકન કર્યું. તેના ગૃહઉદ્યોગોનું નિરીક્ષણ કર્યું. ખૂબ જ પ્રભાવિત થઈ જાપાનના વ્યાપારજીવનનું અને વ્યાપારજગતનું અનન્ય બહુમાન પામી સ્વદેશ પાછા ફર્યા. દેશના રાષ્ટ્રીય જીવનમાં અને માતૃજીવનમાં એ બલપ્રદ સંસ્કારો કેમ જાગ્રત થાય તેનું મંથન ચાલ્યું. અને ઉદ્યોગનિરીક્ષણે સિલ્ક મિલનો વિભાગ ખોલવાનો સંકલ્પ કરાવ્યો. જાપાનની આ જીવનયાત્રા શિક્ષણ, રાષ્ટ્રીયતા, ઉદ્યોગપરાયણતા, કુટુંબભાવના, સૌન્દર્યદર્શિતા, સહયોગ અને સહકારના ગુણોના વિરલ સંસ્કારોને લઈને, જીવનભરનું પ્રેરણા અને સ્મરણનું ભાથું બની ગઈ.

ઈ. સ. ૧૯૪૧ : સ્વદેશે પુનરાગમન. જ્યેષ્ઠ પુત્ર શ્રી ખીમજીભાઈના લગ્ન. સમાજસુધારાનો નાદ. ફક્ત – ૭૨ – બોંતેર રૂપિયામાં લગ્નપ્રસંગ પતાવ્યો. જમણ-ચાંદલો બંધ. લગ્નમાં ખર્ચવા ધારેલી રકમ

દાનમાં આપી. 'त्यक्तेन भुञ्जीथा'નો પરમ આદેશ પાળ્યો. તા. ૫–૬–૪૧ના રોજ 'ગુરુકુલ'માં 'સરસ્વતી સભા'ની પ્રથમ સંસ્થાપના. એમના શુભાશીર્વાદ સાથે.

ઈ. સ. ૧૯૪૨ : સ્વાસ્થ્ય રક્ષા અર્થે દાર્જિલિંગ તરફ પ્રયાણ. ત્યાંથી બ્રહ્મદેશની મુલાકાત. રંગુન–માંડલે ઈત્યાદિ નગરીઓની નિરીક્ષા. બૌદ્ધમંદિરો, શ્વેડગોન પેગોડા, ત્યાંની માતૃમૂલક કુટુંબપ્રથા, ઈત્યાદિનું નિરીક્ષણ. ઉદ્યોગોમાં બર્મા ટિમ્બર શૉ મિલ, રાઈસ મિલ્સ, પેટ્રોલ રિફાઈનરી વગેરેનો સાદ્યન્ત અભ્યાસ. મોટર દ્વારા માંડલે ગમન. મિન્દમાનનો રાજમહેલ, ચોખાનાં ખેતરો, અને ઈરાવતીના સમૃદ્ધ પ્રદેશ તથા ઈમારતી લાકડાના વ્યાપારનું દર્શન. પાછા વળતાં જગન્નાથપુરી અને પૂર્વનાં ઉત્તમ શિલ્પસ્થાપત્યનાં દર્શને.

ઈ. સ. ૧૯૪૪ : મે મહિનાની ૨૫મી તારીખ : હિમાલયનો પ્રવાસ. બદરીનાથ, કેદારનાથની યાત્રા. અર્થે સહકુટુંબ પ્રયાણ. શ્રી નાનજીભાઈની સાથે શ્રીમતી સંતોકબહેન મહેતા, શ્રી ધીરેન્દ્રભાઈ, શ્રી મહેન્દ્રભાઈ, સવિતાબહેન તથા નિર્મળાબહેન જોડાયાં. તેમની સાથે સ્વ. ગોકુલદાસ રાયચુરા, ગઢવીજી શ્રી મેરુભાભાઈ, તથા હરિજન સેવક શ્રી રામનારાયણ નાગરદાસ પાઠક સહપ્રવાસી બન્યા. ૫ જૂને હરિદ્વાર–ગંગાસ્નાન. ત્યાંના રમણીય ઘાટોની મુલાકાત. હિમાલય પરથી આવતી પવિત્ર અને ખુશનુમા હવા. શૈત્યપાવિની જાહ્નવીનાં પાવનદર્શન. મોટર દ્વારા ઋષિકેશ; લક્ષ્મણ-ઝૂલા, ગૌરીકુંડ ઈત્યાદિ સ્થળો અને તીર્થોનું તીર્થોદક લીધું. વળતાં સ્વ. પૂ. સ્વામી શ્રી રામતીર્થજીની સમાધિનાં દર્શન કર્યાં. પરમ પૂજ્ય સંસ્કૃતિ ભૂષણ સ્વામી શ્રી કૃષ્ણાનંદજી અને ગંગાનંદજીનાં દર્શનો પણ થયાં.

ઈ. સ. ૧૯૪૪–૪૫ : પૂ. મહાત્મા ગાંધી આગાખાન પેલેસના રાજકીય કારાવાસમાંથી મુક્ત થયા, તે શેઠશ્રીના પંચગનીનાં મકાને રહ્યા અને શ્રી નાનજીભાઈ તથા સમસ્ત પરિવારે તેમનું ભક્તિભાવપૂર્વક આતિથ્ય કર્યું. તેને અંગે તેમની અનેક મુલાકાતો થઈ અને ત્યારથી તેઓ પૂ. ગાંધીજીના ઘનિષ્ઠ સંપર્કમાં આવ્યા. આમ પોરબંદરના બે સુપુત્રો–જુદાં જુદાં ક્ષેત્રમાં કીર્તિ સંપાદન કરી, એક અતિથિ અને બીજા યજમાન બની રાષ્ટ્રીયતા, સંસ્કારિતા અને દેશસેવાની જ્યોત જગાવી. સમસ્ત પરિવારને પૂ. ગાંધીજીના પુણ્ય સહવાસનો અનન્ય લાભ મળ્યો. શ્રી નાનજીભાઈએ પહેલાં જોયા હતા પૂ. ગાંધીજીને ૧૯૧૫માં. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ પછી દેશમાં પાછા ફર્યા પછી.–કાઠિયાવાડી ફેંટો, લાંબોકોટ અન ધોતિયામાં. પછી જોયા શાંતિનિકેતનમાં ઈ. સ. ૧૯૨૨. અને ત્રીજીવાર પંચગનીમાં ૧૯૪૪ ૪૫માં. સ્વાભાવિક રીતે જ આ મુલાકાત અને સહવાસ નિકટવર્તી અને પ્રેરક બની જાય એમાં નવાઈ નહીં.

ઈ. સ. ૧૯૪૭ : ૧૫ ઑગસ્ટ રાત્રિએ બાર કલાકે ભારત મુક્ત થયું. દેશમાં એક નૂતન પ્રેરણાનો સંચાર થયો. દક્ષિણ આફ્રિકાના શિક્ષણ પ્રધાન શ્રી હૉફમેયરે પોરબંદરની અગાઉ મુલાકાત લીધી, ત્યારે ગાંધીજીના જન્મઘરની મુલાકાત લીધેલી. તેમણે તે ઘરને સાચવી, પડખે સ્મારક રચવા સૂચન કરેલું. સ્વાતંત્ર્યની પ્રાપ્તિ પછી 'કીર્તિમંદિર' રચવાનો વિચાર સુદૃઢ થયો. પોરબંદરના મહારાજાના પ્રમુખપદે એક સમિતિ નિમાઈ. શ્રી નાનજીભાઈએ પૂ. ગાંધીજીની 'કીર્તિમંદિર'ની રચના અર્થે અને જન્મસ્થાનની જાળવણી અર્થે સંમતિ મેળવી. સરદાર સાહેબ વલ્લભભાઈ પટેલે આ સંમતિને વધાવી આશીર્વાદ આપ્યા. મૂળ મકાન વારસદારો પાસેથી યોગ્ય કિંમત આપી તેમના દ્વારા સમિતિએ ખરીદી લીધું અને તેમાં કશો પણ ફેરફાર કર્યા વગર સુવ્યવસ્થિત અને સુઘડ બનાવ્યું. આસપાસનાં મકાનો 'કીર્તિમંદિર'ની રચના અર્થે ખરીદી લીધાં અને 'કીર્તિમંદિર'ની રચના શરૂ થઈ. દરબાર ગોપાળદાસ જેવા ત્યાગવીર રાજવી અને લોકનેતાને હાથે તેની શિલારોપણવિધિ થઈ. મકાન તૈયાર થઈ જતાં, સરદાર પટેલ, જેઓ તે વખતના ડેપ્યુટી પ્રાઈમમિનિસ્ટર અને ગૃહપ્રધાન હતા, તેમના વરદ હસ્તે



'ભારતી' દીક્ષાન્ત સમારોહનાં
બે ભાવવાહી દશ્યો



તેની ઉદ્‌ઘાટનવિધિ થઈ. મિસ્ત્રી પુરુષોત્તમ ભીમજી ડાભીના ભારતીય નકશા અનુસાર સર્જાયેલી આ રમ્ય રચના મહાત્મા ગાંધી કીર્તિમંદિર અને ગાંધી જન્મસ્થાન 'ભારતતીર્થ' બની ગયાં અને વિશ્વ-યાત્રીઓનાં પ્રેરણાધામ તરીકે વિખ્યાત બન્યાં. શ્રી નારાયણ ખેર–પોરબંદરના પ્રખ્યાત ચિત્રકારે કીર્તિમંદિરની છત્રીનાં પૂ. ગાંધીજી અને કસ્તૂરબાના બૃહદ તૈલચિત્ર તૈયાર કર્યાં અને શ્રી ગોહેલે ગાંધીજીના પિતામાતાનાં ચિત્રો તૈયાર કર્યાં. સ્તંભો ઉપર ગાંધીવચનો કોતરાયાં અને સરદાર પટેલને વરદ હસ્તે તેનું ઉદ્‌ઘાટન થયું.

ઈ. સ. ૧૯૪૮ : શ્રી નાનજીભાઈની પ્રેરણાથી અને સવિતાબહેનની સાંસ્કૃતિક દૃષ્ટિને અનુસરીને મે મહિનાની દશમી તારીખે ગુરુકુલમાં 'સરસ્વતી મંદિર'નું ઉદ્‌ઘાટન થયું : સૌરાષ્ટ્રના પ્રથમ રાજપ્રમુખ શ્રી દિગ્વિજયસિંહજીના વરદ હસ્તે. પાછળથી આ સ્થાન સાંસ્કૃતિક પ્રવૃત્તિ, સંગીત, નર્તન, રાસ, ગરબા, નૃત્યરાસકો અને સંસ્કૃતિપોષક પ્રવૃત્તિનું સ્થળ બની રહ્યું. સુસજ્જ રંગભૂમિ, વિશાળ પ્રેક્ષકાગાર, આકર્ષક જવનિકાઓ અને રમણીય સન્નિવેશ અને પ્રકાશ અને ધ્વનિ વ્યવસ્થાથી પરિપૂર્ણ બન્યું. ચલચિત્રઘર તરીકે પણ ૩૫ મિ. મિ. તથા ૧૬ મિ. મિ. ના પ્રોજેક્ટરો દ્વારા અને શૈક્ષણિક અને સાંસ્કૃતિક ફિલ્મલાઈબ્રેરીથી દૃશ્ય શ્રાવ્ય સાધનસામગ્રી દ્વારા તે સવિશેષ સજ્જ થયું. શ્રી નાનજીભાઈની શિક્ષણ અને સંસ્કાર પ્રત્યેની અપ્રતિમ નિષ્ઠા અને સવિતાબહેનની કલાદૃષ્ટિએ એની સુસજ્જતા, સમૃદ્ધિ અને પવિત્ર આનંદમૂલક પ્રવૃત્તિનું રમણીય, પ્રેરક અને સંસ્કૃતિદર્શનનું સ્થળ બનાવી દીધું. વ્યાખ્યાન, વક્તૃત્વ, યજ્ઞવિધિ, ધર્મસમારંભો, ઉત્સવો અને ઈતર ચારિત્ર્યપ્રેરક અને પોષક પ્રવૃત્તિઓનો પણ ત્યાં સંગમ થયો. ધર્મ, આનંદ, માંગલ્ય, કલા અને પવિત્રતાનાં ત્યાં પંચશીલ પ્રકટયાં.

ઈ. સ. ૧૯૫૦ : મહર્ષિ દયાનંદ વિદ્યાલયનો જામનગરમાં આરંભ. મહારાજા દિગ્વિજયસિંહજી તથા મહારાણી શ્રી ગુલાબકુંવરબા બન્નેએ આ સંસ્થાને વધાવી લીધી. અનુદાન આપ્યું. ૨૦૦ એકર જમીન આપી. ત્યાર પછી જૂનાગઢથી દશ માઈલ દૂર ચોકીનો નવાબનો રાજમહેલ ખરીદી તે 'કુમાર ગુરુકુલ'ની સ્થાપના કરી. સૌરાષ્ટ્ર સરકારે જમીન આપી. સમય જતાં એ બંધ કરવું પડયું. અને ચોકીનાં મકાનો ટી. બી. હૉસ્પિટલના અર્થે અપાયાં.

ઈ. સ. ૧૯૫૩ : પોરબંદરના 'ગુરુકુલ'માં એસ. એસ. સી. એકઝામિનેશન અર્થેનો અભ્યાસક્રમ શરૂ કર્યો. એ પહેલાં ઉત્તીર્ણ થનાર બહેનોને પદવીદાન સમારંભ યોજી 'ભારતી'નાં પ્રમાણપત્રો અપાતાં. હજી પણ આ પ્રથા ચાલુ છે. 'ગુરુકુલ'ના 'ભારતી' સામયિકનો પ્રથમ અંક પ્રગટ થયો.

ઈ. સ. ૧૯૫૪ : મહિલા કૉલેજનો શિલારોપણવિધિ સૌરાષ્ટ્ર રાજ્યના મુખ્ય આદ્યમંત્રી શ્રી ઉછરંગરાય નવલશંકર ઢેબરને વરદ હસ્તે થયો. તે પ્રસંગે દે. ના. બૅન્કના આદ્ય સ્થાપક અને પોરબંદરના અસલ વતની શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી, અન્ય સંભાવિત સજ્જનો અને અતિથિઓએ હાજરી આપી, પ્રસંગને શુભેચ્છા પાઠવી. મહિલા કૉલેજના નિભાવ અર્થે રૂપિયા પંદર લાખનું શ્રી નાનજીભાઈએ ટ્રસ્ટ કર્યું. શ્રી નાનજીભાઈની કાર્યશક્તિ અને ત્વરિત અને વેગપૂર્ણ પ્રવૃત્તિનું આ મકાન પ્રતીક બની ગયું. કેવળ ૭૩ દિવસમાં સમસ્ત મકાન ઊભું થઈ ગયું. પોરબંદરના કારીગરો માટે સર્વાંગીણ રીતે એ વર્ષ આર્થિક દૃષ્ટિએ લાભદાયી નીવડયું. ચોવીસે કલાકની સતત પ્રવૃત્તિ, થોકબંધ સામગ્રી, ઝડપી મજદૂર–પ્રવૃત્તિ અને સમુદાય–શક્તિની ચરમ સીમા શું કરી શકે છે તેનો આ મકાનનું સર્જન એક અદ્‌ભુત પરચો છે.

**ઈ. સ. ૧૯૫૫ :** આસામ પ્રવાસ. લોહાણા મહાપરિષદમાં ઉપસ્થિતિ. ચાના બગીચા જોયા. ચેરાપુંજી, દિબ્રુગઢ, ગૌહત્તી વગેરે મુખ્ય નગરોની મુલાકાત. કામાક્ષી દેવીનાં દર્શને. શિલોંગની રાજધાની નીરખી. મિશનરીઓની જબર વસાહતો, વાંસનાં વન, પેટ્રોલનો વ્યાપાર, મણિપુરી નૃત્ય વગેરે જોયાં. ગુરુકુલ મહિલા કૉલેજના આશ્રમ વિભાગનું ખાતમુહૂર્ત સૌરાષ્ટ્ર રાજ્યના શિક્ષણ–પ્રધાન શ્રી જાદવજીભાઈ મોદીના હસ્તે તા. ૨–૨–૫૫.

**ઈ. સ. ૧૯૫૬ :** કોચીન પ્રવાસ. ૧૬ જાન્યુઆરી મુંબઈથી પ્રયાણ એર પ્લેઇન દ્વારા. કોચીન, ત્રિવેન્દ્રમ જોયાં. દક્ષિણ ભારતના આ નંદનવન સમા પ્રદેશને જોઈને યુગાન્ડાની પણ વિસ્મૃતિ થઈ. યાત્રામાં શિવજીભાઈ શેઠિયા સાથે. એર્નાકુલમનો મહિમા પારખ્યો. નૈસર્ગિક સૌન્દર્યની પ્રસન્નતા. વાસ્કોડીગામાની સમાધિ જોઈ. શ્રીફળ, ઈમારતી લાકડું, ઇત્યાદિના વેપારની સ્થિતિ નિહાળી. પદ્મનાભ સ્વામીનાં મંદિરે. કન્યાકુમારીનાં દર્શને. કોટાયમ હવાખાવાનું સ્થળ જોયું. ત્રિચિનાપલ્લીમાં શિવપાર્વતીનું ૧૩૦૦ થી ૧૫૦૦ વર્ષ જૂનું મંદિર જોયું. એમના પ્રયાસ અને પ્રધાન દાનસંપત્તિથી ભારતીયો દ્વારા નાઈરોબીમાં મહાત્મા ગાંધી મૅમોરિયલ ઍકેડૅમીની રોયલ ટેકનિકલ કૉલેજ સંલગ્ન–સ્થાપના. ડૉ. રાધાકૃષ્ણન દ્વારા તેનું ઉદ્‌ઘાટન.

**ઈ. સ. ૧૯૫૭ :** અમરનાથની યાત્રા. પ્રાકૃતિક સૌન્દર્ય અને ભક્તિભાવની અપૂર્વ યાત્રા. હિમાચ્છાદિત પર્વતમાળાઓ. પહેલગામથી અમરનાથ. અતિકઠિન યાત્રામાર્ગ. 'ચલોદરી' તંબૂ સાથે લીધો. બરફનું ગુફામાં શિવલિંગ. ચંદનવાડીનો પહાડી રસ્તો. વિલક્ષણ વૃક્ષમાળાઓ અને તરુકુંજો. ૫૦૦ ફુટની ઊંચાઈએ ઊગતાં ચંદનનાં વૃક્ષો. પીસુ ઘાટી, શેષનાગ તળાવ, પંચતારિણી વગેરે યાત્રાસ્થળો વટાવીને અમરનાથની ગુફામાં પ્રાકૃતિક દૃશ્ય સમાં શિવલિંગનાં દર્શન કર્યાં. તા. ૨૪–૬–૫૭ શ્રી ગુરુદયાળ મલ્લિકજીએ આર્ય કન્યા ગુરુકુલની મુલાકાત લીધી.

**ઈ. સ. ૧૯૫૮ :** ગુરુકુલના પ્રાર્થના–મંદિરનું શ્રી મહેન્દ્રભાઈ નાનજીભાઈ મહેતા દ્વારા ઉદ્‌ઘાટન. સ્થાયી યજ્ઞવેદીની કેન્દ્રમાં વ્યવસ્થા. ફત્તેહપુર સિક્રીના પંચમહાલની આકાર-રચનાનો ખ્યાલ આપતી કળાત્મક ભારતીય સ્થાપત્યકૃતિ. હજાર બહેનો આસપાસ બેસી શકે એવી અષ્ટકોણ આકૃતિવાળી અંદરની જગ્યા. તા. ૧૮–૨–૫૮, સુવિખ્યાત નવલકથાકાર અને ભારતીય વિદ્યાભવનના સ્વપ્નદૃષ્ટા અને સ્વપ્નસર્જક ડૉ. કનૈયાલાલ માણેકલાલ મુનશીની ગુરુકુલ તથા મહિલા કૉલેજની મુલાકાત. તા. ૨૧–૨–૫૮ મુંબઈના ગવર્નરશ્રી શ્રીપ્રકાશજીની મુલાકાત. માર્ચ ૧૯૫૮માં મહિલા કૉલેજનું પ્રથમ મુખપત્ર 'સ્વાતિ' બહાર પડયું. ગુરુકુલનું એસ. એસ. સી.નું પરિણામ ૧૦૦ ટકા. સંમાનિત અતિથિએ સંસ્થાઓ જોઈ શ્રી નાનજીભાઈને ધન્યવાદ આપ્યા.

**ઈ. સ. ૧૯૫૯ :** તા. ૧–૩–૫૯ મુંબઈ રાજ્યના મુખ્ય મંત્રી શ્રી યશવંતરાય ચૌહાણની ગુરુકુલની મુલાકાત. ગુરુકુલની બહેનો પ્રવાસ દરમિયાન રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદને મળી. શ્રી નાનજીભાઈ પણ આ પ્રવાસમાં સાથે હતા. મહિલા કૉલેજનું પરિણામ ૭૦ થી ૧૦૦ ટકા. તા. ૧૨–૪–૫૯ના રોજ તે સમયના રેલવેપ્રધાન માનનીય શ્રી સદોબા પાટિલને વરદ હસ્તે નાનજીભાઈની ઉપસ્થિતિમાં જવાહરલાલ નેહરુ પ્લૅનેટેરિયમનું ઉદ્‌ઘાટન. શ્રી પાટિલને નગરપાલિકા તથા બન્ને સંસ્થા તરફથી માનપત્ર અને આતિથ્ય–ભોજન. પ્લૅનેટેરીયમની રૌપ્ય રેખાંકિતકૃતિ અર્પણ કરી. જવાહરલાલ નેહરુ પ્લૅનેટેરિયમ તેને શિરે ૧૪ ફૂટની નહેરુમૂર્તિ ઘુમ્મટ ઉપર વિરાજે છે. નેહરુજીનાં વર્ષ જેટલી જ

તેની ઊંચાઈ લેવામાં આવેલી છે. આ રાષ્ટ્રીય સ્મારક શ્રી નાનજીભાઈની પોરબંદરને એક વિશેષ ભેટ છે.



**ઈ. સ. ૧૯૬૦ :** શ્રીમદ્ ભાગવતના પ્રખર અભ્યાસી અને પરમ ભક્ત અનન્ય કથાકાર શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રીજી દ્વારા કથાશ્રાવણ. કથાના દિવસો દરમિયાન આ ધર્મસમારોહમાં શ્રાવણ અર્થે ઊમટતી જંગી મેદની. શ્રી નાનજીભાઈનું સપરિવાર સાતત્યપૂર્વકનું કથાશ્રાવણ. વાર્ષિક ઉત્સવ સમયે શ્રી માનનીય મંગળદાસ પકવાસાનું શુભાગમન. શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રીનું અભિવાદન. પૂ. રવિશંકર મહારાજના સંસ્થાને આશીર્વાદ. ૨૭–૧૦–૬૦ સૌરાષ્ટ્ર સિમેન્ટ એન્ડ કેમિકલ ઈન્ડસ્ટીઝ પબ્લિક લિમિટેડ, રાણાવાવનું ગુજરાત રાજ્યના મુખ્ય મંત્રી શ્રી ડૉ. જીવરાજ મહેતાના શુભહસ્તે ઉદ્‌ઘાટન. તા. ૨૭–૧૧–૬૦ લેડી પ્રેમલીલા બહેન ઠાકરસીની ગુરુકુલની મુલાકાત. એસ. એસ. સી. પરિણામ ૧૦૦ ટકા. શ્રી નાનજી-ભાઈની દાનશીલતા અને ધર્માભિવ્યક્તિની અતિથિઓએ કરેલી પ્રશંસા.

**ઈ. સ. ૧૯૬૧ :** શ્રી નાનજીભાઈની ઉપસ્થિતિમાં ગુરુકુલનો 'રજત જયંતી ઉત્સવ' ઊજવાયો. આર્યકન્યા-ગુરુકુલની પરિચય પુસ્તિકાનું પ્રકાશન. તા. ૮–૧૨–૬૧ ગુરુકુલને પચીસ વર્ષો પૂરાં થયાં. આ પ્રસંગે જવાહરલાલ નેહરુ, ડૉ. રાધાકૃષ્ણન, પતંજલિ શાસ્ત્રી, બી. વી. કેસકર, જી. વી. માવલંકર, કૃષ્ણા હઠીસિંગ, કૈલાસનાથ કાત્જુ, રાધાકુમુદ મુકરજી આદિ મહાનુભાવોના સંદેશાત્મક આશીર્વાદ. ઉત્સવ પ્રસંગે ગુરુકુલ કાંગડીના ઉપકુલપતિ શ્રી સત્યવ્રતજીની પ્રેરક ઉપસ્થિતિ. ભક્ત કવિશ્રી દુલાભાઈ કાગ, શાંતિપ્રસાદજી, મેરુભાભાઈ ગઢવી આદિ લોકસાહિત્ય અને ધર્મનિષ્ઠ વિદ્વાનોની શુભેચ્છા. આ વર્ષમાં શ્રી નાનજીભાઈએ ૭૪ વર્ષ પૂરાં કરી ૭૫મા વર્ષમાં પ્રવેશ કર્યો. ગુરુકુલ તરફથી તેમનું એ પ્રસંગે અભિવાદન. શ્રી જીવનભાઈ ગજ્જરે, તેમણે સર્જેલી સંસ્થાઓની રેખાકૃતિ રૌપ્ય મુદ્રાઓમાં આલેખિત કરી, પચાસ ચગતાંવાળી રૌપ્ય માલા અર્પણ કરી. સંસ્થાના કાર્યકરોને આ પ્રસંગે એક માસનું વેતન પુરસ્કારરૂપે આપ્યું.

**ઈ. સ. ૧૯૬૨ :** શ્રી નાનજીભાઈએ ઈથોપિયાની લીધેલી મુલાકાત. જૂના મિત્રો સાથેનું પૂર્વ આફ્રિકામાં ઘણે વર્ષે, પોરબંદરમાં નિવૃત્તિનિવાસ સ્વીકાર્યા પછીનું, ભાવવાહી મિલન. કેનિયાની સરહદ ઉપર ઈથોપિયા. હેઈલ સેલાસીનું પુરાણી ઢબે ચાલતું, છતાં અર્વાચીન યુગના પગરણ માંડતું ખ્રિસ્તી ધર્મનું રાજ્ય. ચાર લાખ ચોરસ માઈલનો વિસ્તાર. હિન્દીઓ ત્યાં વેપાર કરે છે પરંતુ ત્યાં તેમને કોઈ મિલકત ધરાવવાનો અધિકાર નથી. ખ્રિસ્તી ધર્મ; રાષ્ટ્રભાષા અહારિક. કૉફી, તેલબિયાં, પશુચર્મ, તેજાના, મધ, માખણ મુખ્ય વનસ્પતિ અને વન્ય પેદાશો. એડિસઅબાબા પાટનગર. જીબૂટી મુખ્ય બંદર. યુકેલિપ્ટસની વન્ય ઝાડીઓ અને સેઈન્ટ જ્યૉર્જનું દેવળ. તા. ૨૮–૧૨–૬૨, વાર્ષિકોત્સવ ઊજવાયો. શ્રી નાનજીભાઈની હાજરી. શ્રી ગીતાભારતીજીનાં પ્રવચનો–અઢાર દિવસ સુધી. ગીતા, ઉપનિષદ, વેદાન્ત વગેરે ઉપર. ગીતાના પ્રચાર અર્થે મંદિરાકારની ગીતાધ્વજધારિણી મોટરગાડીનું સમર્પણ. ગુરુકુલનું એસ. એસ. સી. પરિણામ ૮૬ ટકા. ધાર્મિક જ્ઞાનસત્રની મનભર પૂર્ણાહુતિ.

**ઈ. સ. ૧૯૬૫ :** સંસ્થાની બાળાઓનો ગ્રીષ્મ પ્રવાસ. જૂનાગઢના રાયજીબાગ થઈ, રૂપાયતન જોયું. સોમનાથ, પ્રભાસપાટણ, અશોક શિલાલેખ, ગિરનારનું પર્યટન કર્યું. ૨૭મો વાર્ષિકોત્સવ. શિવરાત્રિ પ્રસંગે નગરકીર્તન. બાળાઓ પૂર્વ ભારતના પ્રવાસે. કલકત્તામાં વિક્ટોરિયા મેમોરિયલ, બૉટેનિકલ ગાર્ડન, બેલૂડ મઠ અને ત્યાંનું પ્રાણી સંગ્રહસ્થાન જોયાં. ત્યાંથી દાર્જિલિંગ, મસૂરી, ધનબાદ, ઉદયપુર, ઝરીયા,

જયપુર જોઈ રાષ્ટ્રપતિ ડૉ. ઝાકીરહુસેનને મળ્યા. શ્રી નાનજીભાઈ આ પ્રસંગે સાથે હતા. ગુરુકુલમાં પૂર્વ આફ્રિકાની, ત્યાંના મૂળ વતનીઓની, પાંચ પુત્રીઓ ભણતી હતી. તેમને ડૉ. ઝાકીરહુસેન ભાવપૂર્વક મળ્યા અને એ માટે તેમને શ્રી નાનજીભાઈને અભિનંદન આપ્યાં. ૨–૧૦–૬૪ : ગાંધી જયંતી. વ્યાયામ અને રમતગમતના કાર્યક્રમનું આયોજન. ૨૮મો વાર્ષિકોત્સવ. આર્યકન્યાગુરુકુલનું વાર્ષિક એસ. એસ. સી. પરિણામ ૮૩ ટકા આવ્યું. અનેક પ્રવૃત્તિ વચ્ચે છાત્રનિવાસ સેવતી આ બહેનોએ સાબિત કરી આપ્યું કે પ્રવૃત્તિ, સંસ્કૃતિ અને અધ્યયન સાથોસાથ જઈ શકે છે. પ્રજાસત્તાક દિનની ઉજવણી અને કુલપિતા શ્રી નાનજીભાઈની હાજરી.

**ઈ. સ. ૧૯૬૬ :** ઈટલી, ડેન્માર્ક, હૉલૅન્ડ અને સ્વીટ્ઝરલૅન્ડથી ૪૧ ભાઈબહેનોએ સંસ્થાની મુલાકાત લીધી. ગુજરાત રાજ્યના શિક્ષણ મંત્રી ઈન્દુમતી બહેનનું સ્વાગત. કર્વે મહિલા વિદ્યાપીઠનાં કુલપતિ શ્રીમતી પ્રેમલીલાબહેનનો સત્કાર. ૩૦મા વાર્ષિક ઉત્સવ પ્રસંગે રાષ્ટ્રીય પુરસ્કાર પામેલી મોકળ ગામની રાસમંડળીનો લોકનૃત્યનો કાર્યક્રમ. નૃત્યનાટિકા અને નાટકની રજૂઆત. ટંકારાના ઋષિમેળા પછી સ્પેશ્યલ ટ્રેઈનમાં ખાસ પોરબંદર પધારેલાં ઉત્સવયાત્રિકોનું સ્વાગત અને અભિવાદન. ગુરુકુલનું પરિણામ ૫૫ ટકા. ગુરુકુલ પધારેલાં ઋષિમેળાના સેંકડો યાત્રીઓએ નાનજીભાઈએ રચેલી સંસ્થાઓ જોઈ અને પોરબંદરનું નગરનિરીક્ષણ કર્યું અને તેમને ધન્યવાદ આપ્યા. આ પ્રસંગે દિલ્હીના આર્યસમાજના નેતા શ્રી રામલાલજી પણ પધાર્યા હતા.

**ઈ. સ. ૧૯૬૭ :** શ્રી નાનજીભાઈની ૮૧મી જન્મજયંતીનો ઉત્સવ ઉજવાયો. પાંચ દિવસ ચાલેલો આ ઉત્સવ સમસ્ત નગરનાં આદર અને પ્રેમનો સમારોહ બની ગયો. શહેરની જુદી જુદી સંસ્થાઓએ નાનજીભાઈનું અભિવાદન કર્યું. ગુરુકુલના શિક્ષક-શિષ્ય પરિવારે કુલપિતાને સવિધિ બહુમાનપૂર્વક અર્ધ્ય આપ્યો. આ પ્રસંગે શ્રી નાનજીભાઈનાં મિત્રો, સ્નેહીઓ, સગાંસંબંધીઓ, વ્યાપારીઓ, ઉદ્યોગપતિઓ અને અનેક સ્નેહીજનોએ ઉપસ્થિત રહી, આ સમારંભની શાન વધારી દીધી. ગુરુકુલ, મહિલા કૉલેજ અને ઉભય સંસ્થાની ભૂતપૂર્વ છાત્રાઓ, ભૂતપૂર્વ આચાર્યો, ભૂતપૂર્વ કર્મચારીગણ, સૌએ આદરપૂર્વક હાજર રહી શ્રી નાનજીભાઈની વિદ્યાસેવાને અંજલિ આપી. 'ભારતી'નો વિશેષાંક પ્રસિદ્ધ થયો અને તેમાં ભિન્ન ભિન્ન વ્યક્તિઓએ શ્રી નાનજીભાઈની સામાજિક, સાંસ્કૃતિક અને શૈક્ષણિક સેવાને પ્રેમપૂર્વક અર્ધ્ય આપ્યો. તે પ્રસંગે યજ્ઞયાગાદિ, અભિવાદનપત્રો, ઉપરાંત સાંસ્કૃતિક કાર્યક્રમોનો પણ એક મહાહિલ્લોલ મચી ગયો. ગુરુકુલ તથા કૉલેજની બહેનોનાં વકતૃત્વ સમારંભો, નિબંધ વાચનો, રાસગરબા, નૃત્યરૂપકો, ગીતો, અભિનંદન ગીતો, સંસ્કૃત ભાષાની અંજલિઓ ઈત્યાદિ રજૂ કરવામાં આવ્યાં. કલાગુરુ શ્રી રવિશંકર રાવળે ખાસ હાજરી આપી કલાપ્રદર્શનનું ઉદ્‌ઘાટન કર્યું અને કલા ઉપર એક મનનીય વ્યાખ્યાન આપ્યું. 'સોમનાથની સખાતે', 'જેસલ તોરલ' અને 'શેણી વિજાણંદ'નાં નાટકો, ગીતરાસકો અને નૃત્યરાસકો બન્ને સંસ્થાઓ દ્વારા રજૂ કરવામાં આવ્યાં. વાઈસ એડમિરલ નંદા (હાલ એડમિરલ નંદા)ના પ્રમુખપદે વ્યાયામ, સમૂહકવાયત, નાગરિક સંરક્ષણ, ઈત્યાદિના પ્રયોગો યોજાયા. શ્રી નાનજીભાઈની 'શાંતિ કુટિર'થી કૉલેજના સભાગૃહના શમિયાણા સુધી ભારે ભાવપૂર્વક ૮૧મા જન્મદિનને કૃતાર્થ કરતી શોભાયાત્રા કાઢવામાં આવી. તેમાં ઉભય સંસ્થાનાં અંતેવાસીઓ તેમ જ વિદ્યાર્થિનીઓએ હાજરી આપી; તેમ જ શહેરના સંમાનિત સજ્જનોએ ઉપસ્થિત રહી તેની શોભા બઢાવી. પૂજ્ય કાકાસાહેબ કાલેલકરના પ્રમુખપદે કૉલેજના નટરાજ પ્રાર્થનાગૃહનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું અને તે બાદ આ ઋષિકલ્પ વિદ્યાપુરુષ અને આચાર્યે ધર્મ,



ગુરુકુલની બ્રહ્મચારિણીઓનો 'અર્ચના'-નૃત્યસમારોહ





ગુરુકુલ મહિલા કૉલેજની બહેનો: 'જેસલ-તોરલ'ની સંગીત નાટિકામાં



શ્રી નાનજીભાઈના એક્યાસીમા જન્મદિનના સમારોહનો સાંસ્કૃતિક કાર્યક્રમ
'સોમનાથની સખાતે' નાટ્યનું દૃશ્ય



એક્યાસીમા જન્મદિન-સમારોહનું ગુરુકુલની બહેનોનું કલાપ્રદર્શન

સમાજ અને સંસ્કૃતિ ઉપર જે પ્રવચન કર્યું તેણે ચિંતન પ્રવૃત્તિને શિરમોર ચઢાવી દીધો. વ્યાખ્યાનને અંતે શ્રી નાનજીભાઈને શુભેચ્છા આપતાં બંને એકબીજાને ભેટયા, તેમણે તેમને 'સમુદ્રવીર' તો કહ્યા જ છે; પરંતુ આ પ્રસંગે સમસ્ત સમારોહનો સાંસ્કૃતિક ઉઠાવ, ધાર્મિક વલણ, આસપાસનું મંગલમય વિધાન અને સંસ્થાઓમાં ધર્માભ્યાસની સુવિધા માટેનો આગ્રહ જોઈ, એમને 'ધર્મરત્ન' પણ કહ્યા. આ પ્રસંગે છેક પૂર્વ આફ્રિકાથી તેમના નાના પુત્ર શ્રી મહેન્દ્રભાઈ સપરિવાર આવેલા. મોટા પુત્ર શ્રી ખીમજીભાઈએ સપરિવાર હાજરી આપી અને શ્રી ધીરેન્દ્રભાઈ તથા સવિતાબહેને તથા સમસ્ત પરિવારે ઉત્સવને રંગ અને પાવિત્ર્ય બક્ષવામાં અગત્યનો દૃષ્ટિસંપન્ન શ્રમ ઉઠાવ્યો. કૉલેજ કાર્યક્રમોના ઉપક્રમે સુવિખ્યાત સાક્ષર અને હાસ્યકાર શ્રી જ્યોતીન્દ્ર દવેના પ્રમુખપદે સ્થાનિક કવિઓ ઉપરાંત શ્રી રાજેન્દ્ર શાહ, શ્રી ઉશનસ અને શ્રી હસિત બૂચે હાજરી આપી કવિતાસત્ર ઊજવ્યું. તા. ૪–૧૨–'૬૭ના રોજ શ્રી રણવીરભાઈ ખટાઉના વરદ્ હસ્તે મહર્ષિ દયાનંદ વિજ્ઞાન મહાવિદ્યાલય (સાયન્સ કૉલેજ)નું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું અને રૂપિયા પાંચ લાખને ખર્ચે શ્રી નાનજીભાઈએ બંધાવી આપેલું આ આલિશાન વિદ્યામંદિરનું મકાન તેમના દ્વારા આ પ્રસંગે નવયુગ એજ્યુકેશન સોસાયટી, પોરબંદરને વિજ્ઞાન કૉલેજના ઉપયોગ માટે સમર્પિત કરવામાં આવ્યું. પોરબંદર મહારાણા મિલ્સના કર્મચારીગણોએ તેમ જ સમસ્ત મઝદૂર–સમુદાયે એકત્રિત થઈ સ્વેચ્છાપૂર્વક ભાવાંજલિ આપવાનો નિર્ણય કર્યો. તેને અનુસરીને એક ભવ્ય સમારોહ મિલના કંપાઉન્ડમાં યોજવામાં આવ્યો. જૂના કારીગરોને પારિતોષિકો અપાયાં; એક સરસ મિલના કાપડની કૃતિઓનું પ્રદર્શન યોજવામાં આવ્યું. એ પ્રસંગે એક 'સ્મરણિકા' તેમ જ આશીર્વાદ આપતા 'સ્મૃતિચંદ્રક' કર્મચારીઓએ બહાર પાડી, પોતાને હૃદયે લગાડયા અને પૂજ્ય ગાંધીજીના 'ટ્રસ્ટીશિપ'ના આદર્શ પ્રમાણે જીવવા મથનાર આ ઉદારચિત્ત અને ઉદારચરિત પુરુષને ખૂબ જ ભાવપૂર્ણ સંમાનઅંજલિ હોંશે હોંશે અર્પણ કરી. સમસ્ત કર્મચારીગણ તથા મઝદૂરો તરફથી આ પ્રસંગે મહારાણા મિલ્સની રૂપાની બનાવેલી એક બૃહદ્ આકૃતિ—રૌપ્યકલાના અનુપમ કારીગર શ્રી જીવનભાઈ ગજ્જર પાસે તૈયાર કરાવી—શ્રી નાનજીભાઈને અર્પણ કરી. તેમને કર્મચારીગણ તથા કારીગરો તરફથી માનપત્રો અર્પણ કરાયાં. તા. ૨૯–૯–'૬૭ના રોજ ભારતનાં વડાં પ્રધાન શ્રીમતી ઈંદિરાબહેન ગાંધીએ ગુરુકુલ, પ્લૅનેટેરિયમ, ભારતમંદિર આદિ સંસ્થાઓની મુલાકાત લીધી. તેમના આ આગમન વખતે શ્રી નાનજીભાઈ અને પારિવારિકજનોએ હાજરી આપી તેમને ઉમળકાભેર આવકારઅર્ઘ્ય અર્પણ કર્યો. શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈ—ગુજરાત રાજ્યના મુખ્ય મંત્રીશ્રી—પણ આ પ્રસંગે તેઓશ્રીની સાથે હતા. ગુજરાતના શિક્ષણપ્રધાન શ્રી ગોરધનદાસ ચોખાવાલાએ ૧–૫–'૬૮ના રોજ સંસ્થાની મુલાકાત લીધી. પંડિત આત્મારામજીની જયંતિ ઊજવાઈ. આ વર્ષે એસ. એસ. સી.નું પરિણામ ૬૮ ટકા આવ્યું. અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ અને અશ્રુતપૂર્વ સન્માનના આ વર્ષ પછી શ્રી નાનજીભાઈની લથડેલી તબિયત વિશેષ લથડવા લાગી. તેમાં અવારનવાર સુધારો થાય અને ફરી પાછી ચિંતાગ્રસ્ત બનાવી દે, તેમ થતું જ રહ્યું.

**ઈ. સ. ૧૯૬૯ :** શ્રી નાનજીભાઈના અનેક રીતે સભર જીવનમાં આ વર્ષ તબિયતની દૃષ્ટિએ સારુંમાઠું પસાર થતું રહ્યું. એ દરમિયાન સ્વામી દર્શનાનંદજી, શ્રી ઈંદુલાલ યાજ્ઞિક, અને નલિન ભટ્ટે સંસ્થાની મુલાકાત લીધી. તબિયત એકાએક તા. ૨૪ ઑગસ્ટ ૧૯૬૯ના રોજ રાત્રિના લથડી. તાત્કાલિક ખૂબ ઔષધઉપચાર છતાં તા. ૨૫ ઑગસ્ટ ૧૯૬૯ના સવારે ૯–૪૫ કલાકે શાંતિકુટીરમાં તેમનો દેહાંત થયો. સમસ્ત નગરમાં શોકનું મોજું ફરી વળ્યું. તેમના દેહને તેમના નિવાસસ્થાન 'સ્વસ્તિક ભુવને' લઈ જવામાં આવ્યો અને ત્યાં ચોવીસ કલાક સુધી નગરનાં આબાલવૃદ્ધોએ કતાર-

બંધ ઊભી, પસાર થઈને, એમના મૃતદેહને સતત પુષ્પાંજલિ અર્પણ કરી. તા. ૨૬ ઑગસ્ટ '૭૦ના રોજ સોમનાથ મહાદેવની સન્નિધિમાં પોરબંદરમાં તેમનો અગ્નિસંસ્કાર થયો. ૩૦ હજાર નરનારીઓએ તેમની સ્મશાનયાત્રામાં હાજરી આપી. ભજનમંડળી, મિલિટરી બૅન્ડ, ગીતાપાઠ, અબીલગુલાલ અને પુષ્પોની સતત વૃષ્ટિ વચ્ચે શહેરના રાજમાર્ગો પરથી આ શોકસરઘસ પસાર થયું. સમસ્તનગર જાણે જાહેરમાર્ગોની બંને દિશાએ ઊમટી આવ્યું. અને ત્યાં લોકોએ શાંત ઊભા રહીને, મૂકવદને અને નતમસ્તકે બંને બાજુ અદબપૂર્વક ઊભા રહીને, પોરબંદરના આ એક સર્વોત્તમ નાગરિકને છેલ્લી અંજલિ આપી. પ્રતિનિધિ નાગરિકો દ્વારા એક વિશાળ જાહેર શોકસભા ભરવામાં આવી અને તેમાં ભિન્ન ભિન્ન વર્ગના પ્રતિનિધિઓએ શોકાંજલિ સમર્પિત કરી. આ ધર્મપુરુષની શોકસભાનું પ્રમુખસ્થાન પણ આચાર્ય શ્રી ગોવિંદલાલજી મહારાજનેં અર્પણ કરવામાં આવ્યું અને તેમણે આ પ્રસંગે ઉપસંહાર કરતાં શોકપ્રસ્તાવને અનુમોદન આપી, શ્રી નાનજીભાઈના સમસ્ત નગર તથા તેમનાં આપ્તજનો તથા સ્નેહીજનો તરફથી સ્મૃતિ–અંજલિ આપવાના પ્રતીક તરીકે 'શ્રી નાનજી કાલિદાસ મહેતા સ્મારક હૉસ્પિટલ' ઊભી કરવાનું ઠરાવવામાં આવ્યું. તેનો શિલારોપણવિધિ ભારતના ખ્યાતનામ ઉદ્યોગપતિ શ્રી એમ. પી. બિરલાને વરદ્ હસ્તે એક વર્ષ પછી કરવામાં આવ્યો અને પરિવારનાં જનોએ શાંતિકુટીર પાસે તેમની આરસની સમાધિ અને પ્રાર્થનાચોક રચવાનો તથા 'શાંતિકુટીર'ને સ્મૃતિઘર (Museum)માં ફેરવવાનો સંકલ્પ કર્યો. વિશેષમાં સંસ્કૃતિવિષયક વિભાગ સહિત તેમનાં જીવનનાં અને કાર્યને સ્પર્શતો સ્મૃતિગ્રંથ પણ બહાર પાડવાનું નક્કી થયું. આમ ૮૨ વર્ષની સભર, સ્મરણીય અને અર્પણશીલ, અખંડ પ્રવૃત્તિમય જીવનયાત્રાનો અંત આવ્યો અને સમાજ, ધર્મ અને સંસ્કૃતિએ એક 'મહાજન'ને પોતાની વચ્ચેથી કાલદેવતાને ચરણે ચિરશાંતિ અર્થે પોઢેલો જોયો.

## ART AND LEVELS OF CONSCIOUSNESS

Above the mental level, there are ranges of consciousness attainable by man. The greatest artists are those who either unconsciously or consciously succeed in contacting these levels of consciousness and bring down some forms from that great world of harmony. Behind all the turmoil and strife of life, there is a harmony trying to express itself. This harmony is not merely harmony on the life-plane, though that is its most important field for expression. This harmony is spiritual—it belongs to the levels above the life plane, but its aim is to manifest itself on the life plane. Art is one medium through which it can express that world of harmony on the plane of life in terms of material medium. An artist can contact—in fact great artists have always contacted—this plane of harmony and express forms from there in his art either without any modification or with some changes, while they pass through his consciousness.

(*'On Art—Addresses and Writings'*) **—A. B. Purani**

